: પ્રકાશક :

શ્રી ભેરૂલાલ કનૈયાલાલ
કોઠારી રીલીજીયસ ટ્રસ્ટ
ચંદનબાળા, વાલકેશ્વર,
મુંબઈ-૬

અનુવાદક : સંપાદક

પરમ પૂજ્ય, કલિકાલકલ્પતરૂ, ગચ્છાધિપતિ, આચાર્યદેવ,
શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાના
શિષ્યરત્ન, પરમ પૂજ્ય અધ્યાત્મયોગી, પંન્યાસપ્રવર શ્રી
ભદ્રંકરવિજયજી ગણિવર્યશ્રીના શિષ્યરત્ન, પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્
વિજય કુંદકુંદસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન, પરમ પૂજ્ય પંન્યાસપ્રવર
શ્રી વજ્રસેનવિજયજી ગણિવર્ય

: સહ અનુવાદક :

પરમ પૂજ્ય, કરૂણાસાગર, શ્રી સંઘહિતચિંતક, ગચ્છાધિપતિ
આચાર્યદેવ શ્રીમદ્ વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજના
શિષ્યરત્ન, મુનિરાજશ્રી નયવર્ધન વિજયજી મહારાજ



પ્રા...પ્તિ...સ્થા..ન

સરસ્વતી પુસ્તક ભંડાર
રતનપોળ (હાથીખાના) અમદાવાદ-૧



**મૂલ્ય : રૂા. ૧૫૦-૦૦**


મુખ પેઈજ ૧ થી ૫૬ નું મુદ્રણ
હસમુખ સી. શાહ
અવનિ ટ્રેડર્સ
૧/૭, ધ્વનિ એપાર્ટમેન્ટ, ખાનપુર,
અમદાવાદ-૩૮૦૦ ૦૧

ફર્મા ૧ થી ૬૧ નાં મુદ્રક
કાંતિલાલ ડી. શાહ
"ભરત પ્રિન્ટરી"
ન્યુ માર્કેટ, પાંજરાપોળ,
રીલીફ રોડ, અમદાવાદ
Pin 380 001

SHREE

# LOKPRAKASH

PART-III

# KSHETRA LOKA UTTARDHA

( CANTO : 21 To 27 )



TRANSLATOR EDITOR :
PANNYAS SHREE VAJRASENVIJYJI MAHARAJ



JOINT EDITOR
MUNISHREE NAYVARDHAN VIJYJI MAHARAJ



DONETOR
Shree Jain Swetambar Murtipujak Sangh. Shiv
Bombay-400 022



PUBLISHED BY
Sheth Bherulalji Kanaiyalalji Kothari Religious Trust
Bombay-400 006.

# વંદનાવલિ



પરમ કૃપાળુ, તરણતારણહાર, શત્રુંજયાધિપતિ,
દાદા આદિનાથ ભગવાન......૧

પરમ શાંતિના દાતાર, કરુણા સાગર,
શાંતિનાથ ભગવાન......૨

પરબ્રહ્મના મહા ઉપાસક, દયાનિધિ,
નેમનાથ ભગવાન......૩

પરમ તારક, પુરૂષાદાનીય
શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાન......૪

પરમ ધીર, વીર, ગંભીર, ચરમ તીર્થપતિ,
મહાવીરસ્વામી ભગવાન .. ...૫

અનંતલબ્ધિઓના નિધાન, વિનયના ભંડાર,
ગૌતમસ્વામિ ભગવાન......૧

સર્વ ગુણોના ધારક, પ્રથમ પટ્ટધર,
સુધર્માસ્વામિ ભગવાન......૨

શ્રી જૈન સંઘને, શાસનને અણમોલ રત્નની ભેટ ધરનાર,
પૂ. ઉપાધ્યાય શ્રી કીર્તિવિજયજી ગણિવર્ય......૩

અનેક આગમોના પાઠક, સાહિત્ય સર્જક, સુવિશુદ્ધ સંયમશીલ,
આત્માનંદમાં મગ્ન, પૂ. ઉપાધ્યાય શ્રી વિનય વિજયજી ગણિવર્ય....૪

આ પૂજ્યોની અનહદ કૃપાદૃષ્ટિથી,

આ "લોકપ્રકાશ" મહાગ્રન્થનો અનુવાદ તથા સંપાદન કરી શકયો છું.

તે મહાપુરૂષોને ક્રોડો....ક્રોડો...વંદના...! વંદના.. .!!! વંદના...

# ઉપકાર સ્મૃતિ ઋણ સ્વીકાર

* જેમણે બાલ્યકાળથી જ અખંડ વાત્સલ્યના ધોધમાં સ્નાન કરાવ્યું, તે પુણ્યનામધેય, સિદ્ધાંતમહોદધિ, પૂજ્યપાદ, આચાર્યદેવ શ્રીમદ્ વિજય

**પ્રેમસૂરીશ્વરજી મહારાજા.**

* વર્તમાનમાં અમારાં સંપૂર્ણ યોગ–ક્ષેમ કારક, સમ્યક્–દર્શન પ્રદાનૈકનિષ્ટ, કલિકાલ કલ્પતરૂ, ગચ્છાધિપતિ, આચાર્યદેવ, શ્રીમદ્

**વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજા**

* સંસાર સમુદ્રમાંથી ઉગારીને સંયમી બનવનાર, ભવોદધિત્રાતા, અધ્યાત્મયોગી, અજાતશત્રુ અણગાર, કરૂણાસાગર, પૂજ્ય પંન્યાસ પ્રવરશ્રી

**ભદ્રંકરવિજયજી ગણિવર્ય**

* લોકપ્રકાશ મહાગ્રન્થનું સંપાદન તથા ૨૧ થી ૨૭ સર્ગનું ભાષાંતર કરવા સર્વપ્રથમ પ્રેરણા કરનાર, પરમ પૂજ્ય, આગમપ્રજ્ઞ, વિદ્વદ્વર્ય, સ્વર્ગસ્થ આચાર્યદેવ શ્રીમદ્

**વિજય માનતુંગસૂરીશ્વરજી મહારાજ.**

* પંદર–પંદર વર્ષ સુધી સતત સંયમની તાલીમ આપી, અને મારી ૧૬ વર્ષની નાનકડી ઉંમરમાં આ લોકપ્રકાશ જેવા અર્થસભર મહાન ગ્રન્થનું વાચન કરાવનાર, તપસ્વી રત્ન, દ્રવ્યાનુયોગના સમર્થ જ્ઞાતા, પૂજ્ય મુનિરાજ શ્રી

**મહાભદ્રવિજયજી મહારાજ.**

* વર્તમાનમાં ગુરુવત્ સર્વ પ્રકારે યોગ–ક્ષેમ કરનાર, નિઃસ્પૃહશિરોમણિ, સરળ સ્વભાવી સદા પ્રસન્ન, આચાર્યદેવ શ્રીમદ્

**વિજય પ્રદ્યોતનસૂરીશ્વરજી મહારાજ.**

* જન્મથી જ સંયમના પ્રેરક બનનાર, પૂજ્ય ગુરુદેવ, પ્રશાન્તમૂર્તિ, તત્ત્વચિંતક, પ્રતિભાસંપન્ન, પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્

**વિજય કુંદકુંદસૂરીશ્વરજી મહારાજ.**

* આ ગ્રંથમાં દૃષ્ટિપાત કરી અને શકય સુધારા કરનાર, હંમેશ સ્વાધ્યાયમગ્ન પરમ પૂજ્ય, આચાર્યદેવ શ્રીમદ્

**વિજય નિત્યાનંદસૂરીશ્વરજી મહારાજ.**

* ધર્મના સંસ્કારો આપી, ધર્મમાર્ગે જોડનાર, ક્ષમા, નમ્રતા, તિતીક્ષા આદિ મનોહર ગુણોથી અલંકૃત, પૂજ્ય ઉપકારી પિતા મુનિરાજશ્રી

**મહાસેનવિજયજી મહારાજ.**

* આ ગ્રંથનાં તૃતીય ભાગનાં અનુવાદની કોપીને વ્યવસ્થિત સુધારા કરવામાં સહાયક

**મુનિશ્રી નયનવર્ધનવિજયજી મહારાજ.**

* સંપૂર્ણ પૂજ્યભાવે મારી સાથે રહીને કાર્યમાં ઉત્સાહપૂર્વક સહાય કરનાર, આ ગ્રન્થના સંપાદન કાર્યમાં સંપૂર્ણ રીતે સહાયક, સેવાભાવી એવા મારા લઘુ ગુરુભ્રાતા

**મુનિશ્રી હેમપ્રભવિજયજી મહારાજ.**

* આગમ-પાઠોની યાદી, અનુક્રમણિકા, શુદ્ધિપત્રક ચિત્રો, શાસ્ત્રપાઠોનો અકારાદિક્રમ યંત્રો આદિ કરાવી આપનાર પૂ. આચાર્યદેવ શ્રી વિજય કલાપૂર્ણસૂરીશ્વરજી મ. ના આજ્ઞાવર્તી માતૃહૃદયા, સુવિશુદ્ધસંયમી વયોવૃદ્ધા

**સાધ્વીજી કુમુદશ્રીજી મહારાજ.**

* જન્મદાત્રી, કારુણ્ય, માધ્યસ્થ, વૈરાગ્ય અને ઔદાસીન્ય સ્વસ્તિકોની સુરચનાથી મોહક નિર્મલ શીલવતી, બાળવયથી સંસ્કારોનું સિંચન કરાવનાર

**માતુશ્રી જીવીબેન**

આ બધા પૂજ્યોની કૃપાથી તથા મહાત્માઓના સહકારથી ભાષાંતર તથા સંપાદનનું કાર્ય શક્ય બન્યું છે. તેથી હું તો નિમિત્તમાત્ર છું.

પં. વજ્રસેનવિજય ગણિ.



# પ્રકાશકીય

પરમ પૂજ્ય પરમ શાસનપ્રભાવક, કલિકાલકલ્પતરૂ, ગચ્છાધિપતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજા**ના અંતરના આશીર્વાદથી પ્રારંભાયેલ આ જૈનદર્શનના અભૂતપૂર્વ ગ્રન્થ, લોક પ્રકાશનો ત્રીજો ભાગ ક્ષેત્રલોક (ઉત્તરાર્ધ) પ્રકાશિત થઈ રહ્યો છે, તે માટે અમો ખૂબ આનંદિત છીએ

પરમ પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી મહારાજા [પૂજ્યશ્રીનું જીવન ચરિત્ર પ્રથમ ભાગમાં આપેલ છે.] એ રચેલ આ ગ્રન્થ માટે પરમપૂજ્ય ગચ્છાધિપતિશ્રી તથા તેમના શિષ્યરત્ન પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ **વિજય માનતુંગસૂરીશ્વરજી મહારાજાની** પ્રેરણા મળતાં, પરમ પૂજ્ય, ગચ્છાધિપતિશ્રીના શિષ્યરત્ન, પરમ પૂજ્ય અધ્યાત્મયોગી પંન્યાસપ્રવર **શ્રી ભદ્રંકરવિજયજી** મહારાજ સાહેબના કૃપપાત્ર તથા તેમનાં શિષ્યરત્ન, પરમ પૂજ્ય, આચાર્યદેવ શ્રીમદ્ **વિજય કુંદકુંદસૂરીશ્વરજી** મહારાજના શિષ્યરત્ન પરમ પૂજ્ય પંન્યાસપ્રવર શ્રી **વજ્રસેનવિજયજી** મહારાજે સંપાદન કર્યું અને તે ગ્રન્થ પ્રકાશિત કરવાની જરૂરત છે-એવી અમારા ટ્રસ્ટને જાણ થતાં અમોને તે લાભ મળ્યો છે.

દ્રવ્યલોક અને ક્ષેત્રલોક સર્ગ-૨૦ સુધીનું ભાષાંતર સુશ્રાવક **મોતીચંદ ઓધવજી શાહે** કર્યું છે જ્યારે કાળલોકનું ભાષાંતર સુશ્રાવક **કુંવરજીભાઈ આણંદજી શાહે** કરેલ છે.

આ સર્ગ ૨૧ થી ૨૭ રૂપ ત્રીજા ભાગનું ભાષાંતર પૂજ્ય પંન્યાસશ્રી **વજ્રસેન વિજયજી**એ કર્યું છે. અને આ ભાગનું પ્રકાશન કરવામાં સંપૂર્ણ આર્થિક લાભ **શ્રી જૈન શ્વેતાંબરમૂર્તિપૂજક સંઘ** શીવ તરફથી લેવાયેલ છે જેની અમો અનુમોદના કરીએ છીએ.

અમારૂં ટ્રસ્ટ ઉપકારી પૂજ્યોની જ્ઞાનપિપાસાને જાગૃત રાખવા અને આવા ઉપયોગી પ્રકાશનમાં સહાયક થવા હરહંમેશ તૈયાર રહે છે.

તેથી પૂજ્ય ગુરુદેવોને ફરી ફરી વિનંતિ કરીએ છીએ કે—આવા ઉપકારક ગ્રન્થો, જે જીર્ણ થયેલ હોય કે અપ્રાપ્ય હોય, તેવા ભાષાંતર ગ્રન્થ કે નવા સંશોધન કરેલા ગ્રન્થો આદિનું સંપાદન કરી જ્ઞાન ભક્તિ કરે અને તેમાં અમારૂં ટ્રસ્ટ પૂજ્યશ્રીઓની જ્ઞાનભક્તિમાં ભાગીદાર થાય, તેવી ભાવના ભાવીએ છીએ.

આ ગ્રન્થનું ટૂંક સમયમાં પ્રકાશન કરી આપવા બદલ **કાંતિલાલ ડી. શાહ** તથા **હસમુખ સી. શાહનો** અમે આ તકે આભાર માનીએ છીએ.

આ ગ્રન્થના અધ્યયન દ્વારા આપણે સર્વ શાશ્વત સુખના ભોક્તા બનીએ એ જ એકની એક શુભ ભવના સાથે—

**શ્રી ભેરૂલાલ કનૈયાલાલ કોઠારી રીલીજીયસ ટ્રસ્ટ.**

ચંદનબાલા, વાલકેશ્વર-મુંબઈ.

# બે બોલ

પરમકૃપાળુ, તીર્થંકર પરમાત્માની અસીમકૃપા દ્રષ્ટિથી તથા પૂજ્ય કલિકાલ કલ્પતરૂ, કરૂણાસાગર, ગચ્છાધિપતિ, આચાર્યદેવ શ્રીમદ્ વિજય **રામચંદ્રસૂરીશ્વરજી મહારાજના** અંતરના આશીર્વાદથી પરમપૂજ્ય ઉપાધ્યાયજી **શ્રી વિનય વિજયજી મહારાજ** રચિત **લોકપ્રકાશ મહાગ્રંથના** આ ક્ષેત્રલોક ઉત્તરાર્ધનું પ્રકાશન થઈ રહ્યું છે.

પહેલા આ લોકપ્રકાશ ગ્રંથનાં સર્ગ ૧ થી ૨૦ તથા સર્ગ ૨૮ થી સંપૂર્ણ ગ્રંથનું ભાષાંતર અન્ય મહાનુભાવોએ કરેલ તેને પુનર્મુદ્રણ કરવાનું કાર્ય પરમ પૂજ્ય પંન્યાસશ્રી **વજ્રસેન વિજયજી** ગણિવર્યશ્રીએ **શ્રી ભેરૂલાલ કનૈયાલાલ કોઠારી રીલીજીયસ-ટ્રસ્ટ** ચંદનબાળા–મુંબઈની જ્ઞાન ભક્તિથી કર્યું.

બાકી રહેલા સર્ગ ૨૧ થી ૨૭, કે જેનો અનુવાદ પૂજ્ય પંન્યાસજી **વજ્રસેન-વિજયજી મહારાજે**, પૂજ્યપાદ્, ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય **રામચંદ્રસૂરીશ્વરજી મહારાજાનાં** શિષ્યરત્ન, આગમજ્ઞ, આચાર્યદેવ શ્રીમદ્ વિજય **માનતુંગ-સૂરીશ્વરજી મહારાજની** પ્રેરણા તથા પ્રોત્સાહનથી કર્યું. અને તે અનુવાદમાં વ્યવસ્થિત સુધારા–વધારા કરવામાં પૂજ્યપાદ્ ગચ્છાધિપતિશ્રીનાં પરમ વિનેય શિષ્ય રત્ન મુનિરાજશ્રી **નયવર્ધનવિજયજી મહારાજ** સહાયક થયા.

પૂજ્યપાદ્ ગચ્છાધિપતિશ્રીની અમારા સાયનસંઘ ઉપર અસીમ કૃપા દ્રષ્ટિથી પૂજ્ય વયોવૃદ્ધ અનુભવી, તપસ્વી મુનિરાજ શ્રી **નયદર્શન વિજયજી** મ. પૂજ્ય વિદ્વાન, વ્યાખ્યાન પ્રવીણ મુનિરાજશ્રી **નયવર્ધન વિજયજી** મ તથા બાલમુનિરાજશ્રી **આર્યરક્ષિત વિજયજી** મ આદિના સંવત ૨૦૪૩ નાં ચાતુર્માસનો લાભ મળ્યો.

એમાં, ઉપરોક્ત પૂજ્યોએ આ મહાનગ્રંથના પ્રકાશન અંગે અમને જણાવ્યું અને અમોએ તે સ્વીકાર્યું. અમને જણાવતા આનંદ થાય છે, કે અમને સંઘના જ્ઞાન ખાતામાંથી રૂ. ૬૦,૦૦૦] સાઈઠ હજારનો આ ભાગના પ્રકાશનમાં લાભ મળ્યો.

હાલમાં અભ્યાસી વર્ગની જ્ઞાન પિપાસા વધતી દેખાય છે, તેમાં લોકપ્રકાશનું વાંચન પણ વધુ થઈ રહ્યુ છે. તેથી અવસરોચિત થયેલ પ્રકાશન ઉપકારક–ઉપયોગી થશે.

પ્રાંતે આવો જ્ઞાન ભક્તિનો લાભ વારંવાર મળે તેવી શાસન દેવને પ્રાર્થના પૂર્વક આત્મ હિતકર સાહિત્યનાં વાંચન દ્વારા આત્મ કલ્યાણ કરીએ એજ અભ્યર્થના

લી. **શ્રી શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ**
શીવ મુંબઈ,

## –: ભાષાંતરની કહાની :–

સરોવરના કિનારે ઉભેલા માણસે એક કાંકરી સરોવરની વચ્ચે નાખી, કાંકરી પડતા જ એમાં નાનાથી મોટા–અતિમોટા–વિશાળ વર્તુલો બનતા જાય છે. અને અંતે એ વર્તુલો કિનારોને સ્પર્શીને પૂર્ણ થઈ જાય છે, એવીજ રીને પરમ ઉપકારી, દેવાધિદેવ, તીર્થંકર પરમાત્મા તીર્થની સ્થાપના કરતાં ગણધર ભગવંતોને ત્રિપદી આપે છે.

ત્રણપદ એ પુનિત આત્માઓનાં અંતઃસ્થલને સ્પર્શીને ક્રમશઃ વિશાળ એવા તત્ત્વો રૂપે પ્રકાશિત થઈને જગતમાં વિસ્તરી જાય છે.

એ પૂજ્યોની તત્ત્વ વાણીને અનેક મહાપુરૂષો આત્મસ્થ કરીને અનેક જીવો ઉપર દેશનાદ્વારા ઉપકાર કરે છે. અને જ્યારે કાળના પ્રભાવે મેધાશક્તિ અલ્પ થતી જાય છે, ત્યારે શાસન જેમના રગેરગમાં પ્રસરી ગયું છે. એવા પ્રભાવક આચાર્ય ભગવંતો એ તત્ત્વોને ગ્રંથસ્થ કરે છે.

ગ્રંથસ્થ થયેલા તત્ત્વોને બાળજીવો સુધી પહોંચાડવા માટે અનેક મહાપુરુષો નજીકના સમયમાં થઈ ગયાં છે, તેમાં પરમ પૂજ્ય મહાવિદ્વાન ઉપાધ્યાયજી મહારાજ શ્રી કીર્તિવિજયજી મહારાજના શિષ્યરત્ન પ્રકાંડ વિદ્વાન વિનયી, અને આગમજ્ઞ ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી મહારાજ થયાં છે. આ મહાપુરુષે બધા આગમોનો તલસ્પર્શી અભ્યાસ કરીને તેના નીચોડરૂપે જૈનશાસનમાં વિશાળ પદાર્થોને દ્રવ્ય ક્ષેત્ર–કાળ અને ભાવ રૂપ ચાર ભાગમાં વ્હેંચીને શક્ય બધું જ સમાવી દેવાનો સફળ પ્રયાસ કર્યો છે.

**અને તેનું જ ફળ એટલે જ આ લોકપ્રકાશ ગ્રંથ**

સંયમ આરાધનાનાં શરૂઆતનાં જ વર્ષોમાં પૂજ્યપાદ, કરૂણાનિધિ, પરમ ગુરૂદેવ, પંન્યાસ પ્રવરશ્રી ભદ્રંકર વિજયજી મહારાજની કૃપાદૃષ્ટિથી સયમ જીવનની તાલીમ માટે પૂજ્યઉપકારી દ્રવ્યાનુ યોગનાં પ્રખર જ્ઞાતા, તપસ્વી, સંયમી, ત્યાગી, મુનિરાજશ્રી મહાભદ્ર વિજયજી મ. સાહેબ સાથે રહેવાનું થયું એ પૂજ્યવરે મારા ઉપર શિષ્યથી સવાયો પ્રેમ આપીને, વાત્સલ્યથી નવડાવીને, સંયમની તથા જ્ઞાન ધ્યાનની અમીગંગામાં તરબોળ કર્યો. એ જ્ઞાનગંગા વચ્ચે લોકપ્રકાશ ગ્રંથને અવગાહવાનો સુઅવસર પણ મળ્યો અને ફક્ત ૧૯ વર્ષની નાનીવયમાં પણ ઉંડા ગહન પદાર્થોને પૂજ્યશ્રીએ મને સમજાવવા માટે અથાગ પ્રયત્ન કર્યો તેથી જ એ નાનપણના પડેલા સંસ્કારો આ ગ્રંથમાં વિશેષ ઉંડા ઉતરવામાં નિમિત્ત બની ગયાં.

પૂજ્યપાદ કલિકાલ કલ્પતરૂ, ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય રામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબની પાવન નિશ્રામાં સોથી અધિક સાધુ ભગવંતો તથા ૧૫૦ જેટલા સાધ્વીજી ભગવંતો સાથે મારે પણ હસ્તગિરિજી મહાતીર્થમાં રહેવાનું થયુ. ત્યાં અનેક મહાત્માઓ પૂજ્ય આગમજ્ઞ, સ્થવીર, આચાર્યદેવ શ્રીમદ્ વિજય માનતુંગસૂરીશ્વરજી

મહારાજ સાહેબ પાસે લોક પ્રકાશનું અધ્યયન કરી રહ્યાં હતાં તેમાં દ્રવ્યલોક પ્રકાશનું વાંચન તો પૂજ્યપાદશ્રીનાં પાલીતાણા ચાતુર્માસમાં પૂર્ણ થયેલ. અને ક્ષેત્રલોકનું વાંચન ચાલતું હતું.

પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે આ ગ્રંથને એવો રસાળ બનાવ્યો છે કે જેના શ્લોકે શ્લોકે રસ ઝરી રહ્યો હોય છે તે રસની રસાળતા ક્ષેત્રલોકના શ્લોકોને પણ ભીંજવી રહી હતી અને બધા મહાત્માઓ રસમગ્ન બની અધ્યયન કરી રહ્યાં હતા. તેમાં વીસમાં સર્ગમાં જ્યોતિષ શાસ્રનું નિરૂપણ આવ્યું. તેમાં નક્ષત્રોની રચના અંગે વર્ણન આવ્યું ત્યારે પૂજ્યશ્રીએ રાત્રે ઉપાશ્રયની બહાર આવીને મહાત્માઓને પ્રેક્ટીકલ રીતે તારાઓની ગણત્રી કરીને નક્ષત્રોનો ખ્યાલ આપ્યો હતો.

આ સર્ગ પૂર્ણ થતાં આગળના સર્ગના ભાષાંતર કરેલા પુસ્તકોની તપાસ કરતાં મૂળ પ્રત મલી પણ પુસ્તક ન મલ્યું. આ વાતની વિગત પૂજ્યશ્રીને ખ્યાલમાં હતી તેથી તેમણે કહ્યું કે હવે સર્ગ ૨૧ થી ૨૭ નું ભાષાંતર નથી. એ અધૂરૂ રહી ગયું છે. તમે મહાત્મા-ઓમાંથી કોઈ તૈયાર થાઓ અને આ અધુરૂ કાર્ય પુરૂ કરો, હું તમને માર્ગદર્શન આપીશ. ત્યારે લોકપ્રકાશના પાઠમાં મારા લઘુ ગુરૂ ભ્રાતા મુનિ હેમપ્રભ વિજયજી પણ બેસતા હતાં, પૂજ્ય શ્રીજીએ એમની તરફ નજર કરી ત્યારે મુનિ હેમપ્રભ વિજયજીએ મારૂં નામ આપીને કહ્યું કે "હું પૂજ્ય મુનિરાજશ્રી વજ્રસેન વિજયજી મ. સા. ને વાત કરીશ." પાઠ પૂર્ણ થયોને મુનિ હેમપ્રભ વિ. મારી પાસે આવ્યાં અને સર્વ વાત કરી. પહેલાં તો મન થઈ ગયું કે ચાલો પ્રયાસ તો કરીએ પણ...તબિયત નરમ રહેતી અને આ ભાષાંતરનું મોટું કાર્ય એટલે મન ઢીલું પડી ગયું. પણ મુનિ હેમપ્રભવિજયજીએ કહ્યું આપની અનુકુળતાએ જેટલા શ્લોક લખાવશો તેટલા લખતો જઈશ. ભલે સમય જાય પણ એક કાર્ય થશે—આવી લાગણી પૂર્વકની એમની વાતને સ્વીકારી અને તે જ દિવસ એટલે મહાસુદ ૫ ના દિવસે જ સર્ગ ૨૧ ના પ્રથમ પાંચ શ્લોકનું ભાષાંતર કરીને પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય માનતુંગસૂરીશ્વરજી મહારાજને બતાવ્યું. પૂજ્યશ્રીએ ખૂબ પ્રસન્નતા બતાવીને પ્રોત્સાહન આપ્યું, ત્યાર પછી પૂજ્ય આચાર્યદેવ શ્રી રવિચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબને બતાવ્યું, તેઓએ પણ પ્રસન્નતા પૂર્વક પ્રોત્સાહન આપ્યું. એટલે આ કાર્યની પૂર્ણતા મંગલમય રીતે થાય, તે માટે પૂજ્યપાદ્ ગચ્છાધિપતિશ્રીને વંદન કરીને મુનિરાજશ્રી નયવર્ધન વિજયજી સાથે સર્વ વાત કરી. ત્યારે પૂજ્યપાદશ્રીએ ખૂબ જ આનંદ પૂર્વક અંતરના આશી-ર્વાદ આપ્યાં અને કહ્યુ કે કાર્ય પૂર્ણ કરો.

મુનિરાજશ્રી નયવર્ધન વિજયજી પણ આ કાર્યમાં પૂરો સહયોગ આપશે—એ વાત થતાં અમારૂં આ ભાષાંતરનું કાર્ય એકદમ સહેલું થઈ ગયું, પછી તો સમય મલતાં એ કાર્ય ચાલુ જ રહ્યું. જેમ જેમ શ્લોકોનું ભાષાંતર થતું ગયું તેમ તેમ પૂજ્યપાદ્ આચાર્ય

દેવ શ્રીમદ્ વિજય માનતુંગ સૂરીશ્વરજી મહારાજ સાહેબને બતાવવા મોકલતાં અને ત્યાર પછી મુનિશ્રી નયવર્ધન વિ. મ. લેખન શૈલીમાં સરસતા આવે તે માટે વાક્ય રચનામાં સુધારો કરી આપતાં એની ફાઇનલ કોપી કરીને પછી અમે બરાબર વાંચીને પ્રેસમાં મોકલતાં એ રીતે આ વિશાળ ભાષાંતરનું કાર્ય પૂર્ણ થયું.

મૂળ શ્લોકની શુદ્ધિ માટે પ્રાકૃત ટેક્ષ સોસાયટી તથા લાલભાઇ દલપતભાઇ ઈન્સ્ટીટ્યુટ તરફથી પરમ પૂજ્ય મુનિરાજશ્રી પૂન્ય વિજયજી મહારાજે શુદ્ધ કરેલી પ્રતની ઝેરોક્ષ કોપી મળતાં જ્યાં જ્યાં સુધારા જણાયા ત્યાં ત્યાં તે પ્રતના આધારે તે સુધારા કર્યા છે તેથી આ ઉપરોક્ત બન્ને સંસ્થાઓની જ્ઞાન ભક્તિની અનુમોદના કરીએ છીએ.

આ ગ્રંથના સર્ગમાં જે વિષયો આવે છે, તે મુનિ હેમપ્રભવિજયજીએ ટુંકમાં વિવરણ લખીને માર્ગદર્શન આપેલ છે.

આ ભાષાંતર પછી પરિશિષ્ટ તરીકે શક્ય પદાર્થોનાં ચત્રો, તથા સ્થાપનાઓ–ચિત્રો અને આવેલ આગમ પાઠોની સુચિનો ઉમેરો કરેલ છે આ મહાન વિશાળ ગ્રંથના અનુવાદ–સંપાદન સંકલનમાં જે કંઈ ત્રુટી રહી હોય તે સુજ્ઞ મહાત્માઓ જણાવે જેથી ભવિષ્ય માટે ખ્યાલમાં રહે, રહી ગયેલ ક્ષતિઓ માટે ત્રિવિધે ત્રિવિધે ક્ષમાપના.

પ્રાંતે આવા તત્વસભર પ્રકરણ ગ્રંથના અભ્યાસ દ્વારા આત્માને સતત જાગૃત રાખી, કર્મથી નિર્મૂલ બની જલ્દી શિવ સુખ ભોક્તા બનીએ.

એજ એક શુભાભિલાષા.

**પન્યાસ વજ્રસેન વિ. ગણિ**

**સુથરીતીર્થ (કચ્છ)**



॥ નમામિ શ્રી સ્થંભન પાર્શ્વનાથમ્ ॥
॥ નમામિ નિત્યં ગુરૂ રામચન્દ્રમ્ ॥

અગાધ-અપરિમીત જલરાશિથી છલકાતો મહાસાગર છે....

શું અફાટ દરિયાવ વેરાવો છે! નજર નાંખી પહોંચતી નથી ..

વાંભ વાંભ મોજા ઉછળે છે .. હવાઈ લહેરખીઓ પાણીમાં નાના-મોટા કૈક તરંગો લહેરાવવી મૂકે છે. નાનામાંથી મોટા એક પછી એક કુંડાળા ઉઠતા જાય. એક બીજામાં સમાતા જાય, વિલુપ્ત બનતા જાય ..

પહાડને ય પોતાના પેટાળમા સમાવી દે તેવી ગજબ ઊંચી ભરતી-વેલો ઉછળતી ઉછળતી આવી રહી છે...દર્શક આભો જ બની જાય!...

તો વળી આ સાગરનું અતુલ ઊંડાણ મણિ-મુકતા અને રત્નોથી ભરપૂર છે. માટે સ્તો સાગરને ‘રત્નાકર’ કહેવાય છે .

સાગરના અનંત-અફાટ વિસ્તારનો છેડો ગોતયોય જડે તેમ નથી...

આ સાગર એટલે જ જૈનશાસનનો મહા શ્રુતસાગર!

તેનો બોધ અગાધ-અખૂટ છે...તો તેમાંની મજાની લાલિત્યપૂર્ણ પદ રચનાઓ મોટા મોજા છે. તેમાં વર્ણવાએલ અહિંસા ધર્મરૂપી હવાઈ લહેરીઓ સાગરને તરંગિત કરે છે...

તો તેમાંની વિશિષ્ઠ શ્રુત પદ્ધતિઓ વાંભ વાંભ ઉછળતી વારિ-વેલો છે....અનેક સમાન-સુંદર-શ્રુત સંહિતા મણિ-મુકતા-રત્નો જેવી રઢીયામણી છે.

તો વળી આ અનંત-અપાર શ્રુત સાગરના કિનારાને-પારને કોણ પામી શકે?

અરે! પાર ન પમાય તો ય અપાર આનંદથી અને અપરંપાર આદર ભાવથી આ શ્રુત સાગરને વધાવીએ સત્કારીએ તો ય ઘણું!!!

આ શ્રુત સાગરની કરેલી એક વખત પણ સહેલ તે એક સોનેરી ક્ષણ બની જાય, પરંતુ આ વિરાટ શ્રુતસાગર કયા અને વામનશક્તિ આપણે કયાં?

કયાં શ્રુતસાગરનું અતલ ઊંડાણ અને કયાં આપણી પાષાણ સદશ પ્રજ્ઞ?

કયાં શ્રુતસાગરના રહસ્યરત્નો અને કયાં આપણી મતિમંદતા?

કયાં શ્રુતસાગરનો અનંત વિસ્તાર અને કયાં આપણુ અમાપ અજ્ઞાન?

શકય જ નથી કે આ શ્રુતસાગરના પારદ્રષ્વા બનવાનું પરમ સૌભાગ્ય આપણને હાલના તબકકે મળે!

છતાં ય આપણે આ શ્રુતસાગરના પારને નહી તો સારને તો જરૂર જાણી-માણી શકીએ તેવો ભગીરથ અને ભવ્ય પુરૂષાર્થ પરમોપકારી શ્રુતરત્નરત્નાકર-જ્ઞાનવારિધિ મહોપાધ્યાય

**શ્રીમદ્ વિનય વિજયજી મહારાજાએ** કર્યો છે ...તે પરમ પુરૂષે પ્રાપ્ત કરેલ અગાધ જ્ઞાન રાશિને વર્ણવવા આપણી ભાસા વામણી અને કલમ કુંઠિત જ લાગે ! મજાનો એવો જ્ઞાનનો ખજાનો તેઓશ્રીએ કેવો સંપાદિત કર્યો હશે ? તેની ચાડી ખાતા તેઓશ્રી રચિત અનેકાનેક ગ્રંથો હાલમાં મોજુદ છે..

બહુ મુખી પ્રતિભા ધારક પૂજ્યપાદ મહોપાધ્યાયશ્રી રચિત સાહિત્ય, શ્રી કલ્પસૂત્ર સુબોધિકાવૃત્તિ–શાંત સુધારસ–હૈમલઘુ પ્રક્રિયા–ઇદુદૂતકાવ્ય–પુણ્ય પ્રકાશ સ્તવનાદિ બહુ બહુ ગ્રંથોમાં વહેંચાલુ છે. પરંતુ આ બધામાં પણ તેઓશ્રીની અગ્રગણ્ય–આદરણીયે રચના છે.

**લોકપ્રકાશ ગ્રંથ !**

આ મહાકાવ્ય ગ્રંથમાં તેઓ શ્રીમદે પોતાના ઘૂઘવાટ કરતા જ્ઞાનાર્ણવને અને વિષય પ્રતિપાદન કૌશલ્યને આબાદ ઉતાર્યું છે...

દ્રવ્ય-ક્ષેત્ર–કાળ અને ભાવ એમ ૪ વિભાગોમાં વિભક્ત=આ ગ્રંથરત્નમાં પૂજ્યશ્રીએ કયો વિષય નથી વર્ણવ્યો એ જ પ્રશ્નાર્થ છે !

જટીલ વિષયને પણ સરળ–સુબોધ કરીને વર્ણવવાની અનોખી કળાથી રચયિતાશ્રીએ આ ગ્રંથને ખૂબ જ હૃદય ગમ અને પરમ આદરણીય બનાવી દીધો છે ...

સાંભળવા પ્રમાણે ૭૦૦ ગ્રંથોની સાક્ષીથી ભરપૂર આ ગ્રથની રચના કરવા દ્વારા પૂ મહોપાધ્યાયશ્રીએ ગ્રથની પ્રામાણિકતા પરિપુષ્ટ કરવા સાથે ગ્રંથ ગૌરવને ઉન્નત બનાવ્યુ છે. તો વળી એના દ્વારા તેઓશ્રીની અગાધ જ્ઞાનગરિમા પણ આપોઆપ પ્રગટ થઇ જાય છે....

પૂજ્યપાદ શાસન સૌભાગ્ય તિલક–તપાગચ્છાધિપતિ–સૂરિવૃંદ પૂજિત પરમ ગુરૂદેવ શ્રીમદ્ **વિજય રામચન્દ્ર સૂરીશ્વરજી મહારાજાએ** પાલીતાણા ખાતે સપરિવાર કરેલા વિ. સં. ૨૦૪૦ વર્ષીય ઐતિહાસિક ચાતુર્માસમાં પૂજ્યપાદ્ આગમજ્ઞાન દિવાકર સ્વ. આચાર્ય દેવ **શ્રીમદ્વિજય માનતુંગ સૂરીશ્વરજી મહારાજા** પણ સાથે જ વિરાજમાન હતા. તેઓશ્રીની આ લોક પ્રકાશ ગ્રંથના પઠન–પાઠનમાં 'માસ્ટરી' ગણાતી ! તેથી બહુ સંખ્ય શ્રમણ–શ્રમણી ભગવંતો તેઓશ્રી પાસે લોક પ્રકાશની વાચના લઈ રહ્યા હતાં કે જેમાં મારો પણ સમાવેશ થતો હતો.. ગ્રંથ વાંચન કરતાં કરતાં જૈન સંઘમાં આ ગ્રથની પરમોપકારિતા કેવી છે તે સુસ્પષ્ટ રીતે સમજાતું હતું. ત્યારે તે જ સંદર્ભમાં પૂ. આ ભ. શ્રી માનતુંગ સૂ. મ. પ્રેરણા કરી કે, આ મહાકાય ગ્રંથમાં લગભગ તમામ સર્ગોનું ગૂર્જર ભાષાંતર છે ફક્ત વચમાં ૨૧ થી ૨૭ સર્ગોનું ભાષાંતર કયાંય ઉપલબ્ધ નથી થતું. ત્યારે આટલી અધૂરી કડી પૂરી કરવામા આવે તો સંસ્કૃત ભાષા નહી જાણ-

નાર ગૂર્જર ભાષી પણ આ ગ્રંથના અધ્યયન લાભથી વંચિત ન રહે !' તેઓશ્રીની આ પાવન પ્રેરણા ઝીલી લઇ અમારા સહાધ્યાય રસિક **મુનિવર્યશ્રી હેમપ્રભ વિજયજી મહારાજે** આ માટે પોતાના વડીલ ગુરૂભ્રાતા વિદ્વાન, સરલ સ્વભાવી પૂજ્ય **પંન્યાસ શ્રી વજ્રસેન વિજયજી મહારાજ** ને વિનંતી કરી અને પૂજ્ય પંન્યાસજીએ ઉપકારી પૂજ્યોનાં આશીર્વાદથી આ મહાન કાર્ય હાથ ધર્યું !

વેગવતી તેમની કલમ ટપોટપ એક પછી એક સર્ગનો ગૂર્જરાનુવાદ (જરૂરી સ્પષ્ટતા સાથે) તૈયાર કરતી ગઈ અને મારા પ્રત્યેના સહૃદયી ભાવથી તેઓ મને તે લખાણ તપાસવા માટે આપતા ! આ રીતે આ એક પ્રશસ્ય પુણ્યકાર્યમાં તેઓની લાગણી મને કિંચિન્માત્ર નિમિત્તભૂત બનાવી ગઈ !....

તેઓની ભરપૂર મહેનતની ફલશ્રુતિ રૂપે આ અવશિષ્ટ સપ્ત સર્ગીય ગૂર્જરાનુવાદ તૈયાર થયો છે. મેં પણ યથાશક્તિ તેને જોઈ જવાનો પ્રયત્ન કર્યો છે.

છતાં પણ ક્ષયોપશમ અલ્પતા–મતિમંદતાદિના કારણે કોઈપણ સ્થળે કાંઈપણ ક્ષતિ રહી જવા પામી હોય તો અધ્યેતા મહાશય અમોને જણાવી જરૂરી ઉપકૃત કરશો....

આ ગ્રંથરત્નના અધ્યયન–અધ્યાપન દ્વારા ઝળહળતા સમ્યગ્જ્ઞાનના પ્રકાશને પામી ક્રમશઃ આપણે સૌ અનંત જ્ઞાન ગુણના આવિર્ભાવને પામીએ એજ મંગલ કામના.

વીર સંવત ૨૫૧૫. વિક્રમ સંવત ૨૦૪૫<br>આસો સુદ ૧૦ **વિજયાદશમી**<br>જૈનશાળા ખંભાત...

પૂજ્યપાદ–શાસન મૂર્ધન્ય–પરમ ગુરૂદેવ શ્રીમદ્<br>**વિજય રામચન્દ્ર સુરીશ્વર** ચરણકજરજ<br>શિષ્યાણુ **મુનિ નયવર્ધન વિજય**



# ક્ષેત્રલોક (ઉત્તરાર્ધ)નું ટુંક વિવરણ

## (સર્ગ ૨૧ થી ૨૭ ઉત્તરાર્ધ)

**મુનિ હેમપ્રભ વિજયજી મ.**

સમુદ્રના કિનારા ઉપર ઉભા રહીને અગાધ એવા જળને તથા તેના તરંગોને જોતા એની વિશાળતા, ગંભીરતા તથા મહાનતાનો ખ્યાલ આવ્યો.

સામે કિનારો ન દેખાય ..!
ઊંડાઈનું માપ ન આવે...!
રત્નોનાં ભંડારનું પ્રમાણ હાથ ન લાગે....!
તેવી એ સાગરની વિશિષ્ટતાઓ છે.

હાં બસ..! એ પ્રમાણે જ આપણા પરમ ઉપકારી, દેવાધિદેવ, સર્વજ્ઞ, સર્વદર્શી તીર્થંકર ભગવંતોએ પણ અર્થથી દેશના ફરમાવી.

પરમ વિનીત ગણધર ભગવંતોએ તે અમૃત દેશનાનું અમીપાન કરીને પોતાની લબ્ધિ દ્વારા સૂત્ર રૂપે ગુંથી.

ક્રમે-ક્રમે પાટ પરંપરામાં આવતા અત્યંત તેજસ્વી અને શાસનના સંરક્ષક પૂજ્ય આચાર્ય ભગવંતોએ જ્યારે જોયું કે હવે બુદ્ધિમાં મંદતા આવતી જાય છે. એટલે કુશાગ્ર બુદ્ધિના ધારક મહાત્માઓને એકત્ર કરીને એ તત્વોને ગ્રંથસ્થ કર્યા.

ગ્રંથસ્થ થયેલા આગમ એટલે જૈન શાસનનો અગાધ જ્ઞાનસમુદ્ર.

આગમ ઉપર દ્રષ્ટિ નાંખતા....

તેમાં રહેલ તત્વોની વિશાળતા, ગંભીરતા, તથા મહાનતાનો ખ્યાલ આવે છે.
તત્વોનો પાર નથી...!
તત્વોની ઊંડાઈનું માપ નથી...!!
આત્માને ઓળખાવનાર ગુણ રત્નોના ભંડારનો પણ પાર નથી ..!!!

એવા મૂલ્યવાન અગાધ જ્ઞાનના સમુદ્રરૂપ આગમોમાંથી પરોપકારી મહાપુરૂષોએ આપણા જેવા બાલ જીવોને લક્ષ્યમાં લઇને અનેક તત્વોરૂપી રત્નો બહાર કાઢીને આપણને મેળવી આપ્યા છે

એ તત્વ રૂપી રત્નો પ્રકરણ ગ્રંથો રૂપે આપણને મળ્યા છે. ઉપકારીઓએ શાસ્ત્ર દ્વારા આપણાથી અદ્રષ્ટ જગતના દર્શન કરાવીને મહાન ઉપકાર કરેલ છે.

એવા અનેક મહા ઉપકારીઓમાં પૂજ્યપાદ મહોપાધ્યાય શ્રી વિનય વિજયજી મહારાજાએ પણ ચારે અનુયોગોની સંકલના એક જ આ લોકપ્રકાશ ગ્રંથમાં કરીને આપણા ઉપર ખુબ જ ઉપકાર કર્યો છે.

ઉપકારી પૂજ્યશ્રીએ જૈન શાસનના ચારે અનુયોગ=દ્રવ્યાનુયોગ-ગણિતાનુયોગ-કથાનુયોગ-ચરણ-કરણાનુંયોગનું સંકલન એક ગ્રંથમાં કર્યું છે.

તેમાં પણ વિશેષતાએ દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગનું અતિ સૂક્ષ્મતાથી દર્શન કરાવીને "લોક પ્રકાશ" નામની સાર્થકતા કરી આપી છે.

લોકનું નિરૂપણ કરવા દ્વારા લોકમાં રહેલા પદાર્થો તરફ પ્રકાશ પાડતા આ મહાન ગ્રંથનો આ ત્રીજો ભાગ છે. જેમાં સર્ગ ૨૧ થી ૨૭ સુધી તિર્ચ્છાલોકના લવણ સમુદ્રથી સ્વયંભૂરમણ સમુદ્ર એટલે તિર્ચ્છા લોકના અન્ત સુધી અને ઉર્ધ્વ–સિદ્ધશીલા સુધીના વર્ણનનો સમાવેશ છે.

## સર્ગ એકવીસમો:

સર્ગ એકવીશના પ્રારંભમાં વિનય અને નમ્રતા પૂર્વક ઉપકારી ગુરુદેવ શ્રી કીર્તિવિજયજી મહારાજને યાદ કરીને લવણ સમુદ્રના વર્ણનનો પ્રારંભ કર્યો છે.

સમુદ્રમાં આવતી વેલા, (ભરતી) જે જંબૂદ્વીપ તથા ઘાતકી ખંડ તરફ વધે છે તે વધીને અંદર ન આવી જાય તે માટે વેલંધર સંજ્ઞાવાળા ૧,૭૪,૦૦૦ નાગકુમાર દેવતાઓ અટકાવે છે, તે દેવો જુદી જુદી સંખ્યા તથા કાર્ય જણાવવામાં આવેલ છે.

આ સ્થાને બે શ્લોકમાં પૂ. ઉપાધ્યાયજી મહારાજે જણાવ્યું છે કે આ વેલા માત્ર દેવોના બળથી અટકતી નથી પણ સાથે–સાથે સંઘ–અરિહંતદેવ આદિના પુણ્યથી તથા જગત સ્વભાવથી મર્યાદા મૂકતી નથી.

જે વેલાને અટકાવવાર દેવો છે તેમના આવાસ–ગોસ્તૂપ–ઉદકભાસ–શંખ તથા દકસીમા નામના સાર્થક ગુણવાળા ચાર પર્વત છે.

તે દેવોના વૈભવના વર્ણનની સાથે એમની વિદિશામાં રહેલા અનુવેલંધર પર્વતો તથા તેના દેવોના આવાસનું વર્ણન છે

આ દેવોની રાજધાની તથા પર્વતો કઇ ધાતુથી બનેલા છે તે તથા એ પર્વતોનો મૂળ–મધ્ય તથા ઉપરના વિસ્તારનું વિસ્તૃત રીતે નિરૂપણ કર્યું છે.

વેલંધર પર્વતના વર્ણન પછી ગૌતમદ્વીપ તેનું સ્થાન, તથા તેની લંબાઇ–પહોળાઈ–ઊંચાઈનું યોજનમાં વર્ણન છે.

આ દ્વીપની અંદર વનખંડ, પદ્મવેદિકા, ભૂમિ ઉપર ભવન, મણિપીઠિકા તથા તેના અધિષ્ઠાયક દેવના પરિવારની સંખ્યા જણાવ્યા પછી લવણ સમુદ્રના અધિષ્ઠાયક સુસ્થિત દેવની રાજધાનીનું વર્ણન કર્યું છે. તે પછી સૂર્યદ્વીપ અને ચંદ્રદ્વીપ, તેના અધિષ્ઠાયક દેવો–તે દ્વીપોના સ્થાન–પ્રમાણ–સ્વરૂપ–પાણીથી ઉંચાઇ–પ્રાસાદ તથા તે દેવોના આયુષ્યનું વર્ણન કર્યું છે.

ત્યાર પછી સમુદ્રના અન્તર્વર્તી સર્વ દ્વીપોની સંખ્યા જણાવીને સૂર્ય–ચન્દ્ર તથા ગ્રહ–નક્ષત્ર-તારાનું જંબૂદ્વીપમાં વિચરણ કેવી રીતે કેટલી સંખ્યામાં, તેનો પરિવાર વગેરે સામાન્યથી બતાવેલ છે.

૧૬,૦૦૦ યોજન ઉંચી શિખા–સૂર્ય–ચન્દ્રના વિમાનોને આઘાત રૂપ કેમ ન બને ? તેનું સમાધાન આપીને અન્ય જ્યોતિષ્ક વિમાનોની રચના કયા રત્નથી થઈ છે તે જણાવીને કયા સમુદ્રોમાં મત્સ્ય–મગરમચ્છ આદિની સંભાવના તથા તે કેટલા માનવાળા હોય તે બતાવીને મત્સ્યોનાં કુલકોટીની સંખ્યા બતાવી છે.

છેલ્લે ૧૦ શ્લોક વડે લવણ સમુદ્રનું ખૂબ જ કાવ્યાત્મક રૂપે ઉપમાઓ આપીને વર્ણન કરીને સર્ગની સમાપ્તિ કરી છે.

## સર્ગ બાવીસમો:

લવણ સમુદ્ર પછી ધાતકીખંડ દ્વીપનું વર્ણન કરતા પ્રથમ "ધાતકી" નામની સાર્થકતાનું નિરૂપણ કરીને વિજય આદિ ચાર દ્વાર, તેમના દેવો તથા રાજધાનીની વિગત ટુંકમાં જ કહીને તેમનું પરસ્પર અંતર યોજનમાં બતાવેલ છે.

ત્યારપછી ઈષુકાર પર્વતો તથા તે પર્વતોની ઉંચાઇ પહોળાઇ તથા લંબાઈનું માપ બતાવેલ છે.

તે પર્વતો ઉપરનાં શિખરો તથા તેમાં રહેલ જે ચૈત્ય છે તેનું સંખ્યા માત્રથી નિદર્શન કરેલ છે.

આ દ્વીપના ઈષુકાર પર્વતોના કારણે બે ભાગ પડે છે અને તે રીતે ત્યાંના ક્ષેત્રો તથા પર્વતો (કે જેમના નામ તો જંબૂદ્વીપના ક્ષેત્રો પ્રમાણે જ છે.) ની વ્યવસ્થા કયા ક્રમે કયાં આવે તે તથા વર્ષધર પર્વતોથી વ્યાપ્ત ક્ષેત્રનું યોજન માન બતાવેલ છે.

તેવી જ રીતે ક્ષેત્રોના મુખનો તથા અંતનો વિસ્તાર તથા દરેક ક્ષેત્ર એક બીજાથી કેટલા પ્રમાણમાં છે તથા મુખ વિસ્તાર, મધ્ય વિસ્તાર તથા અંત્ય વિસ્તાર કેવી રીતે કાઢવું તે સર્વ ગણિત જણાવીને એનો આકાર કેવો થાય છે તે પણ બતાવેલ છે.

આ દ્વીપના ભરતક્ષેત્રનો વિસ્તાર તથા વૈતાઢયનો વિસ્તાર આદિ જણાવીને પછી દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવના બધા જ પર્યાયોને જંબૂદ્વીપના ક્ષેત્ર પ્રમાણે બતાવેલ છે.

ત્યાર પછી હિમવાન પર્વત તથા તેના ઉપર રહેલ પદ્મદ્રહનું માન જણાવ્યા બાદ આ દ્વીપમાં રહેલા દ્રહો, નદીના કુંડો, કમળના વલયો વગેરે માટે જંબૂદ્વીપના માનથી દ્વિગુણ કરવાનું બતાવીને આ વિષય સંક્ષેપમાં પૂર્ણ કરેલ છે.

ત્યારપછી ગંગા–સિન્ધુ આદિ બધી જ નદીઓની લંબાઈ – પહોળાઇ – ઉંડાઇ વગેરે યોજન માનથી આપેલ છે.

આટલી નદીઓની સંક્ષેપથી વિગત જણાવીને પછી કઈ નદીનું, કયા દ્રહમાંથી ઉદ્‌ગમ થાય છે. અને કઈ દિશા તરફ વહીને કયા સમુદ્રમાં પ્રવેશ કરે છે તેનું વિસ્તારથી નિરૂપણ છે.

ત્યાર બાદ મહા હિમવાન પર્વત, હરિવર્ષ ક્ષેત્ર, નિષધ પર્વત, શીતોદા નદી, સીતા નદી, નીલવંત પર્વત, રમ્યક્‌ ક્ષેત્ર, રૂક્‌મી પર્વત, હિરણ્યવંત ક્ષેત્ર, શિખરી પર્વત તથા ઐરવત ક્ષેત્રના વિસ્તાર તથા તેઓનાં સ્થાનનું ટૂંકથી વર્ણન કરેલ છે.

હવે, મધ્યમાં રહેલા મહાવિદેહનો વિસ્તાર તથા તેમાં રહેલ અન્ય પદાર્થો વગેરેનું શક્ય વિસ્તૃત વર્ણન છે.

ત્યારપછી ગજદંત પર્વતોનું વર્ણન કરીને મેરૂ પર્વત તથા તેનાં ત્રણ કાંડ, નીચે ભદ્રશાલ વન વગેરેનો યોજન માનથી વિસ્તાર બતાવીને અનુવાદક પૂજ્યશ્રીએ ગણિતના દાખલાઓ દ્વારા સર્વ સરવાળા આપીને જિજ્ઞાસુ અભ્યાસીને સમજવામાં ખૂબ સરળતા કરી આપી છે.

અહીંના મેરૂ પર્વતની જે વિશેષ વિગત છે તે પણ બતાવી છે.

એ રીતે જંબૂદ્વીપના વર્ણન પ્રમાણે વર્ણન કરતાં જે વિશેષ હતું તે જણાવ્યું છે અને ધાતકીખંડના મહાવિદેહ ક્ષેત્રની અંદર રહેલા આઠ વિહરમાન તીર્થંકરોની સ્તુતિ કરીને સર્ગને રસાળ બનાવ્યો છે.

આ રીતે ૨૫૨ શ્લોક સુધી ધાતકીખંડનું વર્ણન કર્યા પછી સંક્ષેપથી એ સર્વ પદાર્થોનું નામ તથા સંખ્યાથી નિર્દેશ કરેલ છે

ત્યારપછી ઉત્કૃષ્ટ તથા જઘન્યથી તીર્થંકર પરમાત્મા–બલદેવ–વાસુદેવ–ચક્રવર્તી–નિધાનો–ચક્રવર્તીના એકેન્દ્રિય રત્નો તથા પંચેન્દ્રિયરત્નોનું સંખ્યાથી વર્ણન કર્યું છે.

આ ધાતકીખંડમાં સૂર્ય–ચન્દ્ર–ગ્રહ–નક્ષત્ર–તારાની સંખ્યા બતાવીને ધાતકીખંડનું વર્ણન પૂર્ણ કરીને કાલોદધિ સમુદ્રનું વર્ણન કરતાં પ્રથમ તેના નામની સાર્થકતા બતાવીને તેનો વિસ્તાર, ઉંડાઈ અને એના પાણીની મધુરતા તથા બાહ્ય–પરિધિ જણાવેલ છે.

ત્યારબાદ વિજયાદિ ચારે દ્વારોનું પરસ્પર અંતર, સૂર્ય–ચન્દ્ર તથા તેના અંતર્દ્વીપોનું સામાન્ય વર્ણન કરેલ છે.

આ સમુદ્રના સૂર્ય–ચન્દ્ર–ગ્રહ–નક્ષત્ર અને તારાઓની સંખ્યા બતાવેલ છે.

આ રીતે બાવીસમાં સર્ગની પૂર્ણાહુતી ઉપકારી ગુરૂદેવ તથા ઉપકારી માતા–પિતાને યાદ કરીને પૂજ્યપાદ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે કરી છે.

## સર્ગ તેવીસમો:

આ સર્ગની અંદર કાલોદધિ પછીના પુષ્કરાર્ધદ્વીપનું વર્ણન કરેલ છે.

આ દ્વીપનું વર્ણન કરતા પુષ્કરદ્વીપના નામની સાર્થકતા તથા તેનો વિસ્તાર બતાવેલ છે.

ત્યારપછી અર્ધભાગમાં રહેલા માનુષોત્તર પર્વતના નામની સાર્થકતા તેની સુંદરતા તથા ઉંચાઇ આદિનું માન તેનો આકાર અને આકાર પ્રમાણે પહોળાઇનું માન બતાવેલ છે.

ત્યારબાદ આ પર્વત ઉપર રહેનારા દેવો તથા મનુષ્યોનો વસવાટ તથા આ પર્વતના સુવર્ણની જાતિ બતાવીને તેની અંદર રહેલા લતા મંડપો, વાવડીઓ, ક્રીડા મંડપો, કૂટો, ગવાક્ષ, તથા કિલ્લા આદિનું નામ નિર્દેશ કરેલ છે.

આ પર્વત ઉપર રહેલા કૂટોના સ્વામી કોણ–કોણ છે ? તે તથા કઈ દિશા–વિદિશામાં છે ? તે જણાવીને સાથે જે મતાંતર પડયા છે તે પણ બતાવેલ છે.

આ પર્વતના ચાર કૂટો ઉપર જિનાલય છે, તે કેવી રીતે સંભવે છે, તે બતાવીને જે પરમાત્માના ચૈત્યને માનતા નથી તેમને જબ્બર પુરાવો આપીને એમની નબળાઈને પ્રદર્શિત કરી છે.

આ માનુષોત્તર પર્વતની મૂલ–મધ્ય તથા ઉપરની એમ ત્રણ પરિધિ બતાવેલ છે.

એવી જ રીતે પુષ્કરાર્ધની પણ બાહ્ય પરિધિ બતાવેલ છે. ત્યારપછી પુષ્કરાર્ધ દ્વીપમાં રહેલ ઈષુકાર પર્વત તથા તેના કૂટોની વિગતો પણ ધાતકીખંડ પ્રમાણે જ સમજવી એમ જણાવ્યું છે.

હવે આ દ્વીપમાં વિશેષ જે બે કુંડો છે તે કયા સ્થાને, કેટલા યોજને, કેટલા યોજન ઉંડા, પહોળા તથા કેવા આકારે છે, તે જણાવીને આ પુષ્કરાર્ધ ક્ષેત્રને પર્વતો તથા ક્ષેત્રો દ્વારા મધ્યમાં, મૂળમાં અને આગળ કેટલું ક્ષેત્ર રોકાયેલ છે તે સર્વ ગણિત-પૂર્વક બતાવેલ છે.

ધાતકીખંડ દ્વીપ ચાર લાખ યોજન પ્રમાણ છે જ્યારે પુષ્કરાર્ધ આઠ લાખ યોજન પ્રમાણે છે. એટલે ધાતકીખંડના પદાર્થોથી પુષ્કરાર્ધના પદાર્થો વિસ્તારમાં દ્વિગુણ છે. બાકી સંખ્યાથી એટલા જ છે. જેથી ક્ષેત્ર, પર્વત, નદી, કૂટ, વૃક્ષ, મેરૂપર્વત તથા દ્રહ આદિના નામ તથા વિસ્તારને સંક્ષેપમાં જણાવ્યું છે.

આ દ્વીપમાં રહેલા આઠ વિહરમાન તીર્થંકર પરમાત્માઓના નામ તથા તેઓ કયા વિજયમાં વિચરે છે, તે જણાવેલ છે.

આ દ્વીપના ચન્દ્ર–સૂર્ય–ગ્રહ–નક્ષત્ર તથા તારાનું સંખ્યાથી માન તથા આ મનુષ્ય-ક્ષેત્રની બહાર ઉત્પત્તિ અને મૃત્યુ નથી, તેમજ તેમાં કોઈ દેવ પણ પોતાની શકિતનો ઉપયોગ કરે તો શું બને તે જણાવેલ છે.

આ બતાવીને હવે આ મનુષ્યક્ષેત્રની બહાર શું–શું નથી તે શ્લોક દ્વારા તથા પછી જીવાભિગમ સૂત્રના પાઠો દ્વારા જણાવ્યું છે.

આ રીતે ૨૦૩ શ્લોકમાં વર્ણન કર્યા બાદ ૩૦ શ્લોકમાં મનુષ્ય ક્ષેત્રનું એટલે અઢીદ્વીપના સર્વ પદાર્થોનું સંખ્યાથી સરવાળો કરીને ટુંક વર્ણન કરેલ છે. જે એક યંત્રનું કાર્ય કરે તેવું છે.

ફરી ગુરૂના પરમ ભક્ત તેમ પરમાત્માના પરમ સેવક પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે વીશ વિહરમાન ભગવાનોના નામ લઈને સ્તુતિ કરીને ઉત્કૃષ્ટથી તથા જઘન્યથી તીર્થંકર પરમાત્માની હાજરી, કેવલી ભગવંતો, ચક્રવર્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ, નિધિઓ, રત્નો (એકેન્દ્રિય તથા પંચેન્દ્રિય) વગેરેનું સંખ્યાથી માન આપેલ છે.

એ રીતે અઢીદ્વીપના પદાર્થોનું વર્ણન પૂર્ણ કરીને પછી શાશ્વત ચૈત્યો તથા પ્રતિમાજીઓનું સ્થાન તથા સંખ્યા બતાવેલ છે તથા નંદીશ્વર દ્વીપમાં ચૈત્યોમાં જે મતાંતર છે, તે જણાવીને છેલ્લે ૩૨૫૯ ચૈત્યોને તથા ૩, ૯૧, ૩૨૦, જિનપ્રતિમાઓને નમસ્કાર કરેલ છે.

આ સાથે અધોલોક તથા ઉર્ધ્વલોકના શાશ્વત ચૈત્યો તથા પ્રતિમાજીઓની સંખ્યા તથા આસન વગેરે તથા કયા સ્થાને પ્રતિમાજી કેટલા ઉંચા છે તે જણાવેલ છે.

એ રીતે શાશ્વત ચૈત્યો તથા પ્રતિમાજીઓનું ખૂબ જ વિસ્તારથી વર્ણન કરેલ છે. આપણે એ શાશ્વત ચૈત્યોની ભાવ યાત્રા કરવી હોય, તો સમજી શકાય તેવી રીતે જણાવીને આ સર્ગને પૂર્ણ કરેલ છે.

## સર્ગ ચોવીસમો:

પૂજ્ય ઉપકારી ઉપાધ્યાયજી મહારાજની તીવ્ર મેધા શક્તિના કારણે તેઓ જે ક્રમથી વિશ્વદર્શન કરાવતા આગળ જઈ રહ્યા છે તેમાં અઢીદ્વીપ બહારના સ્થિર સૂર્ય–ચન્દ્ર આદિ જ્યોતિષ્કોનું આંતરા–પ્રકાશક્ષેત્ર તથા સંખ્યા વગેરેનું જુદા–જુદા મતો દ્વારા વિસ્તારથી ૮૦ શ્લોકમાં વર્ણન કરેલ છે.

આ રીતે ચન્દ્ર–સૂર્યનું વર્ણન કરીને હવે આગળ રહેલા પુષ્કરોદ સમુદ્ર તેની સુંદરતા તથા વિસ્તારનું વર્ણન કરેલ છે

હવે ક્રમશ . વારૂણીવર દ્વીપ, તેનો વિસ્તાર, તથા તેમાં રહેલી વાવડીઓનું વર્ણન બતાવીને વારૂણીવરોદ સમુદ્રના નામની સાર્થકતા બતાવવાપૂર્વક તેની પરિધિ–વિસ્તાર તથા તેમના અધિષ્ઠાયક દેવોના નામ જણાવેલ છે.

ત્યારબાદ ક્ષીરવર દ્વીપ તથા સમુદ્રનું ખૂબજ સુંદર વર્ણન કરેલ છે.

હવે ઘૃતવર દ્વીપ તથા ઘૃતોદ સમુદ્ર, ક્ષોદવર દ્વીપ તથા ક્ષોદોદ સમુદ્રના નામની સાર્થકતા બતાવીને તેનો વિસ્તાર બતાવેલ છે

ત્યારપછી કયા સમુદ્રોના પાણીનો કેવો સ્વાદ છે તે ટુંકમાં બતાવેલ છે.

ત્યારપછી નદીશ્વર દ્વીપનું વર્ણન છે. તેમાં પ્રથમ તેના નામની સાર્થકતા બતાવેલ છે.

હવે એજ દ્વીપમાં રહેલા અંજનગિરિ પર્વતો તથા તેની વાવડીઓનું ખૂબ જ વિસ્તારથી વર્ણન છે. વાવડી અંગે જે મતાંતર છે તે પણ સ્પષ્ટ કરેલ છે.

આ વાવડીઓના મધ્યભાગમાં રહેલ દધિમુખ પર્વતનો આકાર તથા વિસ્તાર બતાવીને દધિમુખ નામની સાર્થકતાનું વર્ણન કરેલ છે.

આ અંગે પણ જે મતાંતર છે તે જણાવેલ છે. આ જણાવીને પછી આ પર્વતો ઉપર રહેલ શાશ્વત જિન પ્રાસાદોની વિશાળતા બતાવીને તેની રમણીયતાનો અણસાર ૭ શ્લોકોમાં બતાવેલ છે.

ત્યારપછી પ્રેક્ષામંડપ, અક્ષપાટક, તથા મણિપીઠિકા અને એની ઉપર લટકતી મોતીની માળાનું વર્ણન છે.

આ મોતીની માળા કેટલા પ્રમાણની છે તે વિશેષથી જણાવેલ છે. (આના વર્ણનને સમજાવવા માટે પરિશિષ્ટમાં યંત્ર આપેલ છે. તેમાં તેનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.

આ નંદીશ્વર દ્વીપમાં ભવ્ય જિનાલયોની શોભા પૂજા કરનારાઓથી કેવી વૃદ્ધિને પામે છે તેનું વર્ણન છ શ્લોકોમાં ખૂબ જ આકર્ષક રીતે કરેલ છે.

આ દ્વીપ ઉપર કયા સ્થાને ક્યા દેવો અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે તે બતાવીને ત્યાં ગંધર્વ દેવો કેવી રીતે નૃત્ય કરે છે તે બતાવેલ છે. અને તે પ્રસંગમાં કુમારનંદી સોનીના પ્રસંગનું વર્ણન કર્યું છે.

અહિં જંઘાચરણ તથા વિદ્યાચારણ મહાત્માઓ કેવી રીતે આવે છે તે બતાવીને પછી રતિકર પર્વતોનું તથા તે પર્વતોની ચારે દિશામાં કઈ કઈ દેવીઓની રાજધાનીઓ છે તેનું ખૂબ વિસ્તારથી વર્ણન છે.

આ વર્ણનમાં જે-જે વિશેષતા કે મતાંતર છે તે પણ જણાવેલ છે. એ પ્રમાણે આ દ્વીપનું વર્ણન કરીને પછી નંદીશ્વર સમુદ્રનું અને ત્યારપછી અરૂણદ્વીપ અને અરૂણોદ સમુદ્રનું વર્ણન તેના નામની સાર્થકતા બતાવવાપૂર્વક જણાવેલ છે.

ત્યારપછી અરૂણવર દ્વીપ તથા અરૂણવર સમુદ્રનું વર્ણન કરીને અરૂણવરાવભાસ દ્વીપ અને સમુદ્રનુ વર્ણન કરેલ છે.

ત્યારપછી બારમો કુંડલદ્વીપ કઈ રીતે ઘટે તે બતાવેલ છે.

ત્યારપછી દરેક દ્વીપ-સમુદ્રોનું ત્રિપ્રત્યાવતાર કહેલ છે. તે વિગતવાર મતાંતરો ટાંકીને બતાવેલ છે.

હવે કુંડલગિરિ પર્વતનું, તેના ઉપર રહેલા જિનાલયોનું, ત્યાં રહેલી બત્રીશ રાજધાનીઓનું વિશેષથી વર્ણન કરેલ છે

ત્યારપછી છપ્પન દિક્કુમારીકાઓના સ્થાનની વિગત બતાવીને છેલ્લા પાંચ દ્વીપ-સમુદ્રોના નામ બતાવવાપૂર્વક સ્વયંભૂરમણ-સમુદ્રનું કાવ્યમય શૈલીથી વર્ણન કરીને પૂજ્ય ઉપકારી ગુરૂદેવ તથા માતા-પિતાને યાદ કરીને પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે સર્ગ પૂર્ણ કરેલ છે.

## સર્ગ પચીસમો:

તિર્ચ્છાલોકનું લોકાંત વર્ણન કરીને હવે ઉર્ધ્વ ભાગમાં રહેલા સ્થિર જ્યોતિષ ચક્રનું વર્ણન આ સર્ગની અંદર કરેલ છે.

જ્યોતિષ્કોનું સ્થાન ક્યાં છે. ચન્દ્ર-સૂર્ય આદિ કેટલાં યોજને રહેલા છે તથા કેવી રીતે ભ્રમણ કરે છે તે બતાવેલ છે.

આ ચંદ્ર-સૂર્યના સ્થાનના અંતર વિષે જે મતાંતર છે તે પણ સ્પષ્ટ કરેલ છે.

જ્યોતિષ ચક્રના વિમાનોનો આકાર કેવો છે તે બતાવતા જે શંકા થઈ તેનો સ્પષ્ટ ખ્યાલ આપવાપૂર્વક સમાધાન કરેલ છે.

હવે, આ વિમાનોને વહન કરનારા સેવક દેવોની સંખ્યા તથા તેમના મનની પ્રસન્નતા બતાવીને તેઓ કેવા-કેવા રૂપો કરીને કેવી રીતે તે વિમાનોને વહન કરે છે. તે ખૂબજ વિસ્તારથી બતાવેલ છે.

આ જણાવ્યા બાદ એક-બીજાની અપેક્ષાએ ગતિની મંદતા-તીવ્રતા બતાવી છે.

ત્યારપછી તારાઓનુ અંતર તથા તેમના વિમાનનું વર્ણન પણ શક્ય એટલા વિશેષ વિસ્તારથી કરેલ છે.

આ જ્યોતિષ્ક દેવોનો પરિવાર-પર્ષદા તથા સભાની સંખ્યાનામ નિર્દેશપૂર્વક જણાવ્યા બાદ જ્યોતિષ્ક દેવોનો ઉત્કૃષ્ટ વિરહકાળ તથા એ દેવોની ગેરહાજરીમાં શાસન કોણ ચલાવે? તે સર્વ હકીકત આગમમાં પુરાવા સાથે જણાવેલ છે.

આ જ્યોતિષ્ક દેવોના મુકુટમાં જે ચિહ્નો હોય છે તે ચિહ્નોની વિગત જણાવી છે.

આટલી વિગત બતાવ્યા બાદ ચન્દ્રની જે ચાર અગ્રમહિષીઓ છે તેમના નામ તથા તેમના પૂર્વભવની હકીકત તથા વર્તમાનમાં તેમની વિકુર્વણાની શક્તિ બતાવી છે.

ચન્દ્રની જેમ સૂર્ય-ગ્રહ-નક્ષત્ર તથા તારાનાં દેવોની પણ અગ્રમહિષીઓ તેમના નામ, તેમની જઘન્ય-ઉત્કૃષ્ટ સ્થિતિ વગેરેનું વિસ્તારથી વર્ણન કરેલ છે.

આટલું વિસ્તારથી જણાવ્યા પછી અહિ પ્રસંગને પામીને એક વિચારણીય પ્રશ્નોત્તર ગ્રંથકાર પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ કરી રહ્યા છે કે પ્રાણીને પ્રાપ્ત થતા સુખો કે દુઃખો કર્માધીન છે. તેવી સજ્જડ માન્યતા જૈન શાસનની છે તો પછી સુખ-દુઃખાદિના નિમિત્ત-રૂપે જ્યોતિષીઓને કેમ ગણાવવામાં આવે છે? આ પ્રશ્નનો મનનીય ઉત્તર ગ્રંથકારશ્રી પોતે જ ફરમાવીને અનેકને સચોટ સુંદર માર્ગદર્શન પુરૂં પાડયું છે કે આ જ્યોતિષ ચક્ર મુજબ મૂહુર્ત્તનુ પ્રયોજન કેમ છે અને આવશ્યક પણ કેમ છે. એ રીતે મહત્ત્વનો આ વિષયની ચર્ચાપૂર્વક સમાધાન કરીને આ પચીસમો સર્ગ પૂર્ણ કરેલ છે.

## સર્ગ છવીસમોઃ

અધોલોક અને તિર્ચ્છાલોકના સર્વ પદાર્થોની શક્ય એટલા વિસ્તાર તથા સૂક્ષ્મતાથી વિગત જણાવીને હવે પૂજ્યપાદ્ ઉપાધ્યાયજી મહારાજ હવે પછીના ૨૬-૨૭ મા સર્ગમાં ઉર્ધ્વલોકનું વર્ણન કરી રહ્યા છે.

સૌ પ્રથમ પરમ કૃપાળુ પાર્શ્વનાથ ભગવાનને નમસ્કાર કરવા રૂપ મંગલ કરીને ઉર્ધ્વલોક ક્યાંથી શરૂ થાય છે તે જણાવેલ છે. ઉપરના પ્રથમ રાજલોકમાં રહેલા પ્રથમ સૌધર્મ તથા બીજા ઇશાન દેવલોકનું વર્ણન કરતા તે દેવલોકના આકાર, સ્થાન લંબાઇ તથા પહોળાઇ બતાવીને તેઓના ૧૩ પ્રતરોની વિગત જણાવી છે.

આ પ્રતરોમાં ઈન્દ્રક વિમાનો તેના નામો અને પછી ત્રીજા દેવલોકથી સર્વાર્થ સિદ્ધ વિમાન સુધીના પ્રતરોની સંખ્યાનું નિરૂપણ કરીને કુલ સંખ્યા બતાવી છે. તે પ્રતરોની સંખ્યા કઇ રીતે લેવામાં આવી છે તે પણ જણાવેલ છે

પંક્તિગત વિમાનો અહિં તિર્ચ્છાલોકના કયા સ્થાનથી બરાબર ઉપર છે. તે તથા ઉપર ઉપરના પ્રતરમાં પંક્તિગત વિમાનોની સંખ્યાનો ક્રમ જણાવેલ છે.

આ વિમાનોનો આકાર ત્રણ પ્રકારે બતાવેલ છે તે ત્રણે પ્રકારના વિમાનો કયા ક્રમે હોય તે પણ જણાવેલ છે

હવે, પ્રથમના બન્ને દેવલોકોના તેર પ્રતરોમાં પંક્તિગત કેટલા કેટલા વિમાનો છે તે સર્વ સંખ્યા બતાવીને પછી ક્રમશઃ દરેક પંક્તિમાં ગોળ-ત્રિકોણ અને ચોરસ વિમાનો કેટલા-કેટલા છે તે તથા તેનો સરવાળો કરીને સર્વ સંખ્યા બતાવી છે.

પંક્તિગત વિમાનોની સર્વ સંખ્યા બતાવીને બાકીના પુષ્પાવકીર્ણ વિમાનો ક્યાં-ક્યાં હોય તે તથા તેમના આકારની વિગત જણાવીને સર્વ સંખ્યા બતાવી છે.

એ પ્રમાણે બન્ને દેવલોકના ફાળે કેટલા-કેટલા વિમાનો આવે તે જણાવી દીધું છે.

આ બન્ને દેવલોકના વિમાનોની સુંદરતાનું વર્ણન કરીને તેમાં ઇશાનેન્દ્રની અધિકતા બતાવીને હવે તે વિમાનો કેવા વિશાળ તથા અંદર કેવી રચનાવાળા હોય છે તે ખૂબ જ વિસ્તારથી જણાવે છે.

આ વિમાનોની વિશાળતાને સમજાવવા માટે દેવોની ગતિનું માન બતાવીને દૃષ્ટાંત દ્વારા જણાવવામાં આવ્યું છે કે, આ વિમાનોમાંથી કેટલાક વિમાનોને દેવો ૬ મહિનામાં અવગાહન કરી શકે અને કેટલાકનું કરી શકતા નથી.

દેવલોકોની સુંદરતાનું વર્ણન કરીને ત્યાં રહેતા સતત પ્રકાશમય તથા સુગંધી વાતાવરણનું વિવિધ ઉપમાઓથી વર્ણન કર્યું છે.

પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે આગમમાંથી તારવીને જ્ઞાનાનંદમાં મગ્ન બની આ વિમાનોમાં વિવિધ સ્થળે રહેલા વનખંડો, વાવડીઓ, ક્રીડા યોગ્ય મંડપો, પર્વતો, હીંચકાઓ તથા આસનોનું ખૂબ જ વિસ્તારથી વર્ણન કર્યું છે

એ વિમાનોમાં રહેલા પ્રાસાદોની રચના કેવી છે એ પ્રાસાદોના પરિવાર પ્રાસાદો કેવા અને કેવી રીતે રહેલા છે તે તથા તેમની સંખ્યા તેમની ઊંચાઈ આદિનું માન બતાવેલ છે.

ત્યાર પછી સુધર્મા સભાનું વર્ણન છે. તેની અંદર પીઠીકાઓ, મધ્યમાં મણિ પીઠીકા માણવંક સ્તંભ, ફલક, સિક્કા તથા વજ્રના ડાભડાની હકીકત છે

એ રીતે શક્ય વિસ્તારથી અને આમ ટૂંકમાં સુધર્માસભાનું વર્ણન કરીને તેના ઈશાન ખૂણામાં રહેલા જિનાલય એટલે સિદ્ધાયતનનું વર્ણન છે. તેમાં પૂજા ભક્તિમાં વપરાતી વિવિધ સામગ્રીઓના નામો બતાવેલ છે.

સિદ્ધાયતનના ઈશાન ખૂણામાં ઉપપાત સભા, હ્રદ, અભિષેક સભા, અલંકાર સભા, વ્યવસાય સભા, તથા નંદા નામની વાવડી એમ બધાનું ખૂબ જ સુંદર રીતે વર્ણન કર્યું છે. અને એ રીતે વિમાનોનું વર્ણન પૂર્ણ કરેલ છે.

ત્યારબાદ વિમાનના સ્વામી દેવોની ઉત્પતિ સમયે કેવી સ્થિતી હોય છે. તેમનો આચાર, અભિષેક આદિનું કાર્ય સેવક દેવો કેવી રીતે કરે છે અને ઉત્પત્તિ પછી એ સ્વામીદેવ દરેક સભામાં શું શું કરે છે અને તેના સિદ્ધાયતનમાં આવીને પરમાત્માની કેવી વિધિ પૂર્વક તથા એકાગ્રતાથી અંગ–અગ્ર પૂજા તથા ભાવ પૂજા કરે છે તે જણાવેલ છે.

અહીં પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે મૂર્તિને નહિં સ્વીકારનારને માર્ગદર્શન આપ્યું છે કે ખરેખર સત્ય શું છે.

તે સ્વામીદેવ વિવિધ રીતે પૂજા વિધિ વગેરે કરીને સભા આદિની તથા ત્યાંના દ્વાર પીઠીકા આદિ ઉપર થાપા વગેરે કરીને પોતાના આચરને પૂર્ણ કરે છે.

આ સર્વ હકીકત શ્રી રાજપ્રશ્નીય સૂત્રમાં સૂર્યાભદેવના વિમાનના વર્ણનમાં બતાવેલ દેવોના સ્વામીની ઉત્પત્તિની રીત પ્રમાણે બતાવેલ છે.

અહીં ઉત્પન્ન થયેલા દેવોનું શરીર કેવું રમણીય હોય છે તે જણાવીને ૧૨ ઈન્દ્રોના નામ તથા તેમના વિમાનોના નામ તથા મુકટના ચિહ્ન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જણાવેલ છે

અહીં રહેલા દેવો, પોતાનો સમય કેવી રીતે પસાર કરે છે તે જણાવેલ છે તેમાં પણ આ વિવેકી એવા દેવોને કામ કેવી રીતે પીડે છે તે આગમથી જાણી પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે વિસ્તારથી જણાવેલ છે. પણ છેલ્લે સજાગતા લાવવા માટે મોહરાજાના આ સૈનિકો કેવા છેતરનારા છે તે જણાવીને કામ–ભોગના પરિણામની ભયંકરતાને સ્પષ્ટ કરી છે.

ત્યાર બાદ આ દેવોનો આહાર સ્થિતિ શ્વાસોશ્વાસ વગેરે વિગત જણાવેલ છે.

અહીં રહેલા દેવોના નાટક કેટલા વર્ષ પ્રમાણ ચાલે તથા કયા કારણે અહીં મનુષ્ય લોકમાં તેઓ આવતા નથી તે સર્વ હકીકત આગમના પુરાવા પ્રમાણે જણાવેલ છે.

મનુષ્યલોકની આવી ભયંકર દુર્ગંધ આદિ હોવા છતાં પણ કયા કારણે તેઓ મનુષ્યલોકમાં આવે છે તે પણ દૃષ્ટાંત પૂર્વક જણાવેલ છે.

હવે આ દેવો નીચે નરકમાં પણ કયાં સુધી તથા કયા કારણે જાય છે તે પણ બનેલા દૃષ્ટાંત પૂર્વક જણાવેલ છે.

ત્યારપછી આ દેવોના અવધિજ્ઞાનનો વિષય દરેક પ્રતરના જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્ય કૃત્રિમ વૈક્રિય શરીરનું પ્રમાણ તથા તે દેવોની ગતિ–આગતિ જણાવેલ છે.

અહિં બન્ને દેવલોકમાં દેવીઓ કેવી હોય? તેમની સ્થિતિ, તેમનું ઐશ્વર્ય તથા કેટલા આયુષ્યવાળી દેવી કયા દેવલોકના દેવોને ભોગ્ય હોય તે વિસ્તારથી વર્ણન કરેલ છે.

બધા દેવલોકોના દેવો અમુક કર્માંશોને કેટલા વર્ષે ખપાવે છે તે વિગતવાર જણાવેલ છે.

હવે આ દેવોને સુખ તો ખૂબ હોય છે તે બતાવ્યું પણ તેઓને દુઃખ શોક પણ હોય છે; થાય છે, તે દૃષ્ટાંત પૂર્વક બતાવીને તેમને નિદ્રાનો ઉદય કેવી રીતે હોય તે કર્મગ્રન્થના વિષય દ્વારા જણાવેલ છે.

સમ્યક્દૃષ્ટિ તથા મિથ્યાદ્રષ્ટિ દેવોના મનના પરિણામો કેવા પ્રકારના થાય છે તે જણાવીને સમ્યક્દૃષ્ટિ દેવો પરમાત્મ ભક્તિમાં કેવા ઓત–પ્રોત થાય છે–તે બતાવેલ છે. તથા તેઓ સાધુ મહાત્માની ભક્તિ–ઔચિત્ય–વંદનાદિ કેવી રીતે કરે છે તે જણાવેલ છે.

આ વર્ણન થતાં વચ્ચે ધર્મ કરીને સદ્‌ગતિ ગામી બને છે એ વાત આવતાં દેવોને તો અધર્મસ્થિત કહ્યા છે તે આગળ વાક્ય કેમ ઘટે? એ પ્રશ્ન ઉભો થતાં ભગવતી સૂત્રના આધારે આ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો કરીને દેવો કેવી રીતે અધર્મસ્થિત છે–તે જણાવી દીધું છે.

આ રીતે દેવલોક, દેવ વિમાન, તે વિમાનના સ્વામી દેવનું સર્વ વિશેષથી વર્ણન કરીને હવે સૌધર્મેન્દ્ર તથા ઇશાનેન્દ્રનુ સ્વરૂપ બતાવ્યું છે.

તેમાં પ્રથમ વર્તમાનના શક્રેન્દ્રના પૂર્વ ભવનો વૃત્તાંત કલ્પવૃત્તિ તથા ભગવતી સૂત્રના અભિપ્રાય પૂર્વક ગતાવેવ છે.

ત્યારપછી એ ઈન્દ્ર મહારાજાની ત્રણ પર્ષદા, તેની સંખ્યા તથા સ્વભાવ આદિનું વર્ણન છે.

ઈન્દ્રના સામાનિક દેવો ત્રાયસ્ત્રિંશ દેવોનું વર્ણન છે. તેમાં વર્તમાનના ત્રાયસ્ત્રિંશ દેવોના પૂર્વભવનો વૃત્તાંત જણાવેલ છે.

ઈન્દ્ર મહારાજાના આત્મરક્ષક દેવો તથા સાત સૈન્યો તેના નામ તથા સંખ્યાનું વિશેષ વર્ણન કરેલ છે.

ત્યાર પછી સેનાપતિઓની ઇચ્છાઓ તથા વાહનરૂપ વિમાનના અધિકારી પાલક દેવનુ વર્ણન છે.

ઇન્દ્ર મહારાજાની પર્ષદા દ્વારા કાર્ય કરવાની પદ્ધતિનું વર્ણન કરીને તેમની શક્તિનું વર્ણન કરતાં અમોઘ શક્તિવાળા વજ્રની વિગત જણાવી છે. આ અવસરે ચમરેન્દ્રના ઉપપાતના પ્રસંગને યાદ કરીને ચમરેન્દ્ર પરમાત્મ મહાવીર સ્વામી ભગવાનના ચરણોમાં આવ્યા એ વિશેષથી વર્ણન છે.

અહીં પ્રશ્ન થયો છે કે પરમાત્માના શરણે આવેલા ચમરેન્દ્રને હણવા આવતા વજ્રને શક્રેન્દ્ર પરમાત્માથી ચાર આંગળ દૂરથી જ સંહરી લીધું તે કેમ બન્યું તેનું વિશ્લેષણ-પ્રશ્નોત્તરી પૂર્વક કરેલ છે.

વૈમાનિક દેવો અને ભવનપતિ દેવો સાથે ભવપ્રત્યયથી ક્યારેક યુદ્ધ વગેરે પણ થાય છે તે વખતે શસ્ત્ર (આયુધ) તરીકે શું હોય છે તે જણાવેલ છે.

આ ઇન્દ્ર મહારાજાની વિકુર્વણા શક્તિનું માન બતાવીને તેમના પરિવારના દેવોની શક્તિને સાથે લેતા કેટલા રૂપો કરી શકે તે હકીક્ત વિસ્તૃતથી જણાવેલ છે.

ઇન્દ્ર મહારાજાની આઠ અગ્રમહિષીઓનાં નામ તથા તેમના પૂર્વભવના નામો માતા-પિતા તથા નગરીનું ટુંકથી વર્ણન છે. તે મહિષીઓ ૧૬૦૦૦-૧૬૦૦૦ પરિવાર દેવીઓને વિકુર્વે છે અને ઇન્દ્ર મહારાજા તેમની સાથે અનેક પ્રકારના સુખોને ભોગવે છે તેનું વર્ણન કરેલ છે.

આ ઇન્દ્ર મહારાજાને ચાર લોકપાલો છે. તેમાં પ્રથમ સોમ મહારાજાનો પરિવાર, અગ્રમહિષીઓ તેમનાથી વિકુર્વિત દેવીઓ તથા તેમનું કાર્ય તેમના આજ્ઞાવર્તી દેવો વિગેરેનું વર્ણન છે. તેવી જ રીતે યમ-વરુણ તથા કુબેર મહારાજાનું પણ વિસ્તૃત વર્ણન છે.

ત્યાર પછી વચ્ચે-વચ્ચે ઇન્દ્ર મહારાજા અવધિજ્ઞાનથી જંબૂદ્વીપને જુએ છે ત્યારે જંબૂદ્વીપમાં ચતુર્વિધ સંઘમાં થતા શુભ કાર્યોની દેવસભામાં પ્રશંસા કરે છે તે ઇન્દ્રના જુદા-જુદા વિશેષણો તેમના દ્વારા થયેલા શુભ કાર્યોના આધારે કહ્યા છે.

આ ઇન્દ્ર મહારાજાએ ભગવાનને અવગ્રહ બાબત પૂછ્યું ત્યારે ભગવાને જે અવગ્રહ બતાવ્યા અને તેમાં ઇન્દ્ર મહારાજાએ પોતાની અવગ્રહની જે છૂટ આપી તે સર્વ હકીક્ત જણાવી છે.

એ રીતે આ ઇન્દ્ર મહારાજાને એકાવતારી જણાવીને એમના સંબંધી વર્ણન પૂર્ણ થયેલ છે.

ત્યાર પછી બીજા ઇન્દ્ર, ઇશાનેન્દ્રનું વર્ણન છે તેમાં પ્રથમના ઇન્દ્રની જેમ ઇન્દ્રક-વિમાનોનું વિવરણ કરીને પછી આ ઇશાનેન્દ્ર જે પૂર્વભવમાં તામલિ રાજા હતા અને

છેલ્લે તાપસ કેમ બન્યા અને ત્યાંથી ઈશાન ઈન્દ્ર તરીકે કેવી રીતે થયા તે તેમના પૂર્વના જીવન વૃત્તાંત દ્વારા જણાવીને બાલ તપથી આવી કર્મ નિર્જરા થઈ, પણ એટલો જ તપ જો સમ્યક્દૃષ્ટિ કરે તો કેવા ફળ મેળવે તે સર્વ હકીકત જણાવી છે.

ત્યારપછી ઈશાનેન્દ્ર જિનેશ્વરની પૂજા વગેરે સિંહાસન પર બેસે છે તે સર્વ સૌધર્મેન્દ્ર પ્રમાણે જણાવ્યું છે.

આ ઈન્દ્રના ત્રાયસ્ત્રિંશ દેવતાઓનો પૂર્વભવ જણાવીને તેમના સામાનિક દેવો, આત્મરક્ષક દેવો, પર્ષદાના દેવો તથા દેવીઓની સંખ્યા બતાવી તેમના આયુષ્ય જણાવ્યા છે.

તેમની આઠ અપ્સરાઓનાં નામ તથા ટૂંકમાં પૂર્વભવ જણાવીને આયુષ્ય બતાવ્યું છે પછી કુલ ૫૬ ઇન્દ્રોની–ઈન્દ્રાણીઓનો સરવાળો બતાવ્યો છે.

આ ઈન્દ્રની આઠ પટ્ટરાણીઓનો પરિવારની સંખ્યા બતાવીને તેમની સાથે ભોગ–વિલાસનું સ્થાન વગેરે બતાવેલ છે.

હવે ઈન્દ્ર મહારાજાના સાત સૈન્ય તેમના અધિપતિઓના નામો ગમનાગમનનું વિમાન તથા તેની વિકુર્વણા કરનાર દેવનું નામ જણાવેલ છે.

આ ઈન્દ્ર મહારાજાનું શસ્ત્ર તેની શક્તિ તથા તેમનું વાહન અને વશવર્તી દેવતા-ઓનું વર્ણન છે. સાથો–સાથ વિકુર્વણા શક્તિ પણ જણાવી છે.

ત્યારપછી તેમના લોકપાલો, તેમના આવાસો, રાજધાની, આયુષ્ય પટ્ટરાણીઓના નામ, પત્ર સ્થાનીય દેવતા વગેરેની વિગત ટૂંકથી કહેલ છે.

ત્યારબાદ આ ઈશાનેન્દ્રની વિશેષતાઓને જણાવતા તથા તેમની શક્તિ સૌધર્મેન્દ્રથી વિશેષ છે તે બતાવતા તેમની મહત્તા તથા બન્ને ઈન્દ્રોની ચર્ચાનું વર્ણન છે.

કયારેક કોઈ નાના વિમાનના કારણે બન્ને ઈન્દ્રો વચ્ચે ઝઘડો થાય ત્યારે સનત્કુમાર ઈન્દ્ર અથવા સામાનિક દેવતાઓ કેવી રીતે શાંત કરે તે હકીકત આગમોના પાઠ પૂર્વક જણાવેલ છે.

આ રીતે પરમાત્માની ભક્તિમાં મગ્ન આ ઈન્દ્ર મહારાજા આવતા ભવમાં મુક્તિવધૂને પામશે તે જણાવીને આ સર્ગને પૂર્ણ કરેલ છે.

## સર્ગ સત્યાવીસમો

પ્રમથના બે દેવલોકોનું વર્ણન કરીને, હવે આ સર્ગમાં બાકીના બધા જ દેવલોકો તથા એની વચ્ચે આવતા અન્ય પદાર્થોનું વર્ણન છે.

તેમાં સૌ પ્રથમ સનત્કુમાર તથા માહેન્દ્ર દેવલોકનું વર્ણન કરતાં તેમનું સ્થાન તથા આકાર બતાવીને તેના પ્રતરોની સખ્યા તથા પ્રતરોના મુખ્ય ઈન્દ્રક વિમાનોના નામો બતાવ્યા છે.

ત્યારપછી દરેક પ્રતરમાં ક્રમશઃ જે વિમાનો છે, તેની કુલ સંખ્યા, ત્યારપછી દરેક પંક્તિમાં ત્રિકોણ–ગોળ અને ચોરસ વિમાનો કેટલા હોય તે તથા તેમનો કુલ સરવાળો કરીને જણાવેલ છે.

તેમાં વળી પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા બતાવી બન્ને દેવલોકના અધિકારમાં કેટલા–કેટલા વિમાનો આવે તેની સંખ્યા તથા તે વિમાનો કેવી રીતે રહેલા છે તે તથા તેમા રહેલા પ્રાસાદો કેવા છે તે જણાવેલ છે.

બન્ને દેવલોકમાં પૂર્વના પ્રબળ પુન્યોદયથી ઉત્પન્ન થયેલા દેવોનાં મુકુટના ચિહ્નો દરેક પ્રતરના જઘન્ય–ઉત્કૃષ્ટ આયુષ્ય તથા આયુષ્ય પ્રમાણે શરીરમાન, આહાર, શ્વાસોચ્છવાસ, કામભોગની અભિલાષા, અવધિજ્ઞાનનો વિષય, લેશ્યા, ગતિ, આગતિ તથા ઉત્પત્તિ–ચ્યવનનું જઘન્ય ઉત્કૃષ્ટ અંતરનું વર્ણન પૂર્વની જેમ કરેલ છે.

ત્યારપછી સનત્કુમારાવતંસક વિમાનમાં ઉપપાત સભામાં ઉત્પન્ન થતાં સનત્કુમારેન્દ્રની ઉત્પત્તિ, તેમની પર્ષદાની સંખ્યા, તે પર્ષદાના દેવોનું આયુષ્ય, લોકપાલો સાત સૈન્યો તેમની સંખ્યા, આત્મ રક્ષક, દેવોની સંખ્યા, યાન વિમાન તથા તેની વિકુર્વણા કરનાર દેવનું સ્વરૂપ વગેરે સામાન્યથી બતાવેલ છે.

ત્યારપછી આ ત્રીજા ઇન્દ્ર મહારાજાની વૈક્રિય શક્તિનું વર્ણન કરીને ભોગેચ્છુ એવા તે ઇન્દ્ર કયા સ્થાને–કેવી રચના કરીને કેવી રીતે કામ ભોગ કરે છે તે જણાવેલ છે.

એવી જ રીતે ચોથા ઇન્દ્રનું પણ જણાવ્યું છે.

એ પ્રમાણે ભોગ–સુખ ભોગવતા સનત્કુમારેન્દ્ર મહાવિદેહમાં ઉત્પન્ન થઇને સિદ્ધિગતિ ગામી બનશે તે જણાવીને તેમનું વિવરણ પૂર્ણ કર્યું છે.

તેવી જ રીતે માહેન્દ્ર દેવલોકના ઇન્દ્રનું પણ સનત્કુમારેન્દ્ર પ્રમાણે જ સર્વ વૃત્તાંત સામાન્યથી જણાવીને પૂર્ણ કરેલ છે.

હવે ત્રીજા દેવલોકની ઉપર રહેલા પાંચમા બ્રહ્મલોક નામના દેવલોકનું વર્ણન કરતાં તે દેવલોકનું સંસ્થાન બતાવીને તેના પ્રતરોની સંખ્યા, પ્રતરોના ઇન્દ્રક વિમાનોનાં નામ દરેક પ્રતરના વિમાનોની સંખ્યા પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા તથા વિમાનોના સર્વ સંખ્યા બતાવેલ છે.

આ બ્રહ્મ દેવલોક કોના આધારે પ્રતિષ્ઠિત છે તે જણાવીને તેમાં રહેલા વિમાનોના પ્રાસાદોની ઉંચાઈ, વર્ણ–ગંધ–રસ–સ્પર્શની વિશેષતા તથા અહિં ઉત્પન્ન થનાર દેવોની પૂન્યાઈ બતાવીને અહિંના દેવોના મુકુટના ચિહ્ન તથા લેશ્યા બતાવેલ છે.

ત્યાર પછી અહિંના દેવોનું દરેક પ્રતરવાર જઘન્ય તથા ઉત્કૃષ્ટ આયુષ્ય બતાવેલ છે.

આયુષ્ય પ્રમાણે શરીરમાન, આહાર, ઉચ્છ્‌વાસ, કામાભિલાષ, ગતિ. આગતિ, ચ્યવન. ઉત્પત્તિનું અંતર તથા અવધિજ્ઞાનની મર્યાદાનું સંક્ષેપથી વર્ણન કરે છે.

ત્યાર પછી પાંચમા દેવલોકના ઇન્દ્ર બ્રહ્મદેવનું વર્ણન છે, બ્રહ્મલોકાવતંસક નામના વિમાનમાં રહેલા આ ઇન્દ્ર મહારાજાના પરિવાર રૂપ સામાનિક દેવો, તેમનું આયુષ્ય, અભ્યંતર, મધ્યમ અને બાહ્ય પર્ષદાના દેવો તથા સર્વેનું આયુષ્યમાન બતાવેલ છે.

ત્યાર બાદ ત્રાયસ્ત્રિંશ દેવો, લોકપાલો, મિત્રદેવો, મંત્રી દેવો તથા પુરોહિત દેવોનું વર્ણન પૂર્વવત બતાવીને યાન વિમાન તથા તેના અધિકારી દેવનું નામ આપીને આત્મ-રક્ષક દેવોની સંખ્યા, સાત સૈન્યો, તેના નાયકો તથા આ ઇન્દ્ર મહારાજાની વિકુર્વણા શક્તિ અને આયુષ્ય બતાવેલ છે.

અહીં આ દેવલોકના ત્રીજા પ્રતરમાં લોકાંતિક દેવો છે. તેમનું સ્થાન બતાવીને પછી તમસ્કાય કૃષ્ણરાજીનું સ્વરૂપ વિસ્તારથી કહેલ છે.

ત્યાર પછી લોકાંતિક દેવોનાં વિમાનોનું સ્થાન તે દેવોનાં નામ તેમનું કાર્ય તથા વિશેષતાઓ અને તેમની સિદ્ધગતિ અંગે મતાંતરોનું શકય વિસ્તારથી વર્ણન કરેલ છે.

ત્યાર પછી લાંતક નામના છઠ્ઠા દેવલોકનું વર્ણ કરતાં તેનું સ્થાન, પ્રતરો, ઇન્દ્રક વિમાનના નામ, પંક્તિગત તથા પુષ્પાવકીર્ણક વિમાનોની સર્વ સંખ્યા તથા દરેક પ્રતર વાર કેવા આકારના કેટલા વિમાનો હોય છે તેની પણ સંખ્યા બતાવેલ છે.

આ વિમાનો કોના આધારે ટકેલા છે તે તથા તેમના વર્ણ–ગંધ–રસ–સ્પર્શની ઉચ્ચતા બતાવીને ત્યાં રહેલા દેવોની લેશ્યા બતાવી છે,

અહીં રહેલા દેવોનું પ્રતરવાર જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્ય તથા આયુષ્ય પ્રમાણે દેહ-માન બતાવીને કામ ભોગની પદ્ધતિની વાત કહીને ગતિ આદિ દ્વારો બ્રહ્મલોકની જેમ બતાવેલ છે

ત્યાર પછી અહીંના ઇન્દ્ર લાંતકેન્દ્રના પરિવાર આદિનું ટૂંકથી વર્ણન કરીને પછી ત્રણ પ્રકારના કિલ્બિષીયાઓનું વર્ણન છે.

આ કિલ્બિષીક કોણ બને તે વિસ્તારથી બતાવતા સાથે જમાલીનું દૃષ્ટાંત આગમના પાઠ પૂર્વક આપેલ છે.

ત્યાર પછી સાતમા મહાશુક્ર દેવલોકનું વર્ણન છે, તેમાં દેવલોકનું સ્થાન, સંસ્થાન, પ્રતરોની સંખ્યા તથા દરેક પ્રતરના ઇન્દ્રક વિમાનોનાં નામ, દરેક પ્રતરના વિમાનોની સંખ્યા, પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા, કુલ વિમાનોની સંખ્યા તથા દરેક પ્રતરે ત્રણે પ્રકારના જુદા જુદા વિમાનોની સંખ્યા પણ બતાવેલ છે.

ત્યારબાદ વિમાનોનો આધાર (પૃથ્વી પિંડ) વર્ણાદિની ઉચ્ચતા, પ્રાસાદની ઊંચાઈ દરેક પ્રતર પ્રમાણે જઘન્ય–ઉત્કૃષ્ટ આયુષ્ય, આયુષ્ય પ્રમાણે દેહમાન, આહાર, ઉચ્છ્વાસ, કામાભિલાષ, ગતિ, આગતિ, ચ્યવન ઉત્પત્તિનો વિરહ તથા અવધિજ્ઞાનના વિષયનું વર્ણન કરેલ છે.

અહીંના દેવોની દિવ્યકાંતિ એટલી ઉત્કૃષ્ટ હોય છે કે તેને પ્રથમ દેવલોકના ઈન્દ્ર સૌધર્મેન્દ્ર પણુ સહન કરી શકતા નથી તે બનેલા પ્રસંગથી આગમના પાઠ પૂર્વક બતાવેલ છે.

ત્યારપછી અહિંના ઇન્દ્ર મહાશુક્રેન્દ્રના પરિવાર આદિનું પૂર્વના ઈન્દ્રોની જેમ વર્ણન કરેલ છે.

હવે આઠમા સહસ્રાર દેવલોકનું વર્ણન કરતાં પ્રથમ તેમનું સ્થાન, પ્રતરોની સંખ્યા પ્રતરોના ઈન્દ્રક વિમાનોના નામ, દરેક પ્રતરના વિમાનોની સંખ્યા, પુષ્પાવકીર્ણક વિમાનોની સંખ્યા તથા કુલ સંખ્યા બતાવેલ છે.

ત્યારપછી વિમાનોના આધાર, વર્ણ, ઊંચાઈ નો પૂર્વની જેમ હવાલો આપીને અહિંના દેવોનું પ્રતરવાર જઘન્ય-ઉત્કૃષ્ટ આયુષ્ય, આયુષ્ય પ્રમાણે દેહમાન, આહાર, શ્વાસોચ્છવાસનું પ્રમાણુ, ઉત્પત્તિ ચ્યવનનો વિરહ કાળ, ગતિ તથા આગતિને બતાવીને બાકીનું શુક્ર દેવલોકની જેમ કહીને વાત પૂર્ણ કરેલ છે.

ત્યારપછી સહસ્રારેન્દ્રના પરિવારના દેવોની સંખ્યા સહિત પૂર્વના ઈન્દ્રોની જેમ વર્ણન કર્યું છે.

હવે આનત તથા પ્રાણુત દેવલોકનું વર્ણન કરતાં પ્રથમ તેનું સ્થાન, આકાર પ્રતરોની સંખ્યા, ઈન્દ્રક વિમાનોના નામ, પંક્તિગત વિમાનોની સંખ્યા, પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા, કુલ સંખ્યા બતાવીને વિમાનોનો આધાર તથા પ્રાસાદોની ઊંચાઈનું માન આપેલ છે.

પ્રતર પ્રમાણે જઘન્ય-ઉત્કૃષ્ટ આયુષ્ય, આયુષ્ય પ્રમાણે દેહમાન, આહાર, શ્વાસોચ્છ-વાસનું પ્રમાણુ બતાવીને ભોગ અભિલાષાનું વર્ણન કરેલ છે.

ત્યાર પછી ગતિ, આગતિ, ચ્યવન-ઉત્પત્તિનુ અંતર, તથા અવધિજ્ઞાનનું પ્રમાણુ બતાવીને આ બન્ને દેવલોકના એક જ ઈન્દ્ર મહારાજા પ્રાણુતેન્દ્રનું પૂર્વના ઈન્દ્રની જેમ સક્ષેપથી વર્ણન કરેલ છે.

હવે આરણુ અને અચ્યુત અગ્યાર અને બારમા દેવલોકનું વર્ણન કરતાં તેના સ્થાન તથા આકારનું વર્ણન કરીને પ્રતરની સંખ્યા, ઈન્દ્રક વિમાનના નામો, દરેક પંક્તિમાં રહેલા વિમાનોની સંખ્યા, પુષ્પાવકીર્ણક વિમાનોની સંખ્યા તથા સર્વ વિમાનોની સંખ્યા બતાવી છે.

વિમાનોનો આધાર, પ્રાસાદોની ઉંચાઈ, દેવોનું પ્રતર પ્રમાણે ઉત્કૃષ્ટ-જઘન્ય આયુષ્ય, આયુષ્ય પ્રમાણે દેહમાન, આહાર તથા શ્વાસોચ્છવાસ બતાવીને બાકીનું સર્વ ઉપર પ્રમાણે જણાવી દીધું છે.

ત્યાર પછી બન્ને દેવલોકના એક ઈન્દ્ર અચ્યુતેન્દ્રનું વર્ણન કરતાં પ્રથમ વર્તમાનના ઈન્દ્ર જે પૂર્વભવમાં સીતાજી હતા તેમના પૂર્વ જીવનના વૃત્તાંતનું વિસ્તારથી વર્ણન છે. તે ઇન્દ્ર મહારાજાનું પૂર્વ પ્રમાણે વર્ણન કરેલ છે.

ત્યાર પછી આ વૈમાનિક દેવલોકમાં ઈન્દ્રાદિ જે દશ પ્રકારના દેવો છે તેમના નામોનો ઉલ્લેખ કરીને કલ્પાતીત એવા નવ ગ્રૈવેયક દેવલોક તથા તેના દેવોનું વર્ણન કરતાં પ્રથમ તે ગ્રૈવેયકનું સ્થાન, આકાર, પ્રતરોની સંખ્યા, ઈન્દ્રક વિમાનોના નામ, પંક્તિગત વિમાનોની સંખ્યા એમ ત્રણે ત્રિકનું જુદું-જુદું વર્ણન કરેલ છે.

આ ગ્રૈવેયકના દેવોના શરીરની સુંદરતા, તેમનું કાર્ય, સુખની પરાકાષ્ઠાનું વર્ણન અનેકવિધ દૃષ્ટાંતો આપીને કરેલ છે.

આ નવ ગ્રૈવેયકના દેવોનું ઉત્કૃષ્ટ તથા જઘન્ય આયુષ્ય બતાવીને આયુષ્ય પ્રમાણે દેહમાન બતાવેલ છે.

ત્યાર પછી આહારની ઈચ્છા, શ્વાસોચ્છવાસ, ગતિ, આગતિ, ચ્યવન-ઉત્પત્તિની સંખ્યા તથા અંતર, અવધિજ્ઞાનનો વિષય બતાવવા પૂર્વક વર્ણન પૂર્ણ કરેલ છે.

ત્યાર પછી અનુત્તર વિમાનોનું વર્ણન કરતાં પ્રથમ અનુત્તર નામની સાર્થકતા, ત્યાંના વિમાનોની સખ્યા, ઈન્દ્રક વિમાનોના નામ બતાવીને ઉર્ધ્વલોક સર્વ પંક્તિગત તથા પુષ્પાવકીર્ણક વિમાનોની સંખ્યા બતાવી છે.

સર્વાર્થ સિદ્ધ નામના વિમાનનું વિસ્તાર બતાવીને ત્યાં ઉત્પન્ન થતા દેવોના નામની સાર્થકતા, સુખની ઉત્કૃષ્ટતા, તથા જઘન્ય-ઉત્કૃષ્ટ આયુષ્ય બતાવેલ છે.

અહિં રહેલા અહમિન્દ્ર દેવો પોતાના વિમાનમાં જે શય્યામાં ઉત્પન્ન થાય છે. ત્યાં એક જ સ્થળે તેત્રીસ સાગરોપમ સુધીનો કાળ કેવી રીતે પસાર કરે અને તેમની શય્યા ઉપર જે ચંદરવો તથા ચંદરવા ઉપર રહેલા મોતીઓનું પ્રમાણ મણુથી તથા સંખ્યાથી બતાવીને તેના દ્વારા ઉત્પન્ન થતી મધુર ધ્વનિનું વર્ણન છે.

ત્યાર પછી આયુષ્ય પ્રમાણે દેહમાન, આહારની ઈચ્છા, શ્વાસોચ્છવાસ તથા અહિં કેટલા કર્મો શેષ રહે ત્યારે ઉત્પન્ન થાય છે તે હકીક્ત આગમના પાઠો આપવા પૂર્વક બતાવેલ છે.

અહિં ઉત્પન્ન થયેલા દેવોના કેટલા ભવ બાકી છે તેમાં પડેલા જુદા-જુદા ગ્રંથો આગમોના મતાંતરોને જણાવીને પૂ. ઉપાધ્યાયજી મહારાજ આ વિષય માટે મધ્યસ્થ રહ્યા છે.

અહિંના દેવોની સંખ્યાનો સામાન્ય નિર્દેશ કરીને તેઓના ચ્યવન-ઉત્પત્તિનું અંતર, અવધિજ્ઞાનનો વિષય તથા તે અંગે જે વિશેષ છે તે સર્વ જણાવીને અનુત્તર દેવલોકનું વર્ણન પૂર્ણ કરેલ છે.

હવે સર્વાર્થસિદ્ધ વિમાનના શિખરથી ઉપર રહેલ શ્રી સિદ્ધશીલાનું વર્ણન કરતાં તેનો વિસ્તાર, પરિધિ, મધ્ય ભાગની જાડાઈ, અંતની જાડાઈ તથા તેની ઉજ્જવલતા બતાવીને સિદ્ધશીલાના નામોનો ઉલ્લેખ કરેલ છે,

આ સિદ્ધશીલાનો આકાર કેવો છે. તથા તે પછી લોકાંત કેટલે દૂર છે તે સર્વ ઉત્સેધાંગુલ પ્રમાણ દ્વારા કેવી રીતે ઘટે તે બતાવીને વિશેષ વિગત દ્રવ્યલોકમાં કરેલ હોવાથી ત્યાંનો હવાલો આપેલ છે.

આ ચૌદ રાજલોક પ્રમાણ લોક, અલોકની અપેક્ષાએ કેવો લાગે છે તે બતાવીને અલોકમાં કોણ રહે તે બતાવ્યું છે અને એ રીતે ખરેખર નિશ્ચિત જગત કે, જે આપણા ચર્મચક્ષુથી અદૃશ્ય છે તેને આવા ગ્રંથમાં સરળતા પૂર્વક પ્રકટ કરીને દીપકની ઉપમાને સાર્થક કરતો તથા લોકને પ્રકાશ પાડતો સત્યાવીસમો સર્ગ અને ક્ષેત્રલોક ઉત્તરાર્ધ પૂર્ણ કરેલ છે.

આ લોક ઉપર પ્રકાશ પાડતા લોક પ્રકાશ ગ્રંથના અધ્યયન દ્વારા આપણે પોતાના આત્માને ઉર્ધ્વગતિ ગામી બનાવવામાં સફળ થઈએ એ જ અભ્યર્થના.

ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ તીર્થ
સુથરી (કચ્છ)



# આ ગ્રંથમાં આવેલ આગમ પાઠોની યાદી

૧ પ્રાચીન ગાથા સર્ગ-૨૧ શ્લોક-૨૪
૨ બૃહત્ક્ષેત્ર સમાસ વૃત્તિ ૨૧ ૬૩
૩ પ્રવચન સારોદ્ધાર વૃત્તિ ૨૧ ૬૩
૪ સમવાયાંગ સૂત્રની ટીકા ૨૧ ૬૩
૫ સ્થાનાંગ વૃત્તિ ૨૧ ૬૩
૬ પ્રવચન સારોદ્ધાર વૃત્તિ ૨૧ ૬૭
૭ જીવાભિગમ સૂત્ર વૃત્તિ ૨૧ ૭૭
૮ ક્ષેત્ર સમાસ વૃત્તિ ૨૧ ૯૧
૯ બૃહત્ ક્ષેત્ર સમાસ વૃત્તિ ૨૧ ૯૧
૧૦ જીવાભિગમ વૃત્તિ ૨૧ ૯૧
૧૧ ક્ષેત્ર સમાસ વૃત્તિ ૨૧ ૯૨
૧૨ જીવાભિગમ વૃત્તિ ૨૧ ૯૨
૧૩ જીવાભિગમ સૂત્ર ૨૧ ૧૦૧
૧૪ જીવાભિગમ સૂત્ર ૨૧ ૧૨૩
૧૫ ભગવતી સૂત્ર ૨૧ ૧૨૩
૧૬ ભગવતી સૂત્રની વૃત્તિ ૨૧ ૧૨૩
૧૭ જીવાભિગમ સૂત્ર ૨૧ ૧૯૪
૧૮ સૂર્ય પ્રજ્ઞપ્તિ સૂત્ર ૨૧ ૨૫૫
૧૯ વિશેષણવતી ૨૧ ૨૬૦
૨૦ સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્ર ૨૧ ૨૬૦
૨૧ જીવાભિગમ સૂત્ર ૨૧ ૨૭૧
૨૨ પ્રાચીન ગાથા ૨૨ ૭૫
૨૩ પ્રાચીન ગાથા ૨૨ ૭૬
૨૪ ક્ષેત્ર સમાસ વૃત્તિ ૨૨ ૧૭૩
૨૫ ક્ષેત્ર બૃહત્ ક્ષેત્ર સમાસ વૃત્તિ ૨૨ ૧૭૨
૨૬ સ્થાનાંગ સૂત્રઃવૃત્તિ સ્થાનક રજ્જુ ૨૨ ૨૦૭
૨૭ જીવાભિગમ સૂત્ર ૨૩ ૧૬
૨૮ સ્થાનાંગ વૃત્તિ ૨૩ ૧૯
૨૯ સ્થાનાંગ સૂત્ર ૨૩ ૨૪
૩૦ સ્થાનાંગ વૃત્તિ [અભયદેવ સૂરિકૃત.] ૨૩ ૨૪
૩૧ દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ સંગ્રહણી ૨૩ ૨૪
૩૨ ક્ષેત્ર સમાસ સૂત્ર ૨૩ ૨૬
૩૩ ભગવતી સૂત્ર ૨૩ ૨૮
૩૪ બૃહત્ ક્ષેત્ર સમાસ વૃત્તિ સર્ગ-૨૩ શ્લોક-૩૫
૩૫ બૃહત્ ક્ષેત્રસમાસ વૃત્તિ ૨૩ ૪૨
૩૬ જીવાભિગમ સૂત્ર ૨૩ ૪૧
૩૭ પ્રાચીન ગાથા ૨૩ ૨૦૦
૩૮ જીવાભિગમ સૂત્રઃ ચતુર્થ પ્રતિપત્તિ ૨૩ ૨૦૦
૩૯ પ્રવચન સારોદ્ધાર વૃત્તિ ૨૩ ૨૨૬
૪૦ પ્રવચન સારોદ્ધાર સૂત્ર ૨૩ ૨૪૧
૪૧ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર ૨૩ ૨૪૧
૪૨ સમવાયાંગ સૂત્ર ૨૩ ૨૪૧
૪૩ રાજપ્રશ્નીય ઉપાંગ વૃત્તિ ૨૩ ૩૦૮
૪૪ જીવાભિગમ સૂત્ર ૨૪ ૪
૪૫ જીવાભિગમ સૂત્ર ૨૪ ૭
૪૬ ચન્દ્ર પ્રજ્ઞપ્તિ સૂત્ર ૨૪ ૭
૪૭ પ્રાચીન ગાથા ૨૪ ૮
૪૮ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ૨૪ ૧૩
૪૯ જીવાભિગમ વૃત્તિ ૨૪ ૧૩
૫૦ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ ૨૪ ૧૩
૫૧ મૂલ સંગ્રહણી ૨૪ ૧૯
૫૨ ક્ષેત્ર સમાસ ૨૪ ૨૦
૫૩ મૂલ સંગ્રહણી ટીકા(હરિભદ્ર સૂરિકૃત) ૨૪ ૨૧
૫૪ ચન્દ્ર પ્રજ્ઞપ્તિ સૂત્ર ૨૪ ૨૧
૫૫ સૂર્ય પ્રજ્ઞપ્તિ ૨૪ ૨૧
૫૬ જીવાભિગમ સૂત્ર ૨૪ ૨૧
૫૭ સૂર્ય પ્રજ્ઞપ્તિની ગાથા ૨૪ ૨૨
૫૮ સંગ્રહણીની ગાથા ૨૪ ૨૩
૫૯ જ્યોતિષ્કરંડક ૨૪ ૨૫
૬૦ જ્યોતિષ્કરંડક ૨૪ ૨૬
૬૧ ચન્દ્ર પ્રજ્ઞપ્તિ ૨૪ ૨૮
૬૨ ચન્દ્ર પ્રજ્ઞપ્તિ ૨૪ ૨૯
૬૩ જીવાભિગમ સૂત્ર ૨૪ ૩૦-૩૧
૬૪ ચન્દ્ર પ્રજ્ઞપ્તિ ૨૪ ૩૨
૬૫ જીવાભિગમ વૃત્તિ ૨૪ ૩૩
૬૬ સંગ્રહણી લઘુવૃત્તિ ૨૪ ૩૩

| | સર્ગ | શ્લોક |
|---|---|---|
| ૬૭ પ્રાચીન ગાથા | સર્ગ–૨૪ | શ્લોક–૬૦ |
| ૬૮ પ્રાચીન ગાથા | ૨૪ | ૬૧ |
| ૬૯ પ્રાચીન ગાથા | ૨૪ | ૬૨ |
| ૭૦ પ્રાચીન ગાથા | ૨૪ | ૬૩ |
| ૭૧ પ્રાચીન ગાથા | ૨૪ | ૬૪ |
| ૭૨ પૂર્વ સંગ્રહણી ટીકા | ૨૪ | ૭૭ |
| ૭૩ પ્રાચીન ગાથા | ૨૪ | ૭૮ |
| ૭૪ પ્રાચીન ગાથા | ૨૪ | ૭૯ |
| ૭૫ પ્રાચીન ગાથા | ૨૪ | ૭૯ |
| ૭૬ પ્રાચીનગાથા | ૨૪ | ૮૦ |
| ૭૭ યોગશાસ્ત્ર ચતુર્થ પ્રકાશવૃત્તિ | ૨૪ | ૮૦ |
| ૭૮ પરિશિષ્ટ પર્વ (હેમચન્દ્ર સૂરિ. કૃત) | ૨૪ | ૮૦ |
| ૭૯ જીવાભિગમ સૂત્ર | ૨૪ | ૯૯ |
| ૮૦ પ્રાચીન ગાથા | ૨૪ | ૧૧૨ |
| ૮૧ સ્થાનાંગ વૃત્તિ | ૨૪ | ૧૩૮ |
| ૮૨ દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ સંગ્રહણી | ૨૪ | ૧૩૮ |
| ૮૩ પ્રાચીન ગાથા | ૨૪ | ૧૩૮ |
| ૮૪ જીવાભિગમ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૧૫૫ |
| ૮૫ પ્રવચન સારોદ્ધાર વૃત્તિ | ૨૪ | ૧૫૫ |
| ૮૬ નન્દીશ્વર સ્તોત્ર | ૨૪ | ૧૫૫ |
| ૮૭ સ્થાનાંગ સૂત્ર | ૨૪ | ૧૫૫ |
| ૮૮ નન્દીશ્વર સ્તવ, નન્દીશ્વર કલ્પ | ૨૪ | ૧૬૫ |
| ૮૯ સ્થાનાંગ સૂત્ર | ૨૪ | ૧૬૫ |
| ૯૦ જીવાભિગમ સૂત્ર | ૨૪ | ૧૬૫ |
| ૯૧ જીવાભિગમ સૂત્ર | ૨૪ | ૧૭૮ |
| ૯૨ સમવાયાંગ સૂત્ર | ૨૪ | ૧૭૮ |
| ૯૩ સ્થાનાંગ સૂત્ર | ૨૪ | ૧૮૧ |
| ૯૪ જીવાભિગમ વૃત્તિ | ૨૪ | ૧૮૨ |
| ૯૫ પ્રવચન સારોદ્ધાર વૃત્તિ | ૨૪ | ૧૮૩ |
| ૯૬ સ્થાનાંગ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૧૮૩ |
| ૯૭ સ્થાનાંગ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૧૮૭ |
| ૯૮ સ્થાનાંગ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૧૮૮ |
| ૯૯ પ્રાચીન ગાથા | ૨૪ | ૧૯૫ |
| ૧૦૦ જીવાભિગમ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૨૦૨ |
| ૧૦૧ જીવાભિગમ સૂત્રઆદર્શે | ૨૪ | ૨૦૨ |
| ૧૦૨ સ્થાનાંગ સૂત્ર | સર્ગ–૨૪ | શ્લોક-૨૦૭ |
| ૧૦૩ સ્થાનાંગ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૨૦૭ |
| ૧૦૪ જીવાભિગમ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૨૧૦ |
| ૧૦૫ સ્થાનાંગ સૂત્ર | ૨૪ | ૨૨૦ |
| ૧૦૬ આવશ્યક ચૂર્ણિ | ૨૪ | ૨૩૧ |
| ૧૦૭ જીવાભિગમ સૂત્ર | ૨૪ | ૨૪૩ |
| ૧૦૮ નંદીશ્વર કલ્પ | ૨૪ | ૨૪૫ |
| ૧૦૯ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર | ૨૪ | ૨૫૦ |
| ૧૧૦ નંદીશ્વર કલ્પ (જિનપ્રભ સૂરિકૃત) | ૨૪ | ૨૮૦ |
| ૧૧૧ નંદીશ્વર સ્તોત્ર | ૨૪ | ૨૮૭ |
| ૧૧૨ યોગશાસ્ત્ર વૃત્તિ | ૨૪ | ૨૮૭ |
| ૧૧૩ સ્થાનાંગ વૃત્તિ સ્થાનક ૩જું | ૨૪ | ૩૦૩ |
| ૧૧૪ ભગવતી સૂત્રવૃત્તિઃશતક ૪ ઉદ્દેશો | ૨૪ | ૩૦૪ |
| ૧૧૫ દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ સંગ્રહણી | ૨૪ | ૩૧૭ |
| ૧૧૬ ભગવતી સૂત્ર શતક ૩ ઉદ્દેશો ૮ વૃત્તિ | ૨૪ | ૩૧૮ |
| ૧૧૭ જીવાભિગમ સૂત્ર વૃત્તિ | ૨૪ | ૩૨૩ |
| ૧૧૮ જીવાભિગમ સૂત્ર ચૂર્ણિ | ૨૪ | ૩૨૩ |
| ૧૧૯ સંગ્રહણી લઘુવૃત્તિ | ૨૪ | ૩૨૩ |
| ૧૨૦ સંગ્રહણી | ૨૪ | ૩૨૩ |
| ૧૨૧ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ | ૨૪ | ૩૨૩ |
| ૧૨૨ જીવ સમાસ વૃત્તિ | ૨૪ | ૩૨૩ |
| ૧૨૩ અનુયોગ દ્વાર ચૂર્ણિ | ૨૪ | ૩૨૩ |
| ૧૨૪ અનુયોગ દ્વારા સૂત્ર | ૨૪ | ૩૨૩ |
| ૧૨૫ જંબૂદ્વીપ સમાસ વૃત્તિ | ૨૪ | ૩૨૩ |
| ૧૨૬ સ્થાનાંગ સૂત્ર | ૨૪ | ૩૨૭ |
| ૧૨૭ છટ્ઠું અંગ (જ્ઞાતા ધર્મકથા) | ૨૪ | ૩૩૨ |
| ૧૨૮ મલ્લિ અધ્યયન વૃત્તિ | ૨૪ | ૩૩૨ |
| ૧૨૯ આવશ્યક વૃત્તિ | ૨૪ | ૩૩૨ |
| ૧૩૦ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ | ૨૪ | ૩૩૨ |
| ૧૩૧ સંગ્રહણી વૃત્તિ | ૨૫ | ૧૫ |
| ૧૩૨ સંગ્રહણી ગાથા | ૨૫ | ૧૯ |
| ૧૩૩ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ | ૨૫ | ૧૯ |
| ૧૩૪ ગન્ધહસ્તી | ૨૫ | ૨૩ |
| ૧૩૫ ગન્ધ હસ્તી ટીકા | ૨૫ | ૨૩ |
| ૧૩૬ સંગ્રહણી વૃત્તિ | ૨૫ | ૨૩ |

| | | |
|---|---|---|
| ૧૩૭ યોગશાસ્ત્ર : પ્રકાશ–ચતુર્થ | સર્ગ–૨૫ | શ્લો.૨૩ |
| ૧૩૮ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ | ૨૫ | ૨૯ |
| ૧૩૯ વિશેષણવતી | ૨૫ | ૩૯ |
| ૧૪૦ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૫ | ૩૯ |
| ૧૪૧ જીવાભિગમ વૃત્તિ | ૨૫ | ૩૯ |
| ૧૪૩ તત્ત્વાર્થ ભાષ્ય | ૨૫ | ૫૧ |
| ૧૪૩ પ્રાચીન ગાથા | ૨૫ | ૫૨ |
| ૧૪૪ યોગશાસ્ત્રઃ પ્રકાશ–ચતુર્થ | ૨૫ | ૫૨ |
| ૧૪૫ તત્ત્વાર્થ ભાષ્ય | ૨૫ | ૬૦ |
| ૧૪૬ સંગ્રહણી સૂત્ર | ૨૫ | ૧૧૧ |
| ૧૪૭ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર | ૨૫ | ૧૧૧ |
| ૧૪૮ જીવાભિગમ સૂત્ર | ૨૫ | ૧૨૫ |
| ૧૪૯ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર | ૨૫ | ૧૨૫ |
| ૧૫૦ સંગ્રહણી | ૨૫ | ૧૨૫ |
| ૧૫૧ જીવાભિગમ સૂત્ર | ૨૫ | ૧૩૭ |
| ૧૫૨ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર | ૨૫ | ૧૩૭ |
| ૧૫૩ તત્ત્વાર્થ ભાષ્ય | ૨૬ | ૧૪૨ |
| ૧૫૪ જીવાભિગમ વૃત્તિ | ૨૫ | ૧૪૩ |
| ૧૫૫ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૫ | ૧૪૩ |
| ૧૫૬ જીવાભિગમ સૂત્ર | ૨૫ | ૧૫૬ |
| ૧૫૭ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર | ૨૫ | ૧૫૬ |
| ૧૫૮ જીવાભિગમ ચૂર્ણિ | ૨૫ | ૧૫૭ |
| ૧૫૯ પ્રાચીન ગાથા | ૨૫ | ૧૯૩ |
| ૧૬૦ જીવાભિગમ સૂત્ર | ૨૫ | ૨૦૪ |
| ૧૬૧ પંચ વસ્તુમાં | ૨૫ | ૨૦૮ |
| ૧૬૨ જીવાભિગમ વૃત્તિ | ૨૫ | ૨૧૧ |
| ૧૬૩ પ્રાચીન ગાથા | ૨૬ | ૩૫ |
| ૧૬૪ પ્રાચીન ગાથા | ૨૬ | ૩૯ |
| ૧૬૫ શ્રાદ્ધ વિધિ વૃત્તિ[રત્ન શેખર સૂરિ] | ૨૬ | ૭૫ |
| ૧૬૬ સંગ્રહણી વૃત્તિ–ત્રણ ગાથા | ૨૬ | ૭૮ |
| | | ૭૯,૮૦ |
| ૧૬૭ ભગવતી સૂત્ર·શતક–૩, ઉદ્દેશો ૧ | ૨૬ | ૯૨ |
| ૧૭૮ તત્ત્વાર્થ ભાષ્ય | ૨૬ | ૯૨ |
| ૧૬૯ જીવાભિગમ સૂત્ર | ૨૬ | ૧૦૦ |
| ૧૭૦ રાજપ્રશ્નીય | ૨૬ | ૧૦૮ |

| | | |
|---|---|---|
| ૧૭૧ જીવાભિગમ સૂત્ર | સર્ગ–૨૬ | શ્લો. ૧૫૧ |
| ૧૭૨ રાજપ્રશ્નીય ટીકા | ૨૬ | ૨૧૨ |
| ૧૭૩ વિચાર સપ્તતિ (મહેન્દ્ર સૂરિ] | ૨૬ | ૨૧૫–૧૬ |
| ૧૭૪ વિચાર સપ્તતિકા અવચૂરિ | ૨૬ | ૨૧૭ |
| ૧૭૫ રાજપ્રશ્નીય વૃત્તિ | ૨૬ | ૨૯૦ |
| ૧૭૬ જીવાભિગમ સૂત્ર | ૨૬ | ૨૯૩ |
| ૧૭૭ ર.જપ્રશ્નીય સૂત્ર | ૨૬ | ૩૯૧ |
| ૧૭૮ ઔપપાતિક સૂત્ર | ૨૬ | ૪૦૦ |
| ૧૭૯ સંગ્રહણી | ૨૬ | ૪૦૦ |
| ૧૮૦ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૬ | ૪૦૨ |
| ૧૮૧ શાશ્વત | ૨૬ | ૪૦૩ |
| ૧૮૨ દેશી શાસ્ત્ર | ૨૬ | ૪૦૩ |
| ૧૮૩ ઔપપાતિક સૂત્ર | ૨૬ | ૪૦૩ |
| ૧૮૪ ભગવતી સૂત્ર : શતક-૫, ઉદ્દેશો ૪ | ૨૬ | ૪૦૪ |
| ૧૮૫ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૬ | ૪૨૮ |
| ૧૮૬ ભગવતી સૂત્ર | ૨૬ | ૪૩૫ |
| ૧૮૭ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૬ | ૪૪૨ |
| ૧૮૮ પ્રાચીન ગાથા | ૨૬ | ૪૫૯ |
| ૧૮૯ સ્થાનાંગ સૂત્ર | ૨૬ | ૪૬૯ |
| ૧૯૦ પ્રાચીન ગાથા | ૨૬ | ૪૭૬ |
| ૧૯૧ ઉપદેશ માલા કર્ણિકા | ૨૬ | ૪૭૬ |
| ૧૯૨ ભગવતી સૂત્ર વૃત્તિઃશતક-૬,ઉદ્દે. ૮ | ૨૬ | ૫૦૮ |
| ૧૯૩ તત્વાર્થ વૃત્તિ | ૨૬ | ૫૦૮ |
| ૧૯૪ પંચસંગ્રહ | ૨૬ | ૫૦૮ |
| ૧૯૫ પંચસંગ્રહ ટીકા [મલયગિરિ કૃત] | ૨૬ | ૫૦૮ |
| ૧૯૬ ભગવતી સૂત્રઃ શતક-૧૦,ઉદ્દેશો-૩ | ૨૬ | ૫૧૩ |
| ૧૯૭ સંગ્રહણી વૃત્તિ | ૨૬ | ૫૨૨ |
| ૧૯૮ પ્રાચીન ગાથા | ૨૬ | ૫૨૪ |
| ૧૯૯ પ્રાચીન ગાથા | ૨૬ | ૫૨૮ |
| ૨૦૦ સંગ્રહણી વૃત્તિ | ૨૬ | ૫૪૧ |
| ૨૦૧ ભગવતી સૂત્રઃશતક ૧૮, ઉદ્દેશો-૩ | ૨૬ | ૫૮૬ |
| ૨૦૨ ભગવતી સૂત્રઃ શતક ૬ ઉદ્દેશો ૧૦ | ૨૬ | ૫૮૮ |
| ૨૦૩ તત્વાર્થ ટીકા ચતુર્થ અધ્યાય | ૨૬ | ૫૮૮ |
| ૨૦૪ ભગવતી સૂત્રઃશતક-૧૬, ઉદ્દેશો-૨ | ૨૬ | ૫૯૩ |
| ૨૦૫ સ્થાનાંગ સૂત્ર | ૨૬ | ૫૯૬ |

| | | |
|---|---|---|
| ૨૦૬ પ્રાચીન ગાથા | સર્ગ—૨૬ | શ્લો.૫૯૯ |
| ૨૦૭ ભગવતી સૂત્ર શતક ૫, ઉદ્દેશો-૪ | ૨૬ | ૬૦૨ |
| ૨૦૮ ભગવતી વૃત્તિ ,, ,, | ૨૬ | ૬૦૨ |
| ૨૦૯ ભગવતી સૂત્ર : શતક-૧૪, ઉદ્દેશો-૩ | ૨૬ | ૬૧૨ |
| ૨૧૦ ભગવતી સૂત્ર : શતક-૧૭, ઉદ્દેશો-૨ | ૨૬ | ૬૧૫ |
| ૨૧૧ સ્થાનાંગ સૂત્ર | ૨૬ | ૬૧૮ |
| ૨૧૨ સમવાયાંગ સૂત્ર | ૨૬ | ૬૧૮ |
| ૨૧૩ ભગવતી સૂત્ર | ૨૬ | ૬૧૮ |
| ૨૧૪ ભગવતી સૂત્ર ઉદ્દેશો-૧૮, ઉદ્દે-૨ | ૨૬ | ૬૪૪ |
| ૨૧૫ સ્થાનાંગ સૂત્ર | ૨૬ | ૬૫૪ |
| ૨૧૬ મૃગાપુત્રી અધ્યયન (ઉત્તરાધ્યયન) | ૨૬ | ૬૬૧ |
| ૨૧૭ ઉત્તરાધ્યયન અવચૂર્ણિ | ૨૬ | ૬૬૧ |
| ૨૧૭ કલ્પસૂત્ર વૃત્તિ | ૨૬ | ૬૬૭ |
| ૨૧૯ ભગવતી સૂત્ર | ૨૬ | ૬૮૮ |
| ૨૨૦ ભગવતી સૂત્રઃ શતક ૧૬, ઉદ્દે ૨ | ૨૬ | ૬૯૮ |
| ૨૨૦ કલ્પસૂત્ર વૃત્તિ | ૨૬ | ૭૦૦ |
| ૨૨૨ ભગવતી સૂત્રઃ શતક-૧૪,ઉદ્દે-૨ | ૨૬ | ૭૮૫ |
| ૨૨૩ ભગવતી સૂત્ર | ૨૬ | ૭૦૭ |
| ૨૨૪ ભગવતી સૂત્રઃ શતક-૧૮, ઉદ્દેશો-૭ | ૨૬ | ૭૩૧ |
| ૨૨૫ ભગવતી સૂત્ર | ૨૬ | ૭૩૩ |
| ૨૨૬ દેવેન્દ્ર સ્તવ | ૨૬ | ૭૩૪ |
| ૨૨૭ ભગવતી સૂત્રઃ શતક-૧૦,ઉદ્દેશો-૫ | ૨૬ | ૭૪૭ |
| ૨૨૮ ભગવતી સૂત્રઃ શતક-૧૪, ઉદ્દેશો-૬ | ૨૬ | ૭૫૬ |
| ૨૨૯ પ્રાચીન ગાથા | ૨૬ | ૮૧૭ |
| ૨૩૦ ભગવતી સૂત્રઃ શતક ૧૬,ઉદ્દેશો-૨ | ૨૬ | ૮૩૭ |
| ૨૩૧ પ્રાચીન ગાથા | ૨૬ | ૮૮૭ |
| ૨૩૨ જનપ્રવાદ સૂત્ર | ૨૬ | ૮૮૮ |
| ૨૩૩ પ્રાચીન ગાથા | ૨૬ | ૮૯૦ |
| ૨૩૪ સ્થાનાંગ સૂત્રઃ સ્થાનક-૮મું | ૨૬ | ૯૧૪ |
| ૨૩૫ પ્રાચીન ગાથા (બૃહત્સંગ્રહણી) | ૨૬ | ૯૨૭ |
| ૨૩૬ ભગવતી સૂત્રઃ શતક-૩, ઉદ્દેશો-૨ | ૨૬ | ૯૩૯ |
| ૨૩૭ ભગવતી સૂત્રઃ શતક-૩, ઉદ્દેશો ૧ | ૨૬ | ૯૪૯ |
| ૨૩૮ ભગવતી સૂત્રઃ શતક-૩, ઉદ્દેશો ૧ | ૨૬ | ૯૫૫ |
| ૨૩૯ જીવાભિગમ સૂત્ર | ૨૭ | ૧૩૩ |
| ૨૪૦ સંગ્રહણી વૃત્તિ | ૨૭ | ૧૩૩ |
| ૨૪૧ ભગવતી સૂત્રઃ શતકઃ-૬,ઉદ્દેશો-૫ | ૨૭ | ૧૮૧ |
| ૨૪૨ ભગવતી સૂત્ર વૃત્તિ | ૨૭ | ૧૮૪ |
| ૨૪૩ ભગવતી સૂત્ર | સર્ગ—૨૭ | શ્લો.૨૧૧ |
| ૨૪૪ ભગવતી સૂત્રઃ શતક-૧૪, ઉદ્દે-૮ | ૨૭ | ૨૪૨ |
| ૨૪૫ સ્થાનાંગ વૃત્તિઃ સ્થાનક-નવમ | ૨૭ | ૨૪૪ |
| ૨૪૬ શ્રેણિક ચરિત્ર | ૨૭ | ૨૪૪ |
| ૨૪૭ પ્રવચન સારોદ્ધાર | ૨૭ | ૨૪૪ |
| ૨૪૮ તત્ત્વાર્થ ટીકા | ૨૭ | ૨૪૪ |
| ૨૪૯ લબ્ધિ સ્તોત્ર | ૨૭ | ૨૪૪ |
| ૨૫૦ વૃદ્ધવાદ | ૨૭ | ૨૮૫ |
| ૨૫૧ ભગવતી સૂત્રઃ-શતક-૯, ઉદ્દે-૩૩ | ૨૭ | ૩૨૦ |
| ૨૫૨ મહાનિશીય સૂત્ર દ્વિતીય અધ્યયન | ૨૭ | ૩૨૫ |
| ૨૫૩ ભગવતી સૂત્રઃ શતક-૧૬,ઉદ્દે-૫ | ૨૭ | ૩૫૯ |
| ૨૫૪ મૂલ સંગ્રહણી ટીકા [હરિભદ્રસૂરિ] | ૨૭ | ૪૩૩ |
| ૨૫૫ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૭ | ૪૩૩ |
| ૨૫૬ લઘુ સંગ્રહણી વૃત્તિ | ૨૭ | ૪૩૩ |
| ૨૫૭ સંગ્રહણી વૃત્તિ | ૨૭ | ૪૪૨ |
| ૨૫૮ સ્થાનાંગ સૂત્રઃ પંચમસ્થાનક | ૨૭ | ૫૨૫ |
| ૨૫૯ સ્થાનાગ વૃત્તિ | ૨૭ | ૫૨૫ |
| ૨૬૦ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૭ | ૫૨૫ |
| ૨૬૧ જીવાભિગમસૂત્ર | ૨૭ | ૫૨૫ |
| ૨૬૨ જીવાભિગમસૂત્ર | ૨૭ | ૫૫૮ |
| ૨૬૩ તત્વાર્થ વૃત્તિ | ૨૭ | ૫૬૧ |
| ૨૬૪ વિશેષાવશ્યક ભાષ્ય | ૨૭ | ૬૨૦ |
| ૨૬૫ પ્રજ્ઞાપના સૂત્ર | ૨૭ | ૬૨૧ |
| ૨૬૬ સમવાયાંગ સૂત્ર | ૨૭ | ૬૨૧ |
| ૨૬૭ ભગવતી સૂત્ર | ૨૭ | ૬૩૬ |
| ૨૬૮ ભગવતી સૂત્રઃ શતક ૧૪ ઉદ્દેશો ૭ | ૨૭ | ૬૩૮ |
| ૨૬૯ પ્રજ્ઞાપના સૂત્ર પદ-૨૩ | ૨૭ | ૬૪૦ |
| ૨૭૦ પ્રજ્ઞાપના વૃત્તિ | ૨૭ | ૬૪૦ |
| ૨૭૧ પ્રાચીન ગાથા-વૃદ્ધવાદ | ૨૭ | ૫૪૨ |
| ૨૭૨ જીવાભિગમ વૃત્તિ | ૨૭ | ૬૪૩ |
| ૨૭૩ યોગશાસ્ત્ર વૃત્તિ | ૨૭ | ૬૪૩ |
| ૨૭૪ તત્વાર્થ ભાષ્ય | ૨૭ | ૬૪૩ |
| ૨૭૫ તત્વાર્થ ભાષ્ય ટીકા | ૨૭ | ૬૪૩ |
| ૨૭૬ કર્મગ્રન્થ (૫ ચમ) વૃત્તિ | ૨૭ | ૬૪૩ |
| ૨૭૭ તત્વાર્થ વૃત્તિ | ૨૭ | ૬૪૮ |
| ૨૭૮ વિશેષાવશ્યક ભાષ્ય | ૨૭ | ૬૫૧ |
| ૨૭૯ ભગવતી સૂત્ર વૃત્તિ | ૨૭ | ૬૬૨ |

# અનુક્રમણિકા

## : સર્ગ-એકવીશમો :

## : સર્ગ–બાવીશમો :

## : સર્ગ-ત્રેવીસમો :

## : સર્ગ–ચોવીશમો :

## : સર્ગ-પચ્ચીશમો :

**સૌધર્મ-ઇશાનના ઈન્દ્રનું સ્વરૂપ**

વિષય — શ્લોક નં.



વિષય — શ્લોક નં.

## : સર્ગ–સત્યાવીસમો :

# ચિત્રોની અનુક્રમણિકા

## યંત્રોની અનુક્રમણિકા

# : શુદ્ધિ પત્રક :

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩ | ૨૩ | ધાતકી | ધાતકી |
| ૮ | ૬ | શાતાન્ય | શતાન્ય |
| ૯ | ૧ | સમુદ્દનું | સમુદ્રનું |
| ૯ | ૭ | જાગત્રયૈઃ | જગત્ત્રયૈ : |
| ૯ | ૨૩ | ધન | ધન |
| ૧૦ | ૧૭ | જનભદ્ર | જિનભદ્ર |
| ૧૧ | ૩ | પ્રશ્ચિત | પ્રપંચિત |
| ૧૫ | ૧૭ | કધશો | કળશો |
| ૨૪ | ૨૩ | પવતો | પર્વતો |
| ૩૭ | ૨૦ | દશા | દિશા |
| ૩૯ | ૧૭ | તીરછા | તિર્છા |
| ૪૦ | ૧૮ | સૂર્યોન | સૂર્યોના |
| ૪૨ | ૨૬ | ધુસરી | ધુસરી |
| ૫૫ | ૧૭ | હિમંત | હિમવંત |
| ૫૮ | ૨૮ | રૂક્મી | નિષધ |
| ૭૪ | ૧૫ | ભદ્રાવન | ભદ્રશાલવન |
| ૭૫ | ૧ | આદિનો | આદિનું |
| ૮૫ | ૨૮ | ૯૮૦૦ | ૯૮૦૦ |
| | | ૯૮૦૦ | ૯૮૦૦ |
| ૮૭ | ૨૭ | યોજનના | યોજનો |
| ૯૨ | ૨૦ | ધ્રુતિ | ધૃતિ |
| ૯૭ | ૧૫ | અડધો | અડધો |
| ૯૭ | ૧૬ | પુષ્કર | પુષ્કર |
| ૯૯ | ૨૨ | મનુપોત્તર | માનુપોત્તર |
| ૧૦૧ | ૪ | ચિરંજય | દિરંજય |
| ૧૦૧ | ૧૯ | પુષ્કાર્ધ | પુષ્કરાર્ધ |
| ૧૦૧ | ૨૬ | તિર્યક્ગતિનાં | તિર્યક્ગતિનો |
| ૧૦૨ | ૧૪ | માનુપોત્તર | માનુપોત્તર |
| ૧૧૯ | ૨૬ | લંબઈ | લંબાઈ |
| ૧૨૨ | ૨૭ | ખેત્રની | ક્ષેત્રની |
| ૧૨૬ | ૯ | कोत्यः | कोट्यः |
| ૧૩૬ | ૧૧ | ॥૫૦॥ | ॥૨૫૦॥ |
| ૧૪૪ | ૨૦ | ચત્યો | ચૈત્યો |
| ૧૪૫ | ૧૩ | ત્યોમાં | ચૈત્યોમાં |
| ૧૫૨ | ૩૧ | વાળ | વાળા |
| ૧૭૮ | ૨૬ | દ્યોયોત | દ્યોત |
| ૧૮૪ | ૨૩ | લોકોનો | લોકોનું |
| ૧૮૪ | ૨૪ | અધિષ્ટાતા | અધિષ્ઠાતા |
| ૧૯૧ | ૧ | પૂજકાનું | પૂજકોનું |
| ૨૧૮ | ૧૫ | માનુપોત્તર | માનુષોત્તર |
| ૨૨૫ | ૧૬ | શનશ્વર | શનૈશ્ચર |
| ૨૪૩ | ૧૧ | અતાપ | આતપ |
| ૨૫૬ | ૧૫ | इत्येवमावसर्वार्थ सिद्धा | इत्येवमासर्वार्थ सिध्धा |
| ૨૫૬ | ૨૬ | દેવવોક | દેવલોક |
| ૨૮૭ | ૨૧ | પ્રગાણે | પ્રમાણે |
| ૩૦૫ | ૨૨ | દિવ્યસ્ત્રિ | દિવ્યસ્ત્રી |
| ૩૦૮ | ૨૧ | મનોલક્ષી | મનોભક્ષી |
| ૩૧૫ | ૩૦ | | સ્નેહના અતિરેકથી વશ થયેલા ગોભદ્રાદિ દેવની જેમ તે (દેવો) અહિં આવીને નિત્ય |
| ૪૨૮ | ૨૯ | પાંચ હજાર (૫૦૦૦) | પચાસ હજાર (૫૦,૦૦૦) |
| ૪૪૧ | ૫ | शन्कोति | शक्नोति |
| ૪૭૩ | ૧ | ગ્રેવેયક | ગ્રૈવેયક |
| ચિત્ર-નં ૨૦ | | શ્લોક નં ૧૧૨ | ૩૦૬ |

श्रीमद् विनयविजयोपाध्यायविरचितः

# श्री लोक-प्रकाशः

गुर्जर-भाषानुवाद-समेतः



## क्षेत्रलोक (उत्तरार्ध)



### अथैकविंशतितमः सर्गः

अथास्य जम्बूद्वीपस्य, परिक्षेपकमम्बुधिम् ।
कीर्त्तयामि कीर्त्तिगुरुप्रसादप्रथितोद्यमः ॥ १ ॥
तस्थुषो भोगिन इवावेष्टयैनं द्वीपशेवधिम् ।
क्षारोदकत्वादस्याब्धेर्लवणोद इति प्रथा ॥ २ ॥
चक्रवालतया चैष, विस्तीर्णो लक्षयोर्द्वयम् ।
योजनानां परिक्षेपपरिमाणमथोच्यते ॥ ३ ॥

## ક્ષેત્રલોક (ઉત્તરાર્ધ)

### સર્ગ એકવીશમો

પૂજ્ય ઉપાધ્યાય શ્રી કીર્ત્તિવિજયજી ગુરૂદેવના પ્રસાદથી જેનો જ્ઞાનનો ઉદ્યમ વિસ્તૃત થયો છે, એવો હું (વિનયવિજય) હવે જંબૂદ્વીપની આસપાસ વીંટળાઇને રહેલા સમુદ્રનું વર્ણન કરૂં છું. ૧

સર્પ જેમ નિધાનને વીંટળાઇને રહે, તેમ આ દ્વીપરૂપી નિધાનને વીંટળાઇને રહેલા આ સમુદ્રનું પાણી ખારૂં હોવાથી એનું નામ લવણ સમુદ્ર છે. ૨

આ લવણ સમુદ્ર ગોળાકારે ચારે તરફ બે લાખ યોજનના વિસ્તારવાળો છે. હવે તેની પરિધિનું પરિમાણ કહે છે. ૩

एकाशीतिसहस्राढ्या, लक्षाः पञ्चदशाथ च ।
शतमेकोनचत्वारिंशताऽऽढ्यं किञ्चिदूनया ॥ ४ ॥

एषोऽस्य बाह्यपरिधिर्धातकीखण्डसन्निधौ ।
जम्बूद्वीपस्य परिधिर्यः स एवान्तरः पुनः ॥ ५ ॥

पूर्वपूर्वद्वीपवार्द्धिपरिक्षेपा हि येऽन्तिमाः ।
त एवाग्याग्यपाथोधिद्वीपेष्वभ्यन्तरा मताः ॥ ६ ॥

अभ्यन्तरबाह्यपरिक्षेपयोगेऽर्द्धिते सति ।
परिक्षेपा मध्यमाः स्युर्विनाऽऽद्यं द्वीपवार्द्धिषु ॥ ७ ॥

---

આ લવણસમુદ્રની પંદરલાખ એકાશીહજાર એકસોને ઓગણચાલીશ યોજન (૧૫,૮૧,૧૩૯) માં કંઇક ન્યૂન એવી બાહ્ય પરિધિ ધાતકી ખંડ પાસે છે અને જંબૂદ્વીપની જે ૩,૧૬,૨૨૭ યોજનથી કંઇક અધિક પરિધિ છે, તે લવણસમુદ્રની અભ્યંતર પરિધિ કહેવાય.

(જંબૂદ્વીપની પહોળાઇ એક લાખ યોજનની છે તથા લવણસમુદ્રની એક બાજુની પહોળાઇ બે લાખ યોજનની છે. બન્ને બાજુની પહોળાઇ ચાર લાખની થાય, વચ્ચેના જંબૂદ્વીપની પહોળાઇના એક લાખ તેમાં મેળવવાથી પાંચલાખની પહોળાઈ થાય, ગોળ ક્ષેત્રની પરિધિ તેની પહોળાઇ કરતાં ૩$\frac{1}{7}$થી કંઇક અધિક થાય. લવણસમુદ્રના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધીની લીટી દોરીયે, તો પાંચ લાખ યોજન થાય અથવા ઉત્તરથી દક્ષિણ છેડા સુધીની લીટી પાંચ લાખ યોજન થાય તેની પરિધિ ઉપર કહી છે, તે પ્રમાણે ૧૫,૮૧,૧૩૯માં કંઇક ન્યૂન યોજનની થાય.) ૪-૫

પૂર્વ-પૂર્વ દ્વીપ સમુદ્રોની જે બાહ્ય પરિધિ છે, તે તેની પાછળ-પાછળના દ્વીપ સમુદ્રોની અભ્યંતર પરિધિ જાણવી. ૬

અભ્યંતર અને બાહ્ય પરિધિનો સરવાળો કરીને એનું અડધું કરવામાં આવે, તે જંબૂદ્વીપ સિવાય દરેક સમુદ્ર-દ્વીપોની મધ્ય ભાગની પરિધિ થાય છે (જેમકે જંબૂદ્વીપની પરિધિ ૩,૧૬,૨૨૭, યોજનથી કંઇક અધિક અને લવણ સમુદ્રની પરિધિ ૧૫,૮૧,૧૩૯ યોજનથી કંઇક ન્યૂન છે.) ૭

लक्षा नवाष्टचत्वारिंशत्सहस्राणि षट्शती ।
त्र्यशीतिश्च मध्यमोऽयं, परिधिर्लवणोदधौ ॥ ८ ॥

प्रवेशमार्गरुपो यस्तटाकादिजलाश्रये ।
भूप्रदेशः क्रमान्नीचः, सोऽत्र गोतीर्थमुच्यते ॥ ९ ॥

गोतीर्थं तच्च लवणाम्बुधावुभयतोऽपि हि ।
प्रत्येकं पञ्चनवतिं, सहस्रान् यावदाहितम् ॥१०॥
जम्बूद्वीपवेदिकान्तेऽङ्गुलासंख्यांशसंमितम् ।
गोतीर्थं धातकीखण्डवेदिकान्तेऽपि तादृशम् ॥ ११ ॥

ततश्च–अब्धावुभयतो यावद्गम्यतेऽशाङ्गुलादिकम् ।
भक्ते तस्मिन् पञ्चनवत्याऽऽप्तं यत्तन्मितोण्डता ॥१२॥

यथा पञ्चनवत्यांशैरतिक्रान्तैः पयोनिधौ ।
भुवोऽशो हीयते पञ्चनवत्याऽङ्गुलमङ्गुलैः ॥ १३ ॥
योजनैश्च पञ्चनवत्यैकं योजनमप्यथ ।
शतैः पञ्चनवत्या च योजनानां शतं ह्रसेत् ॥ १४ ॥

---

આ બન્નેનો સરવાળો કરીને અડધુ કરતાં લગભગ ૯,૪૮,૬૮૩ નવ લાખ અડતાલીશ હજાર છસોને ત્ર્યાંસી યોજન લવણસમુદ્રની મધ્યમ પરિધિ થાય છે. ૮

તળાવ વગેરે જળાશયોમાં પ્રવેશના માર્ગરૂપ પૃથ્વીનો પ્રદેશ કે કિનારાનો ભાગ જે ધીમે ધીમે ઢળતો નીચે જતો હોય—તેને ગોતીર્થ કહેવાય છે. ૯

લવણ સમુદ્રમાં તે ગોતીર્થ, સમુદ્રના બન્ને કિનારાઓથી (એટલે કે જંબૂદ્વીપથી અને ધાતકીખંડથી) પંચાણુ હજાર (૯૫,૦૦૦) યોજન સુધી છે. ૧૦

જંબૂદ્વીપની વેદિકા (કિલ્લા)ના અંત પાસે તે ગોતીર્થ અંગુલના અસંખ્યાતમાં ભાગ પ્રમાણ છે. તેજ પ્રમાણે ધાતકીખંડની વેદિકાના અંત પાસે ગોતીર્થ અંગુલના અસંખ્યાતમાં ભાગ પ્રમાણ છે. ૧૧

તેથી સમુદ્રની બન્ને બાજુ જેટલા અંશ–અંગુલ વગેરે જવાય, તેને (તે સંખ્યાને) પંચાણુ વડે ભાગવાથી જે આવે, તેટલા અંશ–અંગુલ વગેરેના માપની સમુદ્રની ઉંડાઇ હોય છે. ૧૨.

एवं च पञ्चनवतिसहस्रान्ते समक्षितेः ।
निम्नतोभयतोऽप्यत्र, जाता सहस्रयोजना ॥ १५ ॥
तथाहुः-"जत्थिच्छसि उव्वेहं ओगाहित्ताण लवणसलिलस्स ।
पंचाणउइविभत्ते जं लद्धं सो उ उव्वेहो ॥ १६ ॥
ततश्च—द्वयोर्गोतीर्थयोर्मध्ये सहस्रयोजनोन्मितः ।
स्यादुद्वेधः सहस्राणि, दश यावत्समोऽभितः ॥ १७ ॥
जम्बूद्वीपवेदिकान्तेऽङ्गुलासङ्ख्यांशसंमितम् ।
सलिलं धातकीखण्डवेदिकान्तेऽपि तादृशम् ॥ १८ ॥
ततः पञ्चनवत्यांशैर्वृद्धन्ते षोडशांशकाः ।
अङ्गुलैः पञ्चनवत्या, वर्द्धते षोडशाङ्गुली ॥ १९ ॥

अत्रायमाम्नायः-

धातकीखण्डतो जम्बूद्वीपतो वा पयोनिधौ ।
जिज्ञास्यते जलोच्छ्रायो, यावत्स्वंशाङ्गुलादिषु ॥ २० ॥
पञ्चोनशतभक्तेषु, सत्सु तेषु यदाप्यते ।
तत् षोडशगुणं यावत्तावांस्तत्र जलोच्छ्रयः ॥ २१ ॥

---

જેમ સમતલ ભૂમિથી (કિનારાની ભૂમિથી) સમુદ્રમાં પંચાણું અંશ ગયે છતે, એક અંશની ઉંડાઇ થાય. પંચાણું અંગુલ ગયે છતે, એક અંગુલની ઉંડાઇ થાય. પંચાણુ યોજન ગયે છતે, એક યોજનની ઉંડાઇ થાય. પંચાણુસો યોજન ગયે છતે, સો યોજનની ઉંડાઈ થાય. અને બન્ને બાજુથી પંચાણું હજાર યોજન ગયે છતે, (લવણુ સમુદ્રની મધ્યમાં) એક હજાર યોજનની ઉંડાઇ આવે. ૧૩-૧૫.

આ પ્રમાણે કહેલું છે કે :- લવણુ સમુદ્રમાં અવગાહન કરીને જ્યાં તમે ઉંડાઈ જાણવા ઇચ્છો છો, તેને (અવગાહન કરાયેલા તે અંગુલ યોજનાદિની સંખ્યાને) પંચાણુની સંખ્યા વડે ભાગવાથી જે જવાબ આવે, તે ત્યાંની ઉંડાઈ સમજવી. ૧૬.

તેથી બન્ને ગોતીર્થની મધ્યમાં ચારે તરફ સમાન દશ હજાર યોજન સુધી, એક હજાર યોજન પ્રમાણુ ઉંડાઇ છે. ૧૭

જંબૂદ્વીપ અને ધાતકીખંડની વેદિકાના અંત ભાગમાં અંગુલના અસંખ્યાતમાં ભાગ પ્રમાણુ પાણી હોય છે. ત્યાર પછી પંચાણુ અંશ આગળ જતાં પાણીની શિખા સોળ અંશ વધે છે. અને પંચાણું અંગુલ જઇએ, તો સોળ અંગુલ વધે છે. ૧૮-૧૯.

यथाऽत्र पञ्चनवतेर्योजनानामतिक्रमे ।
विभज्यन्ते योजनानि, पञ्चोनेन शतेन वै ॥ २२ ॥

एकं योजनमाप्तं यत्तत्षोडशभिराहतम् ।
योजनानि षोडशैवं, ज्ञातस्तत्र जलोच्छ्रयः ॥ २३ ॥

तथाहुः क्षमाश्रमणमिश्राः–

"जत्थिच्छसि उस्सेहं ओगाहित्ताण लवणसलिलस्स ।
पंचाणउइविभत्ते सोलसगुणिए गणियमाहु ॥ २४ ॥

एतश्च धातकीखण्डजम्बूद्वीपान्त्यभूमितः ।
दत्त्वा दवरिकां मध्ये, शिखोपरितलस्य वै ॥ २५ ॥

अपान्तराले च किमप्याकाशं यत् जलोज्झितम् ।
तत् सर्वं कर्णगत्यैतत्संबन्धीति जलैर्भृतम् ॥ २६ ॥

---

અહીં આ પ્રમાણે વૃદ્ધ પરંપરા છે કે :—

ધાતકીખંડથી અથવા જંબૂદ્વીપથી સમુદ્રની અંદર જેટલા અંશ–અંગુલ–યોજનાદિ ગયા બાદ, પાણીની ઉંચાઈ જાણવાનું મન થાય, તેટલા અંશ–અંગુલ યોજનાદિને પંચાણુ સાથે ભાગવા અને ભાગવાથી જે સંખ્યા પ્રાપ્ત થાય, તેનાથી સોળ ગણી પાણીની ઉંચાઈ ત્યાં સમજવી. ૨૦–૨૧

જેવી રીતે પંચાણું યોજન સમુદ્રમાં ગયા બાદ, તે પંચાણું ને પંચાણું વડે ભાગવાથી એક યોજન પ્રાપ્ત થાય, તેને સોળથી ગુણવાથી સોળ યોજન આવે, તેથી પંચાણું યોજને પાણીની ઉંચાઈ સોળ યોજન સમજવી (૯૫–૯૫=૧, ૧×૧૬=૧૬ યોજન) ૨૨–૨૩.

શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ ફરમાવે છે કે :—

લવણ સમુદ્રનું અવગાહન કરીને તમે જ્યાંથી પાણીની ઉંચાઈ જાણવા ઈચ્છો, ત્યાના યોજનને પંચાણુની સંખ્યાવડે ભાગીને, સોળથી ગુણવાથી. જે આવે તે ત્યાંના પાણીની ઉંચાઈ સમજવી ૨૪.

જંબૂદ્વીપ અને ધાતકીખંડના કિનારાની અંતભૂમિથી શિખાના ઉપરિતનતલના મધ્યમાં દોરી મુકીને આ ગણિત થાય છે. અને વચમાં પણ જે આકાશક્ષેત્ર પાણી રહીત છે, તે પણ કર્ણગતિ સંબંધ એટલે સમુદ્ર સબંધિ છે, તેથી તે પાણી વાળુ છે–એમ માનવું. ૨૫–૨૬

विवक्षित्वा मानमुक्तं, जलोच्छ्रयस्य निश्चितम् ।
मेरोरेकादशभागपरिहाणिरिवागमे ॥ २७ ॥

तथाहुः- श्रीमलयगिरिपादाः-"इह षोडशसहस्रप्रमाणायाः शिखायाः शिरसि उभयोश्च वेदिकान्तयोर्मूले दवरिकायां दत्तायां यदपान्तराले किमपि जलरहितमाकाशं तदपि कर्णगत्या तदाभाव्यमिति सजलं विवक्षित्वा विवक्षितमुच्यमानमुच्चत्वपरिमाणमवसेयं, यथामन्दरपर्वतस्यैकादश भागपरिहाणि"रिति ।

वस्तुतः पुनरुभयोर्द्वीपयोर्वेदिकान्ततः ।
प्रदेशवृद्ध्योभयतो, वर्द्धतेऽम्बु क्रमात्तथा ॥ २८ ॥

यथाऽस्मिन् पञ्चनवतिसहस्रान्ते भवेज्जलम् ।
योजनानां सप्त शतान्युच्छ्रितं समभूतलात् ॥२९॥

योजनानां सहस्रं चोद्वेधोऽत्र समभूतलात् ।
एवं सप्तदश शतान्युद्वेधोऽत्र पयोनिधेः ॥ ३० ॥

---

આ પ્રમાણે કર્ણગતિ દ્વારા વિવક્ષા કરીને જળની ઉંચાઈનું નિશ્ચિત માન કહ્યું છે. આગમમાં જેમ મેરૂપર્વતની એકાદશભાગ પરિહાણી કહી છે તેમ આ સમજવું. ૨૭.

પરમ પૂજ્ય મલયગિરિજી મહારાજા પણ કહે છે કે :—

અહી સોળ હજાર પ્રમાણુ શિખા ઉપર અને બન્ને વેદિકાના અંતભાગે દોરી મુકવી અને ત્યાર બાદ વચ્ચે જે આકાશક્ષેત્ર જલ રહિત રહે, તે પણ કર્ણગતિ વડે તેનું જ એટલે કે સમુદ્ર સંબંધી ઉંચાઈનું માપ સમજી લઈને, તેની જળ સહિત વિવક્ષા કરીને, જેમ મેરૂ પર્વતની ગણતરીમાં ૧૧ ભાગની પરિહાણી કહી છે, તેમ કહેવાતી ઉંચાઈના પરિમાણને સમજવું.

હકીકતમાં તો બન્ને દ્વીપની વેદિકાના છેડાથી બન્ને બાજુએ પ્રદેશની વૃદ્ધિથી ક્રમશઃ પાણી વધી રહ્યું છે. ૨૮.

બન્ને દ્વીપોની વેદિકાના અંત ભાગની પાસેથી ક્રમશઃ પાણીની ઉંડાઈ અને ઉંચાઇ વધતી જાય છે. તે એવી રીતે વધે છે, કે પંચાણું હજાર યોજન આગળ જતાં પાણીની ઉંચાઈ સાતસો યોજન થાય છે. અને પાણીની ઉંડાઈ એક હજાર યોજન થાય છે. આ રીતે અહીં મધ્ય ભાગે સમુદ્રના તળીયાથી પાણીની કુલ ઉંચાઇ સત્તરસો યોજન થાય છે. ૨૯–૩૦

ततः परे मध्यभागे, सहस्रदशकातते ।
जलोच्छ्रया योजनानां स्यात्सहस्राणि षोडश ॥ ३१ ॥

सहस्रमत्राप्युद्वेध, उच्छ्रयोद्वेधतस्ततः ।
योजनानां सप्तदश, सहस्राण्युदकोच्चयः ॥ ३२ ॥

एवं जघन्योच्छ्रयोऽस्याङ्गुलासङ्ख्यांशसंमितः ।
उत्कर्षतो योजनानां, सहस्राणि च षोडश ॥ ३३ ॥

मध्यमस्तूच्छ्रयो वाच्यो, यथोक्ताम्नायतोऽम्बुधे ।
तत्र तत्र विनिश्चित्य, जलोच्छ्रयमनेकधा ॥ ३४ ॥

अथास्य लवणाम्भोधेर्गणितं प्रतरात्मकम् ।
घनात्मकं च निर्णेतुं, यथाऽऽगममुपक्रमे ॥ ३५ ॥

लवणाम्बुधिविस्तारात्सहस्राणि दश स्फुटम् ।
शोधयित्वा शेषमर्द्धीकृतं दशसहस्रयुक् ॥ ३६ ॥

---

ત્યાર પછીના દશ હજાર યોજન વિસ્તારવાળા મધ્ય ભાગમાં જળની ઉંચાઇ સોળ હજાર યોજન હોય છે. ૩૧

આ સ્થળે પણ સમભૂતળથી પાણીની ઉંડાઇ એક હજાર યોજનની હોય છે. ત્યાંથી તેમાં (પાણીની સોળ હજાર યોજન ઉંચાઇ ઉમેરતા કુલ) સત્તર હજાર યોજનની પાણીની ઉંચાઇ હોય છે. ૩૨

આ પ્રમાણે પાણીની જઘન્યથી ઉંચાઈ અંગુલનો અસંખ્યાતમો અંશ, ઉત્કૃષ્ટથી સોળ હજાર યોજન અને મધ્યમ ઉંચાઇ સમુદ્રનાં યથોક્ત આમ્નાયથી તે-તે સ્થાને અનેક પ્રકારની જાણવી. ૩૩-૩૪

હવે લવણ સમુદ્રનું પ્રતરાત્મક અને ઘનાત્મક ગણિત કરવા માટે આગમ પ્રમાણે કહેવાની શરૂઆત કરૂં છું. ૩૫

લવણ સમુદ્રના વિસ્તાર બે લાખ યોજનમાંથી દશ હજાર યોજન બાદ કરતાં ૧,૯૦,૦૦૦ યોજન રહે, તેના અડધા કરવાથી ૯૫,૦૦૦ રહે, તેમાં દશ હજાર મેળવવાથી એક લાખને પાંચ હજાર થાય, તેને આ પ્રકરણમાં લવણ સમુદ્રની કોટી નામની પરિભાષા આપેલી છે.

जातं पञ्चसहस्राढ्यं, लक्षमेकमिदं पुनः ।
अस्मिन् प्रकरणे कोटिरित्येवं परिभापितम् ॥ ३७ ॥

अथैवंरूपया कोट्या, गुणयेल्लवणाम्बुधेः ।
मध्यमं परिधेर्मानं, स्यादेवं प्रतरात्मकम् ॥ ३८ ॥

तच्चेदं–सहस्राणि नव कोटिनां, तथा नव शातान्यपि ।
एकषष्टिः कोटयश्च, लक्षाः सप्तदशोपरि ॥ ३९ ॥

सहस्राणि पञ्चदश, योजनानामिदं जिनैः ।
प्रतर लवणे प्रोक्तं, सर्वक्षेत्रफलात्मकम् ॥ ४० ॥

मध्यभागे सप्तदश, सहस्राणि यदीरितम् ।
जलमानं तदनेन, प्रतरेणाहतं घनम् ॥ ४१ ॥

---

(દા.ત. २००००० યોજન લવણસમુદ્ર વિસ્તાર સહ
　　　 १०००० બાદ કરવાના
　　　 १९०००० થયા આ સંખ્યાના અડધા કરવાથી
　　　 ९५००० થયા તેમાં १०००० ઉમેરવાથી
९५,०००+१००००=१०,५,००० થયા એને કોટિ કહેવાય). ૩૬-૩૭.

હવે આવા પ્રકારની કોટિ વડે લવણ સમુદ્રના મધ્ય ભાગની પરિધિથી માન કાઢવામાં આવે, તો નીચે મુજબ પ્રતરાત્મક માન આવે છે. ૩૮.

નવ હજાર નવસો એકસઠ ક્રોડ સત્તરલાખ પંદર હજાર—
(૯૯,૬૧,૧૭૧,૫૦૦૦) યોજનનું લવણ સમુદ્રનું સંપૂર્ણ ક્ષેત્રફળ સ્વરૂપ પ્રતરાત્મક ગણિત શ્રી જિનેશ્વરોએ કહેલું છે.

તે આ મુજબ છે :—

(લવણ સમુદ્રની મધ્યમ પરિધિ ૯,૪૮,૬૮૩ ને કોટિથી ગુણવાથી
૯૪૮૬૮૩×૧૦૫૦૦૦
૯૯૬૧૧૭૧૫૦૦૦ યોજનનું લવણ સમુદ્રનું પ્રતરાત્મક ગણિત થાય.

તાત્પર્ય એ, કે, લવણ સમુદ્રના ૧-૧ યોજનના ટુકડાને ૧-૧ પ્રતર કહેવાય ૩૯-૪૦
સત્તર હજાર (૧૭૦૦૦) યોજન સ્વરૂપ મધ્યમ ભાગની જળની ઉંચાઇને પ્રતરવડે ગુણવાથી ઘન આવે છે. ૪૧

कोटयः षोडश कोटीनां, लक्षास्त्रिनवतिस्तथा ।
एकोनचत्वरिंशच्च, सहस्राणि ततः परम् ॥ ४२ ॥
सपञ्चदशकोटीनि, नव कोटीशतान्यथ ।
परिपूर्णा योजनानां, लक्षाः पञ्चाशदेव च ॥ ४३ ॥
एतावद् घनगणितं, कथितं लवणार्णवे ।
विलसत्केवलालोकविलोकितजगत्त्रयैः ॥ ४४ ॥
नन्वेतावद् घनमिह, कथमुत्पद्यते ? यतः ।
न सर्वत्र सप्तदश, सहस्राणि जलोच्छ्रयः ॥ ४५ ॥
किंतु मध्यभाग एव, सहस्रदशकावधि ।
अत्रोच्यते सत्यमेतत्तत्त्वमाकर्ण्यतां परम् ॥ ४६ ॥
युग्मम्–अब्धेः शिखाया उपरि, द्वयोश्च वेदिकान्तयोः ।
दत्तायां दवरिकायामृज्व्यामेकान्ततः किल ॥ ४७ ॥
अन्तराले यदाकाशं, स्थितमम्बुधिवर्जितम् ।
तत्सर्वमेतदाभाव्यमित्यम्बुधितयाऽखिलम् ॥ ४८ ॥

---

વિલાસ પામતાં કેવળજ્ઞાન રૂપ સૂર્ય વડે ત્રણે જગતને જોનારા શ્રી જિનેશ્વરોએ લવણ સમુદ્રનું ઘનગણિત સોલક્રોડ ત્રાણુલાખ ઓગણ ચાલીશ હજાર નવસો પંદર ક્રોડ અને પચાસલાખ. (૧૬,૯૩,૩૯,૯૧૫,૫૦,૦૦,૦૦૦) યોજનનું કહેલું છે તે આ મુજબ છે. દા. ત. ૯૯૬૧૧૭૧૫૦૦૦ પ્રતરના માનને જળની ઉંચાઈ સાથે ગુણવાથી ઘન આવે છે.

૧૭૦૦૦ યોજન જળની ઉંચાઇ

૯૯૬૧૧૭૧૫૦૦૦×૧૭૦૦૦

૧૬,૯૩,૩૯,૯૧૫,૫૦,૦૦૦૦૦ યોજનનું ઘન ગણિત થાય. ૪૨–૪૪

પ્રશ્ન :–આટલું ધન કેવી રીતે પ્રાપ્ત થાય ? કારણ કે–દરેક સ્થાને જળની ઉંચાઇ સત્તર હજાર યોજન નથી કિંતુ દશહજાર યોજન રૂપ મધ્ય ભાગમાં જ સત્તર હજારની ઉંચાઇ છે. ૪૫–૪૬

ઉત્તર :–તમારી વાત સાચી છે, પરંતુ સત્ય હકીકત સાંભળો.

સમુદ્રની શિખાની ઉપરથી અને બન્ને વેદિકા સુધી એકદમ સીધોદોરો મુકવો અને વચમાં જે આકાશક્ષેત્ર પાણી વિનાનું છે, તેને પણ પાણીવાળું સમજવું, આ વિવક્ષા કરીને આ ઘનાત્મકમાન કહેલું છે, પરંતુ આ વિવક્ષાનો હેતુ કેવલી ભગવંતોજ જાણે. ૪૭–૪૯

चिवक्षित्वा मानमेतन्निरूपितं वनात्मकम् ।
एतद्विवक्षाहेतुस्तु, गम्यः केवलशालिनाम् ॥ ४९ ॥
तथाहुर्दुष्षमाध्वान्तनिर्मग्नागमदीपकाः ।
विशेषणवतीग्रन्थे, जिनभद्रगणीश्वराः ॥ ५० ॥

"एयं उभयवेइयंताओ सोलससहस्सुस्सेहस्स कन्नगईए जं लवणसमुद्दाभव्वं जलसुन्नंपि खित्तं तस्स गणियं, जहा मंदरस्स पव्वयस्स एक्कारसभागहाणी कण्णगइए आगासस्सवि तदाभव्वंति काऊण भणिया तहा लवणसमुद्दस्सवि"

मुखैश्चतुर्मुख इव, द्वारैश्चतुर्भिरेष च ।
जगत्याऽऽलिङ्गितो भाति, स्थितैर्दिक्षु चतसृषु ॥ ५१ ॥
पूर्वस्यां विजयद्वारं; शीतोदायाः किलोपरि ।
धातकीखण्डपूर्वार्द्धाद्विशत्या लवणाम्बुधौ ॥ ५२ ॥
द्वाराणि वैजयन्तादीन्यप्येवं दक्षिणादिषु ।
सन्त्यस्य दिक्षु तिसृषु, जम्बूद्वीप इव क्रमात् ॥ ५३ ॥
विजयाद्याश्च चत्वारो, द्वाराधिष्ठायकाः सुराः ।
ज्ञेयाः प्रागुक्तविजयसदृक्षाः सकलात्मना ॥ ५४ ॥

---

તથા દુષમ કાળના અંધકારમાં ડુબેલા માટે આગમના દીપક સમાન શ્રી જનભદ્ર ગણીશ્વર વિશેષણવતી ગ્રંથમાં આ પ્રમાણે ફરમાવે છે. ૫૦

આ બન્ને વેદિકાની પાસેથી સોળહજાર યોજન જળની ઉંચાઈ સુધી કર્ણગતિથી જલ શૂન્ય ક્ષેત્રને પણ લવણ સમુદ્રનુ જ ક્ષેત્ર સમજવું. જેમ મેરૂ પર્વતની અગ્યાર ભાગની હાનિમાં કર્ણગતિથી આકાશ ક્ષેત્રને પણ મેરૂ પર્વત તરીકે ગણેલુ છે, તેમ લવણ સમુદ્રનું પણ સમજવું (વિશેષણવતી ગ્રંથ)

ચારે દિશામાં રહેલા ચારદ્વારરૂપ મુખો વડે ચતુર્મુખ એવો આ લવણ સમુદ્ર, જગતીથી આલિંગિત થયેલો શોભે છે. ૫૧

ધાતકીખંડના પૂર્વાર્ધમાંથી લવણ સમુદ્રમાં પ્રવેશ કરતી શીતોદા નદીની બરોબર ઉપર પૂર્વદિશામાં વિજયદ્વાર આવ્યું છે. અને વૈજયંતાદિ ત્રણ દ્વારો પણ જંબૂદ્વીપની જેમ લવણ સમુદ્રની ત્રણ દિશાઓમાં ક્રમસર આવેલા છે. (અર્થાત્ દક્ષિણ દિશામાં વૈજયંતદ્વાર, પશ્ચિમ દિશામાં જયંતદ્વાર અને ઉત્તર દિશામાં અપરાજિત દ્વાર આવેલા છે) ૫૨-૫૩

વિજયાદિ ચારદ્વારોના અધિષ્ઠાયક વિજયાદિ ચાર દેવતાઓ સંપૂર્ણ રીતે પૂર્વે કહેલા વિજયદેવની સમાન સ્વરૂપવાળા જાણવા. ૫૪

एतेषां राजधान्योऽपि, स्मृताः सर्वात्मना समाः ।
राजधान्या विजयया, प्राक्प्रश्चितरूपया ॥५५॥
एताः किंतु स्वस्वदिशि, क्षारोदकभयादिव ।
असङ्ख्यद्वीपपाथोधीनतीत्य परतः स्थिताः ॥५६॥
नाम्नैव लवणाम्भोधौ, रुचिरेक्षुरसोदके
योजनानां सहस्राणि, वगाह्य द्वादश स्थिताः ॥५७॥
सहस्राः पञ्चनवतिस्तिस्रो लक्षाः शतद्वयम्
अशीतियुक् योजनानां, क्रोशो द्वारामिहान्तरम् ॥५८॥
द्वाराणां परिमाणं च, निःशेषरचनाश्चितम् ।
जम्बूद्वीपद्वारगतमनुसंधीयतामिह ॥ ५९ ॥
अथास्मिन्नम्बुधौ वेला, वर्द्धते हीयते च यत् ।
तत्रादिकारणीभूतान्, पातालकलशान् ब्रुवे ॥ ६० ॥

---

પહેલા જેનું સ્વરૂપ કહેલું છે, એવી જંબૂદ્વીપના વિજયદેવની વિજય રાજધાનીની સમાન આ દરેક દેવોની રાજધાનીઓ સમજવી. ૫૫

પરંતુ આ સર્વે લવણ રાજધાનીઓ આ સમુદ્રનાં ખારા પાણીના ભયથીજ જાણે, આજે સમુદ્રથી અસંખ્યદ્વીપ સમુદ્રનું અતિક્રમણ કર્યા બાદ, આવતાં લવણ સમુદ્રમાં, કે જે નામથી જ લવણ સમુદ્ર છે, તેનુ પાણી તો સુંદર ઇક્ષુરસ સમાન છે, તે સમુદ્રમાં બાર હજાર યોજન ગયા બાદ રહેલી છે. ૫૬–૫૭.

આ લવણ સમુદ્રના વિજયાદિ ચારદ્વારોનું પરસ્પરનું આંતરૂં ત્રણ લાખ, પંચાણુ હજાર, બસો એંશી યોજન અને એક ગાઉ (૩૯૫૨૮૦ યોજન અને ૧ ગાઉ) નું છે. (લવણ સમુદ્રની પરિધિ–૧૫,૮૧,૧૩૯ યોજનની છે. તેને ૪ ની સંખ્યાથી ભાગતા ૩,૯૫, ૨૮૪ યોજન ઉપર કંઇક થાય. તેમાથી એક એક દ્વારની પહોળાઈ ૮ યોજન બાદ કરતાં ૩,૯૫,૨૭૬ યોજન થાય તેમાં દ્વારના મધ્યભાગ સુધીના ૪ યોજન ઉમેરતાં ૩,૯૫, ૨૮૦ યોજન અને કંઇક અધિક થાય.) ૫૮

આ દ્વારોનું પરિમાણ અને રચના વગેરે બધુ જંબૂદ્વીપના દ્વારના વર્ણન પ્રમાણે સમજવું. ૫૯.

પાતાલ કળશાઓની પ્રરૂપણા :–

હવે અહિ આ સમુદ્રમાં જે વેળા (ભરતી) વધે છે અને ઘટે છે, તેનાં મૂળ કારણ ભૂત પાતાલ કળશોનું વર્ણન કરૂ છું. ૬૦

सहस्रान् पञ्चनवतिं, वगाह्य लवणाम्बुधौ ।
योजनानां स एकैको, मेरोर्दिक्षु चतसृषु ॥ ६१ ॥

एवं च-पातालकुम्भाश्चत्वारो, महालिञ्जरसंस्थिताः ।
वैरं स्मृत्वाऽब्धिना ग्रस्ता, अगस्त्यस्येव पूर्वजाः ॥ ६२ ॥

वडवामुखनामा प्रागपाक्केयूपसंज्ञितः ।
प्रतीच्यां यूपनामायमुदीच्यामीश्वराभिधः ॥ ६३ ॥

दाक्षिणात्यकलशस्य बृहत्क्षेत्रसमासवृत्तौ केयूप इति नाम, प्रवचनसारोद्धारवृत्तौ केयूर इति, समवायांगवृत्तौ स्थानांगवृत्तौ च केतुक इति[1] ॥

कालो महाकालनामा, वेलम्बश्च प्रभञ्जनः ।
क्रमादधीश्वरा एषां, पल्यायुषो महर्द्धिकाः ॥ ६४ ॥

समन्ततो वज्रमयात्मनामेषां निरूपिताः ।
बाहल्यतष्ठिक्करिकाः, सहस्रयोजनोन्मिताः ॥ ६५ ॥

---

લવણ સમુદ્રમાં પંચાણુ હજાર યોજન અવગાહન કરીને, મેરૂથી ચારે દિશામાં, તે એકેક પાતાલ કળશ રહેલા છે. ૬૧

તે આ પ્રમાણે :-

ચારે પાતાલ કુંભો મોટા ઘડાના સંસ્થાનવાળા-આકારવાળા છે. તે જાણે પૂર્વનું વૈર યાદ કરીને સમુદ્રે અગસ્ત્ય ઋષિના પૂર્વ જ જેવા આ ચારે કળશોને ગ્રસી લીધા છે. ૬૨

પૂર્વ દિશાનો કળશ વડવામુખ નામનો છે. દક્ષિણ દિશાનો કળશ કેયૂપ નામે છે. પશ્ચિમ દિશાનો કળશ યૂપ નામનો છે અને ઉત્તર દિશાનો કળશ ઇશ્વર નામે છે. ૬૩.

દક્ષિણ દિશાનાં કળશનું નામ બૃહત્ક્ષેત્ર સમાસની ટીકામા કેયૂપ છે. પ્રવચન સારોદ્ધારની વૃત્તિમાં કેયૂર તથા સમવાયાંગ સૂત્ર અને ઠાણાંગ સૂત્રની ટીકામાં કેયૂક-એ પ્રમાણે નામ છે.

આ ચારે કળશોના અધિષ્ઠાયક દેવો એક પલ્યોપમના આયુષ્યવાળા અને મહા ઋદ્ધિવાળા છે. તેઓના નામ અનુક્રમે કાલ, મહાકાલ, વેલંબ અને પ્રભંજન છે. ૬૪.

આ ચારેય કળશાઓ સંપૂર્ણરીતે વજ્રમય છે અને તેની ઠીકરીની જાડાઇ એક હજાર યોજનની છે. ૬૫.

---

૧ કેયૂપ—એ દેશી શબ્દથી ત્રણે અર્થ ઘટે છે.

योजनानां सहस्राणि, दश भूले मुखेऽपि च ।
विस्तीर्णा मध्यभागे च लक्षयोजनसंमिताः ॥ ६६ ॥
[१]एकप्रादेशिक्या श्रेण्या मूलाद्विवर्द्धमानाः स्युः ।
मध्यावधि वक्रावधि ततस्तथा हीयमानाश्च ॥ ६७ ॥ (आर्या)

इति प्रवचनसारोद्धारवृत्तौ,

परमेतत्तदोपपद्यते यद्येषां मध्यदेशे दश योजनसहस्राणि यावत् लक्षयोजन-विष्कम्भता स्याद्, यतः प्रदेशवृद्धया ऊर्ध्वं पंचचत्वारिंशद्योजनसहस्रातिक्रम एव उभयतो मूलविष्कम्भाधिकायां पञ्चचत्वारिंशत्सहस्ररूपायां विष्कम्भवृद्धौ सत्यां यथोक्तो लक्षयोजनरूपो विष्कम्भः संपद्यते, एवं हानिरपि सा त्वेषां मध्ये दश योजन-सहस्राणि यावल्लक्षयोजनविष्कम्भता क्वाप्युक्ता न दृश्यते, तदत्र तत्त्वं बहुश्रुता विदन्ति ।

योजनानां, लक्षमेकमवगाढा भुवोऽन्तरे ।
रत्नप्रभामूलभागं, द्रष्टुमुत्कण्ठिता इव ॥ ६८ ॥

---

આ કળશો મૂળમાં નીચે અને મુખમાં ઉપર, દશ હજાર યોજનના અને મધ્યમાં વચ્ચે એકલાખ યોજનની પહોળાઈવાળા છે. ૬૬.

આ કળશાઓ એક પ્રદેશની શ્રેણિએ મૂળથી મધ્યભાગ સુધી વધે છે અને ત્યાર બાદ મધ્યથી મુખ સુધી ઘટે છે, અર્થાત તે કળશાઓ પહોળાઈમાં નીચેથી મધ્યભાગ સુધી વધતાં જાય છે તથા વચ્ચેથી ઉપર સુધી ઘટતા જાય છે. ૬૭

આ પ્રમાણે પ્રવચન સારોદ્ધારની ટીકામાં કહ્યું છે, પરંતુ આ શાસ્ત્રવચન ત્યારે ઘટે કે મધ્યદેશમાં દશહજાર યોજનથી (એટલે કે બાહલ્યના ૧૦૦૦૦ યોજનને સાથે ગણીને) એકલાખ યોજન પહોળાઇ હોય. કારણ કે પ્રદેશ વૃદ્ધિથી ઉપર પીસ્તાલીશ હજાર યોજન ઓળંગ્યા બાદ બન્ને બાજુથી મુલવિષ્કંભના દશહજાર (૧૦૦૦૦) યોજન અને પીસ્તાલીશ પીસ્તાલીશ હજાર યોજનરૂપ પહોળાઇની વૃદ્ધિ થવાથી યથોક્ત લાખયોજન રૂપ પહોળાઇ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે હાનિ પણ ગણી લેવી, પરંતુ આ મધ્યમાં દશહજાર યોજનથી માંડીને (એટલે કે બાહલ્યના ૧૦૦૦૦ યોજન ગણુવા પૂર્વક, એકલાખ યોજન સુધીની પહોળાઇ કયાંય દેખાતી નથી માટે તત્ત્વ તો બહુશ્રુત જ્ઞાનીઓ જાણે.

રત્નપ્રભા પૃથ્વીના મૂળ ભાગને જોવા માટે ઉત્કંઠીત થયા હોય, એવા આ કળશાઓ પૃથ્વીની અંદર એકલાખ યોજન ઉંડા અવગાઢ છે. ૬૮.

---

१ अङ्गुलासंख्याग प्रमित एक प्रदेशोऽत्रावबोद्धव्यः આ એક પ્રદેશ અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સમજવો.

लक्षद्वयं योजनानां, सहस्राः सप्तविंशतिः ।
सप्तत्याढ्यं शतमेकं, त्रयः क्रोशास्तथोपरि ॥ ६९ ॥
एतत्पातालकलशमुखानामन्तरं मिथः ।
एतन्मूलविभागानामप्येतावदिहान्तरम् ॥ ७० ॥
उपपत्तिश्चात्र–एषां चतुर्णां वदनविस्तारपरिवर्जिते ।
पयोधिमध्यपरिधौ, चतुर्भक्ते मुखान्तरम् ॥ ७१ ॥
तथाऽब्धिमध्यपरिधेरेतेषां मध्यविस्तृतौ ।
शोधितायां चतुर्भक्ते, शेषे स्याज्जठरान्तरम् ॥ ७२ ॥
योजनानां लक्षमेकं, सप्तत्रिंशत्सहस्रयुक् ।
सप्तत्याढ्यं शतं क्रोशास्त्रयस्तदिदमीरितम् ॥ ७३ ॥

---

એક પાતાલ કળશના મુખથી બીજી પાતાલ કળશના મુખનું અંતર બે લાખ સત્તાવીશ હજાર એકસો સિત્તેર યોજન તથા ત્રણ ગાઉ (૨,૨૭,૧૭૦ યોજન ૩ ગાઉ) નું છે. આ પ્રમાણે જ તેના મૂળ-તળીયાનું પણ અંતર સમજવું. ૬૯-૭૦

અહીં ઘટાવે છે કેઃ—

આ ચારે પાતાળકલશાઓનાં મુખનાં વિસ્તાર ને છોડીને બાકીની સમુદ્રની મધ્ય પરિધિનાં ચાર ભાગ કરવાથી મુખનું અંતર આવે છે તે આ રીતે :-

(દા-ત. ૯,૪૮,૬૮૩, મધ્યમ પરિધિ (લવણ સમુદ્રની)

૪૦૦૦૦ કળશના મુખનો વિસ્તાર

૯૦૮૬૮૩ એને બાદ કર્યાબાદ આવેલ સંખ્યા તેને ચારથી ભાગવાથી એટલે ૪ ભાગકરવાથી

૯૦૮૬૮૩÷૪=૨૨૭૧૭૦ યોજન ૩ ગાઉ એમ એક કળશથી બીજા કળશનાં મુખ અને તળીયાનું અંતર છે.)

સમુદ્રની મધ્યમ પરિધિમાંથી કલશના મધ્ય વિસ્તારને બાદ કર્યા પછી ચાર સંખ્યાથી ભાગવાથી જે શેષ રહે, તે કલશનાં એક પેટથી (મધ્યથી) બીજા પેટનું આંતરૂ આવે છે. ૭૧ ૭૨

એક લાખ, સાડત્રીશ હજાર, એકસોને સિત્તેર યોજન ત્રણ ગાઉ એક કલશના મધ્ય ભાગથી બીજા કલશના મધ્ય ભાગનું આંતરુ કહેલું છે. ૭૩

कल्प्यन्तेऽशास्त्रयोऽमीषां, स चैकक: प्रमाणत: ।
त्रयस्त्रिंशत्सहस्राणि, त्रयस्त्रिंशं शतत्रयम् ॥ ७४ ॥
योजनानां योजनस्य, तृतीयांशेन संयुतम् ।
अधस्तने तृतीयांशे, तत्र वायुर्विजृम्भते ॥ ७५ ॥
मध्यमे च तृतीयांशे, वायुर्वारि च तिष्ठत: ।
तृतीये च तृतीयांशे, वर्त्तते केवलं जलम् ॥ ७६ ॥
अन्येऽपि लघुपातालकलशा लवणाम्बुधौ ।
सन्ति तेषामन्तरेषु, क्षुद्रालिञ्जरसंस्थिता: ॥ ७७ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ—"तेषां पातालकलशानामन्तरेषु तत्र तत्र देशे यावत् क्षुद्रालिञ्जरसंस्थाना: क्षुल्ला: पातालकलशा: प्रज्ञप्ता" इति,

अत्रायं संप्रदाय:—जम्बूद्वीपवेदिकान्तादतीत्य लवणाम्बुधौ ।
सहस्रान् पञ्चनवतिं, तत्रायं परिधि: किल ॥ ७८ ॥
सल्लक्षद्वयनवतिसहस्रविस्तृतेर्भवेत् ।
नव लक्षा: सप्तदश, [१]सहस्राणि च षट्शती ॥ ७९ ॥

---

દા. ત.   ૯૪૮૯૮૩ સમુદ્રની મધ્યમ પરિધિ
       — ૪૦૦૦૦૦ કળશોનો મધ્ય વિસ્તાર
         ૫૪૮૯૮૩

૫૪૮૯૮૩ ÷ ૪ = ૧૩૭૨૪૫ યોજન ૩ ગાઉ એક કલશથી બીજા કળશના મધ્ય-ભાગનું આંતરૂ થાય.

આ કળશોનાં ત્રણ ભાગ કલ્પવાના છે, તે એક એકનું પ્રમાણ ૩૩૩૩૩૯$\frac{1}{3}$ યોજન છે એમાં નીચેના ત્રીજા ભાગમાં વાયુ છે, મધ્યના ત્રીજા ભાગમાં વાયુ અને પાણી છે અને ઉપરના ત્રીજા ભાગમાં કેવળ પાણી છે. ૭૪–૭૬

આ લવણ સમુદ્રમાં બીજા લઘુ પાતાલ કલશાઓ પણ છે, કે જે નાના ઘડાના આકારવાળા છે અને આ-ચાર મોટા પાતાલ કલશાઓની વચ્ચે રહેલા છે. ૭૭

શ્રી જીવાભિગમની વૃત્તિમાં પણ કહ્યું છે, કે તે પાતાલ કલશોની વચ્ચે આંતરામાં –તે સ્થાનમાં નાના ઘડાના આકારવાળા નાના પાતાલ કલશાઓ કહેલા છે.

અહીં આ પ્રમાણે વૃદ્ધ પરંપરા છે. જંબૂદ્વીપની વેદિકાના છેડાથી લવણસમુદ્રમાં પંચાણું હજાર યોજન ગયા બાદ, આ પરિધિ આવે, આ પરિધિ વખતે તેનો વિસ્તાર (વ્યાસ) બે લાખ નેવું હજાર યોજનનો હોય છે અને એની પરિધિ નવલાખ સતર હજાર સાઇઠ યોજ-નની થાય છે. ૭૮–૭૯

---

१ सहस्राश्च सषष्टिका इति पाठ: साधु:

अयं भावः पञ्चनवतिः सहस्राः समुद्रसंबन्धिन एकपार्श्वे, तावन्त एव द्वितीयपार्श्वे मध्ये चैकं लक्षं जम्बूद्वीपसंबन्धि, एवं द्विलक्षनवतिसहस्रविष्कम्भक्षेत्रस्य परिधिर्नव लक्षाः सप्तदश सहस्रा [१]षट्शतीत्येवंरूपो भवतीति ॥

चत्वारिंशत्सहस्रात्मा, शोध्यते मुखविस्तृतिः ।
महापातालकुम्भानामस्माद्राशेस्ततः स्थितम् ॥ ८० ॥
अष्टौ लक्षाः षष्ट्यधिकाः, सहस्राः सप्तसप्ततिः ।
भागे चतुर्भिरेतेषां, लब्धं तत्रान्तरं भवेत् ॥ ८१ ॥
लक्षद्वयं सहस्राणामेकोनविंशतिस्तथा ।
सपञ्चषष्टिद्विशती, कुम्भानां महतां पृथक् ॥ ८२ ॥
चतुर्ष्वप्यन्तरेष्वेषु, पङ्क्तयो नव नव स्थिताः ।
लघुपातालकुम्भानामाद्यपङ्क्तौ च ते स्मृताः ॥ ८३ ॥

---

અહીં તાત્પર્ય એ છે કે :-

સમુદ્ર સબંધી પંચાણુ હજાર યોજન એક તરફ, તેવી જ રીતે બીજી તરફ પંચાણુ હજાર યોજન અને મધ્યમાં જંબૂદ્વીપ સબંધી એક લાખ યોજન-આ પ્રમાણે બે લાખ નેવુ હજાર ક્ષેત્રનો વિસ્તાર અને ક્ષેત્રની પરિધિ નવલાખ સત્તર હજાર સાઇઠ યોજન (૯૧૭૦૬૦) યોજન થાય છે.

મહાપાતાલ કલશાઓનાં મુખ વિસ્તારના ચાલીસ હજાર યોજન આવે, તેને ચાર વડે ભાગવાથી મહાપાતાલ કુંભોનું પરસ્પરનું આંતરૂં પ્રાપ્ત થાય છે. બે લાખ ઓગણીશ હજાર બસોને પાંસઠ (૨૧૯૨૬૫) યોજનનું મહાપાતાલ કુંભોનું એક મુખથી બીજા મુખનું આંતરૂં છે. (પહેલા મુખનું ૨૨૭૧૭૦ યોજન ત્રણ ગાઉનું અંતર (૬૯-૭૦ ગાથામાં કહ્યું છે) મુખના મધ્ય ભાગે જાણવું, જ્યારે આ કળશના કાંઠા પાસેનું છે. ૮૧-૮૨

ચાર મહાપાતાલ કલશાના ચારે આંતરામાં લઘુ પાતાલ કુંભોની નવ નવ શ્રેણિ છે. તેમાં ચારે આંતરાની પ્રથમ શ્રેણીમાં બસોપંદર લઘુ પાતાલ કુંભો રહેલા છે. જે આ પ્રમાણે (નીચે કહ્યા પ્રમાણે) લઘુ પાતાલ કલશો વડે મહા કુંભોનું આંતરૂ પૂરાય છે. ૮૩-૮૪

---

१ षष्टिश्चेत्येवं० इति पाठ माधुः

यद्यप्यत्रोभयत्रापि ग्रन्थकृता केनचिदतर्क्येण स्मृतिदोषेण 'षट्शती' इति पाठ उल्लिखितो वरीवृत्यते तथापि गणितानुसारेणात्रोभयत्रापि 'षष्टि' भावात् एकत्र सहस्राश्चसषष्टिकाः अन्यत्र षष्टिश्चेत्येव इति च पाठो ऽनुसन्धेयः ॥

જો કે બન્ને ઠેકાણે ગ્રંથકારે અકલ્પનીય સ્મૃતિ દોષથી "षट्शती" આ પ્રમાણે પાઠ લખેલ છે, તો પણ ગણિતનાં અનુસારે તો બન્ને ઠેકાણે "षष्टि" જ આવે છે. તેથી આ પાઠ શુદ્ધ છે.

प्रत्येकं द्वे शते पञ्चदशोत्तरे किलान्तरम् ।
पूर्वोक्तं गुरुकुम्भानामेवमेभिश्च पूर्यते ॥ ८४ ॥

एकैकस्योदरव्यासः, सहस्रयोजनात्मकः ।
ततः शतद्वयं पञ्चदशसहस्रताडितम् ॥ ८५ ॥

सहस्रैः पञ्चदशभिर्युक्तं लक्षद्वयं भवेत् ।
लघुकुम्भैरियद्रुद्धमेकैकस्यान्तरस्य वै ॥ ८६ ॥

शेषं सहस्राश्चत्वारो, द्विशती पञ्चषष्टियुक् ।
रुद्धं कथंचित्तत्प्रौढकुम्भान्तरमिथोऽन्तरैः ॥ ८७ ॥

परिधेर्वर्द्धमानत्वात्पङ्क्तौ पङ्क्तौ यथोत्तरम् ।
एकैककलशस्यापि, वृद्धिर्वाच्या वचस्विभिः ॥ ८८ ॥

ततः पङ्क्तौ द्वितीयस्यां, द्वे शते षोडशोत्तरे ।
पङ्क्तौ नवम्यामेवं स्युस्त्रयोविंशं शतद्वयम् ॥ ८९ ॥

---

એક એક લઘુપાતાલ કલશનો વિસ્તાર એક હજાર યોજન પ્રમાણ છે એટલે બસોને પંદરને એક હજારથી ગુણવાથી બેલાખ અને પંદર હજાર થાય એટલે લઘુ-કુંભો વડે આટલી જગ્યા રોકાયેલી છે તેમ જાણવું. ૮૫–૮૬.

(૨૧૫×૧,૦૦૦=૨,૧૫,૦૦૦ યોજન જગ્યા લઘુકુંભોવડે રોકાયેલી છે.)

મહા પાતાલકુંભના આંતરાના યોજનોમાંથી લઘુ પાતાલકુંભોના વિસ્તારના યોજનો બાદ કરતાં ચાર હજાર બસો પાંસઠ (૪૨૬૫) યોજન બાકી રહ્યા તે, શેષ આકાશક્ષેત્ર લઘુપાતાલકુંભોના પરસ્પરના આંતરાથી પૂરાય છે તેનુ ગણિત આ મુજબ છે.

(દા.ત. ૨૧૯૨૬૫ યોજન મહાપાતાલકુંભનુ આંતરૂં
—
૨૧૫૦૦૦ યોજન લઘુપાતાલકુંભોના વ્યાસ બાદ કરવાથી
—
૪૨૬૫ આકાશક્ષેત્ર.) ૮૭.

સમુદ્રની પરિધિ વધવાથી દરેક પંક્તિમાં આગળ આગળ એક એક કલશની પણ વૃદ્ધિ વિદ્વાનોએ કહેલી છે. ૮૮.

એટલે બીજી પંક્તિમાં બસોસોળ કલશો થશે અને એ રીતે નવમી પંક્તિમાં બસોત્રેવીશ લઘુપાતાલ કલશો થશે. ૮૯.

अयं भावः पञ्चनवतिः सहस्राः समुद्रसंबन्धिन एकपार्श्वे, तावन्त एव द्वितीयपार्श्वे मध्ये चैकं लक्षं जम्बूद्वीपसंबन्धि, एवं द्विलक्षनवतिसहस्रविष्कम्भक्षेत्रस्य परिधिर्नव लक्षाः सप्तदश सहस्रा [1]षट्शतीत्येवंरुपो भवतीति ॥

चत्वारिंशत्सहस्रात्मा, शोध्यते मुखविस्तृतिः ।
महापातालकुम्भानामस्माद्राशेस्ततः स्थितम् ॥ ८० ॥
अष्टौ लक्षाः षष्टयधिकाः, सहस्राः सप्तसप्ततिः ।
भागे चतुर्भिरेतेषां, लब्धं तत्रान्तरं भवेत् ॥ ८१ ॥
लक्षद्वयं सहस्राणामेकोनविंशतिस्तथा ।
सपञ्चषष्टिद्विशती, कुम्भानां महतां पृथक् ॥ ८२ ॥
चतुर्ष्वप्यन्तरेष्वेषु, पङ्क्तयो नव नव स्थिताः ।
लघुपातालकुम्भानामाद्यपङ्क्तौ च ते स्मृताः ॥ ८३ ॥

---

અહીં તાત્પર્ય એ છે કે :-

સમુદ્ર સંબંધી પંચાણુ હજાર યોજન એક તરફ, તેવી જ રીતે બીજી તરફ પંચાણુ હજાર યોજન અને મધ્યમાં જંબૂદ્વીપ સંબંધી એક લાખ યોજન—આ પ્રમાણે બે લાખ નેવુ હજાર ક્ષેત્રનો વિસ્તાર અને ક્ષેત્રની પરિધિ નવલાખ સત્તર હજાર સાઇઠ યોજન (૯૧૭૦૬૦) યોજન થાય છે.

મહાપાતાલ કલશાઓનાં મુખ વિસ્તારના ચાલીસ હજાર યોજન આવે, તેને ચાર વડે ભાગવાથી મહાપાતાલ કુંભોનું પરસ્પરનું આંતરૂં પ્રાપ્ત થાય છે. બે લાખ ઓગણીશ હજાર બસોને પાંસઠ (૨૧૯૨૬૫) યોજનનું મહાપાતાલ કુંભોનું એક મુખથી બીજા મુખનું આંતરૂં છે. (પહેલા મુખનું ૨૨૭૧૭૦ યોજન ત્રણ ગાઉનું અંતર (૬૯–૭૦ ગાથામાં કહ્યું છે) મુખના મધ્ય ભાગે જાણવું, જ્યારે આ કળશના કાંઠા પાસેનું છે. ૮૧–૮૨

ચાર મહાપાતાલ કલશાના ચારે આંતરામાં લઘુ પાતાલ કુંભોની નવ નવ શ્રેણિ છે. તેમાં ચારે આંતરાની પ્રથમ શ્રેણીમાં બસોપંદર લઘુ પાતાલ કુંભો રહેલા છે. જે આ પ્રમાણે (નીચે કહ્યા પ્રમાણે) લઘુ પાતાલ કલશો વડે મહા કુંભોનું આંતરૂ પૂરાય છે. ૮૩–૮૪

---

[1] षष्टिश्चेत्येवं० इति पाठ साधुः

यद्यप्यत्रोभयत्रापि ग्रन्थकृता केनचिदतर्क्येण स्मृतिदोषेण 'षट्शती' इति पाठ उल्लिखितो वरीवृत्यते तथापि गणितानुसारेणात्रोभयत्रापि 'षष्टि' भावात् एकत्र सहस्राश्चषष्टिकाः अन्यत्र षष्टिश्चेत्येवं इति च पाठो ऽनुसन्धेय ॥

જો કે બન્ને ઠેકાણે ગ્રંથકારે અકલ્પનીય સ્મૃતિ દોષથી "षट्शती" આ પ્રમાણે પાઠ લખેલ છે, તો પણ ગણિતનાં અનુસારે તો બન્ને ઠેકાણે "षष्टि" જ આવે છે તેથી આ પાઠ શુદ્ધ છે.

प्रत्येकं द्वे शते पञ्चदशोत्तरे किलान्तरम् ।
पूर्वोक्तं गुरुकुम्भानामेवमेभिश्च पूर्यते ॥ ८४ ॥

एकैकस्योदरव्यासः, सहस्रयोजनात्मकः ।
ततः शतद्वयं पञ्चदशसहस्रताडितम् ॥ ८५ ॥

सहस्रैः पञ्चदशभिर्युक्तं लक्षद्वयं भवेत् ।
लघुकुम्भैरियद्रुद्धमेकैकस्यान्तरस्य वै ॥ ८६ ॥

शेषं सहस्राश्चत्वारो, द्विशती पञ्चषष्टियुक् ।
रुद्धं कथंचित्तत्प्रौढकुम्भान्तरमिथोऽन्तरैः ॥ ८७ ॥

परिधेर्वर्द्धमानत्वात्पङ्क्तौ पङ्क्तौ यथोत्तरम् ।
एकैककलशस्यापि, वृद्धिर्वाच्या वचस्विभिः ॥ ८८ ॥

ततः पङ्क्तौ द्वितीयस्यां, द्वे शते षोडशोत्तरे ।
पङ्क्तौ नवम्यामेवं स्युस्त्रयोविंशं शतद्वयम् ॥ ८९ ॥

---

એક એક લઘુપાતાલ કલશનો વિસ્તાર એક હજાર યોજન પ્રમાણ છે એટલે બસોને પંદરને એક હજારથી ગુણવાથી બેલાખ અને પંદર હજાર થાય એટલે લઘુ-કુંભો વડે આટલી જગ્યા રોકાયેલી છે તેમ જાણવું. ૮૫–૮૬

(૨૧૫×૧,૦૦૦=૨,૧૫,૦૦૦ યોજન જગ્યા લઘુકુંભોવડે રોકાયેલી છે.)

મહા પાતાલકુંભના આંતરાના યોજનોમાંથી લઘુ પાતાલકુંભોના વિસ્તારના યોજનો બાદ કરતાં ચાર હજાર બસો પાંસઠ (૪૨૬૫) યોજન બાકી રહ્યા તે, શેષ આકાશક્ષેત્ર લઘુપાતાલકુંભોના પરસ્પરના આતરાથી પૂરાય છે તેનુ ગણિત આ મુજબ છે.

(દા.ત. ૨૧૯૨૬૫ યોજન મહાપાતાલકુંભનુ આંતરૂં
૨૧૫૦૦૦ યોજન લઘુપાતાલકુંભોના વ્યાસ બાદ કરવાથી
૪૨૬૫ આકાશક્ષેત્ર.) ૮૭.

સમુદ્રની પરિધિ વધવાથી દરેક પંક્તિમાં આગળ આગળ એક એક કલશની પણ વૃદ્ધિ વિદ્વાનોએ કહેલી છે. ૮૮.

એટલે બીજી પંક્તિમાં બસોસોળ કલશો થશે અને એ રીતે નવમી પંક્તિમાં બસોત્રેવીશ લઘુપાતાલ કલશો થશે. ૮૯.

एकसप्तत्युपेतानि, शतान्येकोनविंशतिः ।
एकैकस्मिन्नन्तरे स्युर्लघवः सर्वसङ्ख्यया ॥ ९० ॥
चतुर्णामन्तराणां च, मिलिताः सर्वसङ्ख्यया ।
स्फुरच्चतुरशीतीनि, स्युः शतान्यष्टसप्ततिः ॥ ९१ ॥

अयं च संप्रदायो 'वीरं जयसेहरे' त्यादिक्षेत्रसमासवृत्त्यभिप्रायेण, बृहत्क्षेत्रसमासवृत्तौ जीवाभिगमवृत्त्यादौ त्वयं न दृश्यते ।

लघुपातालकलशा, अमी सर्वेऽप्यधिष्ठिताः ।
सदा महर्द्धिकैर्देवैः, पल्योपमार्द्धजीविभिः ॥ ९२ ॥

अयं क्षेत्रसमासवृत्त्याद्यभिप्रायः, जीवाभिगमसूत्रवृत्तौ च अर्द्धपल्योपमस्थितिकाभिर्देवताभिः[1] परिगृहीता इत्युक्तं ।

शतयोजनविस्तीर्णा, एते मूले मुखेऽपि च ।
मध्ये सहस्रं विस्तीर्णाः, सहस्रं क्ष्मोदरे स्थिताः ॥ ९३ ॥

(પ્રથમ પંક્તિમાં ૨૧૫, બીજીમાં ૨૧૬, ત્રીજીમાં ૨૧૭, ચોથીમાં ૨૧૮, પાંચમીમાં ૨૧૯, છઠ્ઠીમાં ૨૨૦, સાતમીમાં ૨૨૧, આઠમીમાં ૨૨૨, અને નવમી પંક્તિમાં ૨૨૩, લઘુપાતાલ કલશો છે.)

એકથી બીજા મહાપાતાલ કલશના આંતરામાં બધા થઇને ઓગણીસસોને ઇકોતેર (૧૯૭૧) લઘુપાતાલ કલશાઓ છે. ૯૦.

ચારે મહાપાતાલ કલશાઓના અંતરાના લઘુપાતાલ કલશોની સર્વ સંખ્યા સાત હજાર આઠસો ચોરાસી (૭૮૮૪) થાય છે. ૯૧.

આ વાતનો આ પ્રમાણે, સંદર્ભ "વીરંજયસેહર ઈત્યાદિ લઘુક્ષેત્ર સમાસની વૃત્તિના અભિપ્રાય મુજબ છે–બૃહત્ક્ષેત્રસમાસની ટીકામાં (વૃત્તિ) તથા જીવાભિગમની ટીકામાં આ પરંપરા દેખાતી નથી

અર્ધા પલ્યોપમના આયુષ્યવાળા મહર્ધિક દેવતાઓથી આ બધા લઘુપાતાલ કલશાઓ સદા અધિષ્ઠિત હોય છે ૯૨.

આ વાતક્ષેત્રસમાસ ટીકાના અભિપ્રાયે જાણવી જીવાભિગમસૂત્રની ટીકામાં તો આ કલશા અર્ધ પલ્યોપમના આયુષ્યવાળા દેવતા વડે અધિષ્ઠિત છે એમ કહેલું છે.

આ લઘુપાતાલ કલશાઓ મૂલ તથા મુખમાં સો યોજન વિસ્તારવાળા. મધ્યમાં એક હજાર યોજન વિસ્તારવાળા અને એક હજાર યોજન પૃથ્વીમાં ઉંડા અવગાઢ રહેલા

१ देवताशब्दस्य स्वार्थप्रत्ययान्तत्वेन देवदेव्युभयसाधारणत्वात् ।

दशयोजनबाहल्यवज्रकुड्यमनोरमाः ।
वायुवायूदकाम्भोभिः, पूर्णत्र्यंशत्रयाः क्रमात् ॥ ९४ ॥
सयोजनतृतीयांशं, त्रयस्त्रिंशं शतत्रयम् ।
तृतीयो भाग एकैक, एषां निष्टङ्कितो बुधैः ॥ ९५ ॥
लघवोऽपि महान्तोऽपि, यावन्मग्ना भुवोन्तरे ।
उत्तुङ्गास्तावदेव स्युर्भूमीतलसमाननाः ॥ ९६ ॥
एषां पातालकुम्भानां, लघीयसां महीयसाम् ।
मध्यमेऽधस्तने चैव, त्र्यंशे जगत्स्वभावतः ९७ ॥
समकालं महावाताः संमूर्च्छन्ति सहस्रशः ।
क्षुभितैस्तैश्चोपरिस्थं, बहिर्निस्सार्यते जलम् ॥ ९८ ॥
तेन निस्सार्यमाणेन, जलेन क्षुभितोऽम्बुधिः ।
वेलया व्याकुलात्मा स्यादुद्वमन्निव वातकी ॥ ९९ ॥
जगत्स्वाभाव्यत एव, शान्तेषु तेषु वायुषु ।
पुनः पातालकुम्भानां, जलं स्वस्थानमाश्रयेत् ॥ १०० ॥
जलेषु तेषु स्वस्थानं, प्राप्तेषु सुस्थितोदकः ।
स्वास्थ्यमापद्यतेऽम्भोधिर्वातकीव कृतौषधः ॥ १०१ ॥

---

છે તેમજ દશયોજનની જાડી વજ્રની ઠીકરીથી મનોહર છે આ લઘુ કલશાઓના પણ ત્રણ ભાગ ક્રમશઃ વાયુ, વાયુ–જલથી મિશ્ર અને જળથી પૂર્ણ છે વળી તે એકે એક ભાગ ૩૩૩⅓ યોજન પ્રમાણ પંડિત પુરૂષોએ કહેલો છે. ૯૩–૯૫.

મોટા અને નાના કલશો જેટલા ભૂમિમાં મગ્ન છે તેટલા જ ઊંચા છે અને એમનું મુખ ભૂમિતલની સમશ્રેણિએ રહેલું છે. ૯૬

આ નાના મોટા બન્ને પ્રકારના બધા પાતાલ કલશોનાં મધ્યમ અને છેલ્લા તૃતીયાંશમાં જગત–સ્વભાવથી એક સાથે હજારો મહાવાયુ ઉત્પન્ન થાય છે અને ખળભળાટ મચાવતા તે મહાવાયુઓ વડે કલશાઓના ઉપરના તૃતીયાંશનુ પાણી બહાર નીકળે છે, તે બહાર નીકળતા પાણીથી ક્ષોભાયમાન થયેલો સમુદ્ર, વાયુરોગવાળા જેમ ઉલટી કરે તેમ, વેલા–ભરતી વડે પાણીને બહાર કાઢે છે. ૯૭–૯૯.

જગતના સ્વભાવથી તે મહાવાયુ શાંત થયા બાદ પાતાલકુંભોનુ પાણી પોતાના સ્થાને ફરી પાછું જાય છે. ૧૦૦

જેમ વાયુના રોગવાળો માણસ ઔષધ કરીને સ્વસ્થ થાય, તેમ તે બધું જળ પોતાના સ્થાનમાં પાછું આવી જતાં તે સમુદ્રનુ પાણી સ્થિર થઈ જાય છે. ૧૦૧.

मूर्च्छन्ति द्विरहोरात्रे, वाताः स्वस्थीभवन्ति च ।
ततो द्विः प्रत्यहोरात्रं, वर्द्धते हीयतेऽम्बुधिः ॥ १०२ ॥

तथाह जीवाभिगमः–"लवणे णं भंते ! समुद्दे तीसाए मुहुत्ताणं कइखुत्तो अइरेगं वड्ढइ वा हायइ वा ?, गो० ! दुक्खुत्तो अइरेगं वड्ढइ वा हायइ वा"

राकादर्शादितिथिषु, चातिरेकेण तेऽनिलाः ।
क्षोभं प्रयान्ति मूर्च्छन्ति, तथा जगत्स्वभावतः १०३ ॥

ततश्च पूर्णिमाऽमादितिथिष्वतितमामयम् ।
वेलया वर्द्धते वार्द्धिर्दशम्यादिषु नो तथा ॥ १०४ ॥
लोकप्रथानुसारेण त्वेवमवोचि–

"यथा यथेन्दोर्निजनन्दनस्य, कालक्रमप्राप्तकलाकलस्य ।
आश्लिष्यतेऽब्धिर्मृदुभिः कराग्रैस्तथा तथोद्वेलमुपैति वृद्धिम् ॥ १०५ ॥
दर्शे त्वपश्यन्नतिदर्शनीयं, निजाङ्गजं शीतकरं पयोधिः ।
विवृद्धवेलावलयच्छलेन, दुःखाग्नितप्तो भुवि लोलुठीति ॥ १०६ ॥"

---

આ મહાવાયુઓ એક અહોરાત્રિમાં બેવાર ઉત્પન્ન થાય છે અને બેવાર શાંત થાય છે, તેથી દરરોજ બેવાર સમુદ્ર વધે છે અને ઘટે છે અર્થાત્ બેવાર ભરતી અને બે વાર ઓટ આવે છે. ૧૦૨.

શ્રી જીવાભિગમ સૂત્રમાં પણ કહ્યું છે કેઃ–

હે ભગવન્ લવણસમુદ્રમાં ત્રીશમુહૂર્તમાં કેટલીવાર વેલા વધે છે અને ઘટે છે? હે ગૌતમ! વેલા બેવાર વધે છે અને ઘટે છે. ૧૦૩.

તે મહાવાયુઓ તથાપ્રકારના જગત્ સ્વભાવથી પૂનમ અને અમાવાસ્યાદિ દિવસોમાં વધારે પ્રમાણમાં ક્ષોભ પામે છે અને શાંત થાય છે તેથી પૂનમ અને અમાવાસ્યાના દિવસે આ સમુદ્રની વેલા અત્યંત વધે છે તેવી રીતે દશમ વગેરે બીજી તિથિઓમાં તેટલી વેલા વધતી નથી. ૧૦૪.

લોક પ્રથામાં તો આ પ્રમાણે કહેવાય છે કે, જેમ જેમ પોતાનો પુત્ર ચંદ્ર કાળક્રમે કળાને પ્રાપ્ત કરીને પોતાના કોમળ કિરણાગ્રવડે સમુદ્રને આલિંગન કરે છે, તેમ તેમ સમુદ્ર વૃદ્ધિને પામે છે. ૧૦૫.

અમાવસ્યાના દિવસે અતિદર્શનીય એવા પોતાના પુત્ર ચંદ્રને ન જોઈને સમુદ્ર વધેલી વેલાના બહાનાથી દુઃખનાં અગ્નિથી તપ્ત થયેલો પૃથ્વી ઉપર આળોટે છે. ૧૦૬.

योजनानामुभयतो, विमुच्य लवणाम्बुधौ ।
सहस्रान् पञ्चनवतिं, मध्यदेशे शिखैधते ॥ १०७ ॥
योजनानां सहस्राणि, दशेयं पृथुलाऽभितः ।
चकास्ति वलयाकारा, जलभित्तिरिवस्थिरा ॥ १०८ ॥
सहस्राणि षोडशोच्चा, समभूमिसमोदकात् ।
योजनानां सहस्रं च, तत्रोद्वेधेन वारिधिः ॥ १०९ ॥
शिखामिषाद्धद्योगपट्टं योगीव वारिधिः ।
ध्यायतीव परब्रह्म, जन्मजाड्योपशान्तये ॥ ११० ॥
सुभगकरणीं यद्वा, हारिहारलतामिमाम् ।
श्यामोऽपि सुभगत्वेच्छुर्दधौ वार्द्धिः शिखामिषात् ॥ १११ ॥
जम्बूद्वीपोपाश्रयस्थान्, मुनीनुत निनंसिषुः ।
कृतोत्तरासङ्गसङ्गः, शिखावलयकैतवात् ॥ ११२ ॥
पूर्णकुक्षि भृशं रत्नैरुन्मदिष्णुतयाऽथवा ।
पट्टबद्धोदर इव, विद्याद्दप्तकुवादिवत् ॥ ११३ ॥

---

લવણસમુદ્રમાં બન્નેબાજુથી પંચાણુ હજાર (૯૫૦૦૦) યોજન છોડીને મધ્ય ભાગની શિખા શોભી રહી છે, તે શિખા દશ હજાર (૧૦૦૦૦) યોજન ચારે તરફથી પહોળી છે માટે જાણે વલયાકારે સ્થિર રહેલી પાણીની ભીતની જેમ તે શોભે છે. ૧૦૭–૧૦૮.

અહી મધ્ય ભાગના દશહજાર (૧૦૦૦૦) યોજનમાં સમભૂમિ ભાગથી પાણી સોળહજાર (૧૬૦૦૦) યોજન ઉંચુ હોય છે અને ત્યાં એક હજાર (૧૦૦૦) યોજનની ઉંડાઈવાળો સમુદ્ર છે. ૧૦૯.

જાણે શિખાનાં બહાનાથી યોગપટ્ટને ધારણ કરનાર યોગીની જેમ સમુદ્ર જન્મ જાત જડતાની શાંતિ માટે જાણે પરમબ્રહ્મનુ ધ્યાન કરે છે. ૧૧૦.

અથવા તો કૃષ્ણવર્ણી એવો પણ સુભગતાને ઈચ્છનારો આ સમુદ્ર સૌભાગ્યને કરનારી જાણે સુંદર હારલતા ન હોય, એવી આ શિખાને ધારણ કરી રહ્યો છે, ૧૧૧

અથવા તો મધ્યશિખાના વલયના બહાનાથી ઉત્તરાસંગને કરનાર આ સમુદ્ર જંબૂદ્વીપના ઉપાશ્રયમાં રહેલા મુનિઓને નમસ્કાર કરવાની ઈચ્છાવાળો લાગે છે. ૧૧૨.

ઘણા રત્નોવડે જાણે તેની (સમુદ્રની) કુક્ષિ પૂર્ણ ભરાઈ ગઈ હોય તેવો આ લવણસમુદ્ર લાગે છે અથવા ઉન્માદી પણાથી જાણે ઉદર (મધ્ય) ભાગે પટ્ટ બાંધેલો વિદ્યાથી ગર્વિષ્ટ કુવાદી જેવો આ સમુદ્ર લાગે છે. ૧૧૩.

भाति भूयोऽब्धिभूपालवृतो दैवतसेवितः ।
शिखामिषात्तमुकुटो, दधद्वा वार्द्धिचक्रिताम् ॥ ११४ ॥ त्रिभिर्विशेषकं ।
पातालकुम्भसंमूर्च्छद्वायुविक्षोभयोगतः ।
उपर्यस्याः शिखायाश्च, देशोनमर्द्धयोजनम् ॥ ११५ ॥
द्वौ वारौ प्रत्यहोरात्रमुदकं वर्द्धतेतराम् ।
तत्प्रशान्तौ शाम्यति च, भवेद्वेलेयमूर्द्धगा ॥ ११६ ॥
तां च वेलामुच्छलन्तीं, दर्वीव्यग्रकराः सुराः ।
शमयन्ति सदा नागकुमारा जगतः स्थितेः ॥ ११७ ॥
तत्र जम्बूद्वीपदिशि, शिखावेलां प्रसृत्वरीम् ।
द्विचत्वारिंशत्सहस्रा, धरन्ति नागनाकिनः ॥ ११८ ॥
धातकीखण्डदिशि च, प्रसर्पन्तीमिमां किल ।
नीवारयन्ति नागानां, सहस्राणि द्विसप्ततिः ॥ ११९ ॥
देशोनं योजनार्द्धं यद्वर्द्धतेऽम्बु शिखोपरि ।
षष्टिर्नागसहस्राणि, सततं वारयन्ति तत् ॥ १२० ॥

---

અથવા તો ઘણા સમુદ્રોરૂપ રાજાઓથી વિંટળાયેલો, દેવતાઓથી સેવાયેલો અને શિખારૂપી મુગટને ધારણ કરનારો આ સમુદ્ર, સમુદ્રોનાં ચક્રવર્તીપણાને ધારણ કરતો શોભે છે. ૧૧૪

પાતાલકુંભોમાં ઉત્પન્ન થતાં વાયુના વિક્ષોભના કારણે શિખાની ઉપર કંઈક ન્યૂન (અર્ધયોજન) બેગાઉ દરરોજ દિવસમાં બેવાર સમુદ્રવેલા વધે છે અને એ વાયુ શાંત થતાં તે વેલા પણ શાંત થાય છે. ૧૧૫–૧૧૬.

આ રીતે ઉપર ઉછળતી તે પાણીની વેલાને નાગકુમાર દેવતાઓ હંમેશા ચાટવો ( મોટાકડછા ) હાથમાં લઈને વારે છે આવો જગત્સ્વભાવ છે. ૧૧૭

**વેલંધર દેવો**

જંબૂદ્વીપની દિશાતરફ પ્રસરતી વેલાને બેંતાલીસ હજાર ( ૪૨૦૦૦ ) નાગકુમાર દેવતાઓ અટકાવે છે.

ધાતકીખંડની દિશાતરફ પ્રસરતી વેલાને બહોંતેર હજાર ( ૭૨૦૦૦ ) નાગકુમાર દેવતાઓ અટકાવે છે. ૧૧૯.

કંઈક ન્યૂન (બેગાઉ) અર્ધ યોજન જે પાણીની શિખા ઉપર વધે છે, તેને સાઠ હજાર (૬૦૦૦૦) નાગકુમાર દેવતાઓ અટકાવે છે. ૧૨૦.

लक्षमेकं सहस्राणि, चतुःसप्ततिरेव च ।
वेलन्धरा नागदेवा, भवन्ति सर्वसंख्यया ॥ १२१ ॥

एषामुपक्रमेणैव, निरुद्धा नावतिष्ठते ।
वेलेयं चपलाऽतीव, महेलेव रसाकुला ॥ १२२ ॥

किंतु द्वीपस्थसंघार्हद्देवचक्र्यादियुग्मिनाम् ।
पुण्याज्जगत्स्वभावाच्च, मर्यादां न जहाति सा ॥ १२३ ॥

इदं जीवाभिगमसूत्रवृत्त्यभिप्रायेण, पञ्चमाङ्गे तद्वृत्तौ च—'जया णं दीविच्चया ईसिं णो णं तया सामुद्दया ईसिं, जया णं सामुद्दया ईसिं णो णं तया दीविच्चया ईसिं ?, गो० ! तेसिं णं वायाणं अन्नमन्नविविच्चासेणं लवणसमुद्दे वेलं नातिक्कमइ," "अन्योऽन्यव्यत्यासेन" यदैके ईषत् पुरोवातादिविशेषणा वान्ति तदेतरे न तथाविधा वान्तीत्यर्थः । 'वेलं नाइक्कमइ'त्ति तथाविधवायुद्रव्यसामर्थ्याद्वेलायास्तथास्वभावत्वाच्चे"त्युक्तं, अत्र ईसिं पुरोवातादीनि विशेषणानि त्वेवं—'ईसिं पुरोवाय'त्ति

---

આવા વેલંધર નાગદેવતાઓની કુલસંખ્યા એક લાખ ચુંમોતેર હજાર (૧૭૪૦-૦૦)ની થાય છે. ૧૨૧.

(૪૨૦૦૦ જંબૂદ્વીપની દીશાતરફના નાગદેવતાઓ
૭૨૦૦૦ ધાતકીખંડની દીશાતરફના ,,
૬૦૦૦૦ શિખા ઉપરના ,,

૧૭૪૦૦૦ કુલ સંખ્યા ,, ની)

રસાકુલ–શેખીન સ્રીની જેમ આ અત્યંત ચપલ એવી જલ–વેલા વેલંધર દેવતાઓનાં પ્રયાસથી જ અટકે છે તેવું નથી પરંતુ દ્વીપમાં રહેલા સંઘ, અરિહંતદેવ, ચક્રવર્તી, યુગલિયા વગેરેનાં પુણ્યથી અને તથાપ્રકારના જગત્સ્વભાવથી આ વેલા મર્યાદા મૂકતી નથી. ૧૨૨–૧૨૩.

આ વાત શ્રી જીવાભિગમસૂત્રની ટીકા (વૃત્તિ) ના અભિપ્રાયે કહી તથા પંચમાંગ શ્રીભગવતીજીની ટીકા (વૃત્તિ) માં પણ કહ્યું છે.

હે ભગવાન્ ! જ્યારે દ્વીપતરફ પુરોવાત વગેરે વાયુ કંઈક હોય, ત્યારે સમુદ્રતરફ પુરોવાત વગેરે વાયુ ન હોય ? અને જ્યારે સમુદ્રતરફ પુરોવાત વગેરે વાયુ કંઇક હોય, ત્યારે દ્વીપ તરફ પુરોવાત વગેરે વાયુ ન હોય ? તેનો ઉત્તર આપતાં ભગવાન શ્રી મહાવીર પ્રભુ ફરમાવે છે કેઃ–

मनाक् सत्रेहवाताः 'पच्छा वाय'त्ति पथ्या वनस्पत्यादिहिता वायवः 'मंदा वाय'त्ति मन्दाः-शनैः शनैः संचारिणः अमहावाता इत्यर्थः 'महावाय'त्ति उद्दण्डा वाताः, अनल्पा इत्यर्थः ।

वेलन्धरगणामेतेषां, भवन्त्यावासपर्वताः ।
अस्मिन्नेवाम्बुधौ पूर्वादिषु दिक्षु चतसृषु ॥ १२४ ॥

तथाहि—जम्बूद्वीपवेदिकान्तात्पूर्वस्यां दिशि वारिधौ ।
गोस्तूपः पर्वतो भाति, वेलन्धरसुराश्रयः ॥ १२५ ॥
नानाजलाशयोद्भूतैः, शतपत्रादिभिर्यतः ।
गोस्तूपाकृतिभी रम्यो, गोस्तूपोऽयं गिरिस्ततः ॥ १२६ ॥
जलं यद्भासयत्यष्टयोजनीं परितोऽशुभिः ।
ततो नाम्नोदकभासोऽपाच्यां वेलन्धराचलः ॥ १२७ ॥

---

હે ગૌતમ! તે વાયુ અન્યોન્ય વિપરીત હોવાના કારણે સમુદ્રની વેલા આગળ જતી નથી.

अन्योन्य व्यत्यासेन = જ્યારે કેટલાક પુરોવાતાદિ વિશેષણવાળા વાયુઓ કંઈક પણ વાય છે ત્યારેબીજા તેવા પ્રકારના વાયુઓ વાતા નથી.

वेल नाइक्कमइ = તથા પ્રકારના વાયુ દ્રવ્યના સામર્થ્યથી અને વેલાનો તેવા પ્રકારનો સ્વભાવ હોવાથી આ પ્રમાણે કહ્યું છે. અહીં ईषत् શબ્દનો અર્થ જુદા જુદા ભાવમાં કહ્યો છે ईसिपुरोवाय:-

सत्रेहवाता :- ભીનાસવાળા પવનો

पच्छावाय :- વનસ્પતિ આદિને હિતકારી વાયુ૦

मन्दावाय :- ધીમે ધીમે ચાલતો વાયુ પણ મહાવાયુ નહી.

महावाय :- પ્રચંડ વાયુ અર્થાત્ ઘણોજ વાયુ.

આ વેલંધર દેવતાઓના આવાસ પવતો આજ સમુદ્રમાં પૂર્વાદિચાર દિશાઓમાં રહેલા છે. તે આ પ્રમાણે:-

જંબૂદ્વીપની વેદિકાના છેડાથી સમુદ્રમાં પૂર્વદિશા તરફ વેલંધરદેવના આશ્રયરૂપ ગોસ્તુપ નામનો પર્વત શોભે છે. ૧૨૪-૧૨૫

વિવિધ પ્રકારના જળાશયોમાં ઉત્પન્ન થયેલા ગોસ્તુપ આકારવાળા શતપત્ર કમળોથી આ પર્વત રમ્ય હોવાના કારણે તેને ગોસ્તુપ-ગિરિ કહેવાય છે. ૧૨૬.

દક્ષિણ દિશામાં રહેલો પર્વત ચારેબાજુ પોતાના કિરણોથી આઠયોજન સુધી પાણીને પ્રકાશિત કરે છે, તેથી તેને ઉદકભાસ વેલંધર પર્વત કહેવાય છે. ૧૨૭.

पश्चिमायां शङ्खनामा, नगः सोऽप्यन्विताभिधः ।
शङ्खाभैः शतपत्राद्यैर्जलाश्रयोद्भवैर्लसन् ॥ १२८ ॥
उत्तरस्यां दिशि वेलन्धरावासधराधरः ।
दकसीमाभिधः शीताशीतोदोदकसीमकृत् ॥ १२९ ॥
शीताशीतोदयोर्नद्योः, श्रोतांसीह धराधरे ।
प्रतिघातं प्राप्नुवन्ति, दकसीमाभिधस्ततः ॥ १३० ॥
एव च शीताशीतोदे, पूर्वपश्चिमयोर्दिशोः ।
प्रविश्य वारिधौ याते, उदीच्यामिति निश्चयः ॥ १३१ ॥
गोस्तूपे गोस्तूपसुरो, दकभासगिरौ शिवः ।
शङ्खे शङ्खो दकसीमपर्वते च मनःशिलः ॥ १३२ ॥
सामानिकसहस्राणां, चतुर्णां च चतसृणाम् ।
पट्टाभिषिक्तदेवीनां, तिसृणामपि पर्षदाम् ॥ १३३ ॥
सैन्यानां सैन्यनाथानां, सप्तानामप्यधीश्वराः ।
आत्मरक्षिसहस्रैश्च, सेव्याः षोडशभिः सदा १३४ ॥

---

પશ્ચિમ દિશામાં યથાર્થ નામવાળો શંખનામક વેલંધર પર્વત છે, કે-જે જળાશયોમાં ઉત્પન્ન થયેલા શંખજેવા કમળોથી શોભી રહ્યો છે. ૧૨૮.

ઉત્તર દિશામાં દકસીમાં નામનો વેલંધર પર્વત છે કે-જે સીતા અને સીતોદાનદીના પાણીની સીમા કરનારો છે અર્થાત્ મર્યાદા બાંધનારો છે. ૧૨૯.

સીતા અને સીતોદાનદીના પ્રવાહો આ પર્વતને વિષે પ્રતિઘાત પામે છે-અટકી જાય છે તેથી આ પર્વતનુ નામ દકસીમા છે ૧૩૦.

આ પ્રમાણે સીતા અને સીતોદા નદી પૂર્વ-પશ્ચિમ દિશામાંથી સમુદ્રમાં પ્રવેશ કરીને ઉત્તરમાં જાય છે-એમ અહીં નિશ્ચય થાય છે ૧૩૧.

ગોસ્તુપ પર્વત ઉપર ગોસ્તુપ નામનો દેવ છે. દકભાસ પર્વત ઉપર શિવ નામનો દેવ છે. શંખપર્વત ઉપર શંખ નામનો દેવ છે. અને દકસીમ પર્વત ઉપર મનઃશીલ નામનો દેવ છે. ૧૩૨.

**ચારદેવોના વૈભવનું વર્ણન:-**

ચારહજાર સામાનિક દેવતાઓ, ચાર પટ્ટાભિષિક્ત દેવીઓ ત્રણપર્ષદા, સાત સેના, સાત સેનાધિપતિઓ અને સોળહજાર આત્મરક્ષક દેવોથી નિત્ય સેવાતાં તથા પૂર્વ પૂર્વ

स्वस्वावासपर्वतानामाधिपत्यममी सदा ।
पालयन्ति पूर्वजन्मार्जितपुण्यानुसारतः ॥ १३५ ॥ त्रिभिर्विशेषकं ।
आज्ञाप्रतीच्छका एषां, सन्त्येतदनुयायिनः ।
अनुवेलन्धरास्तेषां, विदिक्ष्वावासपर्वताः ॥ १३६ ॥
कर्कोटकाद्रिरैशान्यां, विद्युत्प्रभोऽग्निकोणके ।
कैलाशो वायवीयायां, नैर्ऋत्यामरुणप्रभः ॥ १३७ ॥
कर्कोटकः कर्दमकः, कैलाशश्चारुणप्रभः ।
एषां चतुर्णामद्रीणामीशा गोस्तूपसश्रियः ॥ १३८ ॥
यथास्वमेषामष्टानां, रम्या दिक्षु विदिक्षु च ।
राजधान्यः स्वस्वनाम्ना, परस्मिन्लवणार्णवे ॥ १३९ ॥
असङ्ख्येयान् द्वीपवार्द्धीनतीत्य परतः स्थिते ।
योजनानां सहस्राणि, वगाह्य द्वादश स्थिताः ॥ १४० ॥
जम्बूद्वीपवेदिकान्तादष्टापि स्वस्वदिक्ष्वमी ।
द्विचत्वारिंशत्सहस्रयोजनातिक्रमेऽद्रयः ॥ १४१ ॥

---

જન્મમાં ઉપાર્જન કરેલા પુન્યના અનુસારે આ બધા દેવો સદાકાળ પોતપોતાનાં આવાસ પર્વતોના આધિપત્યનું પાલન કરે છે. ૧૩૩–૧૩૫

આ ચારે દેવતાઓની આજ્ઞાને સ્વીકારનારા અને તેને અનુસરનારા અનુવેલંધર દેવતાઓ છે. તેમના આવાસ પર્વતો વિદિશાઓમાં છે. ૧૩૬.

ઈશાનખૂણામાં કર્કોટક, અગ્નિખૂણામાં વિદ્યુત્પ્રભ, વાયવ્યખૂણામાં કૈલાશ અને નૈઋત્ય ખૂણામાં અરૂણપ્રભ નામના અનુંવેલંધર પર્વતો છે. ૧૩૭.

આ ચારે અનુવેલંધર પર્વતોના સ્વામી અનુક્રમે કર્કોટક, કર્દમક, કૈલાસ અને અરૂણપ્રભ નામના દેવો છે કે જેનો વૈભવ ગોસ્તુપદેવ પ્રમાણે સમજવો. ૧૩૮.

આ આઠે વેલંધર દેવતાઓની પોતપેતાના નામની બીજા લવણસમુદ્રમાં, દિશાઓ અને વિદિશાઓમાં સુંદર રાજધાનીઓ છે ૧૩૯.

અસંખ્યદ્વીપ અને સમુદ્રો ઓળંગ્યા પછી રહેલા (લવણ) સમુદ્રમાં બાર હજાર યોજન ( અવગાહન કરીને ) દૂર આ રાજધાનીઓ રહેલી છે. ૧૪૦.

જંબૂદ્વીપની વેદિકાના છેડાથી આ આઠે પર્વતો પોતપોતાની દિશામાં બેંતાલીશ હજાર યોજન દૂર રહેલા છે. ૧૪૧.

सुवर्णाङ्करत्नरूप्यस्फटिकैर्घटिताः क्रमात् ।
दिश्याश्चत्वारोऽपि शैलाः, सर्वे विदिक्षु रत्नजाः ॥ १४२ ॥
अष्टाप्यमी योजनानां, सहस्रं सप्तभिः शतैः ।
एकविंशैः समधिकमुत्तुङ्गत्वेन वर्णिताः ॥ १४३ ॥
चतुःशतीं योजनानां, त्रिंशां क्रोशाधिकाममी ।
वसुधान्तर्गताः पद्मवेदिकावनमण्डिताः ॥ १४४ ॥
मूले सहस्रं द्वाविंशं, सर्वेऽपि विस्तृता अमी ।
त्रयोविंशानि मध्ये च, शतानि सप्त विस्तृताः ॥ १४५ ॥
योजनानां चतुर्विंशां, चतुःशतीमुपर्यमी ।
विस्तृताः सर्वतो व्याससज्ञानोपायोऽथ तन्यते ॥ १४६ ॥
योजनादिषु यावत्सूत्तीर्णेषु शिखराग्रतः ।
वेलन्धरपर्वतानां, विष्कम्भो ज्ञातुमिष्यते ॥ १४७ ॥
अतिक्रान्तयोजनादिरूपं तं राशिमञ्जसा ।
अष्टानवत्याऽभ्यधिकैर्गुणयेः पञ्चभिः शतैः ॥ १४८ ॥
जातं चैतेषां गिरिणामुच्छ्रयेण विभाजय ।
यल्लब्धं तच्चतुर्विंशचतुःशतयुतं कुरु ॥ १४९ ॥

---

પૂર્વ–દક્ષિણ–પશ્ચિમ–ઉત્તર એ ચારે દિશાઓના વેલંધર પર્વતો અનુક્રમે સુવર્ણ, અંકરત્ન, રૂપુ અને સ્ફટિકથી નિર્મિત થયેલા છે અને વિદિશાના પર્વતો રત્નોથી બનેલા છે. ૧૪૨.

આ આઠે પર્વતો સત્તરસો એકવીશ યોજનથી કંઈક અધિક ઉંચાઈવાળા કહેલા છે. ૧૪૩.

( આ આઠે વેલંધર પર્વતો ) ચારસો ત્રીશ યોજન અને એકગાઉ જમીનની અંદર રહેલા છે, અને ઉપરના ભાગે પદ્મવેદિકા તથા વનથી શોભી રહ્યા છે. ૧૪૪.

( આ આઠે પર્વતો ) મૂળમાં એક હજાર બાવીશ યોજન, મધ્યમાં સાતસો તેવીશ યોજન અને ઉપરના ભાગમાં ચારસો ચોવીશ યોજન વિસ્તારવાળા છે, હવે ચારે બાજુથી વ્યાસ (વિસ્તાર) જાણવાનો ઉપાય બતાવે છે. ૧૪૫–૧૪૬

આ વેલંધર પર્વતોના શિખરના અગ્રભાગથી જેટલા યોજન નીચે ઉતર્યા બાદ ત્યાં વેલંધર પર્વતોનો વિષ્કંભ જાણવો હોય, ત્યારે તે ઉતરાઈ ગયેલા યોજનની સંખ્યાને પાંચસો અઠ્ઠાણુથી ગુણવી, અને જે આવે, તેને પર્વતની ઉંચાઈ સત્તરસો એકવીશથી

कृते चैवं तत्र तत्र, विष्कम्भोऽभीप्सितास्पदे ।
वेलन्धराद्रिषु ज्ञेयो, दृष्टान्तः श्रूयतामिह ॥ १५० ॥
सषष्टीनि शतान्यष्ट, द्वौ क्रोशौ च शिरोऽग्रतः ।
अतीत्य व्यासजिज्ञासा, चेदिदं गुण्यते तदा ॥ १५१ ॥
अष्टानवत्याढ्यपञ्चशत्यैवं पञ्च लक्षकाः ।
सहस्राः द्विः सप्त पञ्चशती सनवसप्ततिः ॥ १५२ ॥
जातास्ते च हृताः सप्तदशत्यैकविंशया ।
शतद्वयीं नवनवत्यधिकां ध्रुवमार्पयत् ॥ १५३ ॥
ततश्च सा चतुर्विंशैः, शतैश्चतुर्भिरन्विताः ।
त्रयोविंशा सप्तशती, जातेयं तत्र विस्तृतिः ॥ १५४ ॥
मध्यव्यासोऽयमेवैषां, सर्वत्रैवं विभाव्यताम् ।
स्यादुपायान्तरमेतन्मध्यविष्कम्भनिश्चये ॥ १५५ ॥

---

ભાગવી, જે જવાબ આવે તેમાં ચારસો ચોવીશ ઉમેરવા. એમ કરવાથી તે તે ઇચ્છિત સ્થાને વેલંધર પર્વતોનો વિષ્કંભ વિસ્તાર તમારે જાણવો. તેનું દૃષ્ટાંત હવે અહીં સાંભળો. ૧૪૭-૧૫૦

શિખરથી નીચે આઠસો સાઠ યોજન અને બેગાઉ નીચે ઉતર્યા બાદ જો વિષ્કંભ જાણવો હોય, તો તેને પાંચસો અઠ્ઠાણુંથી ગુણવા ત્યારે પાંચ લાખ ચૌદ હજાર પાંચસો ઓગણસીત્તેર (૫૧૪૫૬૯) થયા તેને સત્તરસો એકવીશની સંખ્યાથી (ગિરિની ઉંચાઈથી) ભાગવાથી બસો નવાણુ થયા અને તેમાં ચારસો ચોવીશ ઉમેરવાથી સાતસો-ત્રેવીસ યોજનનો વિસ્તાર થયો અને આ જ બધાય પર્વતોના મધ્યભાગનો વિસ્તાર છે. આ મધ્યમ વ્યાસને જાણવા માટે બીજો પણ ઉપાય છે. ૧૫૧-૧૫૫.

૮૬૦ યોજન ૨ ગાઉ ×૫૯૮ નુ ગણિત
૮૬૦ યોજન × ૫૯૮=૫,૧૪,૨૮૦
૦।। યોજન × ૫૯૮= +૨૯૯
૫,૧૪,૫૭૯ યોજન થાય
૧૭૨૧ ) ૫,૧૪૫૭૯ ( ૨૯૯ યોજન લાંબો
૩,૪૪૨
૧૭૦૩૭

मूले शिरे च विष्कम्भौ, यौ तद्योगेऽर्द्धिते सति ।
सर्वत्र मध्यविष्कम्भो, लभ्योऽत्र भाव्यतां स्वयम् ॥ १५६ ॥
एषां वेलन्धराद्रीणां, मूलांशे परिधिं जिनाः ।
जगुः शतानि द्वात्रिंशत्, सह द्वात्रिंशतोनया[1] ॥ १५७ ॥
मध्ये सषडशीतीनि, द्वाविंशतिः शतानि च ।
किञ्चित्समतिरेकाणि, परिक्षेपो निरूपितः ॥ १५८ ॥
उपरि स्यात्परिक्षेपः, शतान्येषां त्रयोदश ।
किञ्चिदूनैकचत्वारिंशता युक्तानि भूभृताम् ॥ १५९ ॥
द्विसप्ततिः सहस्राणि, शतमेकं चतुर्दशम् ।
योजनानामष्टभक्तयोजनस्य लवास्त्रयः ॥ १६० ॥

---

૧૭૦૩૭
―――
૧૫૪૮૯
―――
૦૧૫૪૮૯
૧૫૪૮૯
―――
૦૦૦૦૦

મૂળનો અને ઉપરનો જે વિસ્તાર છે તેનો સરવાળો કરીને અડધો કરીએ તો બધે મધ્ય વિસ્તાર આવે આ વાત સ્વયં વિચારી લેવી. ૧૫૬.

(૧૦૨૨ યોજન મૂળનો વ્યાસ
૪૨૪ યોજન ઉપરનો વ્યાસ
―――
૧૪૪૬ એના અડધા ૭૨૩ યોજન તે મધ્યનો વિષ્કંભ)

આ વેલંધર પર્વતોની મૂલમાં પરિધિ બત્રીસો બત્રીસ (૩૨૩૨) યોજનમાં કંઈક ન્યૂન અને મધ્યમાં (૨૨૮૬) બાવીસસો છયાસી યોજનથી કંઈક અધિક અને શિખરના ભાગે તેરસો એકતાલીસ (૧૩૪૧) યોજનમાં કંઈક ન્યૂન છે આ પ્રમાણે શ્રી જિનેશ્વર ભગવંતોએ કહેલું છે. ૧૫૭–૧૫૮.

આ આઠે વેલંધર પર્વતોના મૂળ ભાગથી પરસ્પર અંતર બહોંતેર હજાર એકસો

---

૧ 'किञ्चित् न्यूना' इत्यर्थः—

अष्टानामेतदेतेषां, मूलभागे मिथोऽन्तरम् ।
वेलन्धरसुराद्रीणां, प्रत्ययश्चात्र दृश्यते ॥ १६१ ॥

मूलभागे यदेतेषामन्तरं ज्ञातुमिष्यते ।
एकादशा पञ्चशत्येतदर्धगा तदन्विता ॥ १६२ ॥

द्विचत्वारिंशत्सहस्रैर्वार्धिगैरेकतो यथा ।
क्रियते परतोऽप्येवमित्येतद् द्विगुणीकुरु ॥ १६३ ॥

पञ्चाशीतिः सहस्राणि, द्वाविंशान्यभवन्निह ।
मध्यस्थजम्बूद्वीपस्य, लक्षमेकं तु मील्यते ॥ १६४ ॥

एतेषां परिधिः पञ्च, लक्षा योजनसङ्ख्यया ।
पञ्चाशीतिः सहस्राणि, तथैकनवतिः परा ॥ १६५ ॥

अष्टानामप्यथाद्रीणां व्यासोऽस्मादपनीयते ।
षट्सप्तत्याढ्यशतयुक्सहस्राष्टक संमितः ॥ १६६ ॥

अपनीतेऽस्मिंश्च पूर्वराशिरीदृग्विधः स्थितः ।
पञ्च लक्षाः सहस्राणि षट्सप्ततिस्तथोपरि ॥ १६७ ॥

नव पञ्चदशाढ्यानि, शतान्येषामथाष्टभिः ।
भागे हृते लभ्यते यत्तदद्रीणां मिथोऽन्तरम् ॥ १६८ ॥

---

ચૌદ અને ત્રણ અષ્ટમાંસ ( ૭૨૧૧૪ $\frac{3}{8}$ યોજન છે
જેની ઘટના નીચે મુજબ છે. ૧૬૦–૧૬૧.

જો આ વેલંધર પર્વતોના મૂળભાગનું આંતરૂ જાણવું હોય, તો પર્વતના વિષ્કંભના અડધા, પાંચસો અગ્યાર ( ૫૧૧ ) યોજન અને સમુદ્રમાં અવગાહિત થએલા બાજુનાં બેતાલીશ હજાર યોજનને સાથે (૪૨૦૦૦) ગણતા એટલે કે બેતાલીશ હજાર યોજન અને પાંચસો અગ્યાર યોજનને ડબલ કરવાથી પંચાસી હજાર અને બાવીશ યોજન થયા તેમા મધ્યમાં રહેલા જંબૂદ્વીપના એક લાખ યોજન મેળવતાં એક લાખ પંચ્યાસી હજાર બાવીશ (૧૮૫૦૨૨) યોજન થયા અને એની પરિધિ પાંચ લાખ પંચ્યાસી હજાર એકાણુ યોજન ( ૫૮૫૦૯૧ ) થાય તેમાંથી આઠ પર્વતોના વિસ્તાર રૂપ આઠ હજાર એક સો છોંતેર ( ૮૧૭૬ ) યોજનને બાદ કરતા, પૂર્વની સંખ્યા આ પ્રમાણે પાંચલાખ છોંતેર હજાર નવસો પંદર ( ૫૭૬૯૧૫ ) થાય-આવા આઠ ભાગ કરવાથી વેલંધર પર્વતોનું પરસ્પર આંતરૂ આવશે ૧૬૨–૧૬૮

एषां समीपेऽम्बुवृद्धिर्जम्बूद्वीपदिशि स्फुटम् ।
समभूतलतुल्याम्भोऽपेक्षयोर्द्धं पयोनिधौ ॥ १६९ ॥
नवोत्तरं योजनानां, शतत्रयं तथोपरि ।
पञ्चचत्वारिंशदंशाः पञ्चोनशतभाजिताः ॥ १७० ॥
निश्चयः पुनरेतस्य, त्रैराशिकात्प्रतीयते ।
व्युत्पित्सूनां प्रमोदाय, तदप्यातत्य दर्श्यते ॥ १७१ ॥
यदि पञ्चसहस्रोनलक्षेण वर्द्धते जलम् ।
योजनानां सप्तशती, तदा तद्वर्द्धते कियत् ॥ १७२ ॥
द्विचत्वारिंशत्सहस्रैरिति राशित्रयं लिखेत् ।
आद्यन्तयोस्तत्र राश्योः, कार्यं शून्यापवर्त्तनम् ॥ १७३ ॥
एतयोर्हि द्वयो राश्योः, साजात्यादपवर्त्तनम् ।
घटते लाघवार्थं च, क्रियते गणकैरिदम् ॥ १७४ ॥

---

(૪૨૦૦૦ યોજન જંબૂદ્વીપની વેદિકાથી સમુદ્ર તરફ પૂર્વદિશામાં
૪૨૦૦૦ ,, ,, ,, પશ્ચિમ દિશામાં
૫૧૧ ,, ,, ,, પૂર્વદિશામાં પર્વતનો અડધો વિષ્કંભ
૫૧૧ ,, ,, ,, પશ્ચિમ ,, ,, ,,

૮૫૦૨૨= ટોટલ
૧૦૦૦૦૦ જંબૂદ્વીપનાં

૧૮૫૦૨૨= આનિ પરિધિ= ૫૮૫૦૯૧ યોજન

૧૦૨૨ એક પર્વતનો વ્યાસ એમ આઠ પર્વતનો વ્યાસ ૮૧૭૬ યોજન બાદ કરતા ૫૮૫૦૯૧—૮૧૭૬=૫૭૬૯૧૫ થયા એને આઠે ભાગવા ૫૭૬૯૧૫–૮=૭૨૧-૧૪$\frac{3}{7}$ યોજન વેલંધર પર્વતોનું પરસ્પર આંતરૂં આવે.) સમભૂતલાની પાણીની સપાટીથી આ પર્વતોની જંબૂદ્વીપની દિશા તરફ પાણીની વૃદ્ધિ–પાણીની ઉંચાઈ ત્રણ સો નવયોજન અને પીસ્તાલીસ–પંચાણું અંશ (૩૦૯$\frac{૪૫}{૯૫}$) યોજન છે. ૧૬૯–૧૭૦.

આનો નિશ્ચય ત્રિરાશિથી થઈ શકે છે. વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળાના આનંદ માટે તે પણ અમે (વિસ્તારીને) દેખાડીયે છીએ. ૧૭૧.

જો પંચાણુહજાર યોજને સાતસો યોજન પાણીની ઉંચાઈ વધે છે, તો બેંતાલીસ હજાર યોજને કેટલુ પાણી વધે ? તેની ત્રણ રાશિ લખવી. (૯૫૦૦૦–૭૦૦–૪૨-૦૦૦) એમાંથી પહેલી અને છેલ્લી રાશિના મીંડા ઉડાવી દેવા આ બન્ને રાશિઓ સજા-

मध्यराशिः सप्तशती, द्विचत्वारिंशदात्मना ।
अन्त्येन राशिना गुण्यस्तथा चैवंविधो भवेत् ॥ १७५ ॥

नूनं सहस्राण्येकोनत्रिंशत्पूर्णा चतुःशती ।
ततः पञ्चनवत्याऽयं, भाज्यः प्रथमराशिना ॥ १७६ ॥

भागे हृते च यल्लब्धं, पानीयं तावदुच्छ्रितम् ।
जम्बूद्वीपदिश्यमीषां, समीपे तत्पुरोदितम् ॥ १७७ ॥

जम्बूद्वीपस्य दिश्येषां, गिरीणामन्तिके पुनः ।
गोतीर्थेन धरोद्वेधः, स्यात्समोर्व्यपेक्षया ॥ १७८ ॥

द्विचत्वारिंशदधिका, योजनानां चतुःशती ।
दश पञ्चनवत्यंशास्त्रैराशिकात् निश्चयः ॥ १७९ ॥

---

તિય હોવાથી તેના મીંડા ઉડાવવા તે યુક્ત છે અને સરળતા માટે ગણિતજ્ઞો આ પ્રમાણે કરે છે (૯૫-૭૦૦-૪૨ રહ્યા) મધ્ય રાશિ જે સાતસો છે તેને અંત્યરાશિ બેતાલીસથી ગુણવી તેથી ઓગણત્રીશ હજાર અને ચારસો (૨૯૪૦૦) આવશે તેને પ્રથમની રાશિ પંચાણુ સાથે ભાગવી અને ભાગ કરતા જે જવાબ આવ્યો તેટલા યોજન પાણીની ઉંચાઈ જંબૂદ્વીપની દિશાતરફ આ પર્વતોની પાસે હોય છે જે પહેલા કહી છે. ૧૭૨-૧૭૭.

(૯૫૦૦૦-૭૦૦-૪૨૦૦૦
૯૫ -૭૦૦-૪૨
૭૦૦×૪૨=૨૯૪૦૦
૯૫) ૨૯૪૦૦ (૩૦૯
૨૮૫ = ૩૦૯ $\frac{૪૫}{૯૫}$ યોજન જંબૂદ્વીપની દિશા તરફ
૦૦૯૦૦ આ પર્વતો પાસે જળવૃદ્ધિ આવી.)
૮૫૫
૪૫

જંબૂદ્વીપની દિશા તરફ આ પર્વતોની પાસે ગોતીર્થની સાથે પૃથ્વીની ઉંડાઈ સમભૂમિ ભાગના હિસાબે ચારસો બેતાલીશ યોજન અને દશ પંચાણું અંશ (૪૪૨-$\frac{૧૦}{૯૫}$ યોજન) ત્રિરાશીથી આવે છે. ૧૭૮-૧૭૯

ननु पञ्चसहस्रोनलक्षान्ते यदि लभ्यते ।
भुवोऽवगाहः साहस्रस्तदाऽसौ लभ्यते कियान् ॥ १८० ॥

द्विचत्वारिंशत्सहस्रपर्यन्त इति लिख्यते ।
राशित्रयं कार्यमाद्यान्त्ययोः शून्यापवर्त्तनम् ॥ १८१ ॥

मध्यराशिः सहस्रात्मा, द्विचत्वारिंशदात्मना ।
हतोऽन्त्येन द्विचत्वारिंशत्सहस्राणि जज्ञिरे ॥ १८२ ॥

आद्येन पञ्चनवतिलक्षणेनाथ राशिना ।
भागे हृते लभ्यतेऽयमवगाहो यथोदितः ॥ १८३ ॥

योऽयं भूमेरवगाहो, यश्च प्रोक्तो जलोच्छ्रयः ।
एतद् द्वयं पर्वतानामुच्छ्रयादपनीयते ॥ १८४ ॥

---

જો પંચાણુ હજાર યોજને ભૂમિની ઉંડાઈ એક હજાર યોજનની છે, તો બેંતાલીસ હજાર યોજને કેટલી ઉડાઈ આવે? તે જણાવીએ છીએ. પ્રથમ ત્રણ રાશિ કરવી અને એમાં છેલ્લી અને પહેલી સંખ્યાના મીંડા ઉડાવી દેવા અને હજાર રૂપ મધ્યરાશિને બેંતાલીશવડે ગુણવાથી બેંતાલીશ હજાર થયા અને તેને પહેલી રાશિની સંખ્યા પંચાણુંથી ભાગવાથી જેમ કહી છે, તેમ ૪૪૨$\frac{૧૦}{૯૫}$ યોજનની ઉડાઇ આવે ૧૮૦–૧૮૩.

(૯૫૦૦૦–૧૦૦૦–૪૨૦૦૦

૯૫–૧૦૦૦–૪૨

૧૦૦૦×૪૨=૪૨૦૦૦

૯૫) ૪૨૦૦૦ (૪૪૨
૩૮૦
———
૪૦૦
૩૮૦
———
૨૦૦
૧૯૦ = ૪૪૨ $\frac{૧૦}{૯૫}$ યોજન = પર્વતો પાસે પાણીની ઉડાઈ આવી)
———
૧૦

જે આ ભૂમિની ઉડાઇ અને જળની ઉચાઇ કહી, તેને પર્વતની ઉચાઈમાંથી બાદ કરવી અને જે સંખ્યા આવે, તેટલી જળની ઉપર આ પર્વતોની ઉંચાઈ, જંબૂદ્વીપની

अपनीतेऽवशिष्टं यत्तावन्मात्रो जलोपरि ।
जम्बूद्वीपदिष्यमीषां, गिरीणामयमुच्छ्रयः ॥ १८५ ॥
योजनानां नवशती, सैकोनसप्ततिस्तथा ।
चत्वारिंशद्योजनस्य, पञ्चोनशतजा लवाः ॥ १८६ ॥
अत्र चासर्गसंपूर्त्ति, यत्र काप्यविशेषतः ।
वक्ष्यंतेंऽशा अमी सर्वे, पञ्चोनशतभाजिता ॥१८७ ॥
शिखराग्रादर्थैतावदुत्तीर्य यदि चिन्त्यते ।
अत्र प्रदेशे विष्कम्भो, ज्ञेयोऽमीषामयं तदा ॥ १८८ ॥
षष्टयाढ्यानि योजनानां, शतानि सप्त चोपरि ।
अशीतिर्योजनस्यांशाः पञ्चोनशतसंभवा ॥ १८९ ॥
तिर्यक्क्षेत्रेणैयता च, जलवृद्धिरवाप्यते ।
किञ्चिदूनाष्टपञ्चाशदंशाढ्या पञ्चयोजनी ॥ १९० ॥
जम्बूद्वीपदिशि प्रोक्तात्, पर्वतानां समुच्छ्रयात् ।
स्यादस्यामपनीतायां, शिखादिशि नगोच्छ्रयः ॥ १९१
स चायं–योजनानां नवशती, त्रिषष्टयाऽभ्यधिका किल ।
सप्तसप्ततिरंशाश्च, तथाऽत्र स्याज्जलोच्छ्रयः ॥ १९२ ॥

---

દિશા તરફ સમજવી તે કેટલી આવે? તો નવસો ઓગણસીત્તેર યોજન ચાલીશ પંચાણું અંશ પાણીની ઉપર પર્વતની ઉચાઈ આવે. ૧૮૪–૧૮૬

(૪૪૨$\frac{૬૦}{૯૫}$ ભૂમિની ઉંડાઈ + ૩૦૯$\frac{૪૫}{૯૫}$ જળની ઉંચાઇ=૭૫૧$\frac{૫૫}{૯૫}$. ૧૭૨૧ યોજન પર્વતની ઉંચાઇમાંથી ૭૫૧$\frac{૫૫}{૯૫}$ બાદ કરવાથી=૯૬૯$\frac{૪૦}{૯૫}$ પાણીની ઉપરની પર્વતની ઉંચાઈ આવે.

અહીંથી આ સર્ગ પુરો થાય ત્યાં સુધી, જ્યાં કઇ વિશેષ ન લખ્યું હોય અને અંશની વાત કરી હોય, ત્યાં પંચાણુથી ભાગેલા (૧ યોજનના) અંશો સમજવા. ૧૮૭.

શિખરના સમભાગ ઉપરથી આટલું (૯૬૯$\frac{૪૦}{૯૫}$ યોજન) નીચે ઉતર્યા બાદ, ત્યાં કેટલો વિષ્કંભ આવે? તે વિચારીયે તો ત્યાં ૭૬૦$\frac{૮૦}{૯૫}$ યોજનનો વિષ્કંભ આ પર્વતોનો સમજવો. ૧૮૮–૧૮૯.

આટલા તીર્છાક્ષેત્રથી જંબૂદ્વીપની દિશા તરફ પાણીની વૃદ્ધિ પાંચ યોજન અને કંઇક ન્યૂન અઠ્ઠાવન અંશ પ્રમાણ થાય છે. ૧૯૦.

જંબૂદ્વીપની દિશા તરફ પર્વતની ઉંચાઈમાંથી આ (૫ યોજન અને કિંચિત્ ન્યૂન ૫૮ અંશ) બાદ કરતાં શિખાની દિશામાં પર્વતની ઉંચાઇ આવે છે. ૧૯૧.

તે ઉંચાઇ ૯૬૩$\frac{૭૭}{૯૫}$ યોજનની છે તથા અહીં પાણીની ઉંચાઈ ૩૧૫$\frac{૮}{૯૫}$ યોજનની

योजनानां पञ्चदशाः, शतान्त्रयोऽष्ट चांशकाः ।
चतुःशती च पञ्चाशा, दशांशाश्च धरोण्डता ॥ १९३ ॥
एवं वेलन्धरावासपर्वतानां यथामतिः ।
स्वरूपं दर्शितं किञ्चिज्जीवाभिगमवर्णितम् ॥ १९४ ॥
सुमेरुतः पश्चिमायां, जम्बूद्वीपान्त्यभूमितः ।
सहस्रान् द्वादशातीत्य, लवणाम्भोनिधाविह ॥ १९५ ॥
योजनानां सहस्राणि, द्वादशायतविस्तृतः ।
शोभते गौतमद्वीपः, स्थानं सुस्थितनाकिनः ॥ १९६ ॥
सप्तत्रिंशत्सहस्राणि, योजनानां शतानि च ।
नवाष्टचत्वारिंशानि, द्वीपेऽस्मिन् परिधिर्भवेत् ॥ १९७ ॥
द्वे गव्यूते जलादूर्द्ध्व-मुच्छ्रितोऽब्धिशिखादिशि ।
अन्तेऽस्यास्मिन्नम्बुवृद्धिस्त्रैराशिकात्प्रतीयते ॥ १९८ ॥
तथाहि—सहस्रेषु द्वादशसु, द्वीपोऽयं तावदाततः ।
चतुर्विंशतिरित्येवं, सहस्रा वारिधेर्गताः ॥ १९९ ॥
ततश्च—सहस्रपञ्चनवतिपर्यन्ते यदि लभ्यते ।
जलवृद्धिर्योजनानां, शतानि सप्त निश्चिता ॥ २०० ॥

---

છે અને પૃથ્વીની ઉંચાઇ ૪૫૦ ૧૦/૯૫ યોજનની છે. આ પ્રમાણે જીવાભિગમમાં વર્ણવાયેલાં યથામતિ બતાવ્યું ૧૯૨–૧૯૪.

ગૌતમદ્વીપઃ–સુમેરૂપર્વતથી પશ્ચિમદિશામાં જંબૂદ્વીપના છેડાથી લવણસમુદ્રમાં બાર હજાર (૧૨૦૦૦) યોજન આગળ ગયા બાદ, બાર હજાર (૧૨૦૦૦) યોજનનો લાંબો અને પહોળો સુસ્થિતદેવના સ્થાનરૂપ ગૌતમદ્વીપ શોભે છે ૧૯૫–૧૯૬.

સાડત્રીશ હજાર નવસો અડતાલીશ યોજન (૩૭૯૪૮) આ દ્વીપની પરિધિ છે. ૧૯૭.

સમુદ્રની શીખાની દિશા તરફ આ દ્વીપ જળથી બે ગાઉ ઉંચો છે. આ દ્વીપના અંતભાગે પાણીની વૃદ્ધિ કેટલી ? તે ત્રિરાશિથી જાણી શકાય છે. ૧૯૮

તે આ પ્રમાણે–સમુદ્રમાં બાર હજાર (૧૨૦૦૦) યોજન ગયા બાદ આ દ્વીપ આવે છે અને તે બારહજાર (૧૨૦૦૦) યોજન પહોળો છે એટલે (આ દ્વીપ પૂર્ણ થતાં) સમુદ્રમાં ચોવીસ હજાર (૨૪૦૦૦) યોજન થયા. તેથી પંચાણુ હજાર (૯૫૦૦૦) યોજનના અંતે જો સાતસો યોજનની જળ વૃદ્ધિ છે તો ચોવીસ હજાર (૨૪૦૦૦) યોજને કેટલી જળવૃદ્ધિ હોય ? તેની ત્રિરાશિ મૂકવી અને તેમાં પ્રથમ અને છેલ્લી

चतुर्विंशत्या सहस्रैः, कियतीयं तदाप्यते ।
राशित्रयेऽन्त्याद्ययोश्च, कार्यं शून्यापवर्त्तनम् ॥ २०१ ॥
मध्यराशिः सप्तशती, गुणितोऽन्त्येन राशिना ।
चतुर्विंशतिरूपेण, सहस्राः षोडशाभवन्[1] ॥ २०२ ॥
ततश्च पञ्चनवतिरूपेणान्त्येन राशिना ।
विभज्यते ततो लब्धं, षट्सप्तत्यधिकं शतम् ॥ २०३ ॥
अशीतिः पञ्चनवतिभागाश्चैतावती किल ।
गौतमद्वीपपर्यन्ते, जलवृद्धिः शिखादिशि ॥ २०४ ॥
जम्बूद्वीपदिश्यमुष्य, राशेरर्द्धं जलोच्छ्रयः ।
युक्तश्चैष सहस्राणां, द्वादशानामतिक्रमे ॥ २०५ ॥

---

રાશિના મીંડા ઉડાવી દેવા સાતસો રૂપ મધ્યરાશિને ચોવીશ વડે ગુણવાથી સોળહજાર આઠસો (૧૬૮૦૦) થયા અને પંચાણુરૂપ પ્રથમ રાશિથી ભાગવાથી એકસો છોંતેર યોજન અને એશી પંચાણુ અંશ આવ્યા. તેથી ગૌતમદ્વીપના પર્યંતે શિખા તરફ આ કહ્યા તેટલા યોજનની જળવૃદ્ધિ હોય છે ૧૯૯–૨૦૪.

(૯૫૦૦૦–૭૦૦–૨૪૦૦૦

૯૫–૭૦૦–૨૪

૭૦૦×૨૪=૧૬૮૦૦

૯૫) ૧૬૮૦૦ (૧૭૬
૯૫
———
૭૩૦
૬૬૫
———
૬૫૦
૫૭૦
———
૮૦

૧૭૬ $\frac{80}{95}$ યોજન શિખા તરફ ગૌતમદ્વીપની જળવૃદ્ધિ હોય છે.)

જંબૂદ્વીપ તરફની દિશાએ (એટલે કે ગૌતમદ્વીપની આ બાજુની દિશાએ) પાણીની ઉંચાઈ અડધી થાય–એ યુક્ત જ છે કારણકે ચોવીશ હજાર (૨૪૦૦૦) યોજનમાંથી બારહજાર (૧૨૦૦૦) યોજન ગયા બાદ આ ગૌતમદ્વીપની જંબૂદ્વીપ તરફની

---

૧ અહિં षोडशाष्टशतानि અર્થથી ઘટે છે.

ततः पूर्वोक्तस्य राशेरर्द्धं यदिदमास्थितम् ।
अष्टाशीतिर्योजनानि, चत्वारिंशत्तथा लवाः ॥ २०६ ॥
इयान् जम्बूद्वीपदिशि, द्वीपस्यास्योच्छ्रयो जलात् ।
शिखादिगुदितद्वीपोच्छ्रयः क्रोशद्वयाधिकः ॥ २०७ ॥
त्रिंशत्पञ्चनवत्यंशाः, षड्विंशा शतयोजनी ।
भूनिम्नताऽस्मिन् पर्यन्ते, द्विगुणा च शिखादिशि ॥ २०८ ॥
एवं च—मूलादुच्चो द्वीपदिशि, चतुर्दशं शतद्वयम् ।
क्रोशद्वयाधिकं पञ्चनवत्यंशाश्च सप्ततिः ॥ २०९ ॥
चतुःशती योजनानामेकोनत्रिंशताऽधिका ।
पञ्चत्चवारिंशदंशा, द्वौ क्रोशौ च शिखादिशि ॥ २१० ॥
वनाढ्यया पद्मवेद्या, द्वीपोऽयं शोभतेऽभितः ।
नीलरत्नालियुग्मुक्तामण्डलेनेव कुण्डलम् ॥ २११ ॥
द्वीपस्य मध्यभागेऽस्य, रत्नस्तम्भशताश्चितम् ।
भौमेयमस्ति भवनं, क्रीडावासाभिधं शुभम् ॥ २१२ ॥
द्वाषष्टिं योजनान्येतद्, द्वौ क्रोशौ च समुच्छ्रितम् ।
योजनान्येकत्रिंशतं, क्रोशाधिकानि विस्तृतम् ॥ २१३ ॥

---

દિશા આવે તેથી ત્યાં ૮૮ $\frac{૪૦}{૯૫}$ યોજનની જળવૃદ્ધિ આવી. ૨૦૫–૨૦૬.

શિખાની દિશા તરફ કહેલી દ્વીપની (ગૌતમદ્વીપની) ઉંચાઈમાં બે કોશ વધારતાં જંબૂદ્વીપની દશા તરફ પાણીથી દ્વીપની ઉપર કહેલી ઉંચાઈ આવે છે. ૨૦૭.

જંબૂદ્વીપની દિશા તરફના આ ગૌતમદ્વીપના છેડે પૃથ્વીની ઉંડાઈ ૧૨૬ $\frac{૩૦}{૯૫}$ યોજન છે અને શિખા તરફ બે ગણી છે એટલે ૨૫૨ $\frac{૬૦}{૯૫}$ યોજન. ૨૦૮.

આ પ્રમાણે આ ગૌતમદ્વીપ, જંબૂદ્વીપની દિશામાં મૂળથી બસો ચૌદ યોજન બે ગાઉ અને સીત્તેર પંચાણુ અંશ (૨૧૪ $\frac{૭૦}{૯૫}$ યોજન ૨ ગાઉ) ઉંચો છે તથા શિખા તરફ ચારસો ઓગણત્રીશ યોજન બે ગાઉ પીસ્તાલીશ પંચાણુ અશ (૪૨૯ $\frac{૪૫}{૯૫}$ યોજન ૨ ગાઉ) ઉંચો છે. ૨૦૯–૨૧૦.

આ દ્વીપ વનખંડ અને પદ્મવેદિકાથી ચારે બાજુથી શોભી રહ્યો છે. નીલ રત્નની માળાથી યુક્ત મુક્તા મંડળવડે જેમ કુંડળ શોભે તેમ આ દ્વીપ શોભી રહ્યો છે. ૨૧૧.

આ દ્વીપના મધ્યભાગમાં સો (૧૦૦) રત્ન સ્થંભથી યુક્ત ક્રીડાવાસ નામનું ભૂમિ ઉપરનું ભવન છે. આ ભવન બાસઠ યોજન અને બે ગાઉ ઉંચું છે અને એકત્રીશ યોજન અને એક ગાઉ પહોળું છે. ૨૧૨–૨૧૩.

एतस्यावसथस्यान्तर्भूमिभागे मनोरमे ।
मध्यदेशे महत्येका, शोभते मणिपीठिका ॥ २१४ ॥
योजनायामविष्कम्भा, योजनार्द्धं च मेदुरा ।
उपर्यस्याः शयनीयं, भोग्यं सुस्थितनाकिनः ॥ २१५ ॥
सुस्थितः सुस्थिताभिख्यो लवणोदधिनायकः ।
चतुःसामानिकसुरसहस्राराधितक्रमः ॥ २१६ ॥
परिवारयुजां चारुरुचां चतसृणां सदा ।
पट्टाभिषिक्तदेवीनां, तिसृणामपि पर्षदाम् ॥ २१७ ॥
सप्तानां सैन्यसेनान्यामात्मरक्षकनाकिनाम् ।
षोडशानां सहस्राणामन्येषामपि भूयसाम् ॥ २१८ ॥
सुस्थिताख्यराजधानीवास्तव्यानां सुधाभुजाम् ।
भुङ्क्ते स्वाम्यं तत्र भूरिसुराराधितशासनः ॥ २१९ ॥
चतुर्भिः कलापकं ।

रत्नद्वीपादिपतयो, लवणाम्भोधिवासिनः ।
देव्यो देवाश्च ते सर्वेऽप्यस्यैव वशवर्त्तिनः ॥ २२० ॥

---

આ ભવનના મનોરમ મધ્ય ભૂમિ ભાગમાં એક મોટી મણિપીઠિકા શોભી રહી છે. તેની લંબાઈ અને પહોળાઈ એક યોજન છે અને ઉચાઇ અડધો ( ૦II ) યોજન છે. આ મણિપીઠિકાની ઉપર સુસ્થિત નામના દેવોને યોગ્ય એવી શય્યા છે. ૨૧૪–૨૧૫.

સુસ્થિત દેવોનો પરિવારઃ–

સારી રીતે રહેલો, સુસ્થિત નામનો દેવ લવણસમુદ્રનો સ્વામી છે. તેના ચરણોની સેવા ચારહજાર (૪૦૦૦) સામાનિક દેવો કરે છે. પોતપોતાના પરિવારથી યુક્ત અને સુંદર કાંતિવાળી પટ્ટાભિષિક્ત ચાર (૪) પટ્ટરાણીઓ છે. ત્રણ (૩) પર્ષદા, સાત (૭) સૈન્યો, સાત (૭) સેનાધિપતિઓ. અને સોળહજાર (૧૬૦૦૦) આત્મરક્ષક દેવતાઓ છે. આ બધા તથા બીજા પણ સુસ્થિત નામની રાજધાનીમાં રહેનારા ઘણા ઘણા દેવતાઓનું સ્વામીપણું તે ભોગવે છે અને ઘણા દેવતાઓ તેની આજ્ઞા પાળી રહ્યા છે. ૨૧૬–૨૧૯.

લવણસમુદ્રમાં રહેલા રત્નદ્વીપ વગેરેના આ અધિપતિ. જે કોઈ દેવો અને દેવીઓ છે તે સર્વે પણ આ સુસ્થિત દેવતાને વશ રહે છે. ૨૨૦.

राजधानी सुस्थितस्य, लवणाधिपतेः किल ।
प्रतीच्यां गौतमद्वीपादसङ्ख्यद्वीपवारिधीन् ॥ २२१ ॥
अतीत्य तिर्यगन्यस्मिंल्लवणाम्भोनिधौ भवेत् ।
योजनानां सहस्रैर्द्वादशभिर्विजयोपमा ॥ २२२ ॥
जम्बूद्वीपवेदिकान्तात्, प्रतीच्यामेव मेरुतः ।
योजनानां सहस्राणि, द्वादशातीत्य वारिधौ ॥ २२३ ॥
स्युश्चत्वारो रविद्वीपा, द्वौ जम्बूद्वीपचारिणोः ।
भान्वोर्द्वौ चार्वाक् शिखाया, लवणाम्बुधिचारिणोः ॥ २२४ ॥
मेरोः प्राच्यां दिशि जम्बूद्वीपस्य वेदिकान्ततः ।
स्युर्योजनसहस्राणां, द्वादशानामनन्तरम् ॥ २२५ ॥
चत्वारोऽत्र शशिद्वीपा, द्वौ जम्बूद्वीपचारिणोः ।
इन्द्वोर्द्वौ चार्वाक् शिखाया, लवणोदधिचारिणोः ॥ २२६ ॥
तथैव धातकीखण्डवेदिकान्तादतिक्रमे ।
स्युर्योजनसहस्राणां, द्वादशानामिहाम्बुधौ ॥ २२७ ॥

---

લવણસમુદ્રના અધિપતિ એવા આ સુસ્થિત દેવની રાજધાની, ગૌતમદ્વીપથી પશ્ચિમ દિશામાં અસંખ્યદ્વીપ સમુદ્રો ઓળંગ્યા બાદ, બીજા લવણસમુદ્રમાં તીરછા બારહજાર (૧૨૦૦૦) યોજન આગળ આવે છે, કે જે સ્વરૂપથી વિજય રાજધાની સરખી છે. ૨૨૧–૨૨૨.

સૂર્યદ્વીપ અને ચંદ્રદ્વીપો :–

મેરૂથી પશ્ચિમ દિશામાં જંબૂદ્વીપની વેદિકાની પાસેથી લવણસમુદ્રમાં બારહજાર (૧૨૦૦૦) યોજન દૂર ગયા બાદ, ચાર (૪) સૂર્યદ્વીપો આવે છે કે તેમાં બે દ્વીપો જંબૂદ્વીપમાં ફરનારા સૂર્યના છે અને બે દ્વીપો લવણસમુદ્રની શિખાના પૂર્વભાગમાં ફરનારા સૂર્યોના છે. ૨૨૩–૨૨૪.

મેરૂથી પૂર્વ દિશામાં જંબૂદ્વીપની વેદિકાના અંતભાગથી બારહજાર (૧૨૦૦૦) યોજન દૂર ગયા બાદ ચાર (૪) ચંદ્રદ્વીપો આવે છે, તેમાં બે (૨) જંબૂદ્વીપના ચંદ્રના અને બે (૨) શિખાથી પૂર્વભાગમાં ફરનારા ચંદ્રોના દ્વીપો છે. ૨૨૫–૨૨૬.

તેજ પ્રમાણે ધાતકીખંડની વેદિકાના અંતભાગથી લવણસમુદ્રમાં બારહજાર (૧૨૦૦૦) યોજન આગળ આવ્યા બાદ અને જંબૂદ્વીપના મેરૂથી પશ્ચિમ દિશામાં નિશ્ચિત

जम्बूद्वीपस्थायिमेरोः, प्रतीच्यां दिशि निश्चितम् ।
अष्टौ दिनकरद्वीपा, दीपा इव महारुचः ॥ २२८ ॥ युग्मम् ।

बहिः शिखायाश्चरतोर्द्वौ द्वीपावर्कयोर्द्वयोः ।
षट् षण्णां धातकीखण्डार्वाचीनार्द्धप्रकाशिनाम् ॥ २२९ ॥

तथैव धातकीखण्डवेदिकान्तादनन्तरम् ।
योजनानां सहस्रेषु, गतेषु द्वादशस्विह ॥ २३० ॥

प्राच्यां जम्बूद्वीपमेरोः, सन्त्यष्टौ लवणोदधौ ।
राशिद्वीपास्तत्र च द्वौ, शिखायाश्चरतोर्बहिः ॥ २३१ ॥

षडन्ये धातकीखण्डार्वाक्तनार्द्धप्रचारिणाम् ।
षण्णां हिमरुचामेवमेते सर्वेऽपि संख्यया ॥ २३२ ॥

स्युश्चतुर्विंशतिश्चन्द्रसूर्यद्वीपाः सर्वेऽप्यमी ।
गौतमद्वीपसदृशा, मानतश्च स्वरूपतः ॥ २३३ ॥

जलोच्छ्रयावगाहादि, सर्वं ततोऽविशेषितम् ।
गौतमद्वीपवद्वाच्यं सर्वेषामपि सर्वथा ॥ २३४ ॥

---

પણે સૂર્યદ્વીપો રહેલા છે જાણે મહાતેજસ્વી દીપકો ન હોય! તેના જેવા તે ભાસે છે.-દેખાય છે ૨૨૭-૨૨૮

તે આઠ સૂર્યદ્વીપોમાં લવણસમુદ્રની શિખાના પાછળના ભાગમાં ફરનારાં સૂર્યોના બે (૨) દ્વીપો છે અને બાકીના છ (૬) દ્વીપો ધાતકીખંડના પૂર્વાર્ધના પ્રકાશક એવા છ (૬) સૂર્યોના છે. ૨૨૯

તેવી જ રીતે ધાતકીખંડની વેદિકાથી લવણસમુદ્રમાં બારહજાર (૧૨૦૦૦) યોજન ગયા બાદ જંબૂદ્વીપસ્થ મેરૂથી પૂર્વદિશામાં આઠ (૮) ચંદ્રદ્વીપો છે. તેમાં બે (૨) દ્વીપો લવણસમુદ્રની શિખાના બાહ્યવિભાગમા ફરનારા ચંદ્રના છે અને છ (૬) દ્વીપો ધાતકીખંડના પૂર્વાર્ધમાં ફરનારા છ (૬) ચંદ્રના છે. આ સૂર્ય અને ચંદ્રદ્વીપની કુલ સંખ્યા ચોવીશ (૨૪) છે અને આ ચોવીસે દ્વીપો પ્રમાણથી અને સ્વરૂપથી બધી રીતે ગૌતમદ્વીપ સમાન છે. ૨૩૦-૨૩૩.

આ સર્વે દ્વીપોની પાણી ઉંડાઈ વગેરે બધું જ સર્વ પ્રકારે ગૌતમદ્વીપની જેમ જાણવું. ૨૩૪.

किंतु तत्रास्ति भौमेयमेषु प्रासादशेखरः ।
वाच्यः प्रत्येकमेकैको, भौमेयसममानकः ॥ २३५ ॥
प्रतिप्रासादमेकैकं, सिंहासनमनुत्तरम् ।
तेषु चन्द्राश्च सूर्याश्च, प्रभुत्वमुपभुञ्जते ॥ २३६ ॥
सुस्थितानरवत्सेव्याः, सामानिकादिभिः सुरैः ।
वर्षलक्षसहस्राढ्यपल्योपमायुषः क्रमात् ॥ २३७ ॥
एतेषां राजधान्योऽपि, स्वस्वदिक्षु मनोरमाः ।
स्युः सुस्थितपुरीतुल्याः, परस्मिंल्लवणार्णवे ॥ २३८ ॥
ये तु सन्त्यन्तरद्वीपाः, षट्पञ्चाशदिहाम्बुधौ ।
निरूपितास्ते हिमवद्गिरिप्रकरणे मया ॥ २३९ ॥
एवमेकाशीतिरस्मिन्, द्वीपा लवणवारिधौ ।
वेलन्धराचलाश्चाष्टौ, दृष्टा दृष्टागमाब्धिभिः ॥ २४० ॥

---

પરંતુ ત્યાં ભૂમિ સંબંધી ભવન છે. જ્યારે આ બધા દ્વીપોમાં શ્રેષ્ઠ પ્રાસાદ છે એ પ્રાસાદ પ્રત્યેક દ્વીપોમાં એક એક છે. ગૌતમદ્વીપનું ભૂમિ સંબંધી ભવન સમાન માનવાળું છે. ૨૩૫

દરેક પ્રાસાદની અંદર એક એક ઉત્તમ સિંહાસન છે, તે સિંહાસન ઉપર ચંદ્ર અને સૂર્ય આધિપત્ય ભોગવે છે ૨૩૬

સુસ્થિત દેવની જેમ સામાનિક દેવ આદિથી સેવાતા એવા આ ચંદ્ર અને સૂર્ય અનુક્રમે એક લાખ વર્ષ અધિક અને એક હજાર વર્ષ અધિક ૧ પલ્યોપમના આયુષ્યવાળા છે (એટલે ચંદ્રનુ એક પલ્યોપમ અને એક લાખ વર્ષ તથા સૂર્યનુ એક પલ્યોપમ અને એક હજાર વર્ષનુ આયુષ્ય હોય છે.) ૨૩૭

આ બધાની મનોહર રાજધાનીઓ પોતપોતાની દિશામાં આગળના લવણસમુદ્રમાં છે અને તે સુસ્થિતદેવની નગરીની સમાન છે ૨૩૮.

આ સમુદ્રમા જે છપ્પન (૫૬) અંતરદ્વીપો છે, તેનું નિરૂપણ મેં હિમવંત પર્વતના પ્રકરણમા કહ્યું છે. ૨૩૯.

આ પ્રમાણે (૪ વેલંધર પર્વત, ૪ અનુવેલંધર પર્વત, ૧૨ ચંદ્ર દ્વીપો, ૧૨ સૂર્યદ્વીપો, એક ગૌતમદ્વીપ અને છપ્પન અન્તર્દ્વીપ=૮૧) આ લવણસમુદ્રમાં એકયાસી દ્વીપો અને આઠ વેલંધર પર્વતો છે કે જે આગમ સમુદ્રનાં દર્શક એવા મહાપુરૂષોએ શ્રુતજ્ઞાન વડે જોયેલા છે. ૨૪૦.

महापातालकलशाश्चत्वारो लघवश्च ते ।
सहस्राः सप्तचतुरशीतिश्चाष्टौ शतानि च ॥ २४१ ॥
रत्नद्वीपादयो येऽन्ये, श्रूयन्तेऽम्भोनिधाविह ।
द्वीपास्ते प्रतिपत्तव्याः, प्राप्तरूपैर्यथागमम् ॥ २४२ ॥
सुधांशवोऽस्मिंश्चत्वारश्चत्वारोऽर्काश्च तोयधौ ।
संचरन्ति समश्रेण्या, जम्बूद्वीपेन्दुभानुभिः ॥ २४३ ॥
यदा जम्बूद्वीपगतश्चारं चरति भानुमान् ।
एको मेरोर्दक्षिणस्यां, तदाऽस्मिन्नम्बुधावपि ॥ २४४ ॥
तेन जम्बूद्वीपगेन, समश्रेण्या व्यवस्थितौ ।
दक्षिणस्यामेवमेरोर्द्वौ चारं चरतो रवी ॥ २४५ ॥
एकस्तत्रार्वाक् शिखायाः, समश्रेण्या सहामुना ।
शिखायाः परतोऽन्योऽब्धावुक्षेव युगयन्त्रितः ॥ २४६ ॥
एवमुत्तरतो मेरोर्यो जम्बूद्वीपगो रविः ।
द्वौ पुनस्तत्समश्रेण्या, चरतोऽर्काविहाम्बुधौ ॥ २४७ ॥
तदा च चरतोर्जम्बूद्वीपे पीयूषरोचिषोः ।
मेरोः प्राच्यां प्रतीच्यां च, समश्रेण्याऽम्बुधावपि ॥ २४८ ॥

---

આ લવણસમુદ્રમાં ચાર (૪) મહાપાતાલ કલશાઓ અને સાત હજાર, આઠસો ચોરાસી (૭૮૮૪) લઘુપાતાલ કલશાઓ છે. ૨૪૧.

રત્નદ્વીપ આદિ બીજા પણ આ સમુદ્રમાં જે દ્વીપો સંભળાય છે, તેનુ સ્વરૂપ આગમમાં કહ્યા મુજબ જાણવું. ૨૪૨.

આ સમુદ્રમાં ચાર (૪) ચંદ્રો અને ચાર (૪) સૂર્યો છે, જે જંબૂદ્વીપના ચંદ્ર અને સૂર્યની સમશ્રેણિએ વિચરે છે. ૨૪૩.

જંબૂદ્વીપનો એક સૂર્ય જ્યારે મેરૂની દક્ષિણમાં ફરે છે, ત્યારે તે જંબૂદ્વીપના સૂર્યની સમશ્રેણિમાં રહેલા સમુદ્રના બે સૂર્યો પણ મેરૂની દક્ષિણમાં જ ફરે છે. તેમાં એક શિખાના પૂર્વભાગમાં સૂર્ય અને એક શિખાના પશ્ચિમ ભાગમાં, ધુસરીમાં જોડાયેલ બે બળદની જેમ આ બન્ને સૂર્યો આ રીતે અવિરત ફરે છે. ૨૪૪–૨૪૬.

આ પ્રમાણે જંબૂદ્વીપનો સૂર્ય (બીજો) જ્યારે મેરૂથી ઉત્તર દિશામાં ફરે છે, ત્યારે તેની સમશ્રેણિએ રહેલા સમુદ્રના બે સૂર્યો પણ ઉત્તરમાં ફરે છે. ૨૪૭.

તેમજ જંબૂદ્વીપમાં ફરનારા બે (૨) ચંદ્રો મેરૂથી પૂર્વ પશ્ચિમમાં જ્યારે ફરે છે, ત્યારે

द्वौ द्वौ शशाङ्कौ चरतः, पूर्वपश्चिमयोर्दिशोः ।
अर्वाक् शिखाया एकैक. एकैकः परतोऽपि च ॥ २४९ ॥
एवं रवीन्दवो येऽग्रे, सन्ति मर्त्योत्तरावधि ।
जम्बूद्वीपचंद्रसूर्यसमश्रेण्या चरन्ति ते ॥ २५० ॥
यथोत्तरं यदधिकाधिकक्षेत्राक्रमेऽपि ते ।
पर्याप्नुवन्ति सह तद्गत्याधिक्यात् यथोत्तरम् ॥ २५१ ॥
दृश्यते भ्रमतां श्रेण्या,[१] मेढीमनु गवामिह ।
अर्वाचीनापेक्षयाऽन्यगत्याधिक्यं यथोत्तरम् ॥ २५२ ॥
एवं सर्वेऽनुवर्त्तन्ते, जम्बूद्वीपेन्दुभास्कराः ।
मण्डलान्तरसंचारायनाहर्वृद्धिहानिभिः ॥ २५३ ॥
ततो जम्बूद्वीप इव, मर्त्योत्तराचलावधि ।
यदाऽहर्मेरुतोऽपाच्यां, तदैवोत्तरतोऽप्यहः ॥ २५४ ॥
सहैवैवं निशा मेरोः, पूर्वपश्चिमयोर्दिशोः ।
एवं जम्बूद्वीपरीतिः, सर्वत्राप्यनुवर्त्तते ॥ २५५ ॥

---

તેની સમશ્રેણિએ રહેલા સમુદ્રનાં ૨-૨ ચંદ્રો પણ મેરૂની પૂર્વ અને પશ્ચિમ દિશામાં જ ફરે છે. તેમાં એક ચંદ્ર શિખાની પહેલા અને એક પછી ફરે છે ૨૪૮-૨૪૯.

આ જ રીતે આગળ પણ માનુષોત્તરપર્વત સુધી જે સૂર્યો અને ચંદ્રો છે, તે જંબૂદ્વીપના સૂર્ય અને ચંદ્રની સમશ્રેણિએ ફરે છે. ૨૫૦

આગળ આગળ ક્ષેત્રનો વિસ્તાર અધિક અધિક હોવા છતાં પણ આગળના સૂર્ય ચંદ્રો ઉત્તરોત્તર અધિક ગતિના યોગે સાથે ગતિ કરે છે. ૨૫૧.

ઘાણીના ખાંભલાને ગોળ ફરતા ( ભમતા ) બળદોમાં પૂર્વની અપેક્ષાએ પછીના બળદની ગતિ વધારે દેખાય છે ૨૫૨.

આ પ્રમાણે સર્વે સૂર્ય-ચંદ્રો મંડલાતરના સંચારમાં, અયનમાં અને દિવસની વૃદ્ધિ-હાનિમાં જંબૂદ્વીપના સૂર્ય-ચંદ્રને અનુસરે છે. ૨૫૩.

તેથી જંબૂદ્વીપની જેમ માનુષોત્તર પર્વત સુધી જ્યારે મેરૂની દક્ષિણમાં દિવસ હોય, ત્યારે ઉત્તરમા પણ દિવસ હોય અને તે જ વખતે મેરૂની પૂર્વ-પશ્ચિમ દિશામાં રાત્રિ હોય છે. આ પ્રમાણે જંબૂદ્વીપની રીતિ ( સૂર્ય-ચંદ્રને ચાલવાની પદ્ધતિ ) સર્વત્ર ( માનુષોત્તર પર્વત સુધી ) અનુસરે છે ૨૫૪-૨૫૫.

---

१ खलक मध्यगतं कीलकाकारं काष्ठं स्थूणेत्यर्थः
ઘાંચીની ઘાણીની મધ્યમાં રહેલ ખીલા જેવા કાષ્ઠને સ્થૂળા કહે છે. તેનું બીજું નામ મેઢી છે.

उक्तं च सूर्यप्रज्ञप्तौ—'तया णं लवणसमुद्दे दाहिणड्ढे दिवसे भवति तया णं उत्तरड्ढेवि दिवसे भवति, तया णं लवणसमुद्दे पुरत्थिमपच्चत्थिमे राई भवइ, एवं जहा जंबुद्दीवे दीवे तहेव" एवं धातकीखण्डकालोदपुष्करार्द्धसूत्राण्यपि ज्ञेयानि ।

नन्वत्र षोडशसहस्रोच्चया शिखयाऽम्बुधौ ।
ज्योतिष्काणां संचरतां, व्याघातो न गतेः कथम् ? ॥ २५६ ॥
ब्रूमोऽत्र ये ज्योतिषिकविमाना लवणाम्बुधौ ।
ते भिन्दन्तः संचरन्ति, जलस्फटिकजा जलम् ॥ २५७ ॥
तदेतेषां जलकृतो, व्याघातो न गतेर्भवेत् ।
जलस्फटिकरत्नं हि, स्वभावाज्जल भेदकृत् ॥ २५८ ॥
ऊर्द्धलेश्याकास्तथैते, विमाना लवणोदधौ ।
ततः शिखायामप्येषां. प्रकाशः प्रथतेऽभितः ॥ २५९ ॥
सामान्यस्फटिकोत्थानि, शेषेषु द्वीपवार्द्धिषु ।
ज्योतिष्काणां विमानानि, नीचैःसर्पन्महांसि च ॥ २६० ॥

---

સૂર્યપ્રજ્ઞપ્તિમાં કહ્યુ છે કેઃ–જ્યારે લવણસમુદ્રમાં દક્ષિણાર્ધમાં દિવસ હોય ત્યારે ઉત્તરાર્ધમાં પણ દિવસ હોય અને ત્યારે લવણસમુદ્રમાં પૂર્વ પશ્ચિમમાં રાત્રિ હોય આ પ્રમાણે જેમ જંબૂદ્વીપમાં છે તેમજ ધાતકીખંડ, કાલોદધિસમુદ્ર અને પુષ્કરાર્ધ દ્વીપ સંબંધી સૂર્યપ્રજ્ઞપ્તિના સૂત્રો સમજી લેવા.

**પ્રશ્ન:**– અહીં સમુદ્રની અંદર રહેલી સોળહજાર યોજન (૧૬,૦૦૦) ઉંચી શિખા વડે કરીને સમુદ્રમાં સંચરણ કરતાં જ્યોતિષ્ક વિમાનોની ગતિનો વ્યાઘાત કેમ નથી થતો ? ૨૫૬.

**ઉત્તર:**– લવણસમુદ્રમા જે જ્યોતિષ્ક વિમાનો છે તે જલસ્ફટીક રત્નના હોવાથી તે વિમાનો સંચરણ કરતી વખતે જળને ભેદીને જાય છે, તેથી આ વિમાનોની ગતિમા જળથી વ્યાઘાત થતો નથી કેમકે જલસ્ફટિક રત્ન સ્વભાવથી જ જળને ભેદનારૂં હોય છે. ૨૫૭–૨૫૮.

લવણસમુદ્રમાં ફરનારા આ વિમાનો ઉર્ધ્વપ્રકાશવાળા છે. (એટલે કે તેનો પ્રકાશ ઉપરની દિશામાં ફેલાતો હોય છે) તેથી તે વિમાનોનો પ્રકાશ શિખામાં પણ ચારે બાજુ ફેલાય છે. ૨૫૯.

શેષદ્વીપ સમુદ્રના જ્યોતિષ્ક વિમાનો સામાન્ય સ્ફટિકના બનેલા છે અને તે વિમાનોનું તેજ નીચે ફેલાય છે. ૨૬૦.

तथाह विशेषणवती—" सोलससाहस्सियाए सिहाए कहं जोइसियविघातो न भवति ?, तत्थ भन्नइ, जेणं सूरपण्णत्तीए भणियं—

" जोइसियविमाणाइं सव्वाइं हवंति फालियमयाइं ।
दगफालियामया पुण लवणे जे जोइसविमाणा ॥ २६०A ॥

जं सव्वदीवसमुद्देसु फालियामयाइं लवणसमुद्दे चेव केवलं दगफालियामयाइं तत्थेदमेव कारणं–मा उदगेण विघाओ भवउत्ति, जं सूरपण्णत्तीए चेव भणियं–

लवणंतो ( णे जे ) जोइसियाः उद्धलेसा भवंति णायव्वा ।
तेण परं जोइसिया अहलेसागा ( मु ) णेयव्वा ॥ २६०B ॥

तंपि उदगमालावभासणत्थमेव, लोगठिई एसत्ति "

एवं चत्वारोऽत्र सूर्याश्चत्वारश्च सुधांशवः ।
नक्षत्राणां शतमेकं, प्रज्ञप्तं द्वादशोत्तरम् ॥ २६१ ॥

---

વિશેષણવતી ગ્રંથમાં કહ્યું છે કેઃ–

**પ્રશ્ન :**– ૧૬,૦૦૦ ( સોળહજાર ) યોજનથી ઉંચી શિખામાં જ્યોતિષ્કનો વિઘાત કેમ થતો નથી ?

**ઉત્તર :**–સૂર્યપ્રજ્ઞપ્તિમાં કહ્યું છે કે :– " જ્યોતિષ્કના સર્વ વિમાનો સ્ફટિકરત્નના બનેલા હોય છે જ્યારે લવણસમુદ્રના જ્યોતિષ્કના વિમાનો જળસ્ફટિકમય છે." ૨૬૦A.

વિશેષણવતીનો પાઠઃ– સર્વદ્વીપ સમુદ્રના જ્યોતિષ્કના વિમાનો કેવળ સ્ફટિકમય છે અને ફક્ત લવણસમુદ્રના જ્યોતિષ્ક વિમાનો જળસ્ફટિકમય છે તેમાં આ જ કારણ છે કે–પાણી વડે તેનો વિઘાત ન થાઓ.

તે માટે સૂર્યપ્રજ્ઞપ્તિમાં એ પણ કહ્યું છે કે લવણસમુદ્રના જ્યોતિષ્ક વિમાનો ઉર્ધ્વ લેશ્યાવાળા ( ઉપર જતા પ્રકાશવાળા ) જાણવા અને તેની પછીના જ્યોતિષ્ક વિમાનો નીચે જતા પ્રકાશવાળા જાણવા ૨૬૦B.

આવા પ્રકારની લોકસ્થિતિ પણ ઉદકમાળા–શિખાને ( પાણીની શિખાને ) પ્રકાશિત કરવા માટે છે.

આ પ્રમાણે અહીં ( લવણસમુદ્રમાં ) ચાર સૂર્ય, ચાર ચંદ્ર, એકસો બાર નક્ષત્રો, ત્રણસો બાવન ગ્રહો છે અને તારાની ગણત્રી આમ્નાય પ્રમાણે જણાવીયે છીયે તે આ

---

१–२ यद्यप्यत्र सामान्येन सूर्यप्रज्ञप्तिनाम्ना गाथाद्वयमेतत् समतितया दर्शितं परमेतत् सूर्यप्रज्ञप्तिनिर्युक्तिगत ज्ञेयं. यतः ' अद्धकावट्ठेति ' गाथावृत्तौ श्रीदेवभद्रा यत् सूर्यप्रज्ञप्तिनिर्युक्तिः– ' जोइसियविमाणाई ' त्याद्यदितवन्तः ।

द्विपञ्चाशत्समधिकं, ग्रहाणां च शतत्रयम् ।
प्रमाणमथ ताराणां. यथाऽऽम्नायं निरूप्यते ॥ २६२ ॥
द्वे लक्षे सप्तषष्टिश्च, सहस्राणि शतानि च ।
नवैव कोटाकोटीनां, प्रोक्तानि तत्त्ववेदिभिः ॥ २६३ ॥

अत्रायमाम्नायः—

यत्र द्वीपे समुद्रे वा, प्रमाणं ज्ञातुमिष्यते ।
ग्रहनक्षत्रताराणां, तत्रत्यचन्द्रसङ्ख्यया ॥ २६४ ॥
एकस्य शशिनो गुण्यो, वक्ष्यमाणः परिच्छदः ।
एवं ग्रहोडुताराणां, मानं सर्वत्र लभ्यते ॥ २६५ ॥

एकशशिपरिवारश्चायम्—

अष्टाशीतिर्ग्रहा ऋक्षाण्यष्टाविंशतिरेव च ।
शराश्वाङ्करसरसा स्ताराणां कोटिकोटयः ॥ २६६ ॥
लवणाब्धौ च कालोदे, स्वयम्भूरमणेऽपि च ।
भूयस्यो मत्स्यमकरकूर्माद्या मत्स्यजातयः ॥ २६७ ॥
तत्रास्मिल्लवणाम्भोधावुत्सेधाङ्गुलमानतः ।
योजनानां पञ्च शतान्युत्कृष्टमत्स्यभूधनम् ॥ २६८ ॥

---

મુજબ છે–બે લાખ, સડસઠ હજાર નવસો કોટાકોટી (૨,૬૭,૯૦૦ કોટાકોટી) તારાઓ તત્ત્વજ્ઞોએ કહેલ છે. ૨૬૧–૨૬૩

અહીં પરંપરા આ પ્રમાણે છેઃ–

જે જંબૂદ્વીપ કે સમુદ્રમાં ગ્રહ-નક્ષત્ર તારાની સંખ્યા જાણવી હોય, તે દ્વીપ કે સમુદ્ર સંબંધી ચંદ્રની સંખ્યાવડે એકચંદ્રનો કહેવાતો પરિવાર ગુણવો આ પ્રમાણે કરવાથી ગ્રહ, નક્ષત્ર અને તારાનુ માન સર્વત્ર મળી શકે છે. ૨૬૪–૨૬૫.

એક ચંદ્રનો પરિવાર આ પ્રમાણે કહ્યો છેઃ–

અઠ્યાસી ગ્રહો (૮૮) અઠ્ઠાવીસ નક્ષત્રો (૨૮) અને છાસઠહજાર નવસો પંચોતેર કોટાકોટી ( ૬૬,૯૭૫ કોટાકોટી) તારાઓ. ૨૬૬.

લવણસમુદ્રમાં, કાલોદધિ સમુદ્રમા અને સ્વયંભૂરમણ સમુદ્રમાં ઘણા મત્સ્ય, મગરમચ્છ અને કાચબા વગેરે જલચર જીવોની અનેક જાતીઓ હોય છે. ૨૬૭

તેમા આ લવણસમુદ્રમાં મત્સ્યો ઉત્સેધ આંગળના માપથી ૫૦૦ યોજનના હોય છે. કાલોદધિ સમુદ્રમાં સાતસો (૭૦૦) યોજનના માનવાળા તથા સ્વયંભૂરમણ સમુદ્રમાં એક

शतानि सप्त कालोदे, सहस्रमंतिमेऽम्बुधौ ।
गुर्वङ्गमानं मत्स्यानामल्पमत्स्याः परेऽब्धयः ॥ २६९ ॥
स्युर्योनिप्रभवा जातिप्रधानाः कुलकोटयः ।
लवणे सप्त मत्स्यानां, नव कालोदवारिधौ ॥ २७० ॥
अर्द्धत्रयोदश तथा, मत्स्यानां कुलकोटयः ।
स्वयम्भूरमणाम्भोधौ, प्रज्ञप्ताः परमेष्ठिभिः ॥ २७१ ॥

तथा च जीवाभिगमे—'लवणे णं भंते ! समुद्दे कइ मच्छजातिकुलकोडिजोणीपमुहसवसहस्सा, पणत्ता ?, गो० ! लवणे सत्त, कालोए नव, सयंभूरमणे अद्धतेरसत्ति'

जम्बूद्वीपे प्रविशन्ति, मत्स्या लवणतोयधेः ।
नवयोजनप्रमाणा, जगतीविवराध्वना ॥ २७२ ॥

एवं च—क्वचिदयमुदधिः सुधांशुचन्द्रातपघनसारसमुज्ज्वलश्चकास्ति ।
गतशिखशिरसः शिखाभिरामो, रहसि हसन्निव वारिधीनशेषान् ॥ २७३ ॥

---

હજાર (૧૦૦૦) યોજનના માનવાળા હોય છે. આ દેહમાન ઉત્કૃષ્ટ સમજવું જ્યારે બીજા સમુદ્રમાં મત્સ્યો અલ્પ સંખ્યામાં હોય છે.[૧] ૨૬૮-૨૬૯.

યોનિથી ઉત્પન્ન થયેલી અને પ્રધાન જાતીવાળી,એવી મત્સ્યોની કુલકોટીઓ લવણસમુદ્રમાં સાત છે, કાલોદધિ સમુદ્રમાં નવ છે અને સ્વયંભૂરમણ સમુદ્રમાં સાડાબાર છે આ પ્રમાણે પરમોપકારી પરમેષ્ઠિઓ એ ફરમાવ્યું છે ૨૭૦-૨૭૧.

શ્રીજીવાભિગમમાં પણ કહ્યું છે કેઃ—

હે ભગવન્ લવણસમુદ્રમાં મત્સ્યોની જાતિ, કુલકોટી, યોનિ વિગેરે કેટલા લાખ કહેલ છે ?

હે ગૌતમ લવણસમુદ્રમાં સાત, કાલોદધિમાં નવ અને સ્વયંભૂરમણ સમુદ્રમાં સાડાબાર ( કુલકોટિઓ ) છે. ઈત્યાદિ.

લવણસમુદ્રમાંથી જંબૂદ્વીપની જગતીનાં વિવરમાર્ગદ્વારા નવ યોજન પ્રમાણ કાયાવાળા મત્સ્યો જંબૂદ્વીપમાં (લવણસમુદ્રના મત્સ્યો જંબૂદ્વીપની અંદર પ્રવેશ કરે છે.) ૨૭૨.

અને આ પ્રમાણે કયારેક આ સમુદ્ર અમૃત જેવા કિરણોવાળા ચંદ્રના પ્રકાશરૂપી ચંદનથી ઉજ્જ્વળ થયેલો અને શિખાથી મનોહર બનેલો એવો તે શિખા ઉપર આવેલો, શિખારૂપી મસ્તકથી રહિત એવા સમસ્ત સમુદ્રોને એકાંતમાં જાણે હસતો હોય તેવો શોભી રહ્યો છે તેમજ કયારેક ઉદય પામતા તીવ્ર સૂર્યના પ્રકાશ રૂપ કેશરના

---

૧ યોગશાસ્ત્રનાં ચોથા પ્રકાશમાં તો લવણ, કાલોદ અને સ્વયંભૂરમણ સમુદ્ર સિવાય બીજા સમુદ્રોમાં મત્સ્યાદિ ન હોય તેમ કહ્યું છે. તત્ત્વ તો બહુશ્રુતો જાણે.

क्वचिदुदयदमन्दभानुतेजो, घुसृणरसप्रसरारुणान्तगलः ।
प्रकटमिव वहन्नदीषु रागं, हृदि रसतः पतितासु वल्लभासु ॥ २७४ ॥
युग्मम् ।

क्वचिदनणुगुणैर्विभाति मुक्तामणिभिरुडुप्रतिबिम्बितैरिवान्तः ।
अविरतगतिखिन्नभानुमुक्तैः, क्वचन करप्रकरैरिव प्रवालैः ॥ २७५ ॥

क्वचन जलगजैर्नियुद्धसज्जैर्मुहुरुदस्तकरोद्धुरैः करालः ।
जगदुपकृतिकारिनीरपानोपनतघनेषु धृतप्रतीभशङ्कैः ॥ २७६ ॥

स्थलचरसमसर्वजातिसत्त्वाकृतिमदनेकझपौघपूर्णमध्यः ।
प्रलयतरलितं जगद्दधानो, हरिरिव कुक्षिनिकेतने कृपार्द्रः ॥ २७७ ॥

( प्रमुदितवदना प्रभाश्च )

क्वचिदिह कमलायाः कौतुकादारमत्या,
जलचरनरकन्यालीषु हल्लीसकेन ।
अयमुपनयतीवापत्यरागैकगृह्यः,
पवनजवनवेलागर्जिवाद्यं विनोदात् ॥ २७८ ॥

---

રસના ફેલાવાથી જેના અંતરાલ ભાગો (વચમા વચમાં) લાલ થઈ ગયા છે તેવો આ સમુદ્ર પોતાના હૃદય (મધ્ય ભાગ) વિષે પ્રેમ રસથી પડતી નદીરૂપ વલ્લભાઓ ઉપર જાણે પ્રગટ પણે રાગ ધારણ કરતો હોય તેવો શોભે છે ૨૭૩–૨૭૪.

કોઈક સ્થાને મહાકિંમતી મોતીઓ ન હોય, તેવા સમુદ્રમાં પ્રતિબિંબિત થયેલાં નક્ષત્રોવડે આ સમુદ્ર શોભે છે. તેમજ કોઈક સ્થાને અવિરત ગમન કરવાથી શ્રાંત થયેલા સૂર્યે જાણે મુક્ત કરેલા હોય તેવા કિરણ જેવા પ્રવાલથી આ સમુદ્ર શોભે છે ૨૭૫.

જગતને ઉપકાર કરનારા એવા નીરનુ પાન કરવા માટે આવેલા વાદળામાં, શત્રુ હાથીની શંકા કરતાં વારંવાર ઉંચી કરતા સૂંઢથી ભયાનક અને યુદ્ધ માટે સજ્જ થયેલા એવા જલહસ્તિઓથી આ લવણસમુદ્ર કોઈક સ્થાને વિકરાળ લાગે છે. ૨૭૬.

સ્થલચરજીવો સમાન સર્વ જાતિના જીવોની આકૃતિવાળા અનેક મત્સ્યોના સમુહથી પૂર્ણ છે મધ્ય ભાગ જેનો, એવો આ કૃપાળુ સમુદ્ર જાણે પ્રલયકાળથી વિહ્વળ ન થયેલું હોય, તેવા જગતને કૃપાળુ વિષ્ણુની જેમ પોતાના ઉદર રૂપ ભવનમા ધારણ કરે છે. ૨૭૭.

જળચર મનુષ્યોની કન્યાઓની શ્રેણિને વિષે કૌતુકથી રાસડા વડે રમતી એવી લક્ષ્મીના અપત્યપણાના ( લોકોમાં સમુદ્રની પુત્રી મનાય છે) રાગને વશ થયેલો આ સમુદ્ર પવનથી વેગવાળી ભરતી ઓટના ગર્જારવ રૂપ વાદ્યને જાણે હર્ષથી વગાડી રહ્યો છે. ૨૭૮.

तरलतरतरङ्गोत्तुङ्गरङ्गत्तुरङ्गः,
प्रसरदतुलवेलामत्तमातङ्गसैन्यः ।
अतिविपुलमनोज्ञद्वीपदुर्गैरुदग्रः,
कलयति, नृपलक्ष्मीं वाहिनीनां विवोढा ॥ २७९ ॥ (मालिन्यौ)

स्वच्छोन्मूर्च्छदतुच्छमत्स्यपटलीपुच्छोच्छलच्छीकरः
च्छेदोत्सेकितबुन्दुदार्बुदमिषोद्भिन्नश्रमाम्भःकणः ।
हेलोत्प्लावितत्तुङ्गपर्वतशतोत्सर्पत्तरङ्गोद्धतो,
वीरंमन्य इवैष चिक्रमिषया दिग्भूभृतां धावति ॥ २८० ॥

क्रुद्धाखण्डलवज्रमण्डलजालज्ज्वालाकरालानलः
त्रस्तानेकगिरीन्द्रकोटिशरणं कल्पद्रुमाणां वनम् ।
तत्तद्वस्तुवदान्यतातरलितैरप्यर्थितो निर्जरै-
र्यो रत्नाकर इत्यनेककविभिर्नानाविकल्पैः स्तुतः ॥ २८१ ॥
(शार्दूलविक्रीडिते.)

---

અત્યંત ચપલ એવા તરંગોરૂપ ઉત્તુંગ અને કુદતા અશ્વના સૈન્યવાળો, ફેલાતી મોટી મોટી વેલાઓરૂપ મદોન્મત્ત હસ્તિના સૈન્યવાળો, અતિ વિશાળ અને મનોહર દ્વીપરૂપ કિલ્લાવડે શ્રેષ્ઠ અને નદીઓનો સ્વામી, એવો આ લવણસમુદ્ર રાજ-શોભાને ધારણ કરે છે. ૨૭૯.

ઉપર આવતા મોટા મોટા મત્સ્યોના સમૂહની પુચ્છના આચ્છોટનથી ઉછળતા પાણીના કણ, નીચે પાણીમાં પડવાથી ઉત્પન્ન થયેલા સ્વચ્છ પરપોટાના ફુગાના બહાનાથી પરસેવાના બિંદુઓવાળો, પાણીની લહરીઓથી ભીંજવી દીધેલા સેંકડો ઉત્તુંગ પર્વતો ઉપર થઇને જતાં તરંગોથી ઉદ્ધત દેખાતો અને પોતાને વીર માનતો, એવો આ સમુદ્ર દિશાઓના પર્વતોને જીતવાની ઇચ્છાથી જાણે કે દોડી રહ્યો છે. ૨૮૦.

ક્રુદ્ધ થયેલા દેવેંદ્રના વજ્રમંડલમાંથી ઝરી રહેલા જ્વાળાનાં વિકરાળ અગ્નિથી ત્રસ્ત થયેલાં અનેક ક્રોડ ગિરીંદ્રોના શરણરૂપ, કલ્પવૃક્ષોનાં વન સ્વરૂપ અને તે તે વસ્તુઓના દાનમાં ઉદારતા યુક્ત એવા દેવોએ પણ જેની પાસે યાચના કરેલી છે, તે આ સમુદ્ર (લવણસમુદ્ર) અનેક કવિઓ દ્વારા વિવિધ પ્રકારે સ્તવાએલો છે. ૨૮૧.

निर्व्रीडक्रीडदम्भश्चरनरतरुणीक्लप्तदीपोपचारै-
र्नूत्नैरत्नैरयत्नोज्ज्वलघनघृणिभिः क्वापि दीप्तांतरालः ।
क्वापि प्राप्तप्रकर्षः पृथुमकरकराकृष्टपाटीनपीठ,
भ्रस्यन्नक्रप्रमोदोच्छलनचलजलोत्सिक्तडिंडीरपिंडैः ॥ २८२ ॥ (स्रग्धरा)
दशभिरादिकुलकं ।

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिप-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे,
संपूर्त्ति सुखमेकविंशतितमः सर्गो मनोज्ञोऽगमत् ॥ २८३ ॥
ग्रन्थाग्रं ३३७ ॥

॥ इति श्रीलोकप्रकाशे एकविंशतितमः सर्गः समाप्तः ॥



લજ્જા રહિત પણે ક્રીડા કરી રહેલ જલચર મનુષ્યોની તરૂણીઓ દ્વારા કરાયેલ દીપકના ઉપચાર વડે પ્રેરાએલા સ્વાભાવિક ઉજ્જવળ અને ઘણા કિરણોવાળા નવા રત્નો વડે કોઈક સ્થાને તેજસ્વી અંતરાલવાળો અને કોઈક સ્થળે વિશાળ મગરમચ્છના હાથી વડે આકૃષ્ટ કરાતાં મત્સ્યોની પીઠ ઉપરથી નીચે પડતા અને જળચર જંતુઓએ હર્ષ વડે ઉછાળેલા ચંચળ પાણીના પડવાથી ઉત્પન્ન થએલ સમુદ્રના ફીણના સમૂહવડે પ્રકર્ષતાને પામેલો આ લવણસમુદ્ર શોભે છે. ૨૮૨.

વિશ્વને આશ્ચર્ય પમાડનાર કીર્તિવાળા, ઉપાધ્યાયજી શ્રી કીર્તિવિજયજી મહારાજાના અંતેવાસી રાજશ્રી (માતા)ના પુત્ર અને શ્રી તેજપાલ (પિતા)ના અંગજ, એવા શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયે જગતના નિશ્ચિત તત્ત્વોને જણાવવા દીપક સમાન જે કાવ્ય બનાવ્યુ છે. તે કાવ્યમાં સુંદર કોટિનો એકવીસમો મનોજ્ઞ સર્ગ સુખરૂપે સમાપ્ત થયો.

**એકવીશમો સર્ગ સમાપ્ત**



## ॥ अथ द्वात्रिंशतितमः सर्गः प्रारभ्यते ॥



अथास्माल्लवणाम्भोधेरनन्तरमुपस्थितः ।
वर्ण्यते धातकीखण्डद्वीपो गुरुप्रसादतः ॥ १ ॥
वृक्षेण धातकीनाम्ना, यदसौ शोभितः सदा ।
वक्ष्यमाणस्वरूपेण, ततोऽयं प्रथितस्तथा ॥ २ ॥
चतुर्योजनलक्षात्मा, चक्रवालतयाऽस्य च ।
विस्तारो वर्णितः पूर्णज्ञानालोकितविष्टपैः ॥ ३ ॥
परिक्षेपः पुनरस्यः कुक्षिस्थद्वीपवारिधेः ।
त्रयोदशलक्षरूपः, क्षेत्रलब्धोऽयमीरितः ॥ ४ ॥
लक्षाः किलैकचत्वारिंशत्सहस्राण्यथो दश ।
योजनानां नवशती, किञ्चिदूनैकषष्टियुक् ॥ ५ ॥
अयं कालोदपार्श्वेऽस्य, परिधिश्चरमो भवेत् ।
आद्यस्तु लवणाम्भोधेरन्ते यः कथितः पुरा ॥ ६ ॥

---

### સર્ગ બાવીશમો

## ધાતકીખંડ દ્વીપ–સ્વરૂપઃ



હવે આ લવણસમુદ્રની પછી રહેલા ધાતકીખંડદ્વીપનુ વર્ણન ગુરૂકૃપાથી કરૂ છું. ૧.

આગળ જેનુ વર્ણન આવશે, એવા ધાતકી નામના વૃક્ષથી સદા શોભિત હોવાથી આ દ્વીપ ધાતકીખંડ તરીકે પ્રખ્યાતિ પામ્યો છે. ૨.

કેવલજ્ઞાનદ્વારા સમગ્રવિશ્વના દર્શક ભગવાને–આ દ્વીપનો ચક્રવાલ વિષ્કંભ (પહોળાઈ) ચાર લાખ યોજન કહેલ છે. ૨.

મધ્યના દ્વીપ–સમુદ્ર (જંબૂદ્વીપ–લવણસમુદ્ર) ના ક્ષેત્રથી પ્રાપ્ત થએલ તેર લાખ યોજનરૂપ વ્યાસ આ ધાતકીખંડદ્વીપના છે. ૩.

(તેમજ) એકતાલીશ લાખ, દસહજાર, નવસો અને કંઈક ન્યૂન એકસઠ યોજનની પરિધિ છે. આ પરિધિ કાલોદધિ સમુદ્ર પાસે છે, તેને ચરમપરિધિ કહેવાય છે. અને આગળ કહેવાએલી લવણસમુદ્ર પાસેની પરિધિ તે આદ્ય પરિધિ છે. ૫–૬.

मध्यमः परिधिर्लक्षाण्यष्टाविंशतिरेव च ।
षट्चत्वारिंशत्सहस्राः, पञ्चाशद्योजनाधिकाः ॥ ७ ॥
जम्बूद्वीपवदेषोऽपि, द्वारैश्चतुर्भिरञ्चितः ।
तेषां नामप्रमाणादि, सर्वं तद्वद्भवेदिह ॥ ८ ॥
किंत्वेतद्द्वारपालानां, विजयादिसुधाभुजाम् ।
परस्मिन् धातकीखण्डे, राजधान्यो निरूपिताः ॥ ९ ॥
दश लक्षा योजनानां, सहस्राः सप्तविंशतिः ।
पञ्चत्रिंशा सप्तशती, मिथो द्वारामिहान्तरम् ॥ १० ॥
दक्षिणस्यामुदीच्यां च, द्वीपस्यैतस्य मध्यगौ ।
इषुकारौ नगवरौ, जगदाते जगद्धितैः ॥ ११ ॥
योजनानां पञ्च शतान्युच्चौ सहस्रविस्तृतौ ।
चत्वारि योजनानां च, लक्षाण्यायामतः पुनः ॥ १२ ॥
अत एव स्पृष्टवन्तौ, कालोदलवणोदधी ।
आभ्यां संगन्तुमन्योऽन्यं, भुजाविव प्रसारितौ ॥ १३ ॥

---

ધાતકીખંડની મધ્યમ પરિધિ અઠ્યાવીસ લાખ, છેંતાલીશ હજાર, પચાસ યોજનથી અધિક છે ૭.

જંબૂદ્વીપની જેમ આ ધાતકીખંડ પણ ( વિજય આદિ ) ચાર દ્વારથી યુક્ત છે. તેના નામ પ્રમાણાદિ સર્વ જંબૂદ્વીપની જેમ છે. ૮.

પરન્તુ તે દ્વારોનાં દ્વારપાલ જે વિજયાદિ દેવો છે. તેમની રાજધાનીઓ આગળનાં ધાતકીખંડમાં કહેલી છે. ૯.

વિજયાદિ દ્વારોનું પરસ્પર અંતર દશલાખ, સત્યાવીસ હજાર, સાતસો ને પાંત્રીશ યોજન છે. ( ૧૦,૨૭,૭૩૫ યોજન ) ૧૦.

જગત હિતકારી ભગવાને આ દ્વીપની મધ્યમાં દક્ષિણદિશામાં અને ઉત્તરદિશામાં બે ઈષુકાર પર્વતો કહેલા છે. ૧૧.

આ ઈષુકાર પર્વતો પાંચ સો ( ૫૦૦ ) યોજન ઉંચા છે, એકહજાર ( ૧૦૦૦ ) યોજન પહોળા છે. અને ચાર લાખ (૪,૦૦,૦૦૦) યોજન લાંબા છે. ૧૨.

આટલા લાંબા હોવાથી કાલોદધિ અને લવણસમુદ્રને સ્પર્શ કરનારા આ પર્વતો જાણે કે લવણસમુદ્ર અને કાલોદધિ સમુદ્રને પરસ્પર ભેગા થવા માટે હાથ પ્રસારિત કર્યા હોય, તેવા લાગે છે. ૧૩.

कूटैश्चतुर्भिः प्रत्येकं, शोभितौ रत्नभासुरैः ।
चैत्यमेकैकं च तत्र, कूटे कालोदपार्श्वगे ॥ १४ ॥
चतुर्भिः कुलकं ॥

आभ्यां द्वाभ्यामिषुकारपर्वताभ्यामयं द्विधा ।
द्वीपो निर्दिश्यते पूर्वपश्चिमार्द्धविभेदतः ॥ १५ ॥
यच्च जम्बूद्वीपमेरोः, प्राच्यां पूर्वार्द्धमस्य तत् ।
तस्य प्रतीच्यामर्द्धं यत्तत्पश्चिमार्द्धमुच्यते ॥ १६ ॥
द्वयोरप्यर्द्धयोर्मध्ये, एकैको मन्दराचलः ।
तयोरपेक्षया क्षेत्रव्यवस्थाऽत्रापि पूर्ववत् ॥ १७ ॥
तथाहि—अपाच्यामिषुकारो य, इहत्यमेर्वपेक्षया ।
पूर्वतस्तस्य भरतक्षेत्रं प्रथमतो भवेत् ॥ १८ ॥
ततो हैमवतक्षेत्रं, हरिवर्षं ततः परम् ।
ततो महाविदेहाख्यं, रम्यकाख्यं ततः परम् ॥ १९ ॥
ततश्च हैरण्यवतमैरावतं ततस्ततः ।
औत्तराह इषुकार, एषा पूर्वार्द्धसंस्थितिः ॥ २० ॥

---

તે બન્ને પર્વતો, રત્નોવડે તેજસ્વી એવા ચાર—ચારશિખરોથી સુશોભિત છે. અને તેમાંથી કાલોદધિસમુદ્રની બાજુમાં રહેલા બન્ને પર્વતના કૂટ ઉપર એક—એક ચૈત્ય છે. ૧૪.

આ બે ઇષુકારપર્વતથી બે ભાગમાં રહેલો આ દ્વીપ, પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ કહેવાય છે. ૧૫.

જંબૂદ્વીપનાં મેરૂપર્વતથી પૂર્વમાં આ ધાતકીખંડનો જે અર્ધભાગ, તે પૂર્વાર્ધ છે. અને તેની પશ્ચિમમાં જે અર્ધભાગ તે પશ્ચિમાર્ધ કહેવાય છે. ૧૬.

બન્ને અર્ધભાગની મધ્યમાં એક—એક મન્દર ( મેરુ ) પર્વત છે. તેની અપેક્ષાએ અહીં પણ (એટલે કે ધાતકીખંડમાં પણ) ક્ષેત્ર વ્યવસ્થા પૂર્વવત્ ( જંબૂદ્વીપની જેમ ) જાણવી ૧૭.

તે આ પ્રમાણે છે.

અહીંના (જંબૂદ્વીપના) મેરૂની અપેક્ષાએ, દક્ષિણ દિશામાં જે ઇષુકાર પર્વત છે. તે ઇષુકાર પર્વતથી પૂર્વમાં પ્રથમ ભરતક્ષેત્ર છે. ત્યારબાદ હૈમવંતક્ષેત્ર, ત્યારબાદ હરિવર્ષક્ષેત્ર, ત્યારબાદ મહાવિદેહક્ષેત્ર, ત્યારબાદ રમ્યકક્ષેત્ર, તેની પછી હૈરણ્યવતક્ષેત્ર તેની પછી ઐરવતક્ષેત્ર અને ત્યારબાદ ઉત્તરનો ઇષુકાર પર્વત આવે. આ પૂર્વાર્ધ ધાતકીખંડની સ્થિતિ છે. ૧૮—૨૦.

पश्चिमायामपि तस्माद्दाक्षिणात्येषुकारतः ।
प्रथमं भरतक्षेत्रं, ततो हैमवताभिधम् ॥ २१ ॥
एवं यावदौत्तराह, इषुकारधराधरः ।
पूर्वार्द्धवत्क्षेत्ररीतिरेवं पश्चिमतोऽपि हि ॥ २२ ॥
द्वयोरप्यर्द्धयोरेषां, क्षेत्राणां सीमकारिणोः ।
षट् षट् वर्षधराः प्राग्वत्, सर्वेऽपि द्वादशोदिताः ॥ २३ ॥
जम्बूद्वीपवर्षधराद्रिभ्यो द्विगुणविस्तृताः ।
तुङ्गत्वेन तु तैस्तुल्याः, सर्वे वर्षधराद्रयः ॥ २४ ॥
आयामतश्चतुर्लक्षयोजनप्रमिता अमी ।
पर्यन्तस्पृष्टकालोदलवणोदधिवारयः ॥ २५ ॥
तथाह्यत्र हिमवतोर्गिर्योः शिखरिणोरपि ।
विष्कम्भोऽयं जिनैरुक्तः, पूर्वापरार्द्धभाविनोः ॥ २६ ॥
योजनानां शतान्येकविंशतिः पञ्च चोपरि ।
कलाः पञ्चैवाथ महाहिमवतोश्च रुक्मिणोः ॥ २७ ॥
अष्टावेव सहस्राणि, योजनानां चतुःशती ।
एकविंशत्यभ्यधिका, तथैवैककलाधिका ॥ २८ ॥

---

તે દક્ષિણ દિશાનાં ઈષુકારપર્વતથી પશ્ચિમ દિશામાં પણ પ્રથમ ભરતક્ષેત્ર, ત્યારબાદ હૈમવંત એ પ્રમાણે ઉત્તરના ઈષુકાર પર્વત સુધીનુ જાણવુ. અત્રે પૂર્વાર્ધની જેમજ પશ્ચિમાર્ધમાં પણ ક્ષેત્રવ્યવસ્થા જાણવી. ૨૧-૨૨.

આ ક્ષેત્રોની સીમા કરનારા બન્ને અર્ધવિભાગમાં છ-છ વર્ષધર પર્વતો પહેલાની જેમ છે, તે સર્વે મેળવતાં કુલ બાર વર્ષધર પર્વતો છે. ૨૩.

આ બધા વર્ષધર પર્વતો જંબૂદ્વીપનાં વર્ષધર પર્વતથી બે ગણા પહોળા અને ઉંચાઈમાં સમાન છે. ૨૪.

લંબાઈથી આ બધા વર્ષધરપર્વતો ચાર લાખ યોજનનાં છે. અને બન્ને છેડાએ કાલોદધિ તથા લવણસમુદ્રનાં પાણીનો સ્પર્શ કરે છે ૨૫

તે આ પ્રમાણે

ધાતકીખંડના પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધનાં હિમવાન્ અને શિખરી પર્વતની પહોળાઈ બેહજાર એકસો પાંચ યોજન અને પાંચકલા જિનેશ્વરોએ કહેલી છે: તથા મહાહિમવાન્ અને રૂકમીપર્વતની પહોળાઈ આઠહજાર, ચારસો એકવીસ યોજન અને એક

त्रयस्त्रिंशत्सहस्राणि, योजनानां शतानि षट् ।
स्फुरच्चतुरशीतीनि, कलाश्चतस्र एव च ॥ २९ ॥
विष्कम्भोऽयं निषधयोर्गिर्योर्नीलवतोरपि ।
द्वादशानामप्यमीषां, व्याससंकलना त्वियम् ॥ ३० ॥
लक्षमेकं योजनानां षट्सप्ततिसहस्रयुक् ।
शतान्यष्टौ द्विचत्वारिंशता समधिकानि च ॥ ३१ ॥
द्वे योजनसहस्रे च, विष्कम्भ इषुकारयोः ।
तस्मिश्च योजितेऽत्राद्रिरुद्धं क्षेत्रमिदं भवेत् ॥ ३२ ॥
एकं लक्षं योजनानां, सहस्राण्यष्टसप्ततिः ।
द्विचत्वारिंशदधिकान्यष्टौ शतानि चोपरि ॥ ३३ ॥

કલા છે. નિષધ અને નીલવાન પર્વતની પહોળાઈ તેત્રીસહજાર, છસોચોર્યાસીયોજન અને ચાર કલા છે. અને આ બારે પર્વતોની વ્યાસની સંકલના ( પહોળાઈનો સરવાળો ) એકલાખ, છોંતેરહજાર, આઠસોને બેંતાલીસ યોજન થાય છે.[1] ૨૯–૩૧.

બે ઇષુકાર પર્વતની પહોળાઈ બેહજાર યોજન છે. તે આમાં ઉમેરવાથી પર્વતોથી રોકાએલું ક્ષેત્ર એકલાખ, અઠ્યોતેર હજાર, આઠસો ને બેંતાલીસ યોજન છે. ૩૨–૩૩.

---

| ૧ | | | | |
|---|---|---|---|---|
| લઘુહિમવંત | પર્વત | ૨૧૦૫ | યોજન | – ૫ કલા |
| શિખરી | ,, | ૨૧૦૫ | ,, | – ૫ ,, |
| મહાહિમવંત | ,, | ૮૪૨૧ | ,, | – ૧ ,, |
| રુક્મિ | ,, | ૮૪૨૧ | ,, | – ૧ ,, |
| નિષધ | ,, | ૩૩૬૮૪ | ,, | – ૪ ,, |
| નિલવંત | ,, | ૩૩૬૮૪ | ,, | – ૪ ,, |
| | | ૮૮૪૨૦ | | ૨૦ કલા– ( ૧૯ કલા = ૧ યોજન |
| | + | ૧ | | – ૧૯ ,, |
| | | ૮૮૪૨૧ | | ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૮૪૨૧ | યોજન | પૂર્વ ધાતકીખંડનાં | ૬ | વર્ષધર પર્વતોનું | |
| + ૮૮૪૨૧ | ,, | પશ્ચિમ ,, ,, | ૬ | ,, | ,, |
| ૧૭૬૮૪૨ | ,, | | | | |
| + ૨૦૦૦ | બે ઈષુકાર પર્વતોનું | | | | |
| ૧૭૮૮૪૨ | યોજન | ધાતકીખંડના કુલ વર્ષધરપર્વતો અને ઈષુકાર પર્વતોનો વિસ્તાર | | | |

अथैतल्लवणाम्भोधिपरिधेरपनीयते ।
द्वादशाभ्यां शताभ्यां च, तेन न्यूनः स भज्यते ॥ ३४ ॥

लब्धानि योजनसहस्राणि षट् षट् शतानि च ।
चतुर्दशाढ्यानि भागाश्चैकोनत्रिंशकं शतम् ॥ ३५ ॥

द्वादशाढ्यशतद्वन्द्वक्षुण्णैकयोजनोद्भवाः ।
तत्रेयत्पृथवस्तेऽंशा, द्विशती द्वादशाभवन् ॥ ३६ ॥

अथ चैतादृशैरंशैर्यथास्वमुपकल्पितैः ।
चतुर्दशानां क्षेत्राणां, लभ्यते मुखविस्तृतिः ॥ ३७ ॥

---

[1]હવે આ સંખ્યા (એકલાખ અઠ્યોત્તર હજાર આઠસો ને બેંતાલીસ ૧,૭૮,૮૪૨) ને લવણસમુદ્રની પરિધિમાંથી બાદ કર્યા પછી તેને બસોને બારથી ભાંગવી એટલે છહજાર છસોને ચૌદ યોજન અને ઓગણત્રીસ, બસો બાર $\frac{૨૯}{૨૧૨}$ અંશ યોજન થાય છે. આવા પ્રકારનાં તે અંશો કુલ બસો ને બાર થાય છે. અને દરેક ક્ષેત્રોનાં યથાયોગ્ય કલ્પાએલા એવા તે અંશોવડે ચૌદ ક્ષેત્રોના મુખનો વિસ્તાર આવે છે. ૩૪–૩૭.

---

૧ ૧૫,૮૧,૧૩૯ લવણસમુદ્રની પરિધિ

— ૧,૭૮,૮૪૨ વર્ષધર તથા ઈષુકાર પર્વતોનો વિસ્તાર (બાદ કર્યો)

૧૪,૦૨,૨૯૭

૨૧૨ ) ૧૪,૦૨,૨૯૭ ( ૬૬૧૪
૧૨૭૨
———
૦૧૩૦૨
૧૨૭૨ = ૬૬૧૪ $\frac{૨૯}{૨૧૨}$ યોજન ચૌદ ક્ષેત્રનાં મુખનો વિસ્તાર
———
૦૦૩૦૯
૨૧૨
———
૯૭૭
૮૪૮
———
૦૨૯

भागकल्पना चैवं–एकैकोऽंशो भरतयोस्तथैरवतयोरपि ।
चत्वारो हैमवतयो–र्हैरण्यवतयोरपि ॥ ३८ ॥
हरिवर्षाख्ययोरेवं, तथा रम्यकयोरपि ।
पूर्वापरार्द्धं गतयोरंशाः षोडश षोडश ॥ ३९ ॥
चतुष्षष्टिश्चतुष्षष्टिर्विदेहक्षेत्रयोर्द्वयोः ।
द्विशती द्वादश चैवं, भागाः स्युः सर्वसंख्यया ॥ ४० ॥
भरतैरवतेभ्यो वा, चतुर्घ्नी मुखविस्तृतिः ।
विज्ञेया हैमवतयोः, हैरण्यवतयोरपि ॥ ४१ ॥
षोडशघ्ना हरिवर्षरम्यकद्वयविस्तृतिः ।
तथा चतुष्षष्टिगुणा, विदेहक्षेत्रयोर्द्वयोः ॥ ४२ ॥
एवं च धातकीखण्डे, मध्यमात्परिधेरपि ।
पूर्वोदितादुक्तशैलरुद्धक्षेत्रविनाकृतात् ॥ ४३ ॥
द्वादशाढ्यशतद्वन्द्वविभक्तादुपकल्पितैः ।
मुखविस्तृतिवद्भागैर्लभ्यैषां मध्यविस्तृतिः ॥ ४४ ॥

---

| | | | | |
|---|---|---|---|---|
| ૨ ભરતનાં | એક–એક | અંશ | = | ૨ |
| ૨ ઐરવતનાં | ,, ,, | ,, | = | ૨ |
| ૨ હિમવાનનાં | ચાર–ચાર | ,, | = | ૮ |
| ૨ હૈરણ્યવતનાં | ,, ,, | ,, | = | ૮ |
| ૨ હરિવર્ષનાં | સોળ–સોળ | ,, | = | ૩૨ |
| ૨ રમ્યક્નાં | ,, ,, | ,, | = | ૩૨ |
| ૨ મહાવિદેહના | ચોસઠ-ચોસઠ | ,, | = | ૧૨૮ |

આ પ્રમાણે કુલ સરવાળો કરતાં ૨૧૨ ભાગો (અંશો) થાય છે. ૩૮–૪૦.

ભરત અને ઐરવતથી હૈમવંત (૨) અને હૈરણ્યવંત (૨) ની પહોળાઈ (મુખ-વિસ્તાર) ચાર ગણી છે. હરિવર્ષ (૨) અને રમ્યક્ (૨) ની સોળ ગણી છે. અને બન્ને મહાવિદેહની ચોસઠ ગણી છે. ૪૧–૪૨.

આ પ્રમાણે ધાતકીખંડની મધ્યમ પરિધિમાથી પહેલા કહેલ પર્વતોથી રોકાયેલ ક્ષેત્રને બાદ કરીને, બસોને બારથી ભાંગવાથી, યથાયોગ્ય આવેલા ભાગો દ્વારા મુખના વિસ્તારની જેમ આ ક્ષેત્રોનો મધ્ય વિસ્તાર પણ પ્રાપ્ત થાય છે. ૪૩–૪૪.

तथाऽत्र कालोदासन्नात्पर्यन्तपरिधेरपि ।
नगरुद्धक्षेत्रहीनाद्, द्वादशद्विशताहृतात् ॥ ४५ ॥
मुखविस्तृतिवद्भागैर्यथास्वमुपकल्पितैः ।
चतुर्दशानां क्षेत्राणां, लभ्या पर्यन्तविस्तृतिः ॥ ४६ ॥
एवं च 'वक्ष्यमाणायां, क्षेत्रत्रिविधविस्तृतौ ।
मा भूत्संमोह इत्येप, आम्नायः प्राक् प्रपञ्चितः ॥ ४७ ॥
किंच—कृत्वाऽद्रिरुद्धं क्षेत्रं तत्सहस्रद्वितयोज्झितम् ।
कर्त्तव्याश्चतुरशीति—स्तस्याप्यंशा दिशाऽनया ॥ ४८ ॥

---

તેવી રીતે અહિ કાલોદધિ સમુદ્રપાસે—ધાતકીખંડની પર્યન્ત પરિધિમાંથી પર્વતોથી રોકાયેલા ક્ષેત્રને બાદ કરીને બસોને બારથી ભાંગતાં યથાયોગ્ય આવેલા ભાગો દ્વારા મુખવિસ્તારની જેમજ ચૌદક્ષેત્રનો અંત વિસ્તાર પ્રાપ્ત થાય છે. ૪૫–૪૬.

આ પ્રમાણે આગળ કહેવાના છે, તેવા ક્ષેત્રનાં ત્રિવિધ વિસ્તારોમાં ભણુનારને મુંઝવણ ન થાય એટલા માટે આમ્નાય પ્રરૂપણા કરી. ૪૭.

[1]હવે પર્વતોથી રોકાયેલા ક્ષેત્રમાંથી ( ઇષુકાર પર્વતોનાં બે હજાર૨૦૦૦ યોજન )

---

૧ ૧૭૮૮૮૨ યોજન પર્વતોથી રોકાયેલ ક્ષેત્ર
– ૨૦૦૦ યોજન ઈષુકાર પર્વતોનાં બાદ કર્યા
૧૭૬૮૪૨ યોજન

૮૪ ) ૧૭૬૮૪૨ ( ૨૧૦૫
ભાગ ૧૬૮
———
૮૮
૮૪
———
૪૪૨
૪૨૦
———
૨૨

= ૨૧૦૫ $\frac{૨૨}{૮૪}$ યોજન = ૧ અંશ થયો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧–૧ | અંશ હિમવાન અને શિખરી | = ૨૧૦૫ $\frac{૨૨}{૮૪}$ | – | ૨૧૦૫ $\frac{૨૨}{૮૪}$ |
| ૪–૪ | અંશ મહાહિમવાન અને રૂકમી | = ૮૪૨૧ $\frac{૪}{૮૪}$ | – | ૮૪૨૧ $\frac{૪}{૮૪}$ |
| ૧૬–૧૬ | અંશ રૂકમી અને નિલવંત | = ૩૩૬૮૪ $\frac{૧૬}{૮૪}$ | – | ૩૩૬૮૪ $\frac{૧૬}{૮૪}$ |
| | | ૪૪૨૧૦ $\frac{૪૨}{૮૪}$ | | ૪૪૨૧૦ $\frac{૪૨}{૮૪}$ |

एकैकोऽंशो हिमवतोस्तथा शिखरिणोरपि ।
अंशाश्चत्वारश्च महाहिमवतोश्च रुक्मिणोः ॥ ४९ ॥
षोडशांशा निषधयोर्नीलवन्नगयोरपि ।
एवं चतुरशीत्याऽंशैर्वर्षभूधरविस्तृतिः ॥ ५० ॥
अत एव च वक्ष्यन्ते, भागाश्चतुरशीतिजाः ।
वर्षाद्रिमानेऽस्मिन् पुष्करार्द्धेऽपि योजनोपरि ॥ ५१ ॥
क्षेत्राण्येतानि दधति, चक्रारकान्तराकृतिम् ।
क्षाराब्धिदिशि संकीर्णान्यन्यतो विस्तृतानि यत् ॥ ५२ ॥
जम्बूद्वीपक्षारवार्द्धिमध्यनाभिमनोहरे ।
वर्षाचलेषुकाराद्रिचतुर्दशारकाञ्चिते ॥ ५३ ॥
अस्मिन् महाद्वीपचक्रे, कालोदायःप्रधिस्थिरे ।
अरकान्तरवद्भान्ति, क्षेत्राणीति चतुर्दश ॥ ५४ ॥

---

બાદ કરીને તેના ચોર્યાસી ( ૮૪ ) ભાગો કરવા અને આ જ રીતે ( એટલે વર્ષધરક્ષેત્રની જેમ) એમાથી એકેક અંશ હિમવાન અને શિખરી પર્વતના, ચાર ચાર અંશ મહાહિમવાન અને રૂકમી પર્વતના, અને સોળ–સોળ અંશ નિષધ અને નિલવંત પર્વતનાં આ પ્રમાણે વર્ષધર પર્વતોનો વિસ્તાર ચોર્યાસી અંશ પ્રમાણ છે ( પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ ધાતકીખંડ મળીને) ૪૮–૫૦.

પુષ્કરાર્ધક્ષેત્રની યોજનામાં પણ વર્ષધર પર્વતના પ્રમાણ માટે ચોર્યાશી ભાગો આગળ કહેવાશે ૫૧.

આ બધા ક્ષેત્રો ચક્રનાં આરાનાં આંતરાની આકૃતિને ધારણ કરે છે, કે જેથી એ ક્ષેત્રો લવણસમુદ્ર તરફ સંકીર્ણ છે અને કાલોદધિ તરફ વિસ્તૃત છે. ૫૨

જંબૂદ્વીપ તથા લવણસમુદ્રરૂપી જેની મધ્યનાભિ છે તથા વર્ષધર પર્વતો ઈષુકાર પર્વતો આદિ આરાઓથી યુક્ત, આ ધાતકીખંડ નામના દ્વીપ રૂપી ચક્ર ( પૈડું ) છે. અને એને, ફરતા કાલોદધિ સમુદ્રરૂપ લોઢાની પાટીથી સ્થિર કરેલ છે. તેમાં ૧૪ ક્ષેત્રો તે આગના આંતરારૂપે શોભે છે ૫૩–૫૪.

---

| | | |
|---|---|---|
| પૂર્વાર્ધના | ૮૮૪૨૧ | યોજન પર્વતથી રોકાયેલ ક્ષેત્ર |
| પશ્ચિમાર્ધના | ૮૮૪૨૧ | ” ” |
| | ૧૭૬૮૪૨ | |

क्षेत्राणामिह पर्यन्त, एषां कालोदसन्निधौ ।
मुखं च लवणाम्भोधिसमीपे परिभाषितम् ॥ ५५ ॥
ज्ञेयाः क्षेत्रप्रकरणे, सामान्येनोदिता लवाः ।
द्वादशद्विशतक्षुण्णयोजनोत्था बुधैरिह ॥ ५६ ॥
तत्रेह याम्येषुकारहिमवत्पर्वतान्तरे ।
पूर्वार्द्धे प्रथमं भाति, क्षेत्रं भरतनामकम् ॥ ५७ ॥
चतुर्दशानि षट्षष्टिशतानि विस्तृतं मुखे ।
एकस्य योजनस्यांशाश्चैकोनत्रिंशकं शतम् ॥ ५८ ॥
योजनानां सहस्राणि, मध्ये द्वादश विस्तृतम् ।
सैकाशीतिं पञ्चशतीं, तथा षट्त्रिंशतं लवान् ॥ ५९ ॥
अष्टादश सहस्राणि, योजनानां शतानि च ।
पञ्चैव सप्तचत्वारिंशद्योजनाधिकान्यथ ॥ ६० ॥
पञ्चपञ्चाशदधिकमंशानां नियतं शतम् ।
एतावद्भरतक्षेत्रं, पर्यन्ते विस्तृतं मतम् ॥ ६१ ॥
त्रैराशिकादिना भाव्यो, विस्तारोऽन्यत्र तु स्वयम् ।
तादृक्क्षेत्राकृत्यभावान्नात्र ज्याधनुरादिकम् ॥ ६२ ॥
मध्यभागेऽस्य वैताढ्य, उच्चत्वपृथुतादिभिः ।
जम्बूद्वीपस्यभरतवैताढ्य इव सर्वथा ॥ ६३ ॥

---

આ બધા ક્ષેત્રોનો છેડો કાલોદધિ પાસે છે અને મુખ લવણસમુદ્ર પાસે કહેલું છે. ૫૫

આ ક્ષેત્ર પ્રકરણમાં સામાન્યથી ભાગ (અંશ-લવ) કહેવાયા હોય, તે એક યોજનનાં બસોને બારે ભાંગેલા અંશો છે, તેમ પંડિત પુરૂષોએ જાણવા ૫૬.

તેમાં અહીં પૂર્વાર્ધ ધાતકીખંડમાં દક્ષિણ ઇષુકાર પર્વત અને હિમવાન પર્વતની વચ્ચે પ્રથમ ભરતક્ષેત્ર છે. તેનો મુખવિસ્તાર ૬૬૧૪ યોજન અને ૧૨૯ અંશનો છે.

મધ્યવિસ્તાર ૧૨૫૮૧ યોજન અને ૩૬ અંશનો છે.

તથા પર્યન્તવિસ્તાર ૧૮૫૪૭ યોજન અને ૧૫૫ અંશનો છે ૫૭-૬૧

તેમજ અન્યત્ર વિસ્તાર ત્રિરાશી વગેરેથી સ્વયં જાણી લેવો. તથા જમ્બૂદ્વીપના ભરતક્ષેત્ર પ્રમાણે આકૃતિ ન હોવાથી અહીંયા જયા-ધનુપૃષ્ઠ આદિ જણાવ્યું નથી. ૬૨.

આનાં ( ધાતકીખંડના ભરતનાં ) મધ્યભાગમાં વૈતાઢ્ય પર્વત છે. કે જેની

आयामतः किन्तु चतुर्लक्षयोजनसंमितः ।
युक्तश्चोभयतः पञ्चपञ्चाशता महापुरैः ॥ ६४ ॥
उत्तरार्द्धमध्यखण्डे, हिमवद्गिरिसन्निधौ ।
जम्बूद्वीपर्षभकूटतुल्योऽत्र वृषभाचलः ॥ ६५ ॥
शेषा सर्वापि व्यवस्था, पट्खण्डभवनादिका ।
जम्बूद्वीपभरतवद्, ज्ञेयाऽत्राप्यविशेपिता ॥ ६६ ॥
तथाऽत्र भरतादीनां, तैर्जम्बूद्वीपगैः सह ।
द्रव्यक्षेत्रकालभावपर्यायाः स्युः समाः क्रमात् ॥ ६७ ॥
परोऽस्माद् हिमवानद्रिः, पञ्चाढ्यानेकविंशतिम् ।
शतांस्ततो लवान् विंद्राशति चतुरशीतिजान् ॥ ६८ ॥

ननु जम्बूद्वीपहिमवतो माने द्विगुणिते सति यथोक्ता योजनोपरि एकोनविंशतिजाः पञ्च भागा भवन्ति, अत्र च चतुरशीतिजा द्वाविंशतिरुक्तास्ततः कथमस्य ततो द्वैगुण्यं न व्याहन्यते ?, अत्रोच्यते—एषां भागानां द्वैविध्येऽपि विशेषः कोऽपि नास्ति, यतो यावदेकोनविंशतिजैः पञ्चभिर्भागैर्भवति तावदेव चतुरशीतिजैर्द्वाविंशत्यापि

---

ઉંચાઈ અને પહોળાઈ જમ્બૂદ્વીપમાં રહેલ ભરતક્ષેત્રનાં વૈતાઢ્યપર્વત જેટલી સર્વરીતે છે. પરંતુ લંબાઈ ૪ લાખ યોજન પ્રમાણ છે. અને બન્ને બાજુ (બન્ને શ્રેણિના) પંચાવન-પંચાવન મહાનગરોથી યુક્ત છે. ૬૩-૬૪.

આ ભરતમાં ઉત્તરાર્ધના મધ્યખંડમાં હિમવાનગિરિની બાજુમાં જમ્બૂદ્વીપનાં (ભરતનાં) ઋષભકૂટ સમાન અહીં ઋષભાચલ છે. ૬૫.

બાકીની છખંડ, ભવન આદિની સઘળીયે વ્યવસ્થા જમ્બૂદ્વીપનાં ભરતની જેમ અહિં પણ એક સરખી જાણુવી. ૬૬.

તથા અહીંનાં ભરત આદિ ક્ષેત્રોનાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવનાં બધાં જ પર્યાયો (પરિસ્થિતિ) ક્રમશઃ જમ્બૂદ્વીપના તે-તે ક્ષેત્રોની સમાન જ જાણુવા. ૬૭.

આ (ભરતક્ષેત્ર) ની પછી હિમવાન પર્વત છે. જે એકવીસસો પાંચ યોજન બાવીસ ચોર્યાસી અંશ છે. (૨૧૦૫ $\frac{22}{84}$ યોજન) ૬૮.

**પ્રશ્ન:**- જમ્બૂદ્વીપનાં હિમવાનનાં પ્રમાણુને ડબલ (દ્વિગુણ) કરવાથી યથોક્ત યોજનો ઉપર $\frac{5}{19}$ અંશ આવે. જયારે અહીં $\frac{22}{84}$ અંશ કહ્યા. તો અહીંનાં હિમવાનનાં પ્રમાણુમાં જંબૂદ્વીપનાં હિમવાન કરતાં દ્વિગુણુતા કહેવાય છે તેમાં બાધ નહીં આવે?

**ઉત્તર:**- આ બન્ને પ્રકારની અંદર વિશેષ કાંઇ નથી કારણ કે $\frac{5}{19}$ અંશ વડે

भवति, उभयत्रापि किञ्चिदधिकयोजनचतुर्थभागस्यैव जायमानत्वादिति एवमग्रेऽपि भाव्यं ।

पद्महृदाभिधानोऽस्य, मस्तकेऽस्ति महाहृदः ।
योजनानां द्वे सहस्रे, दीर्घः सहस्रविस्तृतः ॥ ६९ ॥
दशयोजनरूपोऽस्योद्वेधोऽब्जवलयादि च ।
जम्बूद्वीपपद्महृद, इवेहापि विभाव्यताम् ॥ ७० ॥
एवं येऽन्ये वर्षधराचलेषु कुरुषु हृदाः ।
तथा नदीनां कुण्डानि, द्वीपाः कुण्डगताश्च ये ॥ ७१ ॥
अविशेषेण ते सर्वेऽप्युद्वेधोच्छ्रयमानतः ।
जम्बूद्वीपस्थायितत्तद्द्वीपकुण्डहृदैः समाः ॥ ७२ ॥
ततस्तदुद्विद्धतादि, तथाऽब्जवलयादि च ।
अनुच्यमानमप्यत्र, स्वयं ज्ञेयं यथाऽऽस्पदम् ॥ ७३ ॥
विष्कम्भायामतस्त्वेते, सर्वेऽपि द्विगुणास्ततः ।
व्यासोद्वेधाभ्यां च नद्यो, व्यासैर्वनमुखान्यपि ॥ ७४ ॥

---

જેટલુ પ્રમાણ થાય તેટલુ જ પ્રમાણ ⅔ અંશ વડે થાય છે. બન્ને જ ઠેકાણે કંઈક અધિક યોજનના ચતુર્થભાગ જેટલું જ પ્રમાણ આવે છે.

આ રીતે જ આગળ પણ સમજવુ

(યોજનના ૮૪ ભાગ કલ્પીને જમ્બૂદ્વીપનાં વર્ણનમાં યોજનની ૧૯ કલા કહી હતી તેમ)

આ હિમવાન પર્વતની ઉપર પદ્મદ્રહ નામના મહાદ્રહ છે, કે જે બે હજાર (૨,૦૦૦) યોજન લાબો છે. એકહજાર (૧,૦૦૦) યોજન પહોળો છે અને ૧૦ યોજન ઉંડો અને આ દ્રહના કમળનાં વલય વગેરે જમ્બૂદ્વીપના પદ્મદ્રહની જેમ અહીં પણ સમજી લેવા ૬૯–૭૦

એ પ્રમાણે બીજાપણ વર્ષધરપર્વતો ઉપરના દ્રહો, કુરુક્ષેત્રના જે દ્રહો, નદીનાં જે કુંડો છે અને કુંડમા રહેલા જે દ્વીપો છે, તે બધા ઉંચાઈ અને ઉડાઇના પ્રમાણમાં સર્વરીતે જમ્બૂદ્વીપમા રહેલા તે–તે દ્વીપ–કુંડ અને દ્રહની સમાન જ છે કુંડ અને દ્વીપની લબાઇ–પહોળાઈ અને ઉડાઈ જમ્બૂદ્વીપની જેમ અહીં પણ સમજવી ૭૧–૭૨.

તેથી તે–તે સ્થાનોની ઉંડાઈ વગેરે અને કમળનાં વલયો વગેરે અહીં કહ્યા ન હોવા છતાં પણ તે–તે સ્થાને તે–તે રીતે સ્વયં સમજી લેવું. ૭૩

ઉપરોક્ત સર્વે પદાર્થો–જમ્બૂદ્વીપના તે–તે પદાર્થોથી લંબાઈ અને પહોળાઈમાં દ્વીગુણ છે, પણ નદીઓ પહોળાઈ અને ઉંડાઈમાં દ્વિગુણ છે. અને વનમુખોમાં પહોળાઈ દ્વીગુણ છે ૭૪.

तथाहुः—"वासहरकुरुसु दहा नईण कुण्डाइं तेसु जे दीवा ।
उव्वेहुस्सयतुल्ला विक्खंभायामओ दुगुणा ॥ ७५ ॥
सव्वाओवि नईओ विक्खंभोव्वेहदुगुणमाणाओ ।
सीयासीओयाणं वणाणि दुगुणाणि विक्खंभे ॥ ७६ ॥"

एवं च—गङ्गासिन्धुरक्तवतीरक्तेत्याख्यास्पृशामिह ।
षट्त्रिंशशतसङ्ख्यानां, नदीनां ह्रदनिर्गमे ॥ ७७ ॥
अध्यर्द्धानि योजनानि, विष्कम्भो द्वादश स्मृतः ।
पर्यन्ते च पञ्चविंशं, योजनानां शतं भवेत् ॥ ७८ ॥
आसां तावन्ति कुण्डानि, विस्तृतान्यायतानि च ।
विंशं हि योजनशतं, द्वीपाः षोडशयोजनाः ॥ ७९ ॥
स्वर्णकूला रूप्यकूला, रोहिता रोहितांशिका ।
इत्यष्टादौ विस्तृताः स्युः, पञ्चविंशतियोजनीम् ॥ ८० ॥
अन्ते च सार्द्धां द्विशतीं, सर्वत्रैतावदेव च ।
चतुर्विंशतिरप्यन्तनंद्यः स्युरिह विस्तृताः ॥ ८१ ॥
चत्वारिंशा द्विशत्यासां, कुण्डेष्वायतिविस्तृती ।
द्वात्रिंशद्योजनान्यासां, द्वीपा आयतविस्तृताः ॥ ८२ ॥

---

કહ્યું છે કે વર્ષધર પર્વતો અને કુરુક્ષેત્રમાં દ્રહો, નદીનાં કુંડો અને તેમાં રહેલા જે દ્વીપો છે, તે બધાની ઉંડાઈ અને ઉંચાઇમાં તુલ્ય છે જ્યારે પહોળાઈ અને લંબાઈમાં ડબલ છે, અને સર્વ નદીઓની પહોળાઈ અને ઉંડાઈ દ્વિગુણ છે, તેમજ સીતા અને સીતોદા નદીનાં વનોની પહોળાઇ દ્વીગુણ છે. ૭૫–૭૬

એજ પ્રમાણે ગંગા–સિન્ધુ–રક્તા અને રક્તવતી નામની જે ૧૩૬ નદીઓ છે. તે નદીઓની દ્રહમાંથી નિકળતી વખતે સાડાબાર યોજનની પહોળાઈ હોય છે, અને અંતે ૧૨૫ યોજનની પહોળાઇ થાય છે ૭૭–૭૮.

આ નદીઓનાં તેટલાં જ (૧૩૬) કુંડો છે, કે જે ૧૨૦ યોજનનાં વિસ્તૃત અને લાંબા છે તથા દ્વીપો ૧૬ યોજનનાં છે. ૭૯.

સ્વર્ણકૂલા, રુપ્યકૂલા, રોહિતા અને રોહિતાંશા ઈત્યાદિ આઠ નદીઓ પ્રારંભમાં પચ્ચીસ (૨૫) યોજન પહોળી છે અને અંતે ૨૫૦ યોજન પહોળી છે. અને આની ૨૪ અંતરનદીઓ પણ આ રીતે જ સર્વત્ર વિસ્તાર વાળી છે. ૮૦–૮૧.

આ નદીઓનાં કુંડો ૨૪૦ યોજનની લંબાઇ–પહોળાઈવાળા છે તથા આ નદીઓનાં દ્વીપો ૩૨ યોજનની લંબાઇ–પહોળાઈવાળા છે. ૮૨.

नारीकान्ता नरकान्ता, हरिकान्ताभिधा नदी ।
हरिसलिलेत्यष्टानां, सरितां मूलविस्तृतिः ॥ ८३ ॥
पञ्चाशद्योजनान्यासां, पर्यन्तविस्तृतिः पुनः ।
योजनानां पञ्च शतान्युक्तानि तत्त्ववेदिभिः ॥ ८४ ॥
आसां कुण्डायतिव्यासावशीतियुक् चतुःशती ।
चतुष्षष्टिर्योजनानि, द्वीपाश्चायतविस्तृताः ॥ ८५ ॥
शीताशीतोदाभिधानां, निम्नगानां चतसृणाम् ।
आद्यन्तयोः क्रमाद्व्यासः, शतं सहस्रमेव च ॥ ८६ ॥
सपष्टिर्नवशत्यासां. कुण्डेष्वायतिविस्तृती ।
अष्टाविंशं शतं चासां, द्वीपा आयतविस्तृताः ॥ ८७ ॥
षट्त्रिंशं शतमष्टौ च, पुनरष्टौ चतुष्टयम् ।
चतुर्विधानामित्यासामाद्यन्तोद्विद्धता क्रमात् ॥ ८८ ॥
गव्यूतं योजने सार्द्धे, द्वौ क्रोशौ पञ्चयोजनी ।
योजनं दश चैतानि, योजने द्वे च विंशतिः ॥ ८९ ॥

---

નારીકાન્તા, નરકાન્તા, હરિકાન્તા, હરિસલિલા આ નામની આઠ નદીઓનો મૂળ વિસ્તાર પચાસ ( ૫૦ ) યોજન છે અને અંતે વિસ્તાર પાંચસો ( ૫૦૦ ) યોજનનો તત્ત્વજ્ઞોએ કહેલો છે ૮૩–૮૪

આ નદીઓનાં કુંડોની લંબાઇ–પહોળાઈ ચારસો એંસી ( ૪૮૦ ) યોજનની છે. અને દ્વીપોની લંબાઇ–પહોળાઈ ચોસઠ (૬૪) યોજનની છે. ૮૫.

શીતા–શીતોદા નામની ચાર નદિઓની પ્રારમ્ભમાં પહોળાઈ ૧૦૦ યોજનની છે. અને પર્યન્તની પહોળાઈ (૧૦૦૦) હજાર યોજનની છે. ૮૬

આ નદીઓનાં કુંડોની લંબાઇ–પહોળાઇ નવસો સાઇઠ ( ૯૬૦ ) યોજનની છે. અને દ્વીપની લંબાઇ–પહોળાઇ એકસો અઠ્યાવીસ ( ૧૨૮ ) યોજનની છે ૮૭.

ગંગા–સિન્ધુ–રક્તા–રક્તવતી, આ એકસો છત્રીસ ( ૧૩૬ ) નદીઓની શરૂઆતમાં ઉડાઈ એકગાઉની છે અને અંતે અઢીયોજનની છે—

રોહિતા–રોહિતાંશા–સુવર્ણકુલા, રુપ્યકુલા, આ આઠ ( ૮ ) નદીઓની શરૂઆતમાં ઉડાઈ બે ગાઉની છે અને અંતે પાંચયોજનની છે.

હરિકાન્તા–હરિસલિલા–નારિકાંતા–નરકાંતા, આ આઠ ( ૮ ) નદીઓની શરૂઆતમાં ઉંડાઈ એકયોજનની છે અને અંતે દસ યોજન છે.

શીતા–શીતોદા આ ચાર ( ૪ ) નદીઓની શરૂઆતમાં ઉંડાઈ બે યોજનની છે અને અંતે વીસ ( ૨૦ ) યોજન છે. ૮૮–૮૯

अन्तर्नदीनां सर्वासामपि प्रारभ्य मूलतः ।
पर्यन्तं यावदुद्वेधस्तुल्यः स्यात्पञ्चयोजनी ॥ ९० ॥
स्वकीयमूलविस्तृत्या, जिह्विकाविस्तृतिः समा ।
मूलोद्वेधसमश्चासां सर्वासां जिह्विकोच्छ्रयः ॥ ९१ ॥
उक्तशेषं तु स्वरूपं, सकलं वेदिकादिकम् ।
एतास्वप्यनुसंधेयं, जम्बूद्वीपनदीगतम् ॥ ९२ ॥
पूर्वाभिमुख्यः पूर्वार्द्धे, कालोदे यान्ति निम्नगाः ।
क्षारोदमपरोन्मुख्योऽपरार्द्धे तु विपर्ययः ॥ ९३ ॥
आसामित्युक्तो विशेषः, प्रसङ्गाल्लाघवाय च ।
तत्र तत्र नाममात्रं, स्थानाशौन्याय वक्ष्यते ॥ ९४ ॥
अथ प्रकृतं—अथैतस्मात्पद्महृदान्नद्यस्तिस्रो विनिर्गताः ।
गङ्गासिन्धुरोहितांशाः, पूर्वापरोत्तराध्वभिः ॥ ९५ ॥
तत्र गङ्गा च सिन्धुश्च, पूर्वपश्चिमयोर्दिशोः ।
निर्गत्य स्वदिशोर्गत्वा, यथार्हं पर्वतोपरि ॥ ९६ ॥

---

(ચોવીશેય) અન્તર્નદીઓની ઉંડાઈ પ્રારંભથી અન્ત સુધી એકસરખી પાંચ યોજનની જ હોય છે ૯૦.

આ બધી નદીઓનાં મૂલના વિસ્તાર જેટલો જ જિહ્વિકાનો વિસ્તાર છે અને મૂલની ઉંડાઈ જેટલી જ જિહ્વિકાની જાડાઈ છે ૯૧.

આટલા વર્ણન પછી બાકી રહેલુ વેદિકા આદિનું સકલ સ્વરૂપ જમ્બૂદ્વીપની નદીની જેમ આ નદીઓમાં પણ સમજી લેવું ૯૨

પૂર્વાર્ધ ધાતકીખંડની પૂર્વાભિમુખી નદીઓ કાલોદધિ સમુદ્રમાં જાય છે અને (પૂર્વ-ધાતકીખંડની જ) પશ્ચિમાભિમુખી નદીઓ લવણસમુદ્રમાં મળી જાય છે અને પશ્ચિમાર્ધ ધાતકીખંડમાં આનાથી વિપરીત જાણવું આ વાત નદીઓ સંબંધી વિશેષ હતી, તે પ્રસંગોપાત કહી. હવે તે–તે સ્થાનોએ ટૂંકાણમાં જ સ્થાનશૂન્ય ન રહે એટલા માટે નામ માત્રથી કહેવાશે. ૯૩–૯૪.

હવે મૂળવાત શરૂ થાય છે, કે આ પદ્મદ્રહમાંથી નીકળતી ત્રણ નદીઓ ગંગા, સિન્ધુ અને રોહિતાંશા, જે અનુક્રમે પૂર્વ–પશ્ચિમ અને ઉત્તર દિશામાં જાય છે. તેમાં ગંગા અને સિન્ધુ આ બે નદીઓ પોત-પોતાની પૂર્વ અને પશ્ચિમ દિશામાંથી નિકળીને પોત-પોતાની

स्वस्वावर्त्तनकूटाभ्यां, निवर्त्य दक्षिणामुखे ।
कुण्डे निपत्य विशतः, कालक्षारोदधी क्रमात् ॥ ९७ ॥
रोहितांशा तूत्तरस्यां, योजनानि नगोपरि ।
द्विपञ्चाशां पञ्चशतीं, त्रिपञ्चाशल्लवाधिकाम् ॥ ९८ ॥
अतिक्रम्य निजे कुण्डे, निपत्य योजनान्तरा ।
शब्दापातिगिरेः प्रत्यक्, प्रवृत्ता लवणेऽविशत् ॥ ९९ ॥
अथास्माद्धिमवच्छैलादुत्तरस्यां व्यवस्थितम् ।
क्षेत्रं हैमवताभिख्यमाकृत्या भरतोपमम् ॥ १०० ॥
षट्विंशतिं सहस्राणि, योजनानां चतुःशतीम् ।
अष्टपञ्चाशां लवान् द्वानवतिं विस्तृतं मुखे ॥ १०१ ॥
पञ्चाशतं सहस्राणि, चतुर्विंशं शतत्रयम् ।
चतुश्चत्वारिंशमंशशतं मध्ये च विस्तृतम् ॥ १०२ ॥
योजनानां सहस्राणि, चतुःसप्ततिमन्ततः ।
नवत्याढ्यं शतं षण्णवत्याढ्यं च शतं लवान् ॥ १०३ ॥
मध्येऽस्य शब्दापातीति, वृत्तवैताढ्यपर्वतः ।
सहस्रयोजनोत्तुङ्गः सहस्रं विस्तृतायतः ॥ १०४ ॥

---

દિશામાં યથાયોગ્ય રીતે પર્વત ઉપર જઈને, પોત-પોતાના આવર્તનકૂટથી વળીને, દક્ષિણાભિમુખ કુંડમાં પડીને, અનુક્રમે કાલોદધિ અને લવણસમુદ્રમાં પ્રવેશ કરે છે. અને રોહિતાંશા તો ઉત્તરદિશામાં પર્વત ઉપર પાંચસોબાવન યોજન ત્રેપન લવ ( ૫૫૨ યો.- ૫૩ લવ ) જઈને, પોતાના કૂંડમાં પડીને, શબ્દાપાતી નામનાં વૃત્તવૈતાઢ્યથી ૧ યોજન દૂર રહીને પશ્ચિમ દિશા તરફ વળેલી એવી, તે લવણ સમુદ્રમાં પ્રવેશ કરે છે. ૯૫-૯૯.

હવે આ હિમવંત પર્વતથી ઉત્તરદિશામાં રહેલું, ભરતક્ષેત્રની આકૃતિવાળું, હૈમવત-નામનું ક્ષેત્ર છે. ૧૦૦.

આ હૈમવતક્ષેત્ર મુખમાં છવીશહજાર, ચારસો અઠ્ઠાવન ( ૨૬૪૫૮ ) યોજન અને બાણું (૯૨) લવ પહોળું છે. મધ્યમાં પચ્ચાસહજાર ત્રણસો ચોવીસ (૫૦૩૨૪) યોજન અને એકસો ચુમ્માલીસ (૧૪૪) લવ પહોળું છે અને અન્તમાં ચુમ્મોતેર હજાર એકસો નેવું (૭૪૧૯૦) યોજન અને એકસો છન્નુ (૧૯૬) લવ પહોળું છે. ૧૦૧-૧૦૩.

આ ક્ષેત્રની મધ્યમાં શબ્દાપાતી નામનો વૃત્તવૈતાઢ્ય પર્વત છે, કે જેની ઉંચાઈ, પહોળાઈ અને લંબાઈ ૧૦૦૦ યોજન છે. ૧૦૪.

अयं जम्बूद्वीपशब्दापातिना सर्वथा समः ।
तद्वत्सप्तान्येऽपि वृत्तवैताढ्या इह तत्समाः ॥ १०५ ॥
अद्रिरस्यान्ते च महाहिमवान् योजनानि सः ।
एकविंशानि चतुरशीतिशतान्यथांशकान् ॥ १०६ ॥
पूर्वोक्तमानांश्चतुर्गे, विस्तीर्णस्तस्य चोपरि ।
पद्मैः परिष्कृतो भाति, महापद्माभिधो ह्रदः ॥ १०७ ॥
योजनानां सहस्राणि, चत्वार्येवायमायतः ।
विष्कम्भतो योजनानां, सहस्रद्वितयं भवेत् ॥ १०८ ॥
दक्षिणस्यामुदीच्यां च, नद्यौ द्वे निर्गते ततः ।
रोहिता हरिकान्ता च, पर्वतोपर्युभे अपि ॥ १०९ ॥
योजनानां शतान् द्वात्रिंशतं गत्वा दशोत्तरान् ।
चतुश्चत्वारिंशतं च, भागान् जिह्विकया गिरेः ॥ ११० ॥
पततः स्वस्वकुण्डेऽथ, कालोदं याति रोहिता ।
द्विधा कृत्वा हैमवतं, वैताढ्याद्योजनान्तरा ॥ १११ ॥
हरिकान्ता च वैताढ्याद्योजनद्वितयान्तरा ।
हरिवर्षं विभजती, प्रयाति लवणोदधौ ॥ ११२ ॥

---

આ શબ્દાપાતી પર્વત સર્વ રીતે જબૂદ્વીપના શબ્દાપાતી વૈતાઢ્યની સમાન છે. તેવી રીતે બીજા પણ સાત વૃત્તવૈતાઢ્ય પર્વતો જંબૂદ્વીપના વૃત્તવૈતાઢ્યની સમાન છે. ૧૦૫.

આ ક્ષેત્રની પછી મહાહિમવાન નામનો પર્વત છે કે, જેનો વિષ્કંભ આઠહજાર ચારસો એકવીસ યોજન (૮,૪૨૧ યોજન) છે. અને પૂર્વોક્ત માનવાળા હિમવાન પર્વતથી ચાર ગણો પહોળો છે. તેનાં ઉપર પદ્મોથી યુક્ત મહાપદ્મ નામનો દ્રહ છે ૧૦૬–૧૦૭.

આ મહાપદ્મ દ્રહ ચારહજાર (૪૦૦૦) યોજન લાંબો અને બેહજાર (૨૦૦૦) યોજન પહોળો છે. ૧૦૮

આ મહાપદ્મદ્રહમાંથી રોહિતા અને હરિકાંતા નામની બે નદીઓ નિકળે છે અને તે નદીઓ પર્વતની ઉપર જ દક્ષિણ અને ઉત્તર–દિશામાં ત્રણહજાર બસો દસ (૩૨૧૦) યોજન અને ચુમ્માલીસ (૪૪) અંશ જઈને જિહ્વિકાવડે પર્વત ઉપરથી પોત–પોતાના કુંડમાં પડે છે. તેમાંથી રોહિતા હેમવત ક્ષેત્રના બે ભાગ કરીને વૃત્તવૈતાઢ્ય પર્વતથી એક યોજન દૂર રહીને કાલોદધિ સમુદ્રમા જાય છે અને હરિકાન્તા વૃત્તવૈતાઢ્યથી બે યોજન દૂર રહીને હરિવર્ષ ક્ષેત્રના બે ભાગ કરતી લવણસમુદ્રમાં જાય છે. ૧૦૯–૧૧૨.

अथोदीच्यां क्षेत्रमस्माद्धरिवर्षं विराजते ।
सश्रीकमध्यं यद्गन्धापातिवैताढ्यभूभृता ॥ ११३ ॥
त्रयस्त्रिंशाष्टपञ्चाशच्छताढ्यां लक्षयोजनीम् ।
षट्पञ्चाशमंशशतं, विस्तीर्णमिदमानने ॥ ११४ ॥
द्वे लक्षे द्वादशशतीं, मध्येऽष्टानवति तथा ।
योजनानामंशशतं, द्विपञ्चाशं च विस्तृतम् ॥ ११५ ॥
योजनानां षण्णवत्या, समन्वितम् सहस्रकैः ।
लक्षद्वयं सप्तशतीं, त्रिषष्ट्याऽभ्यधिकां तथा ॥ ११६ ॥
अष्टचत्वारिंशमंशशतं पर्यन्तविस्तृतम् ।
शेषाऽस्य जम्बूद्वीपस्थहरिवर्षसमा स्थितिः ॥ ११७ ॥
क्षेत्रस्यास्य च पर्यन्ते, निषधो नाम भूधरः ।
त्रयस्त्रिंशत्सहस्राणि, योजनानां शतानि षट् ॥ ११८ ॥
स्याद्विस्तीर्णः स चतुरशीतीन्यंशाश्च षोडश ।
तिगिञ्छिनामा वर्वर्त्ति, महाह्रदोऽस्य चोपरि ॥ ११९ ॥
सहस्राणि योजनानामष्टावायामतः स च ।
विष्कम्भतस्तु चत्वारि, सहस्राणि भवेदसौ ॥ १२० ॥

---

હવે આ મહાહિમવાન પર્વતથી ઉત્તર દિશામાં હરિવર્ષક્ષેત્ર છે કે જેનો મધ્યભાગ ગન્ધાપાતી નામના વૃત્તવૈતાઢ્ય પર્વતથી શોભે છે. ૧૧૩.

આ હરિવર્ષક્ષેત્રનો મુખ વિસ્તાર એકલાખ પાંચહજાર આઠસો તેત્રીસ (૧૦૫૮૩૩) યોજન અને એકસો છપ્પન (૧૫૬) અંશ, મધ્યવિસ્તાર બેલાખ બાર સો અઠાણુ (૨૦,૧૨,૯૮) યોજન અને એકસોબાવન (૧૫૨) અંશ અને અંત્યવિસ્તાર બે લાખ છન્નુહજાર સાતસો ત્રેસઠ (૨,૯૬,૭૬૩) યોજન અને એકસો અડતાલીસ (૧૪૮) અંશ છે. તથા આ હરિવર્ષક્ષેત્રની બાકીની તમામ સ્થિતિ જંબૂદ્વીપનાં હરિવર્ષક્ષેત્રની જેમ સમજી લેવી. ૧૧૪–૧૧૭.

આ ક્ષેત્રનાં અંતે નિષધ નામનો પર્વત છે, જેનો વિસ્તાર તેત્રીસ હજાર છ સો ચોર્યાસી (૩૩,૬૮૪) યોજન છે અને તે હિમવાન પર્વતથી ૧૬ ગણો છે. આ પર્વત ઉપર તિગિંછિ નામનો મહાદ્રહ છે. આ દ્રહ આઠહજાર (૮,૦૦૦) યોજન લાંબો અને ચારહજાર (૪૦૦૦) યોજન પહોળો છે. ૧૧૮–૧૨૦.

दक्षिणस्यामुदीच्यां च, ह्रदादस्मान्निरीयतुः ।
वाहिन्यौ हरिसलिलाशीतोदे ते नगोपरि ॥ १२१ ॥
योजनानां सहस्राणि, चतुर्दश शतानि च ।
अष्टौ द्विचत्वारिंशानि, परिक्रम्याष्ट चांशकान् ॥ १२२ ॥
स्वस्वजिह्विकया स्वस्वकुण्डे निपततस्ततः ।
हरिः स्ववृत्तवैतढ्याद्योजनद्वितयान्तरा ॥ १२३ ॥
हरिवर्षाभिधं वर्षं, द्विधा विदधती सती ।
कालोदाब्धौ निपतति, रमेवाच्युतवक्षसि ॥ १२४ ॥
चतुर्भिः कलापकम् ।

शीतोदा च देवकुरुभद्रसालविभेदिनी ।
चतुर्भिर्योजनैर्मेरोर्दूरस्था पश्चिमोन्मुखी ॥ १२५ ॥
प्रत्यग्विदेहविजयसीमाकरणकोविदा ।
गोत्रवृद्धेव मध्यस्था, यात्यन्ते लवणोदधिम् ॥ १२६ ॥
शीताप्येवं नीलवतो, निर्गता केसरिह्रदात् ।
कुण्डोत्थितोत्तरकुरुभद्रसालप्रभेदिनी ॥ १२७ ॥
चतुर्भिर्योजनैर्मेरोर्दूरस्था पूर्वतोमुखी ।
प्राग्विदेहान् विभजंती, याति कालोदवारिधौ ॥ १२८ ॥

---

દક્ષિણ અને ઉત્તર દિશામા આ દ્રહમાંથી હરિસલિલા અને શીતોદા નામની બે નદીઓ નીકળે છે. તે નદીઓ પર્વત ઉપર ચૌદ હજાર આઠસો બેંતાલીસ (૧૪,૮૪૨) યોજન અને આઠ (૮) અંશ આગળ જઈને પોતપોતાની જિહ્વિકાથી પોત–પોતાના કુંડમાં પડે છે. પછી પોતાનાં (માલ્યવંત નામના) વૃત્તવૈતાઢ્યથી બે (૨) યોજન દૂર રહીને, હરિવર્ષ નામનાં ક્ષેત્રને બેભાગમાં વહેંચતી, એવી તે લક્ષ્મી જેમ કૃષ્ણનાં વક્ષસ્થલમાં પડે તેમ કાલોદધિ સમુદ્રમાં જાય છે ૧૨૧–૧૨૪.

શીતોદાનદી દેવકુરૂ અને ભદ્રસાલવનને ભેદતી, મેરૂપર્વતથી ચાર (૪) યોજન દૂર રહેલી પશ્ચિમાભિમુખ એવી, તે પશ્ચિમવિદેહનાં વિજયનાં વિભાગને કરવામાં હોંશિયાર, મધ્યસ્થ એવી, કુટુંબની વૃદ્ધ–સ્રીની જેમ, તે લવણસમુદ્રમાં જાય છે. ૧૨૫–૧૨૬.

એ પ્રમાણે શીતાનદી પણ નીલવંત પર્વતના કેશરી દ્રહમાંથી નીકળી, પોતાના કુંડમાં પડતી, ઉત્તરકુરૂ અને ભદ્રશાલ વનને બેભાગમાં વહેંચતી અને મેરૂથી ચાર (૪) યોજન દૂર રહીને પૂર્વ સન્મુખ જતી એવી, તે પૂર્વવિદેહનાં વિજયોનો વિભાગ કરતી કાલોદધિમાં પ્રવેશ કરે છે. ૧૨૭–૧૨૮.

वाच्योदीच्यां रम्यकान्ता, तथैवैरवतादिका ।
क्षेत्रत्रयी शिखर्याद्या, नीलान्ता च नगत्रयी ॥ १२९ ॥

यथेयं हरिवर्षान्ता, त्रिवर्षी भरतादिका ।
उक्ता हिमवदाद्या च, निषधान्ता नगत्रयी ॥ १३० ॥

तद्वत्त्रिधा क्षेत्रमानमादिमध्यान्तगोचरम् ।
तावदायामविस्तारा, ह्रदा वर्षधरोपरि ॥ १३१ ॥

तावदेवातिक्रमणं, नदीनां पर्वतोपरि ।
सैवाकृतिर्नाममात्रे, विशेषः सोऽभिधीयते ॥ १३२ ॥

ऐरावतमुदीच्येषुकारात्स्वस्वगिरेर्दिशि ।
शिखरी पर्वतोऽन्तेऽस्य, पुण्डरीकह्रदाश्रितः ॥ १३३ ॥

अस्माद्रक्ता रक्तवती स्वर्णकूला विनिर्ययुः ।
रक्तैरवतमध्येन, याति कालोदवारिधिम् ॥ १३४ ॥

लवणाब्धौ प्रविशति, तथैव रक्तवत्यथ ।
स्वर्णकूला तु कालोदं, हैरण्यवतमध्यगा ॥ १३५ ॥

---

તથા આજ પ્રમાણે ઉત્તરદિશામાં પણ ઐરવતથી માંડીને રમ્યક્ સુધીના (ઐરવત–હૈરણ્યવંત–રમ્યક્) ત્રણ ક્ષેત્રો છે તથા શિખરીથી નીલવંત સુધીના ત્રણ પર્વતો (શિખરી–રૂક્મી–નીલવંત) સમજી લેવા. જેવી રીતે ભરતથી માંડીને હરિવર્ષ સુધીનાં ૩ ક્ષેત્રો કહ્યા (ભરત–હિમવંત–હરિવર્ષ) અને હિમવંતથી નિષધસુધીના ત્રણપર્વતો કહ્યા (હિમવંત–મહાહિમવંત-નિષધ) તે જ પ્રમાણે આદિ, મધ્ય અને અન્તક્ષેત્રનું પ્રમાણ ત્રણ પ્રકારે થાય છે અને વર્ષધર પર્વત ઉપરનાં દ્રહોની લંબાઈ અને પહોળાઇ આજ પ્રમાણે છે. નદીઓનુ પર્વત ઉપર પરિભ્રમણક્ષેત્ર પણ તેટલું જ છે, આકૃતિ પણ તે જ રીતે છે નામ માત્રમાં જે વિશેષ છે, તે અમે કહીએ છીએ. ૧૨૯–૧૩૨.

ઉત્તર ઈષુકારથી પોત–પોતાના પર્વતની દિશામાં ઐરવતક્ષેત્ર છે. અને અંતે પુંડરીકદ્રહથી યુક્ત શિખરીપર્વત છે તે પુંડરીકદ્રહમાંથી રક્તા–રક્તવતી અને સ્વર્ણકૂલા આ ત્રણ નદીઓ નીકળે છે તેમાંથી રક્તાનદી ઐરવત ક્ષેત્રનાં મધ્યમાંથી કાલોદધિ સમુદ્રમાં જાય છે એ પ્રમાણે રક્તવતીનદી ઐરવતની મધ્યમાં થઇને લવણસમુદ્રમાં પ્રવેશ કરે છે અને હૈરણ્યવતક્ષેત્રનાં મધ્યમાં થઇને સ્વર્ણકૂલા નદી કાલોદધિ સમુદ્રમા જાય છે. ૧૩૩–૧૩૫

परं शिखरिणः क्षेत्रं, हैरण्यवतनामकम् ।
विकटापातिना वृत्तवैताढ्येन सुशोभितम् ॥ १३६ ॥

ततो रुक्मी नाम महापुण्डरीकह्रदाश्रितः ।
गिरिस्ततो रूप्यकूलानरकान्ते विनिर्गते ॥ १३७ ॥

हैरण्यवंतमध्येन, क्षारोदं रूप्यकूलिका ।
कालोदं नरकान्ता च, याति रम्यकमध्यतः ॥ १३८ ॥

ततः परं रुक्मिगिरेः, क्षेत्रं राजति रम्यकम् ।
मध्ये माल्यवता वृत्तवैताढ्येन विभूषितम् ॥ १३९ ॥

ततोऽपि परतो भाति, नीलवान्नाम पर्वतः ।
महाह्रदः केसरीति, तस्योपरि विराजते ॥ १४० ॥

शीता च नारीकान्ता च, ततो नद्यौ निरीयतुः ।
नारीकान्ता रम्यकान्तर्व्यूढेति लवणोदधिम् ॥ १४१ ॥

शीता नदी तु पूर्वोक्तरीत्या कालोदवारिधौ ।
व्रजति प्राग्विदेहस्थविजयव्रजसीमकृत् ॥ १४२ ॥

---

આ શિખરીપર્વત પછી હૈરણ્યવત નામનુ ક્ષેત્ર છે, કે જે વિકટાપાતી નામનાં વૃત્તવૈતાઢ્યથી સુશોભિત છે. ૧૩૬

ત્યારબાદ મહાપુંડરીક નામનાં દ્રહથી યુક્ત રૂકમીનામનો પર્વત છે. અને તેમાંથી રૂપ્યકૂલા અને નરકાન્તા નામની બે નદીઓ નીકળે છે તેમાંથી રૂપ્યકૂલા નદી હૈરણ્યવંત ક્ષેત્રનાં મધ્યમાં થઇને લવણસમુદ્રમાં જાય છે. અને નરકાન્તા નદી રમ્યક્ક્ષેત્રની મધ્યમાં થઈને કાલોદધિ સમુદ્રમાં જાય છે. ૧૩૭–૧૩૮.

આ રૂકમીપર્વતની પછી રમ્યક્નામનુ ક્ષેત્ર છે. તેની મધ્યમાં માલ્યવંત નામનો વૃત્તવૈતાઢ્ય પર્વત શોભી રહ્યો છે ૧૩૯.

ત્યારપછી નીલવંત નામનો પર્વત શોભી રહ્યો છે. તેની ઉપર કેસરી નામનો મહાદ્રહ શોભી રહેલ છે. તે દ્રહમાંથી શીતા અને નારીકાન્તા નામની બે નદીઓ નીકળે છે. તેમાંથી નારીકાન્તા, રમ્યક્ક્ષેત્રની અંદરથી પસાર થઈને લવણસમુદ્રમાં જાય છે. અને શીતાનદી તો પહેલા કહેલી રીત પ્રમાણે પૂર્વ મહાવિદેહનાં વિજયનાં સમુદ્રની સીમાને કરતી, એવી તે કાલોદધિ સમુદ્રમાં જાય છે. ૧૪૦–૧૪૨.

योजनं द्वे च विकटापातिमाल्यवतोर्भवेत् ।
चत्वारि मेरोः स्वक्षेत्रनदीभ्यामन्तरं क्रमात् ॥ १४३ ॥
अथास्ति मध्ये नगयोर्नीलवन्निषधाख्ययोः ।
क्षेत्रं महाविदेहाख्यं, मन्दरालङ्कृतान्तरम् ॥ १४४ ॥
त्रयोविंशत्या सहस्रैर्योजनानां त्रिभिः शतैः ।
चतुस्त्रिंशैः समधिका, लक्षाश्चतस्र एव च ॥ १४५ ॥
द्वादशद्विशतक्षुण्णयोजनस्य लवाः पुनः ।
द्वे शते विस्तीर्णमेतल्लवणाम्भोधिसन्निधौ ॥ १४६ ॥
ततं लक्षाणि मध्येऽष्टावेकपञ्चाशतं शतान् ।
चतुर्नवत्याढ्यानंशशतं चतुरशीतियुक् ॥ १४७ ॥
अन्ते चैकादश लक्षाः, सप्ताशीतिं सहस्रकान् ।
चतुष्पञ्चाशान् लवानां, साष्टषष्टिशतं ततम् ॥ १४८ ॥
जातं चतुर्धेतदपि, जम्बूद्वीपविदेहवत् ।
देवकुरूत्तरकुरुपूर्वापरविदेहकैः ॥ १४९ ॥
स्युर्देवकुरवोऽपाच्यामुदीच्यां कुरवः पराः ।
मेरोः प्राच्यां प्राग्विदेहाः, प्रतीच्यामपरे पुनः ॥ १५० ॥

---

પોતપોતાનાં ક્ષેત્રની નદીનુ આંતરૂં વિકટાપાતિથી ૧ યોજન છે. માલ્યવંત પર્વતથી ૨ યોજન છે અને મેરૂપર્વતથી ચાર (૪) યોજન છે ૧૪૩.

હવે આ નીલવંત અને નિષધપર્વતની વચ્ચે મહાવિદેહ ક્ષેત્ર છે જેની મધ્યમાં મેરૂપર્વત શોભે છે. ૧૪૪

આ મહાવિદેહનો લવણસમુદ્ર પાસે ચારલાખ ત્રેવીસહજાર ત્રણસો ચોત્રીસ (૪,૨૩,૩૩૪) યોજન અને બસો, બસોબાર અંશ (૨૦૦/૨૧૨ અંશ) મુખ વિસ્તાર છે આઠ લાખ પાંચહજાર એકસો ચોરાણુ (૮,૦૫,૧૯૪) યોજન અને એકસો ચોર્યાસી બસો બાર (૧૮૪/૨૧૨) અંશનો મધ્યવિસ્તાર છે તથા કાલોદધિ સમુદ્ર પાસે ૧૧,૮૭,૦૫૪ યોજન એકસો અડસઠ, બસોબાર યોજનાંશ (૧૬૮/૨૧૨) (યોજનાંશ) નો અંત વિસ્તાર છે ૧૪૫-૧૪૮

દેવકુરૂ-ઉત્તરકુરૂ-પૂર્વમહાવિદેહ અને પશ્ચિમ મહાવિદેહથી આ મહાવિદેહક્ષેત્ર પણ જંબૂદ્વીપનાં મહાવિદેહની જેમ ચારવિભાગમાં વહેંચાયેલું છે ૧૪૯.

મેરૂથી દક્ષિણ દિશામાં દેવકુરૂ છે, ઉત્તર દિશામાં ઉત્તરકુરૂ છે પૂર્વદિશામાં પૂર્વવિદેહ છે અને પશ્ચિમદિશામાં પશ્ચિમવિદેહ છે. ૧૫૦

शीताशीतोदानदीभ्यां, विदेहास्ते द्विधाकृताः ।
प्राग्वदेव चतुर्ष्वंशेष्वष्टाष्ट विजया इह ॥ १५१ ॥
तथैवोदक्कुरुप्राच्यसीमकृन्माल्यवद्गिरेः ।
आगन्धमादनं सृष्टया, क्रमस्तैरेव नामभिः ॥ १५२ ॥
चतुर्ष्वंशेष्वन्तरेषु, वक्षस्कारास्तथैव च ।
चत्वारश्चत्वार एव, तिस्रस्तिस्रोऽन्तरापगाः ॥ १५३ ॥
विजयेष्वेषु वैताढ्या, नदीकुण्डर्षभाद्रयः ।
षट् खण्डा राजधान्यश्च, तन्नामानस्तथा स्थिताः ॥ १५४ ॥
तथैव चत्वारोऽप्यंशाः, पर्यन्ते वनराजिताः ।
केवलं परिमाणानां, विशेषः सोऽभिधीयते ॥ १५५ ॥
वक्षस्कारवनमुखान्तर्नदीमेरुकाननैः ।
विष्कम्भतः संकलितैः स्याद्राशिर्विजयान् विना ॥ १५६ ॥
लक्षद्वयं षट्चत्वारिंशत्सहस्राः शतत्रयम् ।
षट्चत्वारिंशतोपेतं योजनानामनेन च ॥ १५७ ॥

---

આ મહાવિદેહક્ષેત્ર, શીતા અને શીતોદા નદી વડે બેભાગમાં વહેંચાયેલું છે અને પહેલાની જેમ ચારેવિભાગમાં, આઠ–આઠ વિજયો છે. ૧૫૧.

ઉત્તરકુરૂમાં પૂર્વસીમાને કરનારા માલ્યવંત પર્વતથી માંડીને ગન્ધમાદન પર્વત સુધીની સૃષ્ટિનો ક્રમ તે જ (પૂર્વવત્) નામો વડે જાણવો. ૧૫૨.

મહાવિદેહનાં ચારે વિભાગોમાં ચાર–ચાર વક્ષસ્કારપર્વત અને ત્રણ–ત્રણ અંતર નદીઓ છે. ૧૫૩.

આ વિજયોમાં વૈતાઢ્ય પર્વતો, નદીઓ, કુંડો, ઋષભકુટપર્વતો, છ ખંડો રાજધાનીઓ (આ દરેક પર્વતો) (જંબૂદ્વીપના વિદેહની જેમ) તે–તે નામનાં તે પ્રમાણે રહેલા છે. ૧૫૪.

આ ચારે વિભાગોના અંતે વનરાજી શોભી રહી છે. તેના પરિમાણમાં જે વિશેષ છે, તે કહીએ છીએ. ૧૫૫.

વિજયોને છોડીને વક્ષસ્કારપર્વતો, વનમુખો, અંતર્નદીઓ, મેરૂ અને તેનાં વન (ભદ્રશાલવન) ની પહોળાઇ ભેગી કરતાં બેલાખ, છેંતાલીસહજાર, ત્રણસો છેંતાલીસ (૨, ૪૬,૩૪૬) યોજન પ્રમાણ થાય છે. આ રાશીને ચારલાખ યોજન રૂપ દ્વીપનાં

चतुर्लक्षात्मके द्वीपविष्कम्भे राशिनोज्झिते ।
हृते षोडशभिर्मानं, लभ्यं विजयविस्तृतेः ॥ १५८ ॥
योजनानां सहस्राणि, नव त्र्याढ्या च षट्शती ।
षट् षोडशांशाः प्रत्येकं, ज्ञेया विजयविस्तृतिः ॥ १५९ ॥
एवमिष्टान्यविष्कम्भलर्जितद्वीपविस्तृतेः ।
स्वस्वसङ्ख्याविभक्ताया, लभ्यतेऽभीष्टविस्तृतिः ॥ १६० ॥
तत्र च–विनाऽद्रीन् विजयादीनां, व्याससङ्कलना त्वियम् ।
तिस्रो लक्षा द्विनवति, सहस्रा योजनात्मकाः ॥ १६१ ॥

---

વિષ્કંભમાંથી બાદ કરીને સોળથી ભાગવાથી, જે વિસ્તાર આવે, તે વિજયોનો વિસ્તાર છે. અને નવહજાર છસો ત્રણ ( ૯,૬૦૩ ) યોજન અને છ–સોળ ($\frac{૬}{૧૬}$) યોજનાંશ એક વિજયનો વિસ્તાર છે. ૧૫૮–૧૫૯.

૪૦૦૦૦૦ = ધાતકીખંડનો વિષ્કંભ

૨૪૬૩૪૬ ભદ્રશાલવનઆદિની પહોળાઇ વક્ષસ્કાર, વનમુખ, અંતર્નદી, મેરૂ અને ભદ્રશાવન બાદકરીને આવેલી સંખ્યા

૧૫૩૬૫૪

૧૬ ) ૧૫૩૬૫૪ ( ૯૬૦૩ તેના ૧૬ ભાગ કરવાથી
૧૪૪
———
 ૯૬
 ૯૬
———
 ૫૪ = ૯૬૦૩ $\frac{૬}{૧૬}$ યોજનાંશ–
 ૪૮ ૧ વિજયનો વિસ્તાર છે.
———
 ૬

આ પ્રમાણે ઇષ્ટ ( એટલે કે જેનો વિષ્કંભ શોધવો હોય તે ) થી અન્ય વસ્તુઓનાં વિષ્કંભથી રહિત દ્વીપનાં વિસ્તારને પોત–પોતાની સંખ્યાથી ભાગવાથી ઈષ્ટસ્થાનનો વિસ્તાર મેળવી શકાય છે.

તે આ પ્રમાણે–પર્વતોને છોડીને વિજય આદિની પહોળાઇની સંકલના ત્રણલાખ બાણુહજાર ( ૩,૯૨,૦૦૦ ) યોજનની થાય છે. અને તેનાંથી બાકી રહેલા દ્વીપવિષ્કંભનાં

अनेन वर्जिते द्वीपविष्कम्भे विहृतेऽष्टभिः ।
वक्षस्काराद्रिविष्कम्भो, लभ्यः सहस्रयोजनः ॥ १६२ ॥
अन्तर्नदीर्विना शेषव्याससङ्कलना भवेत् ।
लक्षास्तिस्रोऽष्टनवतिः, सहस्राः पञ्चशत्यपि ॥ १६३ ॥
अनेन वर्जिते द्वीपविष्कम्भे षड्भिराहृते ।
सार्द्धे द्वे योजनशते, व्यासोऽन्तःसरितामयम् ॥ १६४ ॥
विदेहानां यत्र यावान्, स्याद्व्यासोऽन्तर्मुखादिषु ।
तस्मिन् सहस्रोरुशीताशीतोदान्यतरोज्झिते ॥ १६५ ॥
शेषेऽर्द्धिते तत्र तत्र, तावान् भाव्यो विवेकिभिः ।
विजयान्तर्नदीवक्षस्कारायामः स्वयं धिया ॥ १६६ ॥
द्वयोरप्यर्द्धयोरस्मिन्, द्वीपे वनमुखानि च ।
वक्षस्कारक्षितिभृतो, विजयाश्चान्तरापगाः ॥ १६७ ॥
लवणोददिशि ह्रस्वाः, क्षेत्रसांकीर्ण्यतः स्मृताः ।
दीर्घाः कालोदककुभि, क्षेत्रबाहुल्यतः क्रमात् ॥ १६८ ॥
अष्टानां वनमुखानां, कले द्वे विस्तृतिर्लघुः ।
गुरुश्चतुश्चत्वारिंशाष्टपंचाशच्छती भवेत् ॥ १६९ ॥

---

આઠહજાર યોજનને આઠથી ભાગવાથી એકહજાર યોજન આવે અને તે–૧–૧ વક્ષસ્કાર પર્વતનો વિષ્કંભ સમજવો ૧૬૦–૧૬૨

અન્તર્નદીને છોડીને બાકીનો સરવાળો ત્રણુલાખ અઠાણુહજાર પાંચસો (૩,૯૮,૫૦૦) યોજન થાય છે. અને દ્વીપ વિષ્કંભના બાકીનાં ૧૫૦૦ યોજનને છથી ભાગવાથી નદીની બસોપચાસ ( ૨૫૦ ) યોજનની પહોળાઈ આવે છે ૧૬૩–૧૬૪

વિદેહના મુખ–અંત–આદિ સ્થાનોમાં જે સ્થાને જેટલો–વ્યાસ હોય તેમાંથી એકહજાર (૧,૦૦૦) યોજનની પહોળી સીતા કે સીતોદા એમાંથી એક ને બાદ કરતાં જે શેષ રહે, તેને અડધો કરવાથી તે–તે સ્થાનોમાં તેટલી વિજય–વક્ષસ્કાર અને અન્તર્નદીઓની લંબાઈ વિવેકીઓએ સ્વયંબુદ્ધિથી જાણવી. ૧૬૫–૧૬૬.

આ દ્વીપમાં ( મહાવિદેહના ) બન્ને અર્ધવિભાગમાં વનમુખો, વક્ષસ્કાર, પર્વતો, વિજયો અને અન્તર્નદીઓ, આ સર્વ ક્ષેત્રની સંકીર્ણતાના કારણે લવણસમુદ્રની દિશામાં ટુંકા છે અને કાલોદધિની દિશામા ક્ષેત્રની વિશાળતાના કારણે વિસ્તૃત છે. ૧૬૭–૧૬૮.

આઠ વનમુખોની જઘન્યપહોળાઇ ૨ ( બે ) કળાની હોય છે. તથા ઉત્કૃષ્ટથી પહોળાઇ અટ્ઠાવનસોને ચુંમાલીસ ( ૫,૮૪૪) યોજન હોય છે. ૧૬૯.

तत्र द्वयोर्द्वयोः पूर्वापरार्द्धवर्तिनोस्तयोः ।
क्षाराब्ध्यासन्नयोः शीताशीतोदासीम्नि सा लघुः ॥ १७० ॥
गुरुस्तु नीलनिषधान्तयोरेतच्च युक्तिमत् ।
अमीषां वलयाकारं, क्षाराब्धि स्पृशतां वहिः ॥ १७१ ॥
अपरेषां तु कालोदवलयाभ्यन्तरस्पृशाम् ।
लघ्वी निषधनीलान्ते, गुर्वी सा सरिदन्तिके ॥ १७२ ॥

तथोक्तं वीरंजयक्षेत्रसमासवृत्तौ–" तथा वनमुखानां विस्तारो द्विगुण उक्तः, परं लवणोदधिदिशि वनमुखपृथुत्वं विपरीतं संभाव्यते, यथा नद्यन्ते कलाद्वयं, गिर्यन्ते चतुश्चत्वारिंशदधिकान्यष्टपञ्चाशच्छतानि पृथुत्व" मिति संप्रदाय इति। बृहत्क्षेत्रसमासवृत्तौ तु एषां जघन्यं मानं नीलवन्निषधान्ते, शीताशीतोदोपान्ते चोत्कृष्टमुक्तं, न च कश्चिद्विशेषोऽभिहितः ।

अथ देवोत्तरकुरुक्षेत्रसीमाविधायिनः ।
गजदन्ताकृतीन् शैलान् , चतुरश्चतुरो ब्रुवे ॥ १७३ ॥

---

પૂર્વ અને અપરાર્ધવિદેહમાં રહેનારા અને લવણસમુદ્રની નજીક રહેલા બન્ને વનમુખોની શીતા અને શીતોદા નદીની સીમામાં તે જઘન્યપહોળાઈ હોય છે અને વલયાકારે બહારથી લવણસમુદ્રને સ્પર્શતા એવા, તથા નિષધ અને નિલવંત પર્વતની પાસે રહેલા વનમુખોની પહોળાઈ ઉત્કૃષ્ટી છે. અને તે યુક્તિસંગત છે. ૧૭૦–૧૭૧.

કાલોદધિનાં અંદરના વલયને સ્પર્શનારા બીજા વનમુખોની પહોળાઈ નિષધ અને નીલવંત પર્વત પાસે જઘન્ય છે અને શીતા તથા શીતોદા નદી પાસે ઉત્કૃષ્ટ છે. ૧૭૨.

વીરંજય ક્ષેત્રસમાસ વૃત્તિ (લઘુક્ષેત્રસમાસની વૃત્તિ) માં વનમુખોનો વિસ્તાર ડબલ (દ્વીગુણ) કહ્યો છે. પરન્તુ લવણસમુદ્રની દિશામાં વનમુખની પહોળાઈ વિપરીત સંભવે છે. તે આ પ્રમાણે–નદીપાસે ૨ કળાની પહોળાઈ અને પર્વત પાસે પાંચહજાર આઠસો ચુંમાલીસ (૫૮૪૪) યોજનની વિસ્તૃતિ છે અને આ પ્રમાણે પરંપરા છે.

બૃહત્ક્ષેત્ર સમાસની વૃત્તિમાં તો આ વનમુખોનું જઘન્ય પ્રમાણ નિષધ અને નીલવંતપર્વત પાસે કહ્યું છે. અને શીતા–શીતોદાનદી પાસે ઉત્કૃષ્ટમાન કહ્યું છે. આમાં કાંઈ વિશેષ નથી. (કાલોદધિ તરફની દિશાની અપેક્ષાએ બૃહત્ક્ષેત્ર સમાસની વાત સંગત થાય છે.)

હવે દેવકુરૂ અને ઉત્તરકુરુ ક્ષેત્રની સીમાને કરનારા ગજદંતની આકૃતિવાળા ચાર-ચાર પર્વતની વાત હું કરૂં છું. ૧૭૩.

तत्र देवकुरूणां यः, प्रत्यग् विद्युत्प्रभो गिरिः ।
तथोत्तरकुरूणां च, प्रत्यग् यो गन्धमादनः ॥ १७४ ॥
द्वावप्यायामत इमौ, षट्पञ्चाशत्सहस्रकाः ।
लक्षास्तिस्रो योजनानां, सप्तविंशं शतद्वयम् ॥ १७५ ॥
अथ देवकुरूणां प्राग्गिरिः सौमनसोऽस्ति यः ।
तथोत्तरकुरूणां प्राक्, पर्वतो माल्यवांश्च यः ॥ १७६ ॥
एतावायामतः पञ्च, लक्षा एकोनसप्ततिः ।
सहस्राणि योजनानां, द्विशत्येकोनषष्टियुक् ॥ १७७ ॥
इदं प्रमाणं पूर्वार्द्धे, भावनीयं विचक्षणैः ।
परार्द्धे क्षेत्रविस्तारव्यत्यासेन विपर्ययः ॥ १७८ ॥
पूर्वार्द्धे हि भवेत्क्षेत्रं, प्राच्यां विस्तीर्णमन्यतः ।
संकीर्णमपरार्द्धे तु, प्रत्यक् पृथ्व्यन्यतोऽन्यथा ॥ १७९ ॥
ततः पूर्वार्द्धे यदुक्तं, मानं प्राचीनशैलयोः ।
सौमनसमाल्यवतोस्तत्प्रतीचीनयोरिह ॥ १८० ॥
ज्ञेयं विद्युत्प्रभगन्धमादनाद्र्योः परार्द्धके ।
यत्प्रतीचीनयोस्तत्र, मानं तत्प्राच्ययोरिह ॥ १८१ ॥

---

તેમાં દેવકુરુની પશ્ચિમમાં જે વિદ્યુત્પ્રભ પર્વત છે તથા ઉત્તરકુરુની પશ્ચિમમાં જે ગન્ધમાદન નામનો પર્વત છે, તે બન્ને પર્વતો ત્રણલાખ, છપ્પનહજાર, બસોસત્યાવીશ (૩,૫૬,૨૨૭) યોજન લાંબા છે. ૧૭૪–૧૭૫.

તેમ જ દેવકુરુની પૂર્વમાં સૌમનસપર્વત છે અને ઉત્તરકુરુની પૂર્વમાં માલ્યવંત પર્વત છે. આ બન્ને પર્વતો પાંચલાખ, ઓગણોસિત્તેરહજાર, બસોઓગણસાઠ (૫,૬૯,૨૫૯) યોજન લાંબા છે. ૧૭૬–૧૭૭.

કહેલું આ પ્રમાણ વિચક્ષણપુરૂષોએ પૂર્વાર્દ્ધમાં સમજવું, પરાર્ધમાં ક્ષેત્ર વિસ્તાર વિપરીત હોવાથી ઉલટું સમજવું. ૧૭૮.

પૂર્વાર્ધમાં–પૂર્વદિશામાં ક્ષેત્ર વિસ્તૃત છે. અને પશ્ચિમદિશામાં સંકીર્ણ છે. ૧૭૯.

તેથી પૂર્વાર્ધમાં પૂર્વદિશાનાં સૌમનસ અને માલ્યવંત પર્વતનુ જે પ્રમાણ કહ્યુ હતું તે અહીં (પશ્ચિમાર્ધમાં) પશ્ચિમદિશાનાં પર્વતનુ પ્રમાણ સમજવું અને પશ્ચિમાર્ધમાં પશ્ચિમદિશાનાં વિદ્યુતપ્રભ અને ગન્ધમાદનનું જે પ્રમાણ કહ્યું છે, તે પૂર્વાર્ધમાં પૂર્વદિશાના પર્વતોનું સમજવું. ૧૮૦–૧૮૧.

एते चत्वारोऽपि शैलाः, स्वस्ववर्षधरान्तिके ।
सहस्रयोजनव्यासास्तनवो मेरुसन्निधौ ॥ १८२ ॥
शेषवर्णविभागादि, कूटवक्तव्यतादि च ।
जम्बूद्वीपगजदन्तगिरिवच्चिन्त्यतामिह ॥ १८३ ॥
अथ स्वस्वप्रतीचीनप्राचीनगजदन्तयोः ।
आयाममानयोर्योगे, धनुर्मानं कुरुद्वये ॥ १८४ ॥
नव लक्षा योजनानां, सहस्राः पञ्चविंशतिः ।
तथा शतानि चत्वारि, षडशीत्यधिकानि च ॥ १८५ ॥
भद्रसालायतिर्द्विघ्ना, मेरुविष्कम्भसंयुता ।
गजदन्तद्वयव्यासहीना ज्या कुरुषु स्फुटा ॥ १८६ ॥
त्रयोविंशत्या सहस्रैरधिकं लक्षयोर्द्वयं ।
योजनानामष्टपञ्चाशताधिकं तथा शतम् ॥ १८७ ॥

---

આ ચારે પર્વતો પોત-પોતાના વર્ષધર પર્વત પાસે એકહજાર યોજન પહોળા છે અને મેરૂપર્વત પાસે અલ્પવિસ્તારવાળા છે. ૧૮૨.

પર્વતના વર્ણ-વિભાગ-આદિ શેષ વર્ણન અને કુટસંબંધી વક્તવ્યતા જંબૂદ્વીપનાં ગજદંતપર્વતની જેમજ અહીં વિચારવી ૧૮૩

હવે પોત-પોતાના પૂર્વ અને પશ્ચિમનાં ગજદંતની લંબાઈનુ પ્રમાણ ભેગુ કરવાથી બન્ને કુરૂક્ષેત્રોનું ધનુપૃષ્ઠ થાય છે અને તેનું માન નવલાખ પચ્ચીસહજાર ચારસો છયાસી (૯,૨૫,૪૮૬) યોજન પ્રમાણ છે ૧૮૪-૧૮૫

ભદ્રશાલવનની લંબાઇને ડબલ (દ્વિગુણ) કરીને તેમાં મેરૂનો વિષ્કંભ ઉમેરીને તથા બન્ને ગજદંત પર્વતોનો વ્યાસ છોડીને જે આવે, તે કુરૂક્ષેત્રની જ્યાનું માન જાણવું અને તે બે લાખ ત્રેવીસહજાર એકસો અઠ્ઠાવન (૨,૨૩,૧૫૮) યોજન પ્રમાણ છે. ૧૮૬-૧૮૭

૨૧૫૭૫૮ ભદ્રશાલવન દ્વિગુણ કરીને.
+ ૯૪૦૦ મેરૂપર્વતનો વિસ્તાર

૨૨૫૧૫૮

૨૦૦૦ બે ગજદંતનો વિસ્તાર બાદ કરતાં

૨૨૩૧૫૮ યોજન કુરૂક્ષેત્રની જ્યા જાણવી.

विदेहमध्यविष्कम्भे, मेरुविकम्भवर्जिते ।
अर्द्धीकृते च प्रत्येकं, लभ्यते कुरुविस्तृतिः ॥ १८८ ॥
सा चेयं–त्रिलक्षीसप्तनवतिः, सहस्राण्यष्टशत्यपि ।
ससप्तनवतिर्योजनानां द्विनवतिर्लवाः ॥ १८९ ॥
अथापाच्यामुदीच्यां च, नीलवन्निषधाद्रितः ।
प्रत्येकं यमकाद्री स्तो, जम्बूद्वीपकुरुष्विव ॥ १९० ॥
जम्बूद्वीपयमकवत्स्वरूपमेतयोरपि ।
सहस्रयोजनोच्चत्वविस्तारायामशालिनोः ॥ १९१ ॥
क्रमात्ततो ह्रदाः पञ्च, तन्नामानस्तथा स्थिताः ।
तटद्वये दश दश, काञ्चनाचलचारवः ॥ १९२ ॥
ह्रदाः पञ्चाप्यमी तादृग्नामभिः सेविताः सुरैः ।
तद्वत्पद्माञ्चितास्तेभ्यो, द्विगुणायतविस्तृताः ॥ १९३ ॥

---

વિદેહનાં મધ્યવિષ્કંભમાંથી મેરૂનો વિષ્કંભ બાદ કર્યા બાદ તેને અર્ધ કરવાથી પ્રત્યેક કુરૂક્ષેત્રનો વિસ્તાર આવે છે. અને તે આ પ્રમાણે છે. ત્રણલાખ, સતાણુહજાર, આઠસો સતાણું (૩,૯૭,૮૯૭) યોજન અને બાણું (૯૨) અંશ. ૧૮૮–૧૮૯.

મહાવિદેહનો મધ્યવિસ્તાર ૮,૦૫૧૯૪ યોજન ૧૮૪ અંશ.
મેરૂનો „ ૯૪૦૦ „ બાદ કરવાના

૭૯૫૭૯૪ યોજન ૧૮૪ અંશ

ઉપરની સંખ્યાનું અર્ધ કરવાથી ૩,૯૭,૮૯૭ યોજન – ૯૨ અંશ, જે એક કુરૂક્ષેત્રનો વિસ્તાર થયો.

હવે નીલવંત અને નિષધ પર્વતથી દક્ષિણ અને ઉત્તર દિશામાં બે–બે યમક પર્વતો છે. અને તે જમ્બૂદ્વીપનાં કુરૂક્ષેત્રની રીતે જ સમજવા. ૧૯૦.

એકહજાર યોજનની ઉંચાઈ–લંબાઈ અને પહોળાઇથી શોભતા એવા આ બન્ને યમક–પર્વતોનું સ્વરૂપ જમ્બૂદ્વીપના યમક પર્વતો સમાન છે. ૧૯૧.

ક્રમશઃ–ત્યારબાદ પાંચ દ્રહો છે. કે જે જંબૂદ્વીપવત્ નામવાળા છે. તે દ્રહોના બન્ને તટો ઉપર ૧૦–૧૦ કંચનગિરિ પર્વતો છે. ૧૯૨.

આ પાંચેય દ્રહો તેવા જ નામનાં દેવતાઓથી સેવિત છે. જમ્બૂદ્વીપ દ્રહોની જેમ કમળોથી યુક્ત છે. અને લંબાઈ–પહોળાઈમાં જમ્બૂદ્વીપથી બમણા (ડબલ) છે. ૧૯૩,

तटद्वये दश दश, ये चात्र काञ्चनाद्रयः ।
सश्रीकास्तेऽपि मानेन. तैर्जम्बूद्वीपगैः समाः ॥ १९४ ॥

किंतु संबद्धमूलास्तेऽमी तु व्यवहिता मिथः ।
योजनानां शतेनैकादशेन नवमांशिना ॥ १९५ ॥

तच्चैवं—एषां दशानां पृथुत्वे, सहस्रे मिलिते भवेत् ।
तत्सहस्रद्वयादेकह्रदायामाद्वियोज्यते ॥ १९६ ॥

शेषं स्थितं सहस्रं यन्नवभिस्तद्विभज्यते ।
अन्तरैः काञ्चनाद्रीणामेवं यथोक्तमन्तरम् ॥ १९७ ॥

---

અહીં બન્ને તટ ઉપર જે ૧૦-૧૦ કંચનગિરિ રહેલા છે તે જમ્બૂદ્વીપનાં કંચનગિરિ સમાન પ્રમાણવાળા અને શોભાવાળા છે. ૧૯૪

પરન્તુ જમ્બૂદ્વીપનાં કંચનગિરિ પર્વતો મૂળમાં પરસ્પર સંબદ્ધ છે. જ્યારે આ કંચનગિરિ પર્વતો એક બીજા વચ્ચે ૧૧૧ $\frac{1}{9}$ યોજનનાં આંતરે છે. ૧૯૫.

આ ૧૦ કંચનગિરિ પર્વતોનું પૃથુત્વ ભેગું કરતાં એકહજાર યોજન થાય છે. તેને દ્રહની પહોળાઇના બેહજાર યોજનમાંથી બાદ કરતાં એકહજાર યોજન શેષ રહે તે હજાર યોજનને દસ પર્વતોનાં નવ આંતરા વડે ભાંગતાં કહેલું આંતરૂ આવે છે. ૧૯૬-૧૯૭.

દ્રહની પહોળાઈ— ૨૦૦૦ યોજન
તેમાંથી કંચનગિરિની પહોળાઇ ૧૦૦૦ યોજન બાદ કરતાં

૧૦૦૦ યોજન શેષ

૧૦નાં આંતરાં ૯ થાય તેથી ૯ થી ભાંગવાથી

```
૯ ) ૧૦૦૦ ( ૧૧૧
     ૯
    ----
     ૧૦
      ૯
    ----
     ૧૦
      ૯
    ----
      ૧
```

= ૧૧૧ $\frac{1}{9}$ યોજન
કંચનગિરિનું અરસ પરસનું આંતરૂ આવે.

जम्बूद्वीपे तु ह्रदानां, सहस्रायामभावतः ।
न किञ्चित्काञ्चनाद्रीणां, व्यवधानं परस्परम् ॥ १९८ ॥
यमकाद्रिह्रदायामवर्जितात्सप्तभिर्हृतात् ।
लभ्यन्ते कुरुविष्कम्भात्सप्तान्तराणि तानि च ॥ १९९ ॥
यमकाद्योर्नीलवतस्ताभ्यामाद्यह्रदस्य च ।
क्रमाच्चतुर्णां ह्रदानां, क्षेत्रान्तस्यान्तिमह्रदात् ॥ २०० ॥
सहस्राः पञ्चपञ्चाशद्योजनानां शतद्वयम् ।
एकसप्तत्याऽधिकं तद्भवेदेकैकमन्तरम् ॥ २०१ ॥

---

જંબૂદ્વીપનાં દ્રહની પહોળાઈ એક હજાર યોજનની હોવાથી કંચનગિરિનું પરસ્પર અંતર કંઈપણ રહેતું નથી. ૧૯૮

કુરૂના વિષ્કંભમાંથી યમક પર્વતોનો અને પાંચદ્રહોનો વિસ્તાર છોડીને જે આવે તેને ૭ થી ભાંગવાથી ૭ આંતરા આવે છે. તે ૭ આંતરા આ પ્રમાણે છે. (૧) નીલવંતપર્વતથી યમકપર્વત (૨) યમકપર્વતથી ૧લો દ્રહ (૩) પ્રથમદ્રહથી રજો દ્રહ (૪) બીજાદ્રહથી ત્રીજોદ્રહ (૫) ત્રીજાદ્રહથી ચોથોદ્રહ (૬) ચોથાદ્રહથી પાંચમોદ્રહ અને (૭) અંતિમદ્રહથી ક્ષેત્રાંત ( ગજદંત વક્ષસ્કાર પર્વત ) આ ૭ આંતરા થાય છે. આ એકેક આંતરામાં પંચાવનહજાર બસો ઇકોતેર યોજન થાય છે. ૧૯૯–૨૦૧.

કુરૂનો વિષ્કંભ–૩,૯૭,૮૯૭ યોજન છે.

પાંચદ્રહો અને યમકનો વિસ્તાર. ૧૧,૦૦૦ યોજન બાદ કરતાં

૩,૮૬,૮૯૭

અને તેને ૭ થી ભાગતાં

```
७ ) ३८६८९७ ( ५५२७१
    ३५
    ---
     ३६
     ३५                               ४९
     ---                              ---
      १८   = ५५२७१ योजन              ००७
      १४     परस्परनु अंतर छे.          ७
      ---                              ---
       ४९                               ×
```

पूर्वापरार्द्धयोर्देवकुरुषु स्तौ थयाऽऽस्पदम् ।
प्राग्वच्छाल्मलिनौ वेणुदेवाभिधसुराश्रयौ ॥ २०७ ॥

तथोक्तं स्थानाङ्गद्वितीयस्थानकवृत्तौ—'दो देवकुरुमहाद्रुम'त्ति द्वौ कूटशाल्मलिवृक्षावित्यर्थः, द्वौ तद्वासिदेवौ वेणुदेवावित्यर्थः ।

शेषं तु ह्रदनामादि, यदत्र नोपदर्शितम् ।
तज्जम्बूद्वीपवद् ज्ञेयं, विशेषो ह्यत्र दर्श्यते ॥ २०८ ॥

मध्येऽत्र मेरुश्चतुरशीतिं तुङ्गः सहस्रकान् ।
योजनानां सहस्रं चावगाढो वसुधांतरे ॥ २०९ ॥

शतानि पञ्चनवतिं, मूले भूमिगते पृथुः ।
चतुर्नवतिमेव क्ष्मातले शतानि विस्तृतः ॥ २१० ॥

यत्रोत्तीर्य योजनादौ, व्यासोऽस्य ज्ञातुमिष्यते ।
तस्मिन् दशहृते लब्धे, सहस्राढये च तत्र सः ॥ २११ ॥

---

પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્ધનાં દેવકુરૂમાં યથાસ્થાને (ધાતકી–મહાધાતકી વૃક્ષના સ્થાનોની જેમજ) બે શાલ્મલી વૃક્ષો છે. અને તેના અધિષ્ઠાયક વેણુદેવ નામના દેવ છે. ૨૦૭.

આજ વાત સ્થાનાંગ સૂત્રના બીજા સ્થાનકની વૃત્તિમાં આ પ્રમાણે કહેલી છે– 'દેવકુરૂના બે મહાવૃક્ષો છે' તે કુટશાલ્મલી નામના છે. અને તેમાં રહેનારા દેવ વેણુદેવ નામના છે. (શાલ્મલી અને કુટશાલ્મલી બન્ને એક જ છે)

બાકીનુ દ્રહના નામાદિ જે અહીં કહેલ નથી તે જંબૂદ્વીપની માફક જ જાણવું. અને જે વિશેષ છે, તે હવે અહીં જણાવે છે ૨૦૮.

ધાતકીખંડની મધ્યમાં પૃથ્વીથી ઉપર ચોર્યાસીહજાર (૮૪૦૦૦) યોજનની ઉંચાઇવાળો અને એકહજાર (૧૦૦૦) યોજન પૃથ્વીમાં ઉંડાઈવાળો મેરૂપર્વત છે. ૨૦૯.

આ મેરૂ પર્વતનો ભૂમિની અંદરનો વિસ્તાર નવહજાર પાંચસો (૯૫૦૦) યોજનનો છે. અને પૃથ્વી ઉપર તેનો વિસ્તાર નવહજાર ચારસો (૯૪૦૦) યોજનનો છે ૨૧૦.

મેરૂ પર્વત ઉપરથી યોજન વગેરે નીચે ઉતર્યા પછી તે સ્થાનનો વિસ્તાર જાણવાની ઇચ્છા હોય, તો જેટલા યોજન વગેરે નીચે ઉતર્યા તેટલા યોજન વગેરેને દશ વડે ભાગવા અને તેમાં હજાર યોજન ઉમેરવાથી તે–તે સ્થાનનો વિસ્તાર આવશે. ૨૧૧.

तथाहि—शिरोऽग्राच्चतुरशीतेः, सहस्राणामतिक्रमे ।
व्यासे जिज्ञासित एतान्, सहस्रान् दशभिर्भजेत् ॥ २१२ ॥
लब्धान्येवं च चतुरशीतिः शतानि तान्यथ ।
सहस्राढयानि पूर्वोक्तो, विष्कम्भोऽस्य भुवस्तले ॥ २१३ ॥
मूलाद्यदोर्ध्वगमने, विष्कम्भो ज्ञातुमिष्यते ।
तदा यावद्यातमूर्ध्वं, तत्संख्यां दशभिर्भजेत् ॥ २१४ ॥
लब्धे च मूलविष्कम्भाच्छोधिते यत्तु तिष्ठति ।
तत्र तावत्प्रमाणोऽस्य, विष्कम्भो लभ्यते गिरेः ॥ २१५ ॥
यथोर्ध्वं चतुरशीतौ, सहस्रेषु भुवस्तलात् ।
गतेषु चतुरशीतिं सहस्रान् दशभिर्भजेत् ॥ २१६ ॥
लब्धानि चतुरशीतिः, शतानि तानि शोधयेत् ।
भूतलव्यासतः शेषा, साहस्री मूर्ध्नि विस्तृतिः ॥ २१७ ॥
आम्नायोऽयं कर्णगत्या, मेरुनिम्नोन्नतत्वयोः ।
ज्ञेयोऽविवक्षणात्प्राग्वन्मेखलायुग्मजातयोः ॥ २१८ ॥

---

તે આ રીતે—જેમકે શિખરના અગ્રભાગથી ચોર્યાસીહજાર (૮૪૦૦૦) યોજન નીચે આવ્યા બાદ તે સ્થાનનો વિસ્તાર જાણવાની ઈચ્છા થવાથી તે ચોર્યાસીહજાર (૮૪૦૦૦) યોજનને દશથી ભાગવાથી ચોર્યાસીસો (૮૪૦૦) યોજન આવ્યા. અને તેમાં એકહજાર યોજન ઉમેરવાથી પૃથ્વીતલ ઉપરનો વિસ્તાર પૂર્વે કહ્યા મુજબનો જ નવહજાર ચારસો (૯૪૦૦) યોજન થાય છે. ૨૧૨–૨૧૩.

હવે નીચેના ભૂમિતલથી ઉપર જતાં વિષ્કંભ જાણવાની ઈચ્છા થાય, તો યોજનાદિની જે સંખ્યા હોય, તેને દશથી ભાગવાથી જે આવે, તે મૂલવિષ્કંભ (૯૪૦૦ યોજન) માંથી બાદ કરતાં જે બાકી રહે તેટલો વિષ્કંભ તે સ્થાને જાણવો. ૨૧૪–૨૧૫

દૃષ્ટાંતઃ-જેવી રીતે પૃથ્વીતલથી ઉપર ચોર્યાસીહજાર (૮૪૦૦૦) યોજન ગયા બાદ, તેને દશ વડે ભાગવાથી ચોર્યાસીસો (૮૪૦૦) યોજન આવ્યા અને તેને ભૂતલનો વ્યાસ જે નવહજાર ચારસો (૯૪૦૦) યોજન છે. તેમાંથી બાદ કરતાં એકહજાર યોજનનો વિસ્તાર શિખર ઉપર આવે છે. ૨૧૬–૨૧૭.

પહેલાની જેમ-મેરૂ પર્વતની બન્ને મેખલાઓથી થયેલ મેરૂ પર્વતની ઉંચાઈ-નિચાઇની અવિવક્ષા કરીને કર્ણગતિ વડે આ આમ્નાય જાણવો. ૨૧૮.

श्रियं श्रयत्ययमपि चतुर्भिश्चारुकाननैः ।
दन्तैरैरावत इव, दैत्यारिरिव बाहुभिः ॥ २१९ ॥
तत्र भूमौ भद्रसालवनं तरुलताघनम् ।
तरणित्रासितं ध्वान्तमिवैतत्पादमाश्रितम् ॥ २२० ॥
प्राच्यां प्रतीच्यां प्रत्येकं, तद्दीर्घं लक्षयोजनीम् ।
सहस्रान् सप्तसैकोनाशीतीन्यष्ट शतानि च ॥ २२१ ॥
प्राच्येऽथवा प्रतीचीने, दैर्घ्येऽष्टाशीतिभाजिते ।
यल्लब्धं सोऽस्य विष्कम्भो, दक्षिणोत्तरयोः स च ॥ २२२ ॥
योजनानां पञ्चविंशाः, शता द्वादश कीर्त्तिताः ।
तथैकोनाशीतीश्चांशा, अष्टाशीतिसमुद्भवाः ॥ २२३ ॥
अष्टाशीत्या गुणितायामेतस्यां पुनराप्यते ।
प्राच्यां प्रतीच्यां चायामो, यः प्रागस्य निरूपितः ॥ २२४ ॥

---

જેમ ચાર દાંત વડે ઐરાવણ હાથી શોભે અને ચાર હાથ વડે શ્રીકૃષ્ણ શોભે, તેમ આ મેરૂ પર્વત પણ સુંદર એવા ચાર વનોથી શોભે છે ૨૧૯.

તેમાં પૃથ્વીતલ ઉપર ભદ્રશાલ નામનું વન છે, તે અત્યન્ત ગાઢ વૃક્ષો અને તેની લતાઓ વાળુ છે. અને સૂર્યના ત્રાસથી પીડાઇને અન્ધકાર જાણે તેના ચરણનાં આશ્રયે રહેલ છે અર્થાત્ તે વન અત્યન્ત ગીચ અને ગાઢ અંધકાર વાળુ છે ૨૨૦.

તે ભદ્રશાલવન પૂર્વ અને પશ્ચિમ દિશામાં પૃથક્–પૃથક્ એક લાખ, સાતહજાર, આઠસોને ઓગણાએંસી (૧,૦૭,૮૭૯) યોજન લાંબો છે. ૨૨૧.

પૂર્વની અથવા તો પશ્ચિમની લંબાઈને અઠ્યાસીથી ભાગવાથી, જે આવે તે દક્ષિણનો અથવા ઉત્તરનો વિસ્તાર જાણવો તે વિસ્તાર બારસો પચ્ચીસ ૭૯/૮૮ યોજન થાય છે (ઉત્તર તથા દક્ષિણનો) ૨૨૨–૨૨૩.

આ જ સંખ્યાને (૧૨૨૫ ૭૯/૮૮ ને) અઠ્યાસીએ ગુણવાથી જે આવે તે પૂર્વની અને પશ્ચિમની લંબાઈ જાણવી જે પૂર્વે કહી ગયા છીએ ૨૨૪.

૧૨૨૫ ૭૯/૮૮ ઉત્તર–દક્ષિણની લંબાઇ

૧૨૨૫×૮૮

---

૯૮૦૦ ૧૦૭૮૦૦
૯૮૦૦ = + ૭૯

---

૧૦૭૮૦૦ ૧૦૭૮૭૯.

૧૦૭૮૭૯ યોજન પૂર્વ પશ્ચિમની લંબાઈ

एवं प्रमाणविस्तारायाममेतद् वनं पुनः ।
गजदन्तमन्दराद्रिनदीभिरष्टधा कृतम् ॥ २२५ ॥
तच्च जम्बूद्वीपभद्रसालवद्भाव्यतां बुधैः ।
तथैवैतद्वक्ष्यमाणवनकूटादिकस्थितिः ॥ २२६ ॥
अथोत्क्रम्य योजनानां, शतानि पञ्च भूतलात् ।
कट्यां नन्दनवन्मेरो, राजते नन्दनं वनम् ॥ २२७ ॥
तच्च चक्रवालतया, शतानि पञ्च विस्तृतम् ।
अनल्पकल्पफलदलतामण्डपमण्डितम् ॥ २२८ ॥
बहिर्विष्कम्भोऽत्र मेरोरुक्ताम्नायेन लभ्यते ।
योजनानां सहस्राणि, नव सार्द्धं शतत्रयम् ॥ २२९ ॥
तथाहि—उत्क्रान्तायाः पञ्चशत्या, दशभिर्भजने सति ।
लब्धपञ्चाशतोऽधःस्थव्यासात्त्यागे भवेदयम् ॥ २३० ॥
बहिर्व्यासात्पञ्चशत्यास्त्यागे चोभयतः पृथक् ।
अन्तर्व्यासोऽष्टौ सहस्रास्त्रिशत्या सार्द्धयाधिकाः ॥ २३१ ॥

---

આ પ્રમાણેની લંબાઈ, પહોળાઈવાળુ આ ભદ્રશાલવન ૪ ગજદંતપર્વતો, ૧ મેરૂ પર્વત, અને ૨ નદીઓ વડે આઠ વિભાગમાં વહેંચાયેલુ છે ૨૨૫

અને તે ભદ્રશાલવન, જંબૂદ્વીપના ભદ્રશાલવન જેવું પ્રાજ્ઞ પુરૂષોએ જાણવું તથા આગળ કહેવાતા વન–કૂટાદિની સ્થિતિ પણ જંબૂદ્વીપના તે–તે વન–કૂટાદિ જેવી જ જાણવી. ૨૨૬.

હવે પૃથ્વીતલથી પાંચસો યોજન ઉપર ગયા બાદ તે મેરૂપર્વતની કેડ ઉપર રહેલા પુત્રની જેમ નંદનવન શોભે છે. ૨૨૭.

જે નંદનવન ચક્રાકારે પાંચસો યોજન વિસ્તૃત છે અને પુષ્કળ કલ્પવૃક્ષના ફળોને આપનાર લતામંડપથી મનોહર છે. ૨૨૮.

અહીં મેરૂપર્વતનો બહારનો વિસ્તાર ઉક્ત આમ્નાય દ્વારા નવહજાર ત્રણસોને પચાસ (૯૩૫૦) યોજનનો છે. તે આ પ્રમાણે ઉપર પાંચસો યોજન ગયા બાદ, તે પાંચસોની સંખ્યાને દશ વડે ભાગવાથી પચાસ યોજન આવ્યા, તેને નીચેના મૂલ વિસ્તારના નવહજાર ચારસો (૯૪૦૦) યોજનમાંથી બાદ કરતાં નવહજાર ત્રણસો પચાસ (૯૩૫૦) યોજનની સંખ્યા આવી. ૨૨૯–૨૩૦.

બન્ને બાજુનો બહારનો પાંચસો, પાંચસો યોજન (૧૦૦૦) નો વિસ્તાર બાદ કરવાથી અંદરનો વિસ્તાર આઠહજાર ત્રણસો પચાસ (૮૩૫૦) યોજનનો થાય છે. ૨૩૧.

सहस्राणि पञ्चपञ्चाशतं पञ्चशतीं तथा ।
अतिक्रम्य योजनानामूर्ध्वं नन्दनकाननात् ॥ २३२ ॥

अत्रान्तरे सौमनसं, स्यात्पञ्चशतविस्तृतम् ।
चक्रवालतया मेरोर्ग्रैवेयकमिवामलम् ॥ २३३ ॥

बहिर्विष्कम्भोऽत्र गिरेर्गुरुभिर्गदितो मम ।
योजनानां सहस्राणि, त्रीण्येवाष्टौ शतानि च ॥ २३४ ॥

तथाहि—षट्पञ्चाशत्सहस्राणि, यान्यतीतानि भूतलात् ।
एषां दशमभागः स्यात्षट्पञ्चाशच्छतात्मकः ॥ २३५ ॥

असौ भूतलविष्कम्भात्पूर्वोक्तादपनीयते ।
तस्थुर्यथोदितान्येवमष्टात्रिंशच्छतानि वै ॥ २३६ ॥

सहस्रापगमे चास्मात्स्यादन्तर्गिरिविस्तृतिः ।
द्वे सहस्रे योजनानां, शतैरष्टभिरन्विते ॥ २३७ ॥

अथैतस्माद्वनादूर्ध्वमुत्क्रान्तैर्मेरुमूर्द्धनि ।
अष्टाविंशत्या सहस्रैर्योजनैः पण्डकं वनम् ॥ २३८ ॥

---

નંદનવનથી પંચાવનહજાર-પાંચસો યોજન ઉપર ગયા બાદ સૌમનસવન આવે છે કે જે પાંચસો (૫૦૦) યોજનના વિસ્તારવાળુ અને ગોળાકારે હોવાથી મેરૂપર્વતની ગ્રીવાના નિર્મળ આભુષણ જેવું શોભે છે. ૨૩૨-૨૩૩.

અહીં મેરૂપર્વતનો બાહ્યવિષ્કંભ ત્રણહજાર આઠસો ( ૩૮૦૦ ) યોજનનો છે એમ ગુરૂમહારાજે મને કહ્યું છે. ૨૩૪.

તે આ પ્રમાણેઃ-સમભૂતલા પૃથ્વીથી છપ્પન હજાર (૫૬૦૦૦) યોજન ગયા બાદ સૌમનસવન આવે છે. તેથી તે છપ્પન હજાર ( ૫૬૦૦૦ ) નો દશમોભાગ છપ્પનસો (૫૬૦૦) યોજન થાય. અને તેને મૂલવિસ્તારના નવહજાર ચારસો (૯૪૦૦) માંથી બાદ કરતાં સૌમનસવન પાસેના મેરૂપર્વતનો બાહ્યવિસ્તાર (૯૪૦૦-૫૬૦૦=૩૮૦૦) ત્રણહજાર આઠસો યોજનનો આવે. અને તેમાંથી સૌમનસવનનો બન્ને બાજુનો-પાંચસો-પાંચસો ( ૫૦૦-૫૦૦ ) યોજનના ( ૧૦૦૦) બાદ કરવાથી અઠ્ઠાવીસસો (૨૮૦૦) યોજનનો સૌમનસવન પાસે મેરૂપર્વતનો આન્તરવિસ્તાર પ્રાપ્ત થાય છે. ૨૩૫-૨૩૭.

હવે આ સૌમનસવનથી ઉપર અઠ્ઠાવીસ હજાર ( ૨૮૦૦૦ ) યોજન ગયા બાદ મેરૂપર્વતના શિખર ઉપર પાંડકવન આવે છે. ૨૩૮.

चक्रवालतया तच्च, विस्तीर्णं वर्णितं जिनैः ।
चतुर्नवत्याऽभ्यधिकां, योजनानां चतुःशतीम् ॥ २३९ ॥
तच्चैवं-मेरुमस्तकविष्कम्भात्सहस्रयोजनोन्मितात् ।
मध्यस्थचूलिकाव्यासो, द्वादशयोजनात्मकः ॥ २४० ॥
शोध्यते तच्छेपमर्द्धीकृतं पण्डकविस्तृतिः ।
शेपा शिलादिस्थितिर्या, सा जम्बूद्वीपमेरुवत् ॥ २४१ ॥
तथैवास्य मरकतमयी शिरसि चूलिका ।
नानारत्ननिर्मितेन, शोभिता जिनसद्मना ॥ २४२ ॥
एवं यदन्यदप्यत्र, कूटचैत्यादि नोदितम् ।
जम्बूद्वीपमेरुवत्तद्वक्तव्यं सुधिया धिया ॥ २४३ ॥
एवं यथाऽस्य द्वीपस्य, पूर्वार्द्धमिह वर्णितम् ।
पश्चिमार्द्धमपि तथा, विज्ञेयमविशेपितम् ॥ २४४ ॥
गजदन्तप्रमाणादौ, विशेषो यस्तु कश्चन ।
स तु तत्तत्प्रकरणे, नामग्राहं निरूपितः ॥ २४५ ॥

---

તે પાંડકવનનો ચક્રવાલ વિષ્કંભ ચારસો ચોરાણું (૪૯૪) યોજનનો શ્રી જિનેશ્વરોએ વર્ણવેલો છે. ૨૩૯

તે આ રીતે-મેરૂપર્વતના શિખરઉપરના એકહજાર યોજનનો વિસ્તાર મધ્યમાં રહેલ ચૂલિકાનાં બારયોજન બાદ કરીને તેને અર્ધા કરવાથી જે આવે તે પાંડકવનનો ચક્રવાલ વિષ્કંભ જાણવો. અને ત્યાં રહેલી શીલા વિગેરેની સ્થિતિ જંબૂદ્વીપના મેરૂ પર્વતની જેવી જ જાણવી. ૨૪૦–૨૪૧.

```
   १०००
 – ―――
    १२
 ―――
  ૯૮૮    તેનું અર્ધુ ૪૯૪ યોજન
```

તથા આ મેરૂપર્વતના શિખર ઉપર રહેલી ચૂલિકા મરકતમણિમય છે, અને તે ચૂલિકા વિવિધ પ્રકારના રત્નોથી નિર્મિત જિનેશ્વરના ભવનથી શોભે છે. ૨૪૨.

એ જ રીતે જે બીજું પણ કૂટ-ચૈત્ય વગેરે અહીં કહ્યું નથી, તે સર્વ જંબૂદ્વીપના મેરૂની માફક જ બુદ્ધિમાન પુરૂષોએ જાણવું. ૨૪૩.

આ રીતે જેમ ધાતકીખંડના પૂર્વાર્ધનું વર્ણન કર્યું, તે જ રીતે પશ્ચિમાર્ધ ધાતકીખંડનું પણ સંપૂર્ણ વર્ણન જાણવું. ગજદંત પર્વતના પ્રમાણ વગેરેમાં જે વિશેષતા છે, તે, તે-તે પ્રકરણમાં નામ લઇને નિરૂપણ કરેલ છે. ૨૪૪–૨૪૫.

किंच—विजये पुष्कलावत्यां, वप्राख्ये विजये तथा ।
वत्से च नलिनावत्यां[1], विहरन्त्यधुना जिनाः ॥ २४६ ॥
प्राचीनेऽर्द्धे सुजातोऽर्हन्, स्वयंप्रभर्षभाननौ ।
श्रीमाननन्तवीर्यश्च, पश्चिमार्द्धे तु तेष्वमी ॥ २४७ ॥
सूरप्रभो जिनः श्रीमान्, विशालो जगदीश्वरः ।
जगत्पूज्यो वज्रधरश्चन्द्राननः प्रभुः क्रमात् ॥ २४८ ॥
एवं चात्र—श्रियं दधाते द्वौ मेरू, द्वीपस्यास्य कराविव ।
उदस्तौ पृथुतादर्पान्नभसो निजिघृक्षया ॥ २४९ ॥
यद्वोद्दण्डकरौ बद्धकच्छौ च नन्दनच्छलात् ।
स्पर्द्धया संमुखीनौ द्वौ, महामल्लाविवोत्थितौ ॥ २५० ॥
स्थापयत्येकधाऽऽत्मानं, मेर्वेकाङ्गुलिसंज्ञया ।
जम्बूद्वीपेऽयमेताभ्यां, द्विधा तं स्थापयन्निव ॥ २५१ ॥
अनलंभूष्णुनोत्थातुं द्वीपानानेन वार्द्धकात् ।
धृतौ दण्डाविवोद्दण्डौ, मेरू द्वाविह राजतः ॥ २५२ ॥

---

પુષ્કલાવતી, વપ્રા, વત્સ, અને નલિનાવતી વિજયોમાં હમણાં જિનેશ્વરો વિચરે છે. ૨૪૬.

તેમાં પૂર્વાર્ધમાં ક્રમશઃ સુજાતસ્વામી, સ્વયંપ્રભસ્વામી, ઋષભાનનસ્વામી અને શ્રીમાન અનંતવીર્યસ્વામી ( આ ચાર ) તીર્થંકરો છે. અને પશ્ચિમાર્ધમાં તે-તે વિજયોમાં ક્રમશઃ સુરપ્રભજિન, શ્રીવિશાલસ્વામી, વજ્રધરસ્વામી અને ચંદ્રાનનસ્વામી ( આ ચાર ) જગત્પૂજ્ય એવા શ્રીમાન પરમાત્માઓ વિચરે છે ૨૪૭-૨૪૮.

આકાશને પકડવાની ઇચ્છાથી આ ધાતકીખંડનામના દ્વીપે પોતાની પહોળાઈના અભિમાનથી જાણે ઉંચા કરેલા બે હાથ ન હોય ! તેવા બે (૨) મેરૂપર્વત શોભે છે. ૨૪૯.

અથવા તો નન્દનવન રૂપી બાંધેલા કચ્છ(કછોટો)વાળા અને દંડથી યુક્ત ઉંચા હાથવાળા, બે મલ્લો જાણે સ્પર્દ્ધાથી સામ-સામે આવેલ હોય ! તેના જેવા બે મેરૂપર્વતો શોભે છે. ૨૫૦.

જંબૂદ્વીપમાં રહેલો મેરૂ જાણે એક આંગળીની સંજ્ઞાથી આત્માને એક રૂપે સ્થાપે છે અને ધાતકીખંડ, બે મેરૂપર્વત વડે આત્માને બે રૂપે સ્થાપે છે. ૨૫૧

જાણે વૃદ્ધત્વનાં કારણે ઉઠવામાં અસમર્થ એવા આ દ્વીપે ઉંચા બે દંડરૂપ બે મેરૂપર્વત ધારણ કરેલ હોય તેમ શોભે છે ૨૫૨

---

[1] नलिनावत्यां वप्रे च इतिपाठः

वर्षाद्रयो द्वादशाष्टषष्टिर्वैताढ्यभूधराः ।
दीर्घा अष्टौ च वृत्तास्ते, काञ्चनाद्रिचतुःशती ॥ २५३ ॥
वक्षस्काराद्रयो द्वात्रिंशदष्टौ गजदन्तकाः ।
द्वौ चित्रौ द्वौ विचित्रौ च, चत्वारो यमकाचलाः ॥ २५४ ॥
इषुकारद्वयं चैवं, सर्वाग्रेणात्र भूभृताम् ।
चत्वारिंशा पञ्चशती, चत्वारश्च महाद्रुमाः ॥ २५५ ॥
चतुर्दशात्र वर्षाणि, चतस्रः कुरवोऽपि च ।
षट् कर्मभूमयोऽकर्मभूमयो द्वादश स्मृताः ॥ २५६ ॥
दीर्घवैताढ्येषु कूटाः, प्राग्वन्नव नवोदिताः ।
सक्रोशषड्योजनोच्चा, द्वादशा षट्शतीति ते ॥ २५७ ॥
रुक्मिमहाहिमवन्तः, कूटैरष्टभिरष्टभिः ।
सप्तभिश्च सौमनसौ, तथा च गन्धमादनौ ॥ २५८ ॥
मेर्वोर्द्वे नन्दनवने, निषधौ नीलवद्गिरी ।
विद्युत्प्रभौ माल्यवन्तौ, नवकूटाः समेऽप्यमी ॥ २५९ ॥

---

આ ધાતકીખંડમાં

૧૨ વર્ષધર પર્વતો, ૬૮ દીર્ઘવૈતાઢ્ય પર્વતો, ૮ વૃત્તવૈતાઢ્ય પર્વતો, ૪૦૦ કાંચનગિરિઓ, ૩૨ વક્ષસ્કાર પર્વતો, ૮ ગજદન્ત પર્વતો, ૨ ચિત્ર પર્વત, ૨ વિચિત્ર પર્વત, ૪ યમક પર્વતો, ૨ ઇષુકાર પર્વત અને ૨ મેરૂપર્વત છે. એમ સર્વ પર્વતોનો સરવાળો (ટોટલ) કરતાં કુલ ૫૪૦ પર્વતો છે. અને ચાર મહાવૃક્ષો છે. ૨૫૩-૨૫૫.

આ ધાતકીખંડમાં ૧૪ ક્ષેત્રો છે. ૪ કુરૂક્ષેત્રો છે, ૬ કર્મભૂમિઓ છે અને ૧૨ અકર્મભૂમિઓ છે. ૨૫૬.

અહીં રહેલ ૬૮ દીર્ઘવૈતાઢ્ય પર્વતો ઉપર જંબૂદ્વીપની માફક જ નવ-નવ કૂટો (શિખરો) કહેલા છે. અને તે કૂટો સવા છ (૬।) યોજન ઉંચા છે. અને તે કુલ (૬૮×૯)=૬૧૨ કુટો થાય છે. ૨૫૭.

૨ રૂક્મિ પર્વત અને ૨ મહા હિમવંત પર્વત આઠ-આઠ કૂટોથી યુક્ત છે. ૨ સૌમનસ અને ૨ ગન્ધમાદન પર્વતો સાત-સાત કૂટોથી યુક્ત છે. ૨૫૮.

૨ મેરૂ પર્વતના, ૨ નન્દનવનો, ૨ નિષધ પર્વત, ૨ નીલવંત પર્વત, ૨ વિદ્યુત્પ્રભ પર્વત, ૨ માલ્યવંત પર્વત, આ બધા ઉપર નવ-નવ કૂટો છે. ૨૫૯.

हिमवन्तौ शिखरिणौ, तैरेकादशभिर्युतौ ।
वक्षस्कारगिरिणां च, प्रत्येकं तच्चतुष्टयम् ॥ २६० ॥
त्रयः शताः स्युर्द्वाविंशाः, कूटान्येतानि तत्र च ।
षोडशा त्रिशती प्रोक्तहिमवद्गिरिकूटवत् ॥ २६१ ॥
हरिकूटौ द्वयोर्विद्युत्प्रभयोर्यौ हरिस्सहौ ।
माल्यवतोर्बलकूटौ, मेरुनन्दनयोश्च यौ ॥ २६२ ॥
एते षडपि साहस्रास्त्रिधानामिति मानतः ।
चतुस्त्रिंशाद्रिकूटानामेवं नवशती भवेत् ॥ २६३ ॥
सहेषुकारकूटैर्द्वाचत्वारिंशा शता नव ।
तत्रेषुकारकूटानां, मानं तु नोपलभ्यते ॥ २६४ ॥
चतुःषष्टौ विजयेषु, भरतैरवतेषु च ।
स्युरष्टषष्टिर्वृषभकूटा एकैकभावतः ॥ २६५ ॥
धातक्यादिषु चतुष्के, द्वयोश्च भद्रसालयोः ।
अष्टाष्टेति च सर्वाग्रे, भूकूटाः षोडशं शतम् ॥ २६६ ॥

---

૨ લઘુ હિમવંત પર્વત, અને ૨ શિખરી પર્વત-૧૧-૧૧ કૂટથી યુક્ત છે. અને ૩૨ વક્ષસ્કાર પર્વતો-૪-૪ કૂટથી યુક્ત છે. ૨૬૦.

આ રીતે સરવાળો કરતાં કુલ (ટોટલ) ત્રણસોને બાવીસ (૩૨૨) કૂટો થાય. તેમાંથી ત્રણસોને સોલ (૩૧૬) કૂટો, જંબૂદ્વીપના હિમવંત પર્વતના કૂટ જેવા જ જાણવા. ૨૬૧.

બે વિદ્યુતપ્રભ પર્વતના બે હરિકૂટ, બે માલ્યવાન્ પર્વતના બે હરિસ્સહકૂટ અને બે મેરૂના નન્દનવનના બે બલકૂટ એમ આ છ કૂટો એકહજાર યોજનની લંબાઈ-પહોળાઈ અને ઉંચાઇવાળા છે. અને આ રીતે પર્વતના શિખરો (કૂટો) ની સંખ્યા કુલ નવસોને ચોત્રીસ (૯૩૪) થાય છે. ૨૬૨-૨૬૩.

બે ઈપુકાર પર્વતના કૂટોને ભેગા કરતા કુલ શિખરોની સંખ્યા નવસોને બેંતાલીસ (૯૪૨) ની થાય છે. તેમાં ઇષુકાર પર્વતના કૂટોનું માન પ્રાપ્ત થતું નથી. ૨૬૪.

ચોસઠ (૬૪) વિજયોમાં અને ૨ ભરત, ૨ ઐરવત ક્ષેત્રોમાં એક-એક એમ અડસઠ (૬૮) વૃષભકૂટો છે. ૨૬૫

ધાતકી આદિ ચાર મહાવૃક્ષોનાં આઠ-આઠ બે ભદ્રશાલ વનના આઠ-આઠ (૮×૪=૩૨, ૮×૨=૧૬=૪૮) એમ ૪૮ ભૂકૂટો થયા. તેમાં અડસઠ (૬૮) વૃષભકૂટો ઉમેરતાં કુલ એકસોને સોળ ભૂકૂટો (જમીન ઉપરના કૂટો) થાય છે. ૨૬૬.

एतेषां वक्तुमुचिते, पर्वतत्वेऽपि वस्तुतः ।
कूटत्वव्यवहारस्तु, पूर्वाचार्यानुरोधतः ॥ २६७ ॥
महाहृदा द्वादशैव, विंशतिश्च कुरुहृदाः ।
श्रीह्रीधृतिकीर्त्तिबुद्धिलक्ष्मीनां च द्वयं द्वयम् ॥ २६८ ॥
सहस्रा द्वादशैकोनत्रिंशल्लक्षाश्च कीर्त्तिताः ।
तरङ्गिणीनामेतस्मिन्, द्वीपे मतान्तरे पुनः ॥ २६९ ॥
पञ्चत्रिंशल्लक्षाणि चतुरशीतिः सहस्रकाश्चैव ।
इह संभवन्ति सरितां तत्त्वं तु विदन्ति तत्त्वज्ञाः ॥ २७० ॥ ( आर्या )
विदेहयुग्मे प्रत्येकं, स्युः कुण्डान्यष्टसप्ततिः ।
द्वे द्वे च शेषवर्षेषु, शतमेवमशीतियुक् ॥ २७१ ॥
एतेऽद्रयो हृदाः कूटाः, कुण्डान्येतान्यथापगाः ।
स्युर्वेदिकावनोपेतास्तत्स्वरूपं तु पूर्ववत् ॥ २७२ ॥
एषां याम्योदीच्यवर्षसरिच्छैलादिवर्तिनाम् ।
विजयस्वर्गिवत्प्रौढसमृद्धीनां सुधाभुजाम् ॥ २७३ ॥
दक्षिणस्यामुदीच्यां च जम्बूद्वीपस्थमेरुतः ।
अन्यस्मिन् धातकीखण्डे, राजधान्यो जिनैः स्मृताः ॥ २७४ ॥

---

આ બધાને વાસ્તવમાં પર્વત કહેવા ઉચિત છે. છતાં પણ પૂર્વાચાર્યોના વચનને અનુસરીને અહીં કૂટ તરીકે વ્યવહાર કર્યો છે. ૨૬૭.

શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ, લક્ષ્મી, આ દેવીઓના બે-બે દ્રહો હોવાથી પદ્મ-દ્રહાદિ બાર મહાદ્રહો છે અને વીસ કુરૂક્ષેત્રોના દ્રહો છે. ૨૬૮.

ધાતકીખંડમાં ઓગણત્રીસ લાખ, બારહજાર ( ૨૯,૧૨૦૦૦ ) નદીઓ છે. અને મતાન્તરે પાંત્રીસલાખ ચોર્યાસીહજાર ( ૩૫,૮૪૦૦૦ ) નદીઓ છે. આમાં તત્ત્વતો તત્ત્વજ્ઞો જાણે. ૨૬૯-૨૭૦.

આ ધાતકીખંડના એકેક વિદેહક્ષેત્રમાં અઠ્યોતેર-અઠ્યોતેર (૭૮) કુંડો છે. અને બાકીનાં બારક્ષેત્રોમાં બે-બે કુંડો છે, તેથી કુલ (૭૮+૭૮+૨૪=૧૮૦) એકસોનેએંસી કુંડો છે. ૨૭૧.

આ બધા પર્વતો, દ્રહો, કૂટો, કુંડો અને નદીઓ વેદિકા અને વનથી યુક્ત છે. અને વેદિકા અને વનનું સ્વરૂપ જંબૂદ્વીપની જેમ સમજવું. ૨૭૨.

દક્ષિણ અને ઉત્તર દિશાના ક્ષેત્રો, નદીઓ, પર્વતો વગેરેમાં રહેનારા જે દેવો છે, તે વિજયદેવ જેવી સમૃદ્ધિવાળા છે. અને તેઓની રાજધાની જંબૂદ્વીપના મેરૂથી દક્ષિણ અને ઉત્તરમાં અન્ય ધાતકીખંડમાં જિનેશ્વરોએ કહેલી છે. ૨૭૩-૨૭૪.

श्रेण्यश्चतस्रः प्रत्येक-वैताढ्येष्विति मीलिताः ।
श्रेण्यो भवन्ति द्वीपेऽस्मिन्, द्विशती सद्विसप्ततिः ॥ २७५ ॥
दशोत्तरं पुरः शतं प्रतिवैताढ्यमित्यतः ।
तेषां सहस्राःसप्त स्यु साशीतिश्च चतुःशती ॥ २७६ ॥
जघन्यतोऽष्टेह जिना भवेयुरुत्कर्षतस्ते पुनरष्टषष्टिः ।
जघन्यतः केशवचक्रिरामा, अष्टाऽथोत्कृष्टपदे तु षष्टिः ॥ २७७ ॥
( उपजातिः )

सद्वादशा स्युर्निधयोऽत्र षट्शती, प्रकर्षतस्तान्युपभोगभाञ्जि तु ।
द्विर्विंशतिः पञ्च शतानि च ध्रुवं, द्वासप्ततिस्तानि जघन्यतस्तथा ॥ २७८ ॥
( इन्द्रवंशा )

विंशानि चत्वारि शतानि पञ्चैकाक्षाणि रत्नानि पृथग् भवेयुः ।
उत्कर्षतस्तानि जघन्यतश्च, पञ्चाशदाढ्या ननु षड्भिरेव ॥ २७९ ॥
( इन्द्रवज्रा )

द्वादशोष्णमहसः सुधांशवो, द्वादश ग्रहसहस्रमन्वितम् ।
षड्युताद्धशतकेन भानि षट्त्रिंशता समधिकं शतत्रयम् ॥ २८० ॥
( रथोद्धता )

---

પ્રત્યેક વૈતાઢ્યપર્વતો ઉપર ચાર-ચાર શ્રેણિઓ છે. તે સર્વે મળીને ( ૬૮×૪= ૨૭૨ ) બસો બોંતેર શ્રેણિઓ થાય છે. ૨૭૫.

દરેક વૈતાઢ્યપર્વત ઉપર એકસોનેદશ નગરો છે. તેથી સર્વેનગરોની સંખ્યા ( ૬૮×૧૧૦=૭૪૮૦ ) સાતહજાર ચારસોએંસી થાય છે. ૨૭૬.

ધાતકીખંડમાં જઘન્યથી ૮ અને ઉત્કૃષ્ટથી અડસઠ (૬૮) શ્રી તીર્થંકર પરમાત્માઓ હોય છે. અને જઘન્યથી બલદેવ-વાસુદેવ અને ચક્રવર્તી આઠ હોય છે અને ઉત્કૃષ્ટથી સાઈઠ હોય છે. ૨૭૭.

અહીંયા (ધાતકીખંડમાં) ઉત્કૃષ્ટથી નિધાનો છસ્સોને બાર હોય છે. ઉપભોગમાં તો ઉત્કૃષ્ટથી પાંચસોને ચાલીશ હોય છે. અને જઘન્યથી બોંતેર ઉપભોગમાં હોય છે. ૨૭૮.

તેમજ (ચક્રવર્તીના) એકેન્દ્રિય અને પંચેન્દ્રિય રત્નો ઉત્કૃષ્ટથી ચારસો ને વીસ (૪૨૦) હોય છે. તેથી કુલ આઠસો ને ચાલીશ રત્નો હોય છે અને જઘન્યથી એકે ન્દ્રિય અને પંચેન્દ્રિય રત્નો છપ્પન-છપ્પન હોય છે. ૨૭૯.

અહીં (ધાતકીખંડમાં) બારસૂર્યો અને બારચંદ્રો છે, એકહજાર અને છપ્પનગ્રહો છે.

त्रिभिः सहस्रैरधिकानि लक्षाण्यष्टौ तथा सप्त शतानि चात्र ।
स्युः कोटिकोटयः किल तारकाणां, तमोऽङ्कुरोन्मूलनकारकाणाम् ॥ २८१ ॥
( उपजातिः )

द्वीपोऽयमेवं गदितस्वरूपः, कालोदनाम्नोदधिना परीतः ।
विभाति दीप्रप्रधिनेव चक्रमिवेभसेनावलयेन भूपः ॥ २८२ ॥
( उप० )

कालो महाकाल इतीह देवौ, प्राच्यप्रतीच्यार्द्धधृताधिकारौ ।
तद्दैवतः श्यामतोदकश्च, तदेप कालोद इति प्रसिद्धः ॥ २८३ ॥
( उप० )

लक्षांण्यष्टौ विस्तृतो योजनानामुद्विद्धोऽयं योजनानां सहस्रम् ।
आदावन्ते मध्यदेशे समानोद्वेधः सर्वत्रापि पूर्णह्रदाभः ॥ २८४ ॥
( शालिनी )

न चूला न वेला न च क्षोभितास्मिन् , न पातालकुम्भादिका वा व्यवस्था ।
सदम्भोदमुक्तोदकस्वादुनीरः, प्रसन्नश्च साधोर्मनोवद्गभीरः ॥ २८५ ॥
( भुजंगप्रयातं )

---

ત્રણસોને છત્રીશ નક્ષત્રો છે અને આઠલાખ, ત્રણહજાર અને સાતસો (૮,૦૩,૭૦૦) કોડાકોડી તારાઓ છે, કે જે અન્ધકારનું ઉન્મૂલન કરે છે. ૨૮૦-૨૮૧.

અહીં જેનુ આ વર્ણન કર્યું, તે આ ધાતકીખંડદ્વીપ ચોતરફથી કાલોદધિ નામના સમુદ્રથી વીંટળાએલો છે. તે દેદીપ્યમાન નાભિવડે જેમ ચક્ર શોભે અને હાથીની સેનાવડે જેમ રાજાશોભે, તેમ શોભે છે ૨૮૨.

આ સમુદ્રના પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધના ક્રમે કરીને કાલ અને મહાકાલ નામના બે દેવો અધિષ્ઠાયક છે, તેથી તે દેવના નામના કારણે અથવા તો સમુદ્રનું પાણી કૃષ્ણ-વર્ણી હોવાથી તે "કાલોદધિ" એ પ્રમાણે પ્રસિદ્ધિ પામેલ છે ૨૮૩.

આ સમુદ્રનો વિસ્તાર આઠલાખ યોજનનો છે. ઉંડાઈ એકહજાર યોજનની છે. અને પાણીથી ભરેલા દ્રહની જેમ આ સમુદ્રની પણ આદિમાં-અન્તમાં અને મધ્ય-દેશમાં એમ સર્વત્ર ઉંડાઈ સરખી જ છે. એટલે કે સર્વત્ર એકહજાર યોજનની છે. ૨૮૪.

આ સમુદ્રમાં (લવણસમુદ્રની જેમ) પાણીની ઉંચી શિખા નથી, ભરતી નથી, ઓટ નથી, પાતાલ કલશાદિ નથી, સુંદર મેઘમાંથી વરસતા પાણીના જેવું મધુર પાણી વાળો છે. અને સાધુના મનની માફક પ્રશાંત તથા ગંભીર છે. ૨૮૫.

लक्षाण्यथैकनवतिः परिधिः सहस्राः,
स्यात् सप्ततिः षडिह पञ्चयुताः शताश्च ।
द्वारैश्चतुर्भिरयमप्यभितो विभाति, ।
पूर्वादिदिक्षु विजयादिभिरुक्तरूपैः ॥ २८६ ॥ ( वसन्ततिलका )
लक्षा द्वाविंशतिश्च द्विनवतिरुपरि स्युः सहस्राणि नूनं,
षट्चत्वारिंशदाढ्या जिनपतिगदिता षट्शती योजनानाम् ।
पादोनं योजनं चान्तरमिह निखिलद्वार्षु तुल्यप्रमाणं,
कालोदे द्वारपानां विजयवदुदिता राजधान्योऽपरस्मिन् ॥ २८७ ॥
( स्रग्धरा )

प्राक्प्रतीच्योर्दिशोर्द्वादश द्वादश,
द्वादशेभ्यः सहस्रेभ्य एवान्तरे ।
सन्ति कालोदधौ धातकीखण्डतोऽत्रा-
न्तरीपा अमुष्यामृतोष्णत्विषाम् ॥ २८८ ॥ ( मौक्तिकदाम )
पुष्करद्वीपतोऽप्येवमत्राम्बुधौ,
तावता प्राक्प्रतीच्योः सुधोष्णत्विषाम् ।
नेत्रवेदैर्मिता नेत्रवेदैर्मिता (४२),
एतदब्धिस्पृशामन्तरीपाः स्थिताः ॥ २८९ ॥ ( मौक्ति० )

---

આ સમુદ્રની બાહ્યપરિધિ એકાણુંલાખ, સીત્તેરહજાર, છસોને પાંચ (૯૧,૭૦૬૦૫) યોજનની છે. અને પૂર્વાદિ ચારેય દિશામાં જંબૂદ્વીપના વર્ણનમાં કહેલ સ્વરુપવાળા જ વિજયાદિ ચાર દ્વારોથી આ સમુદ્ર શોભે છે. ૨૮૬.

આ સમુદ્રના ચારેય દ્વારોનું પરસ્પર અન્તર બાવીસલાખ, બાણુંહજાર, છસો છેંત્તાલીસ (૨૨,૯૨,૬૪૬) યોજનમાં એક ગાઉન્યૂન છે. અને ચારેય દ્વારોના અધિષ્ઠાયક દેવોની રાજધાની તે-તે દિશામાં અન્ય કાલોદધિ સમુદ્રમાં છે અને તેઓની ઋદ્ધિ આદિ વિજયદેવની માફક જાણવી. ૨૮૭.

ધાતકીખંડથી પૂર્વ અને પશ્ચિમ દિશામાં બાર-બાર હજાર યોજનને આંતરે કાલોદધિસમુદ્રમાં ધાતકીખંડ, સંબંધી, બાર-સૂર્ય અને બાર ચંદ્રના આંતર દ્વીપો છે. ૨૮૮.

આજ રીતે પુષ્કર દ્વીપથી પણ પૂર્વ અને પશ્ચિમદિશામાં બાર-બાર હજાર યોજન ગયા બાદ કાલોદધિ સમુદ્રમાં કાલોદધિ સમુદ્ર સંબંધી બેંતાલીસ ચંદ્રોના અને બેંતાલીસ સૂર્યોના અંતરદ્વીપો આવેલ છે. ૨૮૯.

अन्तरीपा अमी गौतमद्वीपव-
द्भावनीयाः स्वरूपप्रमाणादिभिः ।
वेदिकाकाननालङ्कृताः सर्वतः,
क्रोशयुग्मोच्छ्रिता वारिधेर्वारितः ॥ २९० ॥ (मौक्ति०)

अथाम्भोधावस्मिन्नमृतरुचयस्तिग्मकिरणा,
द्विचत्वारिंशत्स्युर्ग्रहगृहसहस्रत्रयमथ ।
शतैः षड्भिर्युक्तं षडधिकनवत्या समधिकैः,
सहस्रं षट्सप्तत्यधिकशतयुक् चात्र भगणः ॥ २९१ ॥ (शिखरिणी)

पंचाशदूना नियतं सहस्रास्त्रयोदशेभाक्षि मिताश्च लक्षाः ।
स्युस्तारकाणामिह कोटिकोट्यः कालोदधौ तीर्थकरोपदिष्टाः ॥ २९२ ॥
(उपजातिः)

विश्वाश्चर्यदकीर्त्तिकीर्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे,
द्वाविंशो मधुरः समाप्तिमगमत्सर्गो निसर्गोज्ज्वलः ॥ २९३ ॥

॥ इति श्रीलोकप्रकाशे धातकिवर्णको द्वाविंशतितमः सर्गः समाप्तः ॥ ग्रन्थाग्रं ३१४ ॥



---

આ સર્વે અંતરદ્વીપો સ્વરૂપ અને પ્રમાણ વડે ગૌતમદ્વીપ જેવાજ જાણવા. તે બધા આન્તરદ્વીપો ચારે બાજુથી વેદિકા અને વનથી અલંકૃત છે. તથા સમુદ્રના પાણીથી બે ગાઉ ઉંચા છે. ૨૯૦

આ કાલોદધિ સમુદ્રમાં સૂર્ય બેંતાલીસ છે, ચંદ્ર પણ બેંતાલીસ છે, ગ્રહો ત્રણ હજાર છસોને છન્નુ (૩૬૯૬) છે. નક્ષત્રો અગિયારસોને છોત્તેર (૧૧૭૬) છે તથા અઠ્ઠાવીસલાખ, બારહજાર, નવસો પચાસ (૨૮,૧૨,૯૫૦) કોડા કોડી પ્રમાણ તારાઓ છે. આ પ્રમાણે તીર્થંકરોએ બતાવ્યુ છે ૨૯૧–૨૯૨.

વિશ્વને આશ્ચર્ય આપનાર કીર્તિ છે જેમની એવા ઉપાધ્યાય શ્રી કીર્તિવિજયજી ગણિવરનાં શિષ્ય અને માતા રાજશ્રી અને પિતા તેજપાલના પુત્ર એવા શ્રી વિનય-વિજયજી મહારાજે રચેલા નિશ્ચિત એવા જગતના પદાર્થો માટે દીપકની ઉપમાવાળા આ કાવ્યમા કુદરતી ઉજ્જ્વલ અને મધુર એવો આ બાવીસમો સર્ગ પૂર્ણ થયો. ૨૯૩.

(બાવીસમો સર્ગ સમાપ્ત)



## ॥ अथ त्रयोविंशतितमः सर्गः प्रारभ्यते ॥



वक्ष्येऽथ पुष्करवरद्वीपं कैकयदेशवत् ।
विशेषिताद्धमावेष्टय, स्थितं कालोदवारिधिम् ॥ १ ॥
वक्ष्यमाणस्वरूपैर्यच्छोभितश्चारुपुष्करैः ।
ततोऽयं पुष्करवर, इति प्रसिद्धिमीयिवान् ॥ २ ॥
चक्रवालतयैतस्य, विस्तारो वर्णितः श्रुते ।
योजनानां षोडशैव, लक्षा न्यक्षार्थवेदिभिः ॥ ३ ॥
द्वीपस्यास्य मध्यदेशे, शैलोऽस्ति मानुपोत्तरः ।
अन्विताख्यो नरक्षेत्रसीमाकारितयोत्तरः ॥ ४ ॥
उभयोः पार्श्वयोश्चारुवेदिकावनमण्डितः ।
योजनानामेकविंशान्. शतान् सप्तदशोच्छ्रितः ॥ ५ ॥

---

## તેવીસમો સર્ગ



### પુષ્કરવર દ્વીપ–સ્વરૂપ

કૈકયદેશ (આર્યદેશો ૨૫+૦॥ કહેવાય છે, તેમાનો ૦॥ આર્યદેશ) ની માફક બાકી રહ્યો છે અડધોભાગ જેનો એવા અને કાલોદધિ સમુદ્રને વીંટળાઇને રહેલા એવા પુષ્કરવર દ્વીપનુ વર્ણન હવે હું કરીશ ૧

જેનુ સ્વરૂપ આગળ કહેવાશે એવા સુંદર પુષ્કરો (કમલવિશેષ)થી આ દ્વીપ શોભે છે, તેથી આ દ્વીપ પુષ્કરવરદ્વીપના નામે પ્રસિદ્ધિ પામ્યો છે. ૨

સૂક્ષ્મ અર્થને જાણનારા મહાપુરૂષોએ આગમમાં આ દ્વીપનો ચક્રવાલ વિસ્તાર સોળ લાખ યોજનનો કહેલ છે ૩.

આ દ્વીપના મધ્યભાગમાં માનુષોત્તર નામનો પર્વત છે. તે મનુષ્યક્ષેત્રની સીમા કરનાર હોવાથી અને મનુષ્યક્ષેત્રની પછી રહેલો હોવાથી સાન્વર્થ નામ વાળો છે. ૪.

આ માનુષોત્તર પર્વત બન્ને બાજુ સુંદર વેદિકા અને વનથી સુશોભિત છે. અને તેની ઉંચાઈ સત્તરસો ને એકવીસ (૧૭૨૧) યોજનની છે. ૫.

चतुःशतीं योजनानां, त्रिशां क्रोशाधिकां भुवि ।
मग्नो मूले सहस्रं च, द्वाविंशं किल विस्तृतः ॥ ६ ॥
त्रयोविंशानि मध्येऽयं, शतानि सप्त विस्तृतः ।
चतुर्विंशानि चत्वारि, शतान्युपरिविस्तृतः ॥ ७ ॥
यथेष्टस्थानविष्कम्भज्ञानोपायस्तु साम्यतः ।
भाव्यो वेलन्धरावासगोस्तूपादिगिरिष्विव ॥ ८ ॥
अग्रेतनं पादयुग्मं, यथोत्तम्य निषीदति ।
पुताभ्यां केसरी पादद्वयं संकोच्य पश्चिमम् ॥ ९ ॥
ततः शिरःप्रदेशे स, विभाति भृशमुन्नतः ।
तथा पाश्चात्यभागे च, निम्नो निम्नतरः क्रमात् ॥ १० ॥
तद्वदेष गिरिः सिंहोपवेशनाकृतिस्ततः ।
यद्वा यवार्द्धसंस्थानसंस्थितोऽयं तथैव हि ॥ ११ ॥
समभित्तिः सर्वतुङ्गो, जम्बूद्वीपस्य दिश्ययम् ।
प्रदेशहान्या पश्चात्तु, निम्नो निम्नतरः क्रमात् ॥ १२ ॥
अत्रायं संप्रदायः—द्वे सहस्रे चतुश्चत्वारिंशे मूले सुविस्तृतम् ।
शतान्यष्टाष्टचत्वारिंशानि मूर्ध्नि च विस्तृतम् ॥ १३ ॥

---

આ પર્વત ચારસોત્રીસ યોજન અને એક ગાઉ (૪૩૦ યો. ૧ ગા.) ભૂમિની અંદર અવગાઢ છે, પૃથ્વી ઉપર એક હજારને બાવીસ (૧૦૨૨) યોજન, મધ્યદેશમાં સાતસોનેત્રેવીસ (૭૨૩) યોજન અને શિખર ઉપર ચારસોને ચોવીસ (૪૨૪) યોજન વિસ્તૃત છે. ૬–૭.

ઈચ્છિત સ્થાનનો વિસ્તાર જાણવાનો ઉપાય વેલંધરાવાસ–ગોસ્તુપ આદિ પર્વતોની માફક જ જાણવો ૮.

જેમ કેસરી સિંહ આગળના બે પગને ઉંચા કરીને, અને પાછળના બે પગને પુત-પ્રદેશવડે સંકોચીને બેસે, ત્યારે તે સમયે તે માથાના ભાગમાં જેમ અત્યંત ઉંચો લાગે અને પાછળના ભાગમાં જેમ ક્રમશઃ નીચો નીચો લાગે, તેમ આ પર્વત પણ સિંહની બેસવાની આકૃતિવાળો છે અથવા અર્ધા જવના આકારવાળો છે. ૯–૧૧

આ પર્વત જંબૂદ્વીપની દિશામાં સમાન ભીંત જેવો અને એકસરખો ઉંચો છે. અને પાછળના ભાગમાં એકેક પ્રદેશની હાનિવડે કરીને ક્રમશઃ નીચો–નીચો છે. ૧૨.

અહીં પરંપરા આ પ્રમાણે છે કેઃ–આ પર્વતમૂળમાં બેહજારને ચુંમાલીસ (૨૦૪૪) યોજન અને શિખર ઉપર આઠસોને અડતાલીસ (૮૪૮) યોજન વિસ્તૃત છે.

एकविंशान् शतान् सप्तदशोच्चं वलयाकृतिम् ।
प्रकल्प्याद्रिं ततोऽस्याभ्यन्तरार्द्धेऽपहृते सति ॥ १४ ॥
विस्तारमधिकृत्याथ, शेषस्तिष्ठति यादृशः ।
तादृशोऽयं संप्रदायात्, प्रज्ञप्तो मानुषोत्तरः ॥ १५ ॥
वसन्त्यस्योर्ध्वं सुपर्णकुमारा निर्जरा बहिः ।
मध्ये मनुष्याश्चेत्येष, त्रिधा गिरिरलङ्कृतः ॥ १६ ॥

तथोक्तं जीवाभिगमसूत्रे—"माणुसुत्तरस्स णं पव्वयस्स अंतो मणुआ उप्पिं सुवण्णा बाहिं देवा" ईति ।

जाम्बूनदमयश्चित्रमणिरत्नविनिर्मितैः ।
लतागृहैर्दीर्घिकाभिर्मण्डपैश्चैष मण्डितः ॥ १७ ॥
कूटैः षोडशभिश्चैष, समन्ताज्जात्यलङ्कृतः ।
नानारत्नमयै रम्यैः, प्राकारोऽट्टालकैरिव ॥ १८ ॥
त्रयं त्रयं स्यात्कूटानां, पङ्क्त्या दिशां चतुष्टये ।
द्वादशाप्येकैकदेवाधिष्ठितानि भवन्त्यथ ॥ १९ ॥

उक्तं च स्थानाङ्गवृत्तौ—

---

તથા સત્તરસોને એકવીસ (૧૭૨૧) યોજનનો ઉંચો વલયાકૃતિવાળો પર્વત કલ્પીને, તેમાંથી અધોભાગ દૂર કરીને વિસ્તારથી જેવો બાકી રહે, તેવો આ મનુષોત્તર પર્વત સંપ્રદાયથી કહેલો છે. ૧૩–૧૫

આ પર્વતના ઉર્ધ્વભાગે સુપર્ણકુમાર દેવો રહે છે. બહારનાં ભાગમાં દેવો વસે છે. અને અંદરભાગમાં મનુષ્યો વસે છે. આ રીતે ત્રણ પ્રકારે આ પર્વત શોભે છે. ૧૬.

જીવાભિગમ સૂત્રમાં આ પ્રમાણે કહેલું છે કે–મનુષોત્તર પર્વતની અંદર મનુષ્યો, ઉપર સુપર્ણકુમાર દેવો અને બહાર દેવો વસે છે.

જાંબૂનદ (સુવર્ણ)મય આ પર્વત વિવિધ પ્રકારનાં મણિ અને રત્નોથી બનાવેલા એવા લતા મંડપો વાવડીઓ અને મંડપોથી શોભે છે. વિવિધ પ્રકારના રત્નમય અને મનોહર એવા સોળકૂટોથી ચારેતરફથી અલંકૃત, એવો આ પર્વત, ગવાક્ષથી જેમ કિલ્લો શોભે તેમ શોભે છે ૧૭–૧૮.

આ પર્વતની ચારેય દિશામાં ત્રણ–ત્રણ કૂટો છે અને તે બારેય કૂટ ઉપર એક–એક દેવતા અધિષ્ઠિત છે. ૧૯.

સ્થાનાંગસૂત્રની ટીકામાં કહેલું છે, કે–

"पुव्वेण तिन्नि कूडा दाहिणओ तिन्नि तिन्नि अवरेण ।
उत्तरओ तिन्नि भवे चउद्दिसिं माणुसनगस्स ॥ २० ॥" त्ति ।
विदिक्षु चत्वारि तत्राग्नेय्यां रत्नाभिधं भवेत् ।
निवासभूतं तद्वेणुदेवस्य गरुडेशितुः ॥ २१ ।
रत्नोच्चयाख्यं नैर्ऋत्यां, वेलम्बस्यानिलेशितुः ।
नाम्ना विलम्बसुखदमित्यप्येतन्निरूपितम् ॥ २२
पूर्वोत्तरस्यां च कूटं, सर्वरत्नाभिधं भवेत् ।
तत्सुपर्णकुमारेन्द्रवेणुदालेः किलास्पदम् ॥ २३ ॥
तथाऽपरोत्तरस्यां स्यात्तद्रत्नसंचयाभिधम् ।
प्रभञ्जनपराख्यं च, प्रभञ्जनसुरेशितुः ॥ २४ ॥

अत्र यद्यपि रत्नादीनि चत्वारि कूटानि स्थानाङ्गसूत्रे चतुर्दिशमुक्तानि तथाहि—"माणुसुत्तरस्स णं पव्वयस्स चउदिसिं चत्तारि कूडा पं० तं०—रयणे रयणुच्चये सव्वरयणे रयणसंचए" इति तथाप्येतत्सूत्रं श्रीअभयदेवसूरिभिरेवं व्याख्यातं— तथाहि—"इह च दिग्ग्रहणेऽपि विदिक्ष्विति द्रष्टव्यं, तथा एवं चैतद्व्याख्यायते द्वीपसागरप्रज्ञप्तिसंग्रहण्यनुसारेणे" त्यादि ।

---

"પૂર્વદિશામાં ત્રણ કૂટ, દક્ષિણમાં ત્રણ, પશ્ચિમમાં ત્રણ, અને ઉત્તરમાં ત્રણ–એમ ચાર દિશામાં માનુષોત્તર પર્વત ઉપર કૂટો છે." ૨૦.

આ પર્વત ઉપર વિદિશાઓમાં ચારકૂટ છે. તેમાં અગ્નિખૂણામાં (આગ્નેયીદિશામાં) ગરૂડનિકાયના સ્વામી વેણુદેવનુ રત્ન નામનુ નિવાસસ્થાન છે. ૨૧.

નૈઋત્યખૂણામાં વાયુકુમારના ઇંદ્રિ, વેલંબદેવનુ રત્નોચ્ચય નામનુ નિવાસસ્થાન છે અને આ કૂટ 'વિલંબસુખદ'ના નામે પણ કહેવાય છે. ૨૨.

ઇશાનખૂણામાં સર્વ રત્નનામનો કૂટ છે, તે સુપર્ણકુમારના ઇંદ્ર જે (ગરૂડકુમારનાં બીજા ઇંદ્ર) જે વેણુદાલિ છે, તેનું સ્થાન છે ૨૩

તેમજ વાયવ્યખૂણામાં રત્નસંચય નામનો કૂટ છે, જેનું બીજુ નામ પ્રભંજન પણ છે. તે પ્રભંજન નામના ઇંદ્ર (વાયુકુમારના બીજા ઇંદ્ર)નું નિવાસ સ્થાન છે. ૨૪.

અહીં જો કે આ રત્ન આદિ ચારકૂટો સ્થાનાંગસૂત્રમાં ચારદિશાઓમાં કહેલ છે. તે આ રીતે કે "માનુષોત્તર પર્વત ઉપર ચારદિશામા રત્ન, રત્નોચ્ચય, સર્વરત્ન અને રત્નસંચય નામના કૂટો છે" તો પણ આ સૂત્રમાં શ્રી અભયદેવસૂરિ મહારાજે આ સૂત્રની આ પ્રમાણે વ્યાખ્યા કરી છે, "અહીં દિશા શબ્દના ગ્રહણથી પણ વિદિશામાં જ છે–એમ સમજવું. કારણકે દ્વીપ સાગર પ્રજ્ઞપ્તિ તથા સંગ્રહણી આદિમાં એ પ્રમાણે વ્યાખ્યા કરેલ છે"

चतु र्दिशमिहैकैकः, कूटे भाति जिनालयः ।
दिशां चतसृणां रत्नकिरीट इव भासुरः ॥ २५ ॥

तथोक्तं चिरंजयक्षेत्रसमाससूत्रे—

" चउसुवि उसुयारेसुं इक्किक्कं नरनगंमि चत्तारि ।
कूडोवरि जिणभवणा कुलगिरिजिणभवणपरिमाणा ॥ २६ ॥"

साक्षान्न यद्यपि प्रोक्तः, सिद्धान्तेऽत्र जिनालयः ।
तथाप्यागमवाग्लिङ्गादनुमानात्प्रतीयते ॥ २७ ॥
यतो विद्याचारणर्षितिर्यग्गतिनिदर्शने ।
विश्रामोऽत्र गिरौ प्रोक्तश्चैत्यवन्दनपूर्वकः ॥ २८ ॥

तथाह पञ्चमाङ्गे—विज्जाचारणस्स णं भंते! तिरियं केवतिए गतिविसए पन्नत्ते? गो० ! से णं इओ एगेणं उप्पाएणं माणुसुत्तरे पव्वए समोसरणं करेइ, माणु० २ त्ता तहिं चेइयाइं वंदति"

एतच्चास्मिन् विना चैत्यं, कथमौचित्यमञ्चति ? ।
ततोऽत्र जिनचैत्यानि, युक्तमूचुर्महर्षयः ॥ २९ ॥

---

ચારેય દિશામાં એક–એક કૂટ ઉપર એક–એક જિનાલય, ચારેય દિશાઓના દેદીપ્યમાન રત્નમુગટની જેમ શોભે છે. ૨૫.

આજ વાત લઘુક્ષેત્રસમાસ સૂત્રમાં કહી છે કે "ચારેય ઈષુકાર પર્વત ઉપર (ધાતકીખંડના ૨+ પુષ્કાર્ધના ૨=૪) અને માનુષોત્તર પર્વતના ચારેય દિશાના એક–એક કૂટ ઉપર એક–એક જિનાલય છે. કે જે કુલગિરિ ઉપર કહી ગયેલ જિનેશ્વર દેવના ભવન જેવા પરિમાણવાળા છે." ૨૬.

અહીં જિનાલયની વાત સિદ્ધાન્તમા સાક્ષાત્ સ્પષ્ટ રીતે કહી નથી, તો પણ આગમની વાણીને અનુસારે અનુમાન દ્વારા અહીં જિનાલય છે એમ–પ્રતીત થાય છે. કારણકે વિદ્યાચારણ મુનિઓની તિર્છીગતિના દૃષ્ટાંતમાં, આ ગિરિ ઉપર ચૈત્યવંદનપૂર્વકનો વિશ્રામ કહેલ છે. ૨૭–૨૮.

ભગવતીસૂત્રમાં કહ્યું છે કે " હે ભગવન્ ! વિદ્યાચારણ ઋષિઓની તિર્યક્‌ગતિનાં વિષય કેટલો કહેલ છે ? તેનો જવાબ આપતા પરમાત્મા મહાવીરદેવ જણાવે છે કે હે ગૌતમ ! તેઓ અહીંથી એક ઉત્પાતવડે માનુષોત્તર પર્વત ઉપર જાય છે અને ત્યાં ચૈત્યવંદન કરે છે "

અહી ચૈત્યવંદન કરવાની વાત જિનેશ્વર દેવના ચૈત્ય વિના કઈ રીતે સંભવે ? તેથી અહીં જિનચૈત્યો છે; તે વાત પૂર્વ મહર્ષિઓ યોગ્ય જ કહે છે. ૨૯

एवं शाश्वतचैत्यानां, मान्यत्वं यो न मन्यते ।
सोऽप्यनेनैव वाक्येनोत्थातुं नेष्टे पराहतः ॥ ३० ॥
यश्चात्र चैत्यशब्दार्थं, विपर्यस्यति वातकी ।
तस्याप्येतच्चारणर्षिनमस्यावाक्यमौषधम् ॥ ३१ ॥
नहीदृशास्तपःशक्तिलब्धैतादृशलब्धयः ।
विना जिनादीन् वन्दन्ते, सम्यक्त्वभ्रंशभीलुकाः ॥ ३२ ॥
अथ प्रकृतं—अनेन पुष्करवरद्वीपो द्वेधा व्यधीयत ।
भित्त्येव गृहमस्यार्द्धद्वयं निर्दिश्यते ततः ॥ ३३ ॥
अभ्यन्तरं पुष्करार्द्धं बाह्यं तदर्द्धमेव च ।
अर्वाचीनमानन्तरार्द्धं, बाह्यमर्द्धं ततः परम् ॥ ३४ ॥
मनुषोत्तरशैलस्तु, बाह्यार्द्धक्षेत्ररोधकः ।
इत्यान्तरार्द्धं पूर्णाष्टलक्षयोजनसंमितम् ॥ ३५ ॥
तथाहुर्ज्ञानचन्दनमलयगिर्यो मलयगिरयः—"अयं च मानुषोत्तरपर्वतो बाह्यपुष्क-

---

આ પ્રમાણે શાશ્વત જિનાલયોને જેઓ સ્વીકારતા નથી, તેઓ પણ આ વાકયથી હારેલા એવા આ વાતને ઉત્થાપી શકવા સમર્થ નથી. ૩૦

ચૈત્યશબ્દના અર્થ જે વાયડામાણસો જુદો કરે છે, તેઓને પણ ચારણઋષિઓ વડે ચૈત્યનમસ્કારનું વાકય ઔષધ સમાન છે. ( અર્થાત્ એ ચૈત્યનમસ્કારના શબ્દનો અર્થ તેઓ શું કરશે ? ૩૧.

આવા પ્રકારના ઉત્કૃષ્ટતપથી પ્રાપ્ત થયેલી આવી લબ્ધિવાળા એવા અને સમ્યક્ત્વના ભ્રંશથી ભીરુ આ મહાત્માઓ જિનેશ્વર દેવો વિના અન્ય કોઈને નમસ્કાર ન કરે. ૩૨.

હવે પ્રસ્તુત વાત—

ભીંત વડે જેમ ઘરના બે ભાગ કરાય તેમ આ માનુષોત્તર પર્વત વડે આ પુષ્કરવરદ્વીપ બે વિભાગવાળો છે. અને તે બે અર્ધભાગનો નિર્દેશ અભ્યંતર પુષ્કરાર્ધ અને બાહ્યપુષ્કરાર્ધ—એ પ્રમાણે અથવા અંદરનો અર્ધભાગ અને બહારનો અર્ધભાગ—એ પ્રમાણે કરાય છે. ૩૩–૩૪.

આ માનુષોત્તરપર્વત બહારના અર્ધક્ષેત્રને રોકે છે, એટલે કે બહારના ક્ષેત્રના આઠલાખ યોજનમાં તેનો સમાવેશ થાય છે. તેથી અન્તરાર્ધ પૂર્ણ આઠલાખ યોજનનો છે. ૩૫.

જ્ઞાનરૂપી ચંદન માટે મલયપર્વત જેવા પૂ. મલયગિરિજી મહારાજા જણાવે છે કે

खरार्द्धभूमौ प्रतिपत्तव्य" इति बृहत्क्षेत्रसमासवृत्तौ ।

कोटिरेका द्विचत्वारिंशल्लक्षाणि सहस्रकाः ।
चतुस्त्रिंशच्छतान्यष्टौ, त्रयोविंशानि चोपरि ॥ ३६ ॥
एतावद्योजनमितो मानुषोत्तरभूभृतः ।
स्यान्मध्ये परिधिर्मौलौ, त्वस्यायं परिधिर्भवेत् ॥ ३७ ॥
कोटिरेकाऽथ लक्षाणि, द्विचत्वारिंशदेव च ।
द्वात्रिंशच्च सहस्राणि, द्वात्रिंशाश्च शता नव ॥ ३८ ॥
पृथगुक्तौ परिक्षेपौ, यौ मध्येऽस्य तथोपरि ।
बहिर्भागापेक्षया तौ, पार्श्वेऽस्याभ्यन्तरे पुनः ॥ ३९ ॥
समानभित्तिकतया, मूले मध्ये तथोपरि ।
तुल्य एव परिक्षेपः सर्वत्राप्यवसीयताम् ॥ ४० ॥
एका कोटीद्विचत्वारिंशल्लक्षाणि सहस्रकाः ।
षट्त्रिंशच्च शताः सप्त, त्रयोदशसमन्विताः ॥ ४१ ॥
एतावन्ति योजनानि, दृष्टानि जिननायकैः ।
मानुषोत्तरशैलस्य, बाह्यस्य परिधेर्मितौ ॥ ४२ ॥

इति बृहत्क्षेत्रसमासवृत्त्यभिप्रायेण, जीवाभिगमसूत्रे 'सत्त चोद्दसुत्तरे जोअ णसए' इत्युक्तं।

---

"આ માનુષોત્તરપર્વત બાહ્યપુષ્કરાર્ધમાં જાણવો" આ પ્રમાણે બૃહત્ક્ષેત્રસમાસની ટીકામાં કહ્યું છે.

એકક્રોડ, બેંતાલીસલાખ, ચોત્રીસહજાર, આઠસોને ત્રેવીસ (૧,૪૨,૩૪,૮૨૩) યોજન પ્રમાણ માનુષોત્તરપર્વતની મધ્યપરિધિ છે. અને શિખર ઉપરની પરિધિ એકકરોડ, બેંતાલીસલાખ, બત્રીસહજાર, નવસોને બત્રીસ (૧,૪૨,૩૨,૯૩૨) યોજનની જાણવી. ૩૬-૩૮.

આ માનુષોત્તરપર્વતની મધ્યભાગ તથા શિખરની પરિધિ જે ભિન્ન-ભિન્ન કહી, તે બહારના ભાગની અપેક્ષાએ જાણવી, પરન્તુ અંદરના ભાગમાં તો સમાન ભીંત હોવાથી મૂલ, મધ્ય અને ઉપર એમ ત્રણેય સ્થાનની સમાન પરિધિ હોય છે. ૩૯-૪૦.

એક કરોડ, બેંતાલીસલાખ, છત્રીસહજાર, સાતસોને તેર (૧,૪૨,૩૬,૭૧૩) યોજન માનુષોત્તર પર્વતની બાહ્યપરિધિ જિનેશ્વરોએ કહેલી છે. ૪૧-૪૨

આ વાત બૃહત્ક્ષેત્ર સમાસની ટીકાના આધારે જાણવી, પરંતુ જીવાભિગમ સૂત્રમાં તો (સાતસો તેર (૭૧૩) ને સ્થાને) સાતસો ને ચૌદ (૭૧૪) યોજન કહેલ છે.

---

१ किंचिदधिकस्य योजनभागस्य व्यवहारेण योजनतया विवक्षणाद् चतुर्दशोत्तरसप्तशती अत्राख्याता स्यात्॥

કાંઈક અધિક યોજનના ભાગને વ્યવહારથી યોજન જ કહેલ છે, તે રીતે ૧૪ યોજન અધિક જાણવુ.

द्विचत्वारिंशता लक्षैरेककोटिसमन्विता ।
त्रिंशत्सहस्राश्चैकोनपञ्चाशा द्विशती तथा ॥ ४३ ॥
मानुपोत्तरशैलस्यैतावान् परिधिरान्तरः ।
एष एवाभ्यन्तरस्य, पुष्करार्द्धस्य चान्तिमः ॥ ४४ ॥
नृक्षेत्रस्यापि परिधिरेष एवावसानिकः ।
अथास्य पुष्करार्द्धस्य, मध्यमः परिधिस्त्वयम् ॥ ४५ ॥
एका कोटी योजनानां, लक्षाः सप्तदशोपरि ।
सप्तविंशत्यन्वितानि, चत्वार्येव शतानि च ॥ ४६ ॥
कालोदस्यान्त्यपरिधिर्यः पूर्वमिह दर्शितः ।
स एव पुष्करार्द्धस्य, भवेत्परिधिरान्तरः ॥ ४७ ॥
द्विधेदमिषुकाराभ्यां, धातकीखण्डवत्कृतम् ।
अभ्यन्तरे पुष्करार्द्धे, तस्थिवद्भ्यामपागुदक् ॥ ४८ ॥
धातकीखण्डेषुकारसधर्माणाविमावपि ।
चतुष्कूटावन्त्यकूटस्थितोत्तुङ्गजिनालयौ ॥ ४९ ॥
एकेनान्तेन कालोदं, परेण मानुपोत्तरम् ।
स्पृष्टवन्तौ योजनानां, लक्षाण्यष्टायताविति ॥ ५० ॥

---

એકક્રોડ, બેંતાલીસલાખ, ત્રીસહજાર, બસોને ઓગણપચાસ (૧,૪૨,૩૦,૨૪૯) યોજન માનુષોત્તરપર્વતની અભ્યંતર પરિધિ છે. અને એ જ અભ્યંતર પુષ્કરાર્ધની અન્તિમ પરિધિ જાણવી ૪૩–૪૪.

અને મનુષ્યક્ષેત્રની અંતિમ પરિધિ પણ આજ (ઉક્ત) જાણવી હવે પુષ્કરાર્ધની મધ્યમ પરિધિ કહે છે, જે એકક્રોડ, સત્તરલાખ, ચારસોને સત્યાવીસ (૧,૧૭,૦૦૪૨૭) યોજનની જાણવી. ૪૫–૪૬

કાલોદધિસમુદ્રની જે બાહ્યપરિધિ આગળ બતાવી ગયા, તે જ પુષ્કરાર્ધની અભ્યંતર પરિધિ જાણવી ૪૭

અભ્યંતર પુષ્કરાર્ધમાં રહેલા, એવા બે ઈષુકાર પર્વતો વડે પુષ્કરાર્ધ ક્ષેત્ર પણ ધાતકીખંડની જેમ ઉત્તર–દક્ષિણ બે વિભાગમાં વહેંચાયેલું છે. ૪૮

ધાતકીખંડના ઇષુકાર પર્વતની જેમ, આ બે (પુષ્કરાર્ધના) ઈષુકાર પર્વતો ઉપર પણ ચાર કૂટો છે અને તે બન્નેના અન્ત્યકૂટ ઉપર ઉત્તુંગ જિનાલય છે. ૪૯.

આ બન્ને ઇષુકાર પર્વતો એક છેડાથી કાલોદધિ સમુદ્ર અને બીજા છેડાથી માનુષોત્તર પર્વતને સ્પર્શે છે. અને તે બન્ને પર્વતોની લંબાઇ આઠલાખ યોજનની છે ૫૦.

एवमभ्यंतरं पुष्कराद्धं निर्दिश्यते द्विधा ।
पूर्वार्द्धं पश्चिमार्द्धं च, प्रत्येकं मेरुणाऽश्चितम् ॥ ५१ ॥
पूर्वापरार्द्धयोरत्र, कालोदवेदीकान्ततः ।
पुरतः पुनरर्वाक् च, मानुषोत्तरपर्वतात् ॥ ५२ ॥
सहस्रान्नवनवर्ति, प्रत्येकं लक्षकत्रयम् ।
योजनानामतीत्यास्ति, कुण्डमेकैकमद्भुतम् ॥ ५३ ॥
अधस्ते विस्तृते स्तोकमुपर्युपर्यनुक्रमात् ।
विस्तीर्णे विस्तीर्णतरे, जायमाने शराववत् ॥ ५४ ॥
भुवस्तले द्वे सहस्रे, विस्तीर्णे योजनान्यथ ।
उद्विद्धे दश शुद्धाम्भोवीचीनिचयचारुणी ॥ ५५ ॥
द्वयोरप्यर्द्धयोरत्रैकैकमन्दरनिश्रया ।
षट् षट् वर्षधराः सप्त, सप्त क्षेत्राणि पूर्ववत् ॥ ५६ ॥
धातकीखण्डस्थवर्षधरद्विगुणविस्तृताः ।
भवन्त्यत्र वर्षधरा, उच्चत्वेन तु तैः समाः ॥ ५७ ॥

---

આ રીતે અભ્યંતર પુષ્કરાર્ધક્ષેત્ર, પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ—એમ બે પ્રકારે છે. તે તે બન્ને એક-એક મેરૂપર્વતથી યુક્ત છે ૫૧.

અહીં આ પુષ્કરાર્ધ—દ્વીપમાં પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધમાં કાલોદધિ સમુદ્રની વેદિકાથી આગળ અને માનુષોત્તર પર્વતથી પાછળ ત્રણલાખ, નવ્વાણુહજાર ( ૩,૯૯,૦૦૦ ) યોજન ગયા બાદ એક-એક અદ્ભુત કુંડ છે ૫૨-૫૩.

આ બન્ને કુંડો નીચેથી અલ્પવિસ્તૃત અને ક્રમશઃ ઉપર કોડીયાની જેમ વધુ-વધુ વિસ્તૃત થાય છે ૫૪.

તે કુંડો નીચે-ભોંયતળિયે ૨૦૦૦ યોજન વિસ્તૃત અને દશ યોજન ઉંડા છે તથા શુદ્ધ-નિર્મલ જલના તરંગોની માળાથી મનોરમ છે. ૫૫

પુષ્કરાર્ધ ક્ષેત્રના બન્ને અર્ધાભાગોમાં એક-એક મેરૂપર્વતને આશ્રયીને ૬-૬ વર્ષધરપર્વતો અને ૭-૭ ક્ષેત્રો પૂર્વવત્ છે. ૫૬.

આ વર્ષધર પર્વતો વિસ્તારમાં ધાતકીખંડના વર્ષધર પર્વતોથી ડબલ-ડબલ જાણવા અને ઉંચાઇમાં સમાન જાણવા ૫૭.

एवमत्रेषुकाराभ्यां, सह वर्षमहीभृताम् ।
विष्कम्भसंकलनया, नगरुद्धं भवेदियत् ॥ ५८ ॥
तिस्रो लक्षा योजनानां, पञ्चपञ्चाशदेव च ।
सहस्राणि चतुरशीत्यधिकानि शतानि षट् ॥ ५९ ॥
आद्यमध्यान्त्यपरिधौ, प्राग्वदेतेन वर्जिते ।
द्वादश द्विशतक्षुण्णे, कल्प्यन्ते प्राग्वदंशकाः ॥ ६० ॥

---

આ રીતે આ વર્ષધર પર્વતો અને બે ઇપુકાર પર્વતોના વિસ્તારથી રોકાયેલી જગ્યાનો સરવાળો નીચે મુજબ છે. ૫૮.

ત્રણલાખ, પંચાવન હજાર, છસો ને ચોર્યાશી (૩,૫૫,૬૮૪) યોજન જેટલી ભૂમિ પર્વતોથી રોકાયેલી છે. ૫૯

ક્ષેત્રના યોજનની (વિસ્તારની) ગણત્રી કરવામાં પૂર્વની માફક જ ઉપર જણાવેલ યોજનની સંખ્યા–આદ્ય–મધ્ય અને અન્ત્ય પરિધિમાંથી બાદ કરવી અને પૂર્વની માફક જ એક યોજનના બસો ને બાર (૨૧૨) અંશ કલ્પવા. ૬૦.

પુષ્કરાર્ધ દ્વીપમાં આવેલા પર્વતોનો વિસ્તાર.

| | યોજન | કલા | |
|---|---|---|---|
| | ૪૨૧૦ યોજન | ૧૦ કલા | પૂર્વાર્ધ હિમવંત પર્વત. |
| + | ૪૨૧૦ ,, | ૧૦ ,, ,, | શીખરી પર્વત. |
| + | ૧૬૮૪૨ ,, | ૨ ,, ,, | મહાહિમવંત પર્વત. |
| + | ૧૬૮૪૨ ,, | ૨ ,, ,, | રૂક્મિ પર્વત. |
| + | ૬૭૩૬૮ ,, | ૮ ,, ,, | નિષધ પર્વત. |
| + | ૬૭૩૬૮ ,, | ૮ ,, ,, | નિલવંત પર્વત. |
| = | ૧૭૬૮૪૨ ,, | ૨ ,, ,, | પૂર્વાર્ધ પુષ્કરાર્ધના પર્વતોનો વિસ્તાર. |
| + | ૧૭૬૮૪૨ ,, | ૨ કલા | પશ્ચિમાર્ધ પુષ્કરાર્ધના પર્વતોનો વિસ્તાર. |
| + | ૨૦૦૦ ,, | | બે ઇપુકાર પર્વતનો વિસ્તાર. |
| | ૩,૫૫,૬૮૪ ,, | ૪ કલા. | પુષ્કરાર્ધ ક્ષેત્રમાં આટલું ક્ષેત્ર પર્વતોએ રોકેલું છે. આ સિવાયનું ક્ષેત્ર જાણવા માટે કાલોદધિ. |

સમુદ્રની પરિધિમાંથી ક્ષેત્રના યોજન બાદ કર્યા પછી.

૯૧,૭૦,૬૦૫ યોજન કાલોદધિ સમુદ્રની બાહ્યપરિધિ
− ૩,૫૫,૬૮૪ યોજન (ઉપલી ૪ કલા ગણતરીમાં ગણી નથી.)
૮૮,૧૪,૯૨૧ યોજન મૂળ ધ્રુવરાશિ.

वर्षवर्षधरभागकल्पना त्वत्र धातकीखण्डवद् ज्ञेया ।
द्वादशद्विशतोत्थास्ते, येऽत्रांशा योजनोपरि ।
क्षेत्राणामब्धिदीश्यादीरन्तश्चनृगिरेर्दिशि ॥ ६१ ॥

तत्र याम्येषुकारस्योभयतोऽप्यर्द्धयोर्द्वयोः ।
एकैकमस्ति भरतं, स्वस्वस्वर्णगिरेर्दिशि ॥ ६२ ॥

सहस्राण्येकचत्वारिंशच्छतान् पञ्च विस्तृतम् ।
सैकोनाशीतीन् मुखेंऽशशतं च सत्रिसप्ततिः ॥ ६३ ॥

त्रिपञ्चाशत्सहस्राणि, द्वादशा पञ्चशत्यपि ।
शतं नवनवत्याढ्यमंशाश्च मध्यविस्तृतिः ॥ ६४ ॥

---

| | |
|---|---|
| ૧૧૭૦૦૪૨૭ મધ્ય પરિધિ. | ૧૪૨૩૦૨૪૯ બાહ્ય (મનુષ્યક્ષેત્રની) પરિધિ. |
| ૩૫૫૬૮૪ પર્વતનો વિસ્તાર | ૩૫૫૬૮૪ પર્વતનો વિસ્તાર |
| ૧૧૩૪૪૭૪૩ મધ્ય ધ્રુવરાશિ | ૧૩૮૭૪૫૬૫ બહારની ધ્રુવરાશિ |

મૂળ, મધ્ય, કે બાહ્યક્ષેત્રનો વિસ્તાર જાણવા માટે મૂળ ધ્રુવરાશિને મધ્ય ધ્રુવરાશિને અને બાહ્ય ધ્રુવરાશિને ૨૧૨થી ભાંગવાથી ક્ષેત્રનો મૂળ–મધ્ય અને બાહ્ય વિસ્તાર આવે.

અહીં વર્ષ ( ક્ષેત્ર ) અને વર્ષધર (પર્વત)ના ભાગની કલ્પના પણ ધાતકીખંડની જેમજ જાણવી.

અહીં કહેવાયેલા બસોને બાર (૨૧૨) અંશો, તે યોજનની ઉપર જાણવા. તેમજ ક્ષેત્રોની આદિ કાલોદધિ સમુદ્ર તરફ અને અન્ત માનુષોત્તરપર્વત તરફ જાણવો. ૬૧.

ત્યાં (પુષ્કરાર્ધમાં ) દક્ષિણદિશાના ઇષુકાર પર્વતથી બન્ને બાજુના પુષ્કરાર્ધમાં ( પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ ) પોત – પોતાના મેરુપર્વતની દિશામા એક–એક ભરતક્ષેત્ર આવેલુ છે. ૬૨.

આ બન્ને ભરતક્ષેત્રોનો પ્રારંભનો વિસ્તાર એકતાલીસહજાર, પાંચસો, ઓગણાએંસી યોજન અને બસોબારમાંથી ઉત્પન્ન થયેલ એકસોને તોંતેરઅંશ (૪૧૫૭૯ $\frac{૧૧૩}{૨૧૨}$) જાણવો. ( ૮૮,૧૪,૯૨૧ મૂળ ધ્રુવરાશિ – ૨૧૨ = ૪૧૫૭૯ $\frac{૧૧૩}{૨૧૨}$.) ૬૩.

મધ્યનો વિસ્તાર ત્રેપનહજાર, પાંચસોને બાર યોજન અને (બસોબારમાંથી થયેલ) એકસો નવ્વાણું અંશ (૫૩૫૧૨ $\frac{૧૯૯}{૨૧૨}$ ) જાણવો. ( ૧,૧૩,૪૪,૭૪૩ મધ્ય ધ્રુવ–રાશિ÷ ૨૧૨=૫૩૫૧૨ $\frac{૧૯૯}{૨૧૨}$. ) ૬૪.

पञ्चषष्टिं सहस्राणि. योजनानां चतुःशतीम् ।
षट्चत्वारिंशां लवांश्च, त्रयोदशान्तविस्तृतः ॥ ६५ ॥
मध्यभागेऽस्य वैताढ्यो, लक्षाण्यष्टौ स चायतः ।
धातकीखण्डवैताढ्यवच्छेषं त्विह भाव्यताम् ॥ ६६ ॥
अन्येऽपि दीर्घवैताढ्याः, स्युःसमषष्टिरीदृशाः ।
भरतैरवतक्षेत्रविदेहविजयोद्भवाः ॥ ६७ ॥
उत्तरार्द्धमध्यखण्डे, गाङ्गसैन्धवकुण्डयोः ।
मध्ये वृषभकूटोऽस्ति, जम्बूद्वीपर्षभाद्रिवत् ॥ ६८ ॥
पर्यन्तेऽस्य ततः शैलो, हिमवान्नाम वर्त्तते ।
आयामतोऽष्टौ लक्षाणि, विष्कम्भतो भवेदियान् ॥ ६९ ॥
योजनानां द्विचत्वारिंशच्छता दशसंयुताः ।
चतुश्चत्वारिंशदंशाश्चतुरशीतिनिर्मिताः ७० ॥
तस्योपरि पद्मह्रदः, प्राग्वत्पद्मालिमण्डितः ।
सहस्रांश्चतुरो दीर्घः, सहस्रद्वयविस्तृतः ॥ ७१ ॥

---

બાહ્ય વિસ્તાર પાંસઠહજાર, ચારસો છેંતાલીસ યોજન અને તેરઅંશનો (૬૫૪૪૬-૧૩/૨૧૨) જાણવો (૧,૩૮,૭૪,૫૮૫ બાહ્ય ધ્રુવરાશિ ÷ ૨૧૨ = ૬૫૪૪૬ ૧૩/૨૧૨) ૬૫.

આ ભરતક્ષેત્રની મધ્યમાં વૈતાઢ્યપર્વત આવેલો છે. તેની લંબાઈ આઠલાખ યોજનની છે. બાકી તેનુ સ્વરૂપ ધાતકીખંડના ભરતના વૈતાઢ્યની માફક સમજવું. ૬૬.

ભરતક્ષેત્ર, ઐરવતક્ષેત્ર તથા મહાવિદેહક્ષેત્રની વિજયમાં રહેલા બીજાપણ આવા સડસઠ દીર્ઘ વૈતાઢ્ય પર્વતો છે ૬૭.

(પુષ્કરાર્ધદ્વીપનાં) આ ભરતક્ષેત્રના ઉત્તરાર્ધના મધ્યખંડમાં ગંગા અને સિંધુના કુંડની મધ્યમાં જંબૂદ્વીપના ઋષભકૂટની જેવો ઋષભકૂટ આવેલો છે. ૬૮.

આ ઋષભકૂટ પર્વતના પર્યન્તભાગે હિમવાન્ નામનો પર્વત આવેલો છે, તે લંબાઈમાં આઠલાખ યોજન (૮૦૦૦૦૦) નો અને પહોળાઈમાં ચારહજાર બસોને દશ યોજન અને ચોર્યાસીમાંથી થયેલ ચુંમાલીસ અંશ (૪૨૧૦ ૪૪/૮૪) ૬૯–૭૦.

આ હિમવાન પર્વતની ઉપર પદ્મદ્રહ છે કે–જેનુ સ્વરૂપ પૂર્વના પદ્મદ્રહ જેવું છે. તે પદ્મોની શ્રેણિથી મંડિત છે. ચારહજાર યોજનની તેની લંબાઈ છે અને બેહજાર યોજનની તેની પહોળાઇ છે. ૭૧.

गङ्गासिन्धुरोहितांशास्ततो नद्यो विनिर्ययुः ।
प्राच्यां प्रतीच्यामुदीच्यां, क्रमात्तत्रादिमे उभे ७२ ॥

ह्रदोद्गमे योजनानि, विस्तीर्णे पञ्चविंशतिम् ।
उद्विद्धे च योजनार्द्धं, समुद्रसंगमे पुनः ॥ ७३ ॥

विस्तीर्णे द्वे शते सार्द्धे, उद्विद्धे पञ्चयोजनीम् ।
तत्र सिन्धुः प्राच्यपुष्कराद्धात्कालोदमञ्चति ॥ ७४ ॥

गङ्गा तु प्राप्य पूर्वस्यां, मानुषोत्तरभूधरम् ।
सुमतिर्दुष्टसंसर्गादिव तत्र विलीयते ॥ ७५ ॥

पश्चिमाद्धात्पुनर्गङ्गा, याति कालोदवारिधौ ।
सिन्धुर्नरोत्तरनगपादमूले विलीयते ॥ ७६ ॥

एवं नरोत्तरनगाभिमुखाः सरितोऽखिलाः ।
विलीयन्त इह ततः परं तासामभावतः ॥ ७७ ॥

गङ्गासिन्धुप्रपाताख्ये, कुण्डे विष्कम्भतो मते ।
चत्वारिंशत्समधिकं, योजनानां शतद्वयम् ॥ ७८ ॥

---

આ પદ્મદ્રહમાંથી પૂર્વમાં ગંગા, પશ્ચિમમાં સિંધુ અને ઉત્તરમાં રોહિતાંશા નામની ત્રણ નદીઓ નીકળે છે. તેમાંની પહેલી બે ગંગા અને સિંધુ નદી દ્રહમાંથી નીકળવાના સ્થાને પચીસ યોજન વિસ્તૃત અને અર્ધ યોજન ઉંડી છે. સમુદ્રના સંગમ વખતે ૨૫૦ યોજન પહોળી અને પાંચ યોજન ઉંડી છે. તેમાં સિંધુનદી પૂર્વ પુષ્કરાર્ધમાંથી નીકળીને કાલોદધિ સમુદ્રમાં મળે છે. જેમ દુષ્ટમાણસના સંસર્ગથી સદ્બુદ્ધિનાશ પામે તેમ પૂર્વ પુષ્કરાર્ધની ગંગાનદી માનુષોત્તર પર્વતમાં સમાઈ જાય છે. ૭૨-૭૫.

પશ્ચિમાર્ધની ગંગાનદી કાલોદધિસમુદ્રને મળે છે. જ્યારે ત્યાંની સિંધુ નદી માનુષોત્તરપર્વતના મૂલમાં વિલીન થઈ જાય છે. ૭૬.

આ રીતે માનુષોત્તર પર્વત તરફની સર્વે નદીઓ માનુષોત્તર પર્વત પાસે જ વિલય પામે છે. કારણકે-આગળ એટલે કે-મનુષ્યક્ષેત્રની બહાર નદીઓ હોતી નથી. ૭૭.

ગંગા અને સિંધુ નદીને પડવાના બે કુંડો-ગંગા પ્રપાતકુંડ અને સિંધુ પ્રપાતકુંડ. આ બન્ને કુંડોનો વિસ્તાર બસોચાલીસ યોજનથી કાંઈક અધિક છે. ૭૮.

तदन्तर्वर्त्तिनौ द्वीपौ, प्रज्ञप्तौ विस्तृतायतौ ।
द्वात्रिंशद्योजनी मूलप्रवाह इव जिह्विके ॥ ७९ ॥
गङ्गासिन्धुरक्तवतीरक्तास्वेतन्निरूपणम् ।
षट्त्रिंशशतसङ्ख्यासु, सर्वमप्यविशेषितम् ॥ ८० ॥
रोहितांशा योजनानि पञ्चाशन्नदनिर्गमे ।
विस्तीर्णैकयोजनं चोद्विद्धोदीच्यां नगोपरि ॥ ८१ ॥
एकादश योजनानां, शतान् पञ्चसमन्वितान् ।
अंशान् द्वाविंशतिं गत्वा, कुण्डं प्राप्याथ पूर्ववत् ॥ ८२ ॥
क्षेत्रं हेमवतं द्वेधा, स्वप्रवाहेण कुर्वती ।
कालोदं याति पूर्वार्द्धे, परार्द्धं मानुषोत्तरम् ॥ ८३ ॥
अस्याः कुण्डं योजनानामशीत्याढ्या चतुःशती ।
विष्कम्भायामतो मूलप्रवाहवच्च जिह्विका ॥ ८४ ॥
अस्याः कुण्डान्तर्गतश्च, द्वीपो भवति यः स तु ।
चतुःषष्टिर्योजनानि, विष्कम्भायामतो मतः ॥ ८५ ॥

---

આ બન્ને કુંડોમાં આવેલા ૧–૧ એમ ૨ દ્વીપો બત્રીસ યોજનની લંબાઈ અને પહોળાઈવાળા છે. અને તેની જિહ્વિકા પ્રારંભના પ્રવાહના જેટલી ( ૨૫ યોજન ) વિસ્તૃત છે ૭૯.

ગંગા અને સિંધુ ( ૩૪+૩૪=૬૮ ) અડસઠ તથા રક્તવતી અને રક્તા ( ૩૪+૩૪=૬૮ ) અડસઠ એમ કુલએકસો છત્રીસ નદીઓનું સર્વ વર્ણન સરખું સમજવું ૮૦.

હિમવાન્ પર્વત ઉપર રોહિતાંશાનદી નિર્ગમસ્થાને ૫૦ યોજન વિસ્તૃત છે, તથા એકયોજન ઉંડી છે. આ નદી હિમવાન પર્વત ઉપર ઉત્તરદિશામાં અગ્યારસોને પાંચ યોજન અને બાવીશઅંશ ( ૧૧૦૫–૨૨ ) જેટલુ ક્ષેત્ર આગળ વધીને, પૂર્વવત્ કુંડમાં પડીને હૈમવતક્ષેત્રને પોતાના પ્રવાહવડે બે વિભાગમાં કરતી, એવી તે પૂર્વાર્ધની કાલોદધિ સમુદ્રમાં મળે છે. અને પશ્ચિમાર્ધની માનુષોત્તર પર્વતમાં જાય છે. ૮૧–૮૩.

આ (રોહિતાંશા) નદીઓના કુંડ ચારસોને એંશી (૪૮૦) યોજન લાંબા–પહોળાં છે. તથા તેની જિહ્વિકા મૂલ પ્રવાહ જેટલી છે. ૮૪.

આ રોહિતાંશા નદીઓના કુંડની અંતર્ગત રહેલો દ્વીપ ચોસઠ ( ૬૪ ) યોજન લાંબો–પહોળો છે. ૮૫.

रूप्यकूले स्वर्णकूले, रोहिते रोहितांशिके ।
अष्टाप्योतास्तुल्यरूपाः, स्वरूपपरिवारतः ॥ ८६ ॥

अथोत्तरं हिमवतः, क्षेत्रं हैमवतं स्थितम् ।
वृत्तवैताढ्येन शब्दापातिनाऽलङ्कृतान्तरम् ॥ ८७ ॥

मुखे लक्षं योजनानां, षट्षष्टिं च सहस्रकान् ।
एकोनविंशां त्रिशतीं, षट्पञ्चाशल्लवांस्ततम् ॥ ८८ ॥

लक्षद्वयं योजनानां, सहस्राणि चतुर्दश ।
एकपञ्चाशानि ततं, मध्येऽंशान् षष्टियुक् शतम् ॥ ८९ ॥

अन्ते शतान् सचतुरशीतीन् सप्त सहस्रकान् ।
एकषष्टिं द्विलक्षीं च द्वापञ्चाशल्लवांस्ततम् ॥ ९० ॥

जम्बूद्वीपस्थायिवृत्तवैताढ्यैः सदृशा यथा ।
धातकीखण्डस्थवृत्तवैताढ्याः सर्वथा तथा ॥ ९१ ॥

अत्रापि वृत्ता वैताढ्याः, पूर्वोक्तैः सदृशाः समे ।
शब्दापातिप्रभृतयः, प्रत्येतव्या मनस्विभिः ॥ ९२ ॥

---

બે રૂપ્યકૂલા, બે સ્વર્ણકૂલા, બે રોહિતા અને બે રોહિતાંશા, આ આઠેયનદીઓ સ્વરૂપમાં અને પરિવારમાં સમાન છે. ૮૬.

હવે હિમવાન પર્વતથી આગળ હૈમવતક્ષેત્ર રહેલું છે, કે–જેની મધ્યમાં શબ્દાપાતી નામનો વૃત્તવૈતાઢ્યપર્વત શોભે છે ૮૭.

આ હૈમવતક્ષેત્રનો પ્રારંભનો વિસ્તાર એકલાખ છાસઠહજાર, ત્રણસો ઓગણીસ યોજન અને છપ્પન લવ (૧,૬૬,૩૧૯ ૫૬/૨૧૨ યોજન) નો છે ૮૮.

તે ક્ષેત્રનો મધ્યવિસ્તાર બેલાખ, ચૌદહજાર એકાવન યોજન અને એકસો સાઈઠ અંશ (૨,૧૪,૦૫૧ ૧૬૦/૨૧૨) નો છે ૮૯

આ ક્ષેત્રનો અંત્યવિસ્તાર બે લાખ, એકસઠ હજાર, સાતસોચોર્યાસી યોજન તથા બાવનઅંશ (૨,૬૧,૭૮૪ ૫૨/૨૧૨) નો છે ૯૦.

જંબૂદ્વીપમાં રહેલ વૃત્તવૈતાઢ્ય પર્વતો સમાન ધાતકીખંડના શબ્દાપાતી આદિ વૃત્ત (ગોળ) વૈતાઢ્ય પર્વતો છે. બુદ્ધિશાળી પુરૂષોએ વૃત્તવૈતાઢ્ય પર્વતો પૂર્વોક્ત વૃત્તવૈતાઢ્ય પર્વતો જેવા જ જાણવા. ૯૧–૯૨

द्वाभ्यां चतुर्भिरष्टाभिर्योजनैरन्तरं क्रमात् ।
स्वापगाभ्यां शब्दगन्धापातिमेरुमहीभृताम् ॥ ९३ ॥
विकटापातिनोर्माल्यवतोस्तथान्तरं क्रमात् ।
स्वस्वक्षेत्रापगाभ्यां द्वे, योजने तच्चतुष्टयम् ॥ ९४ ॥
अस्योत्तरस्यां च महाहिमवान् वर्त्तते गिरिः ।
लक्षाण्यष्टायतो मौली, महापद्मह्रदाङ्कितः ॥ ९५ ॥
योजनानां सहस्राणि, षोडशाष्टौशतानि च ।
द्विचत्वारिंशदाढ्यानि, कलाश्चाष्टैष विस्तृतः ॥ ९६ ॥
महापद्मह्रदस्त्वष्टौ, सहस्राण्यायतो भवेत् ।
योजनानां सहस्राणि, चत्वारि चैष विस्तृतः ॥ ९७ ॥
दक्षिणस्यामुदीच्यां च, नद्यौ द्वे निर्गते इतः ।
रोहिता हरिकान्ता च, ते उभे पर्वतोपरि ॥ ९८ ॥
चतुःषष्टिं शतान्येकविंशान्यंशचतुष्टयम् ।
अतीत्य स्वस्वकुण्डान्तर्निपत्य निर्गते ततः ॥ ९९ ॥

---

પોતપોતાના ક્ષેત્રમાંથી વહેતી નદીઓ, શબ્દાપાતી વૃત્તવૈતાઢ્ય પર્વતથી બે યોજન દૂર હોય છે. ગન્ધાપાતી વૃત્તવૈતાઢ્ય પર્વતથી ચાર યોજન દૂર હોય છે અને મેરુપર્વતથી આઠ યોજન દૂર હોય છે. ૯૩.

પોતપોતાના (આગળના) ક્ષેત્રોમાથી વહેતી નદી વિકટાપાતી વૃત્તવૈતાઢ્યથી ૨ યોજન દૂર રહે છે. અને માલ્યવાન પર્વતથી તેના આગળના ક્ષેત્રની નદી ૪ યોજન દૂર રહે છે. ૯૪.

આ હૈમવંત ક્ષેત્રની ઉત્તરદિશામાં મહાહિમવાન નામનો પર્વત છે, તેની લંબાઈ આઠલાખ યોજનની છે અને તેના શિખર ઉપર મહાપદ્મ નામનો દ્રહ રહેલો છે. આ મહાહિમવાન ગિરિનો વિસ્તાર સોળહજાર આઠસોને બેંતાલીશ યોજન અને આઠ કલાનો છે ૯૫–૯૬.

આ પર્વતના શિખર ઉપર રહેલ આ મહાપદ્મ દ્રહ લંબાઈમાં આઠહજાર યોજન છે અને વિસ્તારમાં ચારહજાર યોજન છે. ૯૭.

આ દ્રહમાંથી દક્ષિણદિશામાં રોહિતા નામની અને ઉત્તરદિશામાં હરિકાન્તા નામની –એમ એકેક નદી નીકળે છે. આ બન્ને નદીઓ પર્વત ઉપર છહજાર ચારસો એકવીસ યોજન ૪ કળા (૬૪૨૧+૪કળા) ગયા પછી પોત–પોતાના કુંડોમાં પડે છે પછી ત્યાંથી નીકળીને પૂર્વાર્ધના હૈમવતક્ષેત્રમાં રહેલી રોહિતાનદી માનુષોત્તર પર્વતમાં જાય છે. અને

पूर्वार्द्धाद् हैमवतगा, नराद्रिं याति रोहिता ।
अपरार्द्धात्तु सा याति, कालोदनामवारिधिम् ॥ १०० ॥
हरिकान्ता पुनर्याति, कालोदं हरिवर्षगा ।
पूर्वार्द्धादपरार्द्धात्तु, याति सा मानुषोत्तरम् ॥ १०१ ॥
नद्योर्हरिसलिलयोर्हरिकान्ताख्ययोरपि ।
तयोर्नारीकान्तयोश्च, तथैव नरकान्तयोः ॥ १०२ ॥
इत्यष्टानामापगानां, विष्कम्भो ह्रदनिर्गमे ।
भवेच्छतं योजनानामुण्डत्वं योजनद्वयम् ॥ १०३ ॥
पर्यन्ते च योजनानां सहस्रमिह विस्तृतिः ।
उण्डत्वं च योजनानां, विंशतिः परिकीर्त्तितम् ॥ १०४ ॥
विष्कम्भायामतः कुण्डान्येतासां जगदुर्जिनाः ।
षष्ट्याढ्यानि योजनानां, शतानीह नव श्रुते ॥ १०५ ॥
अष्टाविंशं शतं द्वीपाश्चैतासां विस्तृतायताः ।
जिह्विका विस्तृतोद्विद्धाश्चासां मूलप्रवाहवत् ॥ १०६ ॥

---

પશ્ચિમાર્ધના હેમવંતમાં રહેલી રોહિતાનદી કાલોદધિ સમુદ્રમાં જાય છે. ૯૮–૧૦૦.

જ્યારે હરિકાંતા નદીમાં વિપરીત છે. પૂર્વાર્ધના હરિવર્ષક્ષેત્રમાં રહેલી હરિકાન્તા-નદી, કાલોદધિ સમુદ્રમાં જાય છે. અને પશ્ચિમાર્ધ હરિવર્ષમાં રહેલી હરિકાન્તાનદી માનુષોત્તર પર્વતમાં જાય છે. ૧૦૧.

૨ હરિસલિલા, ૨ હરિકાન્તા, ૨ નારીકાન્તા, અને ૨ નરકાન્તા નામની આ આઠેય નદીઓનો વિસ્તાર દ્રહ નિર્ગમ સ્થાને એકસો (૧૦૦) યોજનનો હોય છે. અને ત્યાં ઉંડાઈ બે યોજનની હોય છે. તેમજ પર્યંત સ્થળે તેની પહોળાઈ એકહજાર (૧૦૦૦) યોજનની અને ઉંડાઈ વીસ (૨૦) યોજનની કહેલી છે. ૧૦૨–૧૦૪

આ આઠેયનદીઓના પ્રપાતકુંડો લંબાઈ, પહોળાઈમાં નવસોને સાઈઠ યોજનના છે–એમ જિનેશ્વરોએ શ્રુતમાં કહ્યું છે. ૧૦૫.

આ આઠેય પ્રપાતકુંડોમાં રહેલા દ્વીપો એકસોને અઠ્યાવીસ યોજનની લંબાઈ–પહોળાઈવાળા છે. અને આ આઠેય નદીઓની જીહ્વિકાનો વિસ્તાર તથા ઉંડાઈ મૂલપ્રવાહ સમાન જ છે. ૧૦૬.

द्वाभ्यां चतुर्भिरष्टाभिर्योजनैरन्तरं क्रमात् ।
स्वापगाभ्यां शब्दगन्धापातिमेरुमहीभृताम् ॥ ९३ ॥
विकटापातिनोर्माल्यवतोस्तथान्तरं क्रमात् ।
स्वस्वक्षेत्रापगाभ्यां द्वे, योजने तच्चतुष्टयम् ॥ ९४ ॥
अस्योत्तरस्यां च महाहिमवान् वर्त्तते गिरिः ।
लक्षाण्यष्टायतो मौली, महापद्मह्रदाङ्कितः ॥ ९५ ॥
योजनानां सहस्राणि, षोडशाष्टौशतानि च ।
द्विचत्वारिंशदाढ्यानि, कलाश्चाष्टैव विस्तृतः ॥ ९६ ॥
महापद्मह्रदस्त्वष्टौ, सहस्राण्यायतो भवेत् ।
योजनानां सहस्राणि, चत्वारि चैव विस्तृतः ॥ ९७ ॥
दक्षिणस्यामुदीच्यां च, नद्यौ द्वे निर्गते इतः ।
रोहिता हरिकान्ता च, ते उभे पर्वतोपरि ॥ ९८ ॥
चतुःषष्टिं शतान्येकविंशान्यंशचतुष्टयम् ।
अतीत्य स्वस्वकुण्डान्तर्निपत्य निर्गते ततः ॥ ९९ ॥

---

પોતપોતાના ક્ષેત્રમાંથી વહેતી નદીઓ, શબ્દાપાતી વૃત્તવૈતાઢ્ય પર્વતથી બે યોજન દૂર હોય છે. ગન્ધાપાતી વૃત્તવૈતાઢ્ય પર્વતથી ચાર યોજન દૂર હોય છે અને મેરુપર્વતથી આઠ યોજન દૂર હોય છે. ૯૩.

પોતપોતાના (આગળના) ક્ષેત્રોમાંથી વહેતી નદી વિકટાપાતી વૃત્તવૈતાઢ્યથી ૨ યોજન દૂર રહે છે. અને માલ્યવાન પર્વતથી તેના આગળના ક્ષેત્રની નદી ૪ યોજન દૂર રહે છે. ૯૪.

આ હેમવંત ક્ષેત્રની ઉત્તરદિશામાં મહાહિમવાન નામનો પર્વત છે, તેની લંબાઈ આઠલાખ યોજનની છે અને તેના શિખર ઉપર મહાપદ્મ નામનો દ્રહ રહેલો છે આ મહાહિમવાન્ ગિરિનો વિસ્તાર સોળહજાર આંઠસોને બેંતાલીશ યોજન અને આઠ કલાના છે. ૯૫-૯૬.

આ પર્વતના શિખર ઉપર રહેલ આ મહાપદ્મ દ્રહ લંબાઇમાં આઠહજાર યોજન છે અને વિસ્તારમા ચારહજાર યોજન છે. ૯૭.

આ દ્રહમાંથી દક્ષિણદિશામાં રોહિતા નામની અને ઉત્તરદિશામાં હરિકાન્તા નામની —એમ એકેક નદી નીકળે છે. આ બન્ને નદીઓ પર્વત ઉપર છહજાર ચારસો એકવીસ યોજન ૪ કળા (૬૪૨૧+૪કળા) ગયા પછી પોત–પોતાના કુંડોમાં પડે છે પછી ત્યાંથી નીકળીને પૂર્વાર્ધના હેમવતક્ષેત્રમાં રહેલી રોહિતાનદી માનુષોત્તર પર્વતમાં જાય છે અને

पूर्वार्द्धाद् हैमवतगा, नराद्रिं याति रोहिता ।
अपरार्द्धात्तु सा याति, कालोदनामवारिधिम् ॥ १०० ॥

हरिकान्ता पुनर्याति, कालोदं हरिवर्षगा ।
पूर्वार्द्धादपरार्द्धात्तु, याति सा मानुषोत्तरम् ॥ १०१ ॥

नद्योर्हरिसलिलयोर्हरिकान्ताख्ययोरपि ।
तयोर्नारीकान्तयोश्च, तथैव नरकान्तयोः ॥१०२ ॥

इत्यष्टानामापगानां, विष्कम्भो ह्रदनिर्गमे ।
भवेच्छतं योजनानामुण्डत्वं योजनद्वयम् ॥ १०३ ॥

पर्यन्ते च योजनानां सहस्रमिह विस्तृतिः ।
उण्डत्वं च योजनानां, विंशतिः परिकीर्त्तितम् ॥ १०४ ॥

विष्कम्भायामतः कुण्डान्येतासां जगदुर्जिनाः ।
षष्ट्याढयानि योजनानां, शतानीह नव श्रुते ॥ १०५ ॥

अष्टाविंशं शतं द्वीपाश्चैतासां विस्तृतायताः ।
जिह्विका विस्तृतोद्विद्धाश्चासां मूलप्रवाहवत् ॥ १०६ ॥

---

પશ્ચિમાર્ધના હૈમવંતમાં રહેલી રોહિતાનદી કાલોદધિ સમુદ્રમાં જાય છે. ૯૮–૧૦૦.

જ્યારે હરિકાંતા નદીમાં વિપરીત છે. પૂર્વાર્ધના હરિવર્ષક્ષેત્રમાં રહેલી હરિકાન્તા-નદી, કાલોદધિ સમુદ્રમાં જાય છે. અને પશ્ચિમાર્ધ હરિવર્ષમાં રહેલી હરિકાન્તાનદી માનુષોત્તર પર્વતમાં જાય છે. ૧૦૧.

૨ હરિસલિલા, ૨ હરિકાન્તા, ૨ નારીકાન્તા, અને ૨ નરકાન્તા નામની આ આઠેય નદીઓનો વિસ્તાર દ્રહ નિર્ગમ સ્થાને એકસો (૧૦૦) યોજનનો હોય છે. અને ત્યાં ઉંડાઈ બે યોજનની હોય છે. તેમજ પર્યંત સ્થળે તેની પહોળાઈ એકહજાર (૧૦૦૦) યોજનની અને ઉડાઇ વીસ (૨૦) યોજનની કહેલી છે. ૧૦૨–૧૦૪

આ આઠેયનદીઓના પ્રપાતકુંડો લંબાઈ, પહોળાઇમાં નવસોને સાઇઠ યોજનના છે–એમ જિનેશ્વરોએ શ્રુતમાં કહ્યું છે. ૧૦૫.

આ આઠેય પ્રપાતકુંડોમાં રહેલા દ્વીપો એકસોને અઠ્યાવીસ યોજનની લંબાઈ–પહોળાઇવાળા છે. અને આ આઠેય નદીઓની જીહ્વિકાનો વિસ્તાર તથા ઉડાઈ મૂલપ્રવાહ સમાન જ છે. ૧૦૬.

शैलात्ततः परं क्षेत्रं, हरिवर्षं विराजते ।
तद्गन्धापातिवैताढ्येनाश्चितं विस्तृतं मुखे ॥ १०७ ॥
लक्षाणि षड् योजनानां, पश्चषष्टिं सहस्रकान् ।
द्वे शते सप्तसप्तत्याऽधिके द्वादश चांशकान् ॥ १०८ ॥ युग्मम् ।
अष्टौ लक्षाः सहस्राणि, षट्पश्चाशच्छतद्वयम् ।
सप्तोत्तरं योजनानां, मध्येऽशाश्चतुरस्ततम् ॥ १०९ ॥
सहस्रैः सप्तचत्वारिंशताढ्या दशलक्षिकाः ।
षट्त्रिंशं च योजनानां, शतमंशशतद्वयम् ॥ ११० ॥
अष्टाढ्यं विस्तीर्णमन्ते, स्वरूपमपर पुनः ।
जम्बूद्वीपहरिवर्षवदिहापि विभाव्यताम् ॥ १११ ॥
इतः परश्च निषधः, पर्वतः सर्वतः स्फुरन् ।
ह्रदेनालङ्कृतो मूर्ध्नि, सदब्जेन तिगिञ्छिना ॥ ११२ ॥
सप्तषष्टिं सहस्राणि, साष्टषष्टि शतत्रयम् ।
योजनानां लवान् द्वात्रिंशतं स्यादेष विस्तृतः ॥ ११३ ॥
तिगिञ्छिस्तु योजनानां, सहस्राण्यष्ट विस्तृतः ।
सहस्राणि षोडशैष, भवेदायामतः पुनः ॥ ११४ ॥

---

આ મહાહિમવંત પર્વત પછી હરિવર્ષ નામનુ ક્ષેત્ર શોભે છે અને તેનાં મધ્યમાં ગન્ધાપાતી નામનો વૃત્તવૈતાઢ્ય શોભે છે.

આ હરિવર્ષ ક્ષેત્રનો પ્રારંભ વિસ્તાર છલાખ, પાંસઠહજાર, બસોને સીત્તોતેર યોજન+બારઅંશ (૬,૬૫,૨૭૭+$\frac{૧૨}{૨૧૨}$)નો છે. મધ્યમવિસ્તાર–આઠલાખ, છપ્પનહજાર, બસોને સાતયોજન–ચારઅંશ (૮,૫૬,૨૦૭+$\frac{૪}{૨૧૨}$) નો છે. અન્તિમવિસ્તાર દશલાખ, સુડતાલીસ હજાર, એકસોને છત્રીસયોજન+બસોને આઠઅંશ (૧૦,૪૭,૧૩૬+$\frac{૨૦૮}{૨૧૨}$) નો છે. અને આ સિવાયનું બાકીનું તેનુ સઘળુ સ્વરુપ જંબૂદ્વીપના હરિવર્ષક્ષેત્ર મૂજબ જાણુવું ૧૦૭–૧૧૧.

આ હરિવર્ષક્ષેત્ર પછી નિષધનામનો પર્વત આવે છે, કે જે ચોતરફથી સ્ફૂરાયમાન–શોભાવાળો છે. આ પર્વતના શિખરપ્રદેશ ઉપર સુંદર કમળોવાળો તિગિંછિ નામનો દ્રહ શોભે છે. ૧૧૨.

આ નિષધ પર્વતનો વિસ્તાર સડસઠહજાર, ત્રણુસોને અડસઠ યોજન+બત્રીસ અંશ પ્રમાણુ (૬૭૩૬૮+$\frac{૩૨}{૨૧૨}$) છે. ૧૧૩.

તે તિગિંછિ દ્રહ આઠહજાર યોજનના વિસ્તારવાળો અને સોલહજાર યોજનની લંબાઇવાળો છે. ૧૧૪.

एतस्याद्धरिसलिला, शीतोदेति निरीयतुः ।
दक्षिणस्यामुदीच्यां च, पर्वतोपर्यमू उभे ॥ ११५ ॥
एकोनत्रिंशतं गत्वा, सहस्रान् षट् शतानि च ।
योजनानां सचतुरशीतीन् षोडश चांशकान् ॥ ११६ ॥
पततः स्वस्वकुण्डान्तर्हरिवर्षान्तराध्वना ।
पूर्वार्द्धाद्धरिसलिला, प्राप्नोति मानुषोत्तरम् ॥ ११७ ॥
पश्चिमार्द्धगता सा तु, कालोदमुपसर्पति ।
सर्वासां दिग्विनिमय, एवं पूर्वापरार्द्धयोः ॥ ११८ ॥
पूर्वार्द्धशीतोदा प्रत्यग्विदेहार्द्धविभेदिनी ।
कालोदमन्यार्द्धस्था तु, प्राप्नोति मानुषोत्तरम् ॥ ११९ ॥
एताश्चतस्रो विस्तीर्णा, द्वे शते ह्रदनिर्गमे ।
चत्वार्युण्डा योजनानि, प्रान्ते दशगुणास्ततः ॥ १२० ॥
विस्तीर्णान्यायतान्यासां, कुण्डानि च चतसृणाम् ।
सविंशानि योजनानां, शतान्येकोनविंशतिम् ॥ १२१ ॥

---

આ દ્રહમાંથી ૨ હરિસલિલા અને ૨ શીતોદાનદી નીકળે છે. તેમાંથી ૨ નદીઓ (બન્ને ૧+૧=૨) પર્વત ઉપર દક્ષિણ દિશામાં અને ૨ ઉત્તર દિશામાં ઓગણત્રીસહજાર, છસોને ચોર્યાસી યોજન+સોળઅંશ (૨૯,૬૮૪ યોજન $\frac{16}{19}$ અંશ) જઈને પોત–પોતાના કુંડમાં પડે છે. તેમાંથી પૂર્વાર્ધની હરિસલિલાનદી, હરિવર્ષક્ષેત્રના મધ્યભાગમાં થઈને માનુષોત્તર પર્વતને મળે છે અને પશ્ચિમાર્ધની હરિસલિલાનદી, કાલોદધિ સમુદ્રને મળે છે. આ રીતે પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધની સઘળી નદીઓની દિશાઓનો નિશ્ચય કરવો. ૧૧૫–૧૧૮.

પૂર્વાર્ધમાં રહેલી શીતોદાનદી પશ્ચિમવિદેહને બે વિભાગમાં વહેંચતી એવી કાલોદધિસમુદ્રને મળે છે. અને પશ્ચિમાર્ધમાં રહેલી શીતોદાનદી માનુષોત્તરપર્વતને મળે છે. ૧૧૯.

આ ચારેયનદીઓ (૨ હરિસલિલા+૨ શીતોદા) દ્રહમાંથી નીકળે ત્યારે બસોયોજનના વિસ્તારવાળી અને ત્યાં ચારયોજનની ઉંડાઇવાળી હોય છે. અને અંતભાગે તે નદીઓનો વિસ્તાર તથા ઉંડાઈ દશગણો થાય છે. અર્થાત્ પ્રાન્તે નદીઓનો વિસ્તાર બે હજાર યોજનનો અને ઉંડાઈ ચાલીશ યોજનની થાય છે. ૧૨૦.

આ ચારેય નદીઓના કુંડો લંબાઇ અને પહોળાઇમાં ઓગણીસસોને વીસ યોજન પ્રમાણ છે. (૧૯૨૦યોજન) ૧૨૧.

एतत्कुण्डान्तर्गताश्च, द्वीपाः प्रोक्ता महर्षिभिः ।
षट्पञ्चाशे योजनानां, द्वे शते विस्तृतायताः ॥ १२२ ॥
सर्वे कुण्डगता द्वीपाः, क्रोशद्वयोच्छ्रिता इति ।
तैर्जम्बूद्वीपगैस्तुल्या, उच्छ्रयेण नगा इव ॥ १२३ ॥
यथेदमर्द्धं व्याख्यातं, याम्यं पूर्वापरार्द्धयोः ।
तथा ज्ञेयमुदीच्यार्द्धमपि मानस्वरूपतः ॥ १२४ ॥
किन्तूदीच्येषुकाराद्रेः, परतः पार्श्वयोर्द्वयोः ।
स्यादेकैकमैरवतक्षेत्रं भरतसन्निभम् ॥ १२५ ॥
पुण्डरीकह्रदोपेतस्ततश्च शिखरी गिरिः ।
तस्माद्रक्ता रक्तवती, स्वर्णकूला विनिर्ययुः ॥ १२६ ॥
तत्रादिमे द्वे सरितौ, क्षेत्रमैरवतं गते ।
जगाम हैरण्यवतं, स्वर्णकूला तु वाहिनी ॥ १२७ ॥
ततश्च हैरण्यवतं, विकटापातिनाऽङ्कितम् ।
ततो महापुंडरीकह्रदवान् रुक्मिपर्वतः ॥ १२८ ॥

---

આ નદી-કુંડોમાં અંતર્ગત રહેલા દ્વીપોનો આયામ અને વિસ્તાર બસો છપ્પન (૨૫૬) યોજનનો મહર્ષિઓએ કહેલો છે. ૧૨૨.

જંબૂદ્વીપનાં કુંડગત દ્વીપોના સમાન એવા આ કુંડોના દ્વીપો ૨ કોશની ઉંચાઈ વાળા છે અને ઉંચાઈનાં કારણે પર્વત જેવા લાગે છે. ૧૨૩.

જે રીતે પુષ્કરદ્વીપના દક્ષિણાર્ધના-પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધનું વર્ણન કર્યું, તે જ રીતે માન-સ્વરૂપથી પુષ્કરાર્ધના ઉત્તરાર્ધમાં પણ પૂર્વાર્ધ-પશ્ચિમાર્ધનું માન સ્વરૂપ સરખુ જ સમજવું. પરન્તુ ઉત્તરદિશાના ઇષુકાર પર્વતની પછી બન્ને બાજુએ ભરતક્ષેત્ર જેવું જ એકેક ઐરવતક્ષેત્ર છે. ૧૨૪-૧૨૫.

ઐરવતક્ષેત્ર પછી પુંડરીક નામના દ્રહથી યુક્ત શિખરી નામનો પર્વત છે અને તે દ્રહમાંથી રક્તા, રક્તવતી, અને સ્વર્ણકુલા નામની ત્રણ નદીઓ નીકળે છે ૧૨૬.

તેમાંની પ્રથમ બે રક્તા અને રક્તવતી નામની નદીઓ ઐરવત ક્ષેત્રમાં જાય છે. અને ત્રીજી સ્વર્ણકૂલા નદી હૈરણ્યવત ક્ષેત્રમાં જાય છે. ૧૨૭.

આ શિખરીપર્વત પછી હૈરણ્યવત ક્ષેત્ર આવે છે કે જેના મધ્યમાં વિકટાપાતી નામનો વૃત્તવૈતાઢ્ય પર્વત રહેલો છે. અને આ હૈરણ્યવત ક્ષેત્ર પછી મહાપુંડરીક નામના દ્રહથી યુક્ત રુક્મીનામનો પર્વત છે. ૧૨૮.

एतद्भवा रूप्यकूला, हैरण्यवतगामिनी ।
रम्यकान्तर्नरकान्ता, प्रयात्येतत्समुद्भवा ॥ १२९ ॥
ततोऽर्वाग् रम्यकक्षेत्रं, माल्यवद्वृत्तभूधरम् ।
केसरिह्रदवन्नीलवन्नामा पर्वतस्ततः ॥ १३० ॥
प्रवर्त्तते विदेहान्तः, शीतैतन्नगसम्भवा ।
नारीकान्ता रम्यकान्तः, प्रसर्पत्येतदुद्गता ॥ १३१ ॥
एषु क्षेत्रेषु पूर्वार्द्धान्नद्यो याः पूर्वसंमुखाः ।
ता मानुषोत्तरं यान्ति कालोदं पश्चिमामुखाः ॥ १३२ ॥
पश्चिमार्द्धात्तु कालोदं, प्रयान्ति पूर्वसंमुखाः ।
पश्चिमाभिमुखास्तास्तु, प्रयान्ति मानुषोत्तरम् ॥ १३३ ॥
मध्ये क्षेत्रं विदेहाख्यं, नीलवन्निषधागयोः, ।
एकैकं मेरुणोपेतं, भाति पूर्वापरार्द्धयोः ॥ १३४ ॥
अष्टाचत्वारिंशदंशान्, लक्षाः षड्विंशतिं मुखे ।
योजनान्येकषष्टिं सहस्रान् साष्टशतं ततम् ॥ १३५ ॥

---

આ પુંડરીક દ્રહમાંથી નીકળેલી રુપ્યકૂલા નામની નદી હૈરણ્યવત ક્ષેત્રમાં જાય છે અને આ દ્રહમાંથી નીકળેલી નરકાન્તા સરિતા રમ્યક્ક્ષેત્રમાં જાય છે ૧૨૯.

આ રૂકમી પર્વતથી આગળ રમ્યક્ક્ષેત્ર આવે છે. તેના મધ્યમાં માલ્યવાન્ નામનો વૃત્તવૈતાઢય પર્વત છે. આ રમ્યક્ક્ષેત્ર પછી કેસરિદ્રહથી યુક્ત નીલવંત નામનો પર્વત છે. ૧૩૦

આ નીલવંત પર્વતના કેસરિદ્રહમાંથી શીતા અને નારીકાંતા નામની ૨ નદીઓ નીકળે છે. તેમાંથી શીતા વિદેહક્ષેત્રમાં જાય છે અને નારીકાંતા રમ્યક્ક્ષેત્રમાં જાયછે. ૧૩૧.

પૂર્વાર્ધના આ બધા ક્ષેત્રોમાંની પૂર્વમુખી જેટલી નદીઓ છે, તે બધી નદીઓ માનુષોત્તર પર્વત તરફ જાય છે અને પશ્ચિમમુખી જેટલી નદીઓ છે, તે સર્વે નદીઓ કાલોદધિ સમુદ્રમાં જાય છે. પશ્ચિમાર્ધમાં આનો વિપર્યય સમજવો એટલે કે ત્યાંની પૂર્વમુખીસઘળી-સરિતાઓ કાલોદધિ સમુદ્ર તરફ જાય છે. અને પશ્ચિમમુખી બધી નદીઓ માનુષોત્તર પર્વત તરફ જાય છે. ૧૩૨-૧૩૩.

પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધમાં નીલવાન અને નિષધ પર્વતની મધ્યમાં એક-એક વિદેહક્ષેત્ર આવેલું છે, અને ત્યાં એક-એક મેરૂપર્વત શોભે છે. ૧૩૪.

આ મહાવિદેહ ક્ષેત્રનો મુખ વિસ્તાર છવ્વીસલાખ, એકસઠહજાર, એકસોને આઠ યોજન+અડતાલીશ અંશ (૨૬,૬૧,૧૦૮+$\frac{૪૮}{૨૧૨}$) નો છે. ૧૩૫.

तथा लक्षाश्चतुस्त्रिंशद्योजनानां समन्विताः ।
चतुर्विंशत्या सहस्रैरष्टाविंशं शताष्टकम् ॥ १३६ ॥
षोडशांशांश्च विस्तीर्णं, मध्ये तस्य च विस्तृतिः ।
लक्षाण्यथैकचत्वारिंशदष्टाशीतिरेव च १३७ ॥
सहस्राणि सप्तचत्वारिंशा पञ्चशती तथा ।
योजनानामंशशतं षण्णवत्या समन्वितम् ॥ १३८ ॥
सहस्राणि योजनानामेकोनविंशतिस्तथा ।
सचतुर्नवतिः सप्तशती क्रोशस्तथोपरि ॥ १३९ ॥
विष्कम्भः प्रतिविजयं, प्रत्येकमर्द्धयोर्द्वयोः ।
योजनानां द्वे सहस्रे, वक्षस्काराद्रि विस्तृतिः ॥ १४० ॥
प्रत्येकमन्तर्नद्यश्च, शतानि पञ्च विस्तृताः ।
स्वरूपं सर्वमत्रान्यद्धातकी खण्डवद्भवेत् ॥ १४१ ॥
अष्टानां वनमुखानां, विस्तृतिः स्याल्लघीयसी ।
एकोनविंशतिभवाश्चत्वारो योजनांशकाः ॥ १४२ ॥
एकादश सहस्राणि, योजननां शतानि षट् ।
साष्टाशीतीनि चैतेषां, विस्तृतिः स्याद्गरीयसी ॥ १४३ ॥

---

મધ્ય વિસ્તાર ચોત્રીસલાખ-ચોવીસહજાર આઠસોને અઠયાવીસ યોજન-સોળ અંશ (૩૪,૨૪,૮૨૮+$\frac{૧૬}{૨૧૨}$) પ્રમાણ છે. ૧૩૬

બાહ્ય વિસ્તાર એકતાલીસલાખ- અઠયાસીહજાર-પાંચસોને સુડતાલીસ યોજન+એકસો છન્નુ અંશ (૪૧,૮૮,૫૪૭+$\frac{૧૯૬}{૨૧૨}$) પ્રમાણ જાણવો. ૧૩૭-૧૩૮

અહીં પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધમાં દરેક વિજયોનો વિસ્તાર ઓગણીસહજાર-સાતસોને ચોરાણુયોજન+એકગાઉ (૧૯૭૯૪યોજન ૧ગાઉ) નો જાણવો અને પ્રત્યેક વક્ષસ્કાર પર્વતનો વિસ્તાર બેહજાર યોજનનો જાણવો. ૧૩૯-૧૪૦.

પ્રત્યેક વિજયોમાં રહેલી અન્ત ર્નદીઓનો વિસ્તાર પાંચસો યોજનનો છે. અને બાકીનું સઘળું (વિદેહક્ષેત્રનું) સ્વરૂપ ધાતકીખંડની માફક જાણવું. ૧૪૧.

અહીં મહાવિદેહમાં રહેલા આઠેય વનમુખોનો જઘન્ય વિસ્તાર ચાર ઓગણીસ અંશ ($\frac{૪}{૧૯}$) યોજનં પ્રમાણ છે. ૧૪૨.

અને ઉત્કૃષ્ટ વિસ્તાર અગ્યારહજાર-છસોને-અઠયાસી (૧૧૬૮૮) યોજન પ્રમાણ છે. ૧૪૩.

उपवर्षधरं गुर्वी, लघ्वी च सरिदन्तिके ।
तेषां चतुर्णां कालोदबहिर्भागस्पृशां भवेत् ॥ १४४ ॥
चतुर्णां तु नरनगासन्नानां विस्तृतिर्गुरुः ।
शीताशीतोदान्तिकेऽन्या, नीलवन्निषधान्तिके ॥ १४५ ॥
पूर्वापरं भद्रसालवनायामः समन्वितः ।
मेरुविष्कम्भेण सह, गर्भभागात्मको भवेत् ॥ १४६ ॥
चत्वारिंशत्सहस्राणि लक्षाश्चतस्र एव च ।
योजनानां नवशती, निर्दिष्टा षोडशोत्तरा ॥ १४७ ॥
षोडशानां विजयानां, व्याससंकलना त्वियम् ।
तिस्रो लक्षा योजनानां सहस्राणि च षोडश ॥ १४८ ॥
सप्तशत्यष्टोत्तराऽथ, वक्षस्कारमहीभृताम् ।
अष्टानां तत्संकलना, स्युः सहस्राणि षोडश ॥ १४९ ॥
षण्णामन्तर्नदीनां तु, व्याससङ्कलना भवेत् ।
सहस्राणि त्रीणि वनमुखयोरुभयोस्त्वियम् ॥ १५० ॥

---

કાલોદધિ સમુદ્રના બહારના ભાગને સ્પર્શ કરનાર ચાર વનમુખોનો ઉત્કૃષ્ટ વિસ્તાર વર્ષધર પર્વતો ( નિષધ-નીલવંત ) પાસે છે. જ્યારે જઘન્ય વિસ્તાર (શીતા-શીતોદા) નદી પાસે છે. અને માનુષોત્તર પર્વતના અભ્યન્તર ભાગને સ્પર્શ કરનાર ચાર વનમુખોનો ઉત્કૃષ્ટ વિસ્તાર શીતા-શીતોદા નદી પાસે છે. તેમજ નિષધ-નીલવંત પર્વત પાસે જઘન્ય વિસ્તાર છે. ૧૪૪-૧૪૫.

મેરૂ પર્વતનાં વિસ્તારની સાથે ભદ્રશાલ વનનો પૂર્વ-પશ્ચિમ આયામ ચાર-લાખ-ચાલીશહજાર-નવસોને સોળ (૪,૪૦,૯૧૬) યોજનનો થાય છે. ૧૪૬-૧૪૭.

[1]સોળ વિજયના વિસ્તારની સંકલના-સરવાળો કરતાં, તેની સંખ્યા ત્રણલાખ-સોલ હજાર-સાતસોને આઠ (૩,૧૬,૭૦૮) યોજનની છે. અને આઠ વક્ષસ્કાર પર્વતના વિસ્તારની સંકલના સોલહજાર (૧૬૦૦૦) યોજનની થાય છે. છ અન્તર્નદીઓની વ્યાસ

---

૧ ૪૪૦૯૧૬- મેરુના વિસ્તાર સહિત ભદ્રશાલવનની પૂર્વ-પશ્ચિમ લંબઈ
૩૧૬૭૦૮- સોળ વિજયનો વિસ્તાર.
૧૬૦૦૦- આઠ વક્ષસ્કારનો વિસ્તાર.
૩૦૦૦- છ અન્તર નદીઓનો વિસ્તાર.
૨૩૩૭૬- બે વનમુખનો વિસ્તાર.
———
૮૦૦૦૦૦- પુષ્કરાર્ધનો વિસ્તાર

षट्सप्ततिस्पृक् त्रिशती, सहस्रास्त्र्यक्षि संमिताः ।
द्वीपव्यासोऽष्ट लक्षाणि, सर्वसंकलने भवेत् ॥ १५१ ॥

अत्रापीष्टान्यविष्कम्भवर्जितद्वीपविस्तृतेः ।
स्वस्वसङ्ख्याविभक्ताया, लभ्यतेऽभीष्टविस्तृतिः ॥ १५२ ॥

भावना धातकीखण्डवत् ।

महाविदेहविष्कम्भे, यथेष्टस्थानगोचरे ।
शीताशीतोदान्यतरव्यासहीनेऽर्द्धिते सति ॥ १५३ ॥

विजयांतर्नदीवक्षस्कारान्तिमवनायतिः ।
ज्ञायते सा तत्र तत्र स्थाने भाव्या स्वयं बुधैः ॥ १५४ ॥

अथ देवकुरूणां यः, प्राच्यां सौमनसो गिरिः ।
तथोत्तरकुरूणां यः, पूर्वस्यां माल्यवानिमौ ॥ १५५ ॥

त्रिचत्वारिंशत्सहस्रान्, लक्षा विंशतिमायतौ ।
एकोनविंशां द्विशतीं योजनानामुभावपि ॥ १५६ ॥

---

સંકલના ત્રણહજાર (૩૦૦૦) યોજન પ્રમાણ થાય છે અને બે વનમુખોના વિસ્તારનો સરવાળો ત્રેવીસહજાર ત્રણસાને છોંતેર યોજનનો (૨૩,૩૭૬) થાય છે, અને આ સઘળો વિસ્તાર ભેગો કરતાં પુષ્કરાર્ધનો વિસ્તાર આઠલાખ (૮૦૦૦૦૦) યોજનનો થાય છે. ૧૪૮–૧૫૧.

અહીંપણ ઇષ્ટક્ષેત્રાદિનો વિસ્તાર જાણવો હોય, તો ઇષ્ટક્ષેત્રાદિ સિવાયના અન્ય ક્ષેત્રાદિનો વિસ્તાર દ્વીપના વિસ્તારમાંથી બાદ કરવો અને તે બાકી રહેલા દ્વીપના વિસ્તાર ને પોત–પોતાની સંખ્યાથી ભાગવા દ્વારા ઈષ્ટવસ્તુનો વિસ્તાર પ્રાપ્ત થાય છે. આની પદ્ધતિ ધાતકીખંડ મુજબ જાણવી. ૧૫૨.

ધાતકીખંડની માફક મહાવિદેહ ક્ષેત્રમાં કોઇપણ ઇચ્છિત સ્થાનના વિષ્કંભમાંથી શીતા કે શીતોદા નદીનાં વિષ્કંભને બાદ કરીને, તેનુ અડધુ કર્યાબાદ, વિજય–અન્તર્નદી –વક્ષસ્કાર પર્વત, અને અન્તિમ વનની પહોળાઈ, તે–તે સ્થાને જણાય છે–તે પ્રાજ્ઞ પુરુષોએ સ્વયં વિચારી લેવું ૧૫૩–૧૫૪.

હવે દેવકુરૂની પૂર્વ દિશામાં સૌમનસ નામનો ગજદંત પર્વત છે. અને ઉત્તરકુરૂની પૂર્વ દિશામાં માલ્યવાન નામનો ગજદંત પર્વત છે. આ બન્ને પર્વતોની લંબાઇ વીસ-લાખ–તેંતાલીસહજાર–બસોને ઓગણીસ (૨૦,૪૩,૨૧૯) યોજનની છે. તેમજ દેવકુરૂ અને ઉત્તરકુરૂની પશ્ચિમ દિશામાં ક્રમશઃ રહેલા જે વિદ્યુત્પ્રભ અને ગન્ધમાદન નામના

देवोत्तरकुरुभ्यश्च, प्रतीच्यां यौ व्यवस्थितौ ।
विद्युत्प्रभगिरिर्गन्धमादनश्चायतावुभौ ॥ १५७ ॥
योजनानां षोडशैव, लक्षाः षड्विंशतिं तथा ।
सहस्राणि शतमेकं, संपूर्णं षोडशोत्तरम् ॥ १५८ ॥
इदं मानं पुष्करार्द्धप्राचीनार्धव्यपेक्षया ।
पश्चिमार्द्धे विपर्यासो, धातकीखंडवत् स तु ॥ १५९ ॥
अष्टाप्येते गजदन्ता, नीलवन्निषधान्तिके ।
सहस्रद्वयविस्तीर्णाः, सूक्ष्माश्च मन्दरान्तिके ॥ १६० ॥
विदेहमध्यविष्कम्भान्मेरुव्यासे विशोधिते ।
शेषेऽर्द्धिते च विष्कम्भः, प्रत्येतव्य कुरुद्वये ॥ १६१ ॥

---

બે ગજદંત પર્વતો છે, તે લંબાઇમાં સોળલાખ–છવ્વીસહજાર–એકસોને સોળ (૧૬,૨૬,૧૧૬) યોજનનાં છે. આ પ્રમાણ પુષ્કરાર્ધ દ્વીપનાં પૂર્વાર્ધમાં રહેલા પર્વતોનું છે. પુષ્કરાર્ધ દ્વીપના પશ્ચિમાર્ધમાં આનાથી વિપરીત છે અને તે વિપર્યાસ ધાતકીખંડની માફક જાણવો. અર્થાત્ પશ્ચિમાર્ધના દેવકુરૂ અને ઉત્તરકુરૂની પૂર્વદિશામાં રહેલ સૌમનસ અને માલ્યવાન્ નામના બે ગજદન્ત પર્વતોની લંબાઈ સોળલાખ–છવ્વીસહજાર–એકસો ને સોળ ( ૧૬,૨૬,૧૧૬ ) યોજનની છે. અને પશ્ચિમ દિશામાં રહેલ વિદ્યુત્પ્રભ અને ગન્ધ–માદન નામના ગજદન્ત પર્વતોની લંબાઈ વીસલાખ–તેંતાલીસ હજાર–બસોને ઓગણીસ ( ૨૦,૪૩,૨૧૯ ) યોજનની છે. ૧૫૫–૧૫૯.

આ આઠેય ગજદંત પર્વતો નીલવાન અને નિષધ પર્વતની સમીપમાં ઉત્કૃષ્ટથી બે હજાર (૨૦૦૦) યોજન વિસ્તૃત છે. અને મેરુપર્વત પાસે જઘન્યથી આંગળના અસંખ્યાતમાં ભાગ જેટલા વિસ્તૃત છે. ૧૬૦.

[1]મહાવિદેહ ક્ષેત્રનો જે મધ્યભાગનો વિષ્કંભ હોય, તેમાંથી મેરૂપર્વતનો વિસ્તાર-બાદ કરવો અને જે શેષ રહે, તેનો અર્ધોભાગ કરવાથી દેવકુરૂ અને ઉત્તરકુરૂનો

---

| ૧ યોજન | – | કળા | |
|---|---|---|---|
| ૩૪૨૪૮૨૨૮ | – | ૧૬ | મહાવિદેહક્ષેત્રનો મધ્યભાગનો વિષ્કંભ |
| ૯૪૦૦ | – | ૦૦ | મેરૂપર્વતનો વિસ્તાર બાદ કરતાં શેષ યોજન |
| ૩૪૧૫૪૨૮ | – | ૧૬ | બાદ કરતા શેષ યોજનનો અર્ધોભાગ કરતાં |
| ૧૭૦૭૭૧૪ | – | ૮ | દેવકુરૂ અને ઉત્તરકુરૂની પહોળાઈ આવી |

लक्षाः सप्तदश सप्त, सहस्राणि शतानि च ।
चतुर्दशानि सप्तैव, योजनानां लवाष्टकम् ॥ १६२ ॥
मेरुयुक्तभद्रसालायामात्प्रागुपदर्शितात् ।
गजदन्तद्वयहीनाच्छेषं जीवा कुरुद्वये ॥ १६३ ॥
लक्षाश्चतस्रः षट्त्रिंशत्, सहस्राणि शतानि च ।
नवैव षोडशाढ्यानि, योजनानीति तन्मितिः ॥ १६४ ॥
आयाममानयोः प्राच्यप्रतीच्यगजदन्तयोः ।
योगे भवेद्धनुःपृष्ठं, कुरुद्वय इदं तु तत् १६५ ॥
लक्षाः षट्त्रिंशदेकोनसप्ततिश्च सहस्रकाः ।
शतत्रयं योजनानां, पञ्चत्रिंशत्समन्वितम् ॥ १६६ ॥
धातकीखण्डवदिहाप्यग्रतो नीलवद्गिरेः ।
यमकावुदक्कुरुषु, सहस्रं विस्तृतायतौ ॥ १६७ ॥

---

વ્યાસ-પહોળાઈ આવે છે. આ પ્રમાણે કરતાં સત્તરલાખ, સાતહજાર-સાતસોને ચૌદ યોજન+૮અંશ (૧૭,૦૭,૭૧૪+$\frac{૮}{૨૧૨}$) આ એક કુરૂક્ષેત્રનો વિસ્તાર થાય છે. ૧૬૧ ૧૬૨.

[1]મેરૂપર્વતની સાથે ભદ્રશાલ વનનો આયામ જે પૂર્વે (૧૪૬-૧૪૭માં શ્લોકમાં) કહી ગયા, તેમાંથી બે ગજદન્ત પર્વતોનો વિસ્તાર બાદ કરતા, જે આવે તે પ્રત્યેક કુરૂક્ષેત્રની જીવા (દોરી) જાણવી અને તે ચારલાખ-છત્રીસહજાર-નવસોને સોળ (૪,૩૬,૯૧૬) યોજન પ્રમાણ થાય છે. ૧૬૩-૧૬૪.

[2]પૂર્વદિશા અને પશ્ચિમદિશાના બે ગજદન્ત પર્વતોનો આયામ ભેગો કરતાં જે સંખ્યા આવે. તે પ્રત્યેક કુરૂક્ષેત્રનું ધનુઃપૃષ્ઠ થાય છે. અને તે છત્રીસલાખ, ઓગણસીત્તેરહજાર-ત્રણસોને પાંત્રીસ (૩૬,૬૯,૩૩૫) યોજનનું છે. ૧૬૫-૧૬૬.

ધાતકીખંડની જેમ અહીં પણ નીલવાન પર્વતની આગળ ઉત્તરકુરૂક્ષેત્રમાં એકહજાર (૧૦૦૦) યોજનની લંબાઈ-પહોળાઈ વાળા બે યમક (યમક-જમક) પર્વતો છે. આ

---

૧ ૪,૪૦,૯૧૬ યોજન=મેરૂપર્વતની સાથે ભદ્રશાલ વનનો આયામ-
૪,૦૦૦ યોજન=બે ગજદન્ત પર્વતોનો વિસ્તાર

૪,૩૬,૯૧૬ યોજન=કુરૂખેત્રની જીવા.

૨ ૧૬,૨૬,૧૧૬ યો.=પૂર્વદિશાનાં ગજદન્તપર્વતોનો આયામ તથા
૨૦,૪૩,૨૧૯ યો.=પશ્ચિમદિશાનાં ગજદન્તપર્વતોનો આયામ

૩૬,૬૯,૩૩૫ યોજન કુરૂક્ષેત્રનું ધનુઃપૃષ્ઠ-

ततःपरं ह्रदाः पञ्च, स्युर्दक्षिणोत्तरायताः ।
सहस्रांश्चतुरो दीर्घा, द्वे सहस्रे च विस्तृताः ॥ १६८ ॥
नीलवतो यमकयोस्ताभ्यामाद्यह्रदस्य च ।
मिथो ह्रदानां क्षेत्रान्तसीम्नश्च पञ्चमह्रदात् ॥ १६९ ॥
सप्ताप्येतान्यन्तराणि, तुल्यान्यैकैककं पुनः ।
लक्षद्वयं योजनानां चत्वारिंशत्सहस्रकाः ॥ १७० ॥
शतानि नव सैकोनषष्टीनि योजनस्य च ।
सप्तक्षुण्णस्यैकभागस्तत्रोपपत्तिरुच्यते ॥ १७१ ॥

---

બે યમક પર્વતો પછી પાંચ દ્રહો આવે છે આ દ્રહો દક્ષિણ–ઉત્તર ચારહજાર (૪૦૦૦) યોજન લાંબા અને બેહજાર (૨૦૦૦) યોજન પહોળા છે. ૧૬૭.૧૬૮.

નીલવાન પર્વતથી ક્ષેત્રના અંતભાગ સુધીમાં ૭ આંતરા આવે છે. તે આ પ્રમાણે (૧) નીલવાન પર્વતથી બે યમક પર્વતનું (૨) બે યમક પર્વતથી પ્રથમ દ્રહનું (૩) પ્રથમ દ્રહથી બીજા દ્રહનું (૪) બીજા દ્રહથી ત્રીજા દ્રહનું (૫) ત્રીજા દ્રહથી ચોથા દ્રહનું (૬) ચોથા દ્રહથી પાંચમા દ્રહનું અને (૭) પાંચમા દ્રહથી ક્ષેત્રની સીમાનું આંતરુ. આ સાતેય આંતરા સમાન માપવાળા છે. તેમાંથી દરેકનું માપ બેલાખ–ચાલીસ-હજાર–નવસોને ઓગણુસાઇઠ એકસપ્તમાંશ (૨,૪૦,૯૫૯$\frac{1}{7}$) યોજન થાય છે. તેની ઘટના આ રીતે છે કે–

[1]પાંચેય દ્રહોની લંબાઈનો સરવાળો વીસહજાર (૨૦,૦૦૦) યોજન થાય અને

---

૧   ૧૭,૦૭,૭૧૪ યોજન કુરૂક્ષેત્રનો વિસ્તાર
    ૨૧,૦૦૦ યોજન પાંચ દ્રહો અને યમક પર્વતનો વિસ્તાર બાદ કરવાનો
    ————
    ૧૬,૮૬,૭૧૪

૧૬,૮૬,૭૧૪ યોજનના સાત ભાગ કરતા.

```
૭) ૧૬૮૬૭૧૪ ( ૨૪૦૯૫૯
   ૧૪
   ——
   ૨૮            ૩૫
   ૨૮            ——
   ——            ૬૪
    ૬૭           ૬૩
    ૬૩           ——
   ——             ૧
    ૪૧
```

= ૨,૪૦,૯૫૯$\frac{1}{7}$ યોજન દરેકનું અંતર

दैर्घ्य ह्रदानां पञ्चानां, यत्सहस्राणि विंशतिः ।
साहस्रयमकव्यासयुक्तं तत्कुरुविस्तृतेः ॥ १७२ ॥
विशोध्यतेऽथ यच्छेषं, तत्सप्तभिर्विभज्यते ।
सप्तानां व्यवधानानामेवं मानं यथोदितम् ॥ १७३ ॥
उदक्कुरुषु पूर्वार्द्धे, पद्मनामा महातरुः ।
पश्चिमार्द्धे महापद्मस्तौ जम्बूवृक्षसोदरौ ॥ १७४ ॥
पद्मनाम्नो भूमिरुहः, पद्मनामा सुरः पतिः ।
महापद्मस्य तु स्वामी, पुण्डरीकः सुरोत्तमः ॥ १७५ ॥
स्युर्देवकुरुषोऽप्येवं, किंत्वत्र निषधात्परौ ।
विचित्रचित्रावचलौ, ततः पञ्च ह्रदाः क्रमात् ॥ १७६ ॥
पूर्वार्द्धे चापरार्द्धे च, स्यातां शाल्मलिनाविह ।
जम्बूवृक्षसधर्माणावेतावपि स्वरूपतः ॥ १७७ ॥
पुष्करार्द्धेऽथ यौ मेरू, स्यातां पूर्वापरार्द्धयोः ।
धातकीखण्डस्थमेरूसमानौ तौ तु सर्वथा ॥ १७८ ॥
किंत्वेतयोर्भद्रसालवनयोरायतिर्भवेत् ।
लक्षद्वयं पंचदश, सहस्राणि शतानि तु ॥ १७९ ॥

---

યમક પર્વતનો વિસ્તાર એકહજાર (૧૦૦૦) યોજનનો છે. આ એકવીસહજાર (૨૧૦૦૦) યોજનને કુરૂક્ષેત્રનાં વિસ્તારમાંથી બાદ કરીએ અને જે શેષ રહે, તેના એકસરખા સાતભાગ કરતાં ઉપર જણાવ્યા મુજબનું વ્યવધાનનુ માપ આવે છે. ૧૬૯-૧૭૩.

પૂર્વાર્ધના ઉત્તર કુરૂક્ષેત્રમાં પદ્મનામનું મહાવૃક્ષ અને પશ્ચિમાર્ધનાં ઉત્તર કુરૂક્ષેત્રમાં મહાપદ્મનામનું મહાવૃક્ષ છે. અને તે બન્ને જંબૂવૃક્ષની સમાન છે ૧૭૪.

પદ્મનામના વૃક્ષનો અધિષ્ઠાતા દેવ પદ્મનામનો છે, જ્યારે મહાપદ્મ વૃક્ષનો અધિષ્ઠાયક પુંડરીક નામે દેવ છે. ૧૭૫.

ઉત્તરકુરૂની જેમ દેવકુરૂમાં પણ આ સઘળી વ્યવસ્થા છે, પરન્તુ અહીં નિષધપર્વત પછી વિચિત્ર અને ચિત્ર નામના બે પર્વતો છે. અને પછી ક્રમશઃ પાંચ દ્રહો છે. પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધનાં દેવકુરૂઓમાં શાલ્મલીનામના બે મહાવૃક્ષો છે, જેનું સંપૂર્ણ સ્વરૂપ જંબૂવૃક્ષ જેવું છે. ૧૭૬-૧૭૭

પુષ્કરાર્ધના પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધમાં રહેલા બે મેરુપર્વતો સર્વપ્રકારે ધાતકીખંડમાં રહેલ મેરુપર્વત સમાન જ છે. ફક્ત અહીં રહેલા (પુષ્કરાર્ધનાં મેરૂપર્વત

अष्टपञ्चाशानि सप्त, पूर्वपश्चिमयोर्दिशोः ।
प्रत्येकं दक्षिणोदीच्योः, स्याद्व्यासस्त्वयमेतयोः ॥ १८० ॥
द्विसहस्त्र्येकपञ्चाशा, योजनानां चतुःशती ।
अष्टाशीत्या योजनस्य, भक्तस्यांशाश्च सप्ततिः ॥ १८१ ॥

उपपत्तिस्त्वत्र प्राग्वत् ।

शेषा त्वत्र नन्दनादिवनवक्तव्यताऽखिला ।
धातकीखण्डमेरुभ्यां, पुनरुक्तेति नोच्यते ॥ १८२ ॥
जम्बूद्वीपो महामेरुश्चतुर्भिर्मेरुभिः श्रियम् ।
धत्ते तीर्थंकर इव, चतुर्भिः परमेष्ठिभिः १८३ ॥
प्रागुक्ताख्येषु पूर्वार्द्धे, विजयेष्वधुना जिनाः ।
चन्द्रबाहुर्भुजङ्गश्चेश्वरो नेमिप्रभोऽपि च ॥ १८४ ॥
पश्चिमार्द्धे तु तेष्वेव, वीरसेनो जिनेश्वरः ।
महाभद्रदेवयशोऽजितवीर्या इति क्रमात् ॥ १८५ ॥

---

પાસેના) ભદ્રશાલ વનની પૂર્વ-પશ્ચિમ લંબાઇ બેલાખ-પંદરહજાર, સાતસો ને અઠ્ઠાવન (૨,૧૫,૭૫૮) યોજનની છે. અને દક્ષિણ-ઉત્તરની પહોળાઈ બેહજાર, ચારસો, એકાવન યોજન સીત્તેર અઠ્યાસી અંશ (૨૪૫૧$\frac{૭૦}{૮૮}$યોજન) ની છે. ૧૭૮-૧૮૧

[૧]અહીં પણ ઘટના આગળ મુજબ જાણવી.

અહીંના (પુષ્કરાર્ધદ્વીપનાં) બે મેરૂપર્વતનુ જે બાકીનું નંદનવન વગેરેનું વર્ણન છે, તે ધાતકીખંડના મેરૂપર્વત જેવું જ હોવાથી અહીં ફરી બતાવ્યું નથી. ૧૮૨.

અન્ય ચાર પરમેષ્ઠી ભગવંતની સાથે જેમ પરમેષ્ઠી શ્રીઅરિહંત પરમાત્મા શોભે. તેમ જંબૂદ્વીપમાં રહેલો મહામેરૂપર્વત અન્યચાર (ધાતકીખંડનાં ૨-પુષ્કરાર્ધદ્વીપનાં-૨) લઘુ મેરૂપર્વતોથી શોભે છે. ૧૮૩.

પુષ્કરાર્ધક્ષેત્રના પૂર્વાર્ધમાં ૧=પુષ્કલાવતી વિજયમાં ચન્દ્રબાહુસ્વામી, ૨=વત્સ વિજયમાં ભુજંગસ્વામી. ૩=નલિનાવતી વિજયમાં ઇશ્વરનાથ અને ૪=વપ્ર વિજયમાં નેમિપ્રભસ્વામી નામના ૪ જિનેશ્વરો અત્યારે વિચરે છે. અને પશ્ચિમાર્ધમાં પણ તે જ નામવાળા વિજયોમાં ક્રમશઃ વીરસેનસ્વામી, મહાભદ્રસ્વામી, દેવયશાસ્વામી અને અજિત-વીર્યસ્વામી-આ નામના ૪ જિનેશ્વરો વર્તમાનમાં વિચરી રહ્યા છે. ૧૮૪-૧૮૫.

---

૧ ભદ્રશાલવનની પૂર્વ-પશ્ચિમની લંબાઈને (૮૮) અઠ્યાસીથી ભાંગવાવડે ભદ્રશાલવનની દક્ષિણ-ઉત્તરની પહોળાઇ આવે અને દક્ષિણ-ઉત્તરની પહોળાઈને (૮૮) અઠ્યાસીવડે ગુણતા જે આવે, તે ભદ્ર-શાલવનની પૂર્વ-પશ્ચિમની લંબાઈ જાણવી.

द्वीपार्धेऽस्मिन्नगादीनां, संग्रहः सर्वसंख्यया ।
धातकीखण्डवद् ज्ञेयोऽविशेषान्नोदितः पृथक् ॥ १८६ ॥

द्विसप्ततिः शशभृतस्तावन्त एव भास्कराः ।
षट् सहस्राणि षट्त्रिंशा, त्रिशत्यत्र महाग्रहाः ॥ १८७ ॥

नक्षत्राणां सहस्रे द्वे, प्रज्ञप्ते षोडशोत्तरे ।
प्रमाणमथ ताराणां, पुष्करार्द्धे निरूप्यते ॥ १८८ ॥

अष्टचत्वारिंशदिह, लक्षा द्वाविंशतिस्तथा ।
सहस्राणि द्वे शते च, स्युस्ताराः कोटिकोट्यः ॥ १८९ ॥

एवं च–लक्षाण्यष्टौ पुष्करार्द्धं, तावान्कालोदवारिधिः ।
चत्वारि धातकीखण्डो, द्वे लक्षे लवणोदधिः ॥ १९० ॥

एवं द्वाविंशतिर्लक्षाण्येकतः परतोऽपि च ।
मध्ये जम्बूद्वीप एकं, लक्षमायतविस्तृतः ॥ १९१ ॥

पञ्चचत्वारिंशदेवं, लक्षाण्यायतविस्तृतम् ।
नृक्षेत्रं परिक्षेपो, ज्ञेयोऽस्य पुष्करार्द्धवत् ॥ १९२ ॥

---

આ પુષ્કરાર્ધદ્વીપમાં પર્વતાદિની સંખ્યાનો સરવાળો ધાતકીખંડની માફક જ હોવાથી અહીં જુદો કહેલો નથી. ૧૮૬.

આ પુષ્કરાર્ધદ્વીપમાં ચંદ્રો બોત્તેર (૭૨) છે, સૂર્યોપણ બોંતેર (૭૨) છે મહાગ્રહો છ હજાર–ત્રણસો છત્રીસ (૬,૩૩૬) છે. નક્ષત્રો બેહજારને સોળ ( ૨,૦૧૬ ) છે. અને તારાઓ અડતાલીસ લાખ–બાવીસ હજાર–બસો (૪૮૨૨૨૦૦) કોડાકોડી પ્રમાણ છે. ( ૪૮૨૨૨૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ તારાઓ છે ૪૮૨૨૨ ઉપર ૧૬ મીંડા ) ૧૮૭–૧૮૯.

આઠલાખ યોજનનો પુષ્કરાર્ધદ્વીપ, આઠલાખ યોજનનો કાલોદધિસમુદ્ર, ચારલાખ-યોજનનો ધાતકીખંડ અને બેલાખ યોજનનો લવણસમુદ્ર–આ રીતે ( ૮+૮+૪+૨=૨૨ ) બાવીસલાખ યોજનનો વિસ્તાર એકબાજુથી અને બીજી બાજુથી પણ એ જ રીતે બાવીસલાખ યોજનો વિસ્તાર ગણતાં ચુમ્માલીસલાખ યોજન થયા. અને વચ્ચે એકલાખ યોજનનાં વિસ્તારવાળો જંબૂદ્વીપ–એમ બધો સરવાળો કરતાં ( ૮+૮+૪+૨+૧+૨+૪+૮+૮=૪૫ લાખ ) પીસ્તાલીસલાખ યોજન પ્રમાણ મનુષ્યક્ષેત્ર થયું. આ મનુષ્યક્ષેત્રની પરિધિ પુષ્કરાર્ધક્ષેત્રની પરિધિની માફક જાણવી. ૧૯૦–૧૯૨.

एतावतो नरक्षेत्रात्, परतो न भवेन्नृणाम् ।
गर्भाधानं जन्ममृत्यू, संमूर्छिमनरोद्भवः ॥ १९३ ॥
आसन्नप्रसवां कश्चित्स्त्रियं नयति चेत्सुरः ।
नरक्षेत्रात्परं नासौ, प्रसूते तत्र कर्हिचित् ॥ १९४ ॥
यदि कण्ठगतप्राणो, मनुष्यक्षेत्रतः परम् ।
मनुष्यो नीयते नासौ, म्रियते तत्र कर्हिचित् ॥ १९५ ॥
अथावश्यंभाविजन्मक्षीणायुष्कौ च तौ यदि ।
तदा सुरस्य तन्नेतुर्भवेद्वाऽन्यस्य कस्यचित् ॥ १९६ ॥
मनस्तथैव येनैनामासन्नप्रसवां स्त्रियम् ।
तं वा कण्ठगतप्राणं, नरक्षेत्रे पुनर्नयेत् ॥ १९७ ॥ युग्मम् ।
एवं नातः परमहर्निशादिसमयस्थितिः ।
न बादराग्निर्न नदी, न विद्युद्गर्जिनीरदाः ॥ १९८ ॥
नार्हदाद्या न निधयो, नायने नैव चाकराः ।
नेन्दुवृद्धिक्षयौ नोपरागोऽर्केन्द्वोर्न वा गतिः ॥ १९९ ॥

---

આ પિસ્તાલીસલાખ યોજનના મનુષ્યક્ષેત્રની બહાર મનુષ્યોનું ગર્ભાધાન, જન્મ, મૃત્યુ અને સમુર્ચ્છિમ મનુષ્યોની ઉત્પત્તિ થાય નહિ. ૧૯૩.

નજીકમાં જ પ્રસવ સમયવાળી કોઈ સ્ત્રીને કોઈ દેવ મનુષ્યક્ષેત્રની બહાર લઈ જાય, તો પણ ત્યાં (મનુષ્યક્ષેત્રની બહાર) તેને કદાપિ પ્રસવ થાય નહિં. ૧૯૪.

મરવા પડેલા કોઈ માણસને કોઇ દેવ, મનુષ્યક્ષેત્રથી બહાર લઈ જાય, તો પણ ત્યાં તેનુ મૃત્યુ થાય નહિ. ૧૯૫.

હવે જો તે તે જીવોનો જન્મ (પ્રસવ) કે મૃત્યુ અવશ્ય થનાર હોય, તો તે લઈજનાર દેવને અથવા તો અન્ય કોઈ દેવને તેવા પ્રકારનો વિચાર ઉદ્ભવે અને તેથી જ તે આસન્ન પ્રસવવાળી સ્ત્રીને અને તે કંઠગત પ્રાણવાળા મનુષ્યને મનુષ્યક્ષેત્રની અંદર અવશ્ય લઈ જ આવે. ૧૯૬-૧૯૭.

**આ મનુષ્યક્ષેત્રની બહાર શું શું નથી :**

આ મનુષ્યક્ષેત્રની બહાર દિવસ - રાત્રિઆદિની સમય વ્યવસ્થા, બાદર અગ્નિકાય, નદીઓ, વીજળી, ગર્જારવ, વાદળા (મેઘ), અરિહંતો-ચક્રવર્તીઓ આદિ, નિધિઓ, ઉત્તરાયણ કે દક્ષિણાયન, ખાણો, ચદ્રનીક્ષય-વૃદ્ધિ, ચંદ્ર-સૂર્ય વગેરેનું ગ્રહણ અને ચંદ્ર-સૂર્યાદિની ગતિ આદિ નથી. ૧૯૮-૧૯૯.

तथाहुः—"अरिहंतसमयबायरअग्गी विज्जू बलाहगा थणिआ ।
आगरनइनिहिउवराग निग्गमे वुड्ढिअयणं च ॥ २०० ॥"

एतत्सर्वमर्थतो जीवाभिगमसूत्रे चतुर्थप्रतिपत्तौ ।

क्षेत्रेषु पञ्चचत्वारिंशतीह भरतादिषु ।
अन्तर्द्वीपेषु षट्पञ्चाशत्येव संभवेन्नृणाम् ॥ २०१ ॥
बाहुल्याज्जन्म मृत्युश्च, वार्द्धिवर्षधरादिषु ।
शेषेषु तु नृणां जन्म, प्रायेण नोपपद्यते ॥ २०२ ॥ युग्मम् ।
मृत्युस्तु संहरणतो, विद्यालब्धिबलेन वा ।
गतानां तत्र तत्रायुःक्षयात्संभवति क्वचित् ॥ २०३ ॥
अथैतस्मिन्नरक्षेत्रे, वर्षक्षेत्रादिसंग्रहः ।
क्रियते सुखबोधाय, तदर्थोऽयं ह्युपक्रमः ॥ २०४ ॥
अध्यर्द्धौ द्वाविह द्वीपौ, द्वावेव च पयोनिधी ।
भरतान्यैरवतानि, विदेहाः पञ्च पञ्च च ॥ २०५ ॥
एवं पञ्चदश कर्मभूमयोऽत्र प्रकीर्त्तिताः ।
देवोत्तराख्याः कुरवो, हैरण्यवतरम्यके ॥ २०६ ॥

---

શાસ્ત્રમાં પણ કહ્યુ છે, કે મનુષ્યક્ષેત્રની બહાર અરિહંતાદિ, સમયવ્યવસ્થા, બાદર અગ્નિકાય, વાદળા, વિજળી, ગર્જારવ, મેઘ, ખાણ, નદી, નિધિ, સૂર્ય ચંદ્રનુ ગ્રહણ, ગ્રહણથી મુકાવુ, કે તેની વૃદ્ધિ અને અયનો આદિ કાંઈ નથી. ૨૦૦.

આ સઘળીવાત અર્થથી શ્રી જીવાભિગમસૂત્રની ચોથી પ્રતિપત્તિમાં કહેલ છે.

ભરતાદિ પીસ્તાલીસક્ષેત્રો (૧૫ કર્મભૂમિ અને ૩૦ અકર્મભૂમિ) અને છપ્પન અન્તરદ્વીપોમાં જ બહુલતાએ મનુષ્યોનો જન્મ કે મૃત્યુ થાય છે, બાકીના સમુદ્રો અને વર્ષધરપર્વતો (અઢીદ્વીપમાં રહેલ બે સમુદ્ર અને અઢીદ્વીપમાં રહેલ સઘળા પર્વતોમાં) મનુષ્યોનો જન્મ પ્રાયઃ થતો નથી. જ્યારે ત્યાં મૃત્યુ સંભવી શકે છે કેમકે-ત્યાં (શેષ સમુદ્ર અને પર્વતોમાં) દેવદ્વારા થએલા સંહરણથી અથવા તો વિદ્યા કે લબ્ધિના બળથી ગયેલા મનુષ્યોનુ, જો ત્યાં આયુષ્યનો ક્ષય થાય, તો ત્યાં મૃત્યુ સંભવે છે. પણ આવા બનાવો કવચિત્ બને છે. ૨૦૧-૨૦૩.

**મનુષ્યક્ષેત્રનું ટુંકમા વર્ણન :-**

હવે સુખપૂર્વક બોધ થાય તે માટે આ મનુષ્યક્ષેત્રમાં રહેલા વર્ષ-ક્ષેત્રાદિનો સંગ્રહ કરાય છે, તેનો પ્રારંભ આ રીતે છે કે-આ મનુષ્યક્ષેત્રમાં અઢી (૨॥) દ્વીપ સમુદ્ર છે. બે (૨) સમુદ્ર છે. પાંચ (૫) ભરત પાંચ (૫) ઐરવત અને પાંચ (૫) મહાવિદેહ છે. આ પ્રમાણે પંદર

हैमवतं हरिवर्षं, पञ्च पञ्च पृथक् पृथक् ।
सर्वाण्यपि त्रिंशदेवं भवंत्यकर्मभूमयः ॥ २०७ ॥
अन्तर्द्वीपाश्च षट्पञ्चाशदेवं युग्मिभूमयः ।
षडशीतिर्नरस्थानान्येवमेकोत्तरं शतम् ॥ २०८ ॥
तथाऽत्र मेरवः पञ्च, विंशतिर्गजदन्तकाः ।
वक्षस्काराद्रयोऽशीतिः, सहस्रं काञ्चनाचलाः ॥ २०९ ॥
विचित्राः पञ्च चित्राश्च, पञ्चाथ यमकाचलाः ।
दश त्रिंशद्वर्षधरा, इषुकारचतुष्टयम् ॥ २१० ॥
विंशतिर्वृत्तवैताढ्याः, शतं दीर्घाः ससप्ततिः ।
एकोनपञ्चाशान्यद्रिशतान्येवं त्रयोदश ॥ २११ ॥
अष्टौ दाढाः पार्वताः स्युः, कूटास्त्विह चतुर्विधाः ।
वैताढ्यशेषाद्रिसहस्रांकभूकूटभेदतः ॥ २१२ ॥

---

(૧૫) કર્મભૂમિઓ થાય છે. પાંચ (૫) દેવકુરૂ, પાંચ (૫) ઉત્તરકુરૂ, પાંચ (૫) હૈરણ્યવતક્ષેત્ર, પાંચ (૫) રમ્યક્ક્ષેત્ર, પાંચ (૫) હૈમવતક્ષેત્ર અને પાંચ (૫) હરિવર્ષક્ષેત્ર એમ ત્રીસ (૩૦) અકર્મભૂમિઓ (૬×૫=૩૦) થાય છે. વધારામાં છપ્પન અન્તરદ્વીપો છે, આ પ્રમાણે ટોટલ છ્યાસી ( ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપો મેળવીને ) યુગલિકોની ભૂમિ છે. અને કુલ મનુષ્યનાં સ્થાન એકસોને એક ( ૧૫+૩૦+૫૬=૧૦૧) થાય છે. ૨૦૫–૨૦૮.

આ મનુષ્યક્ષેત્રમાં પાંચ (૫) મેરૂપર્વત છે, વીસ (૨૦) ગજદન્તપર્વત છે. એંશી (૮૦) વક્ષસ્કારપર્વત છે, એકહજાર ( ૧૦૦૦ ) કાંચનગિરિપર્વત છે. પાંચ (૫) વિચિત્રનામના પર્વત છે. પાચ (૫) ચિત્ર નામના પર્વતો છે. દશ (૧૦) યમકપર્વત છે, ત્રીસ (૩૦) વર્ષધરપર્વત છે. ચાર (૪) ઈષુકારપર્વત છે, વીસ (૨૦) વૃત્તવૈતાઢ્ય પર્વત છે, અને એકસોને સીત્તેર ( ૧૭૦ ) દીર્ઘવૈતાઢ્ય પર્વત છે. આ રીતે કુલ સરવાળો કરતાં તેરસો ઓગણુપચાસ ( ૧૩૪૯ ) પર્વતો મનુષ્યક્ષેત્રમાં છે.

( ૫+૨૦+૮૦+૧૦૦૦+૫+૫+૧૦+૩૦+૪+૨૦+૧૭૦=૧૩૪૯ ) ૨૦૯–૨૧૧.

આ નરક્ષેત્રમાં પર્વતમાંથી નીકળનારી આઠદાઢાઓ છે. ( હિમવંતપર્વતમાંથી ૪ નીકળે છે અને શિખરીપર્વતમાથી ૪ નીકળે છે ) કૂટો ચાર પ્રકારે છે, ૧, વૈતાઢ્યપર્વતના, ૨, શેષ પર્વતોના ૩, એકહજાર યોજનના ( સહસ્રકૂટ ) ૪, ભૂમિસંબંધી ( પૃથ્વી ઉપર રહેલ ) કૂટો, તેમાં વૈતાઢ્યપર્વતના કૂટો પંદરસોત્રીસ ( ૧૫૩૦ )

तत्र च—सार्द्धं सहस्रं वैताढ्यकूटानां त्रिशताऽधिकम् ।
शेषाद्रिकूटानामष्टशती षडधिका भवेत् ॥ २१३ ॥

सहस्राङ्काः पञ्चदशेत्येवं कूटानि भूभृताम् ।
सर्वाग्रेणैकपञ्चाशे, द्वे सहस्रे शतत्रयम् ॥ २१४ ॥

भद्रसालवने मेरोर्यानि दिक्षु विदिक्षु च ।
तानि दिग्गजकूटानि, चत्वारिंशद्भवेदिह ॥ २१५ ॥

द्रूणां दशानामष्टाष्ट, यानि दिक्षु विदिक्षु च ।
कूटानि तान्यशीतिः स्युर्नृक्षेत्रे सर्वसंख्यया ॥ २१६ ॥

शतं वृषभकूटानां, सप्तत्याऽधिकमाहितम् ।
भवन्त्येवं भूमिकूटा, नवत्याढ्यं शतद्वयम् ॥ २१७ ॥

महावृक्षा दश तत्र, पञ्च शाल्मलिसंज्ञकाः ।
शेषा जम्बूर्धातकी च, पद्मश्चान्त्यौ महापरौ ॥ २१८ ॥

महाह्रदास्त्रिंशदिह, पञ्चाशच्च कुरुह्रदाः ।
भवत्यशीतिरित्येवं, ह्रदानां सर्वसंख्यया ॥ २१९ ॥

---

(૧૭૦×૯=૧૫૩૦) છે. બાકીના પર્વતોના કૂટો આઠસોને છ (૮૦૬) છે. અને એકહજાર યોજનના ઉંચાઈવાળા કૂટો પંદર (૧૫) છે-એમ બધા મળીને પર્વતોના કૂટો બેહજાર ત્રણુસો એકાવન (૨૩૫૧) થાય છે. (૧૫૩૦+૮૦૬+૧૫=૨૩૫૧). જ્યારે ભૂમિકૂટો કુલ બસોનેવું (૨૯૦) થાય છે, તે આ પ્રમાણે ભદ્રશાલવનમાં મેરૂપર્વતની દિશા અને વિદિશામાં રહેલ દિગ્ગજકૂટોની ટોટલ સંખ્યા ચાલીસની (૮×૫=૪૦) છે. મનુષ્ય ક્ષેત્રમાં રહેલ દશ મહાવૃક્ષોની દિશા અને વિદિશામાં આઠ-આઠ કૂટો રહેલા છે તે સર્વે મળીને એંશી (૮×૧૦=૮૦) થાય છે. મનુષ્ય ક્ષેત્રમાં બધા મળીને એકસોને સીત્તેર વૃષભ કૂટો છે-આ રીતે ભૂમિસંબંધી (પૃથ્વી ઉપર રહેલ) કૂટો કુલ બસોને નેવુ (૨૯૦) થાય છે. (૪૦+૮૦+૧૭૦=૨૯૦). જે દશ મહાવૃક્ષો છે તેમાં શાલ્મલી નામના પાંચ વૃક્ષો અને બાકીના પાંચ જંબૂવૃક્ષ-ધાતકીવૃક્ષ, મહાધાતકીવૃક્ષ-પદ્મવૃક્ષ-અને મહાપદ્મવૃક્ષ-આ પાંચ એક-એક વૃક્ષ છે-આ પ્રમાણે કુલ ૧૦ મહાવૃક્ષો છે. ૨૧૨-૨૧૮.

આ નરક્ષેત્રમાં ત્રીસ મહાદ્રહો છે અને પચાસ કુરૂક્ષેત્રનાં દ્રહો-એમ કુલ સઘળા મળીને એંશી (૮૦) દ્રહો છે. ૨૧૯.

भरतादिक्षेत्रमहानदीकुण्डानि सप्ततिः ।
विदेहविजयस्थानि, तानि विंशं शतत्रयम् ॥ २२० ॥
षष्टिरन्तर्नदीनां स्युरित्येवं सर्वसंख्यया ।
चतुःशतीह कुण्डानां, पञ्चाशदधिका भवेत् ॥ २२१ ॥
भरतादिक्षेत्रगता, महानद्योऽत्र सप्ततिः ।
विदेहविजयस्थानां, तासां विंशं शतत्रयम् ॥ २२२ ॥
अन्तर्नद्याः षष्टिरिति, परिच्छदजुषामिह ।
पञ्चाशा मुख्यसरितां, सर्वाग्रेण चतुःशती ॥ २२३ ॥
सा चैवं—गंगासिन्धुरक्तवतीरक्ताः प्रत्येकमीरिताः ।
पञ्चाशीतिस्तथा शीताशीतोदारूप्यकूलिकाः ॥ २२४ ॥
स्वर्णकूला नरकान्ता नारीकान्ता च रोहिता ।
रोहितांशा हरिकान्ता, हर्यादिसलिलापि च ॥ २२५ ॥
द्वादशान्तरनद्यश्च, पञ्च पञ्चाखिला इमाः ।
परिच्छदापगास्त्वासां, ज्ञेयाः पूर्वोक्तया दिशा ॥ २२६ ॥

---

ભરતાદિક્ષેત્રની મહાનદીઓમાં સીત્તેર (૭૦) કુંડો છે. ( ૫–ગંગા, ૫–સિન્ધુ, ૫–રક્તા, ૫–રક્તાવતી, ૫–રોહિતા, ૫–રોહિતાંશા, ૫–સ્વર્ણકૂલા, ૫–રૂપ્યકૂલા, ૫–હરિકાંતા, ૫–હરિસલિલા, ૫–નરકાન્તા, ૫–નારીકાંતા, ૫–શીતા, ૫–શીતોદા=૧૪×૫=૭૦). મહાવિદેહ ક્ષેત્રની વિજયોની નદીઓના ત્રણસોને વીશ (૩૨૦) (૧૬૦×૨=૩૨૦) કુંડો છે. અને વિજયોના આંતરા પાડનારી સાઈઠ અન્તર નદીઓના સાઈઠ (૬૦) કુંડો છે. એમ સર્વ મળીને ચારસોને પચાસ ( ૭૦+૩૨૦+૬૦=૪૫૦ ) કુંડો છે. ૨૨૦–૨૨૧.

ભરતાદિ ક્ષેત્રોમાં રહેલી મહાનદીઓ સિત્તેર ( ૭૦ ) છે મહાવિદેહ ક્ષેત્રના વિજયોમાં રહેલી નદીઓ ત્રણસોને વીશ ( ૩૨૦ ) છે. અને આન્તર નદીઓ સાઈઠ ( ૬૦ ) છે. એમ વિભાગ કરતા સર્વે મળીને ચારસોને પચાસ ( ૪૫૦ ) મુખ્ય નદીઓ છે. તે આ રીતે ૮૫–ગંગાનદી, ૮૫–સિંધુનદી, ૮૫–રક્તાનદી અને ૮૫–રક્તાવતી નદીઓ છે. તેમજ ૫–શીતાનદી, ૫–શીતોદાનદી, ૫–રૂપ્યકૂલાનદી, ૫–સ્વર્ણકૂલાનદી, ૫–નરકાંતાનદી, ૫–નારીકાંતાનદી, ૫–રોહિતાનદી, ૫–રોહિતાંશાનદી, ૫–હરિકાન્તાનદી, ૫–હરિસલિલાનદી અને બાહ્ય અંતર નદીઓ પણ ૫–૫ છે. (૧૨×૫=૬૦ અન્તર નદી). આ રીતે ટોટલ ચારસો પચાસ (૪૫૦) મુખ્ય નદીઓ થઈ અને તે–તે નદીઓના પરિવારની જેટલી નદીઓ, તે આગળ કહી ગયા તે મુજબ જાણવી. આ પ્રમાણે આ મનુષ્ય ક્ષેત્રને વિશે મુખ્ય નદીઓ અને તેના પરિવારની નદીઓની કુલ સંખ્યા એકમતે બોંતેરલાખ એંશીહજાર

एवं द्विसप्ततिर्लक्षा, अशीतिश्च सहस्रकाः ।
भवंति मनुजक्षेत्रे, नद्योऽन्यस्मिन् मते पुनः ॥ २२७ ॥
एकोननवतिर्लक्षाः, सहस्रा षष्टिरेव च ।
एतच्चान्तरापगानां, पृथक्कृतन्त्रविवक्षया ॥ २२८ ॥

इदं च नदीसर्वाग्रं जम्बूद्वीपगतमहानदीतुल्यपरिवाराणां धातकीखण्डपुष्करार्द्धगतमहानदीनां संभावनयोक्तं, धातकीखण्डपुष्करार्द्धयोर्महानदीनां परिवारे जम्बूद्वीपवर्त्तिमहानदीपरिवारापेक्षया द्वैगुण्यादिविशेषस्तु बृहत्क्षेत्रविचारादिषु क्वापि न दृष्ट इति नोक्त इति ज्ञेयं ।

उत्कर्षतो जिना अत्र, स्युः सप्तत्यधिकं शतम् ।
ते द्वितीयार्हतः काले, विहरन्तोऽभवन्निह ॥ २२९ ॥
केवलज्ञानिनामेवमुत्कर्षान्नव कोटयः ।
नव कोटिसहस्राणि, तथोत्कर्षेण साधवः २३० ॥
जघन्यतो विंशतिः स्युर्भगवन्तोऽधुनापि ते ।
विदेहेष्वेव चत्वारश्चत्वारो विहरन्ति हि ॥ २३१ ॥

---

(७२,८०,०००) થાય છે. જ્યારે ભિન્ન શાસ્ત્રની વિવક્ષાથી તો એકમતે આન્તર નદીઓના પરિવારની નદીઓની સંખ્યા નેવ્યાસીલાખ સાઇઠહજાર(८९,६०,०००) થાય છે. २२२–२२८.

જંબૂદ્વીપમાં રહેલી મહાનદીઓના પરિવારની જેમજ ધાતકીખંડ અને પુષ્કરાર્ધ દ્વીપની મહાનદીઓનો પરિવાર હશે ? એમ સંભાવના કરીને નદીઓની આ ટોટલ સંખ્યા જણાવી છે. કારણ કે ધાતકીખંડ અને પુષ્કરાર્ધ ક્ષેત્રમાં રહેલી મહાનદીઓનો પરિવાર, જંબૂદ્વીપમાં રહેલી મહાનદીઓના પરિવાર કરતાં ડબલ છે–એવું બૃહત્ક્ષેત્ર વિચારાદિ કોઈ પણ ગ્રંથોમાં જોવાયું (કહેલ) નથી, તેથી અહીં કહેલ નથી–એમ જાણવું.

આ મનુષ્ય ક્ષેત્રમાં ઉત્કૃષ્ટા એકસોને સીત્તેર (१७०) તીર્થંકર પરમાત્માઓ હોય છે. તે આ અવસર્પિણી કાળમાં બીજા તીર્થંકર પરમાત્મા, શ્રી અજિતનાથ ભગવાનના સમયમાં એકસોને સીત્તેર (१७०) ભગવાન વિચરતા હતા. २२९.

તેવી રીતે કેવલજ્ઞાનીઓ ઉત્કૃષ્ટથી નવકરોડ (९००,००,०००) હોય છે, અને સાધુભગવંતો ઉત્કૃષ્ટથી નવહજાર કરોડ (९०००,०००००००) હોય છે. २३०.

(આ ઉત્કૃષ્ટની વાત થઇ હવે જઘન્યની વાત આ મુજબ છે)

જઘન્યથી વીસ તીર્થંકર પરમાત્માઓ વિચરતા હોય છે. અને તે રીતે વર્તમાનમાં પણ પાંચેય વિદેહમાં ચાર–ચાર તીર્થંકર પરમાત્માઓ વિચરી રહ્યા છે. તે આ પ્રમાણે (જંબૂદ્વીપમાં–४, ધાતકીખંડમાં ८, પુષ્કરાર્ધમાં ८=२०) २३१.

ते चामी-सीमंधरं १ स्तौमि युगंधरं २ च, बाहुं ३ सुबाहुं ४ च सुजातदेवम् ५ ।
स्वयंप्रभं ६ श्रीवृषभाननाख्य ७ मनन्तवीर्यं ८ च विशालनाथम् ९ ॥२३२॥
( उप. )

सूरप्रभं १० वज्रधरं ११ च चंद्राननं १२ नमामि प्रभुभद्रबाहुम् १३ ।
भुजङ्ग १४ नेमिप्रभ १५ तीर्थनाथावथेश्वरं १६ श्रीजिनवीरसेनम् १७ ॥२३३॥
( उप० )

स्तवीमि च महाभद्रं १८, श्रीदेवयशसं १९ तथा ।
अर्हन्तमजितवीर्यं २०, वन्दे विंशतिमर्हताम् ॥ २३४ ॥
पञ्चस्वपि विदेहेषु, पूर्वापरार्द्धयोः किल ।
एकैकस्य विहरतः, संभवाज्जगदीशितुः ॥ २३५ ॥
दशैव विहरन्तः स्युर्जघन्येन जिनेश्वराः ।
इत्यूचुः सूरयः केचित्, तत्त्वं वेत्ति त्रिकालवित् ॥ २३६ ॥

तथोक्तं प्रवचनसारोद्धारसूत्रे—
'सत्तरिसयमुक्कोसं जहन्न वीसा य दस य विहरंति' इति,

---

**વીસ વિહરમાન તીર્થંકર પરમાત્માના નામોઃ-**

(૧) શ્રી સીમંધરસ્વામી (૨) શ્રી યુગમંધરસ્વામી (૩) શ્રી બાહુસ્વામી (૪) શ્રી સુબાહુસ્વામી (૫) શ્રી સુજાતસ્વામી (૬) શ્રી સ્વયંપ્રભસ્વામી (૭) શ્રી વૃષભાનનસ્વામી (૮) શ્રી અનન્તવીર્યસ્વામી (૯) શ્રી વિશાલનાથ (૧૦) શ્રી સૂરપ્રભસ્વામી (૧૧) શ્રી વજ્રધરસ્વામી (૧૨) શ્રી ચંદ્રાનનસ્વામી (૧૩) શ્રી ભદ્રબાહુસ્વામી (૧૪) શ્રી ભુંજગસ્વામી (૧૫) શ્રી નેમિપ્રભસ્વામી (૧૬) શ્રી તીર્થનાથ અથવા શ્રી ઈશ્વિરનાથસ્વામી (૧૭) શ્રી વીરસેનસ્વામી (૧૮) શ્રી મહાભદ્રસ્વામી (૧૯) શ્રી દેવયશાસ્વામી (૨૦) શ્રી અજિતવીર્યસ્વામી. આ વીશેય શ્રી તીર્થંકર પરમાત્માઓની હું સ્તુતિ કરૂં છું, નમન કરૂં છું. વંદન કરૂં છું. ૨૩૨-૨૩૪.

અહીં કેટલાક આચાર્યો કહે છે, કે પાંચેયવિદેહમાં પૂર્વાર્ધ અને અપરાર્ધમાં વિચરતા એક-એક તીર્થંકર પરમાત્માઓની અપેક્ષાએ જઘન્યથી દશ (૧૦) તીર્થંકર પરમાત્માઓ વિચારતા હોય છે. (એ પ્રમાણે તેઓ સંગતિ કરે છે.) આ વિષયમાં તત્ત્વ (સત્ય) તો કેવલિભગવંતો જાણી શકે. ૨૩૫-૨૩૬.

પ્રવચનસારોદ્ધાર સૂત્રમાં પણ આજ વાત કરતાં કહ્યું છે કે-ઉત્કૃષ્ટા એકસોનેસીત્તેર શ્રી તીર્થંકર પરમાત્માઓ વિચરતા હોય છે. અને જઘન્યથી વીશ અથવા દશ શ્રી અરિહંત પરમાત્માઓ વિચરતા હોય છે.

उक्ताज्जघन्यादूनास्तु, विहरन्तो भवन्ति न ।
ततोऽन्येऽपि यथास्थानं, स्युर्गार्हस्थ्याद्यवस्थया ॥ २३७ ॥
कोटिद्वयं केवलिनो, द्वे च कोटिसहस्रके ।
साधवः स्युर्जघन्येन, न्यूना इतो भवन्ति न ॥ २३८ ॥
यद्येकः केवली तेभ्यः, सिद्ध्येत्साधुर्दिवं व्रजेत् ।
तदाऽवश्यं भवेदन्यः, केवली प्रव्रजेत्परः ॥ २३९ ॥
चक्रिशार्ङ्गिशीरिणां च, शतं पञ्चाशताधिकम् ।
उत्कर्षतो जघन्येन, ते भवन्तीह विंशतिः ॥ २४० ॥

तथोक्तं—प्रवचनसारोद्धारे—
"उक्कोसेणं चक्की सयं दिवड्ढं च कम्मभूमीसुं ।
वीसं जहन्नभावे केसवसंखावि एमेव ॥ २४१ ॥"

जम्बूद्वीपप्रज्ञप्त्या अप्ययमेवाभिप्रायः. श्रीसमवायांगे तु—"धायईसंडे णं

---

વિહરમાન ભગવાનની જે જઘન્યસંખ્યા (વીશ કે દશ) કહી ગયા, તેનાથી ઓછી સંખ્યામાં ભગવાન વિહરમાન હોય તેવું બનતું નથી. એટલે તે સિવાય બીજા શ્રી તીર્થંકરદેવો યથાયોગ્ય સ્થાને ગૃહસ્થાદિ અવસ્થામાં તો હોઈ શકે છે. ફક્ત વિહરમાન અવસ્થામાં જઘન્યથી (૨૦ યા ૧૦) હોય છે ૨૩૭.

કેવલીઓ જઘન્યથી બેક્રોડ (૨૦૦,૦૦,૦૦૦) હોય છે. અને સાધુભગવંતો બે હજાર ક્રોડ (૨૦૦૦,૦૦૦૦૦૦૦) હોય છે. તેથી ન્યૂન તો હોય જ નહિં. ૨૩૮

આ બેક્રોડ કેવલજ્ઞાનીમાંથી કોઈ એક કેવલજ્ઞાની ભગવંત મોક્ષે જાય, તો તેમના સ્થાને અન્ય કોઈપણ એક તો કેવલજ્ઞાની પેદા થાય જ અને કોઈ એક દીક્ષા ગ્રહણ કરે તેમજ બેહજારક્રોડ સાધુમાંથી કોઈ એક સાધુ દેવલોકમાં જાય કે કેવલી બને તો તેમના સ્થાને કોઈ એક નવા પ્રવ્રજિત અવશ્ય થાય જ અન્યથા કેવલીની અને સાધુઓની જઘન્યસંખ્યામાં પણ ન્યૂનતાની આપત્તિ આવે। ૨૩૯.

ચક્રવર્તિઓ - વાસુદેવો અને બલદેવો ઉત્કૃષ્ટા એકસોનેપચાસ (૧૫૦) હોય છે. અને જઘન્યથી તેઓ વીશ હોય છે ૨૪૦

આ વાત પ્રવચનસારોદ્ધારમાં પણ ટાંકવામાં આવી છે કે—કર્મભૂમિઓમાં ઉત્કૃષ્ટથી ચક્રવર્તીઓ એકસોનેપચાસ હોય છે અને જઘન્ય પણે વીશ હોય છે. વાસુદેવની (બલદેવ) પણ સંખ્યા આ મુજબ જ જાણવી. ૨૪૧

જંબુદ્વીપપ્રજ્ઞપ્તિનો પણ આ જ અભિપ્રાય છે.

પરન્તુ શ્રી સમવાયાંગ સૂત્રમાં તો કહ્યું છે કે—"ધાતકીખંડદ્વીપમાં અડસઠ ચક્રવર્તિઓના વિજયો હોય છે. અને તેમની રાજધાની પણ અડસઠ (૬૮) હોય છે. ત્યાં

**दीवे अडसट्ठिं चक्किविजया य अडसट्ठिं रायहाणीओ, तत्थ णं उक्कोसपए अडसट्ठिं अरहंता समुप्पज्जिसु वा ३, एवं चक्कवट्टी समुप्पज्जिसु वा ३, एवं बलदेवा वासुदेवा समु०, पुक्खरदीवड्ढेणं अडसट्ठिं विजया, एवं अरिहंता समु० जाव वासुदेवा," इत्युक्तमिति ज्ञेयं ।**

**स्यान्निधीनां पञ्चदशशती त्रिंशाऽत्र सत्तया ।**
**जघन्यतश्चक्रिभोग्यं, तेषां शतमशीतियुक् ॥ २४२ ॥**

**उत्कर्षतश्चक्रिभोग्यनिधीनां पुनरेकदा ।**
**पञ्चाशताधिकानीह, स्युः शतानि त्रयोदश ॥ २४३ ॥**

**उत्कर्षतोऽत्र रत्नानां, स्युः शतान्येकविंशतिः ।**
**जघन्यतः पुनस्तेषां, द्विशत्यशीतिसंयुता ॥ २४४ ॥**

**पञ्चाक्षैकाक्षरत्नानां, चत्वारिंशं शतं भवेत् ।**
**जघन्येनोत्कर्षतश्च सपञ्चाशं सहस्रकम् ॥ २४५ ॥**

---

ઉત્કૃષ્ટ પદે અડસઠ (૬૮) અરિહંત પરમાત્માઓ થયા છે. થાય છે, અને થશે, એજ રીતે ચક્રવર્તિઓ, બલદેવો અને વાસુદેવો પણ ઉત્કૃષ્ટ પદે (૬૮) અડસઠ થયા છે, થાય છે અને થશે. પુષ્કરાર્ધદ્વીપાર્ધમાં પણ આજ રીતે અડસઠ (૬૮) વિજયોમાં તીર્થંકરો, ચક્રવર્તિઓ વાસુદેવો અને બલદેવો, થયા છે, થાય છે અને થશે, આ પ્રમાણે કહેલુ સમજવું.

(આ મનુજ ક્ષેત્રમાં) ઉત્કૃષ્ટથી નિધિઓની સત્તા (વિદ્યમાનતા) પંદરસોનેત્રીસ (૧૭૦×૯=૧૫૩૦)ની હોય છે. તેમાં જઘન્યથી ચક્રવર્તિને ભોગ્યનિધિઓ એકસોનેએંશી (૨૦×૯=૧૮૦) હોય છે. ૨૪૨.

એક સમયે ચક્રવર્તિને ભોગ્ય એવી નિધિઓ ઉત્કૃષ્ટથી તેરસોનેપચાસ (૧૩૫૦) (૧૫૦×૯=૧૩૫૦) હોય છે. ૨૩૪.

ચક્રવર્તિના જે ચૌદરત્નો હોય છે, તે ઉત્કૃષ્ટથી એકવીસસો (૧૫૦×૧૪=૨૧૦૦) હોય છે અને જઘન્યથી બસોનેએંશી રત્નો (૨૦×૧૪=૨૮૦) હોય છે. આમાં પંચેન્દ્રિયરત્નો અને એકેન્દ્રિયરત્નો એમ બે વિભાગ પાડીએ તો જઘન્યથી એકેન્દ્રિય અને પંચેન્દ્રિરત્નોની (પ્રત્યેકની) સંખ્યા એકસોનેચાલીસ (૨૦×=૧૪૦)ની હોય છે. અને ઉત્કર્ષથી તેની (પ્રત્યેકની) સંખ્યા એકહજારનેપચાસ (૧૫૦×૭=૧૦૫૦)ની હોય છે. (અને કુલ સંખ્યા ૧૪૦×૨=૨૮૦ ૧૦૫૦×૨=૨૧૦૦) ૨૪૪–૨૪૫.

शतं सप्तत्या समेतं, चक्रिजेतव्यभूमयः ।
भरताद्या दशक्षेत्री, विजयाः षष्टियुक् शतम् ॥ २४६ ॥
आभियोगिकविद्याभृच्छ्रेणीनां सर्वसंख्यया ।
साशीतीनि षट् शतानि, विद्याभृतां पुराणि च ॥ २४७ ॥
अष्टादश सहस्राणि, शतानि सप्त चोपरि ।
अयोध्यादिराजधान्यः, शतं सप्ततिसंयुतम् ॥ २४८ ॥
द्वे पङ्क्ती इह चन्द्राणां, द्वे च पङ्क्ती विवस्वताम् ।
एकैकान्तरिता एवं, चतस्र इह पङ्क्तयः ॥ २४९ ॥
प्रतिपङ्क्ति च षट्षष्टिसंख्याकाः शशिभास्कराः ।
सूचीश्रेण्या स्थिता जम्बूद्वीपेन्दुरविभिः समम् ॥ ५० ॥
एवं पङ्क्तयश्चतस्रोऽपि, पर्यटन्ति दिवानिशम् ।
मृगयन्त्य इवाशेषवञ्चकं कालतस्करम् ॥ २५१ ॥

---

ચક્રવર્તિઓને જીતવા યોગ્ય ષટ્ખંડમય ભૂમિઓ એકસોનેસીત્તેર ( ૧૭૦ ) છે. તેમાં ભરતઆદિ દશક્ષેત્રો છે ( ૫ ભરત + ૫ ઐરવત ) અને એકસોને સાઈઠ વિજયો છે ( ૫ વિદેહ અને એક-એકમાં ૩૨ વિજયો ૩૨×૫=૧૬૦ ) એમ સર્વે મળીને એકસોને સીત્તેર (૧૭૦) ચક્રવર્તિને જીતવા યોગ્ય ભૂમિઓ હોય છે. ૨૪૬.

આ મનુષ્યક્ષેત્રમાં આભિયોગિક દેવોની અને વિદ્યાધરોની શ્રેણિઓની સંખ્યા છસો ને એંશી ( ૧૭૦×૪=૬૮૦ ) હોય છે. ( એકેકવૈતાઢ્ય પર્વત ઉપર બે આભિયોગિક દેવોની અને બે વિદ્યાધરોની એમ ચાર-ચાર શ્રેણિઓ હોય છે ) તેમજ વિદ્યાધરોના નગરોની સર્વ સંખ્યા અઢારહજાર સાતસો ( ૧૭૦×૧૧૦=૧૮૭૦૦ ) છે. એકેક વૈતાઢ્યપર્વત ઉપર એકસોનેદશ (૧૧૦) નગરો છે તથા અયોધ્યાદિ રાજધાનીઓ એકસો ને સીત્તેર (૧૭૦) છે. ૨૪૭-૨૪૮.

આ મનુષ્યક્ષેત્રમાં એકેકથી અન્તરિત એવી ચંદ્રની બે અને સૂર્યની બે-એમ કુલ ચાર પંક્તિઓ છે. ૨૪૯.

આ દરેક પંક્તિઓમાં છાસઠ ચંદ્રો અને છાસઠ ( ૬૬-૬૬ ) સૂર્યો રહેલા છે. અને તે ચંદ્ર-સૂર્યો જંબૂદ્વીપમાં રહેલ ચંદ્ર અને સૂર્યની સમશ્રેણિમાં રહેલ છે. ૨૫૦.

આ રીતે ચંદ્ર - સૂર્યની આ ચારેય પંક્તિઓ રાત - દિવસ સતત પર્યટન કરી રહેલી છે. તે જાણે કે બધાને ઠગનાર કાલરૂપી ચોરને શોધતી ન હોય? તેવી જણાય છે! ૨૫૧.

द्वात्रिंशं शतमित्येवं, नरक्षेत्रे हिमांशवः ।
द्वात्रिंशं शतमर्काश्च, शोभन्तेऽदभ्रतेजसः ॥ २५२ ॥

नक्षत्राणां पङ्क्तयश्च, षट्पञ्चाशद्भवेदिह ।
प्रतिपङ्क्ति च षट्षष्टिः, षट्षष्टिः स्युरुडून्यपि ॥ २५३ ॥

जम्बूद्वीपस्थतत्तद्भैः, पङ्क्त्या चरन्त्यमून्यपि ।
जम्बूद्वीपग्रहैः पङ्क्त्या, चरन्त्येवं ग्रहा अपि ॥ २५४ ॥

ग्रहाणां पङ्क्तयश्चात्र, षट्सप्तत्यधिकं शतम् ।
प्रतिपङ्क्ति च षट्षष्टिः, षट्षष्टिः स्युर्ग्रहा अपि ॥ २५५ ॥

एवं च—भानां शतानि षट्त्रिंशत्, पण्णवत्यधिकान्यथ ।
एकादश ग्रहसहस्राः शताः षोडशाश्च षट् ॥ २५६ ॥

स्युस्ताराः कोटिकोटयोऽत्राष्टाशीत्या लक्षकैर्मिताः ।
सहस्रैरपि चत्वारिंशता शतैश्च सप्तमिः ॥ २५७ ॥

---

આ રીતે આ મનુષ્યક્ષેત્રમાં એકસોને બત્રીશ (૧૩૨) તેજસ્વી ચંદ્રો અને એકસોને બત્રીસ (૧૩૨) સૂર્યો છે ૨૫૨.

આ મનુષ્યક્ષેત્રમાં નક્ષત્રોની છપ્પન પંક્તિઓ છે અને દરેક પંક્તિમાં ૬૬–૬૬ નક્ષત્રો છે (જેમકે અભિજીત નક્ષત્રની એક પંક્તિ અને તે એક પંક્તિમાં ૬૬–અભિજીત નક્ષત્રો છે તેમ એવા (અભિજીત જેવા) છપ્પન (૨૮×૨=૫૬) નક્ષત્રો તેની છપ્પન પંક્તિ અને એક–એક પંક્તિમાં ૬૬–૬૬ નક્ષત્રો આવે છે) ૨૫૩

અર્થાત્ જંબૂદ્વીપમાં રહેલ તે–તે નક્ષત્રોની લાઇનમાં સર્વે તે–તે નક્ષત્રો ફરે છે અને તેજ રીતે જંબૂદ્વીપમાં રહેલ તે–તે ગ્રહોની પંક્તિમાં તે સર્વ ગ્રહો પણ ફરે છે. ૨૫૪.

(આ મનુષ્યક્ષેત્રમાં) ગ્રહોની એકસોછોત્તેર (૧૭૬) પંક્તિઓ છે અને એકેક પંક્તિમાં ૬૬–૬૬ ગ્રહો છે. (અહીં પણ અભિજીત નક્ષત્રની માફક જાણવું.) ૨૫૫.

આ રીતે મનુષ્યક્ષેત્રમાં સર્વે મળીને છત્રીસસોને છન્નુ (૩૬૯૬) નક્ષત્રો છે. અને અગિયારહજાર છસોને સોલ (૧૧,૬૧૬) ગ્રહો છે. ૨૫૬.

આ મનુષ્યક્ષેત્રમા સર્વે મળીને અઠ્યાસીલાખ ચાલીસહજાર, સાતસો કોડાકોડી (૮૮,૪૦,૭૦૦) તારાઓ છે ૨૫૭.

अथात्र यानि चैत्यानि, शाश्वतान्यथ तेषु याः ।
अर्हतां प्रतिमा वन्दे, ताः संख्याय श्रुतोदिताः ॥ २५८ ॥
शतास्त्रयोदशैकोनपञ्चाशा ये पुरोदिताः ।
गिरिणां तेषु ये पञ्च, मेरवः प्राग्निरूपिताः ॥ २५९ ॥
मेरौ मेरौ काननेषु, चतुर्षु दिक्चतुष्टये ।
चैत्यमेकैकमेकं च, मूर्ध्नि सप्तदशेति च ॥ २६० ॥
प्रतिमा प्रतिचैत्यं च. विंशं शतमिहोदिताः ।
त्रिद्वारेषु हि चैत्येषु, भवन्तीयत्य एव ताः ॥ २६१ ॥
प्रतिद्वारं शाश्वतेषु, यच्चैत्येष्वखिलेष्वपि ।
स्युः षट् षट् स्थानानि तथा, ह्येकः स्यान्मुखमण्डपः ॥ २६२ ॥
ततो रङ्गमण्डपः स्यात्पीठं मणिमयं ततः ।
स्तूपस्तदुपरि चतुःप्रतिमालङ्कृतोऽभितः ॥ २६३ ॥
ततोऽशोकतरोः पीठं, पीठं केतोस्ततः परम् ।
ततोऽप्यग्रे भवेद्वापी स्वर्वापीवामलोदका ॥ २६४ ॥

---

**શાશ્વત પ્રતિમા :**

હવે આ અઢી દ્વીપમાં જે શાશ્વતચૈત્યો–જિનાલયો છે અને તેમાં જે શાસ્ત્રમાં કહેલ શાશ્વતી જિનપ્રતિમાઓ છે, તેની સંખ્યા ગણતરીપૂર્વક હું વંદન કરું છું ૨૫૮.

પૂર્વે જે તેરસો ને ઓગણપચાસ પર્વતો જણાવ્યા, તેમાના પાંચ (૫) મેરૂપર્વતોનું જે વર્ણન કરેલું છે, તે દરેક મેરૂ પર્વતના જે ચાર–ચાર–વનો–ઉદ્યાનો છે તે દરેક વનોની ચારેય દિશામાં એક–એક અને શિખર ઉપર એક જિનાલય છે. એટલે એક મેરૂ પર્વત ઉપર સત્તર-(૧૭) જિનાલયો છે. (૪×૪=૧૬+૧=૧૭) અને પાંચેય મેરૂ પર્વતના ભેગા કરતાં પંચ્યાસી (૧૭×૫=૮૫) ચૈત્યો હોય છે. ૨૫૯–૨૬૦.

અહીં (પંચ્યાસી જિનાલયોમાનાં) પ્રત્યેક ચૈત્ય–જિનાલયમાં એકસોને વીસ (૧૨૦) જિનપ્રતિમાઓ છે. કેમકે–ત્રણ દ્વારાવાળા ચૈત્યોમાં એકસોને વીસ (૧૨૦) જ જિનપ્રતિમાઓ હોય છે. ૨૬૧.

સઘળાયે શાશ્વત ચૈત્યોમા દરેક દ્વારે છ–છ સ્થાનો હોય છે. તેમાં ૧. મુખમંડપ, ત્યાર પછી ૨. રંગમંડપ, ત્યાર પછી ૩. મણિમયપીઠિકા, તેની ઉપર (ચારે બાજુએ એકેક પ્રતિમા એવી રીતે) ચાર પ્રતિમાઓથી અલંકૃત સ્તૂપ, ત્યાર પછી ૪. અશોક-વૃક્ષની પીઠિકા, ત્યાર પછી ૫. ધ્વજની પીઠિકા અને તેની પણ આગળ ૬. સ્વર્ગની વાવડીઓની જેમ નિર્મલ જલ યુક્ત વાવડીઓ આ રીતે ત્રણ દ્વારોની બાર પ્રતિમાઓ

एवं त्रयाणां द्वाराणां, प्रतिमा द्वादशाभवन् ।
अष्टोत्तरं शतं गर्भगृहे विंशं शतं ततः ॥ २६५ ॥
चतुर्द्वाराणां च तेषामर्चा द्वारेषु षोडश ।
गर्भालये साष्टशतं, चतुर्विंशं शतं ततः ॥ २६६ ॥
नन्दीश्वरे द्विपञ्चाशत्कुण्डले रुचकेऽपि च ।
चत्वारि चत्वारि पट्टरित्येवं सर्वसंख्यया ॥ २६७ ॥
चतुर्द्वाराणि चैत्यानि, शेषाणि तु जगत्त्रये ।
त्रिद्वाराण्येव चैत्यानि, विज्ञेयान्यखिलान्यपि ॥ २६८ ॥ युग्मम् ।
ज्योतिष्कभवनाधीशव्यन्तरावसथेषु च ।
सभार्चाभिस्सहैषु स्यात्साशीति प्रतिमाशतम् ॥ २६९ ॥
तच्चैवं–उपपाताभिषेकाख्ये, अलङ्कारसभापि च ।
व्यवसायसुधर्माख्ये, भान्ति पञ्चाप्यमूः सभाः ॥ २७० ॥
द्वारैस्त्रिभिस्त्रिभिर्द्वारे, द्वारेऽर्चाभिश्चतसृभिः ।
भाति स्तूपः प्रतिसभं, द्वादश द्वादशेति ताः ॥ २७१ ॥

---

(એકેક સ્તૂપ ઉપર ચાર–ચાર પ્રતિમાઓ હોવાથી) ત્રણેય દ્વારોની મળી બાર પ્રતિમાઓ અને ગભારામાં એકસોને આઠ (૧૦૮) પ્રતિમાઓ હોય છે આ રીતે ત્રણ દ્વારવાળા પ્રત્યેક ચૈત્યમાં (૧૨+૧૦૮=૧૨૦) એકસોને વીશ પ્રતિમાઓ હોય છે ૨૬૨–૨૬૫.

હવે જે ચાર દ્વારવાળા ચૈત્યો હોય, તેમાં દ્વાર સંબંધી પ્રતિમાઓ (૧૬) હોય અને ગર્ભગૃહ (ગભારા) માં એકસોને આઠ હોય આ રીતે સરવાળો કરતા ચાર દ્વારવાળા જિનાલયમાં એકસોને ચોવીશ (૧૨૪) પ્રતિમાઓ હોય છે. ૨૬૬.

નંદીશ્વર દ્વીપમાં બાવન ચૈત્યો છે, કુંડલ દ્વીપમાં ચાર ચૈત્યો છે, અને રૂચક દ્વીપમાં ચાર ચૈત્યો છે, એમ સર્વે મળીને (૫૨+૪+૪=૬૦) સાઇઠ (૬૦) ચૈત્યો થાય. આ સાઇઠ (૬૦) ચૈત્યો ચાર દ્વારવાળા છે બાકી સમગ્ર વિશ્વમાં જેટલા (શાશ્વત) ચૈત્યો છે, તે બધા જ ત્રણ દ્વારવાળા જાણવા. ૨૬૭–૨૬૮.

જ્યોતિષીઓના, ભવનપતિઓના, અને વ્યંતરોના આવાસોમા સભામંડપમાં રહેલી શાશ્વત પ્રતિમાઓ ગણતા કુલ એકસોને એંશી (૧૮૦) શાશ્વત પ્રતિમાઓ હોય છે. તે આ રીતેઃ–અહીં દેવોની ૫ સભા હોય છે. ૧. ઉત્પાતસભા ૨. અભિષેકસભા, ૩. અલંકારસભા, ૪ વ્યવસાયસભા અને ૫ સુધર્માસભા. આ પાંચેય સભાઓને ત્રણ–ત્રણ દ્વાર હોય છે અને તે દરેક દ્વારે ચાર–ચાર પ્રતિમાઓથી યુક્ત એક–એક સ્તૂપ હોય છે તેથી એકેક સભામાં બાર–બાર જિનમૂર્તિઓ થઈ દરેક દેવલોકમાં પાંચેય સભાની

पष्टिः पञ्चानां सभानामिति प्रतिसुरालयम् ।
प्राग्वद्विंशं शतं चैत्ये, इत्यशीतियुतं शतम् ॥ २७२ ॥
एवमाद्वादशस्वर्गं, साशीतिप्रतिमाशतम् ।
ग्रैवेयकादिषु शतं, विंशं चानुत्तरावधि ॥ २७३ ॥
अथ प्रकृतं-पञ्चानामिति मेरूणां, पञ्चाशीतिर्जिनालयाः ।
जिनार्चानां सहस्राणि, दशोपरि शतद्वयम् ॥ २७४ ॥
शेषेषु सर्वगिरिषु, स्यादेकैको जिनालयः ।
सहस्रं ते चतुश्चत्वारिंशैस्त्रिभिः शतैर्युतम् ॥ २७५ ॥
सहस्रैरेकषष्ट्याढ्यं, लक्षमेकं शतद्वयम् ।
अशीत्याभ्यधिकं चात्र, जिनार्चाः प्रणिदध्महे ॥ २७६ ॥
यानि दिग्गजकूटानि, चत्वारिंशदिहोचिरे ।
तेष्वेकैकं चैत्यमष्टचत्वारिंशच्छतानि च ॥ २७७ ॥

---

મળીને સાઈઠ (૧૨×૫=૬૦) શાશ્વત પ્રતિમાઓ થાય અને પહેલાની જેમ એકેક ચૈત્યની એકસોને વીશ (૧૨૦) પ્રતિમાઓ હોય. આ રીતે ઉક્ત ત્રણેય નિકાયના દેવોના આવાસોમાં એકસોને એંશી (૧૨૦+૬૦=૧૮૦) શાશ્વતી જિનમૂર્તિઓ હોય છે. ૨૬૯–૨૭૨.

આજ રીતે ( ઉપર જણાવેલી પદ્ધતિએ ) બારમા દેવલોક સુધી એકસોને એંશી પ્રતિમાઓ જાણવી અને નવગ્રૈવેયેકથી લઇને અનુત્તર સુધી એકસોને વીશ ( ૧૨૦ ) પ્રતિમાઓ જાણવી. ૨૭૩.

હવે પ્રસ્તુત વાત કરતા કહે છે કેઃ—

પાંચેય મેરૂ પર્વતના મળીને પંચ્યાસી ( ૧૭×૫=૮૫ ) શાશ્વત–જિનાલયો થાય છે. અને ત્યાં શાશ્વત જિનબિંબો દશહજાર ને બસો ( ૮૫×૧૨૦=૧૦૨૦૦ મૂર્તિ ) થાય છે. ૨૭૪.

બાકીના સર્વે પર્વતો ઉપર એકેક શાશ્વતજિનાલય છે. તેની સંખ્યા એકહજાર ત્રણસોને ચુમ્માલીસ (૧૩૪૪) થાય છે. ૨૭૫

ઉક્ત એકહજાર ત્રણસોને ચુમ્માલીસ ચૈત્યોમાં ( પ્રત્યેક જિનગૃહોમાં ૧૨૦ શાશ્વત મૂર્તિઓ હોવાથી ) શાશ્વત મૂર્તિઓની ટોટલ સંખ્યા એકલાખ એકસઠ હજાર બસો એંશી (૧૩૪૪×૧૨૦=૧,૬૧,૨૮૦) થાય છે. આ સર્વે જિનપ્રતિમાઓની અમે વન્દના કરીએ છીએ. ૨૭૬.

અહીંયા જે ચાલીશ (૪૦) દિગ્ગજકૂટો કહ્યા છે, તેના ઉપર એકેક જિનાલય છે. અને તેમાં રહેલ જિનબિંબોની સંખ્યા ચારહજાર આઠસો ( ૧૨૦×૪૦=૪૮૦૦ )ની થાય છે.

अर्चास्तत्र नमस्कुर्मो, भवेच्चैत्यमथैककम् ।
दशस्वपि कुरुष्वर्चाशतानि द्वादशात्र च ॥ २७८ ॥
जम्बूप्रभृतयो येऽत्र, महावृक्षा दशोदिताः ।
शतं सप्तदशं तेषु, प्रत्येकं स्युर्जिनालयाः ॥ २७९ ॥
एकस्तत्र मुख्यवृक्षे, शतमष्टाधिकं पुनः ।
अष्टाधिके वृक्षशते, तत्परिक्षेपवर्त्तिनि ॥ २८० ॥
तद्दिग्विदिग्वर्त्तिकूटेष्वेकैक इति मीलिताः ।
एकादशशती सप्तत्याढ्या वृक्षजिनालयाः ॥ २८१ ॥
लक्षमेकं सहस्राणि, चत्वारिंशदथोपरि ।
चतुःशतीं जिनार्चानां, वृक्षेषु दशसु स्तुवे ॥ २८२ ॥
चतुःशतीह कुण्डानां, या पञ्चाशा निरूपिता ।
तत्र प्रासाद एकैकः, प्रतिमास्तत्र चार्हताम् ॥ २८३ ॥
चतुष्पञ्चाशत्सहस्रमिता नमस्करोम्यहम् ।
प्राक्तनैस्त्वत्र कुण्डानां, साशीतिस्त्रिशतीरिता ॥ २८४ ॥

---

તે શાશ્વત પ્રતિમાઓને અમે નમસ્કાર કરીએ છીએ. હવે દશ કુરૂક્ષેત્રોમાં પણ એકેક જિનાલય છે અને તેમાં શાશ્વત પ્રતિમાઓ બારસો (૧૨૦×૧૦=૧૨૦૦) છે. ૨૭૭–૨૭૮.

જંબૂ આદિ જે દશ મહાવૃક્ષો કહ્યા છે, તે દરેકને એકસો ને સત્તર (૧૧૭) જિનાલય છે, તે આ રીતેઃ–મુખ્યવૃક્ષ ઉપર એક જિનાલય છે. તે મુખ્યવૃક્ષની ચારેબાજુએ એકસો ને આઠ વૃક્ષ છે, તે દરેક ઉપર એકેક જિનાલય છે, તેથી એકસો ને આઠ જિનાલયો છે અને તે મુખ્ય–વૃક્ષની ચાર દિશા અને ચાર વિદિશામાં રહેલ આઠ ફૂટો ઉપર એકેક જિનાલય છે. એમ સર્વે મળીને એકસોને સત્તર (૧+૧૦૮+૮=૧૧૭) જિનાલયો થાય. આ સર્વે વૃક્ષ ઉપરનાં જિનાલયોની સંખ્યા એકહજાર એકસો ને સીત્તેર (૧૧૭×૧૦=૧૧૭૦) ની થાય છે. ૨૭૯–૨૮૧.

દશે વૃક્ષોમાં રહેલી એક લાખ ચાલીસહજાર ને ચારસો (૧૧૭૦×૧૨૦=૧,૪૦,૪૦૦) શાશ્વતપ્રતિમાઓની હું સ્તવના કરૂં છું. ૨૮૨.

અહીં જે ચારસો ને પચાસ (૪૫૦) કુંડો કહ્યા છે. તેમાં એકેક જિનાલય છે. અને ત્યાં શ્રી અરિહંતપરમાત્માની પ્રતિમાઓ ચોપન હજાર (૪૫૦×૧૨૦=૫૪૦૦૦) છે. તે સર્વેને હું નમસ્કાર કરૂં છું, પૂર્વના મહાપુરૂષો, આ સ્થાને ત્રણસો ને એંશી (૩૮૦) કુંડો કહ્યા છે. સીત્તેર (૭૦) મહાનદીઓ જે પૃથગ્ કહી છે, તેનાં કુંડો સીત્તેર થાય

पृथग्महानदीचैत्यसप्ततिश्च मया पुनः ।
महानदीष्वपि कुण्डेष्वेव प्रासादसंभवः ॥ २८५ ॥
इत्थं संभाव्य पञ्चाशा, चतुःशती यदीरिता ।
कुण्डचैत्यानां तदत्र, नदीचैत्यविवक्षया ॥ २८६ ॥
यदि चान्यत्र कुण्डेभ्यो, नदीषु चैत्यसंभवः ।
तदा वृद्धोक्तिरेवास्तु, प्रमाणं नाग्रहो मम ॥ २८७ ॥
अशीतिर्ह्रदचैत्यानि, प्रत्येकमेकयोगतः ।
अर्चा नव सहस्राणि, तेषु वन्दे शतानि षट् ॥ २८८ ॥

---

અને તે કુંડોમાં પણ ચૈત્ય-પ્રાસાદોનો સંભવ છે. આ સંભાવનાને આંખ સામે રાખીને જ મેં નદીના કુંડોની વિવક્ષાદ્વારા ચારસો ને પચાસ કુંડો (૪૫૦ કુંડો) કહ્યા. અને તેમાં એકેક જિનાલય એમ ચારસો પચાસ (૪૫૦) જિનાલયો કહ્યા છે. પરન્તુ જો કુંડો સિવાય નદીમાં અન્યત્ર પણ ચૈત્ય-જિનાલયોનો સંભવ હોય, તો તેમાં વૃદ્ધ-પુરૂષોનું વચન પ્રમાણ છે, તેમાં મારો કોઈ જ આગ્રહ નથી ૨૮૩-૨૮૭

દ્રહો એંશી (૮૦) છે અને તે દરેકમાં ૧-૧ જિનાલય હોવાના કારણે દ્રહના જિનાલયો પણ એંશી (૮૦) છે. તેમાં શાશ્વત પ્રતિમાઓ નવહજાર ને છસો (૧૨૦×૮૦=૯,૬૦૦) છે તેમને હું વંદન કરૂં છું. ૨૮૮

આ પ્રમાણે આ મનુષ્યક્ષેત્રમાં ચૈત્યોની સર્વ સંખ્યા ત્રણ હજાર એકસો ઓગણા-એંશી (૩૧૭૯) થાય છે તથા (આ ત્રણહજાર એકસોને ઓગણાએંશી શાશ્વત જિનાલયોમાં) શાશ્વતી પ્રતિમાઓ ત્રણલાખ એક્યાશીહજાર ચારસો ને એંશી છે [1](૩,૮૧,૪૮૦) છે, તેને હું નમસ્કાર કરૂં છું. ૨૮૯-૨૯૦.

---

| ૧ | ચૈત્યોના સ્થાન | ચૈત્યસંખ્યા |
|---|---|---|
| ૫ | મેરૂપર્વત | ૮૫ |
| ૩ | વર્ષધરપર્વત | ૩૦ |
| ૧૭૦ | દીર્ઘવૈતાઢ્યપર્વત | ૧૭૦ |
| ૨૦ | ગજદંતપર્વત | ૨૦ |
| ૨૦ | યમક પર્વત | ૨૦ |
| ૮૦ | વક્ષસ્કારપર્વત | ૮૦ |
| ૨૦ | વૃત્તવૈતાઢ્યપર્વત | ૨૦ |
| ૪ | ઇષુકારપર્વત | ૪ |
| ૧૦૦૦ | કંચનગિરિ | ૧૦૦૦ |
| ૪૦ | દિગ્ગજકૂટો | ૪૦ |

एवं मनुष्यक्षेत्रेऽस्मिंश्चैत्यानां सर्वसंख्यया ।
शतानि सैकोनाशीतीन्येकत्रिंशद्भवन्ति हि ॥ २८९ ॥
लक्षास्तिस्रो जिनार्चानां तथैकाशीतिमेषु च ।
सहस्राणि नमस्यामि, साशीतिं च चतुःशतीम् ॥ २९० ॥
नरक्षेत्रात्तु परतश्चत्वारि मानुषोत्तरे ।
नन्दीश्वरेऽष्टषष्टिश्च, रुचके कुण्डलेऽपि च ॥ २९१ ॥
चत्वारि चत्वारि चैत्यान्यशीतिरेवमत्र च ।
सहस्राणि नवार्चानां, चत्वारिंशाष्टशत्यपि ॥ २९२ ॥
एवं च तिर्यग्लोकेस्मिंश्चैत्यानां सर्वसंख्यया ।
सहस्राणि त्रीणि शतद्वयी चैकोनषष्टियुक् ॥ २९३ ॥

---

મનુષ્યક્ષેત્રની બહાર માનુષોત્તર પર્વત ઉપર (૪) ચાર જિનાલયો, નંદીશ્વરદ્વીપમાં અડસઠ (૬૮) જિનાલયો, રુચકદ્વીપમાં (૪) ચાર જિનાલયો અને કુંડલદ્વીપમાં પણ ચાર (૪) જિનાલયો એમ (૪+૬૮+૪+૪=૮૦) (૮૦) એંશી શાશ્વત ચૈત્યો–જિનાલયો નરક્ષેત્રની બહાર છે. અને તેમાં શાશ્વત જિનબિંબોની સંખ્યા નવહજાર આઠસો ને ચાલીશ [1](૯૮૪૦) થાય છે. ૨૯૧–૨૯૨.

આ રીતે આ તીર્ચ્છાલોકમાં શાશ્વત ચૈત્યોની કુલ સંખ્યા ત્રણહજાર બસો ઓગણ-સાઇઠ (૩૨૫૯) થાય છે. ૨૯૩

---

| | | |
|---|---|---|
| ૧૦ | ઉત્તરકુરૂ દેવકુરુ | ૧૦ |
| ૧૦ | જંબૂ આદિ વૃક્ષો | ૧૧૭૦ |
| ૪૫૦ | કુંડો (નદીના કુંડો સાથે) | ૪૫૦ |
| ૮૦ | દ્રહો | ૮૦ |
| ૧૯૩૯ | | ૩૧૭૯ |

૩૧૭૯ (જિનાલય) × ૧૨૦ (દરેક પ્રતિમાઓ) = ૩,૮૧,૪૮૦ જિનપ્રતિમાની કુલ સંખ્યા.

[૧ નંદીશ્વરનાં–૫૨, કુંડલનાં ૪ રૂચકના–૪ આ સાઇઠ ચૈત્યોને વિષે એકકમા એકસો ને ચોવીશ (૧૨૪) જિનબિંબો હોય છે એટલે આ સાઇઠ જિનગૃહોમાં જિનબિંબોની સંખ્યા સાતહજાર ચારસો ને ચાલીશ (૧૨૪×૬૦=૭૪૪૦) થાય બાકી નંદીશ્વરનાં જે સોલ (૧૬) ચૈત્યો અને માનુષોત્તરના ચાર (૪) ચૈત્યો એમ વીશ (૨૦) ચૈત્યોમા એકકમા એકસોને વીશ (૧૨૦) જિનબિંબો છે. એટલે સર્વે મળીને (૧૨૦×૨૦=૨૪૦૦) બે હજાર ચારસો જિનબિંબો થાય. આ પ્રમાણે અઢીદ્વીપની બહાર નવહજાર આઠ-સોને ચાલીશ (૭૪૪૦+૨૪૦૦=૯૮૪૦) જિનબિંબો થાય છે.

सहस्राण्येकनवतिं, लक्षास्तिस्रः शतत्रयम् ।
विंशमत्र जिनार्चानां, तिर्यग्लोके नमाम्यहम् ॥ २९४ ॥

ज्योतिष्काणां व्यन्तराणामसंख्येयेष्वसंख्यशः ।
विमानेषु नगरेषु, चैत्यान्यर्चाश्च संस्तुवे ॥ २९५ ॥

अधोलोकेऽपि भवनाधीशानां सप्तकोटयः ।
लक्षा द्विसप्ततिश्चोक्ता भवनानां पुराऽत्र याः ॥ २९६ ॥

प्रत्येकं चैत्यमेकैकं, तत्रेति सप्त कोटयः ।
लक्षा द्विसप्ततिश्चाधोलोके चैत्यानि संख्यया ॥ २९७ ॥

त्रयोदश कोटिशतान्येकोननवतिं तथा ।
कोटीः षष्टिं च लक्षाणि, तत्रार्चानां स्मराम्यहम् ॥ २९८ ॥

ऊर्ध्वलोकेऽपि सौधर्मात्प्रभृत्यनुत्तरावधि ।
विमानसंख्या चतुरशीतिर्लक्षाणि वक्ष्यते ॥ २९९ ॥

---

તીર્ચ્છાલોકમાં શાશ્વત જિનબિંબોની સર્વ સંખ્યા ત્રણલાખ, એકાણુંહજાર, ત્રણસોને વીશ (૩,૯૧,૩૨૦) થાય છે આ સર્વ જિનપ્રતિમાઓને હું નમસ્કાર કરું છું. ૨૯૪.

(આ પ્રમાણે જ આ તીર્ચ્છાલોકમાં) જ્યોતિષીઓના અસંખ્યાત વિમાનો છે અને વ્યંતરોના અસંખ્યાત નગરો છે. તેમાં રહેલ અસંખ્યાત શાશ્વત જિનાલયો અને અસંખ્ય શાશ્વત જિનબિંબોની હું સ્તુતિ કરૂં છું. ૨૯૫

પહેલા અત્રે (ગ્રંથમાં) કહી ગયા તે પ્રમાણે—અધોલોકમાં ભવનપતિનાં સાતક્રોડ ને બોત્તેરલાખ ભવનો (૭,૭૨,૦૦,૦૦૦) છે. તેમાં પ્રત્યેકમાં એકેક ચૈત્યો છે, તેથી અધોલોકમાં સાતક્રોડ ને બહોત્તેરલાખ (૭,૭૨,૦૦,૦૦૦) શાશ્વત ચૈત્યોની સર્વ સંખ્યા કહેલી છે. અને તેમાં રહેલ શાશ્વત જિનબિંબોની સંખ્યા તેરસો નેવ્યાશીક્રોડ અને સાઇઠલાખ (૧૩,૮૯,૬૦,૦૦,૦૦૦) થાય છે, તેનુ હું સ્મરણ કરૂં છું.

[ એકેક ચૈત્યમાં એકસોને એંશી જિનબિંબો છે તેથી (૭,૭૨,૦૦,૦૦૦ ચૈત્ય×૧૮૦ દરેક ચૈત્યમાં બિંબ = ૧૩,૮૯,૬૦,૦૦૦૦૦) સર્વે સંખ્યા તેરસો ને નેવ્યાસીક્રોડ અને સાઇઠ લાખ થાય છે. ] ૨૯૬–૨૯૮

ઉર્ધ્વલોકમાં સૌધર્મથી માંડીને અનુત્તર સુધીના વિમાનોની સર્વસંખ્યા ચોર્યાશી-લાખ, સત્તાણુંહજાર ત્રેવીશ (૮૪,૯૭,૦૨૩) થાય છે અને તે દરેકમાં એકેક શાશ્વત જિનાલય

सहस्राः सप्तनवतिस्त्रयोविंशतिरेव च ।
तावन्त्येवात्र चैत्यानि, प्रत्येकमेकयोगतः ।। ३०० ।।
एकं कोटिशतं पूर्णं, द्विपञ्चाशच्च कोटयः ।
लक्षैश्चतुर्नवत्याढ्या सहस्रैरपि संयुताः ।। ३०१ ।।
चतुश्चत्वारिंशतैव, षष्ट्याढ्यैः सप्तभिः शतैः ।
अर्चयामो जिनार्चानामूर्ध्वलोके सुरार्चिताः ।। ३०२ ।।

---

હોવાથી ચૈત્યોની સંખ્યા પણ ચોર્યાસીલાખ, સત્તાણુંહજાર, તેવીસ (૮૪૯૭૦૨૩) થાય છે. ૨૯૯–૩૦૦.

ઉર્ધ્વલોકમાં રહેલ ઉક્ત શાશ્વત ચૈત્યોમા દેવો વડે પૂજાયેલ શાશ્વત જિનબિંબો એકસોબાવનક્રોડ ચોરાણુંલાખ, ચુમ્માલીસહજાર, સાતસો અને સાઇઠ (૧૫૨,૯૪,૪૪,૭૬૦) છે, તેની અમે (ભાવ ભક્તિથી) પૂજા કરીએ છીએ. ૩૦૧–૩૦૨.

(ઉક્ત એકેક ત્યોમાં એકસો એંશી જિનબિંબો હોય છે. પરન્તુ નવગ્રૈવેયકમાં ૩૧૮ અને પાંચ અનુત્તરમાં પાંચ ચૈત્યો છે. તેમાં એકસોને વીશ જિનબિંબો હોય છે.

| | | | |
|---|---|---|---|
| જંબૂદ્વીપમાં | – ૬૩૫ | શાશ્વત | ચૈત્યો |
| ધાતકીખંડમાં | – ૧૨૭૨ | ,, | ,, |
| પુષ્કરાર્ધમાં | – ૧૨૭૨ | ,, | ,, |
| માનુષોત્તર પર્વત સહિત મનુષ્ય ક્ષેત્રની બહાર | – ૮૦ | ,, | ,, |
| | કુલ ૩૨૫૯ | | |

## ઉર્ધ્વલોકમાં શાશ્વત ચૈત્યોનું યન્ત્ર

| | નામ | સ્થાન (વિમાન) | | ચૈત્યો |
|---|---|---|---|---|
| ૧ | સૌધર્મ | દેવલોક | ૩૨ લાખ | ૩૨ લાખ |
| ૨ | ઇશાન | ,, | ૨૮ લાખ | ૨૮ લાખ |
| ૩ | સનત્કુમાર | ,, | ૧૨ લાખ | ૧૨ લાખ |
| ૪ | માહેન્દ્ર | ,, | ૮ લાખ | ૮ લાખ |
| ૫ | બ્રહ્મલોક | ,, | ૪ લાખ | ૪ લાખ |
| ૬ | લાંતક | ,, | ૫૦ હજાર | ૫૦ હજાર |
| ૭ | મહાશુક્ર | ,, | ૪૦ હજાર | ૪૦ હજાર |
| ૮ | સહસ્રાર | ,, | ૬ હજાર | ૬ હજાર |

लक्षाणि सप्तपञ्चाशदित्येवमष्ट कोटयः ।
त्रैलोक्ये नित्यचैत्यानां, सद्व्यशीति शतद्वयम् ॥ ३०३ ॥

| | | | |
|---|---|---|---|
| ૯+૧૦ આનત-પ્રાણત | ,, | ૪૦૦ | ૪૦૦ |
| ૧૧-૧૨-આરણ-અચ્યૂત | | ૩૦૦ | ૩૦૦ |
| નવગ્રૈવેયક | | ૩૧૮ | ૩૧૮ |
| પાંચ અનુત્તર | | ૫ | ૫ |
| | | ૮૪,૯૭,૦૨૩ | ૮૪,૯૭,૦૨૩ |

## અધોલોકમાં શાશ્વત ચૈત્યોનું યન્ત્ર

| | ભવનપતિનાં નામ | સ્થાન (ભવન) | ચૈત્યો |
|---|---|---|---|
| ૧ | અસુરકુમાર | ૬૪ લાખ | ૬૪ લાખ |
| ૨ | નાગકુમાર | ૮૪ લાખ | ૮૪ લાખ |
| ૩ | સુવર્ણકુમાર | ૭૨ લાખ | ૭૨ લાખ |
| ૪ | વિદ્યુતકુમાર | ૭૬ લાખ | ૭૬ લાખ |
| ૫ | અગ્નિકુમાર | ૭૬ લાખ | ૭૬ લાખ |
| ૬ | દ્વીપકુમાર | ૭૬ લાખ | ૭૬ લાખ |
| ૭ | ઉદધિકુમાર | ૭૬ લાખ | ૭૬ લાખ |
| ૮ | દિશિકુમાર | ૭૬ લાખ | ૭૬ લાખ |
| ૯ | પવનકુમાર | ૯૬ લાખ | ૯૬ લાખ |
| ૧૦ | સ્તનીતકુમાર | ૭૬ લાખ | ૭૬ લાખ |
| | | ૭,૭૨૦૦૦૦૦ | ૭,૭૨૦૦૦૦૦ |

## ત્રણેય ભુવનમાં રહેલ શાશ્વત ચૈત્યો અને પ્રતિમાઓનું યન્ત્ર

| સ્થાન | ચૈત્યો | એક ચૈત્યમાં પ્રતિમા | કુલ પ્રતિમા |
|---|---|---|---|
| ઉર્ધ્વલોકમાં | ૮૪,૯૭,૦૨૩ | ૧૮૦-૧૮૦ | ૧,૫૨,૯૪,૪૪,૭૬૦ |
| અધોલોકમાં | ૭,૭૨,૦૦,૦૦૦ | ૧૮૦-૧૮૦ | ૧૩,૮૯,૬૦,૦૦,૦૦૦ |
| તિર્ચ્છાલોકમાં | ૬૦ | ૧૨૪-૧૨૪ | ૩૯૧૩૨૦ |
| | ૩૧૯૯ | ૧૨૦-૧૨૦ | |
| વ્યંતરમાં | અસંખ્ય | ૧૮૦-૧૮૦ | અસંખ્યાતી |
| જ્યોતિષીમાં | અસંખ્ય | ૧૮૦-૧૮૦ | ,, |
| | ૮,૫૭,૦૦,૨૮૨ | | ૧,૫૪,૨૫,૮૩૬,૦૮૦ |

कोटीशतानीह पञ्चदशोपरि च कोटयः ।
द्विचत्वारिंशदेवाष्टपञ्चाशल्लक्षसंयुताः ॥ ३०४ ॥

सहस्राणि च षट्त्रिंशत्साशीतीनि जगत्त्रये ।
नौमि नित्यजिनार्चानां, करवै सफलं जनुः ॥ ३०५ ॥

उत्सेधाङ्गुलनिष्पन्नसप्तहस्तमिताः खलु ।
शाश्वत्यः प्रतिमा जैन्य, ऊर्द्ध्वाधोलोकयोर्मताः ॥ ३०६ ॥

तिर्यग्लोके तु निखिलास्ताः पञ्चभिर्धनुःशतैः ।
मिता निरूपितास्तत्त्वपरिच्छेदपयोधिभिः ॥ ३०७ ॥

तथाहुः—"उस्सेहमंगुलेणं अहउड्ढमसेससत्तरयणीओ ।
तिरिलोए पणधणुसय सासयपडिमा पणिवयामि ॥ ३०८ ॥"

राजप्रश्नीयोपाङ्गवृत्तौ सूर्याभविमाने तु-'जिणुस्सेहपमाणमेत्ताओ संपलियंकनिसन्नाओ' अस्य व्याख्याने जिनोत्सेधप्रमाणमात्राः, जिनोत्सेध उत्कर्षतः पञ्च धनुःशतानि,

ત્રણે લોકમાં આઠ ક્રોડ, સત્તાવનલાખ, બસો બ્યાસી [1](૮,૫૭,૦૦,૨૮૨) જિનચૈત્યો આવેલા છે. અને પંદરસો બેતાલીસક્રોડ, અઠ્ઠાવનલાખ, છત્રીસહજાર, એંશી (૧૫,૪૨,૫૮,૩૬,૦૮૦) જિનપ્રતિમાઓને હું હંમેશા જન્મ સફળ કરવા નમસ્કાર કરૂં છું. ૩૦૩–૩૦૫.

ઉર્ધ્વલોકમાં અને અધોલોકમાં રહેલી ભગવાન શ્રી જિનેશ્વરદેવની શાશ્વત પ્રતિમાઓ ઉત્સેધ આંગુલથી સાતહાથ પ્રમાણ છે. જ્યારે તિર્ચ્છાલોકની બધી શાશ્વતી પ્રતિમાઓ પાંચસો (૫૦૦) ધનુષ્યના પ્રમાણવાળી છે—એમ તત્વજ્ઞાનના સમુદ્રસમા પૂર્વ પુરૂષોએ કહ્યુ છે. ૩૦૬–૩૦૭

તેથી જ કહ્યું છે કેઃ અધોલોકમાં અને ઉર્ધ્વલોકમાં સર્વ શાશ્વત પ્રતિમાઓ ઉત્સેધઅંગુલથી સાત હાથ પ્રમાણુ છે. અને તિર્ચ્છાલોકમાં પાંચસો ધનુષ્યના માપવાળી શાશ્વત–પ્રતિમાઓને હું વંદન કરૂ છું. ૩૦૮

રાજપ્રશ્નિય ઉપાંગની ટીકામાં સૂર્યાભવિમાનના સંબંધમાં કહ્યુ છે કે–જિનેશ્વર દેવની ઉત્સેધપ્રમાણવાળી અને પદ્માસને બેઠેલી (શાશ્વત પ્રતિમાઓ) છે' અને આની વ્યાખ્યા કરતાં જણાવે છે કે જિનેશ્વર ઉત્સેધ પ્રમાણ માત્ર છે, જિનેશ્વરદેવોને ઉત્કૃષ્ટથી

[1] વિચારસપ્તતિકા ગ્રંથમાં ૮,૫૬,૯૭,૫૩૪ ચૈત્યો અને ૧૪૦૫૨૫૫૨૫૫૪૦ પ્રતિમા કહી છે. સત્ય કેવળી જાણે.

जघन्यतः सप्त हस्ताः, इह तु पञ्च धनुःशतानि संभाव्यते इत्युक्तमिति ज्ञेयं ।

वैमानिकविमानेषु, द्वीपे नन्दीश्वरेऽपि च ।
कुण्डले रुचकद्वीपे, प्रासादा ये स्युरर्हताम् ॥ ३०९ ॥

योजनानां शतं दीर्घाः, पञ्चाशतं च विस्तृताः ।
उत्तुङ्गाः कथिताः प्राज्ञैर्योजनानां द्विसप्ततिम् ॥ ३१० ॥

देवकुरूत्तरकुरुस्सुमेरुकाननेषु च ।
वक्षस्कारभूधरेषु, गजदन्ताचलेष्वपि ॥ ३११ ॥

इषुकाराद्रिषु वर्षधरेषु मानुषोत्तरे ।
असुराणां निवासेषु, ये प्रागुक्ता जिनालयाः ॥ ३१२ ॥

पञ्चाशतं योजनानि, दीर्घास्तदर्द्धविस्तृताः ।
षट्त्रिंशतं योजनानि, ते चोत्तुङ्गाः प्रकीर्त्तिताः ॥ ३१३ ॥

नागादीनां निकायानां, नवानां भवनेषु ये ।
जिनालया योजनानां, दीर्घास्ते पञ्चविंशतिम् ॥ ३१४ ॥

---

ઉત્સેધ પ્રમાણે ઉંચાઇથી પાંચસો ધનુષ્ય અને જઘન્યથી સાતહાથની હોય છે. અને અહીં તો (સૂર્યાભવિમાનમાં) પાંચસો ધનુષ્યની ઉંચાઈ સંભવે છે-એમ જાણવું.

વૈમાનિકના વિમાનોમાં, નંદીશ્વરદ્વીપમાં, કુંડલદ્વીપમાં અને રુચકદ્વીપમાં અરિહંત પરમાત્માના જે જિનાલયો છે, તે સો (૧૦૦) યોજન લાંબા પચાસ (૫૦) યોજન પહોળા અને બોત્તેર (૭૨) યોજન ઉંચા-એમ પંડિત પુરૂષોએ કહ્યુ છે. ૩૦૯-૩૧૦

દેવકુરૂ-ઉત્તરકુરૂ, મેરૂપર્વતના વનો, વક્ષસ્કારપર્વતો, ગજદન્તપર્વતો, ઈષુકારપર્વતો, વર્ષધરપર્વતો, માનુષોત્તરપર્વત અને ભવનપતિમાં અસુરકુમાર નિકાયના આવાસોમાં, જે શાશ્વત જિનાલયો પહેલા કહેલા છે તે, પચાશ યોજન લાંબા, પચ્ચીસ યોજન પહોળા અને છત્રીશ યોજન ઉંચા કહેલ છે ૩૧૧-૩૧૩

ભવનપતિના બાકીના નાગકુમાર, સુવર્ણકુમાર વગેરે નવનિકાયના ભવનોમાં જે શાશ્વત ચૈત્યો છે, તે સર્વે પચ્ચીસ યોજન લાંબા, સાડાબાર યોજન પહોળા અને અઢાર યોજનની ઉંચાઇવાળા છે, અને વ્યન્તરોના આવાસોમાં જે શાશ્વત ચૈત્યોનુ માપ (ત્રણેય રીતે લંબાઈ-પહોળાઈ-ઉંચાઈ) નવનિકાયના ચૈત્યો કરતાં અર્ધ-અર્ધ જાણવું [અર્થાત્

तानि द्वादश सार्द्धानि, पृथवोऽष्टादशोच्छ्रिताः ।
त्रिधाप्येतदर्द्धमाना, व्यन्तराणां जिनालयाः ॥ ३१५ ॥

ज्योतिष्कगतचैत्यानां, न मानमुपलभ्यते ।
प्रायः क्काप्यागमे तस्मादस्माभिरपि नोदितम् ॥ ३१६ ॥

येऽथ मेरुचूलिकासु, तथैव यमकाद्रिषु ।
काञ्चनाद्रिदीर्घवृत्तवैताढ्येषु ह्रदेषु च ॥ ३१७ ॥

तथा दिग्गजकूटेषु, जम्ब्वादिषु द्रुमेषु च ।
प्रागुक्तेषु च कुण्डेषु, निरूपिता जिनालयाः ॥ ३१८ ॥

क्रोशार्द्धपृथुलाः क्रोशदीर्घाश्चापशतानि च ।
चत्वारिंशानि ते सर्वे, चतुर्दश समुच्छ्रिताः ॥ ३१९ ॥

चैत्यानि यानि रचितानि जिनेश्वराणां ।
मन्यान्यपीह भरतप्रमुखैर्जगत्याम्–
तेष्वार्हतीः प्रतिकृतीः प्रणमामि भक्त्या,
त्रैकालिकीस्त्रिकरणामलतां विधाय ॥ ३२० ॥ ( वसन्ततिलका )

---

વ્યંતરવાસના ચૈત્યો સાડાબાર યોજન લાંબા, સવા છ યોજન પહોળા અને નવ યોજન ઉંચા છે] ૩૧૪–૩૧૫.

જ્યોતિષીદેવોના વિમાનમાં રહેલ શાશ્વત ચૈત્યોનુ માપ કોઈ પણ આગમમાં મળતું નથી તેથી અમે પણ કહ્યું નથી. ૩૧૬.

હવે મેરૂપર્વતની ચૂલીકાઓ, યમકપર્વતો, સર્વે કાંચન પર્વતો, દીર્ઘ અને વૃત્ત બન્ને પ્રકારના વૈતાઢ્ય પર્વતો, સઘળા દ્રહોમાં તથા દિગ્ગજકૂટો, જંબૂ આદિ વૃક્ષો અને આગળ કહેવાયેલા સઘળા કુંડો–આ તમામ સ્થાનોમાં બતાવાયેલ, જે શાશ્વત ચૈત્યો છે, તે સર્વે એક ગાઉ લાંબા, અડધા ગાઉ પહોળા અને ચૌદસો ચાલીશ (૧૪૪૦) ધનુષ્ય ઉંચા છે. ૩૧૭–૩૧૯.

આ જગતમાં ભરત મહારાજા વગેરે દ્વારા અન્યપણ જે જિનેશ્વરદેવોના ચૈત્યો બનાવેલા છે અને તેમાં રહેલ જે અરિહંત પરમાત્માઓની પ્રતિકૃતિ (પ્રતિમા) ઓ છે, તે સર્વેને મન–વચન–કાયારૂપ ત્રિકરણની નિર્મલતાપૂર્વક, ત્રણેય કાળે ભક્તિપૂર્વક હું પ્રણામ કરૂં છું. ૩૨૦.

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रातिप-
द्राजश्रीतन-योऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे,
सर्गोऽग्न्यक्षिमितः समाप्तिमगमत्पीयूषसारोपमः ॥ ३२१ ॥

॥ इति श्रीलोकप्रकाशे मानुषोत्तरनगनरक्षेत्रनिरूपणो नाम
त्रयोविंशतितमः सर्गः समाप्तः ॥ ग्रन्थाग्रं ३४८ ॥



---

જેઓશ્રીની કીર્તિ વિશ્વને આશ્ચર્ય કરનારી છે, એવા મહામહોપાધ્યાય શ્રી કીર્તિ-વિજયજી મહારાજાના શિષ્યરત્ન અને માતા રાજશ્રી અને પિતા તેજપાલના પુત્ર, એવા શ્રી વિનયવિજયજી મહારાજાએ નિશ્ચિત એવા જગતના તત્ત્વોને પ્રકાશિત કરવા માટે દીપક સમાન, જે આ કાવ્યગ્રંથ રચ્યો છે, તેનો અમૃતના સારરૂપ આ ત્રેવીસમો સર્ગ સમાપ્ત થયો. ૩૨૧.



## ॥ अथ चतुर्विंशतितमः सर्गः प्रारभ्यते ॥



परस्मिन् पुष्करार्द्धेऽथ, मानुषोत्तरशैलतः ।
परतः स्थिरचन्द्रार्कव्यवस्था प्रतिपाद्यते ॥ १ ॥
द्वीपार्णवेषु सर्वेषु, मानुषोत्तरतः परम् ।
ज्योतिष्काः पञ्चधापि स्युः, स्थिराश्चन्द्रार्यमादयः ॥ २ ॥
स्थिरत्वादेव नक्षत्रयोगोऽप्येषामवस्थितः ।
चन्द्राः सदाऽभिजिद्युक्ताः, सूर्याः पुष्यसमन्विताः ॥ ३ ॥

तथोक्तं जीवाभिगमसूत्रे—

बहियाउ माणुसनगस्स चंदसूराणऽवट्ठिया जोगा ।
चंदा अभीइजुत्ता सूरा पुण होंति पुस्सेहिं ॥ ४ ॥
गिरिकूटावस्थितानामेतेषामन्तरं द्विधा ।
तद्रवीन्द्वोरेकमन्यदिन्द्वोस्तथाऽर्कयोर्मिथः ॥ ५ ॥

---

## ચોવીશમો સર્ગ



હવે માનુષોત્તર પર્વત પછી રહેલ બાકીનાં પુષ્કરાર્ધમાં સ્થિર રહેલા ચંદ્ર સૂર્યની વ્યવસ્થાનું પ્રતિપાદન કરાય છે. ૧.

માનુષોત્તર પર્વત પછી રહેલા સઘળાય દ્વીપ અને સમુદ્રોમાં ચંદ્ર–સૂર્ય વગેરે પાંચેય પ્રકારના જ્યોતિષી સ્થિર છે. ૨.

ચંદ્ર અને સૂર્ય સ્થિર હોવાથી તેઓનો નક્ષત્ર સાથેનો યોગસંબંધ પણ સ્થિર જ છે, તેથી હંમેશા સઘળા ચંદ્રો અભિજિત નક્ષત્રથી યુક્ત હોય છે અને બધાજ સૂર્યો પુષ્યનક્ષત્રોથી યુક્ત હોય છે. ૩.

શ્રી જીવાભિગમસૂત્રમાં પણ કહ્યું છે કે–માનુષોત્તર પર્વતથી બહાર રહેલ સઘળા ચંદ્રો અને સૂર્યોના યોગો સ્થિર છે, તેમાં ચંદ્રો અભિજીતનક્ષત્રથી યુક્ત હોય છે અને સૂર્યો પુષ્યનક્ષત્રથી સહિત હોય છે. ૪.

ગિરિકૂટ આદિ ઉપર રહેલ સૂર્ય–ચંદ્ર વિગેરેનુ આંતરૂ બે પ્રકારનુ છે. તેમાં એક સૂર્યથી ચંદ્રનું (ઉપલક્ષણથી ચંદ્રથી સૂર્યનું) આંતરૂ અને બીજું એક સૂર્યથી બીજા સૂર્યનું અને એક ચંદ્રથી બીજા ચંદ્રનું આંતરૂ આ મુજબ બે પ્રકારે છે. ૫.

योजनानां सहस्राणि, पञ्चाशत्तत्र चादिमम् ।
द्वितीयं तु योजनानां, लक्षं साधिकमन्तरम् ॥ ६ ॥

इदमर्थतो जीवाभिगमसूत्रचन्द्रप्रज्ञप्तिसूत्रादिषु ।

साधिकत्वं तु पूर्वोक्तं, चन्द्रार्कान्तरमीलने ।
तन्मध्यवर्त्तिसूर्येन्दुबिम्बविष्कम्भयोगतः ॥ ७ ॥

तथोक्तं—'ससिससि रविरवि साहिय जोअणलक्खेण अंतरं होइ' इति.

शशिनाऽन्तरितो भानुर्भानुनाऽन्तरितः शशी ।
राकानिशान्तवच्चित्रान्तरास्ते चन्द्रिकातपैः ॥ ८ ॥
तत एव चित्रलेश्याः, शैत्यौष्ण्यादन्तरान्तरा ।
वाग्मिनो वाक्यसंदर्भा, इवानुनयकाङ्क्षिणः ॥ ९ ॥

---

પ્રથમ જે સૂર્યથી ચંદ્રનું (અને ચંદ્રથી સૂર્યનું) આંતરૂ છે, તે પચાસહજાર યોજનનું છે અને બીજું સૂર્યથી સૂર્યનું કે ચંદ્રથી ચંદ્રનું જે આંતરૂ, તે એકલાખ યોજનથી કાંઇક અધિક છે ૬

આજ વાતનો ભાવાર્થ જીવાભિગમસૂત્ર, ચંદ્રપ્રજ્ઞપ્તિ આદિમાં છે.

ચંદ્ર–સૂર્યના આંતરના માપમાં પૂર્વે જે અધિકતા કહી છે, તે આંતરાની મધ્યમાં રહેલ સૂર્ય–ચંદ્રનાં બિંબ (વિમાન) ની પહોળાઈને ભેળવવાથી સમજવી, અર્થાત્ એક સૂર્યથી બીજા સૂર્ય વચ્ચેનું આંતરૂ એકલાખ યોજનનું છે તેમાં વચ્ચે રહેલા ચંદ્રનો વિષ્કંભ એકલાખ યોજનના વધારામાં ગણવો. આજ રીતે ચંદ્રના વિમાન વિષે જાણવું. ૭.

શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ–ચંદ્રથી ચંદ્રનું અને સૂર્યથી સૂર્યનું આંતરૂ એકલાખ યોજનથી કંઈક અધિક છે.

ચંદ્રથી અંતરિત સૂર્ય છે અને સૂર્યથી અંતરિત ચંદ્ર છે. (અર્થાત્ એક ચંદ્ર પછી સૂર્ય પછી ચંદ્ર પછી સુર્ય એ રીતે રહેલ છે.) ચંદ્ર અને સૂર્યના તાપ વડે પૂર્ણિમાના રાત્રિના અંત સમય જેવા વિચિત્ર પ્રકારના તે આંતરાઓ છે. અર્થાત્ પુનમની રાત્રિના અંતસમયે એકબાજુ ચંદ્રનો અસ્ત થતો હોય અને બીજી બાજુ સૂર્યોદય થતો હોય તે સમયે જેવો પ્રકાશ અને તાપ વિગેરે હોય, તેવા પ્રકારનું ચિત્રવિચિત્ર વાતાવરણ તે આંતરામાં હોય છે. ૮.

પંડિતોના વાકય સંદર્ભો જે રીતે અનુસરતા નયોની અપેક્ષાએ રાખે છે, તેમ વચમાં વચમાં આંતરામાં શીતલતા અને ઉષ્ણતા હોવાથી વિચિત્ર પ્રકારની વિચિત્ર લેશ્યાવાળ તે ચંદ્ર–સૂર્યના આંતરા છે. ૯.

सहस्राः सप्तनवतिस्त्रयोविंशतिरेव च ।
तावन्त्येवात्र चैत्यानि, प्रत्येकमेकयोगतः ॥ ३०० ॥
एकं कोटिशतं पूर्णं, द्विपञ्चाशच्च कोटयः ।
लक्षैश्चतुर्नवत्याढ्या सहस्रैरपि संयुताः ॥ ३०१ ॥
चतुश्चत्वारिंशतैव, षष्ट्याढ्यैः सप्तभिः शतैः ।
अर्चयामो जिनार्चानामूर्द्ध्वलोके सुरार्चिताः ॥ ३०२ ॥

---

હોવાથી ચૈત્યોની સંખ્યા પણ ચોર્યાસીલાખ, સત્તાણુંહજાર, તેવીસ (૮૪૯૭૦૨૩) થાય છે. ૨૯૯–૩૦૦.

ઉર્ધ્વલોકમાં રહેલ ઉક્ત શાશ્વત ચૈત્યોમાં દેવો વડે પૂજાયેલ શાશ્વત જિનબિંબો એકસોબાવનક્રોડ ચોરાણુંલાખ, ચુમ્માલીસહજાર, સાતસો અને સાઇઠ (૧૫૨,૯૪,૪૪,૭૬૦) છે, તેની અમે (ભાવ ભક્તિથી) પૂજા કરીએ છીએ. ૩૦૧–૩૦૨.

(ઉક્ત એકેક ત્યોમાં એકસો એંશી જિનબિંબો હોય છે. પરન્તુ નવગ્રૈવેયકમાં ૩૧૮ અને પાંચ અનુત્તરમાં પાંચ ચૈત્યો છે. તેમાં એકસોને વીશ જિનબિંબો હોય છે.

| | | |
|---|---|---|
| જંબૂદ્વીપમાં | – ૬૩૫ | શાશ્વત ચૈત્યો |
| ધાતકીખંડમાં | – ૧૨૭૨ | ,, ,, |
| પુષ્કરાર્ધમાં | – ૧૨૭૨ | ,, ,, |
| માનુષોત્તર પર્વત સહિત મનુષ્ય ક્ષેત્રની બહાર | – ૮૦ | ,, ,, |
| | કુલ ૩૨૫૯ | |

## ઉર્ધ્વલોકમાં શાશ્વત ચૈત્યોનું યન્ત્ર

| | નામ | સ્થાન (વિમાન) | | ચૈત્યો |
|---|---|---|---|---|
| ૧ | સૌધર્મ | દેવલોક | ૩૨ લાખ | ૩૨ લાખ |
| ૨ | ઇશાન | ,, | ૨૮ લાખ | ૨૮ લાખ |
| ૩ | સનત્કુમાર | ,, | ૧૨ લાખ | ૧૨ લાખ |
| ૪ | માહેન્દ્ર | ,, | ૮ લાખ | ૮ લાખ |
| ૫ | બ્રહ્મલોક | ,, | ૪ લાખ | ૪ લાખ |
| ૬ | લાંતક | ,, | ૫૦ હજાર | ૫૦ હજાર |
| ૭ | મહાશુક્ર | ,, | ૪૦ હજાર | ૪૦ હજાર |
| ૮ | સહસ્રાર | ,, | ૬ હજાર | ૬ હજાર |

कोटीशतानीह पञ्चदशोपरि च कोटयः ।
द्विचत्वारिंशदेवाष्टपञ्चाशल्लक्षसंयुताः ॥ ३०४ ॥
सहस्राणि च षट्त्रिंशत्साशीतीनि जगत्त्रये ।
नौमि नित्यजिनार्चानां, करवै सफलं जनुः ॥ ३०५ ॥
उत्सेधाङ्गुलनिष्पन्नसप्तहस्तमिताः खलु ।
शाश्वत्यः प्रतिमा जैन्य, ऊर्द्ध्वाधोलोकयोर्मताः ॥ ३०६ ॥
तिर्यग्लोके तु निखिलास्ताः पञ्चभिर्धनुःशतैः ।
मिता निरूपितास्तत्त्वपरिच्छेदपयोधिभिः ॥ ३०७ ॥
तथाहुः—“उस्सेहमंगुलेणं अहउड्ढमसेससत्तरयणीओ ।
तिरिलोए पणधणुसय सासयपडिमा पणिवयामि ॥ ३०८ ॥”

राजप्रश्नीयोपाङ्गवृत्तौ सूर्याभविमाने तु—‘जिणुस्सेहपमाणमेत्ताओ संपलियंकनिसन्नाओ’ अस्य व्याख्याने जिनोत्सेधप्रमाणमात्राः, जिनोत्सेध उत्कर्षतः पञ्च धनुःशतानि,

---

ત્રણે લોકમાં આઠ ક્રોડ, સત્તાવનલાખ, બસો બ્યાસી [૧](૮,૫૭,૦૦,૨૮૨) જિનચૈત્યો આવેલા છે. અને પંદરસો બેતાલીસક્રોડ, અઠ્ઠાવનલાખ, છત્રીસહજાર, એંશી (૧૫,૪૨,૫૮,૩૬,૦૮૦) જિનપ્રતિમાઓને હું હંમેશા જન્મ સફળ કરવા નમસ્કાર કરૂં છું. ૩૦૩–૩૦૫.

ઉર્ધ્વલોકમાં અને અધોલોકમાં રહેલી ભગવાન શ્રી જિનેશ્વરદેવની શાશ્વત પ્રતિમાઓ ઉત્સેધ આંગુલથી સાતહાથ પ્રમાણ છે. જ્યારે તિર્ચ્છાલોકની બધી શાશ્વતી પ્રતિમાઓ પાંચસો (૫૦૦) ધનુષ્યના પ્રમાણવાળી છે—એમ તત્વજ્ઞાનના સમુદ્રસમા પૂર્વ પુરૂષોએ કહ્યું છે. ૩૦૬–૩૦૭

તેથી જ કહ્યુ છે કે અધોલોકમાં અને ઉર્ધ્વલોકમાં સર્વે શાશ્વત પ્રતિમાઓ ઉત્સેધઅંગુલથી સાત હાથ પ્રમાણ છે. અને તિર્ચ્છાલોકમાં પાંચસો ધનુષ્યના માપવાળી શાશ્વત–પ્રતિમાઓને હું વંદન કરૂં છું. ૩૦૮

રાજપ્રશ્નિય ઉપાંગની ટીકામાં સૂર્યાભવિમાનના સંબંધમાં કહ્યુ છે કે–જિનેશ્વર દેવની ઉત્સેધપ્રમાણવાળી અને પદ્માસને બેઠેલી (શાશ્વત પ્રતિમાઓ) છે’ અને આની વ્યાખ્યા કરતાં જણાવે છે કે જિનેશ્વર ઉત્સેધ પ્રમાણ માત્ર છે, જિનેશ્વરદેવોને ઉત્કૃષ્ટથી

---

૧ વિચારસપ્તતિકા ગ્રંથમાં ૮,૫૬,૯૭,૫૩૪ ચૈત્યો અને ૧૪૦૫૨૫૫૨૫૫૪૦ પ્રતિમા કહી છે. સત્ય કેવળી જાણે.

जघन्यतः सप्त हस्ताः, इह तु पञ्च धनुःशतानि संभाव्यते इत्युक्तमिति ज्ञेयं ।

वैमानिकविमानेषु, द्वीपे नन्दीश्वरेऽपि च ।
कुण्डले रुचकद्वीपे, प्रासादा ये स्युरर्हताम् ॥ ३०९ ॥

योजनानां शतं दीर्घाः, पञ्चाशतं च विस्तृताः ।
उत्तुङ्गाः कथिताः प्राज्ञैर्योजनानां द्विसप्ततिम् ॥ ३१० ॥

देवकुरूत्तरकुरुसुमेरुकाननेषु च ।
वक्षस्कारभूधरेषु, गजदन्ताचलेष्वपि ॥ ३११ ॥

इषुकाराद्रिषु वर्षधरेषु मानुषोत्तरे ।
असुराणां निवासेषु, ये प्रागुक्ता जिनालयाः ॥ ३१२ ॥

पञ्चाशतं योजनानि, दीर्घास्तदर्द्धविस्तृताः ।
षट्त्रिंशतं योजनानि, ते चोत्तुङ्गाः प्रकीर्त्तिताः ॥ ३१३ ॥

नागादीनां निकायानां, नवानां भवनेषु ये ।
जिनालया योजनानां, दीर्घास्ते पञ्चविंशतिम् ॥ ३१४ ॥

---

ઉત્સેધ પ્રમાણે ઉંચાઇથી પાંચસો ધનુષ્ય અને જઘન્યથી સાતહાથની હોય છે. અને અહીં તો (સૂર્યાભવિમાનમાં) પાંચસો ધનુષ્યની ઉંચાઈ સંભવે છે-એમ જાણવું.

વૈમાનિકના વિમાનોમાં, નંદીશ્વરદ્વીપમાં, કુંડલદ્વીપમાં અને રુચકદ્વીપમાં અરિહંત પરમાત્માના જે જિનાલયો છે, તે સો (૧૦૦) યોજન લાંબા પચાસ (૫૦) યોજન પહોળા અને બોત્તેર (૭૨) યોજન ઉંચા-એમ પંડિત પુરૂષોએ કહ્યું છે. ૩૦૯-૩૧૦

દેવકુરૂ-ઉત્તરકુરૂ, મેરૂપર્વતના વનો, વક્ષસ્કારપર્વતો, ગજદન્તપર્વતો, ઇષુકારપર્વતો, વર્ષધરપર્વતો, માનુષોત્તરપર્વત અને ભવનપતિમાં અસુરકુમાર નિકાયના આવાસોમાં, જે શાશ્વત જિનાલયો પહેલા કહેલા છે તે, પચાશ યોજન લાંબા, પચ્ચીસ યોજન પહોળા અને છત્રીશ યોજન ઉંચા કહેલ છે. ૩૧૧-૩૧૩

ભવનપતિના બાકીના નાગકુમાર, સુવર્ણકુમાર વગેરે નવનિકાયના ભવનોમાં જે શાશ્વત ચૈત્યો છે, તે સર્વે પચ્ચીસ યોજન લાંબા, સાડાબાર યોજન પહોળા અને અઢાર યોજનની ઉંચાઇવાળા છે, અને વ્યન્તરોના આવાસોમાં જે શાશ્વત ચૈત્યોનું માપ (ત્રણેય રીતે લંબાઈ-પહોળાઈ-ઉંચાઈ) નવનિકાયના ચૈત્યો કરતાં અર્ધ-અર્ધ જાણવું [અર્થાત્

तानि द्वादश सार्द्धानि, पृथवोऽष्टादशोच्छ्रिताः ।
त्रिधाप्येतदर्द्धमाना, व्यन्तराणां जिनालयाः ॥ ३१५ ॥

ज्योतिष्कगतचैत्यानां, न मानमुपलभ्यते ।
प्रायः क्वाप्यागमे तस्मादस्माभिरपि नोदितम् ॥ ३१६ ॥

येऽथ मेरुचूलिकासु, तथैव यमकाद्रिषु ।
काञ्चनाद्रिदीर्घवृत्तवैताढ्येषु ह्रदेषु च ॥ ३१७ ॥

तथा दिग्गजकूटेषु, जम्ब्वादिषु द्रुमेषु च ।
प्रागुक्तेषु च कुण्डेषु, निरूपिता जिनालयाः ॥ ३१८ ॥

क्रोशार्द्धपृथुलाः क्रोशदीर्घाश्चापशतानि च ।
चत्वारिंशानि ते सर्वे, चतुर्दश समुच्छ्रिताः ॥ ३१९ ॥

चैत्यानि यानि रचितानि जिनेश्वराणां ।
मन्यान्यपीह भरतप्रमुखैर्जगत्याम्-
तेष्वार्हतीः प्रतिकृतीः प्रणमामि भक्त्या,
त्रैकालिकीस्त्रिकरणामलतां विधाय ॥ ३२० ॥ ( वसन्ततिलका )

---

વ્યંતરવાસના ચૈત્યો સાડાબાર યોજન લાંબા, સવા છ યોજન પહોળા અને નવ યોજન ઉંચા છે] ૩૧૪–૩૧૫.

જ્યોતિષીદેવોના વિમાનમાં રહેલ શાશ્વત ચૈત્યોનુ માપ કોઈ પણ આગમમાં મળતું નથી તેથી અમે પણ કહ્યું નથી. ૩૧૬.

હવે મેરૂપર્વતની ચૂલીકાઓ, યમકપર્વતો, સર્વે કાંચન પર્વતો, દીર્ઘ અને વૃત્ત બન્ને પ્રકારના વૈતાઢ્ય પર્વતો, સઘળા દ્રહોમાં તથા દિગ્ગજકૂટો, જંબૂ આદિ વૃક્ષો અને આગળ કહેવાયેલા સઘળા કુંડો–આ તમામ સ્થાનોમાં બતાવાયેલ, જે શાશ્વત ચૈત્યો છે, તે સર્વે એક ગાઉ લાંબા, અડધા ગાઉ પહોળા અને ચૌદસો ચાલીશ (૧૪૪૦) ધનુષ્ય ઉચા છે ૩૧૭–૩૧૯.

આ જગતમાં ભરત મહારાજા વગેરે દ્વારા અન્યપણ જે જિનેશ્વરદેવોના ચૈત્યો બનાવેલા છે અને તેમાં રહેલ જે અરિહંત પરમાત્માઓની પ્રતિકૃતિ ( પ્રતિમા ) ઓ છે, તે સર્વેને મન–વચન–કાયારૂપ ત્રિકરણની નિર્મલતાપૂર્વક, ત્રણેય કાળે ભક્તિપૂર્વક હું પ્રણામ કરૂં છું. ૩૨૦.

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रातिप-
द्राजश्रीतन-योऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे,
सर्गोऽग्न्यक्षिमितः समाप्तिमगमत्पीयूषसारोपमः ॥ ३२१ ॥

॥ इति श्रीलोकप्रकाशे मानुषोत्तरनगनरक्षेत्रनिरूपणो नाम
त्रयोविंशतितमः सर्गः समाप्तः ॥ ग्रन्थाग्रं ३४८ ॥



જેઓશ્રીની કીર્તિ વિશ્વને આશ્ચર્ય કરનારી છે, એવા મહામહોપાધ્યાય શ્રી કીર્તિ-વિજયજી મહારાજાના શિષ્યરત્ન અને માતા રાજશ્રી અને પિતા તેજપાલના પુત્ર, એવા શ્રી વિનયવિજયજી મહારાજાએ નિશ્ચિત એવા જગતના તત્ત્વોને પ્રકાશિત કરવા માટે દીપક સમાન, જે આ કાવ્યગ્રંથ રચ્યો છે, તેનો અમૃતના સારરૂપ આ ત્રેવીસમો સર્ગ સમાપ્ત થયો ૩૨૧.



## ॥ अथ चतुर्विंशतितमः सर्गः प्रारभ्यते ॥



परस्मिन् पुष्करार्द्धेऽथ, मानुषोत्तरशैलतः ।
परतः स्थिरचन्द्रार्कव्यवस्था प्रतिपाद्यते ॥ १ ॥
द्वीपार्णवेषु सर्वेषु, मानुषोत्तरतः परम् ।
ज्योतिष्काः पञ्चधापि स्युः, स्थिराश्चन्द्रार्यमादयः ॥ २ ॥
स्थिरत्वादेव नक्षत्रयोगोऽप्येषामवस्थितः ।
चन्द्राः सदाऽभिजिद्युक्ताः, सूर्याः पुष्यसमन्विताः ॥ ३ ॥

तथोक्तं जीवाभिगमसूत्रे—

बहियाउ माणुसनगस्स चंद्रसूराणऽवट्ठिया जोगा ।
चंदा अभीइजुत्ता सूरा पुण होंति पुस्सेहिं ॥ ४ ॥
गिरिकूटावस्थितानामेतेषामन्तरं द्विधा ।
तद्रवीन्द्वोरेकमन्यदिन्द्वोस्तथाऽर्कयोर्मिथः ॥ ५ ॥

---

## ચોવીશમો સર્ગ



હવે માનુષોત્તર પર્વત પછી રહેલ બાકીનાં પુષ્કરાર્ધમાં સ્થિર રહેલા ચંદ્ર સૂર્યની વ્યવસ્થાનું પ્રતિપાદન કરાય છે. ૧.

માનુષોત્તર પર્વત પછી રહેલા સઘળાય દ્વીપ અને સમુદ્રોમાં ચંદ્ર–સૂર્ય વગેરે પાંચેય પ્રકારના જ્યોતિષી સ્થિર છે. ૨.

ચંદ્ર અને સૂર્ય સ્થિર હોવાથી તેઓનો નક્ષત્ર સાથેનો યોગસંબંધ પણ સ્થિર જ છે, તેથી હંમેશા સઘળા ચંદ્રો અભિજિત નક્ષત્રથી યુક્ત હોય છે અને બધાજ સૂર્યો પુષ્યનક્ષત્રોથી યુક્ત હોય છે. ૩.

શ્રી જીવાભિગમસૂત્રમાં પણ કહ્યું છે કે–માનુષોત્તર પર્વતથી બહાર રહેલ સઘળા ચંદ્રો અને સૂર્યોના યોગો સ્થિર છે, તેમાં ચંદ્રો અભિજીતનક્ષત્રથી યુક્ત હોય છે અને સૂર્યો પુષ્યનક્ષત્રથી સહિત હોય છે. ૪.

ગિરિકૂટ આદિ ઉપર રહેલ સૂર્ય–ચંદ્ર વિગેરેનુ આંતરૂ બે પ્રકારનુ છે. તેમાં એક સૂર્યથી ચંદ્રનું ( ઉપલક્ષણથી ચંદ્રથી સૂર્યનું ) આંતરૂ અને બીજું એક સૂર્યથી બીજા સૂર્યનું અને એક ચંદ્રથી બીજા ચંદ્રનું આંતરૂ આ મુજબ બે પ્રકારે છે. ૫.

योजनानां सहस्राणि, पञ्चाशत्तत्र चादिमम् ।
द्वितीयं तु योजनानां, लक्षं साधिकमन्तरम् ॥ ६ ॥
इदमर्थतो जीवाभिगमसूत्रचन्द्रप्रज्ञप्तिसूत्रादिषु ।
साधिकत्वं तु पूर्वोक्तं, चन्द्रार्कान्तरमीलने ।
तन्मध्यवर्त्तिसूर्येन्दुबिम्बविष्कम्भयोगतः ॥ ७ ॥
तथोक्तं—'ससिससि रविरवि साहिय जोअणलक्खेण अंतरं होइ' इति.
शशिनाऽन्तरितो भानुर्भानुनाऽन्तरितः शशी ।
राकानिशान्तवच्चित्रान्तरास्ते चन्द्रिकातपैः ॥ ८ ॥
तत एव चित्रलेश्याः, शैत्यौष्ण्यादन्तरान्तरा ।
वाग्मिनो वाक्यसंदर्भा, इवानुनयकाङ्क्षिणः ॥ ९ ॥

---

પ્રથમ જે સૂર્યથી ચંદ્રનું (અને ચંદ્રથી સૂર્યનું) આંતરૂ છે, તે પચાસહજાર યોજનનું છે અને બીજું સૂર્યથી સૂર્યનું કે ચંદ્રથી ચંદ્રનું જે આંતરૂ, તે એકલાખ યોજનથી કાંઇક અધિક છે. ૬.

આજ વાતનો ભાવાર્થ જીવાભિગમસૂત્ર, ચંદ્રપ્રજ્ઞપ્તિ આદિમાં છે.

ચંદ્ર-સૂર્યના આંતરના માપમાં પૂર્વે જે અધિકતા કહી છે, તે આંતરાની મધ્યમાં રહેલ સૂર્ય-ચંદ્રનાં બિંબ (વિમાન) ની પહોળાઇને ભેળવવાથી સમજવી, અર્થાત્ એક સૂર્યથી બીજા સૂર્ય વચ્ચેનું આંતરૂ એકલાખ યોજનનું છે. તેમાં વચ્ચે રહેલા ચંદ્રનો વિષ્કંભ એકલાખ યોજનના વધારામાં ગણવો. આજ રીતે ચંદ્રના વિમાન વિષે જાણવું. ૭.

શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ-ચંદ્રથી ચંદ્રનું અને સૂર્યથી સૂર્યનું આંતરૂ એકલાખ યોજનથી કંઇક અધિક છે.

ચંદ્રથી અંતરિત સૂર્ય છે અને સૂર્યથી અંતરિત ચંદ્ર છે. (અર્થાત્ એક ચંદ્ર પછી સૂર્ય પછી ચંદ્ર પછી સુર્ય એ રીતે રહેલ છે.) ચંદ્ર અને સૂર્યના તાપ વડે પૂર્ણિમાના રાત્રિના અંત સમય જેવા વિચિત્ર પ્રકારના તે આંતરાઓ છે. અર્થાત્ પુનમની રાત્રિના અંતસમયે એકબાજુ ચંદ્રનો અસ્ત થતો હોય અને બીજી બાજુ સૂર્યોદય થતો હોય તે સમયે જેવો પ્રકાશ અને તાપ વિગેરે હોય, તેવા પ્રકારનું ચિત્રવિચિત્ર વાતાવરણ તે આંતરામાં હોય છે. ૮.

પંડિતોના વાકય સંદર્ભો જે રીતે અનુસરતા નયોની અપેક્ષાએ રાખે છે, તેમ વચમાં વચમાં આંતરામાં શીતલતા અને ઉષ્ણુતા હોવાથી વિચિત્ર પ્રકારની વિચિત્ર લેશ્યાવાળ તે ચંદ્ર-સૂર્યના આંતરા છે. ૯.

चन्द्रास्तत्र सुखलेश्या, नात्यन्तं शीतलत्विषः ।
मनुष्यलोके शीतर्त्तुभाविपीयूषभानुवत् ॥ १० ॥
भानवोऽपि मन्दलेश्या न त्वतीवोष्णकान्तयः ।
नरक्षेत्रे निदाघर्त्तुभावितिग्मांशुबिम्बवत् ॥ ११ ॥
एषां प्रकाश्यक्षेत्राणि, विष्कम्भाल्लक्षमेककम् ।
योजनानामनेकानि, लक्षाण्यायामतः पुनः ॥ १२ ॥
पक्वेष्टिकाकृतीन्येवं, चतुरस्राणि यद्भवेत् ।
पक्वेष्टका चतुष्कोणा, बह्वायामाऽल्पविस्तृतिः ॥ १३ ॥

तथाहुर्जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे—'बहिया णं भंते ! माणुसुत्तरस्स पव्वयस्स जे चंदिम जाव तारारूवा तं चेव णेयव्वं, णाणत्तं णो, विमाणोववण्णगा णो, चारोववण्णगा णो, चारट्ठिइया णो, गइरइया, पक्किट्ठगसंठाणसंठिएहिं जोअणसयसाहस्सिएहिं तावखित्तेहिं

મનુષ્યલોકમાં શીતલ ઋતુમાં ચંદ્રના જે અત્યંત શીતલ કિરણો હોય છે, તેમ ત્યાં હોતા નથી, તેથી જ ત્યા ચંદ્રો સુખ ઉત્પન્ન કરનારી લેશ્યા યુક્ત કિરણોવાળા હોય છે. ૧૦.

તેમજ સૂર્યો પણ મંદઉષ્ણ કિરણોવાળા હોય છે. પણ મનુષ્યલોકમાં ઉષ્ણકાલમાં અતિઉષ્ણ કિરણોવાળા સૂર્યો જેવા હોતા નથી. અર્થાત્ મંદ કાંતિવાળા હોય છે. ૧૧.

આ સૂર્ય ચંદ્રોનું પ્રકાશ ક્ષેત્ર પહોળાઈમા એકલાખ યોજનનું છે જ્યારે લંબાઇમાં અનેક લાખ યોજન છે. ૧૨.

આ સૂર્ય–ચંદ્રના પ્રકાશ ક્ષેત્રો ગરમ થયેલા ઇંટના આકારવાળા છે એટલે કે જેમ પાકેલી ઇંટ લંબાઈમાં અધિક હોય અને પહોળાઈમાં અલ્પ હોય છે, તેમજ તેના દ્વારા તે ઇંટિ ચાર ખુણાવાળી અને લંબચોરસ હોય છે, તેમ આ સૂર્ય–ચંદ્રનું પ્રકાશ્ય ક્ષેત્ર પણ ચાર ખુણીયું અને લંબચોરસ જાણવું. ૧૩.

જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમાં કહ્યું છે કેઃ–માનુષોત્તર પર્વતની બહાર જે ચંદ્રથી લઇને તારા સુધીના જ્યોતિષીઓ સર્વ સમાન છે અર્થાત્ સઘળા ચંદ્રો સમાન એ રીતે સર્વે સૂર્યાદિ પણ સમાન છે અને વૈમાનિક નથી, ફરનારા નથી તેથી ગતિરહિત છે. પાકેલી ઇંટિના સંસ્થાન (આકાર) વાળા લાખ યોજનના પ્રકાશ્ય ક્ષેત્ર વડે શોભે છે આજ વાત જીવાભિગમસૂત્ર તથા વૃત્તિથી પણ સાબિત થાય છે. જ્યારે જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની વૃત્તિમાં તો, આ રીતે બતાવ્યુ છે કે માનુષોત્તર પર્વતથી પચાસ હજાર યોજન ગયે છતે કર્ણ વિભાવનામાં કહેલ રીત મુજબ પ્રથમ

जाव ओभासंति." इत्थमेतज्जीवाभिगमसूत्रवृत्त्योरपि, जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ त्वेतदेवं भावितं, तथाहि—" इयमत्र भावना—मानुषोत्तरपर्वताद्योजनलक्षार्द्धातिक्रमे करणविभावनोक्तकरणानुसारेण प्रथमा चन्द्रसूर्यपङ्क्तिः, ततो योजनलक्षातिक्रमे द्वितीया पङ्क्तिः, तेन प्रथमपङ्क्तिगतचन्द्रसूर्याणामेतावांस्तापक्षेत्रस्यायामः विस्तारश्च एकसूर्यादपरसूर्यो लक्षयोजनातिक्रमे तेन लक्षयोजनप्रमाणः, इयं च भावना प्रथमपङ्क्त्यपेक्षया बोद्धव्या, एवमग्रेऽपि भाव्यमित्यादि." एवं चात्र पूर्वोक्तं द्विविधमन्तरं कथं संगच्छते ? तथाऽऽतपक्षेत्रं भिन्नमतेन अन्तरं च भिन्नमतेन, तदपि कथं युक्तमित्यादि बहुश्रुतेभ्यो भावनीयं ।

अस्मिन्नर्द्धे संख्ययाऽर्काश्चन्द्राश्च स्युर्द्विसप्ततिः ।
द्वीपे संपूर्णेऽत्र चतुश्चत्वारिंशं शतं हि ते ॥ १४ ॥
तथाहि—कालोदवार्द्धेरारभ्य, संख्यां शीतोष्णरोचिषाम् ।
निश्चेतुमेतत्करणं, पूर्वाचार्यैः प्ररूपितम् ॥ १५ ॥
विवक्षितद्वीपवार्द्धौ, ये स्युः शीतोष्णरोचिषः ।
त्रिघ्नास्ते प्राक्तनैर्जम्बूद्वीपादिद्वीपवार्द्धिगैः ॥ १६ ॥

---

ચંદ્ર સૂર્યની પક્તિ આવે છે પછી એકલાખ યોજન ગયે છતે બીજી પંક્તિ આવે છે. તેથી પ્રથમ પંક્તિ ગત ચંદ્ર સૂર્યના તાપની લંબાઈ પચાસ હજાર યોજન છે. જ્યારે એક સૂર્યથી બીજો સૂર્ય એકલાખ યોજને આવતો હોવાથી પહોળાઈ તેટલી જાણવી. આ વિચારણા પ્રથમ પંક્તિને આશ્રયીને જાણવી અને એ રીતે આગળ પણ સમજવું. ઇત્યાદિ. આ પ્રમાણ જો હોય તો પૂર્વોક્ત બે પ્રકારનુ આંતરૂ કઇ રીતે સંભવે ? આતપ ક્ષેત્ર ભિન્નમતે અને આંતરૂ ભિન્નમતે તે પણ કઈ રીતે સંભવે ? એ બધુ બહુશ્રુતો દ્વારા વિચારણીય છે.

બાકીના અર્ધપુષ્કરાર્ધમાં (માનુષોત્તર પર્વત પછીના પુષ્કરાર્ધમાં) બોત્તેર ચંદ્ર અને બોત્તેર સૂર્ય છે. તેથી પુષ્કરનામના સંપૂર્ણ દ્વીપમાં એકસોને ચુમાલીસ (૧૪૪) સૂર્યો અને (૧૪૪) એકસો ચુમાલીસ ચંદ્રો થાય છે. ૧૪.

કાલોદધિસમુદ્રથી માંડીને આગળ સર્વત્ર ચંદ્ર સૂર્યની સંખ્યાનો નિશ્ચય કરવા માટે પૂર્વાચાર્યોએ આ પ્રમાણે કરણ–રીત બતાવી છે. ૧૫.

તે આ રીતે–વિવક્ષિત દ્વીપ કે સમુદ્રમાં જેટલા ચંદ્રો કે સૂર્યો છે, તેને ત્રણ વડે ગુણી અને તેમાં પૂર્વનાં જંબૂદ્વીપાદિ–દ્વીપ–સમુદ્રનાં સૂર્ય–ચંદ્રની સંખ્યા ભેળવવાથી આગળ

१ शशिशशिनो रविरव्योश्चान्तरं लक्षं परस्परं चार्धलक्षं यदुक्तं तन्नासंगतं, पङ्क्त्योश्च लक्षान्तरितत्वान्नातपान्तरयोर्भिन्नमतत्वं ।

सूर्येन्दुभिर्मीलिताः स्युर्यावन्तः शशिभास्कराः ।
अनन्तरानन्तरे स्युर्द्वीपे तावन्त एव ते ॥ १७ ॥
चतुश्चत्वारिंशमेवं, शतं स्युः पुष्करेऽखिले ।
द्वयोस्तदर्द्धयोस्तस्माद् , द्विसप्ततिर्द्विसप्ततिः ॥ १८ ॥
एवं शेषेष्वपि द्वीपवार्द्धिष्विन्दुविवस्वताम् ।
अनेनैव करणेन, कार्यः संख्याविनिश्चयः ॥ १९ ॥
यतो मूलसंग्रहण्यां, तथा क्षेत्रसमासके ।
सर्वद्वीपोदधिगतार्केन्दुसंख्याभिधायकम् ॥ २० ॥
करणं ह्येतदेवोक्तं, जिनभद्रगणीश्वरैः ।
न चोक्तमपरं किंचित्करुणावरुणालयैः ॥ २१ ॥

तथा च मूलसंग्रहणीटीकायां हरिभद्रसूरिः—" एवंऽणंतराणंतरे खित्ते पुक्खरदीवे चोयालं चंदसयं हवइ, एवं शेषेष्वप्यमुनोपायेन चन्द्रादिसंख्या विज्ञेयेति " युक्ता चेयं व्याख्या, चन्द्रप्रज्ञप्तौ सूर्यप्रज्ञप्तौ जीवाभिगमे च सकलपुष्करवरद्वीपमाश्रित्येत्थमेव चन्द्रादिसंख्याभिधानात् , तथाहि तद्ग्रंथः—" पुक्खरवरदीवे णं भंते !

---

–આગળનાં સૂર્ય–ચંદ્રની સંખ્યા આવે છે. આ ગણત્રીએજ આખા પુષ્કર દ્વીપમાં એકસો ચુમાલીસ સૂર્યો અને ચંદ્રો થાય છે. તે આ પ્રમાણે–કાલોદધિ સમુદ્રમાં સૂર્ય ચંદ્રની સંખ્યા બેતાલીસ–બેતાલીસની છે અને તેને ત્રણ વડે ગુણવાથી (૪૨×૩=૧૨૬) એકસો છવ્વીસ આવે અને તેમાં જંબૂદ્વીપના બે, લવણના ચાર, ધાતકીખંડના બાર, એમ કુલ અઢાર મેળવતા આખા પુષ્કર દ્વીપમાં સૂર્યોની સંખ્યા એકસો ચુમાલીસની થાય છે. આજ રીતે ચંદ્રોમાં પણ સમજવું અને પુષ્કરદ્વીપના બીજા અર્ધમાં બહોંતેર–બહોંતેર સૂર્ય–ચંદ્ર થાય છે. આગળના દ્વીપ સમુદ્રોમાં પણ આજ કરણ–રીત મુજબ ચંદ્ર સૂર્યની સંખ્યાનો નિર્ણય કરવો ૧૬–૧૯.

કરૂણાના સાગર શ્રીજિનભદ્રગણી ક્ષમાશ્રમણે મૂલ સંગ્રહણીમાં અને ક્ષેત્રસમાસમાં સઘળા દ્વીપ અને સમુદ્રોમાં રહેલા સૂર્ય ચંદ્રની સંખ્યાને જણાવનારૂ આજ કરણ કહ્યું છે. બીજુ કહ્યું નથી. ૨૦–૨૧

મૂળ સંગ્રહણીની ટીકામાં શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કહે છે કે–" આ રીતે આગળ–આગળના ક્ષેત્રમાં પુષ્કરવરદ્વીપમાં જેમ એકસો ચુમાલીસ સૂર્યો બતાવ્યા, તેમ આજ ઉપાયથી સૂર્ય–ચંદ્રની સંખ્યા જાણવી. ચંદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ અને જીવાભિગમસૂત્રમાં આખા પુષ્કરવરદ્વીપને આશ્રયીને આ સંખ્યા કહેલી હોવાથી આ

दीवे केवइया चंदा पभासिंसु वा पभासंति वा पभासिस्संति वा ?, गो० ! चोयालं चंदसयं पभासिंसु वा पभासंति वा पभासिस्संति वा, चोयालं सूरियाण सयं तविंसु वा तवंति वा तविस्संति वा." इत्यादि.

तथा तस्मिन्नेवार्थे सूर्यप्रज्ञप्तौ संग्रहणीगाथाः—

"चोयालं चंदसयं चोयालं चेव सूरियाण सयं ।
पुक्खरवरमि दीवे चरंति एए पगासंता ॥ २२ ॥
चत्तारि सहस्साइं बत्तीसं चेव होंति नक्खत्ता ।
छच्च सया बावत्तर महागहा बारस सहस्सा ॥ २३ ॥
छन्नउइ सयसहस्सा चोयालीसं भवे सहस्साइं ।
चत्तारि च सयाइं तारागणकोडिकोडीणं ॥ २४ ॥"

ज्योतिष्करण्डकेऽप्याहुः—

"धायइसंडप्पभिई उद्दिट्ठा तिगुणिया भवे चंदा ।
आइल्लचंदसहिया ते हुंति अणंतरं परओ ॥ २५ ॥
आइच्चाणंपि भवे एमेव विही अणेण कायव्वा ।
दीवेसु समुद्देसु अ एमेव परंपरा जाण ॥ २६ ॥"

---

વ્યાખ્યા સંગત થાય છે. તે ગ્રંથ તેનો પાઠ આ રીતે છે "હે ભગવન્ પુષ્કરવર દ્વીપમાં કેટલા ચંદ્રો પ્રકાશ્યા હતા ? પ્રકાશે છે અને પ્રકાશસે ?

હે ગૌતમ એકસો ચુમાલીસ ચંદ્રો પ્રકાશ્યા હતા, પ્રકાશે છે અને પ્રકાશસે, એકસો ચુમ્માલીસ સૂર્યો તપ્યા હતા, તપે છે અને તપસે—ઇત્યાદિ સમજવુ

આજ અર્થ સંદર્ભમાં સૂર્યપ્રજ્ઞપ્તિમાં સંગ્રહણી ગાથા છે, તે આ રીતે.

એકસો ચુમ્માલીસ ચંદ્રો અને એકસો ચુમ્માલીસ સૂર્યો પુષ્કરવરદ્વીપને પ્રકાશિત કરતા ફરે છે. ૨૨

સમગ્ર પુષ્કરવરદ્વીપમાં ચારહજાર બત્રીસ (૪૦૩૨) નક્ષત્રો છે બારહજાર છસો બહોતેર (૧૨૬૭૨) મોટા ગ્રહો છે અને છન્નુલાખ ચુમ્માલીસ હજાર ચારસો (૯૬૪-૪૪૦૦) કોડાકોડી તારાઓ છે ૨૩–૨૪

જ્યોતિષકરંડકમા પણ કહ્યું છે કેઃ—

ધાતકીખંડથી આગળ આગળના દ્વીપ સમુદ્રોમાં ચંદ્રસૂર્યને જાણવા માટે પાછળના દ્વીપ કે સમુદ્રના ચંદ્ર સૂર્યની સંખ્યાને ત્રણ ગુણી કરી, જંબૂદ્વીપથી લઈને તે દ્વીપ કે સમુદ્રની આગળના સર્વે ચંદ્ર સૂર્યો તેમાં ભેળવવાથી, તે તે દ્વીપ સમુદ્રના ચંદ્ર સૂર્યની સંખ્યા નિશ્ચિત થાય છે. આ પરંપરા પદ્ધતિ સર્વત્ર સમજવી. ૨૫–૨૬.

अनन्तरं नरक्षेत्रात्सूर्यचंद्राः कथं स्थिताः ? ।
तदागमेषु गदितं, सांप्रतं नोपलभ्यते ॥ २७ ॥
केवलं चन्द्रसूर्याणां, यत्प्राक्कथितमन्तरम् ।
तदेव सांप्रतं चन्द्रप्रज्ञप्त्या दिषु दृश्यते ॥ २८ ॥

तथोक्तं चन्द्रप्रज्ञप्तिसूत्रे जीवाभिगमसूत्रे च—

“ चंदाओ सूरस्स य सूरा चंदस्स अंतरं होइ ।
पन्नास सहस्साइं जोअणाणं अणूणाइं ॥ २९ ॥
सूरस्स य सूरस्स य ससिणो ससिणो य अंतरं दिट्ठं ।
बहियाउ माणुसनगस्स जोयणाणं सयसहस्सं ॥ ३० ॥
सूरंतरिया चंदाचंदंतरिया य दिणयरा दित्ता ।
चित्तंतरलेसागा सुहलेसा मंदलेसा य ॥ ३१ ॥”

ततश्च—एषां संभाव्यते चन्द्रप्रज्ञप्त्याद्यनुसारतः ।
सूचीश्रेण्या स्थितिर्नैव, श्रेण्या परिरयाख्यया ॥ ३२ ॥

---

મનુષ્યક્ષેત્રની બહાર સૂર્યચંદ્ર કઈ રીતે રહેલ છે, તે આગમોક્ત વાતો વર્તમાનમાં ક્યાંય પ્રાપ્ત થતી નથી. કેવલ ચંદ્ર સૂર્યનું આંતરૂ જે પૂર્વે કહી ગયા છીએ, તે જ વર્તમાનમાં ચંદ્રપ્રજ્ઞપ્તિ આદિ ગ્રંથોમાં દેખાય છે. ૨૭-૨૮.

ચંદ્રપ્રજ્ઞપ્તિ તથા જીવાભિગમસૂત્રમાં કહ્યું છે કેઃ-

“ ચંદ્રથી સૂર્યનુ અને સૂર્યથી ચંદ્રનુ આંતરૂ સંપૂર્ણ પચાસહજાર (૫૦૦૦૦) યોજન છે. ૨૯.

માનુષોત્તર પર્વત પછી સૂર્યથી સૂર્યનુ અને ચંદ્રથી ચંદ્રનુ આંતરૂ એકલાખ યોજનનું (૧,૦૦૦૦૦) છે. ૩૧.

બે સૂર્યની વચ્ચે ચંદ્ર અને બે ચંદ્રની વચ્ચે સૂર્ય—આ સ્થિતિ ત્યાંની છે અને શુભ (સુંદર) અને મંદ (સૌમ્ય) લેશ્યાવાળા, તે ચંદ્ર સૂર્ય છે અને વચ્ચે ચિત્ર (મિશ્ર) લેશ્યાવાળા છે (અર્થાત્ સૂર્ય ચંદ્ર બન્નેનો પ્રકાશ જ્યાં ભેગો થતો હોય, ત્યાં ચિત્ર લેશ્યા જાણવી.) ૩૧.

તેથી ચંદ્રપ્રજ્ઞપ્તિ આદિ ગ્રંથોને અનુસારે આ ચંદ્ર-સૂર્યની સુચી શ્રેણી (સમાન લાઈન નથી ઘટતી પરંતુ વલયાકાર શ્રેણી સંભવે છે.) ૩૨.

तथोक्तं जीवाभिगमवृत्तौ सूर्यसूर्यान्तरसूत्रव्याख्याने—" एतच्चैवमन्तरपरिमाणं सूचीश्रेण्या प्रतिपत्तव्यं, न वलयाकारश्रेण्ये"ति, संग्रहणीलघुवृत्तेरप्ययमेवाभिप्रायः,

यथागमं भावनीयमन्यथा वा बहुश्रुतैः ।
श्रेयसेऽभिनिवेशोऽर्थे, न ह्यागमाविनिश्चिते ॥ ३३ ॥

चन्द्रार्कपङ्क्तिविषये, नरक्षेत्राद्बहिः किल ।
मतान्तराणि दृश्यन्ते, भूयांसि तत्र कानिचित् ॥ ३४ ॥

अनुग्रहार्थं शिष्याणां, दर्श्यन्ते प्रथमं त्विदम् ।
दिगंबराणां तत्कर्मप्रकृत्यादिषु दर्शनात् ॥ ३५ ॥ युग्मं ।

लक्षार्द्धातिक्रमे मर्त्योत्तरशैलादनन्तरम् ।
वृत्तक्षेत्रस्य विष्कम्भः, संपद्यते इयानिह ॥ ३६ ॥

षट्चत्वारिंशता लक्षैर्मितोऽस्य परिधिः पुनः ।
कोट्येका पञ्चचत्वारिंशता लक्षैः समन्विता ॥ ३७ ॥

षट्चत्वारिंशत्सहस्राः, शतैश्चतुर्भिरन्विताः ।
सप्तसप्तत्यभ्यधिका, योजनानामुदीरिताः ॥ ३८ ॥

---

આજ વાત જીવાભિગમ સૂત્ર વૃત્તિમાં સૂર્યથી સૂર્યનું આંતરુ બતાવનારા સૂત્રની વ્યાખ્યામાં કહ્યું છે કેઃ—

આ આંતરનુ માપ સુચી શ્રેણીથી જાણવું પરંતુ વલયાકારે નહિ અને સંગ્રહણીની લઘુવૃત્તિનો પણ આજ અભિપ્રાય છે

આગમદ્વારા પણ જેનો નિશ્ચય થઈ શકે તેવો ન હોય, એવા અનિશ્ચત પદાર્થોમાં આગ્રહ ન કરવો, તે જ શ્રેયસ્કર છે આવા સમયે આગમાનુસાર અથવા બહુશ્રુતો દ્વારા વિચારો પદાર્થો ભાવવા ૩૩.

મનુષ્યક્ષેત્રની બહાર ચંદ્ર અને સૂર્યની પંક્તિના વિષયમાં ઘણા મતાંતરો દેખાય છે. તેમાંથી શિષ્યોના ઉપકારના માટે કેટલાક મતો બતાવાય છે તેમાં પ્રથમ દિગંબરાનો મત તેમની કર્મપ્રકૃતિ ગ્રંથના આધારે બતાવાય છે. ૩૪-૩૫

માનુષોત્તર પર્વત પછી પચાસ હજાર યોજન ગયે છતે, ગોળાકાર ક્ષેત્રની પહોળાઈ છેતાલીસલાખ (૪૬૦૦૦૦૦) યોજનની થાય છે અને તે ક્ષેત્રની પરિધિ એકક્રોડ, પીસ્તાલીસલાખ, છેતાલીસહજાર, ચારસો સીત્તોતેર (૧,૪૫,૪૬,૪૭૭) યોજનની કહી છે. ૩૬-૩૮.

प्रतियोजनलक्षं चैकैकसूर्येन्दुभावतः ।
प्रत्येकमाद्याल्यां पञ्चचत्वारिंशं शतं तयोः ॥ ३९ ॥
पूर्वोक्तपरिधौ कोटेर्लक्षेभ्यश्चाधिकस्य तु ।
विभक्तस्य नवत्याढयद्विशत्या शशिभास्करैः ॥ ४० ॥
लब्धे क्षिप्ते चन्द्रसूर्यान्तरेषु स्यात्तदन्तरम् ।
लक्षार्द्धं किञ्चिदधिकषष्टियुक्तशताधिकम् ॥ ४१ ॥
लक्षान्तरे द्वितीयैवं, पङ्क्तिर्लोकान्तसीमया ।
योजनलक्षान्तरालाः, स्युः सर्वा अपि पङ्क्तयः ॥ ४२ ॥
तथा—यावल्लक्षप्रमाणो यो, द्वीपो वाऽप्यथवाऽम्बुधिः ।
स्युस्तावत्यः परिरयश्रेण्यस्तत्रेन्दुभास्वताम् ॥ ४३ ॥
वृद्धिः पङ्क्तौ द्वितीयस्यामाद्यपङ्क्तेरनन्तरम् ।
षण्णां प्रत्येकमर्काणामिन्दूनां च निरूपिता ॥ ४४ ॥
तृतीयस्यां तु सप्तानां, वृद्धिः षण्णां ततो द्वयोः ।
पुनः पङ्क्तौ तृतीयस्यां, सप्तानां वृद्धिरेव हि ॥ ४५ ॥

---

દરેક એકેકલાખ યોજને એક ચંદ્ર અને સૂર્ય હોવાથી એક પંક્તિમાં એકસોને પીસ્તાલીસ ચંદ્ર સૂર્યો થયા. ૩૯.

પૂર્વે કહેલ પરિધિમાં, ચંદ્ર સૂર્યનુ આંતર કેટલું થાય? તે જણાવતા કહે છે કે ક્રોડલાખ અને તેથી અધિક (૧૪૫૪૬૪૭૭) આ જે પરિધિની સંખ્યા કહેલી છે, તેને બસોનેવું ચંદ્ર સૂર્યની સંખ્યા વડે ભાગવી, તેમાં જે પ્રાપ્ત થાય; તે જ એટલે કે પચાસ-હજાર એકસોને સાઇઠ (૫૦૧૬૦) યોજનનુ ચંદ્ર સૂર્યના વચગાળાનું અંતર છે. ૪૦-૪૧

આ પ્રમાણે લાખયોજન બાદ બીજી પંક્તિ છે. આ રીતે લોકના છેડાસુધી લાખ-લાખ યોજનના આંતરાવાળી સર્વ પંક્તિઓ રહેલી છે. ૪૨.

જેટલા લાખયોજન પ્રમાણ દ્વીપ કે સમુદ્ર હોય, તેટલી ગોળાકારે સૂર્ય ચંદ્રની શ્રેણીઓ છે. ૪૩.

પ્રથમ પંક્તિગત ચંદ્ર-સૂર્ય કરતાં બીજી પંક્તિમાં છ-છ ચંદ્ર અને સૂર્યો વધે છે અને ત્રીજીમાં સાત સાતની વૃદ્ધિ સમજવી. પછી એ પંક્તિમાં પુનઃ છ છની વૃદ્ધિ સમજવી. પછીની જે ત્રીજી આવે તેમાં સાત સાત ચંદ્ર સૂર્યની વૃદ્ધિ સમજવી. ૪૪-૪૫.

तथाहि–पङ्क्त्योर्द्वयोर्योजनानां, लक्षमन्तरमेकतः ।
परतोऽप्यन्तरं तावत्ततो लक्षद्वयाधिके ॥ ४६ ॥
विष्कम्भे पूर्वविष्कम्भात्, प्रतिपंक्ति विवर्द्धते ।
लक्षद्वयं योजनानां, तस्यायं परिधिर्भवेत् ॥ ४७ ॥
लक्षाणि षड् योजनानां, द्वात्रिंशच्च सहस्रकाः ।
पञ्चपञ्चाशदाढ्यानि, चत्वार्येव शतानि च ॥ ४८ ॥
पूर्वपूर्वपङ्क्तिगतपरिधिष्वस्य योजनात् ।
अग्याग्यपङ्क्तिपरिधिः, सर्वत्र क्षेप एष वै ॥ ४९ ॥
अथैतस्यादिमपङ्क्तिपरिधौ क्षेपतः किल ।
द्वितीयपङ्क्तिसंबंधी, परिधिः स भवेदियान् ॥ ५० ॥
एकपञ्चाशता लक्षैरेका कोटी समन्विता ।
अष्टसप्तत्या सहस्रैर्द्वात्रिंशैर्नवभि शतैः ॥ ५१ ॥
षडेव लक्षाः पूर्वस्मात्परिधेरधिकास्ततः ।
षण्णां वृद्धिः प्रतिलक्षमेकैकार्कैंदुवृद्धितः ॥ ५२ ॥
एवंपङ्क्तौ द्वितीयस्यां, संमिता लक्षसंख्यया ।
प्रत्येकमेकपञ्चाशं, शतमिन्दुदिवाकराः ॥ ५३ ॥

---

તે આ રીતઃ–બે પંક્તિનુ એકબાજુનું આંતરૂ એકલાખ યોજનનું છે અને બીજી બાજુનું પણ આંતરૂ એકલાખ યોજનનું છે પૂર્વ વિષ્કંભથી બે લાખ યોજન દરેક પંક્તિએ વધે છે અને તે બેલાખ યોજનની પરિધિ છલાખ, બત્રીસહજાર, ચારસો પંચાવન ( ૬૩૨૪૫૫ ) યોજન થાય છે. ૪૬–૪૮.

પૂર્વ–પૂર્વ પંક્તિગત પરિધિમાં પરિધિ ઉમેરવાથી આગળ આગળની પંક્તિની પરિધિ આવે છે. આ રીતે સર્વત્ર ઉમેરવું ૪૯

આ રીતે પ્રથમ પંક્તિની પરિધિમાં ઉક્ત સંખ્યા ઉમેરવાથી બીજી પંક્તિ સંબંધી પરિધિ થાય છે–તે આ રીતે–એકક્રોડ, એકાવનલાખ, અઠ્યોતેરહજાર, નવસો બત્રીસ (૧,૫૧,૭૮,૯૩૨) યોજનની બીજી પંક્તિગત ક્ષેત્રની પરિધિ થાય છે ૫૦–૫૧

પૂર્વોક્ત પરિધિમાં છ લાખની વૃદ્ધિ થવાથી અને દરેક લાખયોજને એકેક ચંદ્ર સૂર્યની વૃદ્ધિ થવાથી ૬–૬ ચંદ્ર સૂર્યની વૃદ્ધિ થાય છે. ૫૨

આ રીતે બીજી પંક્તિમાં એકેક લાખની સંખ્યા વડે ભેગા કરાયેલ એકસોને એકાવન (૧૫૧) ચંદ્રો અને તેટલાજ સૂર્યો થાય છે ૫૩

द्वितीयपङ्क्तिपरिधौ, ततः क्षेपाङ्कयोगतः ।
तृतीयपङ्क्तिपरिधिरेतावानिह जायते ॥ ५४ ॥
एका कोटयष्टपञ्चाशल्लक्षाण्येकादशापि च ।
सहस्राणि त्रिशती च सप्ताशीतिसमन्विताः ५५ ॥
पूर्वस्मात्परिधेः सप्त. लक्षा जाता इहाधिकाः ।
वृद्धिस्ततस्तृतीयस्यां, सप्तानामिन्दुभास्वताम् ॥ ५६ ॥
तुर्यपञ्चम्योस्तु पङ्क्तयोः, षण्णां षण्णां ततः परम् ।
वृद्धिः षष्ठ्यां तु सप्तानां, षण्णां षण्णां ततो द्वयोः ॥ ५७ ॥
लोकान्तं यावदाधिक्यमेवमिन्दुविवस्वताम् ।
वाच्यमेवं पुष्करोत्तरार्द्धेऽष्टास्वपि पङ्क्तिषु ॥ ५८ ॥
सप्तत्रिंशदधिकानि, शतान्येव त्रयोदश ।
प्रत्येकमिन्दुसूर्याणां, भवन्ति सर्वसंख्यया ॥ ५९ ॥

एतदर्थसंग्राहिकाश्च पूर्वाचार्यकृता एव इमा गाथा :–

"माणुसनगाओ परओ लक्खद्ध होई खेत्तविक्खंभो ।
छायालीसं लक्खा परिही तस्सेगकोडी उ ॥ ६० ॥

---

બીજી પંક્તિની પરિધિમાં ઉક્ત છ લાખ, બત્રીશહજાર, ચારસોને પંચાવનની (૬,૩૨,૪૫૫) સંખ્યા ઉમેરતા ત્રીજી પંકિતની પરિધિ એકક્રોડ અટ્ઠાવનલાખ અગીયાર-હજાર ત્રણસો સત્યાસી (૧,૫૮,૧૧,૩૮૭) યોજન થાય છે. ૫૪--૫૫.

પૂર્વોક્ત જે બીજી પંક્તિની પરિધિની સંખ્યા છે, તેમાં સાતલાખની વૃદ્ધિ થઈ હોવાથી, આ ત્રીજી પંક્તિમાં સાત–સાત ચંદ્ર સૂર્યની વૃદ્ધિ થાય છે. ૫૬.

ચોથી અને પાંચમી પંક્તિની પરિધિમાં છ–છલાખની વૃદ્ધિ થતી હોવાથી ચોથી અને પાંચમી પંક્તિમાં છ છ સૂર્ય–ચંદ્રની વૃદ્ધિ થાય અને પછીની જે છઠ્ઠી પંક્તિ તેમાં સાતલાખની વૃદ્ધિ થતી હોવાથી ત્યાં સાત સાત ચંદ્ર સૂર્યની વૃદ્ધિ થાય અને પછી આગળની બે પંક્તિમાં છ છ ચંદ્ર સૂર્યની વૃદ્ધિ. આ રીતે લોકાંત સુધી ચંદ્ર સૂર્યની વૃદ્ધિ કરવી. ૫૭–૫૮.

પુષ્કરવર દ્વીપના ઉત્તરાર્ધમાં આઠ પંક્તિઓમાં તેરસોને સત્તાવીશ (૧૩૨૭) ચંદ્રો અને તેરસો સત્તાવીશ (૧૩૨૭) સૂર્યો ની સંખ્યા કહેલ છે ૫૯.

આ જ અર્થનુ પ્રતિપાદન કરતી પૂર્વાચાર્ય કૃત ગાથાઓ આ પ્રમાણે છે.

માનુષોત્તર પર્વત પછી પચાસહજાર યોજન ગયાબાદ, ત્યાંનો ક્ષેત્ર વિષ્કંભ છેતાલીસલાખ યોજન થાય છે અને તેની પરિધિ એકક્રોડ, પીસ્તાલીસલાખ, છેતાલીસહજાર,

पणयालीसं लक्खा छायालीसं च जोअणसहस्सा ।
चउरो सयाइं तह सत्तहत्तरी जोअणाणं तु ॥ ६१ ॥
साहिअजोअणलक्खद्धंतरठिय ससीण सूराणं ।
पंतीए पढमाए पणयालसयं तु पत्तेयं ॥ ६२ ॥
तप्परओ पंतीओ जोअणलक्खंतराओ सव्वाओ ।
जो जइलक्ख दीवुदहि तत्थ तावइय पंतीओ ॥ ६३ ॥
वुड्ढी दुइयगपंतीओ छण्ह तइयाए होइ सत्तण्हं ।
तप्परओ दुदु पंती छगवुड्ढी तइय सगवुड्ढी ॥ ६४ ॥
मतान्तरं करणविभावनायामिदं स्मृतम् ।
लक्षार्द्धातिक्रमे पङ्क्तिराद्यामर्त्योत्तराचलात् ॥ ६५ ॥
द्विसप्ततिः शशभृतां, द्विसप्ततिश्च भास्वताम् ।
चतुश्चत्वारिंशमाद्यपङ्क्तावेवं शतं भवेत् ॥ ६६ ॥
यावद्योजनलक्षाणि, द्वीपः पाथोनिधिश्च यः ।
पङ्क्तयस्तत्र तावत्यो, मतेऽत्रापि समं ह्यदः ॥ ६७ ॥

---

ચારસો સીત્તોતેર (૧,૪૫,૪૬,૪૭૭) યોજન થાય છે અને સાધિક પચાસહજાર યોજનના આંતરે રહેલ ચંદ્ર અને સૂર્યની પ્રથમ પંક્તિમાં એકસો પીસ્તાલીસ ચંદ્ર અને એકસોને પીસ્તાલીસ સૂર્ય હોય છે, અને ત્યાર પછી લાખ લાખ યોજનને અંતરે દરેક પંક્તિઓ છે અને જે જે દ્વીપ કે સમુદ્ર જેટલા લાખ યોજનની પહોળાઈવાળો હોય, ત્યાં તેટલી ચંદ્ર સૂર્યની પંક્તિઓ જાણવી, અને બીજી પંક્તિમાં છ-છ ચંદ્ર સૂર્યની વૃદ્ધિ અને ત્રીજીમાં સાત સાત ચંદ્ર સૂર્યની વૃદ્ધિ થાય છે, અને ત્યાર પછી દરેક બે પંક્તિમાં છ–છની વૃદ્ધિ અને ત્રીજીમાં સાત–સાતની વૃદ્ધિ થાય છે. ૬૦–૬૪.
( આ પ્રમાણે દિગંબરોનો મત પૂર્ણ થયો. )

દ્વીપ સમુદ્રમાં ચંદ્ર સૂર્યની સંખ્યા વિષયક કરણની વિચારણામાં નીચે મુજબનો બીજો મત પણ કહેલ છે કેઃ–

માનુષોત્તર પર્વત પછી પચાસ હજાર યોજન ગયા બાદ પ્રથમ પંક્તિ ( ચંદ્ર સૂર્યની ) આવે છે. ૬૫.

તે પ્રથમ પંક્તિમાં બહોતેર (૭૨) ચંદ્રો અને તેટલાજ સૂર્યો રહેલ છે, તે બન્ને મળીને એકસોને ચુમાલીસ (૧૪૪) થાય છે. ૬૬.

આ મતમાં પણ જેટલા લાખ યોજન પ્રમાણ દ્વીપ કે સમુદ્ર હોય, તેટલી પંક્તિઓ ચંદ્ર સૂર્યની કહેલી છે. આ વાત બન્ને મત મુજબ સમાન છે. ૬૭.

भान्विन्द्वोः समुदितयोस्ततः शेषासु पंक्तिषु ।
चतुष्कस्य चतुष्कस्य, वृद्धिर्लोकान्तसीमया ॥ ६८ ॥
एवं च पङ्क्तावष्टम्यां, द्वीपार्द्धेऽत्रेन्दुभास्वताम् ।
संजातं समुदितानां, द्विसप्तत्यधिकं शतम् ॥ ६९ ॥
एवं च पुष्करार्द्धेऽस्मिन्, समुदितेन्दुभास्वताम् ।
शतानि द्वादश चतुःषष्टिश्च सर्वसंख्यया ॥ ७० ॥
तत्तत्पंक्तिस्थपरिधौ, स्वस्वभान्विन्दुभाजिते ।
लब्धमन्तरमर्केन्द्वोर्द्विघ्नमिन्द्वोस्तथाऽर्कयोः ॥ ७१ ॥
यथाऽऽद्यपंक्तिसंबन्धिपूर्वोक्तपरिधौ किल ।
चतुश्चत्वारिंशशताऽर्केंदुभक्ते भवेदिदम् ॥ ७२ ॥
लक्षमेकं सहस्रं च, स्फुटं सप्तदशोत्तरम् ।
चतुश्चत्वारिंशशतभक्तस्य योजनस्य च ॥ ७३ ॥
एकोनत्रिंशदंशाश्चा- र्केन्द्वोरेतन्मिथोऽन्तरम् ।
अस्मिंश्च द्विगुणेऽन्योऽन्यं, भान्वोरिन्द्वोश्च तद्भवेत् ॥ ७४ ॥

---

પરંતુ આ મત મુજબ પ્રત્યેક પંક્તિમાં બે બે ચંદ્રો અને સૂર્યો મળી ચાર ચારની વૃદ્ધિ લોકાન્ત સુધી જાણવી. ૬૮

આ રીતે આ દ્વીપાર્ધની આઠ પંક્તિમાં ચંદ્ર સૂર્યનો સરવાળો એકસોને બહોતેર (૧૭૨) થાય છે ૬૯.

આ મત મુજબ બાકીના પુષ્કરાર્ધમાં ચંદ્ર સૂર્યની સર્વ સંખ્યા બારસો ચોસઠ (૧૨૬૪) થાય છે. ૭૦.

તે તે પંક્તિમાં રહેલ પરિધિની સંખ્યાને તે તે પંક્તિગત ચંદ્ર સૂર્યની સંખ્યા વડે ભાગવાથી સૂર્ય ચંદ્રનુ આંતરૂ આવે છે, અને ચંદ્રથી ચંદ્રનુ અને સૂર્યથી સૂર્યનું આંતરૂ ડબલ કરવુ ૭૧

આદ્ય પંક્તિગત પરિધિની સંખ્યાને એકસો ચુમાલીસ સ્વરૂપ ચંદ્ર સૂર્યની સંખ્યા વડે ભાગતા નીચે મુજબ ચંદ્ર સૂર્યનુ આંતરૂ આવે છે, તે આ રીતે–એકલાખ, એકહજાર, સત્તર યોજન અને એક યોજનના એકસો ચુમાલીસ અંશ કરીયે તેમાંના ઓગણત્રીશ અંશ (૧૦૧૦૧૭ ૨૯/૧૪૪) અને આ જ સંખ્યાને ડબલ કરવાથી, ચંદ્રથી ચંદ્રનું અને સૂર્યથી સૂર્યનું આંતરૂ આવે છે તે આ રીતે–બેલાખ, બેહજાર, ચોત્રીશ (૨૦૨૦૩૪ ૫૮/૧૪૪ યોજન ૨૦૨૦૩૪ ૫૮/૧૪૪) થાય છે. ૭૨–૭૪.

द्विगुण्यायात्र भागानां, द्वाभ्यां खल्वपवर्त्यते ।
छेदकात् छेदके तष्टे, ह्यंशराशिर्भवेन्महान् ॥ ७५ ॥
मतेऽस्मिंश्च प्रतिद्वीपवार्द्धीन्दुतिग्मरोचिषाम् ।
संख्याभिधायि करणं, न प्रोक्तं विस्तृतेर्भिया ॥ ७६ ॥
तदर्थिभिस्तु करणविभावना विभाव्यताम् ।
पूर्वसंग्रहणीटीका, कृता वा मलयर्षिभिः ॥ ७७ ॥

एतन्मतसंग्राहिके च गाथे इमे—

"चोयालसयं पढमिल्लुयाएँ पंतीइ चंदसूराणं ।
तेण परं पंतीओ चउउत्तरियाएँ वुड्ढीए ॥ ७८ ॥
बावत्तरि चंदाणं बावत्तरि सूरियाण पंतीओ ।
पढमाए अंतरं पुण चंदा चंदस्स लक्खदुगं ॥ ७९ ॥"

अत्र 'लक्खदुगं'त्ति लक्षद्विकं चिंशत्या शतैश्चतुस्त्रिंशैर्योजनस्य द्विसप्ततितमैरेकोनत्रिंशद्भागैरधिकं बोद्धव्यं ।

श्रेणिः परिरयाख्यैव, मतयोरेतयोर्द्वयोः ।
न तु सूचीश्रेणिरत्र, वेत्ति तत्त्वं तु केवली ॥ ८० ॥

---

આ ભાગની રાશિને ડબલ કરવા માટે પહેલા બે વડે ગુણવા, બે વડે ગુણ્યા બાદ, ૨ વડે ૧૪૪નો છેદ ઉડાવતાં ભાગાકાર ૭૨ આવ્યો. તેથી $\frac{૨૯}{૭૨}$ અંશ થયુ $\frac{૨૯}{૧૪૪}\times\frac{૨}{૧}=\frac{૨૯}{૭૨}$ ૭૫.

આ મતમાં દરેક દ્વીપ સમુદ્રના સૂર્ય ચંદ્રની સંખ્યાને બતાવનારૂં કરણ વિસ્તારના ભયથી બતાવ્યું નથી. ૭૬.

તે વિસ્તૃત કરણના અર્થીઓએ કરણ વિભાવના સ્વયં સમજી લેવી, અથવા તો શ્રી મલયગિરિજી મહારાજે પૂર્વ સંગ્રહણીની ટીકામાં કહેલું જ છે. ૭૭.

આ મતનો સંગ્રહ કરનારી આ બે ગાથા છે.

પ્રથમ પંક્તિમાં સૂર્ય ચંદ્ર એકસો ચુમાલીસ (૧૪૪) છે, ત્યાર બાદ ચાર ચારની વૃદ્ધિથી પંક્તિઓ છે ૭૮.

સૂર્ય ચંદ્રની બોત્તેર-બોત્તેર પંક્તિઓ છે, એક ચંદ્રથી બીજા ચંદ્રનું અંતર બે લાખ યોજન જ છે. ૭૯.

અહિં બે લાખ યોજન જે કહ્યા છે, તેમાં ૨૦૩૪$\frac{૨૯}{૭૨}$ યોજન અધિક સમજી લેવા.

આ બન્ને મતમાં શ્રેણિ ગોળાકારે સમજવી (પરિરય શ્રેણિ) પરંતુ સુચી શ્રેણિ નહીં. આ વિષયમાં તત્ત્વ તો કેવલી ગમ્ય છે. ૮૦.

योगशास्त्रचतुर्थप्रकाशवृत्तावप्युक्तं–

मानुषोत्तरात्परतः पञ्चाशता योजनसहस्रैः परस्परमन्तरिताश्चन्द्रान्तरिताः सूर्याः सूर्यान्तरिताश्चन्द्रा मनुष्यक्षेत्रीयचन्द्रसूर्यप्रमाणाद् यथोत्तरं क्षेत्रपरिधेर्वृद्ध्या संख्येया वर्द्धमानाः शुभलेश्या ग्रहनक्षत्रतारापरिवारा घंटाकारा असङ्ख्येया आस्वयंभूरमणाल्लक्षयोजनान्तरिताभिः पंक्तिभिस्तिष्ठन्ती" ति, तथा परिशिष्टपर्वण्यपि श्रीहेमचन्द्रसूरिभिः परिरयश्रेणिरेवोपमिता, तथाहि राजगृहवप्रवर्णने–

'तत्र राजतसौवर्णैः, प्राकारः कपिशीर्षकैः ।
भाति चन्द्रांशुमद्भिर्व्यैर्मनर्योत्तर इवाचलः ॥ ८०A ॥"

इति परिरयश्रेणिः ॥

परतः पुष्करद्वीपात्पुष्करोदः पयोनिधिः ।
समन्ततो द्वीपमेनमवगूह्य प्रतिष्ठितः ॥ ८१ ॥
अतिपथ्यमतिस्वच्छं, जात्यं लघु मनोरमम् ।
स्फुटस्फटिकरत्नाभमस्य वारि सुधोपमम् ॥ ८२ ॥

---

યોગશાસ્ત્રના ચોથા પ્રકાશની ટીકામાં પણ કહ્યું છે કેઃ–

માનુષોત્તર પર્વતથી આગળ પચાસહજાર યોજનના આંતરે ચંદ્ર અને પચાસહજાર યોજનના આંતરે સૂર્ય રહેલ છે, તે આ પ્રમાણે–૨ ચંદ્રો સૂર્યાન્તરિત છે અને ૨ સૂર્યો ચંદ્રાંતરિત છે. આ ચંદ્ર સૂર્યો ( વિમાનો ) ઉંચા છે ? તેનુ વર્ણન કરતા કહે છેઃ– મનુષ્યક્ષેત્રના ચંદ્ર સૂર્ય વિમાનોના પ્રમાણથી આગળ આગળ ક્ષેત્રની પરિધિની વૃદ્ધિના કારણે સંખ્યાત ગુણા, શુભ લેશ્યા ( શુભકાંતિ ) વાળા, ગ્રહ, નક્ષત્ર, તારાના પરિવારથી પરિવરિત, ઘંટાનાં આકારવાળા એવા અસંખ્યાતા ચંદ્ર સૂર્યો છેક સ્વયંભૂરમણ સમુદ્ર સુધી લાખ લાખ યોજનના આંતરે પંક્તિબદ્ધ રહેલ છે.

પૂજ્ય કલિકાલસર્વજ્ઞ આચાર્યદેવેશ શ્રી હેમચંદ્રસુરીશ્વરજી મહારાજાએ પરિશિષ્ટ પર્વમાં પણ પરિરયશ્રેણિની જ ઉપમા આપેલ છે, તે આ પ્રમાણે–રાજગૃહ નગરના વપ્રના વર્ણનમાં કહ્યું છે, કે–જેમ ચંદ્ર સૂર્યના બિંબ વડે માનુષોત્તર પર્વત શોભે છે, તેમ રજત સુવર્ણના કાંગરાવડે રાજગૃહ નગર શોભે છે. ૮૦ A.

( ઇતિ પરિરય શ્રેણિ )

પુષ્કરદ્વીપની પછી પુષ્કરોદ નામનો સમુદ્ર આવે છે. આ સમુદ્ર દ્વીપની ચારે બાજુથી વીંટળાઈને રહેલો છે. ૮૧.

આ સમુદ્રનુ પાણી, અતિ પથ્ય, અતિહિતકારી, સુંદર, સ્વચ્છ, શ્રેષ્ઠજાતનું વજનમાં લઘુ, આહ્લાદક શુદ્ધ સ્ફટિક રત્નની પ્રભા જેવું ઉજ્જવળ અને અમૃત જેવું છે. ૮૨.

सदा सपरिवाराभ्यां, भासुराभ्यां महौजसा ।
श्रीधरश्रीप्रभाभिख्यदैवताभ्यामहर्निशम् ॥ ८३ ॥
इन्द्वर्काभ्यां पुष्करवद्विभात्यस्योदकं यतः ।
पुष्करोदस्तत एष, भुवि ख्यातः पयोनिधिः ॥ ८४ ॥
अस्य योजनलक्षाणि, द्वात्रिंशच्चक्रवालतः ।
विस्तारः परिधिस्त्वस्य, भाव्यो व्यासानुसारतः ॥ ८५ ॥
परतः पुष्कराम्भोधेर्द्वीपोऽस्ति वारुणीवरः ।
सद्वारुणीव वाप्यादौ, जलमस्येत्यसौ तथा ॥ ८६ ॥
देवौ द्वावत्र वरुणवरुणप्रभसंज्ञितौ ।
तत्स्वामिकत्वाद्वरुणवरोऽप्येष निगद्यते ॥ ८७ ॥
चतुःषष्टिर्योजनानां, लक्षाणि चैष विस्तृतः ।
चक्रवालतया ज्ञेयः, परिधिस्त्वस्य पूर्ववत् ॥ ८८ ॥
वारुणीवरोदनामा, द्वीपादस्मात्परोऽम्बुधिः ।
मदकारिवरास्वादोदकप्राग्भारभासुरः ॥ ८९ ॥

---

પરિવાર યુક્ત મહાતેજથી દેદીપ્યમાન એવા શ્રીધર અને શ્રીપ્રભ નામના બે દેવતાવડે આ સમુદ્ર હમેશા શોભે છે ૮૩.

સૂર્ય અને ચંદ્ર વડે આનુ પાણી જાણે કમલ યુક્ત હોય, તેમ શોભે છે તેથી આ સમુદ્ર, પૃથ્વી ઉપર પુષ્કરોદ નામથી પ્રખ્યાત છે. ૮૪

આ સમુદ્રનો વિસ્તાર ગોળાકારે બત્રીશલાખ યોજન (૩૨,૦૦,૦૦૦) છે, અને એની પરિધિ વ્યાસ અનુસારે સમજી લેવી. ૮૫

આ પુષ્કરોદ સમુદ્રની પછી, વારૂણીવર નામનો દ્વીપ છે. આ દ્વીપની વાપી આદિમાં પાણી, વારૂણી (મદિરા)ના સ્વાદ જેવુ છે, તથા વરૂણ અને વરૂણપ્રભ નામના બે દેવો આ દ્વીપના સ્વામી છે, તેથી આ દ્વીપ વરૂણવર પણ કહેવાય છે. આ દ્વીપનો વિસ્તાર ગોળાકારે ચોસઠલાખ (૬૪,૦૦,૦૦૦) યોજન છે અને તેની પરિધિ, તે પૂર્વવત્ (એટલે કે વ્યાસના આધારે) વિચારી લેવી. ૮૬–૮૮.

આ દ્વીપથી આગળ વારૂણીવરોદ નામનો સમુદ્ર છે જે માદક અને સ્વાદીષ્ટ પાણીના સમૂહથી શોભે છે. ૮૯.

सुजातपरमद्रव्यसम्मिश्रमदिरारसात् ।
अतिस्वादूदकयोगात्, ख्यातोऽयं तादृशाभिधः ॥ ९० ॥
वारुणिवारुणकान्तस्वामिकयोगतोऽथवा ।
स्याद्वारुणवरोदाख्यो, वरुणोदोऽप्ययं भवेत् ॥ ९१ ॥
एका योजनकोट्यष्टाविंशत्या लक्षकैः सह ।
चक्रवालतयैतस्य, विस्तारो निश्चितो बुधैः ॥ ९२ ॥
अथ क्षीरवरो द्वीपः, परतोऽस्मात्पयोनिधेः ।
क्षीरोपमं जलं वाप्यादिषु यस्येत्यसौ तथा ॥ ९३ ॥
पुण्डरीकपुष्पदन्तौ, यद्वा क्षीरोज्ज्वलौ सुरौ ।
अत्रेति तत्स्वामिकत्वात्, ख्यातः क्षीरवराभिधः ॥ ९४ ॥
विष्कम्भोऽस्य योजनानां, द्वे कोट्यौ चक्रवालतः ।
षट्पञ्चाशल्लक्षयुक्ते, परिधिश्चिन्त्यतां स्वयम् ॥ ९५ ॥
ततः क्षीरवरद्वीपात्परं क्षीरोदवारिधिः ।
कर्पूरपूरडिण्डीरपिण्डडम्बरपाण्डुरः ॥ ९६ ॥
त्रिभागावर्त्तितचतुर्भागसच्छर्करान्वितम् ।
स्वादनीयं दीपनीयं, मदनीयं वपुष्मताम् ॥ ९७ ॥

---

સુદર રીતે તૈયાર કરેલ અને શ્રેષ્ઠ દ્રવ્યથી યુકત, એવી મદિરાના રસ જેવા, અતિ-સ્વાદુ પાણીના સંબંધથી આ સમુદ્ર તેવા (વારૂણીવરોદ) નામે પ્રખ્યાત છે. ૯૦.

અથવા વારૂણી અને વારૂણકાંત નામના અધિષ્ઠાયક દેવના સંબંધથી, આ વારૂણ વરોદ તથા વરૂણોદ નામથી પણ પ્રસિદ્ધ છે. ૯૧.

આ સમુદ્રનો ગોળાકારે વિસ્તાર બુધ પુરૂષોએ એકક્રોડ, અઠ્ઠાવીશ લાખ (૧,૨૮,૦૦૦૦૦) યોજનનો કહેલો છે. ૯૧.

આ સમુદ્રથી આગળ ક્ષીરવર નામનો દ્વીપ છે, તેની વાવડી આદિમાં દૂધ જેવું જળ હોવાથી તે ક્ષીરવર કહેવાય છે. ૯૩

અથવા તો દૂધ જેવા ઉજ્જવળ પુંડરીક અને પુષ્પદંત નામના દેવતાઓ એમના સ્વામી હોવાથી ક્ષીરવર નામથી પ્રખ્યાત છે. ૯૪.

આની પહોળાઈ ગોળાકારે બે ક્રોડ, છપ્પનલાખ (૨,૫૬,૦૦,૦૦૦) યોજન છે. આની પરિધિ સ્વયં વિચારી લેવી. ૯૫.

ક્ષીરવરદ્વીપથી આગળ ક્ષીરોદ સમુદ્ર છે, જે કપૂરના સમુહ જેવા ફીણના પિંડ જેવો ઉજ્જવળ છે. આ સમુદ્રનુ પાણી કેવું છે, તે જણાવતા કહે છે, કે–અતિઉકાળવાથી

बृंहणीयं च सर्वाङ्गेन्द्रियाह्लादकरं परम् ।
वर्णगन्धरसस्पर्शसंपन्नमतिपेशलम् ॥ ९८ ॥
ईदृग् यच्चक्रिगोक्षीरं, तस्मादपि मनोहरम् ।
अस्य स्वादूदकमिति, क्षीरोदः प्रथितोऽम्बुधिः ॥ ९९ ॥

तथा च जीवाभिगमसूत्रे–

"खंडमच्छंडिओववेए रण्णो चाउरंतचक्कवट्टिस्से"त्यादि ।
क्षीरोज्ज्वलाङ्गविमलविमलप्रभदेवयोः ।
संबन्धि सलिलं ह्यस्येत्यपि क्षीरोदवारिधिः ॥ १०० ॥
जिनजन्मादिषु कृतार्थोदकत्वादिवोल्लसन् ।
समीरलहरीसंगरङ्गत्कल्लोलकैतवात् ॥ १०१ ॥
गुरुश्रीकीर्त्तिविजययशोभिस्तुलितो बुधैः ।
इत्युद्भूताद्भूतानन्दाद्, द्विगुणश्वैत्यवानिव ॥ १०२ ॥

---

ત્રણ ભાગ જેના બળી ગયા છે અને તેથી ચોથા ભાગની બાકી રહેલી સ્વચ્છ સાકરથી યુક્ત, સ્વાદીષ્ટ, હોજરીને પ્રદીપ્ત કરનાર, લોકોને મદ આવેગ ઉત્પન્ન કરનાર, શરીરને પુષ્ટ અને ઉત્તેજિત કરનાર, સર્વાંગ ઇદ્રિયને આલ્હાદ કરનાર, અતિસુંદર વર્ણ, ગંધ, રસ, સ્પર્શથી યુકત, અતિપ્રિય, મનોહર આવું જે ચક્રવર્તિ માટેનુ ગાયનું દૂધ હોય, તેનાથી પણ મનોહર અને સ્વાદિષ્ટ આનું પાણી છે. તેથી ક્ષીરોદધિ નામે પ્રખ્યાત છે. ૯૬–૯૯.

જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે કેઃ–

ચાતુરંત ચક્રવર્તી રાજાનું, ખાંડ અને મત્સંડી ( ખાંડ કરતાય મધુર દ્રવ્ય )થી યુકત એવું દ્રવ્ય ઇત્યાદિ

ક્ષીર જેવા ઉજ્જવળ શરીરવાળા વિમલ અને વિમલપ્રભ, આ સમુદ્રના અધિષ્ઠાયક દેવ હોવાથી આ સમુદ્રનું બીજુ નામ ક્ષીરોદવારિધિ છે. ૧૦૦.

શ્રી તીર્થંકર ભગવાનના જન્મ કલ્યાણકોની ઉજવણી આદિ પ્રસંગોમાં તે પાણીનો વપરાશ થતો હોવાથી, પવનની લહરીના સંગથી ઉછળતા કલ્લોલોના બહાને પોતાની કૃતાર્થતાથી તે પાણી જાણે ઉલ્લાસ વ્યકત કરી રહ્યું છે ૧૦૧

ગુરૂદેવ શ્રી કીર્તિવિજયજી મહારાજાના અત્યુજ્જવળ યશની સાથે પંડિતો દ્વારા પોતાની તુલના થયેલી છે, આવું જાણી, તે કારણથી ઉત્પન્ન થયેલા અદ્ભૂત આનંદથી જાણે આ સમુદ્ર દ્વિગુણ શ્વેતતાને ભજે છે.

અહિં ગ્રંથકાર ક્ષીરસમુદ્રની ધવલતાને ઉત્પ્રેક્ષા અલંકાર દ્વારા બતાવે છે ગુરૂદેવ શ્રી કીર્તિવિજયજી મહારાજાના અત્યુજ્જવળ યશોરાશિની સાથે પંડિતો દ્વારા પોતાની

जिनस्नात्रार्थकलशैरलङ्कृततटद्वयः ।
गुरुः शुश्रूषुभिः शिष्यैरिव स्वच्छामृतार्थिभिः ॥ १०३ ॥
दिव्यकुम्भेष्वाहरत्सु, प्रणम्य शिरसोदकम् ।
लोलत्कल्लोलनिनदैरनुज्ञां वितरन्निव ॥ १०४ ॥
समन्ततस्तटोद्भिन्नचलद्बुद्बुददन्तुरः ।
ताटङ्क इव मेदिन्याः, स्फुरन्मौक्तिकपङ्क्तिकः ॥ १०५ ॥
लोलकल्लोलसंघट्टोच्छलच्छीकरकैतवात् ।
सिद्धान्नभोगतान् मुक्ताकणैरवकिरन्निव ॥ १०६ ॥
धृतो निर्णिज्य विधिनातपाय स्थिरभास्वताम् ।
शोभतेऽसौमध्यलोकनिचोलक इवोज्ज्वलः ॥ १०७ ॥ सप्तभिः कुलकं ॥

---

(યશની) તુલના કરાઇ રહી છે, તેવું જાણતા તેનાથી અનહદ આનંદ ઉત્પન્ન થયો અને તેથી જ ક્ષીરસમુદ્રની ઉજ્જવળતા દ્વિગુણ (ડબલ) બની ગઈ છે. ૧૦૨.

(અહીં કેવળ ગુરૂદેવના પક્ષે, એક જ અપેક્ષાએ આ શ્લોક રચાયેલો હોય તેવું લાગે છે. તેઓશ્રીનો ગુરૂ પ્રત્યેનો ભક્તિભાવ અનહદ હતો. આગળ પણ આ રીતે ગુરૂ સ્મરણ તેઓએ કરેલ છે)

દેવતાઓ દ્વારા જિનસ્નાત્ર માટે પાણી ભરીને તૈયાર કરાએલા કળશોથી જેના બન્ને કિનારા શોભી રહ્યા છે, એવો આ સમુદ્ર ગુરૂસેવાની ઈચ્છાવાળા શિષ્યોથી અલંકૃત ગુરૂની જેમ શોભે છે ૧૦૩

મસ્તક વડે પ્રણામ કરીને સ્વચ્છ અમૃતના અર્થી દેવો દ્વારા દિવ્ય કુંભોમાં પાણી લેતી વખતે તરંગ કલ્લોલોના અવાજ-(ઘોષ) દ્વારા જાણે આ ક્ષીરસાગર અનુજ્ઞા આપી રહ્યો છે ૧૦૪

આ ક્ષીરસાગર, ચારેબાજુ કિનારા પર પેદા થતા ચપળ પરપોટાથી જાણે ઉજ્જવળ દાંતવાળો હોય, તેવો તથા ચશમાન મોતીઓની પંક્તિથી શોભતો, જાણે પૃથ્વીનો હાર હોય, તેવો ભાસે છે. ૧૦૫

ચપળ કલ્લોલોનાં પરસ્પરના ભટકાવાથી ઉછળતા પાણીના બિંદુના બહાને જાણે મુક્તાકણો વડે આકાશમાં રહેલા સિદ્ધોને (ચોખાથી) વધાવતો હોય, તેવો આ સમુદ્ર ભાસે છે. ૧૦૬.

સ્થિર એવા સૂર્યોના આતપ માટે, જાણે બ્રહ્મા વડે સ્થિર કરીને ધારણ કરાએલો હોય, તેવો આ સમુદ્ર મધ્યલોક રૂપી ચંદરવાના મધ્યમાં લટકતાં ઉજ્જવળ ઝૂમખા જેવો શોભે છે ૧૦૭.

अस्य द्वादशलक्षाढ्या, विष्कम्भः पञ्च कोटयः ।
योजनानां परिधिस्तु, स्वयं भाव्यो मनीषिभिः ॥ १०८ ॥

परतोऽस्मात्पयोराशेर्द्वीपो घृतवराभिधः ।
घृततुल्यं जलं वाप्यादिषु यस्येत्यसौ तथा ॥ १०९ ॥

घृतावर्णौ च कनककनकप्रभनामकौ ।
स्वामिनाविह तद्योगात्, ख्यातो घृतवराभिधः ॥ ११० ॥

चतुर्विंशतिलक्षाढ्या, दश योजनकोटयः ।
व्यासोऽस्य परिधिर्ज्ञेयः, स्वयं व्यासानुसारतः ॥ १११ ॥ एवमग्रेऽपि ।

द्वीपादस्मात्परो वार्द्धिर्घृतोदाख्यो विराजते ।
हैयङ्गवीनसुरभिस्वादुनीरमनोरमः ॥ ११२ ॥

अयं कान्तसुकान्ताभ्यां, स्वामिभ्यां परिपालितः ।
वाणिजाभ्यां घृतकुतूरिव साधारणी द्वयोः ॥ ११३ ॥

विष्कम्भोऽस्य योजनानां, विंशतिः किल कोटयः ।
अष्टचत्वारिंशताऽऽढ्या, लक्षैर्दक्षैर्निरूपिताः ॥ ११४ ॥

---

આ ક્ષીરસાગરનો પાંચ ક્રોડ અને બારલાખ (૫,૧૨૦૦૦૦૦) યોજનનો વિષ્કંભ છે અને પરિધ તો બુદ્ધિશાળીઓએ સ્વયં વિચારી લેવી. ૧૦૮

આ સમુદ્રની પછી ચારે બાજુ ફેલાએલો ઘૃતવર નામનો દ્વીપ છે, જેની વાવડી આદિમાં ઘૃતતુલ્ય પાણી છે, તેથી તે ઘૃતવર દ્વીપ કહેવાય છે અથવા કનક અને કનકપ્રભ નામના બે દેવો જે ઘૃતસદૃશ વર્ણવાળા છે, તે આ દ્વીપના સ્વામી હોવાથી, આ દ્વીપ ઘૃતવર નામે પ્રખ્યાત છે. ૧૦૯–૧૧૦.

આ દ્વીપનો વ્યાસ, દશક્રોડ, ચોવીશલાખ (૧૦,૨૪,૦૦૦૦૦) યોજન છે. અને આ વ્યાસ અનુસારે પરિધિ સ્વયં સમજી લેવી, એ પ્રમાણે આગળ પણ સમજી લેવું. ૧૧૧

આ દ્વીપથી આગળ ઘૃતોદ નામનો સમુદ્ર શોભે છે, કે જે ઘી જેવા સુગંધી અને સ્વાદુ પાણીથી મનોરમ છે બે વચ્ચે એક સાધારણ ઘીના કુંડલાને જેમ બે વેપારીઓ સાચવે, તેમ કાન્ત અને સુકાન્ત નામના બે દેવથી અધિષ્ઠિત છે ૧૧૨–૧૧૩.

પંડિત પુરૂષોએ આનો વિષ્કંભ, વીસક્રોડ, અડતાલીસલાખ યોજનનો (૨૦,૪૮,-૦૦૦૦૦) કહ્યો છે. ૧૧૪.

द्वीपः क्षोदवराभिख्यः, परोऽस्मात्तोयराशितः ।
निर्जरौ स्वामिनावस्य, स्तः सुप्रभमहाप्रभौ ॥ ११५ ॥
क्षोदो नाम क्षोदरसः, स इक्षुरस उच्यते ।
तद्रूपमुदकं वाप्यादिषु यस्येत्यसौ तथा ॥ ११६ ॥
चत्वारिंशत्कोटयोऽस्य, विष्कम्भः कथितो जिनैः ।
षण्णवत्याऽन्विता लक्षैः, सुरलक्षनिषेवितैः ॥ ११७ ॥
ततः परंतु क्षोदोदाभिधानः खलु वारिधिः ।
वर्ततेऽत्यंतमधुरघुरन्धरपयोधरः ॥ ११८ ॥
त्वगेलाकेसरैस्तुल्यं, त्रिसुगन्धि त्रिजातकम् ।
मरिचैश्च समायुक्तं, चतुर्जातकमुच्यते ॥ ११९ ॥
ततश्च—चतुर्जातकसम्मिश्रात्त्रिभागावार्त्तितादपि ।
अतिस्वादुवारिरिक्षुरसादप्येष तोयधिः ॥ १२० ॥
एवं च लवणाम्भोधिः, कालोदः पुष्करोदधिः ।
स्वयंभूर्वारुणीवार्द्धिर्घृतक्षीरपयोनिधी ॥ १२१ ॥

---

આ સમુદ્રની પછી ક્ષોદવર નામનો દ્વીપ છે અને તેના સ્વામી સુપ્રભ અને મહાપ્રભ નામે—બે દેવ છે. ૧૧૫.

ક્ષોદ એટલે ક્ષોદરસ અર્થાત્ ઇક્ષુરસ. આ દ્વીપની વાવડી વિગેરેમાં ઈક્ષુરસ જેવું પાણી હોવાથી. આ દ્વીપ ક્ષોદવર નામથી ઓળખાય છે. ૧૧૬.

લાખો દેવોદ્વારા ઉપાસના કરાએલા એવા શ્રી જિનેશ્વરદેવોએ આ દ્વીપનો વિષ્કંભ ચાલીસક્રોડ, છન્નુલાખ (૪૦,૯૬,૦૦૦૦૦) યોજનનો કહેલ છે. ૧૧૭

ત્યારબાદ ક્ષોદોદ (ક્ષોદ = ઈક્ષુરસ, ઉદ = પાણી) નામનો સમુદ્ર છે, જે અત્યંત મધુર પાણીને ધારણ કરે છે. ૧૧૮.

તજ, ઈલાયચી અને કેશર સમાન સુગંધી દ્રવ્યોથી નિષ્પન્ન, એવું આ સમુદ્રનું પાણી સુગંધી અને ત્રિજાતક કહેવાય છે અને મરીથી યુક્ત તે ચતુર્જાતક પણ કહેવાય છે. ૧૧૯.

આ રીતે ચતુર્જાતક એટલે ઉપરોક્ત ચાર પ્રકારના દ્રવ્યોથી મિશ્રિત હોય, તેવા અને ત્રણભાગ ઉકાળી દીધેલો હોય તેવા, ઈક્ષુરસથી અતિ મધુર, આ સમુદ્રનું જળ છે ૧૨૦.

આ રીતે લવણસમુદ્ર, કાલોદધિસમુદ્ર, પુષ્કરોદધિસમુદ્ર, સ્વયંભૂરમણસમુદ્ર, વારૂણીવરસમુદ્ર, ઘૃતવરસમુદ્ર અને ક્ષીરોદધિસમુદ્ર આ સાત સમુદ્રોને છોડીને બીજા બધા

एतान् विहाय सप्ताब्धीन्, सर्वेऽप्यन्ये पयोधयः ।
तादृगिक्षुरसोत्कृष्टस्वादूदकमनोरमाः ॥ १२२ ॥
एकाशीतीःकोटयोऽथ, लक्षा द्विनवतिस्तथा ।
पयोधेरस्य वलय विष्कम्भः परिकीर्त्तितः ॥ १२३ ॥
अथ नन्दीश्वरो द्वीपः, क्षोदोदाम्भोनिधेः परः ।
प्ररूपितो विष्टपेष्टैरष्टमः कष्टमर्द्दिभिः ॥ १२४ ॥
मधुरेक्षुरसस्वादूदकेषु दीर्घिकादिषु ।
जलाश्रयेषु फुल्लाब्जमकरन्दसुगन्धिषु ॥ १२५ ॥
स्फुरत्पुष्पफलोद्दामाभिरामद्रुमशालिषु ।
अत्रोत्पातपर्वतेषु, सर्वरत्नमयेषु च ॥ १२६ ॥
आसते शेरते स्वैरं, क्रीडन्ति व्यन्तरामराः ॥
व्यन्तरीभिः सह प्राच्यपुण्यानां भुञ्जते फलम् ॥ १२७ ॥
इहत्यमाधिपत्यं द्वौ, कैलासहरिवाहनौ ।
धत्तः समृद्धौ देवौ द्योः, सूर्याचन्द्रमसाविव ॥ १२८ ॥

---

સમુદ્રોના પાણી, ઇક્ષુરસનાં સ્વાદ કરતાં પણ ઉત્કૃષ્ટ સ્વાદીષ્ટ અને મનોરમ્ય હોય છે. ૧૨૧-૧૨૨.

આ સમુદ્રનો વલય વિષ્કંભ એકાશીક્રોડ અને બાણુંલાખ યોજનનો કહેલો છે. (૮૧૯૨,૦૦૦૦૦) ૧૨૩.

કષ્ટનો નાશ કરનાર એવા ત્રિભુવનપતિઓએ ક્ષોદોદ નામના આ સમુદ્ર પછી આઠમો નંદીશ્વરદ્વીપ કહેલો છે. ૧૨૪.

આ નંદીશ્વર દ્વીપમાં મધુર ઇક્ષુરસ સમાન સ્વાદિષ્ટ તથા પૂર્ણ વિકસિત કમળો-માંથી ઝરતા મકરંદથી સુગંધિત થયેલ જળવાળી વાવડી વગેરે જળાશયોમાં તથા ખીલેલા પુષ્પો અને ફળોથી અત્યંત સુંદર શોભતા સર્વરત્નમય ઉત્પાતપર્વતો ઉપર, વ્યંતરીઓની સાથે વ્યંતર દેવતાઓ બેસે છે, આરામ કરે છે, ઇચ્છા મુજબ ક્રીડા કરે છે અને તે રીતે પૂર્વના પૂણ્ય કર્મ તેઓ ભોગવે છે. ૧૨૪-૧૨૬.

જેમ આકાશના સ્વામિત્વને સૂર્ય-ચંદ્ર ધારણ કરે છે, તેમ આ નંદીશ્વરદ્વીપનું આધિપત્ય કૈલાસ અને હરિવાહન નામના સમૃદ્ધ દેવો ધારણ કરે છે. ૧૨૮.

एवं नन्द्या समृद्धयाऽसावीश्वरः स्फातिमानिति ।
नन्दीश्वर इति ख्यातो, द्वीपोऽयं सार्थकाभिधः ॥ १२९ ॥
त्रिषष्टया कोटिभिर्युक्तमेकं कोटिशतं किल ।
लक्षैश्चतुरशीत्याढ्यमेतद्वलयविस्तृतिः ॥ १३० ॥
द्वीपस्यास्य बहुमध्ये, शोभन्ते दिक्चतुष्टये ।
जात्याञ्जनरत्नमयाश्चत्वारोऽञ्जनपर्वताः ॥ १३१ ॥
पूर्वस्यां देवरमणो, नित्योद्योतस्वयंप्रभौ ।
क्रमादपाक्प्रतीच्यां चोदीच्यां च रमणीयकः ॥ १३२ ॥
वर्णशोभां वर्णयामः, किमेतेषां स्फुरद्रुचाम् ? ।
नाम्नैव ये स्वमौज्ज्वल्यं, प्रथयन्ति यथास्थितम् ॥ १३३ ॥
स्फुरद्गवलसब्रह्मचारितेजोभिरास्तृतैः ।
तेऽमुं द्वीपं सृजन्तीव, कस्तूरीद्रवमण्डितम् ॥ १३४ ॥
स्वच्छगोपुच्छसंस्थानस्थिता रजोमलोज्झिताः ।
अभ्रङ्कषोत्तुङ्गशृङ्गा, मृष्टाः श्लक्ष्णाः प्रभास्वराः ॥ १३५ ॥

---

આ પ્રમાણે આ દ્વીપ આનંદ કલ્યાણકારી સમૃદ્ધિવડે ચઢીઆતો હોવાથી, નંદીશ્વર નામ સાર્થક છે. ૧૨૯.

આ દ્વીપનો વલય વિસ્તાર એકસોત્રેસઠક્રોડ અને ચોરાસીલાખ (૧૬૩,૮૪,૦૦-૦૦૦) યોજનનો છે. ૧૩૦.

આ દ્વીપના લગભગ મધ્યભાગે જાતિમાન અંજનરત્નમય ચાર અંજનગિરિ પર્વતો શોભે છે. ૧૩૧.

પૂર્વદિશામાં દેવરમણ નામનો, દક્ષિણદિશામાં નિત્યોદ્યોત નામનો, પશ્ચિમદિશામાં સ્વયંપ્રભનામનો, અને ઉત્તરમાં રમણીયક નામનો અંજનગિરિ છે. ૧૩૨.

સ્ફુરાયમાન કાંતિવાળા એવા આ અંજનાચલોની તેજસ્વિતા શું વર્ણવીએ ? કેમકે જેઓ પોતાના નામથી જ યથાસ્થિત પોતાની ઉજ્જવળતાને ફેલાવે છે. ૧૩૩.

### અંજનગિરિનું સ્વરૂપઃ—

તેજસ્વી એવા ગવલના તેજ કિરણો સમાન વિસ્તારાએલા પોતાના તેજવડે આ પર્વતો જાણે આ દ્વીપને કસ્તુરીના દ્રવથી વિલિપ્ત કરતા હોય તેવા લાગે છે. ૧૩૪.

સ્વચ્છ ગોપુચ્છનાં આકારે રહેલા, રજ અને મલથી રહિત ગગનોત્તુગ શિખરોને ધારણ કરતા અને અતિ તેજસ્વી એવા આ પર્વતો પૃથ્વીથી ચોર્યાશી હજાર (૮૪૦-૦૦) યોજન ઊંચા છે. જ્યારે પૃથ્વીની અંદર એકહજાર (૧૦૦૦) યોજન અવગાઢ

सहस्रांश्चतुरशीतिं, भूतलात्ते समुच्छ्रिताः ।
सहस्रं च योजनानामवगाढा भुवोऽन्तरे ॥ १३६ ॥
योजनानां सहस्राणि, पृथवो भूतले दश ।
योजनानां सहस्रं च विस्तीर्णास्ते शिरस्तले ॥ १३७ ॥
मतान्तरे शतान्येते, चतुर्णवतिमातताः ।
स्युर्भूतले योजनानां, सहस्रं मूर्ध्नि विस्तृताः ॥ १३८ ॥
चतुर्भिः कलापकं ॥

तथोक्तं स्थानाङ्गवृत्तौ–इहाञ्जनका मूले दश योजनसहस्राणि विष्कम्भेणेत्युक्तं, द्वीपसागरप्रज्ञप्तिसंग्रहण्यां तूक्तं —

"नव चेव सहस्साइं चत्तारि य होंति जोअणसयाइं ।
अंजणगपव्वयाणं धरणियले होइ विक्खंभो ॥ १३८A ॥" इति ।

तदिदं मतान्तरमित्यवसेयं, एवमन्यत्रापि, मतान्तरबीजानि तु केवलिगम्यानीति ।

यस्मिन्मते सहस्राणि, भूतले दश विस्तृताः ।
वृद्धिक्षयौ मते तस्मिन्, योजनं योजनं प्रति ॥ १३९ ॥
अष्टाविंशांशत्रितयमुपर्यारोहणे क्षयः ।
तावत्यैवोपरितलादवृद्धिः स्यादवरोहणे ॥ १४० ॥

---

થયેલા છે પૃથ્વીની સપાટી ઉપર દશહજાર (૧૦,૦૦૦) યોજન વિસ્તૃત અને શિખર ઉપર એકહજાર (૧૦૦૦) યોજન પહોળા છે. ૧૩૫-૧૩૭

મતાંતરઃ–

આ અંજનગિરિ પર્વતો પૃથ્વીતલ ઉપર નવહજાર ચારસો (૯૪૦૦) યોજન પહોળા છે અને ઉપર એકહજાર (૧૦૦૦) યોજન પહોળા છે ૧૩૮

ઠાણાંગસૂત્રની વૃત્તિમાં નીચે મુજબ કહેલું છે, કે–

આ અંજનપર્વતો મૂળમા દશહજાર (૧૦,૦૦૦) યોજનના વિષ્કંભવાળા છે.

દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ સંગ્રહણીમા તો નવહજાર ચારસો (૯૪૦૦) યોજનનો અંજન, પર્વતની ધરણીતલ ઉપરનો વિષ્કંભ હોય છે, તેમ કહ્યુ છે. ૧૩૮A

આ જ રીતે અન્યત્ર પણ મતાંતરની વાત આવે, તે કેવલિગમ્ય છે. તેમ સમજી લેવી.

જેના મતે પૃથ્વીતલ ઉપર દશહજાર (૧૦,૦૦૦) યોજનની વિસ્તૃતિ છે, તેમને દરેક યોજને–યોજને ક્ષય વૃદ્ધિ થાય છે, તે આ મુજબ કે–ઉપર ચડતા યોજને–યોજને $\frac{3}{28}$ યોજનનો ક્ષય થાય છે. જ્યારે નીચે ઉતરતા એટલી જ $\frac{3}{28}$ યોજનની વૃદ્ધિ થતી જાય છે. ૧૩૯–૧૪૦

भावना त्वेवं—महीतलगतव्यासात्, सहस्रदशकात्मकात् ।
सहस्राण्यपचीयन्ते, नवोपरितलावधि ॥ १४१ ॥
ततो नव सहस्राणि, भाज्यानि नाप्यते परम् ।
सहस्रैश्चतुरशीत्या, भागो भाज्यस्य लाघवात् ॥ १४२ ॥
ततश्च—भाज्यभाजकयो राश्योः कृते शून्यापवर्त्तने ।
भाज्यो नवात्मा चतुरशीत्यात्मा स्याच्च भाजकः ॥ १४३ ॥
उभावप्यपवर्त्त्येते, ततोऽशच्छेदको त्रिभिः ।
योजनांशत्रयं लब्धमष्टाविंशतिजं ततः ॥ १४४ ॥
यद्वा—अष्टाविंशतिगुणितो भाज्यो राशिर्लवात्मको भवति ।
द्वे लक्षे द्वापञ्चाशता सहस्रैर्युते तेऽशाः ॥ १४५ ॥
तेषां सहस्रैश्चतुरशीत्या भागे हृते सति ।
लब्धं विभागत्रितयमष्टाविंशतिसंभवम् ॥ १४६ ॥
चतुःशताधिकनवसहस्रयोजनात्मकात् ।
मतान्तरे स्थुलव्यासात्सहस्रोरुशिरोऽवधि ॥ १४७ ॥
मध्ये शतानि चतुरशीतिः क्षीयन्त इत्यतः ।
भज्यन्ते तानि चतुरशीत्या किल सहस्रकैः ॥ १४८ ॥

---

તેની ભાવના આ પ્રમાણે દશહજાર ( ૧૦,૦૦૦ ) યોજનનો વ્યાસ, કે જે પૃથ્વી તલમાં રહેલો છે. તેમાંથી ઉપર આવતા સુધીમાં ( ૯૦૦૦ ) યોજન ઓછા થાય છે, એટલે ૯૦૦૦ને ૮૪૦૦૦થી ભાગવાના રહે, પરંતુ ભાજક કરતા ભાજય સંખ્યા નાની હોવાથી કંઇ રહે નહિ તેથી ભાજય અને ભાજક રાશિમાંથી શૂન્યને દૂર કરવા. એટલે ૯×૮૪=૯ ભાજય બને અને ૮૪ ભાજક બને બન્ને ત્રણથી ભાગવાથી $\frac{૩}{૨૮}$ યોજન બને છે $\frac{૯}{૮૪}$ $\frac{૩}{૨૮}$. ૧૪૧–૧૪૪.

એક યોજનના ૨૮ ભાગ કરી, તેમાંથી ૩ ભાગ સમજવા. અથવા ૨૮થી ગુણાયેલા રાશિ અંશાત્મક થાય છે અને તે અંશો ૨,૫૨૦૦૦ થાય છે ( ૨૮×૯૦૦૦= ૨૫૨૦૦૦ ) અને તેને ૮૪૦૦૦ વડે ભાગવાથી $\frac{૩}{૨૮}$ અંશ થાય છે. ૧૪૫–૧૪૬.

મતાંતરે નવહજાર ચારસો (૯૪૦૦) યોજનનો જે સ્થૂલ વ્યાસ પૃથ્વીતલનો છે, તેમાંથી ઘટતા ઘટતા ઉપર આવતા સુધી એકહજાર (૧૦૦૦) યોજન થઈ જાય, તેમાંથી શીખર સુધી નીચેથી ઉપર જતા આઠહજાર ચારસો (૮૪૦૦) યોજન ઘટે છે અને તે

भागाप्राप्त्या च चतुरशीत्या शतैस्तयोर्द्वयोः ।
कृतेऽपवर्त्तने लभ्यो, योजनांशो दशोद्भवः ॥ १४९ ॥
यद्वा प्राग्वद्भाज्यराशिर्दशघ्नः स्याल्लवात्मकः ।
सहस्राश्चतुरशीतिस्तेषां भागे च लभ्यते ॥ १५० ॥
दशमो योजनस्यांशो, भाज्यभाजकसाम्यतः ।
क्षयवृद्धौ मानमेतत्, स्यादारोहवरोहयोः ॥ १५१ ॥
एकत्रिंशत्सहस्राणि. योजनानां शतानि षट् ।
त्रयोविंशानि परिधिर्भवत्येषां महीतले ॥ १५२ ॥
योजनानां सहस्राणि, त्रीणि द्वाषष्टियुक् शतम् ।
साधिकं मूर्ध्नि परिधिः, प्रज्ञप्तः परमर्षिभिः ॥ १५३ ॥
अथैषामञ्जनाद्रीणां, प्रत्येकं च चतुर्दिशं ।
गते लक्षे योजनानां लक्षमायतविस्तृताः ॥ १५४ ॥
पुष्करिण्यश्चतस्रः स्युरुद्विद्धा दशयोजनीम् ।
निर्मत्स्यस्वच्छसलिलोल्लसत्कल्लोलवेल्लिताः ॥ १५५ ॥

---

ચોરાસી સો (૮૪૦૦) ને ચોરાશી હજાર (૮૪,૦૦૦)થી ભાગવા, તે બે નો ભાગ પ્રાપ્ત ન થવાથી તે બન્નેના ( ૮૪૦૦ તથા ૮૪૦૦૦નાં ) શૂન્યનુ અપવર્તન કરવાથી ( $\frac{૮૪૦૦}{૮૪૦૦૦}$ $\frac{૧}{૧૦}$ ) $\frac{૧}{૧૦}$ યોજન પ્રાપ્ત થાય છે. ૧૪૭–૧૪૯

અથવા પહેલાની જેમ ભાજ્ય રાશિ $\frac{૧}{૧૦}$ થાય છે, તેના ભાગે (૮૪૦૦૦) પ્રાપ્ત થાય છે ભાજક અને ભાજ્યની સમાનતા હોવાથી યોજનનો દશમો ભાગ આવે છે, તે આરોહ અને અવરોહમાં ક્ષય અને વૃદ્ધિમાં ૧ અંશ સમજવો. ૧૫૦–૧૫૧

આ પર્વતોની ભૂતલ ઉપર પરિધિ, એકત્રીશહજાર, છસોત્રેવીશ ( ૩૧ ૬૨૩ ) યોજનની છે ૧૫૨.

આ પર્વતોનાં શિખર ઉપરની પરિધિ, જ્ઞાની ભગવંતોએ, ત્રણહજાર, એકસો બાસઠ (૩૧૬૨) યોજનથી કંઈક અધિક કહી છે. ૧૫૩.

હવે આ દરેક અંજનપર્વતોની ચારે–બાજુ, એક–એક લાખ યોજન દૂર ચાર પુષ્કરિણી વાવડીઓ છે. તે ચારેય એકલાખ યોજન લાંબી, એકલાખ યોજન પહોળી અને દશ યોજન ઊંડી છે. અને મત્સ્ય વગરના સ્વચ્છ પાણીના ઉછળતા કલ્લોલથી શોભે છે ૧૫૪–૧૫૫

जीवाभिगमसूत्रवृत्तौ प्रवचनसारोद्धारवृत्तौ च एता दशयोजनोद्विद्धा उक्ताः, नन्दीश्वरस्तोत्रे नन्दीश्वरकल्पे च सहस्रयोजनोद्विद्धा उक्ताः,

स्थानाङ्गसूत्रेऽपि—'ताओ णं णंदाओ पुक्खरणीओ एगं जोअणसयसहस्सं आयामेणं पन्नासं जोअणसहस्साइं विक्खंभेण दस जोअणसयाइं उव्वेहेणं' इत्युक्तमिति ज्ञेयं ।

चतुर्दिशं त्रिसोपानप्रतिरूपकबन्धुराः ।
चतुर्दिशं च प्रत्येकं, रम्यास्ता रत्नतोरणैः ॥ १५६ ॥
दलच्छतदलश्रेणिगलन्मरन्दलेपतः ।
अन्योऽन्यमितरभ्रान्तिभ्रमद्भृङ्गतदङ्गनाः ॥ १५७ ॥
अनरालैर्मरालास्तैर्मृणालैर्ललितान्तराः ।
आमुक्तव्यक्तशृङ्गारहारैरिव मनोहराः ॥ १५८ ॥

---

શ્રી જીવાભિગમસૂત્રની ટીકામા તથા પ્રવચન સારોદ્ધારની ટીકામાં આ વાવડીઓની ઊંડાઈ દશ યોજનની કહેલી છે. જ્યારે શ્રી નંદીશ્વર સ્તોત્ર તથા શ્રી નંદીશ્વર કલ્પમાં આ વાવડીઓની ઊંડાઈ એકહજાર (૧૦૦૦) યોજનની કહેલી છે.

સ્થાનાંગસૂત્રમાં પણ કહેવાયુ છે, કે – તે નંદા આદિ પુષ્કરિણીઓ, એકહજાર (૧૦૦૦) યોજન લાંબી, પચાસહજાર (૫૦૦૦૦) યોજન પહોળી અને ૧૦૦૦ યોજન ઊંડી છે.

ચારે દિશામાં મનોહર ત્રણ સોપાનની પંક્તિઓથી તથા રત્નના રમ્ય તોરણોથી આ વાવડીઓ સુદર શ્રેષ્ઠ દેખાય છે ૧૫૬.

કમલ પત્રો તથા શતદલ કમલોની શ્રેણિમાંથી ઝરતા મકરંદના રસથી અરસપરસ એકબીજાની ભ્રાંતિથી ભમરા ભમરીઓ ભમ્યા કરે છે. એટલે કે કમળ પત્રોમાંથી ઝરતાં મકરંદરસથી ભમરા ભમરીઓ એવા લેપાઈ ગયા કે તેઓમાંથી પણ મકરંદરસ ટપકવા લાગ્યો અને તેથી બીજા ભમરા ભમરીઓ તેને પણ કમલ સમજી તેની આસપાસ ભમતા હતા. ૧૫૭

ઉજ્જવળ કમલના ડોડાને ચાંચમાં ધારણ કરતાં હંસો આ વાવડીનાં જાણે શૃંગારના હાર હોય, તેવી લાલિત્ય પૂર્ણ મનોહર શોભા આપે છે ૧૫૮.

---

१ आयामविष्कम्भावपेक्ष्य पुष्करिणीनां दशशतोद्वेधयोग्यतेति अध्याहार्यो दशशब्दात् शतशब्दः, ततो न विरोधः केषामपि ।

सोपानावतरत्स्वःस्त्रीनूपुरध्वनिबोधितैः ।
मरालैर्मधुरध्वानैर्मुदोपवीणिता इव ॥ १५९ ॥
क्रीडद्दिव्याङ्गनोत्तुङ्गवक्षोजास्फालनोर्जितैः ।
आत्तरङ्गैः सत्तरङ्गैरिवाङ्गीकृतताण्डवाः ॥ १६० ॥
अर्हदर्चार्चनोद्युक्तस्नातस्वःस्त्रीस्तनच्युतैः ।
कस्तूरीचन्द्रघुसृणैः, शोभन्ते चित्रिता इव ॥ १६१ ॥ षड्भिः कुलकं ॥
नन्दिषेणा तथाऽमोघा, गोस्तूपा च सुदर्शना ।
स्युर्वाप्यो देवरमणात्पूर्वादिदिक्चतुष्टये ॥ १६२ ॥
नन्दोत्तरा तथा नन्दा, सुनन्दा नन्दिवर्द्धना ।
पुष्करिण्यश्चतस्रः स्युर्नित्योद्योताच्चतुर्दिशम् ॥ १६३ ॥
भद्रा विशाला कुमुदा, चतुर्थी पुण्डरीकिणी ।
स्वयंप्रभगिरेः पूर्वादिषु दिक्षिवति वापिकाः ॥ १६४ ॥
विजया वैजयन्ती च जयन्ती चापराजिता ।
वाप्यः प्राच्यादिषु दिक्षु रमणीयाञ्जनागिरेः ॥ १६५ ॥

---

દેવીઓ સોપાનનાં પગથીયાં ઉતરે છે, તે વખતે, થતા ઝાંઝરના અવાજ વડે જાગૃત થયેલા હંસોના મધુર ધ્વનિથી જાણે આનંદની વીણા વાગતી હોય એવું લાગે. છે. ૧૫૯.

ક્રીડા કરી રહેલી દિવ્યાંગનાના ઉત્તુંગ વક્ષોજ–સ્તનો સાથે અથડાવાથી વેગ પામેલા અને મસ્ત બનેલા એવા મોટા મોટા તરંગો વડે કરીને જાણે વાવડી તાંડવ નૃત્ય કરી રહી હોય છે. ૧૬૦

શ્રી અરિહંતની પ્રતિમાની પૂજાની ક્રિયામાં તત્પર થયેલી દેવાંગનાઓ, સ્નાન કરવા આ વાવડીમાં પડે, ત્યારે તેઓના સ્તન ઉપરથી નિકળેલા કસ્તુરી અને ચંદનના દ્રવ વડે ચિત્રિત થયેલી હોય, તે રીતે આ વાવડીઓ શોભે છે ૧૬૧.

ચાર અજનગિરિ પર્વતોમાંથી, દેવરમણ નામના અજન પર્વતની પૂર્વાદિ ચાર દિશામાં અનુક્રમે નંદિષેણા, અમોઘા, ગોસ્તૂપા અને સુદર્શના નામની વાવડીઓ છે. ૧૬૩.

બીજા નિત્યોદ્યોત નામના અજનપર્વતની પૂર્વાદિ ચારેદિશામાં અનુક્રમે–નંદોત્તરા, નંદા, સુનંદા અને નંદિવર્ધના નામની ૪ પુષ્કરિણીઓ છે. ૧૬૩.

સ્વયંપ્રભ નામના ત્રીજા પશ્ચિમનાં અજનપર્વતની પૂર્વાદિ ચારદિશામાં અનુક્રમે ભદ્રા, વિશાલા, કુમુદા અને પુંડરિકીણી નામની વાપિકાઓ છે. ૧૬૪.

રમણીય નામના અંજનપર્વતની પૂર્વાદિ ચારદિશામાં અનુક્રમે વિજયા (ઉત્તર) વૈજયંતી. જયંતિ અને અપરાજિતા નામની ચાર વાવડીઓ છે. ૧૬૫.

अयं नन्दीश्वरस्तवनन्दीश्वरकल्पाभिप्रायेण षोडशानामपि पुष्करिणीनां नामक्रमः, स्थानाङ्गजीवाभिगमाभिप्रायेण त्वेवं—

नन्दोत्तरा तथा नंदा, चानन्दा नन्दिवर्द्धना ।
चतुर्दिशं पुष्करिण्यः, पौरस्त्यस्याञ्जनागिरेः ॥ १६६ ॥

भद्रा विशाला कुमुदा, चतुर्थी पुण्डरीकिणी ।
चतुर्दिशं पुष्करिण्यो, दाक्षिणात्याञ्जनागिरेः ॥ १६७ ॥

नन्दिषेणा तथाऽमोघा, गोस्तूपा च सुदर्शना ।
चतुर्दिशं पुष्करिण्यः, प्रतीचीनाञ्जनागिरेः ॥ १६८ ॥

उदीच्ये तूभयोरपि मतयोस्तुल्यमेव ॥

एकैकस्या पुष्करिण्या, व्यतीत्य दिक्चतुष्टये ।
योजनानां पञ्च शतान्येकैकमस्ति काननम् ॥ १६९ ॥

अस्त्यशोकवनं प्राच्यां सप्तपर्णवनं ततः ।
याम्यां प्रत्यक् चम्पकानामथाम्राणामुदग् वनम् ॥ १७० ॥

---

વાવડીઓના નામના ક્રમ વિષયમાં શ્રી નંદીશ્વર સ્તવ અને શ્રી નંદીશ્વરકલ્પનો આ અભિપ્રાય થયો,

હવે શ્રી સ્થાનાંગસૂત્ર અને જીવાભિગમસૂત્રનો અભિપ્રાય નીચે મુજબ છે.

પૂર્વદિશાનાં અંજનગિરિની ચારેદિશામાં ૧ નંદોત્તરા, ૨ નંદા, ૩ આનંદા અને ૪ નંદિવર્ધના નામની ચાર વાવડીઓ છે. ૧૬૬.

દક્ષિણ દિશાનાં અંજનગિરિની ચારેદિશામાં ભદ્રા, વિશાલા, કુમુદા અને પુંડરીકિણી નામની વાવડીઓ છે. ૧૬૭.

પશ્ચિમ અંજનગિરિની ચારે દિશામાં નંદિષેણા, અમોઘા, ગોસ્તૂપા અને સુદર્શના નામની ચાર વાવડીઓ છે. ૧૬૮.

અને ઉત્તર દિશાના અંજનગિરિની વાવડીઓ બન્ને મતે સરખી છે.

આ દરેક વાવડીઓની ચારે દિશામાં ૫૦૦ યોજન દૂર ગયા બાદ, એકએક વન છે. ૧૬૯.

પૂર્વદિશામાં અશોકવન, દક્ષિણદિશામાં સપ્તપર્ણવન, પશ્ચિમ દિશામાં ચંપકવન અને ઉત્તર દિશામાં આમ્રવન છે. ૧૭૦.

योजनानां लक्षमेकमायतान्यखिलान्यपि ।
शतानि पञ्च पृथुलान्यद्भुतान्यद्भुतश्रिया ॥ १७१ ॥
सच्छायैः सुमनोरम्यैर्महास्कन्धैः समुन्नतैः ।
विभान्ति तरुभिस्तानि, कुलानीव नरोत्तमैः ॥ १७२ ॥
सौरभ्याकृष्टमधुपा, लीलानर्तितपल्लवाः ।
उद्बुद्धकुसुमास्तेषु, लताः पण्याङ्गना इव ॥ १७३ ॥
तेषां कुञ्जेषु निश्छिद्रपरिच्छदाद्रिभित्तिषु ।
न विशन्तीशगेहेषु, चौरा इव करा रवेः ॥ १७४ ॥
षोडशानामप्यमूषां, वापिकानां किलोदरे ।
स्यादेकैको दधिमुखः, स्फारस्फटिकरत्नजः ॥ १७५ ॥
मुखं शिखरमेतेषां, यतो दधिवदुज्ज्वलम् ।
ततो ह्येते दधिमुखा, रौप्यश्रृङ्गमनोरमाः ॥ १७६ ॥

---

દરેક વનોના એકલાખ યોજન વિસ્તાર છે, પાંચસો યોજન ઘેરાવો છે, અને વિશિષ્ટ શોભા વડે અદ્ભુત રીતે શોભે છે ૧૭૧.

આ વનોમા જે વૃક્ષો છે તે સુંદર છાયાવાળા, સુમનોહર, મહાસ્કંધવાળા અને અતિઉંચા છે અને તેથી વનની શોભામાં અતિવધારો કરે છે. જેમ ઉત્તમ પુરૂષો, કુલને શોભાવે છે, તેમ આ સુવૃક્ષો, આ વનોને શોભાવે છે. ૧૭૨.

સુગંધથી ભમરાઓને આકૃષ્ટ કરતી, લીલાપૂર્વક પલ્લવોને નચાવતી અને અતિ-વિકસિત કુસુમોને ધારણ કરતી–એવી લતાઓ, તે વનોની અંદર પણ્યાંગનાની જેમ શોભે છે (વેશ્યાના પક્ષે–પોતાની મુખાદિની સૌરભથી મધુર યુવાનોને આકર્ષતી, લીલાપૂર્વક વસ્ત્રાંચલરૂપી પલ્લવને નચાવતી અને વિકસિત પુષ્પોને ધારણ કરતી વેશ્યાની જેમ) ૧૭૩.

જેમ ધનિકના ઘરમાં ચોર પ્રવેશ કરી શકતા નથી, તેમ આ કાનનોના ગાઢ-ઘેરી છાયાવાળા તેમજ પર્વતરૂપી ભીંતોવાળા કુંજોમાં, સૂર્યના કિરણો પ્રવેશ પામી શકતા નથી. ૧૭૪.

આ સોળ વાવડીઓના મધ્યભાગમાં, સુંદર સ્ફટિક રત્નનિર્મિત એકેક દધિમુખ પર્વત છે.

દધિ એટલે દહિ અને મુખ એટલે શિખર. આ પર્વતોના શિખરો, દધિ સદ્દશ ઉજ્જવળ હોવાના કારણે દધિ મુખ નામે પ્રસિદ્ધ છે. અને આ પર્વતોના મનોરમ શિખરો રૂપાના છે. ૧૭૬.

धान्यपल्यसमाकाराः, सर्वतः सदृशा इमे ।
उपर्यधो योजनानां, सहस्राणि दशाततः ॥ १७७ ॥
चतुःषष्टिं सहस्राणि, कीर्त्तितास्ते समुच्छ्रिताः ।
सहस्रं च योजनानामुद्विद्धा वसुधान्तरे ॥ १७८ ॥
तथोक्तं जीवाभिगमे—'दस जोअणसहस्साइं विक्खंभेणं''

श्रीसमवायाङ्गे तु—"सव्वे वि णं दधिमुहपव्वया पल्लगसंठाणसंठिया सव्वत्थ समा विक्खंभुस्सेहेणं चउसट्ठिं जोअणसहस्साइं पण्णत्तां" इत्युक्तमिति ज्ञेयं ॥

पुष्करिण्यः समस्तास्तास्तेनैकैकेन भूभृता ।
विभान्ति प्रौढमहिला, इव क्रोडीकृतार्भकाः ॥ १७९ ॥
चतुर्णामञ्जनाद्रीणां, घनाघनघनत्विषाम् ।
षोडशानां दधिमुखगिरीणामुपरि स्फुरत् ॥ १८० ॥
जिनायतनमेकैकमेवं स्युः सर्वसङ्ख्यया ।
तृतीयाङ्गादिसिद्धान्तेषूक्तान्येतानि विंशतिः ॥ १८१ ॥

---

આ દધિમુખ પર્વતો, ધાન્યનાં પ્યાલા જેવા, ચારે બાજુ સરખા, ઉપર નીચે દશ હજાર (૧૦૦૦૦) યોજન વિસ્તૃત છે ૧૭૭.

આ પર્વતો ચોસઠહજાર (૬૪૦૦૦) યોજન ઉંચા છે અને પૃથ્વીની અંદર એક હજાર (૧૦૦૦) યોજન અવગાઢ છે. ૧૭૮.

શ્રી જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે કેઃ–

આ પર્વતોનો વિષ્કંભ (પહોળાઇ) દશહજાર (૧૦૦૦૦) યોજન છે.

શ્રી સમવાયાંગ સૂત્રમાં તો કહ્યું છે, કે–બધાય દધિમુખ પર્વતો પ્યાલાના સંસ્થાનવાળા છે, ચારે બાજુ સમાન છે, અને પહોળાઇ તથા ઉંચાઈ બન્નેમાં ચોસઠહજાર (૬૪૦૦૦) યોજન છે

આ બધાજ દધિમુખપર્વતો, પૂર્વવર્ણિત વાવડીઓમાં રહેલા છે. તેથી તે તમામ વાવડીઓ આ એકેક પર્વતવડે ખોળામાં બાળકને લઇને બેઠેલી પ્રૌઢ મહિલાની જેમ શોભે છે. ૧૭૯

ગાઢ મેઘ જેવી શ્યામ કાંતિવાળા ચાર અંજનપર્વતો તથા સોળ દધિમુખ પર્વત ઉપર, સ્ફુરાયમાન એક એક જિનાયતન–જિનમંદિર છે. જેની સંખ્યા વીશ થાય છે આ વાત શ્રી સ્થાનાંગ આદિ આગમમાં કહેલી છે ૧૮૦–૧૮૧.

---

१ सर्वत्र समा विष्कम्भेन उत्सेधेन चतुष्षष्टिः सहस्राणि इत्येवं व्याख्याने न विरोधः, अविभक्तिकनिर्देशो विष्कम्भशब्दस्यात्र, न चात्र 'विक्खभुस्सेहेहिं'ति बहुवचनमस्ति येनागतिकता स्यात् ।

जीवाभिगमवृत्त्यादिग्रन्थेषु च निरूपितो ।
वापीचतुष्कान्तरेषु, द्वौ द्वौ रतिकराचलौ ॥ १८२ ॥
षोडशानां वापिकानां षोडशस्वन्तरेष्वमी ।
द्वात्रिंशद् द्विद्विभावेन, पद्मरागनिभाः समे ॥ १८३ ॥

इति प्रवचनसारोद्धारसूत्रवृत्त्यभिप्रायेण एते पद्मरागमयाः, स्थानाङ्गवृत्त्यभिप्रायेण तु सौवर्णा इति ।

उपर्येकैकमेतेषां, सर्वेषामपि भूभृताम् ।
चैत्यं नित्यार्हतां चारु, चलाचलध्वजाञ्चलम् ॥ १८४ ॥
चत्वारो दधिमुखस्था, एकैकोञ्जनभूभृतः ।
अष्टानां च रतिकराद्रीणामष्टौ जिनालयाः ।
इत्येवमेकैकदिशि, त्रयोदश त्रयोदश ।
एवं संकलिताश्चैते, द्विपञ्चाशज्जिनालयाः ॥ १८६ ॥

स्थानाङ्गवृत्तावप्युक्तं–

"सोलस दहिमुहसेला, कुंदामलसंखचंदसंकासा ।
कणयनिभा बत्तीसं, रइकरगिरिबाहिग तेसिं ॥ १८७ ॥

---

શ્રીજીવાભિગમસૂત્રની ટીકા આદિ ગ્રંથોમાં, ચાર વાવડીઓના આંતરામાં બે બે રતિકર પર્વતો કહેલા છે ૧૮૨.

આ સોળ વાવડીના સોળ આંતરામાં બે બે રતિકર પર્વતો હોવાથી કુલ ૩૨ રતિકર પર્વતો થાય છે. આ બત્રીશે પર્વતો પદ્મરાગ (લાલમણિની) કાંતિવાળા અને એક સરખા છે. ૧૮૩.

પ્રવચન સારોદ્ધારની વૃત્તિ મુજબ, આ બધા પર્વતો પદ્મરાગ રત્નમય છે. જ્યારે સ્થાનાંગવૃત્તિના અભિપ્રાયે આ પર્વતો સુવર્ણ જેવી કાંતિવાળા છે.

આ દરેક પર્વતની ઉપર પવનથી લહેરાતી ધ્વજાથી શોભતું શાશ્વત પ્રતિમાનું એક એક ચૈત્ય છે. ૧૮૪.

ચાર દધિમુખ પર્વતો ઉપર ચાર મંદિરો, એક અંજનગિરિપર એક અને આઠ રતિકર પર્વતોપર આઠ જિનાલય છે આ પ્રમાણે એક એક દિશામાં તેર તેર મંદિર છે અને બધા મળીને બાવન જિનાલય થાય છે. ૧૩×૪=૫૨. ૧૮૫–૧૮૬.

શ્રી સ્થાનાંગસૂત્રની વૃત્તિમાં પણ કહ્યું છે કે :

મચકુંદનુ ફૂલ, નિર્મળ શંખ અને ચંદ્ર જેવા દધિમુખ પર્વતો સોળ છે. તેનાથી થોડે દૂર સુવર્ણ વર્ણી એવા, બત્રીશ રતિકર પર્વતો છે. ૧૮૭.

---

१ सुवर्णवर्णमया इत्यर्थकत्वे न विरोधः यद्वा पद्मरागो रक्तः सुवर्णं च रक्तमपि स्यात् ।

अंजणगाइगिरीणं नाणामणिपज्जलंतसिहरेसु ।
बावन्नं जिणणिलया मणिरयणसहस्सकूडवरा ॥ १८८ ॥"
प्रासादास्ते योजनानां, भवन्ति शतमायताः ।
पञ्चाशतं ततास्तुङ्गा, योजनानि द्विसप्ततिम् ॥ १८९ ॥
हावभावाद्यभिनयविलासोल्लासिपुत्रिकाः ।
दिदृक्षानिश्चलैर्दिव्याङ्गनावृन्दैरिवाश्रिताः ॥ १९० ॥
चित्रोत्कीर्णैर्हयगजसुरदानवमानवैः ।
अद्भुतालोकनरसस्थितत्रिभुवना इव ॥ १९१ ॥
अष्टभिर्मङ्गलैः स्पष्टं, विशिष्टा अपि देहिनाम् ।
सेवाजुषां वितन्वानाः, कोटिशो मङ्गलावलीः ॥ १९२ ॥
प्रीत्योन्नतपदप्राप्तेर्नृत्यद्भिरिव केतुभिः ।
त्वरितं प्रोल्लसद्भक्तीनाह्वयन्त इवाङ्गिनः ॥ १९३ ॥

---

અંજનગિરિપર્વતોના તમામ ગિરિવરોના વિવિધ પ્રકારના મણિ રત્ન કાંતિથી યુક્ત, દેદિપ્યમાન શિખરોપર બાવન શ્રીજિનમંદિરો છે, કે જે મણિ રત્નના સહસ્રકુટોથી શોભે છે. ૧૮૮.

આ જિનપ્રાસાદો સો યોજન લાંબા, પચાસ યોજન પહોળા અને બહોતેર યોજન ઉંચા છે. ૧૮૯.

(હવે અહિ છ શ્લોકોના કુલક વડે આ મંદિરોની રમણીયતાનો અણુસાર આપે છે) પાષાણુની ઘડેલી પુતળીયોમાં એવો ઘાટ ઉતારવામાં આવ્યો હતો કે, જાણે હાવભાવાદિ અભિનયને જોવાની ઇચ્છાથી થંભી ગયેલી દિવ્યાંગનાઓ ન હોય, એવી ભ્રાંતિ થાય છે. ૧૯૦

આ જિનપ્રાસાદોમાં ઘોડા, હાથી, દેવ, દાનવ, માનવના એવા આબેહૂબ ચિત્રો કંડારવામાં આવ્યા છે કે જે જાણે મંદિરની અદ્ભૂતતા જોવા માટે ત્રણ ભુવન એકત્રિત થયા ન હોય.! એવા લાગે છે. ૧૯૧.

સ્પષ્ટ એવા અષ્ટમંગળ વડે વિશિષ્ટ જણાતા એવા તે મંદિરો, સેવા કરનાર પ્રાણીઓની કોટિકોટિમંગલ શ્રેણીને વિસ્તારે છે. ૧૯૨.

તે મંદિરો પર લહેરાતી ધ્વજાઓને, ઉત્પ્રેક્ષારૂપે વર્ણવતાં જણાવે છે, કે આ મંદિરપર (શિખરપર) ઉત્તંગ સ્થાનની પ્રાપ્તિ થવાથી, પ્રીતિવડે જાણે નૃત્ય કરી રહી હોય, તેવી ધ્વજાઓ ઉછળતી ભક્તિવાળા લોકોને સત્વર બોલાવી રહી છે. ૧૯૩.

स्थिताः सिंहनिषदनाकाराः स्फारामलत्विषः ।
भव्याघघोरमातङ्गघटामिव जिघांसवः ॥ १९४ ॥
षड्भिः कुलकं ॥

तथाहुः—"अंजणगपव्वयाणं सिहरतलेसुं हवंति पत्तेयं ।
अरिहंतायणाइं सीहणिसायाइं तुंगाइं ॥ १९५ ॥"
द्वारैश्चतुर्भिः प्रत्येकं, ते विभान्ति सुकान्तिभिः ।
चतुर्गतित्रस्तलोकत्राणदुर्गा इवोद्भटाः ॥ १९६ ॥
प्राच्यां देवाभिधं द्वारं, तद्भवेद्देवदैवतम् ।
असुराख्यं दक्षिणस्यां, द्वारं चासुरदैवतम् ॥ १९७ ॥
पश्चिमायां च नागाख्यं, तन्नागामररक्षितम् ।
उत्तरस्यां सुवर्णाख्यं, सुवर्णसुररक्षितम् ॥ १९८ ॥
योजनानि षोडशैतदेकैकं द्वारमुच्छ्रितम् ।
योजनान्यष्टविस्तीर्णं, प्रवेशे तावदेव च ॥ १९९ ॥
प्रतिद्वारमथैकैकः, पुरतो मुखमण्डपः ।
चैत्यस्य यो मुखे द्वारे, पट्टशोलासमो मतः ॥ २०० ॥

---

બેઠેલા સિંહના આકારવાળા, સુવિશાળ અને નિર્મળ તેજવાળા એવા તે જિન-પ્રાસાદો, જાણે ભવ્ય પુરૂષોનાં પાપો રૂપી ભયંકર ગજઘટાને મારવાની ઇચ્છાવાળા હોય, તેવું જણાય છે. ૧૯૪

આ સંબંધમાં શાસ્ત્રમાં કહેવાયું છે, કે દરેક અંજનપર્વતનાં શિખર ઉપર સિંહ નિષદ્યાકારે ઉતુંગ અરહિંત પરમાત્માના આયતનો છે ૧૯૫

સુશોભન કાંતિવાળા આ જિનાયતનો ચાર દ્વાર વડે શોભે છે. તે ચારગતિથી ત્રસ્ત લોકોનો રક્ષણ કરવા માટે ઉંચા કિલ્લા જેવા શોભે છે. ૧૯૬.

પૂર્વદિશામાં દેવનામનુ દ્વાર છે, જેના અધિષ્ટાતા દેવનામના દેવ છે. દક્ષિણદિશામાં અસુરનામનુ દ્વાર છે, તેના અધિષ્ઠાતા અસુર નામક દેવ છે. પશ્ચિમદિશામાં નાગનામનું દ્વાર છે, તેના અધિષ્ઠાયક રક્ષણહાર નાગનામના દેવ છે. અને ઉત્તરદિશામાં સુવર્ણનામનું દ્વાર છે, કે જેના રક્ષણ અધિષ્ઠાયક સુવર્ણદેવ છે. ૧૯૭–૧૯૮

આ દરેક દ્વાર સોળયોજન ઉંચા, આઠ યોજન વિસ્તૃત અને પ્રવેશભાગ પણ તેટલાજ (આઠ યોજન) છે. ૧૯૮

હવે આ પ્રતિદ્વારની આગળ એક એક મુખમંડપ છે, કે જે ચૈત્યના મુખરૂપ દ્વારને વિષે પટ્ટશાળા સમાન જણાય છે ૨૦૦.

तस्यापि पुरतः प्रेक्षामण्डपः श्रीभिरद्भुतः ।
प्रेक्षा प्रेक्षणकं तस्मै, गृहरूपः स मण्डपः ॥ २०१ ॥

योजनानां शतं दीर्घौ, पञ्चाशत्तानि विस्तृतौ ।
योजनानि षोडशोच्चौ, त्रिभिर्द्वारैर्मनोरमौ ॥ २०२ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ–"मुखमण्डपमानां प्रत्येकं प्रत्येकं त्रिदिशं–तिसृषु दिक्षु, एकैकस्यां दिशि एकैकभावेन त्रीणिद्वाराणि," जीवाभिगमसूत्रादर्शे तु 'तेसि णं मुहमंडवाणं चउद्दिसिं चत्तारि दारा पण्णत्ता' इति दृश्यते ।

प्रेक्षामण्डपमध्ये च, वज्ररत्नविनिर्मितः ।
एकैकोऽक्षाटकस्तस्य, मध्येऽस्ति मणिपीठिका ॥ २०३ ॥

योजनान्यष्ट विस्तीर्णायता चत्वारि चोच्छ्रिता ।
उपर्यस्याश्चेन्द्रयोग्यं, सिंहासनमनुत्तरम् ॥ २०४ ॥

सिंहासनस्य तस्योर्ध्वं, दूष्यं विजयनामकम् ।
वितानरूपं तद्रत्नवस्त्रमत्यन्तनिर्मलम् ॥ २०५ ॥

---

આ મુખમંડપની આગળ પણ પ્રેક્ષામંડપ છે, જે શોભાથી અદ્ભુત છે. આને પ્રેક્ષામંડપ કેમ કહેવાય છે? તે જણાવતા કહે છે, કે પ્રેક્ષણ કરવું. (સારી રીતે ચોતરફનુ જોવું) તે પ્રેક્ષા કહેવાય, તેના માટે જાણે આ ગૃહ આશ્રયરૂપ હોવાથી આ પ્રેક્ષામંડપ કહેવાય છે. ૨૦૧.

આ મુખમંડપ અને પ્રેક્ષામંડપ–બન્ને ૧૦૦ યોજન લાંબા છે, ૫૦ યોજન વિસ્તૃત છે, સોળ યોજન ઉંચા છે અને ત્રણ દ્વારો વડે મનોહર છે. ૨૦૨.

શ્રી જીવાભિગમની વૃત્તિમાં ત્રણે દિશામાં એક–એક દ્વાર હોવાથી ત્રણ દ્વાર કહ્યા છે, જ્યારે જીવાભિગમ સૂત્રમાં તે મુખમંડપની ચારે દિશામાં ચાર દ્વાર કહેલા છે –એમ જણાય છે.

પ્રેક્ષામંડપની મધ્યમાં વજ્રરત્ન નિર્મિત એક–એક અક્ષપાટક છે અને તેની મધ્યમાં મણિપીઠિકા છે. આ મણિપીઠિકાઓ આઠયોજન લાંબી, ચારયોજન પહોળી અને એની ઉપર ઇંદ્રને યોગ્ય અનુપમ સિંહાસન છે. ૨૦૩–૨૦૪.

આ સિંહાસનને આચ્છાદિત કરનાર, વિજયનામનુ સુંદર વસ્ત્ર છે કે, જે અત્યંત નિર્મળ અને વસ્ત્રોમાં રત્ન સમાન છે. ૨૦૫.

मुक्तादामालम्बनाय, मध्येऽस्य वाज्रिकोऽङ्कुशः ।
तस्मिन्मुक्तादामकुम्भप्रमाणमौक्तिकाञ्चितम् ॥ २०६ ॥
तच्च स्वार्द्धोच्चत्वमानैर्मुक्तादामभिरञ्चितम् ।
चतुर्दिशमर्द्धकुम्भप्रमाणमौक्तिकाञ्चितैः ॥ २०७ ॥

तथाऽऽह स्थानाङ्गे—"तेसु णं वइरामएसु अंकुसेसु चत्तारि कुंभिका मुत्तादामा प०, ते णं कुंभिका मुत्तादामा पत्तेयं पत्तेयं तदद्धुच्चत्तप्पमाणमित्तेहिं चउहिं अद्धकुंभिकेहिं मुत्तादामेहिं सव्वतो समंता संपरिक्खित्ता," एतट्टीकापि—"कुंभो मुक्ताफलानां परिमाणतया विद्यते, येषु तानि कुंभिकानि मुक्तादामानि—मुक्तामालाः, कुंभप्रमाणं च—'दो असती पसई, दो पसइउ सेतियो, चत्तारि सेतियाओ कुलओ, चत्तारि कुलवा पत्थो, चत्तारि पत्था आढयं, चत्तारि आढ्या दोणो, सट्ठी आढयाइं जहन्नो कुंभो, असीइं मज्झिमो, सयमुक्कोसो'त्ति 'तदद्ध'त्ति तेपामेव मुक्तादाम्नामर्द्धमुच्चत्वस्य प्रमाणं येषां तानि तदर्द्धोच्चत्वप्रमाणानि तान्येव तन्मात्राणि तैः, 'अद्धकुंभिकेहिं'ति मुक्ताफलार्द्धकुम्भवद्भिरिति ।

---

તેમાં મોતિની માળાઓ લટકાવવા માટે, તે સિંહાસનના મધ્યભાગે વજ્રનો અંકુશ છે, જેમાં કુંભ પ્રમાણ મોતિથી યુક્ત મોતિની માળા લટકે છે. ૨૦૬.

આ કુંભ પ્રમાણ મોતિથી બનેલી મુક્તામાળા મધ્યમાં લટકે છે. જ્યારે ચારેદિશામાં અર્ધકુંભ પ્રમાણ મોતિઓથી બનેલી, એવી માળાઓ ચારે દિશાઓમાં લટકે છે. ૨૦૭.

શ્રી સ્થાનાંગસૂત્રમાં પણ આમ જ કહ્યું છે.—"તે વજ્રમય અંકુશો ઉપર કુંભપ્રમાણ મોતિવાળી ચાર મુક્તામાળા કહી છે, તે કુંભિકામાળા (કુંભપ્રમાણ મોતિઓથી નિષ્પન્નમાળા)ની ચારેબાજુ દરેક દિશામાં ઉંચાઇ અને પ્રમાણથી અર્ધ માનવાળી અર્ધ કુંભપ્રમાણ મોતિથી યુક્ત માળાઓ છે"

શ્રી સ્થાનાંગસૂત્રની ટીકામા પણ કહ્યું છે કેઃ-

જે માળાના મોતિઓના પરિમાણમાં કુંભનુ માપ થતું હોય, તેવી માળાઓને કુંભિકા મુક્તામાળા કહેવાય છે તો હવે કુંભનુ માપ નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૨ અસતી = ૧ પસલી | ૪ આઢવ = ૧ દ્રોણ |
| ૨ પસલી = ૧ સેતિકા (ખોબો) | ૬૦ આઢવ = ૧ જઘન્ય કુંભ |
| ૪ સેતિકા = ૧ કુલક | ૮૦ ,, = ૧ મધ્યમ ,, |
| ૪ કુલક = ૧ પ્રસ્થ | ૧૦૦ ,, = ૧ ઉત્કૃષ્ટ ,, |
| ૪ પ્રસ્થ = ૧ આઢવ | |

તે કુંભ પ્રમાણ મોતિઓની માળા કરતાં ઉંચાઈમાં અડધી પ્રમાણવાળી અર્ધ કુંભિકા કહેવાય છે.

ततः पेक्षामण्डपाग्रे, प्रत्येकं मणीपीठिका ।
उच्छ्रिता योजनान्यष्टौ षोडशायतविस्तृता ॥ २०८ ॥
चैत्यस्तूपस्तदुपरि, स योजनानि षोडश ।
आयतो विस्तृतस्तुङ्गः, सातिरेकाणि षोडश ॥ २०९ ॥
मणिपीठिकाश्चतस्रः, स्तूपस्यास्य चतुर्दिशम् ।
योजनान्यष्ट विस्तीर्णायताश्चत्वारि चोच्छ्रिताः ॥ २१० ॥
इति जीवाभिगमवृत्तौ ।
तासामुपरि च स्तूपाभिमुख्याः श्रीमदर्हताम् ।
जयन्ति प्रतिमाश्चञ्चन्मरीचिनिचयाश्रिताः ॥ २११ ॥
चैत्यस्तूपात्परा तस्माद्विभाति मणिपीठिका ।
विष्कम्भायामतः स्तूपपीठिकासन्निभैव सा ॥ २१२ ॥
उपर्यस्याः पीठिकायाश्चैत्यवृक्षो विराजते ।
विजयाराजधान्युक्तचैत्यवृक्षसहोदरः ॥ २१३ ॥
वीक्ष्य चैत्यश्रियं रम्यां, विश्वलक्ष्मीविजित्वरीम् ।
मरुच्चलशिरोव्याजादाश्चर्यं व्यञ्जयन्निव ॥ २१४ ॥

---

ત્યાર બાદ દરેક પ્રેક્ષામંડપની આગળ મણિપીઠિકા હોય છે, કે જેની ઉંચાઇ આઠ યોજન અને લંબાઈ પહોળાઇ સોળ યોજન છે. ૨૦૮.

તેના ઉપર ચૈત્ય સ્તૂપ છે, જે લાંબો - પહોળો સોળ યોજન અને ઊંચો સોળ યોજનથી કંઇક અધિક છે ૨૦૯

આ સ્તુપની ચારે તરફ ચાર મણિપીઠિકા છે, જે આઠ યોજન-લાંબી પહોળી અને ચાર યોજન ઊંચી છે. આ વાત શ્રી જીવાભિગમની વૃત્તિમાં કહી છે. ૨૧૦

આ મણિપીઠિકા ઉપર રહેલ સ્તૂપની સન્મુખ શ્રી અરિહંત ભગવાનની દેદીપ્યમાન પ્રતિમાઓ વિજયવંતી વર્તે છે. ૨૧૧.

તે ચૈત્યસ્તૂપની આગળ મણિપીઠિકા શોભે છે, જે લંબાઇ પહોળાઇમાં સ્તૂપની પીઠિકા સમાન છે. ૨૧૨.

વિશ્વની લક્ષ્મીને જીતનાર એવી સુંદર આ ચૈત્યલક્ષ્મીને જોઇને, પવનથી ચલાયમાન ઉર્ધ્વશાખારૂપી શિરોભાગના બ્હાનાથી જાણે આશ્ચર્યને વ્યક્ત કરતું હોય, એવું ચૈત્યવૃક્ષ, આ પીઠિકાના ઉપરના ભાગમાં શોભે છે. વિજય દેવની રાજધાનીમાં વર્ણવેલ ચૈત્યવૃક્ષ સદૃશ જ આ ચૈત્યવૃક્ષનુ સ્વરૂપ સમજવું. ૨૧૩–૨૧૪.

योजनान्यष्ट विस्तीर्णायता चत्वारि मेदुरा ।
तदग्रे पीठिका तस्यां, महेन्द्रध्वज उज्ज्वलः ॥ २१५ ॥
तुङ्गः षष्टिं योजनानि, विस्तीर्णश्चैकयोजनम् ।
एतावदेव चोद्विद्धः, शुद्धरत्नविनिर्मितः ॥ २१६ ॥
ततो नन्दापुष्करिणी, योजनान्यायता शतम् ।
पञ्चाशं विस्तृता सा च, दशोद्विद्धा प्रकीर्त्तिता ॥ २१७ ॥
द्विसप्तति योजनानामुद्विद्धा लुब्धषट्पदैः ।
अब्जैरत्यन्तसुरभिमरन्दैर्वासितोदकाः ॥ २१८ ॥ युग्मम् ॥
अशोकसप्तपर्णाख्यचम्पकाम्रवनैः क्रमात् ।
पूर्वादिषु मनोज्ञेयं ककुप्सु चतसृष्वपि ॥ २१९ ॥

तथोक्तं स्थानाङ्गे-

"पुव्वेण असोगवणं दाहिणओ होइ सत्तवण्णवणं ।
अवरेण चंपगवणं चूअवणं उत्तरे पासे ॥ २२० ॥"
द्वौ मण्डपौ स्तूप एकश्चैत्यवृक्षो महाध्वजः ।
वापी वनाढ्या वस्तूनि, प्रतिद्वारममूनि षट् ॥ २२१ ॥

---

આ ચૈત્યવૃક્ષની આગળ આઠ યોજન લાંબી પહોળી અને ચાર યોજન ઉંચી એવી પીઠિકા છે, તે પીઠિકા ઉપર ઉજ્જવળ અને શુદ્ધ રત્નમય મહેન્દ્ર ધ્વજ છે કે, જે ૬૦ યોજન ઊંચો, એક યોજન પહોળો અને એક યોજન ઊંડો છે ૨૧૫–૨૧૬.

મહેન્દ્રધ્વજની પછી નંદા નામની વાવડી છે, જે સો યોજન લાંબી, પચાસ યોજન પહોળી અને દશ યોજન ઊંડી કહેલી છે ૨૧૭.

અત્યંત સુરભિ મકરંદવાળા અને જેની ઉપર ભમરાઓ લુબ્ધ બની ગયા છે, તેવા કમળો વડે જેનું પાણી સુવાસીત બન્યું છે, તેવી આ પુષ્કરિણી ૭૨ યોજન[1] ઊંડી છે. ૨૧૮.

આ વાવડીની પૂર્વાદિ ચારદિશામાં ક્રમશઃ અશોક, સપ્તપર્ણ, ચંપક અને આમ્રવન નામના ઉદ્યાનો રહેલા છે, જેના વડે આ વાપિકા મનોહર જણાય છે. ૨૧૯.

શ્રી સ્થાનાંગસૂત્રમાં કહ્યું છે કે "પૂર્વદિશામાં અશોકવન, દક્ષિણદિશામાં સપ્તપર્ણવન, પશ્ચિમમા ચંપકવન અને ઉત્તરમા આમ્રવન છે. ૨૨૦.

દરેક દ્વારે છ વસ્તુઓ હોય છે.

(૧–૨) બે મંડપ, (૩) સ્તૂપ, (૪) એક ચૈત્યવૃક્ષ, (૫) મહાધ્વજ, (૬) વનથી યુક્ત વાવડી–એ રીતે છ–છ વસ્તુ છે. ૨૨૧.

---

૧ પહેલા ૧૦ યોજનની ઊંડાઈ કહ્યા પછી ફરી અહિ ૭૨ યોજનની ઉંડાઈ કહે છે, તે વિચારણીય છે.

प्रतिप्रासादमेवं च, चत्वारो मुखमण्डपाः ।
अभ्रङ्कषोत्तुङ्गशृङ्गाश्चत्वारो रङ्गमण्डपाः ॥ २२२ ॥

स्तूपाश्चत्वारस्तथैव, चैत्यवृक्षेन्द्रकेतवः ।
चतस्रः पुष्करिण्यश्च, तद्वनानि च षोडश ॥ २२३ ॥

प्रासादानामथो मध्येऽस्त्येकैका मणिपीठिका ।
विष्कम्भायामतः सा च, योजनानीह षोडश ॥ २२४ ॥

अष्टोच्छ्रिता तदुपरि, स्याद् देवच्छन्दकः स च ।
ततायतः पीठिकावत्तुङ्गोऽधिकानि षोडश ॥ २२५ ॥

चतुर्दिशं तत्र भान्ति, रत्नसिंहासनस्थिताः ।
अर्हतां प्रतिमा नित्याः, प्रत्येकं सप्तविंशतिः ॥ २२६ ॥

प्रतिप्रासादमित्येवं, तासामष्टोत्तरं शतम् ।
द्वारस्थाः षोडशेत्येवं, चतुर्विंशं शतं स्तुवे ॥ २२७ ॥

ऋषभो वर्द्धमानश्च, चन्द्राननजिनेश्वरः, ॥
वारिषेणश्चेति नाम्ना, पर्यङ्कासनसंस्थिताः ॥ २२८ ॥

---

હવે દરેક પ્રાસાદે ચાર મુખમંડપ, ગગનગામી ઊંચા શિખરવાળા ચાર રંગમંડપ, ચાર સ્તૂપ, એ જ પ્રમાણે ચાર ચૈત્યવૃક્ષ, ચાર મહેંદ્રધ્વજ, ચાર પુષ્કરિણી અને તેનાં સોળવનો હોય છે. ૨૨૨–૨૨૩.

દરેક મંદિરની મધ્યમાં એક મણિપીઠિકા હોય છે, કે જે લાંબી–પહોળી સોળ યોજન છે અને ઊંચી આઠ યોજન છે. ૨૨૪.

આ મણિપીઠિકા ઉપર એક દેવ છંદક છે, તે લંબાઇ–પહોળાઈમાં પીઠિકા જેટલો જ (સોળ યોજન) છે અને ઉંચો સોળ યોજનથી અધિક છે. ૨૨૫.

ત્યાં ચારે દિશામાં રત્ન સિંહાસન ઉપર રહેલી શ્રી અરિહંત પરમાત્માની સત્યાવીશ–સત્યાવીશ શાશ્વત પ્રતિમાઓ છે, એટલે કે એકદિશામાં સત્યાવીશ–સત્યાવીશ. આ રીતે દરેક મંદિરની અંદર એકસો આઠ છે અને દ્વારમાં સોળ પ્રતિમા હોય છે. આ રીતે રહેલી શ્રી જિનેશ્વરની એકસો ચોવીશ પ્રતિમાઓની સ્તવના કરું છું. ૨૨૬–૨૨૭.

શ્રી ઋષભનાથ, શ્રી વર્ધમાનસ્વામી, શ્રી ચંદ્રાનનસ્વામી તથા શ્રી વારિષેણસ્વામી–આ નામની પર્યંકાસને રહેલી ચાર–ચાર પ્રતિમાઓ છે. ૨૨૮.

द्वे द्वे च नागप्रतिमे, जिनार्चापुरतः स्थिते ।
द्वे द्वे च यक्षभूतार्चे, आज्ञाभृत्प्रतिमे अपि ॥ २२९ ॥

विनयेन संमुखीनघटिताञ्जलिसंपुटे ।
भक्त्या पर्युपासमाने, स्थित किञ्चिन्नते इव ॥ २३० ॥ युग्मम् ॥

एकैका चामरधरप्रतिमा पार्श्वयोर्द्वयोः ।
पृष्ठतश्च छत्रधरप्रतिमैकाऽत्र निश्चिता ॥ २३१ ॥

तथोक्तमावश्यकचूर्णौ—"जिणपडिमाणं पुरओ दो दो नागपडिमाओ, दो दो जक्खपडिमाओ, दो दो भूअपडिमाओ, दो दो कुंडधरपडिमाओ" इत्यादि ।

दामानि धूपघट्योऽष्टौ, मङ्गलानि ध्वजास्तथा ।
भान्ति षोडश कुम्भादीन्येष्वलङ्करणानि च ॥ २३२ ॥

घण्टा वन्दनमालाश्च, भृङ्गाराश्चात्मदर्शकाः ।
सुप्रतिष्ठकचङ्गेर्यश्छत्रैः पटलकैर्युताः ॥ २३३ ॥ युग्मम् ॥

स्वर्णवर्णचारुरजोवालुकाभिर्मनोरमाः ।
भूमयस्तेषु राजन्ते, मूर्त्तैः शोभालवैरिव ॥ २३४ ॥

---

શ્રી જિનેશ્વરદેવની પ્રતિમાની આગળ બે-બે નાગપ્રતિમાઓ છે. તેની આગળ આજ્ઞાને ધારણ કરતી બે-બે યક્ષ અને ભૂતની પ્રતિમાઓ છે, જે વિનયપૂર્વક સામે અંજલિજોડીને રહેલી, કંઈક નમેલી, ભક્તિથી જાણે સેવા કરતી હોય, તેવી સેવક પ્રતિમા જેવી છે. ૨૨૯-૨૩૦.

બન્ને પડખે એક – એક ચામરધર પ્રતિમા છે અને પાછળ એક છત્રધર પ્રતિમા નિશ્ચિતપણે રહેલી છે. ૨૩૧

શ્રી આવશ્યકચૂર્ણિમાં કહ્યું છે કેઃ શ્રી જિનપ્રતિમાની આગળ બે-બે નાગપ્રતિમા, બે-બે યક્ષ પ્રતિમા, બે-બે ભૂતપ્રતિમા અને બે-બે કુંડધર (સેવક) પ્રતિમાઓ છે. ઇત્યાદિ.

( અહિં ) માળાઓ, ધુપઘટીઓ, અષ્ટમંગળ, ધ્વજા, સોળકુંભાદિ તથા અલંકારો તેમજ ઘંટા, તોરણો, કલશો (ભૃંગાર), દર્પણો, મોટા થાળો ( સુપ્રતિષ્ઠાન ), છાબડી, છત્ર, પાટલા આદિથી યુક્ત સેવકપ્રતિમાઓ શોભે છે. ૨૩૨-૨૩૩.

સુવર્ણવર્ણી તથા સુચારૂ એવી રજ અને વાલુકા વડે મનોહર-શોભતી, ત્યાંની ભૂમિઓ જાણે મૂર્તિમાન શોભાંશો ન હોય ! તેવી શોભે છે ૨૩૪.

अथ कैश्चित्कृतस्नानैः, सद्ध्यानैर्धृतधौतिकैः ।
अन्तर्बहिश्चावदातैः, शरत्कालह्रदैरिव ॥ २३५ ॥
कैश्चित्कृतोत्तरासङ्गैर्मुखकोशावृताननैः ।
तत्कालनष्टान्तःपापपरावृत्तिभयादिव ॥ २३६ ॥
मर्दयद्भिश्चन्दनेन, कैश्चित्कर्पूरकुङ्कुमे ।
मोहप्रतापयशसी, चूर्णयद्भिरिवोर्जिते ॥ २३७ ॥
कैश्चिद् घुसृणनिर्यासोल्लासिकच्चोलकच्छलात् ।
हृद्यमान्तं भक्तिरागं, दधद्भिः प्रकटं बहिः ॥ २३८ ॥
कैश्चिन्नानावर्णपुष्पोद्दामदामौघदम्भतः ।
श्रयद्भिरद्भुतश्रेयः- श्रेणीमिव करे कृताम् ॥ २३९ ॥
वन्दमानैः पर्युपासमानैः पूजापरायणैः ।
प्रासादास्तेऽभितो भान्ति, सुरासुरनभश्चरैः ॥ २४० ॥ षड्भिः कुलकं ।

---

(હવે આ નંદીશ્વરના ભવ્ય મંદિરોમાં ચારે તરફથી આવતા પૂજાર્થી ભવ્યાત્માઓ, તે મંદિરોની શોભામાં કેવો વધારો કરતા હતા, તે કહે છે.)

વંદન કરતાં કેટલાક લોકોએ સ્નાન કરીને સદ્ધ્યાનવડે અને ધોએલા ઉજ્જવળ ધોતી આદિ વસ્ત્રો ધારણ કરવા વડે બાહ્ય–આંતર ઉજ્જવલતા દ્વારા શરદઋતુના દ્રહનુ અનુકરણ કર્યું હતું (જેમ શરદકાલના દ્રહોમાં પાણી ઉપર નીચે નિર્મળ ઉજ્જવળ હોય છે અને ઉપર બગલા વગેરે બેઠેલા હોવાથી ત્રિધા ઉજ્જવળ દેખાય છે, તેમ અહીં લોકો પણ ત્રિધા ઉજ્જવળતા ધરતા હતા.) તત્કાલ નાશ પામેલા અંતરના પાપોની પરાવૃત્તિ ન થઈ જાય, તેવા પ્રકારના ભયથી જ જાણે, ઉત્તરાસંગધારી કેટલાક જનો દ્વારા મુખકોશથી મુખ ઢાંકવામાં આવ્યું હતું. મહામોહ રાજાના પ્રતાપ અને યશને ચૂર્ણિત કરવા માટે જ, જાણે સજ્જ ન થયા હોય! તેવા કેટલાક પૂજાર્થીઓ દ્વારા ચંદનની સાથે કર્પૂર અને કંકુ લસોટવામાં આવતા હતા. ઘસારા ઘસી–ઘસીને, તૈયાર કરેલા વિલેપન રસથી છલોછલ ભરેલા કચોળાને કેટલાક હૃદય સ્થાને ધારી રહ્યા હતા, કેમકે હૃદયમાં નહીં સમાતો ભક્તિરાગ જ જાણે કચોળા રૂપે બહાર પ્રકાશિત થઈ રહ્યો હતો, વળી કોઈક વિવિધ પ્રકારનાં વર્ણવાળા પુષ્પોની મોટી માળાઓનાં સમૂહના બ્હાને હાથમાં કરેલી અદ્‌ભૂત કલ્યાણની શ્રેણિનો આશ્રય કરતા હતા.

આ રીતે અનેક ચેષ્ટાઓ, પ્રવૃત્તિઓમાં ગૂંથાએલા, વંદન કરી રહેલા, પર્યુપાસના કરી રહેલાં, પૂજામાં પરાયણ એવા પૂજાર્થી સુર, અસુર, વિદ્યાધરોદ્વારા, આ પ્રાસાદો ચારે બાજુથી શોભી રહ્યા છે. ૨૩૫–૨૪૦.

अर्हत्कल्याणकमहच्चिकीर्षयाऽऽगताः सुराः ।
इह विश्रम्य संक्षिप्तयाना यान्ति यथेप्सितम् ॥ २४१ ॥
ततः प्रत्यावर्त्तमानाः, कृतकृत्या इहागताः ।
रचयन्त्यष्ट दिवसान्, यावदुत्सवमुच्चकैः ॥
प्रतिवर्षं पर्युषणाचतुर्मासकपर्वसु ।
इहाष्टौ दिवसान् यावदुत्सवं कुर्वते सुरा. ॥ २४३ ॥

तथोक्तं जीवाभिगमसूत्रे—'तत्थ बहवे भवणवइवाणमंतरजोइसवेमाणिया देवा चउमासियापाडिवएसु संवच्छरिएसु वा अण्णेसु बहुसु जिणजम्मणणिक्खमणणाणुप्पत्ति-परिणिव्वाणमादिएसु देवकज्जेसु य यावत् अट्टाहितारुवाओ महामहिमाओ कारेमाणा पालेमाणा सुहंसुहेणं विहरंति" ।

तत्रापि नियतस्वस्वस्थानेषु सुरनायकाः ।
उत्सवान्सपरीवाराः, कुर्वन्ति भक्तिभासुराः ॥ २४४ ॥

तथाह नन्दीश्वरकल्पः—

"प्राच्येऽञ्जनगिरौ शक्रः, कुरुतेऽष्टाह्निकोत्सवम् ।
प्रतिमानां शाश्वतीनां, चतुर्द्वारे जिनालये ॥ २४५ ॥

---

શ્રી અરિહંત પરમાત્માના કલ્યાણક મહોત્સવોને કરવાની ઇચ્છાથી આવેલા દેવતાઓ, અહીં ( નંદીશ્વરદ્વીપમાં ) વિશ્રામ કરીને વાહનને સંક્ષેપીને ઇચ્છિત સ્થાને જાય છે. ૨૪૧.

ત્યાંથી પાછા ફરીને, કલ્યાણક મહોત્સવો ભવ્ય રીતે ઉજવીને, કૃતકૃત્ય થયેલા તે દેવતાઓ અહીં આવીને આઠ દિવસનો (શ્રી જિનેન્દ્રભક્તિનો) મોટો ઉત્સવ કરે છે. ૨૪૨.

તેજ પ્રમાણે પ્રતિવર્ષ પર્યુષણા અને ચાતુર્માસિક પર્વમાં દેવતાઓ અહિયાં આઠ દિવસનો શ્રી જિનભક્તિનો મહોત્સવ કરે છે ૨૪૩.

શ્રી જીવાભિગમસૂત્રમાં કહ્યું છે, કે–ત્યાં ઘણા ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક, વૈમાનિક દેવો, ચાતુર્માસિક, એકમ તથા સંવચ્છરિમાં પણ અને બીજા પણ ઘણા શ્રી જિનેશ્વરોના જન્મ, દીક્ષા, જ્ઞાન, નિર્વાણ આદિ અને પોતાના દેવ કાર્યોમાં આઠ દિવસનો મહા મહોત્સવ ( મહા મહિમા ) કરતા, પાળતા, સુખે સુખે વિચરે છે."

નંદીશ્વરદ્વીપમાં પણ, પોત પોતાના નિયત સ્થાનમાં, દેવતા અને દેવેન્દ્રો ભક્તિથી દેદીપ્યમાન બની સપરિવાર અઠ્ઠાઇ મહોત્સવ કરે છે. ૨૪૪.

નંદીશ્વરકલ્પમાં કહ્યું છે કે–પૂર્વદિશાના અંજનગિરિપર્વત ઉપર, શાશ્વતી પ્રતિમાઓના ચાર દ્વારવાળા જિનાલયમાં, સૌધર્મેન્દ્ર મહારાજા અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે

तस्य चाद्रेश्चतुर्दिक्स्थमहावापीविवर्त्तिषु ।
स्फाटिकेषु दधिमुखपर्वतेषु चतुर्ष्वपि ॥ २४६ ॥
चैत्येष्वर्हत्प्रतिमानां, शाश्वतीनां यथाविधि ।
चत्वारः शक्रदिक्पालाः, कुर्वतेऽष्टाहिकोत्सवम् ॥ २४७ ॥
ईशानेन्द्रस्त्वौत्तराहेऽञ्जनाद्रौ विदधाति तम् ।
तल्लोकपालास्तद्वापीदध्याद्यद्रिषु कुर्वते ॥ २४८ ॥
चमरेन्द्रो दाक्षिणात्याञ्जनाद्रावुत्सवं सृजेत् ।
तद्वाप्यन्तर्दधिमुखेष्वस्य दिक्पतयः पुनः ॥ २४९ ॥
पश्चिमेऽञ्जनशैले तु, बलीन्द्रः कुरुते महम् ।
तद्दिक्पालास्तु तद्वाप्यन्तर्भाग्दधिमुखाद्रिषु ॥ २५० ॥"

एतत्सर्वमर्थतो जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रेऽपि ।

तत्र गायन्ति गन्धर्वा, मधुरैर्नादविभ्रमैः ।
समानतालविविधातोद्यनिर्घोषबन्धुरैः ॥ २५१ ॥
मृदङ्गवेणुवीणादितूर्याणि संगतैः स्वरैः ।
कौशलं दर्शयन्तीव, तस्यां विबुधपर्षदि ॥ २५२ ॥

---

અને એની જે ચારે દિશાની મહા વાપિકાઓમાં રહેલા સ્ફટિકનાં ચાર દધિમુખ પર્વત ઉપર રહેલા ચૈત્યોમાં, શક્રેન્દ્રના ચાર દિક્પાલો, ત્યાંની શાશ્વતી અરિહંત પ્રતિમાઓનો વિધિપૂર્વક અષ્ટાહ્નિક મહોત્સવ કરે છે. ૨૪૫–૨૪૭.

ઉત્તરદિશાના અંજનગિરિપર્વત ઉપર, ઇશાનેંદ્ર તથા તે પર્વતની વાવડીનાં દધિમુખ પર્વત ઉપર તેના ચારદિગ્પાલો અઠ્ઠાઈ મહોત્સવ કરે છે. ૨૪૮.

દક્ષિણદિશાના અંજનગિરિપર્વત ઉપર ચમરેન્દ્ર તથા તેની વાવડીના દધિમુખ પર્વત ઉપર તેના દિક્પાલો અઠ્ઠાઇ મહોત્સવ કરે છે. ૨૪૯.

પશ્ચિમદિશાના અંજનગિરિપર્વત ઉપર બલીંદ્ર તથા તેની વાવડીના દધિમુખ પર્વત ઉપર તેના લોકપાલો મહોત્સવ કરે છે. ૨૫૦.

આ સર્વ વિગત અર્થથી શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં પણ કહેલી છે.

શ્રી નંદીશ્વરદ્વીપના મહાકાય જિનાલયોમાં, ગંધર્વ દેવો મધુર એવા નાદ અને વિભ્રમથી યુક્ત અને સમાનતાલ તેમજ વિવિધ વાજીંત્રોના નિનાદ સહિત, સુંદર ગાન કરે છે. ઢોલક, વાંસળી, વીણા આદિ વાજીંત્રો, પોતાને સંગત એવા સુંદર સ્વરો વડે જાણે કે, તે સુર પરિષદમાં પોતાના કૌશલ્યનું દર્શન કરાવી રહ્યા હતા ૨૫૧–૨૫૨.

नृत्यद्देवनर्त्तकीनां, रणन्तो मणिनूपुराः ।
वदन्तीव निर्दयांह्रिपातैर्मृद्वंह्रिपीडनम् ॥ २५३ ॥

तासां तिर्यग् भ्रमन्तीनामुच्छलन्तः स्तनोपरि ।
मुक्ताहारा रसावेशाद् नृत्यन्तीवाप्यचेतनाः ॥ २५४ ॥

धिद्धिधिद्धिधिमिधिमिथेईथेईतिनिस्वनाः ।
तासां मुखोद्गताश्चेतः, सुखयन्ति सुधाभुजाम् ॥ २५५ ।

पूर्वं हासाप्रहासाभ्यां स्वर्णकृत् स्वपतीकृतः ।
कृत्रिमैर्विभ्रमैर्विप्रलोभ्य यः स्त्रीषु लम्पटः ॥ २५६ ॥

सोऽत्र कण्ठान्निराकुर्वन्निपतन्तं बलाद्गले ।
मृदङ्गं भङ्गुरग्रीवो, विलक्षोऽहासयत्सुरान् ॥ २५७ ॥

---

નૃત્ય કરતી એવી દેવનર્તકીઓના રણરણાટ કરતાં મણિમય નૂપુરો જાણે કે નિર્દયપણે થતાં પાદનિપાતો વડે કોમલ એવા ચરણની પીડાને પોકારતા હતા. ૨૫૩.

તીર્છી ભમતી, ફરતી એવી તે નર્તકીઓના ફરવાના કારણે, મોતીની માળાઓ સ્તનો પર ઉછળ્યા કરે છે, જાણે કે અચેતન એવી પણ તે માળાઓ સ્તન સ્પર્શજન્ય કામરસના આવેશથી નાચે છે. ૨૫૪.

નૃત્યના તાલના ધિ દ્ધિ,...ધિ દ્ધિ,....ધિમિ,...ધિમિ,...થે ઈ...થે ઈ......એ પ્રમાણેના તે નર્તકીઓના મુખમાંથી ઉચ્ચારાતા શબ્દો, તે દેવોના ચિત્તને પ્રમોદ પમાડે છે. ૨૫૫.

### પ્રસંગોપાત કુમારનંદી સોનીનો પ્રસંગઃ–

પૂર્વભવમાં જે સ્ત્રીઓમાં અતિલંપટ એવો સોની હતો, તેને હાસા–પ્રહાસા નામની (વ્યંતર) દેવીઓએ કૃત્રિમ કટાક્ષો, વિભ્રમોદ્વારા પ્રલોભિત કરીને (અગ્નિ ઝંપાપાત કરાવી) પોતાનો પતિદેવ બનાવ્યો હતો. અહિં નંદીશ્વરદ્વીપની યાત્રાર્થે નીકળતાં સૌધર્મેન્દ્રના હુકમથી તે દેવના કંઠમાં બજાવવા માટે ઢોલ આવીને પડ્યું. તે મજુરી મંજુર નહીં હોવાથી તે (સોની) દેવ ઢોલને કાઢી નાંખતો, ત્યારે બલાત્કારે પણ ઢોલ આવીને તેના કંઠમાં આરોપાતું હતું આવી વારંવારની ચેષ્ટાથી તેની ડોક ભાંગી જતી, તેથી તે વિલખો થયેલો અન્ય દેવોને પણ હાસ્યનું કારણ બનતો હતો. તે સમયે તેનો પૂર્વજન્મનો મિત્ર નાગિલ શ્રાવક, કે જે હાલમાં અચ્યુત દેવલોકમાં દેવ હતો, તે અમરપર્ષદામાં આવીને તે મિત્ર દેવને બોધ આપીને સમ્યક્ત્વ પ્રાપ્ત કરાવ્યું

अच्युतत्रिदशीभूतप्राग्जन्मसुहृदा कृतः ।
नागिलेनाप्तसम्यक्त्वः, प्राप्तेनामरपर्षदि ॥ २५८ ॥ त्रिभिर्विशेषकं ।
जङ्घाविद्याचारणानां, समुदायो महात्मनाम् ।
इह चैत्यनमस्यार्थं, श्रद्धोत्कर्षादुपेयुषाम् ॥ २५९ ॥
ददात्युपदिशन् धर्मं, युगपद्भावशालिनाम् ।
सजङ्गमस्थावरयोस्तीर्थयोः सेवनाफलम् ॥ २६० ॥
द्वीपस्य मध्यभागेऽस्य, चतुष्के विदिशां स्थिताः ।
चत्वारोऽन्ये रतिकरा, गिरयः सर्वरत्नजाः ॥ २६१ ॥
योजनानां सहस्राणि, ते दशायतविस्तृताः ।
सहस्रमेकमुत्तुङ्गा, आकृत्या झल्लरीनिभाः ॥ २६२ ॥
सार्द्धे द्वे योजनशते, भूमग्नाः परिवेषतः ।
एकत्रिंशत्सहस्राणि, त्रयोविंशा च षट्शती ॥ २६३ ॥
तेभ्यो लक्षं योजनानामतिक्रम्य चतुर्दिशम् ।
जम्बूद्वीपसमा राजधान्यः प्रत्येकमीरिताः ॥ २६४ ॥

---

હતું. (આ પ્રસંગ શ્રી નંદીશ્વરતીર્થની યાત્રા સાથે સંકળાએલો હોવાથી આટલો અહિં આપ્યો છે.) ૨૫૬–૨૫૮.

જંઘાચારણ, વિદ્યાચારણ મહાત્માઓનો સમુદાય કે જેઓ શ્રદ્ધાના ઉત્કર્ષથી અહિં (નંદીશ્વરદ્વીપમાં) ચૈત્યોને વાંદવા આવેલા હોય છે, એવા તે મહાત્માઓ જંગમ તીર્થસ્વરૂપ હોય છે. જ્યારે આ તીર્થસ્થાવર છે. આ રીતે સ્થાવર–જંગમ તીર્થોનાં યુગપદ્ભાવથી શોભતા અને ધર્મોપદેશ પ્રદાન કરી રહેલા એવા તે મુનિવરોનો સમુદાય સ્થાવર–જંગમ તીર્થની સેવનાનુ ફલ (યાત્રિકને) આપે છે. ૨૫૯–૨૬૦

આ દ્વીપનાં મધ્યભાગમાં ચારે વિદિશાઓમા સર્વરત્નમય ચાર રતિકર પર્વતો રહેલા છે. ૨૬૧.

આ ચાર રતિકર પર્વતો, દશહજાર (૧૦,૦૦૦) યોજન લાંબા, દશહજાર (૧૦,-૦૦૦) યોજન પહોળા, એકહજાર (૧,૦૦૦) યોજન ઉંચા અને આકૃતિમાં ઝલ્લરી વાજીંત્ર સમાન છે. તેઓ ભૂમિમાં બસોપચાસ (૨૫૦) યોજન અવગાઢ છે. અને પરિધિ એકત્રીસ હજાર છસોને ત્રેવીશ (૩૧,૬૨૩) યોજન છે. ૨૬૨–૨૬૩.

આ પર્વતોથી ચારે દિશામાં એકલાખ (૧,૦૦,૦૦૦) યોજન ગયા બાદ ચાર રાજધાનીઓ છે, કે જે દરેક રાજધાનીઓ જંબૂદ્વીપ સમાન છે. ૨૬૪.

तत्र दक्षिणपूर्वस्यां, स्थिताद्रतिकराचलात् ।
प्राच्यां पद्मानामदेव्याः, प्रज्ञप्ता सुमनाः पुरी ॥ २६५ ॥
शिवादेव्या दक्षिणस्यां, पुरी सौमनसाभिधा ।
अर्चिर्माली प्रतीच्यां स्याच्छचीदेव्या महापुरी ॥ २६६ ॥
उत्तरस्यां मञ्जुनाम्न्या, राजधानी मनोरमा ।
दक्षिणपश्चिमायां च, स्थिताद्रतिकरादथ ॥ २६७ ॥
पूर्वस्याममलादेव्या, भूता नाम महापुरी ।
भूतावतंसका याम्यामप्सरोऽभिधभर्तृका ॥ २६८ ॥
प्रतीच्यां नवमिकाया, गोस्तूपाख्या महापुरी ।
स्यादुत्तरस्यां रोहिण्या, राजधानी सुदर्शना ॥ २६९ ॥
अष्टाप्येवं राजधान्योऽनयोर्दिशां चतुष्टये ।
अष्टानां मुख्यदेवीनां, वज्रपाणेः सुरेशितुः ॥ २७० ॥
अथ चोत्तरपूर्वस्यां, योऽसौ रतिकराचलः ।
कृष्णादेव्यास्ततः प्राच्यां, पुरी नन्दोत्तराभिधा ॥ २७१ ॥
दक्षिणस्यां कृष्णराज्या, देव्या नन्दाभिधा पुरी ।
पश्चिमायां तु रामायाः, पुर्युत्तरकुराभिधा ॥ २७२ ॥

---

જેમાં અગ્નિખુણામાં રહેલા રતિકર પર્વતથી પૂર્વદિશામાં પદ્મા નામની દેવીની સુમના નામની નગરી કહી છે.

દક્ષિણદિશામાં શિવા નામની દેવીની સૌમનસા નામની નગરી કહી છે.

પશ્ચિમદિશામાં શચી નામની દેવીની અર્ચિમાલી નામની નગરી કહી છે. અને

ઉત્તરદિશામાં મંજુ નામની દેવીની મનોરમા નામની નગરી કહી છે. ૨૬૫-૨૬૭.

હવે દક્ષિણ - પશ્ચિમદિશામાં (નૈઋત્ય ખૂણામાં) રહેલા રતિકર પર્વતથી પૂર્વ દિશામાં, અમલાદેવીની ભૂતા નામની નગરી, દક્ષિણદિશામાં અપ્સરા નામની દેવીની ભુતાવતંસકા નામની નગરી, પશ્ચિમદિશામાં નવનિકા નામની દેવીની ગોસ્તૂપા નામની મહાનગરી અને ઉત્તરદિશામાં રોહિણી નામની દેવીની સુદર્શના નામની નગરી છે. ૨૬૮-૨૬૯.

આ બે રતિકર પર્વતની ચારેદિશામાં રહેલી આઠે રાજધાનીઓ, સૌધર્મેન્દ્રની આઠ અગ્રમહિષીઓની છે. ૨૭૦.

હવે ઉત્તર-પૂર્વ (ઈશાન ખૂણા)નાં રતિકર પર્વતની પૂર્વદિશામાં કૃષ્ણાદેવીની નંદોત્તરા નામની નગરી, દક્ષિણ દિશામાં કૃષ્ણરાજી દેવીની નંદા નામની નગરી, પશ્ચિમ

उदग्रामरक्षितायाः, पुरी देवकुराभिधा ।
योऽप्युत्तरपश्चिमायां, शैलो रतिकररततः ॥ २७३ ॥
वसुदेव्या राजधानी, प्राच्यां रत्नाभिधा भवेत् ।
याम्यां तु वसुगुप्ताया, रत्नोच्चयाभिधा पुरी ॥ २७४ ॥
प्रतीच्यां वसुमित्रायाः, सर्वरत्नाभिधा पुरी ।
वसुन्धरायाश्चोदीच्यां, नगरी रत्नसंचया ॥ २७५ ॥
एता ईशानेन्द्रदेवीराजधान्योऽष्ट पूर्ववत् ।
एकैकार्हच्चैत्यलब्धसुषमाः षोडशाप्यमूः ॥ २७६ ॥

इत्यर्थतः स्थानाङ्गादिषु ।

मतान्तरे तूत्तराशासंबद्धौ यावुभौ गिरी ।
तयोः प्रत्येकमष्टासु, दिक्ष्वीशानसुरेशितुः ॥ २७७ ॥
महिषीणां राजधान्योऽष्टानामष्टाष्ट निश्रिताः ।
एवं च याम्यदिक्संबद्धयो रतिकराद्रयोः ॥ २७८ ॥
प्रत्येकमष्टासु दिक्षु वज्रपाणेर्बिडौजसः ।
इन्द्राणीनां राजधान्योऽष्टानामष्टाष्ट निश्रिताः ॥ २७९ ॥

---

દિશામાં રામાદેવીની ઉત્તરકુરા નામની નગરી અને ઉત્તરદિશામાં રામરક્ષિતાદેવીની દેવકુરા નામની નગરી છે. ૨૭૧–૨૭૩.

ઉત્તર–પશ્ચિમ દિશામાં (વાયવ્ય ખૂણામાં) જે રતિકર પર્વત છે, તેની પૂર્વ દિશામાં, વસુદેવીની રત્નનામની રાજધાની, દક્ષિણ દિશામાં વસુગુપ્તાદેવીની રત્નોચ્ચયા નામની નગરી છે, પશ્ચિમદિશામાં વસુમિત્રા દેવીની સર્વરત્ના નામની નગરી અને ઉત્તરદિશામાં વસુન્ધરાદેવીની રત્નસંચયા નામની નગરી છે. ૨૭૪–૨૭૫.

સૌધર્મેન્દ્રની અગ્રમહિષીઓની જેમ આ આઠ રાજધાનીઓ ઈશાનેન્દ્રની આઠ અગ્રમહિષીઓની છે. અને આ સોળે-સોળ (રાજધાનીઓ) એક-એક આર્હત ચૈત્યથી શોભાને ધારણ કરે છે. ૨૭૬.

આ વિષય આ રીતે શ્રી સ્થાનાંગ આદિમાં અર્થથી કહ્યો છે.

મતાન્તરમાં તો ઉત્તરદિશા સંબંધી જે બે પર્વતો છે, તે સંબંધી આઠે દિશામાં ઈશાન ઇંદ્રની આઠે અગ્રમહિષીની આઠ–આઠ રાજધાની કહેલી છે. એ પ્રમાણે દક્ષિણ દિશા સંબંધી રતિકર પર્વતની પ્રત્યેક આઠે દિશામાં સૌધર્મેન્દ્રની આઠ અગ્રમહિષીઓની આઠ રાજધાની નિશ્ચિત છે. ૨૭૭–૨૭૯.

तथोक्तं जिनप्रभसूरिकृते नन्दीश्वरकल्पे—

तत्र द्वयो रतिकराचलयोर्दक्षिणस्थयोः ।
शक्रस्येशानस्य पुनरुत्तरस्थितयोः पृथक् ॥ २८० ॥

अष्टानां महादेवीनां, राजधान्योऽष्ट दिक्षु ताः ।
लक्षाबाधा लक्षमाना, जिनायतनभूषिताः ॥ २८१ ॥

सुजाता च सौमनसा, चार्चिर्माली प्रभाकरा ।
पद्मा शिवा शच्यंजने, भूता भूतावतंसिका ॥ २८२ ॥

गोस्तुपासुदर्शने अप्यमलाप्सरसौ तथा ।
रोहिणी नवमी चाथ, रत्ना रत्नोच्चयापि च ॥ २८३ ॥

सर्वरत्ना रत्नसंचया वसुर्वसुमित्रिका ।
वसुभागापि च वसुन्धरानन्दोत्तरे अपि ॥ २८४ ॥

नन्दोत्तरकुरुर्देवकुरुः कृष्णा ततोऽपि च ।
कृष्णराजीरामारामरक्षिताः प्राक्क्रमादमूः ॥ २८५ ॥

षोडशैवं राजधानीचैत्यानि प्राक्तने मते ।
मतान्तरे पुनर्द्वात्रिंशदेतानीति निर्णयः ॥ २८६ ॥

---

શ્રી જિનપ્રભસૂરિકૃત શ્રી નંદીશ્વરકલ્પમા નીચે મુજબ કહ્યું છે.

'દક્ષિણ દિશામાં રહેલ રતિકર પર્વતની આઠ દિશામાં શક્રની અને ઉત્તર દિશામાં રહેલા રતિકર પર્વતની આઠ દિશામાં ઈશાન (ઈશાનેંદ્રની) આઠ મહાદેવીની આઠ રાજધાનીઓ કહેલી છે આ દરેક રાજધાનીઓ લાખ-લાખ યોજનને આંતરે છે, લાખ યોજનનાં પ્રમાણવાળી છે. અને શ્રી જિનાયતન-જિનભવનથી ભૂષિત છે.

સુજાતા, સૌમનસા, અર્ચિમાલી, પ્રભાકરા, પદ્મા, શિવા શચી, અંજના, ભૂતા, ભૂતાવતંસિકા, ગોસ્તૂપા, સુદર્શના, અમલા, અપ્સરા, રોહિણી, નવમી, રત્ના, રત્નોચ્ચયા, સર્વરત્ના, રત્નસંચયા, વસુ, વસુમિત્રિકા, વસુભાગા, વસુન્ધરા, નન્દોત્તરા, નંદા, ઉત્તરકુરૂ, દેવકુરૂ, કૃષ્ણા, કૃષ્ણરાજી, રામા, રામરક્ષિતા-આ પ્રમાણે પૂર્વદિશાના ક્રમ મુજબ નગરીઓ છે. ઈત્યાદિ. ૨૮૦-૨૮૫

આ રાજધાનીનાં ચૈત્યો પૂર્વમતમાં સોળ છે અને મતાન્તરમાં બત્રીસ છે. ૨૮૬

तथाह नन्दीश्वरस्तोत्रकारः—

इअ वीसं बावन्न च जिणहरे गिरिसिहरेसु संथुणिमो ।
इंदाणिरायहाणिसु बत्तीसं सोलस व वंदे ॥ २८७ ॥"

एतत्सर्वमप्यर्थतो नन्दीश्वरस्तोत्रं सर्वं सूत्रतोऽपि योगशास्त्रवृत्तावप्यस्ति।

दीपोत्सवामावास्याया, आरभ्य प्रत्यमादिनम् ।
अपोषणं वितन्वाना, वर्षं यावन्निरन्तरम् ॥ २८८ ॥
भक्त्या श्रीजिनचैत्यानां, कुर्वन्तो वन्दनार्चनम् ।
नन्दीश्वरस्तुतिस्तोत्रपाठपावितमानसाः ॥ २८९ ॥
भव्या नन्दीश्वरद्वीपमेवमाराधयन्ति ये ।
तेऽर्जयन्त्यार्जवोपेताः, श्रेयसीं श्रायसीं श्रियम् ॥ २९० ॥
इत्थं व्यावर्णितरूपं द्वीपं नंदीश्वराभिधम् ।
तिष्ठत्यावेष्ट्य परितो, नंदीश्वरोदवारिधिः ॥ २९१ ॥
सुमनःसुमनोभद्रो, सुरौ समृद्धिमत्तया ।
नंदीश्वरौ तत्संबंधि, जलमस्येत्यसौ तथा ॥ २९२ ॥

---

શ્રી નંદીશ્વર સ્તોત્રકાર કહે છે કે ગિરિના શિખર ઉપર વીસ અને બાવન મંદિરોની સ્તવના કરૂં છું અને ઈંદ્રાણીની રાજધાનીમાં બત્રીસ અને સોળ જિનચૈત્યોને વંદના કરૂં છું. ૨૮૭.

આ બધું અર્થથી અને નંદીશ્વર સ્તોત્રમાં સૂત્રથી તથા શ્રીયોગશાસ્ત્રની વૃત્તિમાં પણ કહ્યુ છે.

દિવાળીની અમાવસ્યાથી માંડીને, દરેક અમાવસ્યાએ ઉપવાસ કરીને એકવર્ષ સુધી ભક્તિપૂર્વક જિનચૈત્યોની વંદના-પૂજના કરતા, શ્રી નંદીશ્વર સ્તુતિ-સ્તોત્ર પાઠથી ભાવિત મનવાળા જે સરળ ભવ્યો શ્રી નંદીશ્વરદ્વીપની આરાધના કરે છે, તેઓ કલ્યાણકારી મોક્ષની લક્ષ્મીને પામે છે. ૨૮૮-૨૯૦.

આ પ્રમાણે જેનુ વર્ણન કર્યું છે એવા આ નંદીશ્વદ્વીપને ચારે તરફથી વિંટળાઇને નંદીશ્વરોદ નામનો સમુદ્ર રહેલો છે. ૨૯૧.

સુમના અને સુમનોભદ્ર નામના બે દેવ સમૃદ્ધિવાન હોવાથી નંદીશ્વર કહેવાય છે. નંદી એટલે સમૃદ્ધિ, ઈશ્વર એટલે સ્વામી. તેના સંબંધી જલ હોવાથી નંદીશ્વરોદ-સમુદ્ર કહેવાય છે. ૨૯૨.

लग्नं नंदीश्वरे द्वीपे जलं चाऽस्यत्यसौ तथा ।
असौ नंदीश्वरद्वीपाद्वार्द्धिर्द्विगुणविस्तृतः ॥ २९३ ॥
एनमावेष्ट्य परितः, स्थितो द्वीपोऽरुणाभिधः ।
नंदीश्वराब्धेर्द्विगुणविष्कम्भोऽसौ निरूपितः ॥ २९४ ॥
असौ निजाधीश्वरयोरशोकवीतशोकयोः ।
सुरयोः प्रभया रक्तकान्तित्वादरुणाभिधः ॥ २९५ ॥
यद्वैतत्पर्वतादीनां, सद्वज्ररत्नजन्मनाम् ।
प्रसरद्भिः प्रभाजालैररुणत्वात्तथाभिधः ॥ २९६ ॥
अरुणोदाभिधो वार्द्धिरेनमावृत्य तिष्टति ।
विस्तारतोऽरुणद्वीपद्विगुणः परितोऽप्यसौ ॥ २९७ ॥
सुभद्रसुमनोभद्राभिधयोरेतदीशयोः ।
भूषणाभाभिररुणं, जलं यस्येत्यसौ तथा ॥ २९८ ॥
यद्वाऽरुणद्वीपपरिक्षेप्यमुष्योदकं स्फुरत् ।
ततोऽरुणोदाभिधानः, प्रसिद्धोऽयं पयोनिधिः ॥ २९९ ॥

---

અથવા આ સમુદ્રનુ જળ નંદીશ્વરદ્વીપને સંલગ્ન હોવાથી પણ આ સમુદ્ર નંદીશ્વરોદક કહેવાય છે. આ સમુદ્ર નંદીશ્વરદ્વીપથી ડબલ પહોળો છે. ૨૯૩.

નંદીશ્વર સમુદ્રને ચારે બાજુ વિંટળાઇને અરૂણનામનો દ્વીપ રહેલો છે. અરૂણદ્વીપ નંદીશ્વરોદ સમુદ્રથી ડબલ પહોળો છે. ૨૯૪.

આ દ્વીપ પોતાના અધીશ્વર અશોક અને વીતશોક દેવોની પ્રભાથી રક્ત કાંતિવાળો હોવાથી અરૂણ નામનો છે. ૨૯૫

અથવા આ દ્વીપના પર્વત આદિમાં વજ્રઆદિ રત્નો ઉત્પન્ન થતા હોવાથી, તે રત્નોની પ્રસરતી પ્રભાથી અરૂણ (લાલ) હોવાથી અરૂણદ્વીપ એવું નામ છે. ૨૯૬.

અરૂણદ્વીપને ચારે બાજુથી વિંટળાઈને અરૂણોદ નામનો સમુદ્ર રહેલો છે. આ સમુદ્ર વીસ્તારથી અરૂણદ્વીપથી ડબલ છે. ૨૯૭.

આ સમુદ્રના અધિષ્ઠાતા સુભદ્ર અને સુમનભદ્ર નામના દેવોના આભૂષણોની આભાવડે સમુદ્રનુ જલ અરૂણ (લાલ) હોવાથી તેનું નામ અરૂણોદ છે. ૨૯૮.

અથવા તો આ સમુદ્રનું સ્ફુરાયમાન જલ અરૂણદ્વીપની ચારેબાજુ રહેલું હોવાથી, આ સમુદ્ર અરૂણોદ નામે પ્રસિદ્ધ છે. ૨૯૯.

एवमन्येष्वपि ज्ञेया, निःशेषद्वीपवार्द्धिषु ।
व्यासद्वैगुण्यनामार्थौ, स्वामिनश्च स्वयं श्रुतात् ॥ ३०० ॥
ततोऽरुणवरो द्वीपस्तमप्याश्रित्य तिष्ठति ।
पारावारोऽरुणवरो, महाभोगीव सेवधिम् ॥ ३०१ ॥
एनं द्वीपोऽरुणवरावभासः परिषेवते ।
आलिङ्गत्यरुणवरावभासस्तं च वारिधिः ॥ ३०२ ॥
ततश्च कुण्डलद्वीपो, मेदिन्या इव कुण्डलम् ।
अयं त्रिप्रत्यवतारापेक्षया द्वादशो भवेत् ॥ ३०३ ॥

स्थानाङ्गतृतीयस्थानवृत्तौ च अरुणादीनां त्रिप्रत्यवतारमनाश्रित्यायमेकादशोऽभिहितः, तथाहि-

"जंबूदीवो १ धायइ २ पुक्खरदीवो ३ अ वारुणिवरो ४ य ।
खीरवरोवि य दीवो ५ घयवरदीवो य ६ खोदवरो ७ ॥ ३०४ ॥
नंदीसरो अ ८ अरुणो ९ अरुणोवाओ य १० कुंडलवरो य ११ ॥
तह संख १२ रुअग १३ भुअवर १४ कुस १५ कुंचवरो य तो १६ दीवो ॥ ३०५ ॥"

---

આ રીતે બાકીના સઘળા દ્વીપ-સમુદ્રો વિસ્તારથી ડબલ છે. અર્થ ગર્ભિતનામ તથા તેના સ્વામીના નામ આ સર્વે વિગત શ્રુતથી જાણી લેવી ૩૦૦

અરૂણોદ સમુદ્રને આશ્રયિને અરૂણવરનામનો દ્વીપ છે અને સર્પ જેમ નિધિને આશ્રયિને રહે, તે રીતે અરૂણવરનામનો સમુદ્ર, દ્વીપને આશ્રયિને રહેલો છે. ૩૦૧.

અરૂણવર સમુદ્રને વિંટળાઈને અરૂણવરાવભાસ નામનો દ્વીપ છે. તેને વિંટળાઈને અરૂણવરાવભાસ નામનો સમુદ્ર છે. ૩૦૨.

ત્યારપછી પૃથ્વીનાં કુંડલ સમાન કુંડલદ્વીપ છે, જે ત્રિપ્રત્યવતારની અપેક્ષાએ બારમો છે. ૩૦૩.

સ્થાનાંગસૂત્રનાં ત્રીજાસ્થાનની વૃત્તિમાં અરૂણ વિગેરેની ત્રિપ્રત્યવતાર અપેક્ષા વિના કુંડલદ્વીપ અગ્યારમો કહેલ છે. તે આ પ્રમાણે.—

૧ જંબૂદ્વીપ, ૨ ધાતકીખંડ, ૩ પુષ્કરદ્વીપ, ૪ વારૂણિવર, ૫ ક્ષીરવરદ્વીપ, ૬ ઘૃતવરદ્વીપ, ૭ ક્ષોદવર, ૮ નંદીશ્વર, ૯ અરૂણ, ૧૦ અરૂણોપાત, ૧૧ કુંડલવર, ૧૨ શંખ, ૧૩ રૂચક, ૧૪ ભૂજવર, ૧૫ કુસ, ૧૬ કુંચવર આદિદ્વીપો છે. ૩૦૪-૩૦૫.

इति क्रमापेक्षयैकादशे कुण्डलद्वीपे" इत्युक्तं, एवं भगवतीशतकचतुर्थोद्देशकवृत्तावप्ययमेकादशोऽभिहित इति, तत्त्वं बहुश्रुता विदन्ति ॥

अस्मिंश्च कुण्डलगिरिर्मानुषोत्तरवत्स्थितः ।
योजनानां द्विचत्वारिंशतं तुङ्गः सहस्रकान् ॥ ३०६ ॥

सहस्रमेकं भूमग्नो, मूले मध्ये तथोपरि ।
विस्तीर्णोऽयं भवेच्छैलो, मानुषोत्तरशैलवत् ॥ ३०७ ॥

चतुर्दिशं चतुर्द्वाराश्चत्वारोऽत्र जिनालयाः ।
चतुर्गतिभवारण्यश्रान्ताङ्गिविश्रमा इव ॥ ३०८ ॥

सर्वमेषां स्वरूपं तु, नन्दीश्वराद्रिचैत्यवत् ।
पार्श्वेऽथाभ्यन्तरेऽस्याद्रेर्दक्षिणोत्तरयोर्दिशोः ॥ ३०९ ॥

चत्वारश्चत्वार एव, प्रत्येकं सन्ति भूधराः ।
सोमयमवैश्रमणवरुणप्रभसंज्ञकाः ॥ ३१० ॥

अष्टाप्येते रतिकरपर्वताकृतयो मताः ।
उद्वेधोच्चत्वविष्कम्भैरुद्दामरामणीयकाः ॥ ३११ ॥

---

આ ક્રમની અપેક્ષાએ "અગ્યારમાં કુંડલદ્વીપમાં" એમ કહ્યું છે એ પ્રમાણે ભગવતીશતકનાં ચોથા ઉદ્દેશાની ટીકામાં પણ અગ્યારમો કહેલો છે. તત્ત્વ તો જ્ઞાનીભગવંત જાણે !

આ દ્વીપની અંદર કુંડલગિરિ નામનો પર્વત છે, જે માનુષોત્તર પર્વતની જેમ રહેલો છે. તે બેંતાલીશહજાર (૪૨,૦૦૦) યોજન ઉંચો છે, અને એકહજાર (૧૦૦૦) યોજનભૂમિમાં મગ્ન છે. મૂલ મધ્ય તથા ઉપરમાં આ પર્વત માનુષોત્તર પર્વતની જેમ વિસ્તૃત છે. ૩૦૬-૩૦૭.

આ કુંડલગિરિપર્વત ઉપર ચારે દિશામાં ચાર દ્વારવાળા એવા ચાર જિનાલયો છે, જે ચતુર્ગતિ સંસાર રૂપ અરણ્યમાં ભ્રાંત થએલા જીવોના વિશ્રામસ્થાન સમાન છે. આ બધાય ચૈત્યોનુ સ્વરૂપ નંદીશ્વર દ્વીપની અંદર રહેલા પર્વતો ઉપરનાં મંદિરો સમાન છે. ૩૦૮-૩૦૯.

આ પર્વતથી દક્ષિણ અને ઉત્તરદિશામાં નજીક તથા અભ્યંતર-ચાર-ચાર પર્વતો છે, જેના નામ સોમપ્રભ, યમપ્રભ, વૈશ્રમણપ્રભ અને વરૂણપ્રભ છે. આ આઠે પર્વતોની આકૃતિ રતિકર પર્વત સમાન છે. તેમજ ઊંડાઇ-ઉંચાઇ અને પહોળાઈથી અત્યંત રમણીય લાગે છે. ૩૧૦-૩૧૧.

एकैकस्याथ तस्याद्रे, राजधान्यश्चतुर्दिशम् ।
जम्बूद्वीप इव द्वात्रिंशदेता विस्तृतायताः ॥ ३१२ ॥
सोमा सोमप्रभा शिवप्राकारा नलिनापि च ।
राजधान्यो गिरेः सोमप्रभात्प्राच्यादिषु स्थिताः ॥ ३१३ ॥
विशालाऽतिविशाला च, शय्याप्रभा तथाऽमृता ।
यमप्रभगिरेरेता, राजधान्यश्चतुर्दिशम् ॥ ३१४ ॥
भवत्यचलनद्धाख्या, समक्वसा कुबेरिका ।
धनप्रभा वैश्रमणप्रभशैलाच्चतुर्दिशम् ॥ ३१५ ॥
वरुणप्रभशैलाच्च, वरुणा वरुणप्रभा ।
पुर्यपाच्यादिषु दिक्षु, कुमुदा पुण्डरीकिणी ॥ ३१६ ॥
दक्षिणस्यां च या एता, नगर्यः षोडशोदिताः ।
चतुर्णां लोकपालानां ताः सौधर्मेन्द्रसेविनाम् ॥ ३१७ ॥
उत्तरस्यां पुनरिमा, याः षोडश निरूपिताः ।
चतुर्णां लोकपालानां ताः ईशानेन्द्रसेविनाम् ॥ ३१८ ॥

तथोक्तं द्वीपसागरप्रज्ञप्तिसंग्रहण्यां—

---

આ એક – એક પર્વતની ચારે દિશામાં બત્રીસ રાજધાનીઓ છે, જે જંબૂદ્વીપ જેટલી લાંબી–પહોળી છે. ૩૧૨.

આ પર્વતોમાંથી, સોમપ્રભ પર્વતની પૂર્વાદિ (ચાર) દિશામાં રહેલી સોમા, સોમપ્રભા, શિવપ્રાકારા અને નલિના નામની રાજધાનીઓ છે યમપ્રભ પર્વતની ચારે દિશામાં વિશાલા–અતિવિશાલા–શય્યાપ્રભા તથા અમૃતા નામની ચાર રાજધાનીઓ છે. વૈશ્રમણપ્રભ પર્વતની ચારેદિશામાં અચલનદ્ધા, સમક્વસા, કુબેરિકા અને ધનપ્રભા નામની ચાર રાજધાનીઓ છે અને વરૂણપ્રભ પર્વતની ( પૂર્વ ) પશ્ચિમાદિ દિશામાં વરૂણા–વરૂણપ્રભા–કુમુદા અને પુણ્ડરીકિણી નામની ચાર રાજધાનીઓ છે. દક્ષિણ દિશા તરફ રહેલી જે આ સોળ નગરીઓ છે તે સૌધર્મેન્દ્રનાં ચાર લોકપાલો સંબંધી છે. તે રીતે ઉત્તરદિશા તરફ રહેલી જે સોળ નગરીઓ છે, તે ઇશાનેન્દ્રનાં ચાર લોકપાલો સંબંધી છે. આ પ્રમાણે દ્વીપસાગર પ્રજ્ઞપ્તિની સંગ્રહણીમાં કહ્યુ છે. ૩૧૩–૩૧૮.

'કુંડલદ્વીપનાં અભ્યંતરમાં દક્ષિણ તરફ સોળ અને ઉત્તર તરફ સોળ રાજધાનીઓ છે.' ઈત્યાદિ શ્રી ભગવતીસૂત્રનાં તૃતીયશતકનાં આઠમા ઉદ્દેશાની વૃત્તિમાં કહ્યુ છે.

इति क्रमापेक्षयैकादशे कुण्डलद्वीपे" इत्युक्तं, एवं भगवतीशतकचतुर्थोद्देशकवृत्तावप्ययमेकादशोऽभिहित इति, तत्त्वं बहुश्रुता विदन्ति ॥

अस्मिंश्च कुण्डलगिरिर्मानुषोत्तरवत्स्थितः ।
योजनानां द्विचत्वारिंशतं तुङ्गः सहस्रकान् ॥ ३०६ ॥

सहस्रमेकं भूमग्नो, मूले मध्ये तथोपरि ।
विस्तीर्णोऽयं भवेच्छैलो, मानुषोत्तरशैलवत् ॥ ३०७ ॥

चतुर्दिशं चतुर्द्वाराश्चत्वारोऽत्र जिनालयाः ।
चतुर्गतिभवारण्यभ्रान्ताङ्गिविश्रमा इव ॥ ३०८ ॥

सर्वमेषां स्वरूपं तु, नन्दीश्वराद्रिचैत्यवत् ।
पार्श्वेऽथाभ्यन्तरेऽस्याद्रेर्दक्षिणोत्तरयोर्दिशोः ॥ ३०९ ॥

चत्वारश्चत्वार एव, प्रत्येकं सन्ति भूधराः ।
सोमयमवैश्रमणवरुणप्रभसंज्ञकाः ॥ ३१० ॥

अष्टाप्येते रतिकरपर्वताकृतयो मताः ।
उद्वेधोच्चत्वविष्कम्भैरुद्दामरामणीयकाः ॥ ३११ ॥

---

આ ક્રમની અપેક્ષાએ "અગ્યારમાં કુંડલદ્વીપમાં" એમ કહ્યું છે એ પ્રમાણે ભગવતીશતકનાં ચોથા ઉદ્દેશાની ટીકામાં પણ અગ્યારમો કહેલો છે. તત્ત્વ તો જ્ઞાનીભગવંત જાણે!

આ દ્વીપની અંદર કુંડલગિરિ નામનો પર્વત છે, જે માનુષોત્તર પર્વતની જેમ રહેલો છે. તે બેંતાલીશહજાર (૪૨,૦૦૦) યોજન ઉંચો છે, અને એકહજાર (૧૦૦૦) યોજનભૂમિમાં મગ્ન છે. મૂલ મધ્ય તથા ઉપરમાં આ પર્વત માનુષોત્તર પર્વતની જેમ વિસ્તૃત છે. ૩૦૬-૩૦૭.

આ કુંડલગિરિપર્વત ઉપર ચારે દિશામાં ચાર દ્વારવાળા એવા ચાર જિનાલયો છે, જે ચતુર્ગતિ સંસાર રૂપ અરણ્યમાં ભ્રાંત થએલા જીવોના વિશ્રામસ્થાન સમાન છે. આ બધાય ચૈત્યોનુ સ્વરૂપ નંદીશ્વર દ્વીપની અંદર રહેલા પર્વતો ઉપરનાં મંદિરો સમાન છે. ૩૦૮-૩૦૯.

આ પર્વતથી દક્ષિણ અને ઉત્તરદિશામાં નજીક તથા અભ્યંતર-ચાર-ચાર પર્વતો છે, જેના નામ સોમપ્રભ, યમપ્રભ, વૈશ્રમણપ્રભ અને વરૂણપ્રભ છે. આ આઠે પર્વતોની આકૃતિ રતિકર પર્વત સમાન છે. તેમજ ઊંડાઇ-ઉંચાઇ અને પહોળાઈથી અત્યંત રમણીય લાગે છે. ૩૧૦-૩૧૧.

एकैकस्याथ तस्याद्रे, राजधान्यश्चतुर्दिशम् ।
जम्बूद्वीप इव द्वात्रिंशदेता विस्तृतायताः ॥ ३१२ ॥
सोमा सोमप्रभा शिवप्राकारा नलिनापि च ।
राजधान्यो गिरेः सोमप्रभात्प्राच्यादिषु स्थिताः ॥ ३१३ ॥
विशालाऽतिविशाला च, शय्याप्रभा तथाऽमृता ।
यमप्रभगिरेरेता, राजधान्यश्चतुर्दिशम् ॥ ३१४ ॥
भवत्यचलनद्धाख्या, समक्सा कुबेरिका ।
धनप्रभा वैश्रमणप्रभशैलाच्चतुर्दिशम् ॥ ३१५ ॥
वरुणप्रभशैलाच्च, वरुणा वरुणप्रभा ।
पुर्यपाच्यादिषु दिक्षु, कुमुदा पुण्डरीकिणी ॥ ३१६ ॥
दक्षिणस्यां च या एता, नगर्यः षोडशोदिताः ।
चतुर्णां लोकपालानां ताः सौधर्मेन्द्रसेविनाम् ॥ ३१७ ॥
उत्तरस्यां पुनरिमा, याः षोडश निरूपिताः ।
चतुर्णां लोकपालानां ताः ईशानेन्द्रसेविनाम् ॥ ३१८ ॥

तथोक्तं द्वीपसागरप्रज्ञप्तिसंग्रहण्यां—

---

આ એક – એક પર્વતની ચારે દિશામાં બત્રીસ રાજધાનીઓ છે, જે જંબૂદ્વીપ જેટલી લાંબી–પહોળી છે ૩૧૨.

આ પર્વતોમાંથી, સોમપ્રભ પર્વતની પૂર્વાદિ (ચાર) દિશામાં રહેલી સોમા, સોમપ્રભા, શિવપ્રાકારા અને નલિના નામની રાજધાનીઓ છે. યમપ્રભ પર્વતની ચારે દિશામાં વિશાલા–અતિવિશાલા–શય્યાપ્રભા તથા અમૃતા નામની ચાર રાજધાનીઓ છે. વૈશ્રમણપ્રભ પર્વતની ચારેદિશામાં અચલનદ્ધા, સમક્વસા, કુબેરિકા અને ધનપ્રભા નામની ચાર રાજધાનીઓ છે અને વરૂણપ્રભ પર્વતની ( પૂર્વ ) પશ્ચિમાદિ દિશામાં વરૂણા–વરૂણપ્રભા–કુમુદા અને પુણ્ડરીકિણી નામની ચાર રાજધાનીઓ છે. દક્ષિણ દિશા તરફ રહેલી જે આ સોળ નગરીઓ છે તે સૌધર્મેન્દ્રનાં ચાર લોકપાલો સંબંધી છે. તે રીતે ઉત્તરદિશા તરફ રહેલી જે સોળ નગરીઓ છે, તે ઈશાનેન્દ્રનાં ચાર લોકપાલો સંબંધી છે. આ પ્રમાણે દ્વીપસાગર પ્રજ્ઞપ્તિની સંગ્રહણીમાં કહ્યું છે. ૩૧૩–૩૧૮.

'કુંડલદ્વીપનાં અભ્યંતરમાં દક્ષિણ તરફ સોળ અને ઉત્તર તરફ સોળ રાજધાનીઓ છે.' ઈત્યાદિ શ્રી ભગવતીસૂત્રનાં તૃતીયશતકનાં આઠમા ઉદ્દેશાની વૃત્તિમાં કહ્યું છે.

"कुंडलनगस्स अब्भंतरपासे हुंति रायहाणीओ ।
सोलस दक्खिणपासे सोलस पुण उत्तरे पासे ॥ ३१९ ॥"
इत्यादि भगवतीतृतीयशताष्टमोद्देशकवृत्तौ ।
एवं च परितो भाति, कुण्डलोदः पयोनिधिः ।
तं कुण्डलवरो द्वीपः, परिक्षिप्याभितः स्थितः ॥ ३२० ॥

स्यात्कुण्डलवरोदाब्धिस्ततो द्वीपः स्थितोऽभितः ।
कुण्डलवरावभासस्तन्नामाग्रे पयोनिधिः ॥ ३२१ ॥

अग्रे शङ्खाभिधो द्वीपः, शङ्खवार्द्धिपरिष्कृतः ।
ततः शङ्खवरो द्वीपस्ततः शङ्खवरोऽम्बुधिः ॥ ३२२ ॥

द्वीपस्ततः शङ्खवरावभास इति विश्रुतः ।
स विष्वगश्चितः शङ्खवरावभासवार्धिना ॥ ३२३ ॥

ततोऽग्रे रुचकद्वीप, एप चाष्टादशो भवेत् ।
त्रिप्रत्यवतारमतेऽन्यथा द्वीपस्त्रयोदशः ॥ ३२४ ॥

अरुणादीनां द्वीपसमुद्राणां त्रिप्रत्यवतारश्च जीवाभिगमसूत्रवृत्त्यादौ सविस्तरं स्पष्ट एव, जीवाभिगमचूर्णावपि– 'अरुणादीया दीवसमुद्दा तिपडोयारा यावत्सूर्यवरावभास' इत्युक्तमिति ज्ञेयं,

---

આ પ્રમાણે (આ કુંડલદ્વીપને) વીંટળાઇને રહેલો 'કુંડલોદ' સમુદ્ર શોભે છે. તેને ચારેબાજુ વીંટળાઇને કુંડલવરદ્વીપ રહેલો છે તેની પછી ચારેતરફ કુંડલવર નામનો સમુદ્ર છે. તેના પછી કુંડલવરાવભાસ નામનો દ્વીપ છે. અને તે પછી આગળ કુંડલવરાવભાસ સમુદ્ર છે. ૩૧૯–૩૨૦.

આગળ શંખ નામના સમુદ્રથી વીંટળાયેલો શંખ નામનો દ્વીપ છે. અને ત્યારબાદ શંખવર દ્વીપ અને પછી શંખવરસમુદ્ર છે, ત્યારબાદ શંખવરાવભાસ નામના સમુદ્રની ચારેબાજુથી વીંટળાએલો શંખવરાવભાસ નામનો પ્રખ્યાત દ્વીપ છે. તેની આગળ રૂચક નામનો દ્વીપ છે જે ત્રિપ્રત્યવતારના મતે અઢારમો છે. અને સામાન્ય રીતે તેરમો છે. ૩૨૧–૩૨૪.

અરૂણાદિદ્વીપ–સમુદ્રોનો ત્રિપ્રત્યવતાર શ્રી જીવાભિગમ સૂત્રની વૃત્તિ આદિમાં વિસ્તારપૂર્વક સ્પષ્ટ છે. શ્રી જીવાભિગમની ચૂર્ણિમાં પણ કહ્યું છે કે–

અરૂણાદિદ્વીપ–સમુદ્રો ત્રિપ્રત્યવતાર છે. આ યાવત્ સૂર્યવરાવભાસ સુધી સમજવું.

संग्रहणीलघुवृत्त्यभिप्रायेण त्वयं रुचकद्वीपोऽनिश्चितसंख्याकोऽपि, जंबूधायइ पुक्खरेत्यादि संग्रहणीगाथायां 'रुणवायत्ति' पदेनारुणादीनां त्रिप्रत्यवतारस्य सूचितत्वात्, कुंडलवरावभासात्परं संख्याक्रमेणानभिधानाच्च, तथा च तद्ग्रन्थः—"एतानि च जम्बूद्वीपादारभ्य क्रमेण द्वीपानां नामानि, अत ऊर्ध्वं तु शङ्खादिनामानि यथा कथंचित्, परं तान्यपि त्रिप्रत्यवताराणी" त्यादि, जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ तु एकेनादेशेन एकादशे द्वितीयादेशेन त्रयोदशे तृतीयादेशेन एकविंशे रुचकद्वीपे इत्युक्तमिति ज्ञेयं,

जीवसमासवृत्तौ तु ईक्षुरससमुद्रादनन्तरं नन्दीश्वरो द्वीपः ८ अरुणवरः९ अरुणवासः१० कुण्डलवरः११ शंखवरः१२ रुचकवरः१३ इति, अनुयोगद्वारचूर्ण्यभिप्रायेण त्रयोदशो रुचकवरः, अनुयोगद्वारसूत्रे त्वरुणवासशङ्खवरद्वीपौ लिखितौ न दृश्येते, अतस्तदभिप्रायेणैकादशो रुचकवरः, परमार्थं तु योगिनो विदन्तीति। तथा जीवसमासवृत्त्यभिप्रायेण जम्बूद्वीपादयो रुचकवरपर्यन्ता द्वीपसमुद्रा नैरन्तर्येणावस्थिता नामतः

---

સંગ્રહણીની લઘુવૃત્તિનાં અભિપ્રાયે તો આ રૂચકદ્વીપનો ક્રમનંબર અનિશ્ચિત હોવા છતાં પણ "जंबू धायइ पुक्खर" ઈત્યાદિ સંગ્રહણી ગાથામાં 'रुणवायत्ति' પદથી અરૂણાદિનો ત્રિપ્રત્યવતાર સૂચિત છે. તેમજ કુંડલવરાવભાસથી આગળ સંખ્યાક્રમથી કહેલુ નથી.

તે પ્રમાણે જંબૂદ્વીપથી માંડીને ક્રમશઃ આ દ્વીપોના નામો છે ત્યારબાદ શંખાદિનામો આગળ પાછળ છે. પરંતુ તે પણ ત્રિપ્રત્યાવતાર છે' ઇત્યાદિ.

શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની ટીકામાં તો એક મતે—અગ્યારમો, બીજા મતે તેરમો, ત્રીજા મતે એકવીશમો, રૂચકદ્વીપ કહ્યો છે.

શ્રી જીવસમાસની વૃત્તિમાં તો ઈક્ષુરસ સમુદ્ર પછી ૮ નંદીશ્વરદ્વીપ—૯ અરૂણવર, ૧૦ અરૂણવાસ, ૧૧ કુંડલવર, ૧૨ શંખવર, ૧૩ રૂચકવર—એ પ્રમાણે કહ્યુ છે.

શ્રી અનુયોગદ્વારની ચૂર્ણિનાં અભિપ્રાયથી રૂચકવર તેરમો છે.

શ્રી અનુયોગદ્વારનાં સૂત્રમાં તો અરૂણવાસ અને શંખવર દ્વીપ લખેલા નથી. તેના અભિપ્રાયે રૂચકવર અગ્યારમો છે. પરમાર્થ તો જ્ઞાની ભગવંત જાણે

તથા શ્રી જીવસમાસ વૃત્તિનાં અભિપ્રાયે જંબૂદ્વીપથી માંડીને રૂચકવર સુધીનાં

प्रतिपादिताः, अत ऊर्ध्वं तु भुजंगवरकुशवरक्रौंचवरा असङ्ख्येयतमा असंख्येयतमा इति ध्येयं ।

द्वीपस्यास्य बहुमध्ये, वर्त्तते वलयाकृतिः।
पर्वतो रुचकाभिख्यः, स्फारो हार इवोल्लसन् ॥ ३२५ ॥
योजनानां सहस्राणि, चतुरशीतिमुच्छ्रितः ।
मूले दश सहस्राणि, द्वाविंशानि स विस्तृतः ॥ ३२६ ॥
मध्ये सप्त सहस्राणि, त्रयोविंशानि विस्तृतः ।
चतुर्विंशांश्च चतुरः, सहस्रान् मूर्ध्नि विस्तृतः ॥ ३२७ ॥
एवं महापर्वताः स्युः, कुण्डलाकृतयस्त्रयः ।
मर्त्योत्तरः कुण्डलश्च, तथाऽयं रुचकाचलः ॥ ३२८ ॥

तथोक्तं स्थानाङ्गे-"ततो मंडलियपव्वता पं० तं०-माणुसुत्तरे कुडलवरे रुअगवरे"

तुर्ये सहस्रे मूर्ध्न्यस्य, मध्ये चतसृणां दिशाम् ।
अस्ति प्रत्येकमेकैकं सुन्दरं सिद्धमन्दिरम् ॥ ३२९ ॥
तानि चत्वारि चैत्यानि, नन्दीश्वराद्रिचैत्यवत् ।
स्वरूपतश्चतसृणां, तिलकानीव दिक्श्रियाम् ॥ ३३० ॥

---

નિરંતર રહેલા દ્વીપ-સમુદ્રો નામથી કહેલા છે ત્યારપછી ભુજંગવર, કુશવર, ક્રોંચવર નામનાં અસંખ્ય-અસંખ્ય છે એમ સમજવુ

આ દ્વીપની બરોબર મધ્યમાં રૂચક નામનો વલયાકૃતિ પર્વત છે. જે વિસ્તૃત એવો ઉલ્લસતા હાર જેવો શોભે છે. ૩૨૫

આ રૂચકપર્વતની ઉંચાઈ ચોર્યાશીહજાર (૮૪,૦૦૦) યોજનની છે. તેનો મૂળમાં વિસ્તાર દશહજાર બાવીસ (૧૦,૦૨૨) યોજન, મધ્યભાગમાં સાતહજાર ત્રેવીશ (૭,૦૨૩) યોજન અને ઉપર તલે ચારહજાર ચોવીશ (૪,૦૨૪) યોજનનો છે. ૩૨૬-૩૨૭

આ પ્રમાણે કુંડલાકૃતિ (ગોળાકારે) ત્રણ મહાપર્વતો છે (૧) માનુષોત્તર પર્વત, (૨) કુંડલપર્વત તથા આ (૩) રૂચક પર્વત ૩૨૮.

શ્રી ઠાણાંગસૂત્રમાં પણ કહ્યું છે; ત્રણ મંડલિકપર્વત કહેલા છે—માનુષોત્તર-કુંડલવર-રૂચક પર્વત '

આ પર્વતના ચારહજાર 'યોજને ચારે દિશામાં એક-એક સુદર સિદ્ધમંદિર છે. ૩૨૯.

આ ચારે સિદ્ધમંદિરોનુ સ્વરૂપ નંદીશ્વર પર્વતનાં ચૈત્યની જેમ જાણવું. અને તે ચારેદિશા રૂપી લક્ષ્મીના તિલકની જેમ શોભે છે ૩૩૦.

चैत्यस्य तस्यैकैकस्य, प्रत्येकं पार्श्वयोर्द्वयोः ।
सन्ति चत्वारि चत्वारि, कूटान्यभ्रङ्कषाणि वै ॥ ३३१ ॥
विदिक्षु तस्यैव मूर्ध्नि, स्याच्चतुर्थे सहस्रके ।
एकैकं कूटमुत्तुङ्गमभङ्गुरश्रियाऽश्वितम् ॥ ३३२ ॥
षट्त्रिंशत्येषु कूटेषु, तावत्यो दिक्कुमारिकाः ।
वसंति ताश्चतस्रस्तु, द्वीपस्याभ्यन्तरार्धके ॥ ३३३ ॥

तथोक्तं षष्ठाङ्गे मल्ल्यध्ययनवृत्तौ—" मज्झिमरुअगवत्थव्वा इत्यत्र रुचकद्वीपस्याभ्यन्तरार्द्धवासिन्य " इति, एवमावश्यकवृत्त्यादिष्वपि, जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ तु चतुर्विंशत्यधिकचतुःसहस्रप्रमाणे रुचकगिरि विस्तारे द्वितीयसहस्रे चतुर्दिग्वर्त्तिषु कूटेषु पूर्वादिदिक्क्रमेण चतस्रो वसन्ती" त्युक्तमिति ज्ञेयं,

अयं च रुचकद्वीपो रुचकाब्धिपरिष्कृतः ।
द्वीपोऽग्रे रुचकवरस्तादृक्पाथोधिसंयुतः ॥ ३३४ ॥
ततोऽग्रे रुचकवरावभासद्वीप इष्यते ।
परिष्कृतोऽसौ रुचकवरावभासवार्द्धिना ३३५ ॥

---

આ એક–એક ચૈત્યની બન્ને બાજુ ચાર–ચાર અત્યંત ઉંચા શિખરો છે. ૩૩૧.

રૂચકપર્વતનાં ચોથા હજાર યોજનમાં ચારે વિદિશાઓમાં અત્યંત શોભાયુક્ત, અત્યંત ઉંચા એક–એક શિખર છે. ૩૩૨

આ છત્રીશ (૩૬) કૂટોમાં, છત્રીશ (૩૬) દિક્કુમારીઓ વસે છે. તેમાંની ચાર દિક્કુમારી અભ્યંતર રૂચકાર્ધમાં વસે છે. ૩૩૩.

છઠ્ઠા અંગનાં મલ્લીઅધ્યયનની ટીકામાં કહ્યું છે, કે "મધ્યમ રૂચકની વાસ્તવ્ય" એટલે કે રૂચકદ્વીપનાં અભ્યંતરાર્ધમાં વસનારી દિક્કુમારીકાઓ છે, એ જ પ્રમાણે આવશ્યકવૃત્તિમાં પણ કહ્યું છે.

શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની વૃત્તિમા તો ચારહજાર ચોવીશ (૪૦,૨૪) યોજન પ્રમાણ વિસ્તારવાળા રૂચકદ્વીપનાં વિસ્તારમાં, બીજા હજાર યોજનમાં પૂર્વાદિચાર દિશામાં રહેલા કૂટ ઉપર, અનુક્રમે ચાર દિક્કુમારીઓ વસે છે' એમ કહેલું છે.

આ રૂચકદ્વીપ, રૂચક સમુદ્રથી પરિવરેલો છે. એની આગળ રૂચકવરદ્વીપ, રૂચકવર સમુદ્રથી યુક્ત છે. ૩૩૪.

તેનાથી આગળ રૂચકવરાવભાસ નામના સમુદ્રથી વીંટળાયેલો રૂચકવરાવભાસ દ્વીપ છે. ૩૩૫.

एवमब्धिः सूर्यवरावभासोऽन्ते ततः परम् ।
देवद्वीपः स्थितो देववार्द्धिश्चावेष्ट्य तं स्थितः ॥ ३३६ ॥

नागद्वीपस्तमभितो, नागाब्धिश्च ततः परम् ।
यक्षद्वीपस्तदग्रे च, यक्षोदवारिधिस्ततः ॥ ३३७ ॥

भूताभिधस्ततो द्वीपस्ततो भूतोदवारिधिः ।
स्वयंभूरमणद्वीपः, स्वयंभूरमणाम्बुधिः ॥ ३३८ ॥

अन्ते स्थितः सर्वगुरुः, क्रोडीकृत्याखिलानपि ।
पितामह इवोत्सङ्गक्रीडत्पुत्रपरम्परः ॥ ३३९ ॥

आसेवितोऽसौ जलधिर्जगत्या, वृद्धः पतिः सत्कुलभार्ययेव ।
वलीपिनद्धः पलितावदातस्तरङ्गलेखाब्धिकफच्छलेन ॥ ३४० ॥

लोकं परीत्यायमलोकमाप्तुमिवोत्सुको लोलतरोर्मिचक्रैः ।
तस्थौ च रुद्धः प्रियया जगत्या, लोकस्थितिच्छेदकलङ्कभीतेः ॥ ३४१ ॥
( इन्द्रवज्रा )

---

એ પ્રમાણે સૂર્યવરાવભાસ સમુદ્ર સુધી સમજવું ત્યાર પછી દેવદ્વીપ છે, તેને વીંટળાઈને દેવસમુદ્ર રહેલો છે, પછી નાગદ્વીપ છે. ત્યારબાદ નાગ સમુદ્ર છે, ત્યારબાદ યક્ષ દ્વીપ છે અને યક્ષોદવારિધિ છે. ત્યારપછી ભૂતનામનો દ્વીપ અને ભૂતોદવારિધિ છે. ત્યારબાદ સ્વયંભૂરમણ દ્વીપ છે અને છેલ્લે સ્વયંભૂરમણ સમુદ્ર છે. આ અંતે રહેલો સ્વયંભૂરમણ સમુદ્ર, જાણે બધાનો ગુરૂ હોય અથવા તો સર્વ દ્વીપ-સમુદ્રને પોતાના ખોળામાં લઈને ઉત્સંગમાં ક્રીડા કરી રહેલ પુત્રોની પરંપરાવાળા પિતામહ દાદાની જેમ શોભે છે. ૩૩૬-૩૩૯

જેમ કુલીનભાર્યાથી વૃદ્ધ (પણ) પતિ આસેવિત હોય, તેમ જગતિથી આ સમુદ્ર પણ વીંટળાએલો-આસેવિત છે. સમુદ્રને અપાએલી વૃદ્ધપતિની ઉપમા ઘટાવે છેઃ તે સમુદ્રને પાણીનાં કલ્લોલોરૂપી વળીયા આવેલા છે અને ફીણરૂપી કફ આવેલો છે. ૩૪૦.

આખા લોકને ઘેરીને રહેલો એવો આ સ્વયંભૂરમણ સમુદ્ર આસ ગણાય એવા અલોકને મળવા લોલતરંગોની શ્રેણિદ્વારા ઉત્સુક થએલો જણાય છે, પણ લોક સ્થિતિ ભંગના કલંકના ભયથી પ્રિયા એવી જગતી વડે તે રૂંધાયેલો રહે છે. ૩. ૩૪૧

तस्याः पुरस्त्वविलया वलया घनाब्धिमुख्या मिथः समुदिता उदिता दिताघैः ।
ये रक्षयन्ति परितोऽलमलोकसङ्गाद्, रत्नप्रभां कुलवधूं स्थविरा इवोच्चैः ॥ ३४२ ॥
(वसन्त०)

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्री वाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोतनिष्ट विनयो श्री तेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्व प्रदीपोपमे-
सर्गः पूर्त्तिमियाय संप्रति चतुर्विंशो निसर्गोज्ज्वलः ॥ ३४३ ॥

इति श्रीलोकप्रकाशे चतुर्विंशतितमः सर्गः ।

ग्रंथाग्रं ४२७



દળી નાંખ્યા છે પાપો જેઓએ એવા ભગવાન ફરમાવે છે, કે-તેની (સ્વયંભૂરમણ સમુદ્રની) આગળ અંતર રહિત અને પરસ્પર ભેગા રહેલા એવા ઘનોદધિ વગેરેમાં (ઘનોદધિ-ઘનવાત અને તનવાતના) વલયો રહેલા છે. જેમ વૃદ્ધ સ્થવિરા, કુલવધૂનુ રક્ષણ કરે, તે રીતે આ વલયો અલોકના સંસર્ગથી ચારે તરફથી રત્નપ્રભાનું સારી રીતે રક્ષણ કરે છે. ૩૪૧.

વિશ્વને આશ્ચર્ય કરનાર છે કીર્તિ જેઓની એવા શ્રી કીર્તિવિજય ઉપાધ્યાયનાં અંતેવાસી તથા પિતા તેજપાલ અને માતા રાજશ્રી નાં પુત્ર શ્રી વિનય વિજયજી ઉપાધ્યાયે રચેલા જગતનાં નિશ્ચિત તત્ત્વનાં જાણ માટે પ્રદીપસમાન આ કાવ્યમાં કુદરતી ઉજ્જવળ એવો ચોવીસમો સર્ગ પૂર્ણ થયો. ૩૪૨.

સર્ગ ચોવીસમો પૂર્ણ



## अथ लोकप्रकाशे पञ्चविंशः सर्गः ।



अथैतस्मिन्नेव तिर्यग्लोके सदा प्रतिष्ठितम् ।
वक्ष्ये चराचरं ज्योतिश्चक्रं गुरूपदेशतः ॥ १ ॥
मेरुमध्याष्टप्रदेशस्वरूपात् समभूतलात् ।
सप्तोत्पत्य योजनानां, शतानि नवतिं तथा ॥ २ ॥
ज्योतिश्चक्रोपक्रमः स्यादतीत्योर्ध्वं ततः परम् ।
दशाढ्यं योजनशतमेति सम्पूर्णतामिदम् ॥ ३ ॥
एकादशैकविंशानि, योजनानां शतान्यथ ।
ज्योतिश्चक्रं भ्रमत्यर्वाक्. चक्रवालेन मेरुतः ॥ ४ ॥
तिष्ठत्यलोकतश्चार्वाग्, ज्योतिश्चक्रं स्थिरात्मकम् ।
एकादशैर्योजनानां, नन्वेकादशभिः शतैः ॥ ५ ॥
एवं तत् सर्वतो मेरोर्न्यूनार्द्धरज्जुविस्तृतम् ।
दशाढ्यं योजनशतं, स्यात् सर्वत्रापि मेदुरम् ॥ ६ ॥

---

## પચ્ચીશમો સર્ગ



હવે આ તિર્યગ્લોકમાં સદા પ્રતિષ્ઠિત થઇને રહેલા ચરાચર જ્યોતિષ ચક્રનું વર્ણન ગુરૂના ઉપદેશથી હું કહીશ. ૧.

મેરૂનાં મધ્ય આઠ પ્રદેશ સ્વરૂપ સમભૂતલથી ઉંચે, સાતસો નેવું (૭૯૦) યોજન બાદ જ્યોતિષ ચક્રની શરૂઆત થાય છે. અને ત્યાંથી ઉપર એકસો દશ યોજને (એટલે નીચેથી ૯૦૦ યોજને) સંપૂર્ણ થાય છે ૨-૩.

મેરૂ પર્વતથી અગ્યારસો એકવીસ (૧૧૨૧) યોજન દૂર રહેલું આખું જ્યોતિષ ચક્ર ગોળાકારે ભમે છે. ૪

તે જ રીતે અલોકથી અંદર ( અલોકથી આગળ ) અગ્યારસો અગ્યાર (૧૧૧૧) યોજન છેટું રહેલું જ્યોતિષ ચક્ર સ્થિર છે. ૫.

આ પ્રમાણે તે ( જ્યોતિષ ચક્ર ) મેરૂથી સર્વદિશાએ કંઇક ન્યૂન અર્ધ રાજલોક અને એકસોદશ (૧૧૦) યોજનના વિસ્તારવાળું સર્વત્ર શોભે છે. ૬.

अन्यान्यकाष्टाश्रयणादावृत्ताभिर्निरन्तरम् ।
घटिकाभिर्हरन्तीभिर्जनजीवातुजीवनम् ॥ ७ ॥
लब्धात्मलाभां दिवसनिशामालां सुविभ्रतम् ।
कुर्वन्तं फलनिष्पत्तिं, विष्वक् क्षेत्रानुसारिणीम् ॥ ८ ॥
नानारकस्थितियुतं, नरक्षेत्रोरुकूपके ।
कालारघट्टं भ्रमयन्त्यर्कचन्द्रादिधूर्वहाः ॥ ९ ॥ त्रिभिर्विशेषकम् ॥
ज्योतिश्चक्रस्यास्य तारापटलं स्यादधस्तनम् ।
योजनानां सप्तशत्या, सनवत्या समक्षितेः ॥ १० ॥
योजनैर्दशभिस्तस्मादूर्ध्वं स्यात्सूरमण्डलम् ।
अष्टभिर्योजनशतैरेतच्च समभूतलात् ॥ ११ ॥
अशीत्या योजनैः सूरमण्डलाचन्द्रमण्डलम् ।
अष्टशत्या योजनानां, साशीत्येदं समक्षितेः ॥ १२ ॥
नवत्या च योजनैस्तत्तारावृन्दादधस्तनात् ।
विंशत्या योजनैश्चन्द्रात्तारावृन्दं तथोर्ध्वगम् ॥ १३ ॥

---

સૂર્ય-ચન્દ્રાદિ વૃષભ, અન્ય અન્ય દિશાના આશ્રયથી ગોળાકાર અને નિરંતર લોકોના જીવનરૂપી પાણીનુ હરણ કરતી એવી ઘડીઓ દ્વારા પ્રાપ્ત કર્યો છે પોતાનો લાભ જેણે (સાર્થકતા અનુભવતા) એવી, દિવસ-રાતની હારમાળાને સારી રીતે ધારણ કરતા, જુદા-જુદા ક્ષેત્રોને અનુસરતી ફલનિષ્પત્તિને કરતાં અને જુદા-જુદા આરાની સ્થિતિથી યુક્ત—એવા કાલરૂપી અરઘટ્ટને મનુષ્ય ક્ષેત્રરૂપી વિશાળ કૂવામાં ભમાડ્યા કરે છે. ૭-૯.

આ જ્યોતિષ ચક્રમાં સૌથી નીચે તારામંડલ હોય છે, કે જે સમભૂતલથી સાતસો નેવું (૭૯૦) યોજન ઉંચે છે. ૧૦.

તેનાથી દસ (૧૦) યોજન ઉપર સૂર્યમંડલ છે. જે સમભૂતલથી ૮૦૦ યોજન ઉંચે છે. ૧૧.

સૂર્યમંડલથી એંશી (૮૦) યોજન ઉપર ચન્દ્રમંડલ છે. જે સમભૂતલથી આઠસો એંશી (૮૮૦) યોજન ઉંચે છે. ૧૨.

નીચેના તારા મંડલથી નેવું (૯૦) યોજન ઉપર ચન્દ્રમંડલ અને તેનાથી ૨૦ યોજન ઉપર, ઉપરનું તારામંડલ છે. ૧૩.

नवभिर्योजनशतैः, समक्षितेरधस्तनात् ।
ताराघृन्दाद्दशोपेतशतेन च भवेदिदम् ॥ १४ ॥

अत्र सङ्ग्रहणीवृत्त्यादावयं विशेषः—

चत्वारि योजनानीन्दोर्गत्वा नक्षत्रमण्डलम् ।
चतुर्भिर्योजनैस्तस्माद्बुधानां पटलं स्थितम् ॥ १५ ॥
त्रिभिश्च योजनैः शुक्रमण्डलं बुधमण्डलात् ।
योजनैस्त्रिभिरेतस्मात्, स्याद्वाचस्पतिमण्डलम् ॥ १६ ॥
गुरूणां पटलाद्भौममण्डलं योजनैस्त्रिभिः ।
त्रिभिश्च योजनैर्भौमात्, स्याच्छनैश्चरमण्डलम् ॥ १७ ॥
विंशत्या योजनैरेतत्, स्थितं शशाङ्कमण्डलात् ।
नवभिर्योजनशतैः, स्थितं च समभूतलात् ॥ १८ ॥

तथाऽऽह सङ्ग्रहणी—

"तारर विचंद रिक्खा बुहसुक्का जीवमंगलसणीया ।
सगसयनउअ दस असीइ चउ चउ कमसो तिआ चउसु ॥ १९ ॥

जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तावपि—

शतानि सप्त गत्वोर्द्ध्वं, योजनानां भुवस्तलात् ।
नवतिं च स्थितास्ताराः, सर्वाधस्तान्नभस्तले ॥ २० ॥

---

આ (ઉર્ધ્વ તારામંડલ) સમભૂતલથી નવસો (૯૦૦) યોજને છે. અને નીચેના તારામંડલથી એકસો દશ (૧૧૦) યોજને છે. ૧૪.

આ વિષયમાં સંગ્રહણીની વૃત્તિ આદિમાં નીચે મુજબ વિશેષતા છે.

ચંદ્રથી ચાર યોજન દૂર નક્ષત્રમંડલ છે, તેનાથી ચાર યોજન દૂર બુધ મંડલ છે, તેનાથી ત્રણ યોજને શુક્ર મંડલ છે, તેનાથી ત્રણ યોજને ગુરૂમંડલ છે. તે ગુરૂમંડલથી ત્રણ યોજને મંગલમંડલ છે. અને તેનાથી ત્રણ યોજને શનિનું મંડલ છે. ૧૫–૧૭.

આ ઉપરના મંડલો ચન્દ્રમંડલથી ૨૦ યોજનમાં રહેલા છે. અને સમભૂતલથી ૯૦૦ યોજને રહેલા છે.

સંગ્રહણીની મૂળ ગાથામાં કહ્યું છે: 'તારા, સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, બુધ, શુક્ર, ગુરૂ, મંગળ, શનૈશ્ચર અનુક્રમે (સમભૂતલથી) ૭૯૦, ૧૦, ૮૦, ૪, ૪, ૩, ૩, ૩, ૩ યોજને રહેલા છે.' ૧૯.

શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિમાં પણ કહ્યું છે, કે 'સમભુતલથી સાતસો નેવુ યોજન ઉર્ધ્વ ગયાબાદ આકાશમાં નીચેનુ તારામંડલ છે, તારાપટલથી ૧૦ યોજને સૂર્યનું

तारकापटलाद्गत्वा, योजनानि दशोपरि ।
सूराणां पटलं तस्मादशीतिं शीतरोचिषाम् ॥ २१ ॥

चत्वारि तु ततो गत्वा, नक्षत्रपटलं स्थितम् ।
गत्वा ततोऽपि चत्वारि, बुधानां पटलं भवेत् ॥ २२ ॥

शुक्राणां च गुरूणां च, भौमानां मन्दसंज्ञिनाम् ।
त्रीणि त्रीणि च गत्वोर्द्धं, क्रमेण पटलं स्थितम् ॥ २३ ॥ इति ॥

गन्धहस्ती त्वाह–"सूर्याणामधस्तान्मङ्गलाश्चरन्ती"ति,

हरिभद्रसूरिः पुनरधस्तने भरण्यादिकं नक्षत्रमुपरितने च स्वात्यादिकमस्तीत्याह, तथा च तट्टीका—"सत्तहिं नउएहिं उप्पिं हेट्ठिल्लो होइ तलोत्ति, भरणिमाइ जोइसपयरो भवतीत्यर्थः, तथोपरितलः स्वात्युत्तरो ज्योतिषां प्रतर इति, तत्त्वं पुनः केवलिनो विदन्तीति सङ्ग्रहणीवृत्तौ,

योगशास्त्रचतुर्थप्रकाशवृत्तावपि, अत्र सर्वोपरि किल स्वातिनक्षत्रं सर्वेषामधो भरणिनक्षत्रं सर्वदक्षिणो मूलः सर्वोत्तरश्चाभीचिरित्युक्तमिति ज्ञेयम् ।

---

મંડલ છે. ત્યાંથી એંશી (૮૦) યોજને ચન્દ્ર મંડલ છે. ત્યાંથી ૪ યોજને નક્ષત્ર મંડલ છે, ત્યાંથી ૪ યોજને બુધનું મંડલ છે. ત્યાંથી ક્રમે-ક્રમે ૩–૩ યોજને શુક્ર–ગુરૂ–મંગળ અને શનૈશ્ચરનાં મંડલો રહેલા છે.' ૨૦–૨૩.

(શ્રી સિદ્ધસેન દિવાકર સૂરીશ્વરજીની ટીકા) ગન્ધહસ્તીમાં કહ્યું છે કે સૂર્યની નીચે મંગલો ચરે છે.

પૂ. હરિભદ્રસૂરિ મ. કહે છે, કે નીચે ભરણી આદિ નક્ષત્ર છે. અને ઉપર સ્વાતિ આદિ નક્ષત્ર હોય છે.

તથા તેની ટીકામાં કહ્યું છે કે સાતસો નેવું (૭૯૦) યોજન ગયે છતે નીચેનું પડ છે. અને ત્યાં ભરણી આદિ જ્યોતિષકનું પટલ છે. તથા ઉપરીતલે સ્વાતિનો પટલ છે, કે જે છેલ્લો છે. તત્ત્વ તો કેવલી ભગવાન જાણે!...એમ સંગ્રહણી વૃત્તિમાં કહ્યું છે.

યોગશાસ્ત્રમાં ચોથા પ્રકાશની વૃત્તિમાં પણ સર્વથી ઉપર સ્વાતિ નક્ષત્ર, સર્વથી નીચે ભરણી નક્ષત્ર, સર્વથી દક્ષિણ દિશામાં મૂલ નક્ષત્ર, અને સર્વથી ઉત્તર દિશામાં અભીજીત્ નક્ષત્ર કહેલું છે.

नक्षत्रपटले सर्वान्तरङ्गमभिजिद्भवेत् ।
यद्यप्यभिजिदादीनि, द्वादशान्तरमण्डले ॥ २४ ॥
चरन्ति चारमृक्षाणि, मेरोर्दिशि तथाप्यदः ।
शेषैकादशनक्षत्रापेक्षयाऽन्तः प्रवर्त्तते ॥ २५ ॥
तद्वन्मूलं सर्ववाह्यं, यद्यप्यष्टममण्डले ।
वहिश्चराण्युडूनि स्युर्मृगशीर्षादिकानि षट् ॥ २६ ॥
तथाप्यपरवाह्यर्क्षापेक्षयाऽम्भोनिधेर्दिशि ।
किञ्चिद्वहिस्ताच्चरति, ततस्ताद्दशमीरितम् ॥ २७ ॥
ज्योतिश्चक्रेदशोपेतशतयोजनमेदुरे ।
नक्षत्रपटलांशो यश्चतुर्योजनमेदुरः ॥ २८ ॥
तस्योपरितले स्वातिर्भरणी स्यादधस्तले ।
एवं नक्षत्रपटलं, चिह्नैश्चतुर्भिरङ्कितम् ॥ २९ ॥
इदमर्थतो जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ ।
चरज्योतिश्चक्रगता, अपि प्रोक्ता ध्रुवा स्थिराः ।
तत्पार्श्ववर्तिनस्तारास्तानेवानुभ्रमन्ति च ॥ ३० ॥

---

નક્ષત્ર પટલમાં વચ્ચે અભિજિત નક્ષત્ર હોય છે. જો કે અભિજિત્ વિગેરે નક્ષત્રો બારમા મંડલમાં છે. ૨૪.

નક્ષત્રો પોતાનો ચર મેરૂની દિશામાં કરે છે. તો પણ આ અભિજિત્ નક્ષત્ર શેષ અગ્યાર નક્ષત્રની અપેક્ષાએ અંદર ફરે છે. તેમજ તે રીતે મૂલ નક્ષત્ર આઠમા મંડલમાં સર્વથી બાહ્ય છે, તો પણ મૃગશીર્ષ આદિ ૬ નક્ષત્રો બહાર ફરનારા છે. આમ અનેક નક્ષત્રો બહાર ફરનાર હોવા છતાં, આ મૂલ નક્ષત્રને બહાર ફરનારા બીજા નક્ષત્રોની અપેક્ષાએ સમુદ્રની દિશામા કંઇક બહાર ફરતું હોવાથી તેને બાહ્ય કહેવાય છે. ૨૫-૨૭.

જ્યોતિષ ચક્રના ભ્રમણનો વિસ્તાર, એકસો દશ (૧૧૦) યોજનનો છે. તેમાં નક્ષત્ર પટલનો અંશ ૪ યોજનનો છે ૨૮.

(આ નક્ષત્ર પટલમાં) ઉપરીતલમાં સ્વાતિ, અધસ્તલમાં ભરણી, આ પ્રમાણે નક્ષત્ર પટલ ચાર ચિહ્નથી યુક્ત છે. ૨૯.

આ વાત અર્થથી શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની વૃત્તિમાં કહેલી છે.

ચર જ્યોતિષચક્રમાં રહેલા પણ ધ્રુવના તારા સ્થિર છે. અને તેમાં પાર્શ્વવર્તી તારાઓ તેની જ આસપાસ ભમે છે. ૩૦

ज्योतिश्चक्रे चरन्त्यस्मिन्, ज्योतिष्काः पञ्चधा सुराः ।
विमानैः स्वैश्चन्द्रसूर्यग्रहनक्षत्रतारकाः ॥ ३१ ॥
पञ्चानामप्यथैतेषां, विमानान्यनुकुर्वते ।
संस्थानेन कपित्थस्य, फलमुत्तानमर्द्धितम् ॥ ३२ ॥
ननु ज्योतिर्विमानानि, कपित्थार्द्धाकृतीनि चेत् ।
सूर्यचन्द्रविमानानां, स्थूलानामपि तादृशाम् ॥ ३३ ॥
बाढमस्तु दूरतया, मस्तकोपरिवर्तिनाम् ।
वर्त्तुलत्वप्रतिभासोऽधोवर्त्तिषु जनेष्वयम् ॥ ३४ ॥
यत्कपित्थफलार्द्धस्याप्यूर्द्धं दूरं कृतस्थितेः ।
परभागादर्शनतो, वर्त्तुलत्वमवेक्ष्यते ॥ ३५ ॥
किन्तूदयास्तसमये, तिर्यक् चङ्क्रमणे कथम् ।
न तथा तानि दृश्यन्ते, तिर्यक्क्षेत्रस्थितान्यपि ? ॥ ३६ ॥
अत्रोच्यते–
सामस्त्येन कपित्थार्द्धफलाकाराण्यमूनि न ।
किन्त्वमीषां विमानानां, पीठानि तादृशान्यथ ॥ ३७ ॥

---

આ જ્યોતિષ ચક્રમાં ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા–આ પાંચ પ્રકારનાં જ્યોતિષ્ક દેવતાઓ પોત–પોતાના વિમાનમાં ફરે છે. ૩૧.

આ પાંચે પ્રકારના જ્યોતિષ્કના વિમાનો ઉર્ધ્વમુખી કોઠાના અર્ધફલના આકારવાળા હોય છે. ૩૨.

**શંકા:**–જ્યોતિષ્કના વિમાનો અર્ધકોઠાની આકૃતિવાળા છે–તેમ કહો છો, તેમાં જેમ કપિત્થનું અર્ધફળ ઉંચે–દૂર રાખવામાં આવે, તો ઉપરનો ભાગ ન દેખવાથી અધોવર્તી લોકોને ગોળાકારે દેખાય, તેમ અતિ સ્થૂલ પણ સૂર્ય–ચન્દ્રના વિમાનો જ્યારે મસ્તકના ઉપરના ભાગે આવે, ત્યારે દૂર અને અધોવર્તી લોકોને ગોળાકાર દેખાય તે બરાબર છે. પરંતુ ઉદય અને અસ્ત સમયે તો તેનું સંક્રમણ તીર્છું થતું હોય છે. તો ત્યારે કેમ ગોળાકાર–વર્તુલાકૃતિ દેખાય છે ? ૩૩–૩૬.

**સમાધાન:**–આ સૂર્ય–ચન્દ્રના વિમાનો સંપૂર્ણતયા અર્ધ–કપિત્થ ફલાકારે છે તેવું નથી. પરંતુ આ વિમાનોની પીઠ તે આકારે રહેલી છે. આ પીઠ ઉપર રહેલા જે પ્રાસાદો ( દેવ વિમાનો ) છે, તે એ રીતે રહેલા છે કે જેના કારણે ભૂમિ ઉપરથી

प्रासादाश्चैतदुपरि, तथा कथंचन स्थिताः ।
यथा पीठैः सहाकारो, भूम्ना वर्त्तुलतां श्रयेत् ॥ ३८ ॥

एकान्ततः समवृत्ततया तु दूरभावतः ।
चन्द्रादिमण्डलाकारो, जनानां प्रतिभासते ॥ ३९ ॥

तथाहुः विशेषणवतीकाराः—

" अद्धकविट्ठागारा उदयत्थमणम्मि कहं न दीसंति ।
ससिसूराण विमाणाइं तिरियखेत्तट्ठियाइं च ॥ ३९A ॥

उत्ताणद्धकविट्ठागारं पीढं तदुवरि पासाओ ।
वट्टालेखेण तओ समवट्टं दूरभावाओ ॥ ३९B ॥

विशेषश्चात्र प्रज्ञापनासूत्रे-" जे य गहा जोइसम्मि चारं चरंति केऊ अगति-रतिया अट्ठावीस तिविहा णक्खत्तदेवगणा (ते) णाणासंठाणसंठिया य,"

जीवाभिगमवृत्तावपि-तथा ये ग्रहा ज्योतिश्चक्रे चारं चरन्ति केतवो ये च बाह्यद्वीपसमुद्रेष्वगतिरतिका ये चाष्टाविंशतिर्देवनक्षत्रगणास्ते सर्वेऽपि नानाविधसंस्थान-संस्थिताः, चशब्दात्तप्ततपनीयवर्णाश्च ॥

---

જોતાં પીઠ સાથે તે પ્રાસાદો વર્તુળાકારે દેખાય છે જણાય છે. એટલે કે દૂરવર્તી હોવાથી લોકોને ચંદ્રાદિના મંડલનો આકાર એકાંતે ગોળ દેખાય છે. ૩૭-૩૯.

વિશેષણવતીમાં પણ કહ્યું છે કે, તિર્યગ્ક્ષેત્રમાં રહેલા ચન્દ્ર-સૂર્યના વિમાન ઉદય અને અસ્ત વખતે અર્ધકપિત્થ આકારવાળા કેમ દેખાતા નથી ? ૩૯A

**સમાધાનઃ**-ઉભી અર્ધ કપિત્થના આકારવાળી પીઠ છે. તેના ઉપર અર્ધ ગોળાકારે પ્રાસાદો છે. માટે દૂરથી ગોળાકાર દેખાય છે. ૩૯B

શ્રી પ્રજ્ઞાપના સૂત્રમાં વિશેષ છે. જ્યોતિષ્ક ચક્રની અંદર જે ગ્રહો ફરે છે, તે ત્રણ પ્રકારનાં છે. ૧. કેતુ, ૨ સ્થિર, ૩ ૨૮ નક્ષત્રો. આ ત્રણે પ્રકારના નક્ષત્ર રૂપી દેવ ગણો જુદા-જુદા સંસ્થાને રહેલા છે

શ્રી જીવાભિગમ વૃત્તિમાં પણ કહ્યું છે કે જે ગ્રહો જ્યોતિષ ચક્રમાં ફરે છે એમાં જે કેતુ, બાહ્ય દ્વીપ સમુદ્રમાં રહેલા સ્થિર ગ્રહો તથા ૨૮ દેવ-નક્ષત્ર ગણો, તે બધા જુદા-જુદા સંસ્થાનોમાં રહેલા છે. અને 'च' કારથી બધા તપ્ત સુવર્ણના વર્ણવાળા છે.

एकस्य योजनस्यांशानेकषष्टिसमुद्भवान् ।
षट्पञ्चाशतमिन्दोः स्याद्विमानं विस्तृतायतम् ॥ ४० ॥
अंशानेतादृशानष्टाविंशतिं तत् समुच्छ्रितम् ।
सर्वे ज्योतिर्विमाना हि, निजव्यासार्द्धमुच्छ्रिताः ॥ ४१ ॥
अष्टचत्वारिंशतं प्रागुक्तांशान् विस्तृतायतम् ।
विवस्वन्मण्डलं भागाँश्चतुर्विंशतिमुच्छ्रितम् ॥ ४२ ॥
विशेषतस्तु–चतुर्दश शतान्यष्टषष्टिः क्रोशास्तथोपरि ।
धनुःशताः सप्तदश, चतुर्युक्ताः करत्रयम् ॥ ४३ ॥
अङ्गुलाः पञ्चदश च, चत्वारः साधिका यवाः ।
ततायतं चन्द्रबिम्बमुत्सेधाङ्गुलमानतः ॥ ४४ ॥
शतानि द्वादशैकोनषष्टिः क्रोशास्तथोपरि ।
चापा द्वात्रिंशत्रिहस्ती, त्रयोऽङ्गुलाश्च साधिकाः ॥ ४५ ॥
ततायतं सूर्यबिम्बमुत्सेधाङ्गुलमानतः ।
परिक्षेपस्तु विज्ञेयः, स्वयमेवानयोर्द्वयोः ॥ ४६ ॥
प्रमाणाङ्गुलजक्रोशद्वयमायतविस्तृताः ।
स्युर्ग्रहाणां विमानास्ते, क्रोशमेकं समुच्छ्रिताः ॥ ४७ ॥

---

૧ યોજનના ૬૧ અંશ કરી અને તેમાથી ૫૬ અંશ પ્રમાણ ચન્દ્રનું વિમાન લાંબુ–પહોળુ છે અને ૨૮ અંશ ઉંચું છે કારણ કે બધા જ્યોતિષ્ક વિમાનો પોતાની પહોળાઈથી અડધી ઉંચાઈવાળા હોય છે ૪૦–૪૧.

પહેલા કહ્યા પ્રમાણે યોજનના ૬૧ અંશમાંથી ૪૮ અંશ પ્રમાણ લાંબુ પહોળુ સૂર્ય વિમાન છે અને ૨૪ અંશ ઉંચું છે. ૪૨.

વિશેષ ઉત્સેધ આંગલના પ્રમાણે ગણત્રી કરાય તો ચૌદસોને અડસઠ (૧૪૬૮), ગાઉ સત્તરસોને ચાર (૧૭૦૪) ધનુષ્ય, ૩ હાથ, ૧૫ આંગલ અને સાધિક ૪ યવ લાંબુ પહોળું ચન્દ્રનું બિંબ છે. આ ઉત્સેધ આંગલનું પ્રમાણ કહેવાયું, ૪૩–૪૪

ઉત્સેધ આંગલના પ્રમાણથી ૧૨૫૯ કોશ, ૩૨ ધનુષ્ય, ૩ હાથ, સાધિક ૩ આંગલ, લાંબુ. પહોળું સૂર્યનું બિંબ છે, જ્યારે આ ચન્દ્ર–સૂર્ય બિંબનો ઉત્સેધાંગુલ જન્ય પરિધિ સ્વયમેવ વિચારી લેવો : ૪૫–૪૬

પ્રમાણાંગુલથી બે કોશ લાંબા પહોળા અને એક કોશ ઊંચા ગ્રહોના વિમાનો હોય છે. ૪૭.

नक्षत्राणां विमानाश्च, क्रोशमायतविस्तृताः ।
क्रोशार्द्धमुच्छ्रिताः प्रोक्ताः, प्रमाणाङ्गुलमानतः ॥ ४८ ॥
प्रमाणाङ्गुलजेष्वाससहस्रायतविस्तृताः ।
ताराविमानाः स्युः पञ्चशतचापसमुच्छ्रिताः ॥ ४९ ॥
एतच्च तारादेवानामुत्कृष्टस्थितिशालिनाम् ।
परिमाणं विमानानां, जघन्यायुर्जुषां पुनः ॥ ५० ॥
विमाना धनुषां पञ्च, शतान्यायतविस्तृताः ।
तेषामर्द्धतृतीयानि, शतानि पुनरुच्छ्रिताः ॥ ५१ ॥

तथा च तत्त्वार्थभाष्यम्–" सर्वोत्कृष्टायास्ताराया अर्द्धक्रोशो जघन्यायाः पञ्च धनुःशतानि, विष्कम्भार्द्धबाहल्याश्च भवन्ति सर्वे,"

नरक्षेत्रात्त परतो, मानमेषां यथाक्रमम् ।
एतदर्द्धप्रमाणेन, विज्ञेयं स्थायिनां सदा ॥ ५२ ॥

तथोक्तम्—" नरखेत्ताउ बहिं पुण अद्धपमाणा ठिया निच्चं "

योगशास्त्रे चतुर्थप्रकाशवृत्तौ तु–" मानुषोत्तरात्परतश्चन्द्रसूर्या मनुष्यक्षेत्रीयचन्द्र-सूर्यप्रमाणा " इत्युक्तमिति ज्ञेयम् ,

---

પ્રમાણાંગુલથી નક્ષત્રોના વિમાનોની લંબાઈ–પહોળાઈ એક કોશ છે જ્યારે ઊંચાઇ અર્ધકોશ છે. ૪૮.

પ્રમાણાંગુલ પ્રમાણે તારાના વિમાનો એક હજાર ધનુષ્ય લાંબા પહોળા હોય છે અને પાંચસો ધનુષ્ય ઊંચા હોય છે. આ પરિમાણ ઉત્કૃષ્ટ આયુષ્યવાળા તારા દેવતાઓના વિમાનોનું જાણવું. જયારે જઘન્ય આયુષ્યવાળા તારા દેવોના વિમાનો ૫૦૦ ધનુષ્ય લાંબા પહોળા અને ૨૫૦ ધનુષ્ય ઊંચા હોય છે. ૪૯–૫૧.

તત્ત્વાર્થ ભાષ્યમાં કહ્યું છે કે ઉત્કૃષ્ટ આયુષ્યવાળા તારાઓનું વિમાન અર્ધકોશનું હોય છે અને જઘન્ય આયુવાળા તારાઓનું વિમાન પાંચસો ધનુષ્ય પ્રમાણ હોય છે. સર્વત્ર વિમાનોમાં વિષ્કંભ–વિસ્તાર કરતાં અર્ધપ્રમાણ જાડાઇ હોય છે. "

નરક્ષેત્રથી બહાર સદા સ્થિર એવા જ્યોતિષ્ક ચક્ર વિમાનોનું પ્રમાણ અડધું જાણવું ૫૨.

કહ્યું છે કે: નરક્ષેત્રની બહાર જ્યોતિષ્કના વિમાનો અર્ધ પ્રમાણવાળા અને નિત્યસ્થિર હોય છે...'

જ્યારે યોગશાસ્ત્રનાં ચોથા પ્રકાશની વૃત્તિમાં કહ્યું છે કે:

निरालम्बान्यनाधाराण्यविश्रामाणि यद्यपि ।
चन्द्रादीनां विमानानि, चरन्ति स्वयमेव हि ॥ ५३ ॥

तथापीदृक्षाभियोग्यनामकर्म्मानुभावतः ।
स्फारितस्कन्धशिरसः, सिंहाद्याकारधारिणः ॥ ५४ ॥

अपरेषु सजातीयहीनजातीयनाकिषु ।
निजस्फातिप्रकटनादत्यन्तं प्रीतचेतसः ॥ ५५ ॥

स्थित्वा स्थित्वाऽधो वहन्ते, निर्जरा आभियोगिकाः ।
तदेककर्म्माधिकृताः, सर्वदाऽखिन्नमानसाः ॥ ५६ ॥

त्रिभिर्विशेषकम् ॥

प्रत्यक्षं वीक्ष्यमाणत्वान्न चैतन्नोपपद्यते ।
अस्मिन्मनुष्यलोकेऽपि, केचिद्यथाऽऽभियोगिकाः ॥ ५७ ॥

तादृक्कर्मानुभावेनानुभवन्तोऽपि दासताम् ।
सजातीयेतरेपूच्चैर्दर्शयन्तः स्ववैभवम् ॥ ५८ ॥

---

"માનુષોત્તર પર્વતની આગળ રહેલા ચન્દ્ર અને સૂર્યો મનુષ્ય ક્ષેત્રીય ચન્દ્ર અને સૂર્યના પ્રમાણ જેટલા જ જાણવા."

આ પ્રમાણે ભિન્ન–ભિન્ન મતો છે...

આ ચંદ્રાદિ વિમાનો આલંબન રહિત–આધાર રહિત અને વિશ્રામ રહિતપણે સ્વયમેવ (સતત) ચાલે છે. તો પણ તેવા પ્રકારના આભિયોગ્ય નામકર્મના પ્રભાવે, સ્કંધ–મસ્તકને વિસ્તારીને સિંહાદિ આકારને ધારણ કરનારા, પોતાના સજાતીય અને હીનજાતિ દેવતાઓમાં પોતાની વિશેષતા પ્રગટ કરવાથી અત્યંત ખુશ થયેલા, વિમાનોની નીચે નીચે રહીને આભિયોગિક દેવતાઓ હંમેશા આ વિમાનોને વહન કરે છે અને પોતાનો આ કાર્ય કરવાનો અધિકાર છે તેથી સર્વદા પ્રસન્ન મનવાળા રહે છે. ૫૩–૫૬.

આવો અનુભવ પ્રત્યક્ષપણે દેખાતો હોવાથી અસંગત નથી જેમકે–આ મનુષ્ય જગતમાં પણ કોઇક એવા નોકરો તથા પ્રકારના કર્મને વશે દાસપણું કરતા હોવા છતાં પણ પોતાના સજાતીય અન્ય લોકોમાં તેમાં પોતાનો વૈભવ–મોટાઈ દેખાડતા હોય છે કે, 'આવો પ્રખ્યાત અને મોટો માણસ આનો સ્વામી છે. અને આ એનો માનીતો છે.' આવી છાપ પાડી શકવાથી આનંદિત બનેલા નોકરો, રથાદિ વાહનોમા જોડાઇને તેના માલિકને સેવતા હોવા છતાં પણ ગૌરવ અને આનંદ અનુભવે છે. ૫૭–૫૮.

ख्यातस्य नेतुरस्य स्मः, संमता इति सम्मदात् ।
रथादिलग्ना धावन्तः, सेवन्ते स्वमधीश्वरम् ॥ ५९ ॥
त्रिभिर्विशेषकम् ॥

नीचोत्तमानि कृत्यानि, प्रोक्तानि स्वामिना मनाक् ।
धावन्तः पञ्चपा एकपदे कुर्वन्ति हर्षिताः ॥ ६० ॥

तथाह तत्त्वार्थभाष्यम्–' अमूनि च ज्योतिष्कविमानानि लोकस्थित्या प्रसक्तावस्थितगतीन्यपि ऋद्धिविशेषदर्शनार्थमाभियोग्यनामकर्म्मोदयाच्च नित्यं गतिरतयो देवा वहन्ती " ति ।

तत्रापीन्दुविमानस्य. पूर्वस्यां सुभगाग्रिमाः ।
गोक्षीरफेनशीतांशुदधिशङ्खतलोज्ज्वलाः ॥ ६१ ॥
तीक्ष्णवृत्तस्थिरस्थूलदंष्ट्राङ्कुरवराननाः ।
रक्तोत्पलदलाकारलोला, ललितताल्वः ॥ ६२ ॥
क्षौद्रपिण्डपिंगलाक्षाः, पूर्णोरुस्कन्धबन्धुराः ।
सल्लक्षणस्वच्छसटाः, पुच्छातुच्छश्रियोद्भटाः ॥ ६३ ॥
तपनीयमयप्रौढचित्रयोक्त्रकयन्त्रिताः ।
सलीलगतयः स्फारबलवीर्यपराक्रमाः ॥ ६४ ॥

---

સ્વામી વડે દર્શાવવામાં આવેલા સામાન્ય કે મોટા કામો એકી સાથે પાંચ–છ જણાં દોડતા–દોડતાં હર્ષપૂર્વક કરે છે. ૬૦.

તત્ત્વાર્થ ભાષ્યમાં કહ્યું છે: કે–" આ જ્યોતિષ્કના વિમાનો તથા પ્રકારની લોક સ્થિતિના કારણે સતત નિયત ગતિવાળા છે. તો પણ ઋદ્ધિ વિશેષ દેખાડવા માટે અને આભિયોગિક નામકર્મના ઉદયથી આભિયોગિક દેવતાઓ સતત ગતિ રૂચિવાળા બનીને વિમાનોને વહન કરે છે. " ઈતિ

સુભગ અગ્રભાગવાળા, ગાયનુ દૂધ, ફીણ, ચંદ્ર, દહી, શંખ વગેરે પદાર્થો જેવા અત્યુજ્જવલ, તીક્ષ્ણ – ગોળાકાર – સ્થિર સ્થાપિત દાઢાઓથી અંકુરિત મુખવાળા, રક્ત કમલદળના આકારવાળી જીભવાળા, લાલિત્ય–સભર તાલુ–પ્રદેશવાળા, મધના પિંડ સમા પીળી આંખોવાળા, પૂર્ણ પુષ્ટ સ્કંધથી શોભતા, સુલક્ષણોપેત સ્વચ્છ કેશરાવાળા, દીર્ઘ પૂંછડાની શોભાથી ઓપતા, સુવર્ણમય વિશિષ્ટ જોતરથી જોડાએલા, લીલાસહિત ગતિ કરનાર, ઉછળતા – બલવીર્ય – પરાક્રમવાળા, આનંદ દાયક સિંહનાદો દ્વારા દશે

सिंहनादैः कृताह्लादैः, पूरयन्तो दिशो दश ।
चतःसहस्रप्रमिता, वहन्ति सिंहनिर्ज्जराः ॥ ६५ ॥

पञ्चभिः कुलकम्

दक्षिणस्यां स्थूलवज्रमयकुम्भस्थलोद्धुराः ।
स्वैरं कुण्डलितोद्दण्डशुण्डामण्डलमण्डिताः ॥ ६६ ॥
तपनीयमयश्रोत्राञ्चलचाञ्चल्यचञ्चवः ।
सुवर्णखचितप्रान्तसदन्तमुशलद्वयाः ॥ ६७ ॥
भूरिसिन्दूरशिरसश्चलच्चामरचारवः ।
सुवर्णकीङ्किणीकीर्णमणिग्रैवेयकोग्रभाः ॥ ६८ ॥
रूप्यरज्जुलसद्घण्टायुगलध्वनिमञ्जुलाः ।
वैडूर्यदण्डोद्दण्डांशुतीव्रवज्रमयाङ्कुशाः ॥ ६९ ॥
पुनः पुनः परावृत्तपुच्छाः पुष्टा महोन्नताः ।
कूर्माकारक्रमा वल्गुगतयः स्फारविक्रमाः ॥ ७० ॥
विमानानि शशाङ्कानां, वहन्ति गजनिर्जराः ।
घनवन्मञ्जु गर्जन्तश्चतुःसहस्रसम्मिताः ॥ ७१ ॥ षड्भिः कुलकम्
प्रतीच्यां सुभगाः श्वेता, दृप्यत्ककुदसुन्दराः ।
अयोघनघनस्थूलतनवः पूर्णलक्षणाः ॥ ७२ ॥

---

દિશાને ભરી દેતા, એવા સિંહરૂપી ચારહજાર ( ૪,૦૦૦ ) દેવતાઓ પૂર્વદિશામાં ચંદ્ર વિમાનનુ વહન કાર્ય કરી રહ્યા છે. ૬૧–૬૫.

વિશાળ વજ્રમય કુંભસ્થલથી બહુ શોભતા, ઈચ્છાનુસાર કુંડલાકારે વાળેલી ઉંચી સૂંઢથી મંડિત, સુવર્ણ મંડિત કર્ણના પ્રાંત ભાગથી સુશોભિત, કાંચન મઢેલા દંતશૂળના અંતભાગોથી ઓપતા, અતિ સિંદૂરથી જેનુ કપાળ રંગાયું છે એવા, ચલાયમાન ચામરોથી શોભતા સુવર્ણની ઘૂઘરી યુક્ત મણિમય કંઠા–ભુષણથી શોભતા, રૂપાની દોરીમાં લટકવાએલા ઘંટા યુગલના ધ્વનિથી સુદર દેખાતા, વૈડૂર્યમય દંડઉપર સ્થાપિત થયેલ અત્યંત તેજસ્વી વજ્રરત્નમય અંકુશ ધારણ કરનારા, વારંવાર હરતી ફરતી પૂંછડીથી શોભતા, પુષ્ટ, મહા – ઉન્નત, કાચબા જેવા પગવાળા, લાલિત્ય પૂર્ણ ગતિવાળા ઝળહળતા પરાક્રમથી સહિત ચાર હજારની સંખ્યામાં ગજસ્વરૂપી દેવતાઓ મેઘની જેમ ગર્જારવ કરતાં દક્ષિણ દિશામાં રહીને ચંદ્રના વિમાનને વહન કરે છે. ૬૬–૭૧.

પશ્ચિમદિશામાં વૃષભરૂપી દેવતાઓ ચંદ્રના વિમાનને વહન કરે છે. જે સુભગ

अत्यन्तकमनीयौष्ठाः, कम्रेषन्नम्रिताननाः ।
सुस्निग्धलोमद्युतयः, पीनवृत्तकटीतटाः ॥ ७३ ॥
सुपार्श्वा मांसलस्कन्धाः, प्रलम्बपुच्छपेशलाः ।
तुल्यातितीक्ष्णशृङ्गाग्रा, नानागतिविशारदाः ॥ ७४ ॥
तपनीयोद्भूतजिह्वातालवो वज्रजित्खुराः ।
स्फाटिकस्फारदशना, गम्भीरोर्जितगर्जिताः ॥ ७५ ॥
सौवर्णभूषणा रत्नकिङ्किणीमालधारिणः ।
चतुःसहस्रसङ्ख्यास्तान्युद्वहन्ति वृषामराः ॥ ७६ ॥ पञ्चभिः कुलकम्
उदीच्यां सुप्रभाः श्वेताः, युवानः पीवरोन्नताः ।
मल्लिकापुष्पशुभ्राक्षाः, साक्षात्तार्क्ष्याग्रजा इव ॥ ७७ ॥
अभ्यस्तनानागमना, जवनाः पवना इव ।
धावनोल्लङ्घनक्रीडाकूर्दनादिजितश्रमाः ॥ ७८ ॥
लक्षणोपेतसर्वाङ्गाः शस्तविस्तीर्णकेसराः ।
व्यञ्जयन्तश्चलत्पुच्छचामरेणाश्वराजताम् ॥ ७९ ॥
तपनीयखुराजिह्वातालवः स्थासकादिभिः ।
रम्या रत्नमयैर्वक्रललाटादिविभूषणैः ॥ ८० ॥

---

છે, શ્વેત છે, મજબૂત સ્કંધથી સુંદર છે, તથા લોઢાના ઘન જેવા સ્થૂલ શરીરવાળા છે, પૂર્ણ લક્ષણ યુક્ત છે. અત્યંત સુંદર હોઠ ધરાવે છે કમનીય અને કંઈક નમેલા મુખવાળા છે. જેમની રોમરાજી અત્યંત સ્નિગ્ધ અને તેજસ્વી છે, જેમની કેડ પુષ્ટ અને ગોળાકૃતિ છે. જેમના પડખા દેખાવડા છે, જેમનુ સ્કંધ માંસ યુક્ત છે. લાંબા પૂંછડાથી દર્શનીય છે, જેમના શિંગડાના અગ્રભાગ એક સરખા અને અતિ તીક્ષ્ણ છે, જાત-જાતની ગતિમાં વિશારદ છે. સુવર્ણ સદૃશ જીભ અને તાલુવાળા છે, વજ્રને પણ જીતે તેવા કઠોર ખુરવાળા છે, જેમના દાંત સ્ફટિક જેવા ઉજ્જવલ છે, ગંભીર અને ભેદી ગર્જના કરનારા છે, સોનાના આભૂષણ તથા રત્નની ઘૂઘરીઓની માળાને જેઓ ધારણ કરે છે—એવા ચારહજાર (૪૦૦૦) ઋષભ દેવતાઓ છે. ૭૨–૭૬.

ચંદ્રના વિમાનોની ઉત્તરદિશા તરફ ચાર હજાર અશ્વરૂપને ધરતા એવા દેવતાઓ વિમાનને વહન કરે છે. જેઓ અત્યંત પ્રભાયુક્ત છે, શ્વેતવર્ણી છે, યુવાન દેહવાળા છે, પુષ્ટ અને ઉન્નત છે. મલ્લિકા (એક પ્રકારની ચમેલી)ના પુષ્પ જેવી શુભ આંખોવાળા છે, સાક્ષાત્ જાણે ગરૂડના મોટાભાઈ જેવા (વિશાળકાય અને બલિષ્ઠ છે.) જુદા–જુદા

हरिमेलकगुच्छेन, मूर्ध्नि निर्मितशेखराः ।
हर्षहेषितहेलाभिः, पूरयन्तोऽभितोऽम्बरम् ॥ ८१ ॥
चत्वार्येव सहस्राणि, हयरूपभृतः सुराः ।
सुधांशूनां विमानानि, वहन्ति मुदिताः सदाः ॥ ८२ ॥
षड्भिः कुलकम् ॥
सूर्योदयाङ्किता प्राची, यथाऽन्यदेहिनां तथा ।
ज्योतिष्काणां निश्चितैवं, न सम्भवति यद्यपि ॥ ८३ ॥
चन्द्रादीनां तथाऽप्येषां या दिग्गन्तुमभीप्सिता ।
सा प्राची स्यान्निमित्तज्ञैः, क्षुतादौ कल्प्यते यथा ॥ ८४ ॥
ततस्तदनुसारेण, दिशोऽन्या दक्षिणादिकाः ।
विमानवाहिनामेवं, सूक्तः प्रागुदिग्विनिश्चयः ॥ ८५ ॥
षोडशैवं सहस्राणि, कृतसिंहादिमूर्त्तयः ।
विमानान्यमृतांशूनां, वहन्ति त्रिदशाः सदा ॥ ८६ ॥

---

પ્રકારની ગતિના અભ્યાસવાળા છે, તથા પવન જેવી વેગિલી ગતિવાળા છે, દોડવું-કૂદવું-ઉલ્લંઘન કરવું-ક્રીડા કરવી-પછાડવું વિગેરેમાં શ્રમને જીતેલા છે, જેમના સર્વ અંગ લક્ષણોથી યુક્ત છે, જેમની કેશરા પ્રશસ્ત અને પહોળી છે, ચાલતા એવા પુંછડારૂપી ચામર વડે ઘોડામાં પોતાના રાજપણાને (અગ્રિમતા-વિશિષ્ટતાને) દેખાડે છે, જેમના ખુર-જીભ અને તાલુ સ્વર્ણમય છે, રત્નમય અલંકારો અને મુખના લલાટના ઘરેણા વડે જેઓ રમ્ય છે. માથામાં રહેલા કલગીના ગુચ્છાથી જાણે શિખરવાળા હોય તેવા ભાસે છે. અને હર્ષથી કરેલા હેષારવદ્વારા ચારેબાજુ આકાશને પુરતા એવા ઉત્તર દિશાના અશ્વરૂપ દેવતાઓ છે. ૭૭-૮૨.

જો કે-જે રીતે અન્ય પ્રાણીઓ માટે પૂર્વાદિ દિશા એટલે કે, સૂર્યોદય થાય તે પૂર્વદિશા તેવું નિશ્ચિત છે તે પ્રમાણે જ્યોતિષ્કો માટે નિશ્ચિત નથી. છતાં પણ ચંદ્રાદિને જવા માટે જે દિશા ઈચ્છિત હોય તેને પૂર્વ દિશા સમજવી.

જેમ નિમિત્તશાસ્ત્રવેત્તાઓ છીંક વિગેરેમાં દિશાની કલ્પના કરે છે તે મુજબ. આ રીતે જ્યોતિષ્કો માટે નિર્ણિત થયેલ એક પૂર્વદિશાના આધારે અન્ય દક્ષિણાદિ દિશાઓ નક્કી થાય છે. વિમાનવાહી દેવોના વિષયમાં પણ કહેવાએલ દિશાઓનો નિશ્ચય આ રીતે કરવો. ૮૩-૮૫.

આ પ્રમાણે સિંહાદિની આકૃતિ કરીને સોળ હજાર (૧૬,૦૦૦) દેવો હંમેશા ચંદ્રનાં વિમાનોને વહન કરે છે. ૮૬.

अनेनैव दिक्क्रमेण, विमानान् भास्वतामपि ।
वहन्त्येतावन्त एव, सिंहाद्याकृतयः सुराः ॥ ८७ ॥
वहन्ति च विमानानि, ग्रहाणां तादृशाः सुराः
द्वे द्वे सहस्रे प्रत्याशं, सहस्राण्यष्ट तेऽखिलाः ॥ ८८ ॥
उद्वहन्ति च नक्षत्रविमानाँस्तादृशाः सुराः ।
स्थिताः प्रत्याशमेकैकं, सहस्रप्रमिताः सदा ॥ ८९ ॥
समुद्वहन्ति प्रत्याशं, पञ्चपञ्चशताः स्थिताः ।
तारकाणां विमानानि, सिंहाद्याकृतयोऽमराः ॥ ९० ॥
सर्वेभ्यो मन्दगतयः, शशाङ्काः शीघ्रगास्ततः ।
तिग्मत्विषो ग्रहास्तेभ्यः, ख्याताः सत्वरगामिनः ॥ ९१ ॥
विशेषस्त्वेष तत्रापि, सर्वाल्पगतयो बुधाः ।
तेभ्यः शुक्राः शीघ्रतरास्तेभ्योऽपि क्षितिसूनवः ॥ ९२ ॥
प्रकृष्टगतयस्तेभ्यः, सुराचार्यास्ततोऽपि हि ।
ख्याताः शनैश्चराः क्षिप्रगतयस्तत्त्ववेदिभिः ॥ ९३ ॥
तेभ्यस्त्वरितयायीनि, नक्षत्राणि ततोऽपि च ।
तारकाः क्षिप्रगतयो, निर्दिष्टाः स्पष्टदृष्टिभिः ॥ ९४ ॥

---

આજ દિશાઓના ક્રમ વડે સિંહાદિ આકૃતિના ધારક એટલાજ દેવો એટલે કે સોળ હજાર (૧૬,૦૦૦) દેવો સૂર્યોના વિમાનોને વહે છે. ૮૭,

ગ્રહોના વિમાનોને તે પ્રકારના (તે મુજબ આકૃતિવાળા) દેવતાઓ પ્રત્યેક દિશામાં બે–બે હજાર (૨,૦૦૦) કુલ આઠ હજાર (૮,૦૦૦) દેવતાઓ વહન કરે છે. ૮૮.

નક્ષત્રોના વિમાનોને (પણ) તેવા પ્રકારના એટલે કે તેવી જ આકૃતિવાળા પ્રત્યેક દિશામાં એક–એક હજાર દેવતાઓ વહન કરે છે. (ચારેય દિશાના થઈને ચાર ચાર હજાર (૪,૦૦૦ છે) ૮૯

પ્રત્યેક દિશામાં સિહાદિ આકૃતિવાળા ૫૦૦–૫૦૦ દેવતાઓ તારાના વિમાનોને વહન કરે છે, (ચારેય દિશાના ભેગા કરતાં બે હજાર [૨,૦૦૦] દેવો છે.) ૯૦

જ્યોતિષ્કોમાં સર્વથી મંદગતિવાળા ચન્દ્રના વિમાનો છે, તેનાથી શીઘ્ર ગતિવાળા સૂર્યના વિમાનો છે. તેનાથી ગ્રહોના વિમાનો ત્વરિતગતિવાળા છે. તેમાં વિશેષ એ છે કે, ગ્રહોમાં બુધ એ સૌથી અલ્પગતિવાળા, તેનાથી શીઘ્રગતિ શુક્રની છે, તેનાથી શીઘ્રગતિ મંગલની છે અને તેનાથી શીઘ્રગતિ બૃહસ્પતિની છે અને તેનાથી શીઘ્રગતિ

सर्वेभ्योऽप्येवमल्पिष्ठगतयोऽमृतभानवः ।
सर्वेभ्यः क्षिप्रगतयस्तारकाः परिकीर्तिताः ॥ ९५ ॥
जम्बूद्वीपेऽथ ताराणामेषां द्वेधा मिथोऽन्तरम् ।
निर्व्याघातिकमित्येकं, परं व्याघातसम्भवम् ॥ ९६ ॥
तत्र मध्यस्थशैलादिव्यवधायकनिर्मितम् ।
व्याघातिकमन्तर स्याद्वितीयं तु स्वभावजम् ॥ ९७ ॥
स्याद् द्विधैकैकमप्येतज्जघन्योत्कृष्टभेदतः ।
एवं चतुर्विधं ताराविमानानां मिथोऽन्तरम् ॥ ९८ ॥
तत्र च–शतानि पञ्च धनुषां, स्वाभाविकं जघन्यतः ।
उत्कर्षतो द्वे गव्यूते, जगत्स्वाभाव्यतस्तथा ॥ ९९ ॥
जघन्यतो योजनानां, सषट्षष्टि शतद्वयम् ।
व्याघातिकमन्तरं स्याद्भावना तत्र दृश्यते ॥ १०० ॥
चत्वारि योजनशतान्युत्तुङ्गो निषधाचलः ।
कूटान्यस्योपरि पञ्चशततुङ्गानि तानि च ॥ १०१ ॥

---

શનૈશ્ચરની તત્ત્વજ્ઞોએ કહેલી છે તેનાથી નક્ષત્રોના વિમાનોની ગતિ વધુવેગવંતી છે. અને તેનાથી તારાઓના વિમાનોની ગતિ સર્વજ્ઞ ભગવંતોએ સૌથી તીવ્ર કહી છે. આ પ્રમાણે સર્વથી અલ્પ ગતિવાળા ચંદ્ર અને સૂર્યના વિમાનો છે અને સર્વથી સત્વર ગતિવાળા તારાના વિમાનો કહેલા છે. ૯૧–૯૬.

જંબૂદ્વીપના તારાઓનું અંતર બે પ્રકારનું છે. (૧) વ્યાઘાતિક અને નિર્વ્યાઘાતિક, તેમાં મધ્યમાં રહેલા પર્વતાદિના કારણે જે અંતર પડે છે, તે વ્યાઘાતિક અંતર છે. જ્યારે બીજું સ્વાભાવિક અંતર છે. આ બન્ને પ્રકારના અંતર પણ જઘન્ય અને ઉત્કૃષ્ટ–એમ બે પ્રકારે છે આ રીતે તારા વિમાનોનું પરસ્પર અંતર ચાર પ્રકારે થાય છે. ૯૬–૯૮.

આમાં સ્વાભાવિક (નિર્વ્યાઘાત) અંતરમાં જઘન્ય અંતર ૫૦૦ ધનુષ્યનું અને ઉત્કૃષ્ટ અંતર બે ગાઉનું (૪૦૦૦ ધનુષ્ય) છે. જગતનો સ્વભાવ જ આવા પ્રકારનો છે. ૯૯.

વ્યાઘાતિક અંતર જઘન્યથી ૨૬૬ યોજન છે. અને તેની ભાવના આ પ્રમાણે છે. નિષધ પર્વત ચારસો (૪૦૦) યોજન ઉંચો છે. એના ઉપર પાંચસો (૫૦૦) યોજન ઉત્તુંગ કૂટો છે (શિખરો છે.) આ કૂટો અધસ્તલે વિષ્કંભ આયામમાં પાંચસો

विष्कम्भायामतः पञ्च, योजनानां शतान्यधः ।
मध्यदेशे पुनः पञ्चसप्तत्याढ्यं शतत्रयम् ॥ १०२ ॥
उपर्यर्द्धतृतीयानि, शतान्यथ स्वभावतः ।
विमुच्य योजनान्यष्टाष्टैतेषां पार्श्वयोर्द्वयोः ॥ १०३ ॥
परिभ्रमन्ति ताराणां, विमानानि भवेत्ततः ।
तेषां प्रागुदितं व्याघातिकं जघन्यमन्तरम् ॥ १०४ ॥
योजनानां सहस्राणि, द्वादश द्वे शते तथा ।
द्विचत्वारिंशदधिके, ज्येष्ठं व्याघातिकान्तरम् ॥ १०५ ॥
एतत्ताराविमानानां, स्यान्मेरौ व्यवधायके ।
यद्योजनसहस्राणि, दशासौ विस्तृतायतः ॥ १०६ ॥
एकादश शतान्येकविंशान्यस्माच्च दूरतः ।
भ्रमन्त्युभयतस्तारास्ततः स्यादुक्तमन्तरम् ॥ १०७ ॥
यद्यप्यूर्ध्वं सनवतेः, सप्तशत्या व्यातिक्रमे ।
मेरौ यथोक्तौ न व्यासायामौ सम्भवतो यतः ॥ १०८ ॥
नवैकादशजा अंशा, योजनान्येकसप्ततिः ।
इयद्भूनिष्ठविष्कम्भायामादत्रास्य हीयते ॥ १०९ ॥

---

(૫૦૦) યોજન છે અને મધ્યભાગે વિષ્કંભાયામથી ત્રણસો પંચોત્તેર (૩૭૫) યોજન છે અને ઉપર અઢીસો (૨૫૦) યોજન છે. હવે આ શિખરોની બન્ને બાજુ સ્વાભાવિક રીતે જ આઠ–આઠ યોજન છોડીને તારાના વિમાનો ફરે છે, તેથી પ્રથમ કહ્યું તે (બસો છાસઠ [૨૬૬] યોજનનું) વ્યાઘાતિક જઘન્ય અંતર થાય છે. ૧૦૦–૧૦૪.

તારાઓનું અરસ–પરસ જ્યેષ્ઠ વ્યાઘાતિક અંતર બાર હજાર બસોને બેંતાલીશ (૧૨,૨૪૨) યોજનનું થાય છે. ૧૦૫.

તારાઓનું જ્યેષ્ઠ વ્યાઘાતિક અંતર મેરૂના વ્યવધાનથી થાય છે. કારણ કે મેરૂ પર્વતની લંબાઈ–પહોળાઈ દશહજાર (૧૦,૦૦૦) યોજન છે. ૧૦૬.

મેરૂપર્વતની બન્ને બાજુ અગ્યારસો એકવીસ ( ૧૧૨૧ ) યોજન દૂર તારાઓના વિમાન પરિભ્રમણ કરે છે. તેથી ઉક્ત ( બારહજાર બસો બેંતાલીશ (૧૨,૨૪૨) યોજનનું ) ઉત્કૃષ્ટ વ્યાઘાતિક અંતર આવે છે. ૧૦૭.

જો કે (સમભૂતલથી) સાતસો નેવું ( ૭૯૦ ) યોજન ઊંચે મેરૂ પર્વતનો વિષ્કંભાયામ પહેલા કહ્યો છે એટલે કે દશહજાર (૧૦,૦૦૦) યોજન રહેતો નથી, કારણકે

परमुक्तमिदंस्वल्पोनताया अविवक्षया ।
अन्यथा प्रत्यवस्थानं, ज्ञेयं वाऽस्य बहुश्रुतात् ॥ ११० ॥
एवं जम्बूद्वीप एव, विज्ञेयं तारकान्तरम् ।
लवणाब्धिप्रभृतिषु, त्वेतदुक्तं न दृश्यते ॥ १११ ॥

तथोक्तं सङ्ग्रहणीसूत्रे-" तारस्स य तारस्स य जंबूदीवम्मि अंतरं गुरुयं ।"
जंबूद्वीपप्रज्ञप्तिसूत्रेऽपि-" जंबूद्दीवे णं दीवे ताराए य २ केवइए अबाहाए अंतरे पण्णत्ते ? " इत्यादि ।

अमी विमानाः सर्वेऽपि, समन्ततः प्रसृत्वरैः ।
अत्युज्ज्वलाः प्रभापूरैर्दूरीकृततमोऽङ्कुराः ॥ ११२ ॥
आश्चर्यकृन्नूत्नरत्नस्वर्णविच्छित्तिशालिनः ।
वातोद्धूतवैजयन्तीपताकाकान्तमौलयः ॥ ११३ ॥
छत्रातिच्छत्रकोपेताः, स्वर्णरत्नविनिर्मितैः ।
स्तूपिकाशिखरैः शस्ताः, सुखस्पर्शाः समन्ततः ॥ ११४ ॥

---

ભૂમિગત વિષ્કંભાયામમાંથી ૭૧ ૫૬/૬૧ યોજન ઓછા થાય છે. પણ આ ઘટાડો થોડો (અકિંચિત્) હોવાથી તેની વિવક્ષા કર્યા વગર આ વાત કહેલી છે. બાકી તો બહુશ્રુતો પાસેથી આ વાતનો ચોક્કસ નિર્ણય કરવો. ૧૦૮–૧૧૦.

તારાઓનુ પારસ્પરિક કહેવાએલું આ અંતર જંબૂદ્વીપમાં જ જાણવું. બાકી લવણ સમુદ્રાદિમાં ઉક્ત અંતર જોવા મળતું નથી. ૧૧૧.

સાક્ષીરૂપે–સંગ્રહણી સૂત્રમાં આ પ્રમાણે કહ્યુ છેઃ–'જંબૂદ્વીપની અંદર એક તારાથી બીજા તારાનુ ઉત્કૃષ્ટ અંતર ઇત્યાદિ' જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમાં પણ કહ્યુ છેઃ 'જંબૂદ્વીપની અંદર એક તારાથી બીજા તારાનુ અબાધા અંતર કેટલું છે?' વિગેરે ('આ પ્રમાણે જંબૂદ્વીપમાં તારાઓનું અંતર' કહ્યું તેથી અન્યદ્વીપાદિ કરતાં જંબૂદ્વીપના તારાની વ્યવસ્થા ભિન્ન છે, તે પ્રતીત થાય છે.)

**તારાના વિમાનોનુ વિસ્તૃત વર્ણનઃ**–તારાના આ સર્વ વિમાનો અતિ ઉજ્જવલ છે. ચારે બાજુ પ્રસરતાં પ્રભાના પુંજથી અંધકારના અંકુર દૂર કરનારા છે. આશ્ચર્યકારક (અતિ સુંદર) એવા નૂતનરત્નો અને સુવર્ણની કાન્તિની છટાથી શોભે છે. પવનથી ફરકતી ધજા–પતાકાથી તેનો ઉપરિતન ભાગ સુંદર લાગે છે. છત્ર તેની ઉપર છત્ર–આ પ્રમાણે છત્રાતિછત્રોથી યુક્ત સુવર્ણ અને રત્ન નિર્મિત થાંભલીઓના શિખરોથી સુંદર–પ્રશસ્ત દેખાતા અને સર્વતઃ સુખકારી સ્પર્શવાળા છે. વિકસ્વર એવા શતપત્ર કમળો–પુંડરીક

विकस्वरैः शतपत्रैः, पुण्डरीकैश्च पुण्ड्रकैः ।
रत्नार्द्धचन्द्रै रम्याश्च, विविधैर्मणिदामभिः ॥ ११५ ॥
अन्तर्बहिस्तपनीयवालुकाप्रस्तटोद्भटाः ।
रत्नस्तम्भशतोदञ्चन्मरीचिचक्रचारवः ॥ ११६ ॥
तत्र स्वस्वविमानेषु, स्वस्वोत्पादास्पदेषु च ।
उत्पद्यन्ते ज्योतिषिकाः, स्वस्वपुण्यानुसारतः ॥ ११७ ॥
ज्योतिश्चक्राधिपौ तत्र, महान्तौ शशिभास्करौ ।
सामानिकसहस्राणां चतुर्णामात्मरक्षिणाम् ॥ ११८ ॥
षोडशानां सहस्राणां, पर्षदां तिसृणामपि ।
सेनापतीनां सप्तानां, सैन्यानामपि तावताम् ॥ ११९ ॥
तथा सपरिवाराणां, महिषीणां चतसृणाम् ।
ज्योतिर्विमानकोटीनामीशाते पुण्यशालिनौ ॥ १२० ॥ त्रिभिर्विशेषकम् ॥
साभायामभ्यन्तरायामेतयोः सन्ति नाकिनाम् ।
अष्टौ सहस्राणि पल्योपमार्द्धस्थितिशालिनाम् ॥ १२१ ॥
निर्जराणां सहस्राणि, दश मध्यमपर्षदि ।
न्यूनपल्योपमार्द्धायुःशालिनां गुणमालिनाम् ॥ १२२ ॥

---

કમળો – શ્વેત કમળો તથા રત્નના અર્ધ ચંદ્રકો વડે અને વિવિધ મણિમય પુષ્પમાળાઓ દ્વારા અત્યંત રમણીય લાગે છે અંદર-બાહ્ય બન્ને બાજુ સુવર્ણમય રેતીના પ્રસ્તરોથી સુંદર દેખાય છે. અને રત્નના સેંકડો સ્થંભોની નિકળતી જ્યોત્સ્નાના સમૂહથી સુશોભિત લાગે છે. ૧૧૨-૧૧૬.

ત્યાં પોતપોતાના વિમાનોનાં, પોતપોતાના ઉત્પત્તિ સ્થાનોમાં, પોત પોતાના પુણ્યાનુસારે જ્યોતિષ્કદેવો ઉત્પન્ન થાય છે. ૧૧૭.

જ્યોતિષ ચક્રના અધિપતિ ચંદ્ર અને સૂર્ય નામના મોટા પુણ્યશાળી બે દેવતાઓ છે. તેઓ ચાર હજાર (૪,૦૦૦) સામાનિકદેવો, સોળ હજાર (૧૬,૦૦૦) આત્મરક્ષક દેવો, ૩ પ્રકારની પર્ષદાઓ, સાત સેના અને સાત સેનાપતિઓ, પરિવાર યુક્ત ચાર અગ્રમહિષીઓ અને જ્યોતિષીના કોટિ વિમાનોનું અનુશાસન કરે છે. ૧૧૮-૧૨૦

આ ચંદ્ર-સૂર્યને જે ત્રણ બાહ્ય-મધ્યમ અને અભ્યંતર પર્ષદાઓ છે, તેમાં અભ્યંતર પર્ષદામાં આઠહજાર (૮,૦૦૦) દેવો છે. જે અર્ધ પલ્યોપમ સ્થિતિવાળા છે. મધ્યમ પર્ષદામાં દશહજાર (૧૦,૦૦૦) દેવો છે. જે કંઈક ન્યૂન અર્ધ પલ્યોપમ સ્થિતિવાળા

द्वादशाथ सहस्राणि, देवानां बाह्यपर्षदि ।
सातिरेकपल्यचतुर्विभागस्थितिधारिणाम् ॥ १२३ ॥
देवीनां शतमेकैकं, पर्षत्स्वस्ति तिसृष्वपि ।
तासां स्थितिः क्रमात्पल्योपमतुर्यलवोऽधिकः ॥ १२४ ॥
एष एव परिपूर्णो, देशन्यूनोऽयमेव च ।
इयं च जीवाभिगमातिदिष्टाऽऽसां स्थितिः किल ॥ १२५ ॥

जंबूद्वीपप्रज्ञप्तिसूत्रसङ्ग्रहण्याद्यभिप्रायेण तु चन्द्रसूर्यविमानेषु जघन्यतोऽपि पल्योपमचतुर्थभाग एव स्थितिः किल उक्तेति ज्ञेयम् ॥

तुम्बा च त्रुटिता पर्वाभिधा एता भवन्त्यथ।
सूर्येन्द्वोः सामानिकानां, स्त्रीणामपि सभा इमाः ॥ १२६ ॥
ननु पर्षत्त्रयं सर्वसुरेन्द्राणां निरूप्यते ।
विशेषस्तत्र क इवान्तर्मध्यबाह्यपर्षदाम् ! ॥ १२७ ॥
अत्र ब्रूमः–शीघ्रमभ्यन्तरा पर्षदाहूतोपैति नान्यथा ।
प्रभोराकारणारूपं, गौरवं सा यतोऽर्हति ॥ १२८ ॥

---

છે. અને બાહ્ય પર્ષદામાં બાર હજાર (૧૨,૦૦૦) દેવો છે. જે સાધિક ૦। પલ્યોપમ સ્થિતિવાળા છે. ૧૨૧–૧૨૩.

આ ત્રણે પર્ષદામાં સો–સો દેવીઓ છે. જેમનું આયુષ્ય ક્રમશઃ એક લવ અધિક ¼ પલ્યોપમ (અભ્યંતર પર્ષદાની), ¼ પલ્યોપમ ( મધ્યમ પર્ષદાની ), કિંચિત્ ન્યૂન ¼ પલ્યોપમ (બાહ્ય પર્ષદા)નું હોય છે. દેવીઓની સ્થિતિનું આ મુજબનું વર્ણન શ્રી જીવાભિગમના આધારે કર્યું છે. ૧૨૪–૧૨૫.

શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર તથા સંગ્રહણી આદિ ગ્રન્થોના અભિપ્રાયે તો ચન્દ્ર–સૂર્યના વિમાનોમાં જઘન્ય સ્થિતિ પણ પલ્યોપમનો ચોથો ભાગ જ કહ્યો છે.

આ (ત્રણે) સભાના નામ અનુક્રમે (૧) તુમ્બા, (૨) ત્રુટિતા, (૩) પર્વા છે. સૂર્ય–ચન્દ્રના સામાનિક દેવતાઓની સ્ત્રીઓની પણ આ જ સભા છે. ૧૨૬.

**શંકા** :–સર્વ ઇન્દ્રોની ત્રણ પર્ષદાનું નિરૂપણ તો થાય છે. કિંતુ બાહ્ય મધ્યમ અને અભ્યંતર પર્ષદામાં વિશેષ શું છે ? ૧૨૭.

**સમાધાન–**: અભ્યંતર પર્ષદા, ઇન્દ્રના બોલાવ્યા પછી આવે છે. એમને એમ નહિ. એટલે કે–'જરૂર પડયે સ્વામીએ તેને બોલાવવી પડે' આ મુજબના ગૌરવને ઇચ્છે છે.

મધ્યમ પર્ષદા બોલાવવાથી આવે છે અને બોલાવ્યા વિના પણ આવે છે. તે પર્ષદા પોતાના સ્વામી તરફથી મધ્યમ ગૌરવને ઇચ્છે છે. અને બાહ્ય પર્ષદા તો બોલાવ્યા વિના

तथा च तत्त्वार्थभाष्यम्—" मुकुटेषु शिरोमुकुटोपगूहिभिः प्रभामण्डलकल्पैरुज्ज्वलैः सूर्यचन्द्रग्रहनक्षत्रतारामण्डलैर्यथास्वं चिह्नैर्विराजमाना द्युतिमन्तो ज्योतिष्का भवन्ती" ति, अत्र शिरोमुकुटोपगूहिभिरिति मुकुटाग्रभागवर्त्तिभिरिति ।

ग्रन्थान्तरे पुनरुक्तमेते चन्द्रार्यमादयः ।
स्वनामाङ्कप्रकटितं, मुकुटं मूर्ध्नि बिभ्रति ॥ १४३ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ–" सर्वेऽपि प्रत्येकं नामाङ्केन प्रकटितं चिह्नं मुकुटे येषां ते तथा, किमुक्तं भवति?–चन्द्रस्य मुकुटे चन्द्रमण्डलं लाञ्छनं स्वनामाङ्कप्रकटितं, सूर्यस्य सूर्यमण्डलं, ग्रहस्य ग्रहमण्डल" मित्यादि, प्रज्ञापनायामपि, 'पत्तेयनामंकपायडियचिंधमउडा' इति ।

उत्तप्तस्वर्णवर्णाङ्गा, सर्वे ज्योतिषिकामराः ।
पञ्चवर्णाः पुनरमी, तारकाः परिकीर्त्तिताः ॥ १४४ ॥

सर्वेभ्योऽल्पर्द्धयस्तारास्तेभ्यो नक्षत्रनिर्जराः ।
महर्द्धिका ग्रहास्तेभ्यो, भवन्ति प्रचुरर्द्धयः ॥ १४५ ॥

---

શ્રી તત્ત્વાર્થ ભાષ્યમાં કહ્યું છે કેઃ મુકુટના અગ્રભાગ ઉપર વર્તતા તેજોમંડલ સ્વરૂપ, ઉજ્જવલ, એવા સૂર્ય–ચંદ્ર–ગ્રહ–નક્ષત્ર–તારારૂપી પોત–પોતાના ચિહ્નોથી શોભતા એવા દ્યુતિમાન જ્યોતિષીઓ હોય છે."

ગ્રંથાન્તરમાં આ પ્રમાણે કહ્યું છે કે " ચંદ્ર – સૂર્ય વિગેરે પોત–પોતાના નામ ચિહ્નથી અંકિત મુકુટને મસ્તક પર ધારણ કરે છે." ૧૪૩.

શ્રી જીવાભિગમ વૃત્તિમાં કહ્યું છે કે, " બધા પોતાના નામથી યુક્ત મુકુટને ધારણ કરનારા છે. અર્થાત્ ચંદ્રના મુકુટમાં ચંદ્રનુ ચિહ્ન અને પોતાનું નામ હોય છે. સૂર્યદેવના મુકુટમાં સૂર્યનુ ચિહ્ન અને નામ અંકિત હોય છે. ગ્રહના મુકુટમાં ગ્રહનું નામ અને ચિહ્ન અંકિત હોય છે " ઈત્યાદિ.

શ્રી પ્રજ્ઞાપનામાં પણ કહ્યું છે કે, " પ્રત્યેક નામથી અંકિત એવા પ્રગટ ચિહ્ન યુક્ત મુકુટવાળા જ્યોતિષ્ક દેવો છે."

તપાવેલા સુવર્ણ સદૃશવર્ણવાળા સર્વે જ્યોતિષી દેવો છે. જ્યારે તારાઓ પાંચે વર્ણના કહેલા છે. ૧૪૪.

આ પાંચ પ્રકારના જ્યોતિષીઓમાં તારા સર્વથી અલ્પ ઋદ્ધિવાળા છે. નક્ષત્રો તારાથી વધુ ઋદ્ધિવાળા છે, તેનાથી ગ્રહો અધિક અને મોટી ઋદ્ધિવાળા છે. ગ્રહથી

विपक्वानि च तान्येवं, दुःखं दद्युर्महीस्पृशाम् ।
आधिव्याधिद्रव्यहानिकलहोत्पादनादिभिः ॥ २०१ ॥
यदा तु येषां जन्मर्क्षाद्यनुकूलो भवेदयम् ।
ग्रहचारस्तदा तेषां, शुभं कर्म्म विपच्यते ॥ २०२ ॥
तथा विपक्वं तद्दत्तेऽङ्गिनां धनाङ्गनादिजम् ।
आरोग्यतुष्टिपुष्टीष्टसमागमादिजं सुखम् ॥ २०३ ॥
एवं कार्यादिलग्नेऽपि, तत्तद्भावगता ग्रहाः ।
सुखदुःखपरीपाके, प्राणिनां यान्ति हेतुताम् ॥ २०४ ॥

तथाऽऽह भगवान् जीवाभिगमः—

" रयणियरदिणयराणं नक्खत्ताणं महग्गहाणं च ।
चारविसेसेण भवे सुहदुक्खविही मणुस्साणं ॥ १ ॥
अत एव महीयांसो, विवेकोज्ज्वलचेतसः ।
प्रयोजनं स्वल्पमपि, रचयन्ति शुभक्षणे ॥ २०५ ॥
ज्योतिःशास्त्रानुसारेण, कार्यं प्रव्राजनादिकम् ।
शुभे मुहूर्त्ते कुर्वन्ति, तत एवर्षयोऽपि हि ॥ २०६ ॥
गृहीतव्रतनिर्वाह प्रचयादि शुभेच्छवः ।
अन्यथांगी कृततत्तद्व्रतभंगादि सम्भवः ॥ २०७ ॥

---

અને તે વિપાક પામેલા કર્મ આધિ–વ્યાધિ–દ્રવ્યહાની, કલહ આદિ ઉત્પન્ન કરીને પ્રાણીઓને દુઃખ આપે છે. ૨૦૧.

જ્યારે પ્રાણીઓના જન્મ નક્ષત્રાદિને ગ્રહોનો ચાર અનુકૂળ હોય છે, ત્યારે શુભ કર્મ ઉદયમાં આવે છે અને તે અનુકૂળ થયેલું શુભ કર્મ ધન–સ્ત્રી–આરોગ્ય–તુષ્ટિ–પુષ્ટિ–ઈષ્ટ સમાગમ આદિ દ્વારા સુખને આપે છે. ૨૦૨–૨૦૩

એ પ્રમાણે શુભાશુભ કાર્ય વગેરેના લગ્ન મુહૂર્ત્તમાં તે–તે ભાવને પામેલા ગ્રહો સુખ–દુઃખના ફળમાં હેતુ બને છે ૨૦૪.

ભગવાનશ્રી જીવાભિગમમાં આ પ્રમાણે જણાવે છેઃ–" ચંદ્ર–સૂર્ય–નક્ષત્ર અને મહાગ્રહના સંચરણ વિશેષથી સંસારમાં મનુષ્યોને સુખ–દુઃખ આદિ ઉત્પન્ન થાય છે."

એટલા માટે વિવેકથી ઉજ્જવળ ચિત્તવાળા મહાપુરૂષો નાનુ પણ કાર્ય શુભ ક્ષણે કરે છે. ૨૦૫.

તેથી જ ગ્રહણ કરેલા વ્રતના નિર્વાહ તથા પુષ્ટિ માટે સાધુ પુરુષો પણ દીક્ષા વિગેરે કાર્યો જ્યોતિષ શાસ્ત્રાનુસારે શુભ ક્ષણે કરે છે. અને જો તેમ ન કરે, તો અંગીકાર કરેલા વ્રત વિગેરેનો ભંગ થવા સંભવ છે. ૨૦૬–૨૦૭.

मध्यमा पर्षदाहूताऽनाहूताऽप्युपसर्पति ।
सा मध्यमप्रतिपत्तिविषया यदधीशितुः ॥ १२९ ॥
अनाहूतैव बाह्या तु, पर्षदायाति सत्वरम् ।
कदापि नायकाह्वानगौरवं सा हि नार्हति ॥ १३० ॥
यद्वोत्पन्ने कार्यजाते, प्रागालोचयति प्रभुः ।
यया स्फीतधिया संसत्, साऽभ्यन्तरा सगौरवा ॥ १३१ ॥
निर्णीतमेतदस्माभिः, कृते चास्मिन्नयं गुणः ।
एतच्चत्र नैव कर्त्तव्यं, दोषोऽस्मिन् विहिते ह्ययम् ॥ १३२ ॥
इत्थमालोचितं पूर्वं, यया सह प्रपञ्चयेत् ।
गुणदोषोद्भावनात्सा, मध्यमा नातिगौरवा ॥ १३३ ॥
आलोचनागौरवात्तु, बाह्या बाह्या भवेत्सभा ।
कर्त्तव्यमेतद्युष्माभिरित्याज्ञामेव साऽर्हति ॥ १३४ ॥
च्युते चन्द्रेऽथवा भानौ यावन्नोत्पद्यतेऽपरः ।
तावदिन्द्रविरहिते, काले तत्स्थानकस्थितिम् ॥ १३५ ॥

---

જ આવે છે. તે પર્ષદા પોતાના માલિકના આમંત્રણરૂપ ગૌરવને કદાપિ ઇચ્છતી નથી. ૧૨૮–૧૩૦.

અથવા ત્રણ સભાનું બીજી રીતે વર્ણન કરે છેઃ કંઇપણ કાર્ય આવે, ત્યારે ઈન્દ્ર મહારાજા જે સભા સાથે નિખાલસપણે ઊંડાણથી મંત્રણા–વિચારણા કરે છે, તે ગૌરવ સંપન્ન સભા અભ્યંતર કહેવાય છે. ૧૩૧.

મધ્યમ પર્ષદા એ બહુ ગૌરવવાળી નથી. તેની (મધ્યમ પર્ષદા) સાથે ઈન્દ્ર મહારાજાએ, જે અભ્યંતર પર્ષદા સાથે નિર્ણય કર્યો હોય, તે જણાવી આ કાર્ય કરવાથી આ ગુણ છે, આ કાર્ય કરવા જેવું નથી, આ કાર્ય કરવાથી નુકશાન છે–આ રીતે પૂર્વે વિચારેલી વાતોની વિચારણા ગુણ–દોષના પ્રગટીકરણપૂર્વક વિચારે તે મધ્યમ પર્ષદા છે. ૧૩૨–૧૩૩.

વિચારણા અને ગૌરવથી દૂર એવી બાહ્ય સભા છે. જેને ઈંદ્ર મહારાજા તમારે આમ કરવાનુ છે–એમ આજ્ઞા જ કરે છે. (આ પ્રમાણે ભિન્ન રીતે પણ ત્રણ સભાઓનુ સ્વરૂપ સમજવું) ૧૩૪.

જ્યારે ચંદ્ર (ઈન્દ્ર) અથવા સૂર્ય (ઈંદ્ર) ચ્યવી જાય અને બીજા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી ઈન્દ્ર રહિત સમયમાં તે સ્થાનની સ્થિતિને જેમ રાજાથી શૂન્ય રાજ્ય હોય

सामानिकाः समुदिताश्चत्वारः पञ्च चोत्तमाः ।
पालयन्ति राज्यमिव, शून्यं प्रधानपूरुषाः ॥ १३६ ॥
इन्द्रशून्यश्च कालः स्याज्जघन्यः समयावधिः ।
उत्कर्षतश्च षण्मासानित्युक्तं सर्वदर्शिभिः ॥ १३७ ॥

तथोक्तं जीवाभिगमसूत्रे जंबूद्वीपप्रज्ञप्तिसूत्रेऽपि – " तेसि णं भंते ! देवाणं इंदे चुए से कहमियाणिं पकरेंति ? " इत्यादि ।

ज्योतिष्काः पञ्चधाऽप्येते, देवाश्चन्द्रार्यमादयः ।
विशिष्टवस्त्राभरणकिरणोज्ज्वलभूघनाः ॥ १३८ ॥
नानानूत्नरत्नशालिमौलिमण्डितमौलयः ।
सौन्दर्यलक्ष्मीकलिता, द्योतन्ते ललितद्युतः ॥ १३९ ॥
तत्र चन्द्रमसः सर्वे, प्रभामण्डलसन्निभम् ।
मुकुटाग्रे दधत्यङ्कं, सच्चन्द्रमण्डलाकृतिम् ॥ १४० ॥
सूर्यास्तु चिह्नं दधति, मुकुटाग्रप्रतिष्ठितम् ।
विवस्वन्मण्डलाकारं, प्रभाया इव मण्डलम् ॥ १४१ ॥
एवं स्वस्वमण्डलानुकारिचिह्नाढ्यमौलयः ।
शीतोग्रभानुवज्ज्ञेया, ग्रहनक्षत्रतारकाः ॥ १४२ ॥

---

તે વખતે પ્રધાનો રાજ્ય ચલાવે, તે રીતે ઉત્તમ એવા ચારથી પાંચ સામાનિક દેવતાઓ ભેગા થઈને પાલન કરે છે. ૧૩૫–૧૩૬.

ઈંદ્રથી શૂન્ય કાળ જઘન્યથી એક સમય, અને ઉત્કૃષ્ટથી છ માસનો સર્વદર્શિઓએ કહેલો છે. ૧૩૭.

શ્રી જીવાભિગમસૂત્ર તથા શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિસૂત્રમાં પણ તે પ્રમાણે કહ્યું છે, " હે ભગવાન્ ! તે દેવતાઓના ઈંદ્ર ચ્યવી ગયા બાદ હમણાં શું કરે ? " ઈત્યાદિ...

ચંદ્ર સૂર્યાદિ આ પાંચેય પ્રકારના જ્યોતિષી દેવો વિશિષ્ટ વસ્ત્ર અને આભરણના તેજથી ઉજ્જવલ શરીરવાળા, વિવિધ પ્રકારના નવારત્નથી શોભતા, મુગટથી દેદીપ્યમાન મસ્તકવાળા, સૌંદર્યની લક્ષ્મીથી યુક્ત અને લલિત કાન્તિથી શોભે છે. ૧૩૮–૧૩૯

સુંદર એવા ચંદ્રમંડલની આકૃતિવાળા પ્રભામંડલરૂપ ચિહ્નને મુકુટના અગ્રભાગે બધા ચંદ્રો ( ચંદ્રેન્દ્રો ) ધારણ કરે છે. ૧૪૦.

તેજોમંડલ સ્વરૂપ સૂર્યના આકારવાળા ચિહ્નને મુકુટાગ્ર ભાગે સૂર્યો (સૂર્યેન્દ્રો) ધારણ કરે છે. ૧૪૧.

આ પ્રમાણે પોતપોતાના આકારને અનુસરનારા ચિહ્નથી યુક્ત મુકુટવાળા ચંદ્ર–સૂર્યની જેમ–ગ્રહ–નક્ષત્ર–તારાના દેવતાઓ જાણવા. ૧૪૨.

तथा च तत्त्वार्थभाष्यम्—" मुकुटेषु शिरोमुकुटोपगूहिभिः प्रभामण्डलकल्पैरुज्ज्वलैः सूर्यचन्द्रग्रहनक्षत्रतारामण्डलैर्यथास्वं चिह्नैर्विराजमाना द्युतिमन्तो ज्योतिष्का भवन्ती"ति, अत्र शिरोमुकुटोपगूहिभिरिति मुकुटाग्रभागवर्त्तिभिरिति ।

ग्रन्थान्तरे पुनरुक्तमेते चन्द्रार्यमादयः ।
स्वनामाङ्कप्रकटितं, मुकुटं मूर्ध्नि बिभ्रति ॥ १४३ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ–" सर्वेऽपि प्रत्येकं नामाङ्केन प्रकटितं चिह्नं मुकुटे येषां ते तथा, किमुक्तं भवति ?–चन्द्रस्य मुकुटे चन्द्रमण्डलं लाञ्छनं स्वनामाङ्कप्रकटितं, सूर्यस्य सूर्यमण्डलं, ग्रहस्य ग्रहमण्डल" मित्यादि, प्रज्ञापनायामपि, 'पत्तेयनामंकपायडियचिंधमउडा' इति ।

उत्तप्तस्वर्णवर्णाङ्गा, सर्वे ज्योतिषिकामराः ।
पञ्चवर्णाः पुनरमी, तारकाः परिकीर्त्तिताः ॥ १४४ ॥
सर्वेभ्योऽल्पर्द्धयस्तारास्तेभ्यो नक्षत्रनिर्जराः ।
महर्द्धिका ग्रहास्तेभ्यो, भवन्ति प्रचुरर्द्धयः ॥ १४५ ॥

---

શ્રી તત્ત્વાર્થ ભાષ્યમાં કહ્યું છે કેઃ મુકુટના અગ્રભાગ ઉપર વર્તતા તેજોમંડલ સ્વરૂપ, ઉજ્જવલ, એવા સૂર્ય–ચંદ્ર–ગ્રહ–નક્ષત્ર–તારારૂપી પોત–પોતાના ચિહ્નોથી શોભતા એવા દ્યુતિમાન જ્યોતિષીઓ હોય છે."

ગ્રંથાન્તરમાં આ પ્રમાણે કહ્યું છે કે " ચંદ્ર – સુર્ય વિગેરે પોત–પોતાના નામ ચિહ્નથી અંકિત મુકુટને મસ્તક પર ધારણ કરે છે." ૧૪૩.

શ્રી જીવાભિગમ વૃત્તિમાં કહ્યું છે કે, " બધા પોતાના નામથી યુક્ત મુકુટને ધારણ કરનારા છે. અર્થાત્ ચંદ્રના મુકુટમાં ચંદ્રનુ ચિહ્ન અને પોતાનુ નામ હોય છે. સૂર્યદેવના મુકુટમાં સૂર્યનુ ચિહ્ન અને નામ અંકિત હોય છે. ગ્રહના મુકુટમાં ગ્રહનું નામ અને ચિહ્ન અંકિત હોય છે." ઈત્યાદિ.

શ્રી પ્રજ્ઞાપનામાં પણ કહ્યું છે કે, " પ્રત્યેક નામથી અંકિત એવા પ્રગટ ચિહ્ન યુક્ત મુકુટવાળા જ્યોતિષ્ક દેવો છે."

તપાવેલા સુવર્ણ સદૃશવર્ણવાળા સર્વે જ્યોતિષી દેવો છે. જ્યારે તારાઓ પાંચે વર્ણના કહેલા છે. ૧૪૪.

આ પાંચ પ્રકારના જ્યોતિષીઓમાં તારા સર્વથી અલ્પ ઋદ્ધિવાળા છે. નક્ષત્રો તારાથી વધુ ઋદ્ધિવાળા છે, તેનાથી ગ્રહો અધિક અને મોટી ઋદ્ધિવાળા છે. ગ્રહથી

विपक्वानि च तान्येवं, दुःखं दद्युर्महीस्पृशाम् ।
आधिव्याधिद्रव्यहानिकलहोत्पादनादिभिः ॥ २०१ ॥
यदा तु येषां जन्मर्क्षाद्यनुकूलो भवेदयम् ।
ग्रहचारस्तदा तेषां, शुभं कर्म्म विपच्यते ॥ २०२ ॥
तथा विपक्वं तद्दत्तेऽङ्गिनां धनाङ्गनादिजम् ।
आरोग्यतुष्टिपुष्टीष्टसमागमादिजं सुखम् ॥ २०३ ॥
एवं कार्यादिलग्नेऽपि, तत्तद्भावगता ग्रहाः ।
सुखदुःखपरीपाके, प्राणिनां यान्ति हेतुताम् ॥ २०४ ॥

तथाऽऽह भगवान् जीवाभिगमः—

" रयणियरदिणयराणं नक्खत्ताणं महग्गहाणं च ।
चारविसेसेण भवे सुहदुक्खविही मणुस्साणं ॥ १ ॥
अत एव महीयांसो, विवेकोज्ज्वलचेतसः ।
प्रयोजनं स्वल्पमपि, रचयन्ति शुभक्षणे ॥ २०५ ॥
ज्योतिःशास्त्रानुसारेण, कार्यं प्रव्राजनादिकम् ।
शुभे मुहूर्त्ते कुर्वन्ति, तत एवर्षयोऽपि हि ॥ २०६ ॥
गृहीतव्रतनिर्वाह प्रचयादि शुभेच्छवः ।
अन्यथांगी कृततत्तद्व्रतभंगादि सम्भवः ॥ २०७ ॥

---

અને તે વિપાક પામેલા કર્મ આધિ–વ્યાધિ–દ્રવ્યહાની, કલહ આદિ ઉત્પન્ન કરીને પ્રાણીઓને દુઃખ આપે છે ૨૦૧.

જ્યારે પ્રાણીઓના જન્મ નક્ષત્રાદિને ગ્રહોનો ચાર અનુકૂળ હોય છે, ત્યારે શુભ કર્મ ઉદયમાં આવે છે અને તે અનુકૂળ થયેલું શુભ કર્મ ધન–સ્ત્રી–આરોગ્ય–તુષ્ટિ–પુષ્ટિ–ઈષ્ટ સમાગમ આદિ દ્વારા સુખને આપે છે. ૨૦૨–૨૦૩

એ પ્રમાણે શુભાશુભ કાર્ય વગેરેના લગ્ન મુહૂર્ત્તમાં તે–તે ભાવને પામેલા ગ્રહો સુખ–દુઃખના ફળમાં હેતુ બને છે ૨૦૪.

ભગવાનશ્રી જીવાભિગમમાં આ પ્રમાણે જણાવે છે'–" ચંદ્ર–સૂર્ય–નક્ષત્ર અને મહાગ્રહના સંચરણ વિશેષથી સંસારમા મનુષ્યોને સુખ–દુઃખ આદિ ઉત્પન્ન થાય છે."

એટલા માટે વિવેકથી ઉજ્જ્વળ ચિત્તવાળા મહાપુરૂષો નાનુ પણ કાર્ય શુભ ક્ષણે કરે છે. ૨૦૫.

તેથી જ ગ્રહણ કરેલા વ્રતના નિર્વાહ તથા પુષ્ટિ માટે સાધુ પુરુષો પણ દીક્ષા વિગેરે કાર્યો જ્યોતિષ શાસ્ત્રાનુસારે શુભ ક્ષણે કરે છે. અને જો તેમ ન કરે, તો અંગીકાર કરેલા વ્રત વિગેરેનો ભંગ થવા સંભવ છે. ૨૦૬–૨૦૭.

इत्थमेवावर्त्तताऽऽज्ञा, स्वामिनामर्हतामपि ।
अधिकृत्य शुभं कृत्यं, पाठप्रव्राजनादिकम् ॥ २०८ ॥
सुक्षेत्रे शुभतिथ्यादौ, पूर्वोत्तरादिसम्मुखम् ।
प्रव्राजनव्रतारोपादिकं कार्यं विचक्षणैः ॥ २०९ ॥

तथोक्तं पञ्चवस्तुके—

"एस जिणाणं आणा खेत्ताईया उ कम्मुणो भणिआ ।
उदयाइकारणं जं तम्हा सव्वत्थ जइयव्वं ॥ २१० ॥
अर्हदाद्याः सातिशयज्ञाना ये तु महाशयाः ।
ते तु ज्ञानबलेनैव, ज्ञात्वा कार्यगतायतिम् ॥ २११ ॥
अविघ्नां वा सविघ्नां वा, प्रवर्त्तन्ते यथा शुभम् ।
नापेक्षन्तेऽन्यजनवन्मुहूर्त्तादिनिरीक्षणम् ॥ २१२ ॥
तद्वद्विचिन्त्यापरेषां तु, तथा नौचित्यमश्नुति ।
मत्तेभस्पर्द्धयाऽजीनामिवाघातो महाद्रुषु ॥ २१३ ॥

इदमर्थतो जीवाभिगमवृत्तौ ।

चरं ज्योतिश्चक्रमेवं, नरक्षेत्रावधि स्मृतम् ।
ततः परं चालोकान्तं, ज्योतिश्चक्रमवस्थितम् ॥ २१४ ॥ स्थापना ।

---

આ પ્રમાણે જ શ્રી અર્હન્ ભગવાનની આજ્ઞા પ્રવર્તે છે કે-

પાઠ અને દીક્ષા વિગેરે શુભકૃત્યને આશ્રયીને સારાક્ષેત્રમાં સારી તિથિમાં પૂર્વ, ઉત્તર, દિશા સન્મુખ, દીક્ષા-વ્રતરોપણ વિગેરે વિચક્ષણ પુરૂષોએ કરવું. ૨૦૮-૨૦૯.

પંચવસ્તુમાં પણ કહ્યુ છે "જિનેશ્વરોની આ આજ્ઞા છે કે કર્મના ઉદય વિગેરેમાં ક્ષેત્રાદિ કારણો હોવાથી સર્વત્ર તે પ્રમાણે પ્રયત્ન કરવો. ૨૧૦.

અતિશયજ્ઞાની એવા અરિહંતાદિ મહાપુરૂષો જ્ઞાનબળથી જે કાર્ય સંબંધી સફળ કે નિષ્ફળ ભવિષ્ય જાણીને શુભમાં તે પ્રમાણે પ્રવૃત્તિ કરે છે પરંતુ સામાન્ય માણસની જેમ મુહૂર્ત વિગેરે જોવાની અપેક્ષા તેઓની રહેતી નથી. તે વિચારીને બીજા જીવો તે પ્રમાણે કરે તે ઉચિત નથી. મદોન્મત્ત હાથીની સ્પર્ધાથી બકરી જેમ મહાવૃક્ષને બાથ ભીડે, તેના જેવી આ પ્રવૃત્તિ છે. આ વાત અર્થથી શ્રી જીવાભિગમની વૃત્તિમાં કહેલી છે. ૨૧૧-૨૧૩.

આ પ્રમાણે નરક્ષેત્ર સુધી જ્યોતિષ ચક્ર ચર છે. ત્યારપછી અલોક સુધી સ્થિર છે. ૨૧૪.

यत्र सन्ति नियताः सुधांशवस्तत्र भूरचलचारुचन्द्रिका ।
यत्र तीव्ररुचयः सनातनास्तत्र चातपवितानचित्रिताः ॥ २१५ ॥

( रथोद्धता ) विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिषद्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।

काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे, सम्पूर्णः खलु पञ्चविंशतितमः सर्गो निसर्गोज्ज्वलः ॥ २१६ ॥

इति श्रीलोकप्रकाशे ज्योतिश्चक्रवर्णनो नाम पञ्चविंशतितमः सर्गः ॥ ग्रं २५७ ॥



---

( અઢીદ્વીપની બહાર સ્થિર જ્યોતિષીવાળા દ્વીપ સમુદ્રોને વિષે)

જ્યાં ચન્દ્રમા સ્થિર છે. ત્યાં ચન્દ્રની જ્યોત્સના તે પૃથ્વી ઉપર સ્થિર છે. અને જ્યાં સૂર્ય સ્થિર છે તે પૃથ્વી સૂર્યના સ્થિર અતાપ–વિસ્તારથી ચિત્રિત છે ૨૧૫.

વિશ્વને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર છે કીર્તિ જેમની એવા શ્રી કીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય અને તેજપાલ તથા રાજશ્રીના પુત્ર વિનયવિજયજી મહારાજે રચેલા નિશ્ચિત જગતના તત્ત્વોને પ્રકાશિત કરવામાં દીપક સમાન એવા આ કાવ્યમાં સ્વાભાવિક ઉજ્જવળ એવો પચ્ચીસમો સર્ગ પૂર્ણ થયો. ૨૧૬.



## अथ ऊर्ध्वलोकनिरूपणामयः षड्विंशः सर्गः ।



जीयात् शङ्खेश्वरः स्वामी गोस्वामीव नभोभुवि ।
गावो यस्योर्ध्वलोकेऽपि, चेरुः क्षुण्णतमोऽङ्कुराः ॥ १ ॥

वैमानिकसुरावासशोभासंभारभासुरम् ।
स्वरूपमूर्ध्वलोकस्य, यथाश्रुतमथ ब्रुवे ॥ २ ॥

योजनानां नवशत्या, रुचकोर्ध्वमतिक्रमे ।
तिर्यग्लोकान्तः स एव, चोर्ध्वलोकादिरिष्यते ॥ ३ ॥

ततो न्यूनसप्तरज्जुप्रमाणः कथितः स च ।
ईषत्प्राग्भारोर्ध्वभागे, सिद्धक्षेत्रावधिर्ततः ॥ ४ ॥

तथोर्ध्वं च रुचकाद्यरज्जोरन्ते प्रतिष्ठितौ ।
सौधर्मेशाननामानौ, देवलोकौ स्फुरद्रुची ॥ ५ ॥

---

## સર્ગ—૨૬ ઉર્ધ્વલોકની નિરૂપણા.



જેઓ આકાશરૂપી પૃથ્વીને વિષે સૂર્ય સમાન છે, જેઓની વાણીરૂપી કિરણો ઉર્ધ્વલોકમાં અજ્ઞાનરૂપી અંધકારને નષ્ટ કરે છે એવા શ્રી શંખેશ્વરસ્વામી જય પામો. ૧

હવે હું વૈમાનિક દેવોનાં આવાસોની શોભાના સમૂહથી દેદીપ્યમાન એવા ઉર્ધ્વ-લોકનું સ્વરૂપ આગમ પ્રમાણે કહું છું. ૨.

રુચકપ્રદેશથી નવસો યોજન ઉપર ગયા બાદ તિર્યગ્ લોકનો અંત આવે છે અને તે જ ઉર્ધ્વલોકનો પ્રારંભ કહેવાય છે. ૩.

તે ઉર્ધ્વલોક કંઈક ન્યૂન સાત રાજલોક પ્રમાણ છે અને તેનો અવધિ ઈષત્ પ્રાગ્ભાગ ઉપરના ભાગમાં સિદ્ધક્ષેત્ર સુધી છે. ૪.

હવે રુચકપ્રદેશથી ઉપરમાં પ્રથમ રાજલોકના પ્રાંતભાગે સ્ફુરાયમાન કાંતિવાળા સૌધર્મ અને ઈશાન નામના બે દેવલોક છે, સમશ્રેણિથી રહેલા અને અર્ધચન્દ્રાકાર

समश्रेण्या स्थितावर्द्धचन्द्रसंस्थानसंस्थितौ ।
चिन्त्येते चेत्समुदितौ, तदा पूर्णेन्दुसंस्थितौ ॥ ६ ॥
मेरोर्दक्षिणतस्तत्र, सौधर्माख्यः सुरालयः ।
ईशानदेवलोकश्च, मेरोरुत्तरतो भवेत् ॥ ७ ॥
प्राक्प्रत्यगायतावेतावुदग्दक्षिणविस्तृतौ ।
योजनानां कोटिकोट्योऽसंख्येया विस्तृतायतौ ॥ ८ ॥
निकाय्यभूमिकाकाराः, प्रस्तटाः स्युस्त्रयोदश ।
प्रायः परस्परं तुल्यविमानाद्यन्तयोस्तयोः ॥ ९ ॥
प्रत्येकमनयोर्यद्यप्येते सन्ति त्रयोदश ।
तथापि ह्येकवलयस्थित्या यदनयोः स्थितिः ॥ १० ॥
तत्तयोः समुदितयोस्त्रयोदश विवक्षिताः ।
अन्येष्वप्येकवलयस्थितेष्वेवं विभाव्यताम् ॥ ११ ॥
त्रयोदशानामप्येषां, मध्य एकैकमिन्द्रकम् ।
विमानं मौक्तिकमिव, प्रतरस्वस्तिकोपरि ॥ १२ ॥
उडु १ चन्द्रं २ च रजतं ३, वज्रं ४ वीर्यमथापरम् ५ ।
वरुणं ६ च तथाऽऽनन्दं ७, ब्रह्म ८ काञ्चनसंज्ञकम् ९ ॥ १३ ॥

---

સંસ્થાને રહેલા આ બન્ને દેવલોકો જો સાથે કલ્પવામા આવે તો પૂર્ણચન્દ્રના આકારે લાગે. ૫–૬.

મેરૂની દક્ષિણમાં સૌધર્મ નામનો દેવલોક છે. અને ઉત્તરમાં ઇશાનદેવલોક છે. ૭.

પૂર્વ–પશ્ચિમ લંબાઇ ધરાવતાં અને ઉત્તર–દક્ષિણ વિસ્તાર ધરાવતાં આ બન્ને દેવલોકો અસંખ્ય કોડાકોડી યોજન પ્રમાણ લંબાઈ–પહોળાઈવાળા છે ૮.

લગભગ પરસ્પર તુલ્ય–વિમાનની આદિ–અંતવાળા તે બન્ને દેવલોકમાં નિવાસ-ભૂમિના આકારવાળા તેર પ્રતરો છે. ૯.

જો કે—આ બન્ને દેવલોકના જુદા–જુદા તેર પ્રતરો છે. તો પણ બન્નેની સ્થિતિ એક વલયાકારે છે. તેથી બન્નેના સાથે જ તેર પ્રતરની વિવક્ષા કરી છે. અન્ય દેવલોકોને વિષે પણ એક વલયમા રહેલા પ્રતરોની સ્થિતિ આ પ્રમાણે સમજી લેવી. ૧૦–૧૧.

પ્રતરરૂપી સ્વસ્તિક ઉપર મોતી સમાન તેરે પ્રતરની મધ્યમાં એક–એક ઇન્દ્રક વિમાન છે. ૧૨.

સૌધર્મ–ઇશાન દેવલોકમાં ૧૩ ઇદ્રક વિમાનો હોય છે.

रुचिरं १० चञ्चसंज्ञं ११ चारुणं १२ दिशाभिधानकम् १३ ।
त्रयोदशेन्द्रका एते, सौधर्मेशाननाकयोः ॥ १४ ॥
सनत्कुमारमाहेन्द्रस्वर्गयोः समसंस्थयोः ।
द्वादश प्रस्तटाः षट् ते, ब्रह्मलोके च केवले ॥ १५ ॥
लान्तके प्रस्तटाः पञ्च, शुक्रे चत्वार एव ते ।
सहस्रारेऽपि चत्वारः, समश्रेणिस्थयोस्ततः ॥ १६ ॥
किलानतप्राणतयोरारणाच्युतयोरपि ।
चत्वारश्चत्वार एव, प्रस्तटाः परिकीर्त्तिताः ॥ १७ ॥
नव ग्रैवेयकाणां ते, पञ्चस्वनुत्तरेषु च ।
एको द्वाषष्टिरित्येवमूर्ध्वलोके भवन्त्यमी ॥ १८ ॥
सौधर्मेशानयोस्तत्र, प्रथमप्रस्तटस्थितात् ।
उडुनाम्नो विमानेन्द्राच्चतुर्दिशं विनिर्गताः ॥ १९ ॥
पङ्क्तिरेकैका विमानैर्द्वाषष्ट्या शोभिता ततः ।
द्वितीयादिप्रस्तटेषु, ताश्चतस्रोऽपि पङ्क्तयः ॥ २० ॥
एकैकेन विमानेन, हीना यावदनुत्तरम् ।
एवं विमामेनकैकं, दिक्षु तत्रावतिष्ठते ॥ २१ ॥

---

તેઓના નામો આ પ્રમાણે છે:–

૧. ઉડુ, ૨. ચન્દ્ર, ૩. રજત, ૪. વજા, ૫. વીર્ય, ૬. વરૂણ, ૭. આનંદ, ૮. બ્રહ્મ, ૯. કાંચન, ૧૦. રૂચિર, ૧૧. ચંચ, ૧૨. અરૂણ, ૧૩. દિશા. ૧૩–૧૪.

સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોક પણ સમશ્રેણિએ રહેલા છે. તેમાં બાર પ્રતરો છે અને બ્રહ્મ નામના પાંચમા દેવલોકમાં છ પ્રતરો છે. ૧૫

છઠ્ઠા લાંતકદેવલોકમાં પાંચ પ્રતરો છે. સાતમા શુક્રદેવલોકમાં ચાર પ્રતરો છે. આઠમા સહસ્રારદેવલોકમાં ચાર પ્રતરો છે. અને ત્યારપછી સમશ્રેણીમાં રહેલા (૯–૧૦) આનત, પ્રાણત તથા (૧૧–૧૨) આરણ–અચ્યુત દેવલોકમાં ચાર–ચાર પ્રતરોછે ૧૬–૧૭.

નવ ગ્રૈવેયકમાં નવ પ્રતરો છે અને પાંચ અનુત્તરમાં એક પ્રતર છે એમ ઉર્ધ્વલોકમાં કુલ બાસઠ (૬૨) પ્રતરો છે ૧૮.

સૌધર્મ અને ઇશાન દેવલોકમાં પ્રથમ પ્રસ્તરમાં રહેલા ઉડુ નામના ઇંદ્ર વિમાનથી ચારે દિશામાં બાસઠ વિમાનથી શોભિત એક–એક પંક્તિ છે. એવી રીતે બીજા વગેરે દરેક પ્રતરોમાં ઇંદ્ર વિમાનથી ચારે બાજુ એક–એક વિમાનથી હીન પંક્તિ હોય છે અને તે મુજબ યાવત્ અનુત્તર દેવલોક સુધી પહોંચતા ચારે દિશામાં એક–એક વિમાન હોય છે. ૧૯–૨૧.

पाङ्क्तेयानां विमानानामाद्यप्रतरवर्त्तिनाम् ।
तिर्यग्लोकानुवादेन, स्थानमेवं स्मृतं श्रुते ॥ २२ ॥

देवद्वीपे तदेकैकं, नागद्वीपे द्वयं द्वयम् ।
ततश्चत्वारि चत्वारि, यक्षद्वीपे जिना जगुः ॥ २३ ॥

अष्टाष्टौ भूतपाथोधौ, तानि षोडश षोडश ।
स्वयंभूरमणद्वीपे, स्वयंभूवारिधौ ततः ॥ २४ ॥

एकत्रिंशदेकत्रिंशदग्रिमप्रतरेषु च ।
स्युर्विमानानि पाङ्क्तेयान्यधःस्थै पङ्क्तिगैः सह ॥ २५ ॥

स्थितान्यूर्ध्वसमश्रेण्या, चरमैकैकहानितः ।
द्वितीयप्रस्तटस्येति, स्वयंभूरमणाम्बुधौ ॥ २६ ॥

त्रिंशत्त्रिंशद्विमानानि, प्रतरेऽनुत्तरे त्वतः ।
भवेद्विमानमेकैकं, देवद्वीपे चतुर्दिशम् ॥ २७ ॥

एवं पङ्क्तिविमानानामन्तरं नियमान्मिथः ।
असंख्येयानीरितानि, योजनानि जिनेश्वरैः ॥ २८ ॥

---

પ્રથમ પંક્તિવર્તી વિમાનોનુ સ્થાન તીર્ચ્છાલોકના આધારે શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલું છે કે,

દેવદ્વીપની ઉપર એક–એક વિમાન, નાગદ્વીપ ઉપર બે–બે વિમાન, યક્ષદ્વીપની ઉપર ચાર–ચાર વિમાન, ભૂતસમુદ્ર ઉપર આઠ–આઠ વિમાનો, સ્વયંભૂરમણ દ્વીપ ઉપર સોળ–સોળ વિમાનો, અને સ્વયંભૂરમણ સમુદ્ર ઉપર એકત્રીશ–એકત્રીશ વિમાનો શ્રી જિનેશ્વરોએ કહેલા છે અને ઉપરના પ્રતરોના વિમાનો નીચેના વિમાનોની સમાન પંક્તિએ જ છે ૨૨–૨૫

આ બધા વિમાનો ઉપર સમશ્રેણિથી રહેલા છે. અને પ્રત્યેક શ્રેણિમાં છેલ્લું એક –એક વિમાન ઓછું થાય છે આ પ્રમાણે બીજા પ્રસ્તરમાં સ્વયંભૂરમણ સમુદ્રની ઉપરનાં એક–એક વિમાન ઓછા થાય અને એ પ્રમાણે ૩૦–૩૦ વિમાન ઘટતાં અનુત્તર દેવલોકમાં ચારે બાજુ એક–એક વિમાન હોય જે દેવદ્વીપ ઉપર આવે છે. ૨૬–૨૭.

આ પ્રમાણે પંક્તિમાં રહેલા વિમાનોનુ અરસ–પરસનુ અંતર જિનેશ્વરોએ અસંખ્ય યોજન કહેલું છે. ૨૮.

पुष्पावकीर्णानां त्वेषां, संख्येययोजनात्मकम् ।
केषांचित्केषांचिदसंख्येयोजनसंमितम् ॥ २९ ॥
विमानमिन्द्रकं यत्तु, प्रतरेष्वखिलेष्वपि ।
मेरोरूर्ध्वसमश्रेण्या, तदुपर्युपरिस्थितम् ॥ ३० ॥
प्रतरेषु च सर्वेषु, स्युर्विमानाः किलेन्द्रकाः ।
वृत्तास्तेभ्योऽनन्तरं च, संस्थिता ये चतुर्दिशम् ॥ ३१ ॥
ते त्रिकोणाः प्रतिपङ्क्ति, त्रिकोणानन्तरं पुनः ।
चतुरस्रा विमानाः स्युस्तेभ्यः पुनरनन्तरम् ॥ ३२ ॥
वृत्ता विमानास्तेभ्योऽपि, पुनस्त्र्यस्रास्ततः पुनः ।
चतुरस्राः पुनर्वृत्ताः पङ्क्तिरेवं समाप्यते ॥ ३३ ॥
वृत्तत्र्यस्रचतुरस्रा, अग्रिमप्रतरेष्वपि ।
ज्ञेयाः क्रमेणानेनैवानुत्तरप्रतरावधि ॥ ३४ ॥
यदुक्तं—"सव्वेसु पत्थडेसुं मज्झे वट्टं अणंतरं तंसं ।
तयणंतरं चउरंसं पुणोत्रि वट्टं तओ तंसं ॥ ३५ ॥"
अधस्तनप्रस्तटेषु, ये ये वृत्तादयः स्थिताः ।
तेषामूर्ध्वसमश्रेण्या, सर्वेषु प्रतरेष्वपि ॥ ३६ ॥

---

(બે શ્રેણિની વચ્ચેની વિદિશાઓમાં રહેલા) પુષ્પાવકીર્ણ વિમાનોનું પરસ્પર અંતર કોઈનું સંખ્યાત યોજન છે અને કોઈનું અસંખ્યાત યોજન છે ૨૯.

દરેક પ્રતરનાં ઈંદ્રક વિમાનો મેરૂપર્વતની ઉપર સમશ્રેણિએ રહેલા છે. ૩૦.

સર્વ પ્રતરોમાં રહેલા ઇંદ્રક વિમાનો બધા ગોળ આકારનાં છે ત્યારબાદ ચારે દિશામાં રહેલા વિમાનો ત્રિકોણાકાર છે. અને ત્રિકોણાકાર પછી વિમાનો ચોરસાકાર છે. ત્યારપછી (પુનઃ) ગોળાકાર વિમાનો છે. તેના પછીના ત્રિકોણ છે. તેના પછી ચોરસ છે અને પછી ગોળ છે એ રીતે આખી પંક્તિ પૂર્ણ થાય છે. ૩૧–૩૩.

વૃત્ત–ત્રિકોણ અને ચોરસ વિમાનોનો આ ક્રમ આગળ–આગળના પ્રતરોમાં પણ જાણવો. અને આ જ ક્રમે અનુત્તર વિમાનોના પ્રતર સુધી વિમાનો જાણવા. ૩૪.

કહ્યું છે કે: સર્વ પ્રસ્તરોમાં મધ્યમાં ગોળ, ત્યારપછી ત્રિકોણ, ત્યારપછી ચોરસ, ત્યારપછી ગોળ, પછી ત્રિકોણ. (ઈત્યાદિ જાણવું) ૩૫.

નીચેના પ્રસ્તરોમાં જે–જે ગોળ વગેરે વિમાનો રહેલા છે, તેની ઉપર સમશ્રેણિથી સર્વ પ્રતરોમાં ગોળ–ત્રિકોણ–ચોરસ વિમાનો રહેલા છે. અને એટલા માટે જ અનુત્તર

वृत्तास्त्र्यस्राश्चतुरस्रा, विमानाः संस्थिताः समे ।
तत एवानुत्तराख्ये, प्रस्तटे स्युश्चतुर्दिशम् ॥ ३७ ॥
विमानानि त्रिकोणानि, वृत्तान्मध्यस्थितेन्द्रकात् ।
त्रिकोणान्येव सर्वासु, यद्भवन्तीह पङ्क्तिषु ॥ ३८ ॥

यदाह—" वट्टं वट्टस्सुवरिं तंसं तंसस्स उप्परिं होइ ।
चउरंसे चउरंसं उड्ढं च विमाणसेढीओ ॥ ३९ ॥"

द्वाषष्टि १ रेकषष्टिश्च २, षष्टि ३ रेकोनषष्टकिः ४ ।
तथाऽष्ट ५ सप्त ६ षट् ७ पञ्च ८ चतु ९ स्त्रि १० द्वये ११ कका-
धिकाः १२ ॥ ४० ॥

पञ्चाशदथ पञ्चाश १३ त्सौधर्मेशानयोः क्रमात् ।
प्रतरेषु विमानानां, पङ्क्तौ पङ्क्तौ मितिर्मता ॥ ४१ ॥

स्वस्वपङ्क्तिविमानानि, विभक्तानि त्रिभिस्त्रिभिः ।
त्र्यस्राणि चतुरस्राणि, वृत्तानि स्युर्यथाक्रमम् ॥ ४२ ॥
त्रिभिर्विभागे शेषं चेदेकमुद्धरितं भवेत् ।
क्षेप्यं त्र्यस्रेऽथ शेषे द्वे, ते त्र्यस्रचतुरस्रयोः ॥ ४३ ॥

---

દેવલોકના ચારે દિશાના વિમાનો ત્રિકોણ છે. કારણકે–સર્વપંક્તિમાં મધ્યસ્થ ગોળ ઇંદ્રક વિમાનની પછી ત્રિકોણ વિમાન ચારે દિશામાં હોય છે. ૩૬–૩૮.

કહ્યું છે કે: ગોળ ઉપર ગોળ, ત્રિકોણ ઉપર ત્રિકોણ, ચોરસ ઉપર ચોરસ એ પ્રમાણે ઉર્ધ્વ શ્રેણિબદ્ધ વિમાનો રહેલા છે. ૩૯.

સૌધર્મ અને ઈશાન દેવલોકના ૧૩ પ્રતરોમાં ક્રમશઃ એક–એક પંક્તિમાં (૧) ૬૨, (૨) ૬૧, (૩) ૬૦, (૪) ૫૯, (૫) ૫૮, (૬) ૫૭, (૭) ૫૬, (૮) ૫૫, (૯) ૫૪, (૧૦) ૫૩, (૧૧) ૫૨, (૧૨) ૫૧, (૧૩) ૫૦ આ મુજબ ક્રમશઃ (વિમાનોની) સંખ્યા કહેલી છે. ૪૦–૪૧.

સ્વ–સ્વ પંક્તિના વિમાનો ત્રણ–ત્રણ વિભાગમાં વ્હેંચાયેલા છે. (૧) ત્રિકોણ (૨) ચોરસ અને (૩) ગોળ. દરેક પ્રતર ગત વિમાન સંખ્યાને ત્રણથી ભાગતાં જો એક શેષ રહે તો તે શેષને ત્રિકોણમાં ઉમેરવી, બે શેષ રહે તો એક ત્રિકોણ અને એક ચોરસમાં ગણવી. ૪૨–૪૩.

प्रतिपङ्क्त्यत्र वक्ष्यन्ते, वृत्तत्रिचतुरस्रकाः ।
चतुर्गुणास्ते प्रतरे, प्रतरे सर्वसंख्यया ॥ ४४ ॥

त्र्यस्राणि चतुरस्राणि, प्रतिपङ्क्त्येकविंशतिः ।
प्रथमप्रस्तटे वृत्तविमानानि च विंशतिः ॥ ४५ ॥

प्रथमप्रतरे पङ्क्तिविमानाः सर्वसंख्यया ।
अष्टाचत्वारिंशतैवमधिकं शतयोर्द्वयम् ॥ ४६ ॥

द्वितीयप्रतरे पङ्क्तौ, पङ्क्तौ त्र्यस्रा विमानकाः ।
एकविंशतिरन्ये च, विंशतिर्विंशतिः पृथक् ॥ ४७ ॥

चतुश्चत्वारिंशमेवं, विमानानां शतद्वयम् ।
द्वीतीयप्रतरे पङ्क्तिगतानां सर्वसंख्यया ॥ ४८ ॥

तार्त्तीयीके प्रस्तटे तु, चतसृष्वपि पङ्क्तिषु ।
वृत्तत्र्यस्रचतुरस्रा, विमाना विंशतिः पृथक् ॥ ४९ ॥

चत्वारिंशतमधिके, द्वे शते सर्वसंख्यया ।
प्रतरे ऽथ तुरीयेऽपि, निखिलास्वपि पङ्क्तिषु ॥ ५० ॥

---

એક પંક્તિના વૃત્ત–ત્રિકોણ–ચતુષ્કોણ વિમાનોની સંખ્યાને ચારે ગુણવાથી દરેક પ્રતર–પ્રતરના વૃત્તાદિ વિમાનોની સર્વસંખ્યા આવે છે ૪૪.

નોટ:–(કારણકે ચારે દિશાઓમાં આ વિમાનોની શ્રેણિ છે)

પ્રથમ પ્રતરમાં દરેક પંક્તિમાં ત્રિકોણ અને ચોરસ એકવીસ–એકવીસ (વિમાનો છે) અને વીસ ગોળ વિમાનો છે; અને તે પ્રથમ પ્રતરનાં વિમાનોની સર્વ સંખ્યા બસો અડતાલીશ (૨૪૮) છે. ૪૫–૪૬

બીજા પ્રતરમાં દરેક પંક્તિમાં ત્રિકોણ વિમાનો એકવીસ છે અને ચતુષ્કોણ તથા વૃત્ત વિમાનો વીસ–વીસ છે અને એ રીતે બીજા પ્રતરના પંક્તિગત વિમાનોની સર્વ સંખ્યા બસો ચુમ્માલીશ (૨૪૪) થાય છે. ૪૭–૪૮.

ત્રીજા પ્રતરમાં ચારે પંક્તિમા ત્રિકોણ–ચતુષ્કોણ અને વૃત્ત વિમાનોની સંખ્યા ૨૦–૨૦ છે. એટલે ત્રીજા પ્રતરમાં ચારે પંક્તિના સર્વ વિમાનોની સંખ્યા બસો ચાલીશ (૨૪૦) થાય છે. ૪૯–૫૦.

एकोनविंशतिर्वृत्तास्त्र्यस्राश्च चतुरस्रकाः ।
विंशतिर्विंशतिः सर्वे, ते षट्त्रिंशं शतद्वयम् ॥ ५१ ॥
पञ्चमे च प्रतिपङ्क्ति, त्रिकोणाः किल विंशतिः ।
चतुरस्राश्च वृत्ताश्च, पृथगेकोनविंशतिः ॥ ५२ ॥
शतद्वयं च द्वात्रिंशमस्मिंस्ते सर्वसंख्यया ।
षष्ठे च प्रतिपङ्क्त्येते, त्रयेऽप्येकोनविंशतिः ॥ ५३ ॥
अष्टाविंशे द्वे शते चास्मिन्नमी सर्वसंख्यया ।
पङ्क्तौ पङ्क्तौ सप्तमे तु, वृत्ता अष्टादश स्मृताः ॥ ५४ ॥
एकोनविंशतिस्त्र्यस्राश्चतुरस्राश्च तत्र च ।
सर्वाग्रेण विमानानां, चतुर्विंशं शतद्वयम् ॥ ५५ ॥
प्रतिपङ्क्त्यष्टमे त्र्यस्राः, प्रोक्ता एकोनविंशतिः ।
वृत्ताश्च चतुरस्राश्चाष्टादशाष्टादश स्फुटम् ॥ ५६ ॥
विंशं शतद्वयं सर्वसंख्ययाऽत्र भवन्ति ते ।
नवमे प्रतिपङ्क्त्येते, त्रिधाप्यष्टादशोदिताः ॥ ५७ ॥

---

અને ચોથા પ્રતરમાં ચારે પંક્તિમાં ગોળ વિમાન ઓગણીશ છે, અને ત્રિકોણ-ચોરસ વિમાનો વીશ-વીશ છે. એટલે તે [ પંક્તિગત વિમાનો ]ની સર્વ સંખ્યા બસો છત્રીશ (૨૩૬) થાય છે. ૫૧.

પાંચમા પ્રતરમાં ચારે પંક્તિમાં ત્રિકોણ ( વિમાનો ) વીશ છે. અને ચોરસ ગોળ (વિમાનો) ઓગણીશ-ઓગણીશ છે અને તે પંક્તિગત વિમાનોની સર્વ સંખ્યા બસો બત્રીશ (૨૩૨) થાય છે. ૫૨-૫૩.

અને છઠ્ઠા પ્રતરમાં પ્રત્યેક પંક્તિમાં ત્રણે ( વિમાનો ) ઓગણીશ-ઓગણીશ (૧૯-૧૯ ) છે. અને તેની સર્વ સંખ્યા બસો અઠ્ઠાવીશ ( ૨૨૮ ) થાય છે. ૫૪.

સાતમા પ્રતરની દરેક પંક્તિમાં વૃત્ત ( વિમાનો ) અઢાર છે અને ત્રિકોણ-ચતુષ્કોણ ( વિમાનો ) ઓગણીશ-ઓગણીશ છે. તેની સર્વ સંખ્યા બસો ચોવીશ (૨૨૪) છે. ૫૫.

આઠમા પ્રતરની દરેક પંક્તિમાં ત્રિકોણ ( વિમાનો ) ઓગણીશ છે. ગોળ અને ચોરસ ( વિમાનો ) અઢાર-અઢાર છે અને સર્વ સંખ્યા બસો વીસ (૨૨૦) થાય છે. અને નવમા પ્રતરની દરેક પંક્તિમાં ત્રણે પ્રકારનાં ( વિમાનો ) અઢાર-અઢાર છે અને

अस्मिन् सर्वसंख्यया तु, द्वे शते षोडशाधिके ।
दशमे प्रतिपङ्क्त्यष्टादश त्रिचतुरस्रकाः ॥ ५८ ॥

वृत्ताः सप्तदशेत्येवं, विमानाः पङ्क्तिवर्त्तिनः ।
द्विशती द्वादशोपेता, सर्वाग्रेण भवन्त्यमी ॥ ५९ ॥

एकादशेऽथ प्रतरे, त्र्यस्रा अष्टादशोदिताः ।
चतुरस्राः सप्तदश, वृत्तास्तावन्त एव च ॥ ६० ॥

द्विशत्यष्टाधिका सर्वसंख्यया द्वादशेऽथ च ।
पङ्क्तौ पङ्क्तौ सप्तदशप्रमितास्त्रिविधा अपि ॥ ६१ ॥
द्विशती चतुरधिका, स्युस्तत्र सर्वसंख्यया ।
त्रयोदशे प्रस्तटेऽथ, वृत्ता भवन्ति षोडश ॥ ६२ ॥

त्रिचतुष्कोणकाः सप्तदश सर्वे शतद्वयम् ।
सौधर्मैशानयोरेवं, स्वर्गयोः सर्वसंख्यया ॥ ६३ ॥

द्विपञ्चाशदधिकानि, शतानि नव वृत्तकाः ।
त्रिकोणानां नव शतान्यष्टाशीत्यधिकानि च ॥ ६४ ॥

चतुष्कोणा द्विसप्तत्याऽधिका नवशतीति च ।
सह संकलिता एते, त्रयोदशभिरिन्द्रकैः ॥ ६५ ॥

---

સર્વ સંખ્યા બસો સોળ ૨૧૬ (વિમાનો) છે અને દશમા પ્રતરની દરેક પંક્તિમાં ત્રિકોણ અને ચોરસ (વિમાનો) અઢાર–અઢાર છે. અને ગોળ (વિમાનો) સત્તર છે, એટલે આ પ્રતરનાં સર્વ વિમાનો બસો બાર (૨૧૨) થાય છે. ૫૬–૫૯.

અગ્યારમા પ્રતરની દરેક પંક્તિમાં ત્રિકોણ વિમાનો અઢાર છે, ચોરસ અને ગોળ વિમાનો સત્તર-સત્તર છે એ પ્રતરનાં સર્વ વિમાનો બસોઆઠ (૨૦૮) થાય છે અને બારમા પ્રતરની દરેક પંક્તિમાં દરેક જાતનાં સત્તર–સત્તર વિમાનો છે. એટલે આ પ્રતરમાં વિમાનોની સર્વ સંખ્યા બસો ચાર (૨૦૪) થાય છે અને તેરમા પ્રતરમાં ગોળ વિમાનો સોળ છે. તથા ત્રિકોણ અને ચોરસ વિમાનો સત્તર–સત્તર છે. આ પ્રતરના વિમાનોની સર્વ સંખ્યા બસો (૨૦૦) છે. ૬૦–૬૩.

સૌધર્મ અને ઈશાન સ્વર્ગમાં નવસો ને બાવન ગોળ વિમાનો છે, નવસો ને અઠ્ઠયાસી ત્રિકોણ વિમાનો છે, નવસો ને બહોતેર ચોરસ વિમાનો છે. આ સર્વ વિમાનોની

सर्वसंख्या पङ्क्तिगतविमानानां भवेदिह ।
द्वौ सहस्रौ नवशताधिकौ सपञ्चविंशती ॥ ६६ ॥
चतसृणां च पूर्वोक्तपङ्क्तिनामन्तरेष्विह ।
सर्वेष्वपि प्रस्तटेषु, प्राचीमेकां दिशं विना ॥ ६७ ॥
पुष्पावकीर्णकाः सन्ति, विमाना विलसद्रुचः ।
सौधर्मेशानयुगले, भवन्ति सर्वसंख्यया ॥ ६८ ॥
एकोनषष्टिर्लक्षाणि, ते सप्तनवतिस्तथा ।
सहस्राणि तदुपरि, केवला पञ्चसप्ततिः ॥ ६९ ॥
निर्व्यवस्थाः स्थिता एते, विकीर्णपुष्पपुञ्जवत् ।
इतस्ततस्ततः पुष्पावकीर्णा इति विश्रुताः ॥ ७० ॥
प्रतिप्रतरमेतेषां, पङ्क्तिप्राप्तविमानवत् ।
संख्या पुष्पावकीर्णानां, न पृथक् क्वापि लभ्यते ॥ ७१ ॥
पङ्क्तिपुष्पावकीर्णाश्च, सर्वे संकलिताः पुनः ।
सौधर्मेशानयोः षष्टिर्लक्षाणि स्युर्विमानाकाः ॥ ७२ ॥
द्वात्रिंशत्तत्र लक्षाणि, सौधर्मस्य भवन्त्यमी ।
लक्षाण्यष्टाविंशतिश्च, स्युरीशान-त्रिविष्टपे ॥ ७३ ॥

---

તેર ઈંદ્રક વિમાનો સાથે ગણતરી કરતાં પંક્તિગત વિમાનોની સર્વ સંખ્યા બે હજાર નવસો પચ્ચીશ (૨૯૨૫) થાય છે. ૬૪–૬૬.

પહેલા કહેલી ચાર પંક્તિઓના આંતરામાં દરેક પ્રતરોમાં એક પૂર્વદિશાને છોડીને અન્ય દિશાઓમાં પુષ્પાવકીર્ણ વિમાનો છે. વિલસતી કાંતિવાળા આ વિમાનો સૌધર્મ–ઈશાન મળી બન્ને દેવલોકની સર્વ સંખ્યા ઓગણ સાઈઠ લાખ, સત્તાણુહજાર પંચોતેર (૫૯,૯૭૦૭૫) છે. આ બધા વિમાનો અવ્યવસ્થિતપણે (ગોઠવણ વગર) છુટા પુષ્પના ઢગલાની જેમ આમ તેમ રહેલા છે, તેથી પુષ્પાવકીર્ણ તરીકે પ્રખ્યાત છે. ૬૭–૭૦.

દરેક પ્રતરોમાં રહેલા પુષ્પાવકીર્ણ વિમાનોની પૃથક્ સંખ્યા પંક્તિમાં રહેલા વિમાનની જેમ ક્યાંય પણ પ્રાપ્ત થતી નથી. ૭૧.

પંક્તિગત અને પુષ્પાવકીર્ણ વિમાનોની સર્વ સંખ્યા સૌધર્મ અને ઇશાન દેવલોકમાં સાઠલાખ (૬૦,૦૦,૦૦૦) કહેલી છે અને તેમાં બત્રીશલાખ (૩૨,૦૦,૦૦૦) વિમાનો સૌધર્મ દેવલોકના અને અટ્ઠાવીસ લાખ (૨૮,૦૦,૦૦૦) વિમાનો ઈશાન દેવલોકના છે. ૭૨–૭૩.

अथैतयोर्वासवयोः, संबन्धीनि पृथक् पृथक् ।
पाङ्क्तेयानि विमानानि, प्रोक्तान्येवं पुरातनैः ॥ ७४ ॥

तथाहुस्तपागच्छपतयः श्री रत्नशेखरसूरयः श्राद्धविधिवृत्तौ—

" दक्षिणस्यां विमाना ये, सौधर्मेशस्य तेऽखिलाः ।
उत्तरस्यां तु ते सर्वेऽपीशानेन्द्रस्य सत्तया ॥ ७५ ॥
पूर्वस्यामपरस्यां च, वृत्ताः सर्वे विमानकाः ।
त्रयोदशापीन्द्रकाश्च, स्युः सौधर्मसुरेशितुः ॥ ७६ ॥
पूर्वापरदिशोस्त्र्यस्राश्चतुरस्राश्च ते पुनः ।
सौधर्माधिपतेरर्द्धा, अर्द्धा ईशानचक्रिणः ॥ ७७ ॥"

संग्रहणीवृत्तावपि—

"जे दाहिणेण इंदा दाहिणओ आवली भवे तेसिं ।
जे पुण उत्तर इंदा उत्तरओ आवली तेसिं ॥ ७८ ॥
पुव्वेण पच्छिमेण य सामन्ना आवली भवे तेसिं ।
जे पुण वट्टविमाणा मज्झिल्ला दाहिणिल्लाणं ॥ ७९ ॥
पव्वेण पच्छिमेण य जे वट्टा तेऽवि दाहिणिल्लाणं ।
तंसचउरंसगा पुण सामन्ना हुंति दुण्हंपि ॥ ८० ॥

---

હવે આ બન્ને ( સૌધર્મ અને ઇશાનના ) ઇંદ્રોના પંક્તિગત વિમાનોનુ પૃથક્કરણ પૂર્વ–મહર્ષિઓએ આ પ્રમાણે કરેલું છે. ૭૪.

તપાગચ્છાધિપતિ શ્રી રત્નશેખરસૂરિજી મહારાજ શ્રાદ્ધવિધિ ટીકામાં કહે છે કે: "દક્ષિણ દિશામાં રહેલ સર્વ વિમાનો સૌધર્મેન્દ્રના છે, અને ઉત્તર દિશામાં રહેલ સર્વ વિમાનો ઈશાનેન્દ્રની સત્તામાં છે. પૂર્વ અને પશ્ચિમ દિશામાં પંક્તિમાં રહેલ સર્વ ગોળ વિમાનો અને તેર ઈંદ્રક વિમાનો પણ સૌધર્મ ઈંદ્રનાં છે. જ્યારે પૂર્વ અને પશ્ચિમ દિશામાં પંક્તિમાં રહેલા જે ત્રિકોણ અને ચોરસ વિમાનો છે. તેમાંથી અડધા સૌધર્મેન્દ્રના અને અડધા ઇશાનેન્દ્રનાં છે." ૭૫–૭૭

સંગ્રહણીની ટીકામા પણ કહ્યુ છે: "ઈંદ્રક વિમાનથી દક્ષિણ દિશામાં દક્ષિણશ્રેણિ અને ઈંદ્રક વિમાનથી ઉત્તર દિશામાં ઉત્તરશ્રેણિએ સૌધર્મ અને ઇશાન ઇંદ્રની છે. ૭૮.

પૂર્વ અને પશ્ચિમ દિશાની શ્રેણિ બન્ને ઇંદ્રોને સામાન્ય છે. તેમાં મધ્યના (ઈંદ્રક) ગોળ વિમાનો છે તે સૌધર્મેન્દ્રના છે. જ્યારે ત્રિકોણ અને ચોરસ વિમાનો બન્ને ઈંદ્રોના સામાન્ય હોય છે. ૭૯–૮૦.

प्रत्येकं त्वथ सौधर्मेशानयोर्देवलोकयोः ।
वृत्तादीनां पङ्क्तिगानां, संख्यैवं गदिता श्रुते ॥ ८१ ॥
सप्तविंशा सप्तशती, वृत्तानां प्रथमे भवेत् ।
त्रिकोणानामथ चतुर्नवत्याढ्या चतुःशती ॥ ८२
चतुष्कोणानां च चतुःशत्येव षडशीतियुक् ।
शतान्येवं सप्तदश, सप्तोत्तराणि पङ्क्तिगाः ॥ ८३ ॥
लक्षाण्येकत्रिंदशदष्टानवतिश्च सहस्रकाः ।
द्वे शते त्रिनवत्याढ्ये, इह पुष्पावकीर्णकाः ॥ ८४ ॥
एषां योगे तु पूर्वोक्ता, लक्षा द्वात्रिंशदेव ते ।
ईशानेऽप्यथ वृत्तानामष्टत्रिंशं शतद्वयम् ॥ ८५ ॥
त्रिचतुष्कोणसंख्या तु, सौधर्मवद्भवेदिह ।
अष्टादशोत्तराण्येवं, शतानि द्वादशाखिलाः ॥ ८६ ॥
पुष्पावकीर्णकानां तु, लक्षाणां सप्तविंशतिः ।
सहस्राण्यष्टनवतिर्द्व्यशीतिः सप्तशत्यपि ॥ ८७ ॥

---

સૌધર્મ અને ઇશાન દેવલોકના વૃત્ત વગેરે પંક્તિગત વિમાનોની સંખ્યા આગમમાં આ પ્રમાણે કહેલી છે. ૮૧.

પ્રથમ દેવલોકમાં ગોળ વિમાનો સાતસો સત્તાવીશ (૭૨૭) છે. ત્રિકોણ વિમાનો ચારસો ચોરાણું (૪૯૪) છે અને ચતુષ્કોણ વિમાનો ચારસો છયાસી (૪૮૬) છે આ પ્રમાણે સંપૂર્ણ પંક્તિગત વિમાનોની કુલ સંખ્યા સત્તરસો સાત (૧૭૦૭) વિમાનોની છે ૮૨–૮૩.

આ દેવલોકમાં પુષ્પાવકીર્ણ વિમાનો એકત્રીશ લાખ–અઠ્ઠાણુ હજાર બસો ત્રાણુની (૩૧,૯૮,૨૯૩) સંખ્યામાં પંક્તિગત વિમાનોની સાથે આ પુષ્પાવકીર્ણક વિમાનોનો સરવાળો કરવાથી પ્રથમ દેવલોકના પૂર્વોક્ત બત્રીશ લાખ (૩૨,૦૦,૦૦૦) વિમાનો થાય છે. ૮૪–૮૫.

ઇશાન સ્વર્ગમાં પણ ગોળ વિમાનો બસો આડત્રીસ (૨૩૮) છે, ત્રિકોણ અને ચતુષ્કોણ વિમાનોની સંખ્યા સૌધર્મ દેવલોકની જેમ છે સર્વે મળીને (ત્રણેય પ્રકારના) વિમાનોની કુલ સંખ્યા બારસો અઢાર (૧૨૧૮) થાય છે. પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા સત્તાવીશ લાખ અટ્ઠાણુ હજાર સાતશો બ્યાસી (૨૭,૯૮,૭૮૨) છે. આ રીતે બન્ને પ્રકારના વિમાનોની સંખ્યાનો સરવાળો કરવાથી પૂર્વોક્ત અટ્ઠાવીસ લાખ

लक्षाण्यष्टाविंशतिर्या सर्वसंख्या पुरोदिता ।
एषां योगेन सा प्राज्ञैर्भावनीया बहुश्रुतैः ॥ ८८ ॥

तत्रापि—सौधर्मेन्द्रविमानेभ्य, ईशानस्य सुरेशितुः ।
विमाना उच्छ्रिताः किंचित्प्रमाणतो गुणैरपि ॥ ८९ ॥
यत्तु पञ्चशतोच्चत्वं, प्रासादानां द्वयोरपि ।
स्थूलन्यायात्तदुदितं, ततस्तन्न विरुध्यते ॥ ९० ॥
वस्तुतः सौधर्मगतप्रासादेभ्यः समुन्नताः ।
ईशानदेवलोकस्य, प्रासादाः सुंदरा अपि ॥ ९१ ॥
यथा करतले कश्चिन्निम्नः कश्चित्तथोन्नतः ।
देशस्तथा विमानानामेनयोर्निम्नतोन्नती ॥ ९२ ॥

तथाऽऽहुः—"सक्कस्स णं भंते ! देविंदस्स देवरण्णो विमाणेहिंतो ईसाणस्स देविंदस्स देवरण्णो विमाणा ईसिं उच्चयरा ईसिं उन्नययरा" इत्यादि भगवतीशतक ३ । १ उ० वृ० ।

इदमेव मनसि विचिंत्य तत्त्वार्थभाष्यकारैरुक्तं—"सौधर्मस्य कल्पस्योपरि ऐशानः कल्पः, ऐशानस्योपरि सनत्कुमारः, सनत्कुमारस्योपरि माहेन्द्र इत्येवमासर्वार्थसिद्धा" दिति ।

---

(૨૮,૦૦,૦૦૦) વિમાનોની સંખ્યા બહુશ્રુતોએ સમજવી. (૨૭,૯૮,૭૮૨+૧૨૧૮= ૨૮,૦૦,૦૦૦) ૮૬–૮૮.

તેમાં પણ સૌધર્મેન્દ્રના વિમાનોથી ઈશાનેન્દ્રના વિમાનો પ્રમાણ અને ગુણથી કંઈક ઊંચા છે. ૮૯.

બન્ને દેવલોકના મંદિરોની ઊંચાઈ જે પાંચસો (૫૦૦) યોજન કહેલી છે, તે સામાન્યથી કહેલ છે. જેથી તેમાં વિરોધ ઘટતો નથી. ૯૦.

હકીકતમાં તો સૌધર્મ દેવલોકમાં રહેલા મંદિરોથી ઇશાન દેવલોકના મંદિરો ઊંચા તથા સુંદર પણ છે. ૯૧

જેમ હથેળીમાં કોઈભાગ ઊંચો હોય છે, કોઇભાગ નીચો હોય છે તેવી રીતે બન્ને દેવલોકનાં વિમાનોની ઊંચાઈ-નીચાઈ સમજી લેવી. ૯૨.

કહ્યું છે કેઃ "દેવોનાં ઇંદ્ર દેવોના રાજા શક્ર મહારાજાના વિમાનોથી ઇશાનેન્દ્રના વિમાનો થોડા ઊંચા અને કંઈક વિશિષ્ટ છે."

ઈત્યાદિ ભગવતી શતક ૩।૧ ઉદ્દેશા વૃત્તિ.

આ જ પદાર્થને મનમાં ધારીને તત્ત્વાર્થ ભાષ્યકારે કહ્યું છે "સૌધર્મ દેવલોકની ઉપર (શ્રેષ્ઠ) ઇશાન કલ્પ છે, ઇશાન દેવલોકની ઉપર (શ્રેષ્ઠ) સનત્કુમાર દેવલોક છે સનત્કુમાર દેવલોકની ઉપર (શ્રેષ્ઠ) માહેન્દ્ર એ પ્રમાણે સર્વાર્થસિદ્ધ સુધી સમજી લેવું."

वृत्ताः स्युर्वलयाकारास्त्र्यस्राः शृङ्गाटकोपमाः ।
भवन्त्यक्षाटकाकाराश्चतुरस्रा विमानकाः ॥ ९३ ॥
ये तु पुष्पावकीर्णाख्या, विमानका भवन्ति ते ।
नन्द्यावर्त्तानुकृतयः, केचिदन्येऽसिसंस्थिताः ॥ ९४ ॥
अपरे स्वस्तिकाकाराः, श्रीवत्साकृतयः परे ।
पद्माकाराः केचिदेवं, नानाकाराः स्थिता इति ॥ ९५ ॥
प्राकारेण परिक्षिप्ता, वृत्ताः पंक्तिविमानकाः ।
द्वारेणैकेन महता, मण्डिताः पिण्डितश्रिया ॥ ९६ ॥
त्र्यस्राणां तु विमानानां, यस्यां वृत्तविमानकाः ।
तस्यां दिशि वेदिका स्यात्प्राकारः शेषदिक्षु च ॥ ९७ ॥
मुण्डप्राकाररूपैव, वेदिका तु भवेदिह ।
द्वाराणि च त्रिकोणेषु, त्रीण्येवेति जिनैर्मतम् ॥ ९८ ॥
चतुर्दिशं वेदिकाभिश्चतुरस्रास्तु चारवः ।
स्फारैर्द्वारैश्चतुर्भिश्च, चतुर्दिशमलङ्कृताः ॥ ९९ ॥

---

ગોળ વિમાનો વલયાકારવાળા હોય છે. ત્રિકોણ વિમાનો સીંગોડા જેવા હોય છે અને ચોરસ વિમાનો અક્ષાટક (પાસા)ના આકારવાળા હોય છે વળી જે પુષ્પાવકીર્ણ વિમાનો છે તેમાંથી કેટલાક નંદ્યાવર્તના આકારે, કોઈક તલવારના આકારે, કેટલાક સ્વસ્તિકાકારે કેટલાક શ્રીવત્સાકારે છે, તો કોઈક પદ્મના આકારે છે. એમ વિવિધ પ્રકારે (પુષ્પાવકીર્ણ વિમાનો) રહેલા છે. ૯૩–૯૫.

પંક્તિમાં રહેલા ગોળ વિમાનો, સુંદર એક મોટા દ્વાર અને કિલ્લાથી યુક્ત હોય છે. ૯૬.

ત્રિકોણ વિમાનોને જે દિશામાં વૃત્ત વિમાનો છે, તે દિશામાં વેદિકા હોય છે, જ્યારે બાકીની દિશામાં પ્રાકાર હોય છે. અને અહિં વેદિકા પણ નીચા કિલ્લા જેવી હોય છે અને આ ત્રિકોણ વિમાનોમાં દ્વારો ત્રણ હોય છે એમ શ્રી જિનેશ્વરોએ ફરમાવ્યું છે. ૯૭–૯૮.

ચતુરસ્ર વિમાનો ચારે દિશામાં વેદિકાથી સુંદર છે અને ચારે દિશામાં ઝળહળતા ચાર દ્વારો વડે શોભે છે. ૯૯.

स्वरूपं किंचन ब्रूमः, सौधर्मेशाननाकयोः ।
विमानानामथो जीवाभिगमादिश्रुतोदितम् ॥ १०० ॥
विमानानामत्र पृथ्वी, घनोदधिप्रतिष्ठिता ।
स्त्यानीभूतोदकरूपः, ख्यात एव घनोदधिः १०१ ॥
जगत्स्वभावादेवासौ, स्पन्दते न हि कर्हिचित् ।
विमाना अपि तत्रस्था, न जीर्यन्ति कदाचन ॥ १०२ ॥
घनोदधिः स चाकाश, एवाधारविवर्जितः ।
निरालम्बः स्थितश्चित्रं, स्वभावाज्ज्योतिषादिवत् ॥ १०३ ॥
महानगरकल्पानि, विमानानि भवन्त्यथ ।
प्राकाराश्च तदुपरि, वनखण्डपरिष्कृताः ॥ १०४ ॥
प्राकारास्ते योजनानां, समुत्तुङ्गाः शतत्रयम् ।
शतं तदर्द्धं तत्पादं, मूलमध्योर्ध्वविस्तृताः ॥ १०५ ॥
चतुर्द्वारसहस्राढ्या, द्वारमेकैकमुच्छ्रितम् ।
योजनानां पञ्चशतीं, सार्द्धं द्वे च शते ततम् ॥ १०६ ॥

---

હવે સૌધર્મ તથા ઈશાન (પ્રથમ દ્વિતીય) દેવલોકના વિમાનોનું કંઈક સ્વરૂપ, શ્રી જીવાભિગમ આદિ શ્રુતમા કહ્યા મુજબ વર્ણવું છું. ૧૦૦.

આ વિમાનોની પૃથ્વી (અધસ્તલ) ઘનોદધિ ઉપર રહેલી છે જામી ગયેલું પાણી એ જ ઘનોદધિરૂપે કહેવાય છે જગત્સ્વભાવથી જ (કુદરતી રીતે જ) આ ઘનોદધિ ક્યારેય પણ ફરકતું નથી અને તેના ઉપર રહેલા વિમાનો પણ કદાપિ જીર્ણ થતા નથી. ૧૦૧–૧૦૨.

જ્યોતિષાદિ વિમાનોની જેમ સ્વભાવથી જ આ ઘનોદધિ અધારરહિત, નિરાલંબનપણે આકાશમાં જ રહેલ છે, તે આશ્ચર્યકારી છે. ૧૦૩.

આ વિમાનો મહાનગર જેવા (વિશાળ) હોય છે. અને તેના ઉપરના પ્રાકારો કિલ્લા, વનખંડોથી શોભે છે. ૧૦૪.

આ પ્રાકારો ત્રણુસો યોજન ઊંચા છે અને વિસ્તારમાં મૂળ–મધ્ય અને ઉપરના ભાગે ક્રમશઃ સો–પચાસ અને પચીસ યોજન છે. ૧૦૫.

ચાર હજાર દ્વારોવાળા આ પ્રાકારો છે. જેમાનુ એકેક દ્વાર ૫૦૦ યોજન ઊંચું અને ૨૫૦ યોજન પહોળું છે ૧૦૬.

चक्र मृग गरुड ऋक्ष च्छत्र लसत्पिच्छ शकुनि सिंह वृषाः ।
अपि च चतुर्दन्तगजाः १० आलेख्यैरेभिरतिरम्याः ॥ १०७ ॥
प्रत्येकं शतमष्टाधिकमेते केतवो विराजन्ते ।
साशीतिसहस्रं ते, सर्वेऽप्यत्र प्रतिद्वारम् ॥ १०८ ॥ ( आर्या )
शेषं द्वारवर्णनं च, श्रीसूर्याभविमानवत् ।
राजप्रश्नीयतो ज्ञेयं, नात्रोक्तं विस्तृतेर्भयात् ॥ १०९ ॥
विस्तृतानि योजनार्द्धमायतान्येकयोजनम् ।
प्राकारकपिशीर्षाणि, नानामणिमयानि च ॥ ११० ॥
प्रासादास्तेषु देवानां, सन्ति रत्नविनिर्मिताः ।
तत्रैतयोस्ताविषयोर्विमानानां वसुन्धरा ॥ १११ ॥
योजनानां शताः सप्तविंशतिः पिण्डतो भवेत् ।
प्रासादाश्च तदुपरि, प्रोक्ताः पञ्चशतोन्नताः ॥ ११२ ॥
इदमुच्चत्वमानं तु, मूलप्रासादगोचरम् ।
प्रासादपरिपाट्यस्तु, तदर्द्धार्द्धमिता मताः ॥ ११३ ॥

---

૧. ચક્ર, ૨. મૃગ, ૩. ગરૂડ, ૪. રીંછ, ૫ છત્ર, ૬. દેદીપ્યમાન મોરપીંછ, ૭. સમડી, ૮. સિંહ, ૯. વૃષભ, ૧૦. ચાર દાંતવાળા હાથી, આવા પ્રકારના ચિત્રોથી આ દ્વારો અતિરમ્ય છે. ૧૦૭.

આવા દરેક ચિત્રોથી યુક્ત એવી ૧૦૮ ધજાઓ હોય છે. એમ કુલ એક હજારને એંશી ધજાઓ દરેક દ્વાર ઉપર શોભે છે. ૧૦૮

દ્વારોનુ શેષ વર્ણન શ્રી સૂર્યાભ વિમાનની જેમ છે, જે રાજપ્રશ્નીયથી જાણી લેવું. અહીં વિસ્તારના ભયથી કહ્યુ' નથી. ૧૦૯.

તે કિલ્લાનાં જુદા-જુદા પ્રકારનાં રત્નથી બનેલા કાંગરા અડધો યોજન વિસ્તૃત અને એક યોજન લાંબા હોય છે. ૧૧૦.

આ વિમાનોમાં દેવતાઓના રત્નનિર્મિત પ્રાસાદો છે. તેમાં જ આ દેવલોકની પૃથ્વી છે એટલે કે સ્વર્ગલોકની ભૂમિ એટલે જ આ વિમાનોની ભૂમિ છે. ૧૧૧.

આ વિમાનોના ધરાતલની જાડાઈ સત્તાવીસસો યોજન (૨૭૦૦) છે. અને તેની ઉપર પાંચસો (૫૦૦) યોજન ઉંચા પ્રાસાદો છે. ૧૧૨.

આ ઊંચાઈનુ પ્રમાણુ મુખ્ય પ્રાસાદનું સમજવું, ત્યારપછીના પ્રાસાદ શ્રેણિઓની ઊંચાઈ અર્ધ-અર્ધ પ્રમાણુ કહેલી છે. ૧૧૩.

एवं च पृथ्वीपिण्डेन, सह द्वात्रिंशदेव हि ।
शतानि तुङ्गत्वमिह, प्रासादशिखरावधि ॥ ११४ ॥
एवं सर्वत्र भूपीठप्रासादौन्नत्ययोजनात् ।
द्वात्रिंशद्योजनशता, विमानोच्चत्वमूह्यताम् ॥ ११५ ॥
भूपीठस्य च बाहल्यं, प्रासादानां च तुङ्गता ।
पृथक् पृथक् यथास्थानं, सर्वस्वर्गेषु वक्ष्यते ॥ ११६ ॥
विष्कम्भायामतस्त्वत्र, विमानाः कथिता द्विधा ।
संख्येयैर्योजनैः केचिदसंख्येयैर्मिताः परे ॥ ११७ ॥
व्यासायामपरिक्षेपाः, संख्येयैर्योजनैर्मिताः ।
आद्यानामपरेषां तेऽसंख्येयैर्योजनैर्मिताः ॥ ११८ ॥
स्वर्गयोरेनयोस्तत्र, प्रथमप्रतरेऽस्ति यत् ।
उडुनामैन्द्रकं व्यासायामतस्तत्प्रकीर्त्तितम् ॥ ११९ ॥
योजनानां पञ्चचत्वारिंशल्लक्षाणि सर्वतः ।
परिधिस्त्वस्य मनुजक्षेत्रस्येव विभाव्यतां ॥ १२० ॥

---

આ પ્રમાણે પૃથ્વીના પિંડની સાથે પ્રાસાદના શિખર સુધીનુ ઉચ્ચત્વમાન બત્રીશસો (૩૨૦૦) યોજન છે. ૧૧૪.

આ પ્રમાણે સર્વત્ર પૃથ્વીપીઠ અને પ્રાસાદની ઉંચાઇને મેળવીને વિમાનોની ઉચ્ચતા બત્રીશસો (૩૨૦૦) યોજન સમજવી. ૧૧૫.

પૃથ્વીની જાડાઈ અને પ્રાસાદોની ઊંચાઈ દરેક દેવલોકની અંદર જે જુદી-જુદી છે તે યથાસ્થાને કહેવામાં આવશે. ૧૧૬.

અહિં વિમાનો બે પ્રકારે વર્ણવ્યા છે. તેમાં કેટલાક વિમાનો સંખ્યાતા યોજનોનો અને કેટલાક અસંખ્યાતા યોજનોનો આયામ-વિસ્તાર ધરાવે છે. ૧૧૭.

તેમાં પ્રથમ પ્રકારના વિમાનોના આયામ-વિસ્તાર-પરિધિ સંખ્યાતા યોજન પ્રમાણ છે. બીજા વિમાનોના તે આયામ-વિસ્તાર-પરિધિ અસંખ્યાતા યોજન પ્રમાણ છે. ૧૧૮.

આ બે દેવલોકમાં જે પ્રથમ પ્રતર છે. તેમાં ઊડુ નામનુ જે ઐન્દ્રક (ઇંદ્રક) વિમાન છે તેની લંબાઇ-પહોળાઈ પીસ્તાલીસ લાખ (૪૫,૦૦,૦૦૦) યોજનની કહેલી છે. તેની પરિધિ મનુજ ક્ષેત્રની જેમ [ મનુજ ક્ષેત્રની લંબાઈ-પહોળાઈ પણ પીસ્તાલીશ લાખ યોજન હોવાથી ] સમજી લેવી. ૧૧૯-૧૨૦.

एवं च– सिद्धक्षेत्रमुडुनामैन्द्रकं नृक्षेत्रमेव च ।
सीमन्तो नरकावासश्चत्वारः सदृशा इमे ॥ १२१ ॥
व्यासायामपरिक्षेपैरुपर्युपरि संस्थिताः ।
दृष्टाः केवलिभिर्ज्ञानदृष्टिदृष्टत्रिविष्टपैः ॥ १२२ ॥
अन्येषां तु विमानानां, केषांचिन्नाकयोरिह ।
व्यासायामपरिक्षेपमानमेवं निरूपितम् ॥ १२३ ॥
जम्बूद्वीपं प्रोक्तरूपं, यया गत्यैकविंशतिम् ।
वारान् प्रदक्षिणीकुर्यात्सुरश्चप्पुटिकात्रयात् ॥ १२४ ॥
षण्मासान् यावदुत्कर्षात्, तया गत्या प्रसर्पति ।
कानिचित्स विमानानि, व्यतिव्रजति वा न वा ॥ १२५ ॥
अथापरप्रकारेण, विमानमानमुच्यते ।
सौधर्मादिषु नाकेषु, यथोक्तं पूर्वसूरिभिः ॥ १२६ ॥
कर्कसंक्रान्तिघस्रे यदुदयास्तान्तरं रवेः ।
योजनानां सहस्राणि, चतुर्नवतिरीरितम् ॥ १२७ ॥

---

આ જ પ્રમાણે સિદ્ધક્ષેત્ર (સિદ્ધશીલા), ઉડુ નામનું ઈંદ્રક વિમાન, મનુષ્યક્ષેત્ર અને સીમન્ત નામનો નરકાવાસ આ ચાર લંબાઈ–પહોળાઈ અને પરિધિથી સરખા છે. અને બધા એક જ શ્રેણિમાં ઉપર–ઉપર રહેલા છે તે જ્ઞાનદ્રષ્ટિથી ત્રણે જગતને જોનારા એવા કેવલી–ભગવંતોએ કહ્યા છે. ૧૨૧-૧૨૨.

આ બન્ને દેવલોકોમા બીજા કેટલાંક વિમાનોના આયામ – વિસ્તાર – પરિધિનુ પ્રમાણ આ પ્રમાણે કહેવાયુ છે. ૧૨૩.

પહેલા જેનુ વર્ણન કર્યું છે એવા જંબૂદ્વીપને કોઈક દેવ ત્રણ ચપટીમાત્રના સમયમાંજ જે ગતિવડે એકવીસવાર પ્રદક્ષિણા કરી શકે છે તે જ ઉત્કૃષ્ટ ગતિથી છ મહિના સુધી ગમન કરતાં કરતાં કેટલાક વિમાનોનો પાર પામી શકાય છે. અને કેટલાક તો પાર પણ નથી પમાતા. ૧૨૪–૧૨૫

પૂર્વાચાર્યોએ જે પ્રમાણે સૌધર્માદિ દેવલોકોમા વિમાનોનુ પ્રમાણ બીજી રીતે કહ્યુ છે તે પ્રકારે હવે કહીએ છીએ. ૧૨૬.

કર્ક સંક્રાતિના દિવસે સૂર્યનુ ઉદય અને અસ્તનું અંતર (પરિક્રમા) ચોરાણુહજાર પાંચસો છવ્વીસ યોજન અને સાઠીયા બેતાલીશ (૯૪૫૨૬$\frac{42}{60}$) યોજન થાય છે અને

षड्विंशाश्च पञ्चशताः एकस्य योजनस्य च ।
षष्टिभागा द्विचत्वारिंशदस्मिंस्त्रिगुणीकृते ॥ १२८ ॥
लक्षद्वयं योजनानां, त्र्यशीतिश्च सहस्रकाः ।
साशीतयः शताः पञ्च, षष्ट्यंशाः षट् सुरक्रमः ॥ १२९ ॥
सूर्योदयास्तान्तरेऽथ, प्रागुक्ते पञ्चभिर्हते ।
पूर्वोदितात्क्रमात्प्रौढः, क्रमो दिव्यो भवेत्परः ॥ १३० ॥
स चायं– चतुर्लक्षी योजनानां, द्विसप्ततिः सहस्रकाः ।
षट्शती च त्रयस्त्रिंशा, षष्ट्यंशास्त्रिंशदेव च ॥ १३१ ॥
उदयास्तान्तरे भानोः, सप्तभिर्गुणिते भवेत् ।
दिव्यः क्रमस्तृतीयोऽयं, प्रौढः पूर्वोदितद्वयात् ॥ १३२ ॥
षट् लक्षाण्येकषष्टिश्च, सहस्राणि शतानि षट् ।
षडशीतिर्योजनानां, चतुःपञ्चाशदंशकाः ॥ १३३ ॥
अर्कोदयास्तान्तरेऽथ, नवभिर्गुणिते सति ।
एष दिव्यः क्रमस्तुर्यः, स्यान्महान् प्राक्तनत्रयात् ॥ १३४ ॥
अध्यर्द्धान्यष्ट लक्षाणि, योजनानां शतानि च ।
सप्तैव चत्वारिंशानि, कलाश्चाष्टादशोपरि ॥ १३५ ॥

---

તેને ત્રણ વડે ગુણવાથી બે લાખ ત્યાશીહજાર પાંચસો એંશી અને સાઠીયા છ ભાગ (૨,૮૩૫૮૦$\frac{૬}{૬૦}$) યોજન થાય છે ૧૨૭–૧૨૯.

હવે પૂર્વે કહેલા સૂર્ય-ઉદયાસ્તના અંતરને પાંચ વડે ગુણવાથી, ચાર લાખ બહોંતેરહજાર, છસો તેત્રીસ યોજન સાઠીયા ત્રીસ ભાગ યોજન (૪૭૨૬૩૩$\frac{૩૦}{૬૦}$) થાય છે અને જે બીજી મોટી દિવ્યગતિ છે આ દિવ્ય પગલું પૂર્વે કહેલ પગલાં કરતાં વધુ મોટું (પ્રૌઢ) છે. ૧૩૦–૧૩૧.

પૂર્વે કહેલા સૂર્યના ઉદયાસ્તના આંતરાને સાતથી ગુણવાથી છ લાખ, એકસઠ હજાર, છસો છયાસી યોજન અને સાઠીયા ચોપ્પન-ભાગ યોજન (૬૬૧૬૮૬$\frac{૫૪}{૬૦}$) થાય છે આ માપનું એક પગલું, પૂર્વોક્ત બન્ને પ્રકાર કરતાં પણ મોટું ચઢિયાતું પગલું છે. ૧૩૨–૧૩૩.

પૂર્વે કહેલા સૂર્યના ઉદયાસ્તના આંતરાને નવથી ગુણવાથી આઠ લાખ, પચાસ હજાર, સાતસો ચાલીશ યોજન અને સાઠીયા અઢાર ભાગ યોજન (૮,૫૦,૭૪૦$\frac{૧૮}{૬૦}$) થાય છે. આ દિવ્યપગલું પૂર્વોક્ત ત્રણ પગલાથી પણ ચઢીયાતું છે. ૧૩૪–૧૩૫.

चण्डा चपला जवना, वेगा चेति यथोत्तरम् ।
चतस्रो दिव्यगतयः, शीघ्रशीघ्रतराः स्मृताः ॥ १३६ ॥
केचिद्वेगाभिधानां तु, तुरीयां मन्वते गतिम् ।
नाम्ना जवनतरिकामभिन्नां च स्वरूपतः ॥ १३७ ॥
कस्याप्यथ विमानस्य, पारं प्राप्तुमुपस्थिताः ।
शास्त्रस्येव प्राप्तरूपाश्चत्वारो युगपत्सुराः ॥ १३८ ॥
एकस्तस्य विमानस्य, मिनोति तत्र विस्तृतिम् ।
आद्यक्रमेणाद्यगत्या, षण्मासान् यावदश्रमम् ॥ १३९ ॥
द्वितीयः पुनरायामं, तस्य मातुमुपस्थितः ।
क्रमैर्द्वितीयजातीयैर्गत्याऽपि चपलाख्यया ॥ १४० ॥
तृतीयो मध्यपरिधिं, मिमीते मतिमान् सुरः ।
क्रमैस्तृतीयजातीयैर्गच्छन् गत्या तृतीयया ॥ १४१ ॥
तुर्यस्तु बाह्यपरिधिं, मिमीषुरन्तिमैः क्रमैः ।
विमानमभितो बंभ्रमीति गत्या तुरीयया ॥ १४२ ॥
मिन्वन्त एवं षण्मासान्, येषां पारं न ते गताः ।
सौधर्मादिषु सन्त्येवंविधाः केचिद्विमानकाः ॥ १४३ ॥

---

આ પ્રમાણે દેવની ચંડા – ચપલા–જવના અને વેગા આ ચાર ગતિઓ ક્રમશઃ વેગવતી કહી છે ૧૩૬.

કેટલાક આચાર્યો ચોથી વેગાગતિને નામથી જવનતરિકા માને છે પરંતુ સ્વરૂપમા કાંઈ પણ તફાવત નથી. ૧૩૭.

જાણે કે શાસ્ત્રોના સ્વરૂપને પામેલા હોય, તેવા કોઈ ચાર દેવતાઓ એકી સાથે કોઈ એક વિમાનનો પાર પામવા માટે ઉપસ્થિત થયા હોય તેમાંથી એક દેવ ચંડા ગતિથી પ્રથમક્રમે વિમાનના વિસ્તારને શ્રમિત બન્યા વગર છ મહિના સુધી માપે છે, બીજો દેવ ચપલા નામની બીજી ગતિથી બીજાક્રમે તે વિમાનની લંબાઈ માપે છે. ત્રીજો બુદ્ધિશાળી દેવ ત્રીજી ગતિથી ત્રીજાક્રમે વિમાનની મધ્ય પરિધિને (અંદરની લંબાઈ–પહોળાઈ કારપેટ એરીયા)ને માપે છે અને ચોથો દેવ, ચોથીગતિથી ચોથાક્રમે વિમાનની બાહ્ય પરિધિને માપવાની ઈચ્છાવાળો વિમાનની ચારે બાજુ ભમે છે. (પ્રદક્ષિણા આપે છે.) આમ છ મહિના સુધી માપતાં તેઓ વિમાનનો પાર પામતા નથી. આવા કેટલાક વિમાનો સૌધર્મ વિગેરે દેવલોકમાં છે. ૧૩૮–૧૪૩.

अथ प्रकारान्तरेण, परिमाणं निरूप्यते ।
सौधर्मादिविमानानामनुत्तराश्रयावधि ॥ १४४ ॥
क्रमैः प्रथमजातीयैराद्यस्वर्गचतुष्टये ।
विष्कंभं चण्डया गत्याऽऽयामं चपलया पुनः ॥ १४५ ॥
जवनयाऽन्तः परिधिं, बाह्यं गत्या च वेगया ।
मिनुयान्निर्जरः कश्चिद्विमानमतिकौतुकी ॥ १४६ ॥
अच्युतान्तेषु चाष्टासु, व्यासादीन्मिनुयात्क्रमात् ।
क्रमैर्द्वितीयजातीयैराद्यादिगतिभिर्युतैः ॥ १४७ ॥
ग्रैवेयकेषु नवसु, विष्कम्भादीन्मिनोति सः ।
क्रमैस्तृतीयजातीयैश्चतुर्गतियुतैः क्रमात् ॥ १४८ ॥
विजयादिविमानेषु, चतुर्ष्वपि मिनोत्यसौ ।
विष्कम्भादिक्रमैस्तुर्यैश्चतुर्गतिसमन्वितैः ॥ १४९ ॥
विमानमेकमप्येष, मासैः षड्भिरपि स्फुटम् ।
पूर्णं न गाहते सन्ति विमानानीदृशान्यपि ॥ १५० ॥

---

સૌધર્મ દેવલોકથી માંડીને અનુત્તર દેવલોક સુધીના વિમાનોનુ માપ બીજી રીતે કહેવાય છે. ૧૪૪

પ્રથમ ચાર દેવલોકની અંદર કોઇ અતિ કૌતુકી દેવ વિમાનને પ્રથમ જાતના પગલાથી માપે છે. અને આ પ્રમાણે ચંડા ગતિથી પહોળાઇ, ચપલા ગતિથી લંબાઈ જવના ગતિથી અંદરની પરિધિ અને વેગાગતિથી બાહ્ય પરિધિને માપે છે. (ચારે ગતિમાં પણ પ્રથમ જાતનુ જ પગલું) ૧૪૫-૧૪૬.

અચ્યુત સુધીના આઠ દેવલોકમાં બીજી જાતિના પગલાથી ક્રમશઃ વ્યાસ વિગેરેને પૂર્વવત્ માપે છે. (વ્યાસાદિ ચાર પ્રકારમાં ગતિ ક્રમશઃ ચાર, પરંતુ પગલુ બીજી જાતનું) ૧૪૭.

નવ ગ્રૈવેયકની અંદર ત્રીજી જાતિના પગલાં વડે ચાર ગતિથી વિષ્કંભાદિને માપે છે. વ્યાસ - આયામ-અંતઃ પરિધિ-બાહ્ય પરિધિમાં ક્રમશઃ ચંડાદિ ચાર ગતિ, પરંતુ પગલુ ત્રીજી જાતનુ) ૧૪૮.

વિજયાદિ ચાર વિમાનમાં ચોથી જાતિના પગલાંથી વિષ્કંભાદિને માપે છે. ૧૪૯.

આ રીતે પગલાથી ૬ મહિના સુધી ફરવા છતાં પણ એક વિમાનનું અવગાહન ન થઈ શકે એવા પણ વિમાનો છે. ૧૫૦.

जीवाभिगमसूत्रे तु, भेदांश्चण्डादिकान् गतेः ।
व्यासादि चाविवक्षित्वा, विमानमानमीरितम् ॥ १५१ ॥
तणाहि—स्वस्तिकं १ स्वस्तिकावर्तं २, स्वस्तिकप्रभमित्यपि ३ ।
तुर्यं स्वस्तिककान्ताख्यं ४, परं स्वस्तिकवर्णकम् ५ ॥ १५२ ॥
षष्ठं स्वस्तिकलेश्याख्यं ६, सप्तमं स्वस्तिकध्वजम् ७ ।
अष्टमं स्वस्तिकसितं ८, स्वस्तिककूटमित्यथ ९ ॥ १५३ ॥
ततः स्वस्तिकशिष्टाख्यं १०, विमानं दशमं भवेत् ।
एकादशं स्वस्तिकोत्तरावतंसकमीरितं ११ ॥ १५४ ॥
षड्भिर्मासैः क्रमैराद्यैर्मिन्वानो नावगाहते ।
एषां मध्ये विमानानां, किंचित्किंचित्तु गाहते ॥ १५५ ॥
अर्चि १ स्तथाऽर्चिरावर्त्तं २ मर्चिःप्रभ ३ मथापरम् ।
अर्चिःकान्त ४ मर्चिर्वर्णं ५ मर्चिर्लेश्यं ६ तथापरम् ॥ १५६ ॥
अर्चिर्ध्वज ७ मर्चिःसित ८ मर्चिःकूटं ९ ततः परम् ।
अर्चिःशिष्ट १०मर्चिरुत्तरावतंसकमन्तिमम् ११ ॥ १५७ ॥
किंचिद्विमानेष्वेतेषु, मिन्वन्नैवात्रगाहते ।
क्रमैर्द्वितीयैः षण्मास्या, किंचित्पुनर्विगाहते ॥ १५८ ॥

---

શ્રી જીવાભિગમ સૂત્રમાં તો ગતિના ચંડા વગેરે ભેદોની અને વ્યાસાદિની વિવક્ષા વગર જ વિમાનનું માન કહેલું છે. ૧૫૧.

તે આ પ્રમાણે ૧. સ્વસ્તિક, ૨. સ્વસ્તિકાવર્ત્ત, ૩. સ્વસ્તિકપ્રભ, ૪. સ્વસ્તિક કાન્ત; ૫. સ્વસ્તિક વર્ણક, ૬. સ્વસ્તિક લેશ્યા,' ૭ સ્વસ્તિક ધ્વજ, ૮. સ્વસ્તિકસિત, ૯. સ્વસ્તિક કૂટ, ૧૦. સ્વસ્તિક શિષ્ટ, ૧૧. સ્વસ્તિકોત્તરાવતંસક–આ ૧૧ જાતના વિમાનોને પ્રથમ પગલાથી માપતો એવો દેવ, કેટલાક વિમાનોને ૬ મહિનામાં અવગાહી શકે છે, તો કેટલાકને અવગાહી શકતો નથી. ૧૫૨–૧૫૫.

૧. અર્ચિ; ૨. અર્ચિરાવર્ત્ત, ૩. અર્ચિઃપ્રભ, ૪. અર્ચિકાન્ત, ૫. અર્ચિર્વર્ણ, ૬. અર્ચિર્લેશ્ય, ૭. અર્ચિર્ધ્વજ, ૮. અર્ચિઃસિત, ૯. અર્ચિઃકૂટ ૧૦. અર્ચિઃશિષ્ટ, ૧૧. અર્ચિ-રુત્તરાવતંસક–આ અગ્યાર વિમાનોને બીજા પ્રકારના પગલાથી માપતો કોઈક દેવ, કો'ક વિમાનને ૬ મહિને અવગાહી શકે છે, તો કો' કને અવગાહી શકતો નથી. ૧૫૬–૧૫૮.

कामं कामावर्त्तमेव, कामप्रभमथापरम् ।
कामकान्तं कामवर्णं, कामलेश्यं ततः परम् ॥ १५९ ॥

कामध्वजं कामसितं, कामकूटं भवेत्परम् ।
कामशिष्टं तथा कामोत्तरावतंसकाभिधम् ॥ १६० ॥

किंचिदेषां विमानानां, मध्ये मिन्वन् विगाहते ।
क्रमैस्तृतीयैः षण्मास्या, किंचित्तु नावगाहते ॥ १६१ ॥

विजयं वैजयन्तं च, जयन्तमपराजितम् ।
विमानं किंचिदप्येषु, मिन्वन्नैवावगाहते ॥ १६२ ॥

षड्भिर्मासैः क्रमैस्तुर्यैः, सचातुर्यः स निर्जरः ।
मानमेवं विमानानामुक्तं वैमानिकार्चितैः ॥ १६३ ॥ युग्मं ॥

तथा च तद्ग्रंथः—"अत्थि णं भंते ! विमाणाइं सोत्थियाइं जाव सोत्थोत्तरवडिंसयाइं ?, हंता अत्थि, ते णं भंते ! विमाणा केमहालया प० ?, गो० ! जावइयं च णं सूरिए उदेइ जावइअं च णं सूरिए अत्थमेइ एवइयाइं तिन्नि ओवासंतराइं अत्थेगइयस्स देवस्स एगे विक्कमे सिया, से णं देवे ताए उक्किट्ठाए तुरियाए जाव दिव्वाए देवगतीए विईवयमाणे २ जाव एगाहं वा दुयाहं वा उक्कोसेणं छम्मासे

---

૧. કામ, ૨. કામાવર્ત્ત, ૩. કામપ્રભ, ૪. કામકાન્ત, ૫. કામવર્ણ, ૬. કામલેશ્ય, ૭. કામધ્વજ, ૮. કામસિત, ૯. કામકૂટ, ૧૦. કામશિષ્ટ, ૧૧. કામોત્તરાવતંસક—આ ૧૧ વિમાનોને ત્રીજા પગલાથી માપતો કોઈક દેવ, કો'કને છ મહિને અવગાહી શકે છે, તો કો'કને અવગાહી શકતો નથી. ૧૫૯–૧૬૧.

૧. વિજય, ૨. વૈજયન્ત, ૩. જયન્ત, ૪. અપરાજિત આ વિમાનોને ચોથા પ્રકારના પગલાથી માપતો ચતુરદેવ ૬ મહિને કોઈને પણ અવગાહી શકતો નથી. એમ વૈમાનિક દેવોથી પૂજાએલા શ્રી જિનેશ્વરોએ કહેલું છે. ૧૬૨–૧૬૩.

તે સંબંધી આગમમાં કહ્યું છે કે : હે ભંતે ! સ્વસ્તિકથી સ્વસ્તિકોત્તરાવતંસક નામ સુધીના વિમાનો છે. હા ! છે. હે ભંતે ! વિમાનો કેટલા મોટા છે ? હે ગૌતમ ! જેટલામાં સૂર્યોદયથી માંડીને સૂર્યાસ્ત સુધીનું જે આંતરૂ થાય, તેને ત્રણ ગણું કરવાથી દેવનું એક પરાક્રમ (એક મોટું પગલું) થાય. તે દેવ તે પ્રકારની ઉત્કૃષ્ટ તેજીલી અને દિવ્ય એવી દેવગતિથી ચાલે, એક–દિવસ, બે દિવસ યાવત્ ઉત્કૃષ્ટથી ૬ માસ ચાલે

वीईवएज्जा, अत्थेगइयं विमाणं विईवइज्जा, अत्थेगइयं विमाणं नो विईवइज्जा," इत्यादि," ।

कस्मिन्नमी देवलोके, विमानाः स्वस्तिकादयः ।
विजयादीन् विना सम्यगेतन्न ज्ञायतेऽधुना ॥ १६४ ॥
ननु चण्डादिगतिभिः, षण्मास्या तादृशैः क्रमैः ।
न केषांचिद्विमानानां, पारं यान्ति सुरा यदि ॥ १६५ ॥
तद् द्रुतं जिनजन्मादिकल्याणकोत्सवार्थिनः ।
तस्मिन्नेव क्षणे तत्तत्स्थानमायान्त्यमी कथम्? ॥ १६६ ॥ (युग्मम्)
अत्रोच्यते—गतिक्रमाविमावुक्तौ, पल्योपमादिपल्यवत् ।
विमानमानज्ञानाय, कल्पितौ न तु वास्तवौ ॥ १६७ ॥
वास्तवी तु गतिर्दिव्या, दिव्यः क्रमश्च वास्तवः ।
अत्यन्तसत्वरतरौ, तथा भवस्वभावतः ॥ १६८ ॥
ततश्च जिनजन्मादिप्रमोदप्रचयोत्सुकाः ।
सुरा अचिन्त्यसामर्थ्यादत्यन्तं शीघ्रगामिनः ॥ १६९ ॥

---

તેટલામાં કો'ક વિમાનનો પાર પામી શકે છે, તો કો'ક વિમાનનો પાર પામી શકતો નથી...

વિજયાદિ વિમાનોને છોડીને કયા દેવલોકમાં આ સ્વસ્તિકાદિ વિમાનો છે, તે સ્પષ્ટ જણાતું નથી. ૧૬૪.

**પ્રશ્ન:** ચંડાદિ ગતિ વડે કરીને તેવા પ્રકારના પગલાથી છ મહિને કોઈક વિમાનના દેવતાઓ પાર પામતા નથી, તો પછી જિનેશ્વરદેવના જન્માદિ કલ્યાણક મહોત્સવના અર્થી દેવતાઓ, તે જ ક્ષણે તે તે સ્થાનમાં કેવી રીતે આવી શકે છે? ૧૬૫–૧૬૬.

**ઉત્તર:** ગતિ અને પગલા જે કહ્યા છે, તે પલ્યોપમના પ્યાલાની કલ્પનાની માફક વિમાનનું પ્રમાણ જાણવા માટે કલ્પનાથી કહેલ છે, પણ વાસ્તવિક નથી. ૧૬૭.

તેવા પ્રકારના ભવસ્વભાવથી દેવોની વાસ્તવિક દિવ્યગતિ અને દિવ્ય પગલા અત્યંત વેગીલા હોય છે. ૧૬૮.

અને તેથી જ જિનેશ્વરદેવોના જન્માદિ (કલ્યાણક)ના આનંદ સમૂહથી ઉત્સુક બનેલા દેવતાઓ અચિંત્ય સામર્થ્યથી અત્યંત શીઘ્રગામી હોવાથી અત્યંત ભક્તિથી અચ્યુતાદિ દેવલોકમાંથી આવીને શ્રી અરિહંત ભગવંતના કલ્યાણકોત્સવ ઉજવીને પોતાના આત્માને કૃતાર્થ કરે છે. ૧૬૯–૧૭૦.

अच्युतादिककल्पेभ्योऽभ्युपेत्य प्रौढभक्तयः ।
स्वं स्वं कृतार्थयंत्यर्हत्कल्याणकोत्सवादिभिः ॥ १७० ॥
इदृशानि विमानानि, महान्त्याद्यद्वितीययोः ।
स्वर्गयोः पञ्चवर्णानि, विराजन्ते प्रभाभरैः ॥ १७१ ॥
जात्याञ्जनमयानीव, स्युर्मेचकानि कानिचित् ।
इन्द्रनीलरत्नमयानीव नीलानि कानिचित् ॥ १७२ ॥
पद्मरागमयानीव, रक्तवर्णानि कान्यपि ।
स्वर्णपीतरत्नमयानीव पीतानि कानिचित् ॥ १७३ ॥
कानिचिच्छुक्लवर्णानि, क्लृप्तानि स्फटिकैरिव ।
सर्वाणि नित्योद्योतानि, भासुराणि प्रभाभरैः ॥ १७४ ॥
यथा निरभ्रनभसि, मध्याह्नेऽनावृतस्थले ।
इह प्रकाशः स्यात्तेषु, ततः स्फुटतरः सदा ॥ १७५ ॥
तमःकणेन न कदाप्येषु स्थातुं प्रभूयते ।
संशयेनेव चेतस्सु, केवलज्ञानशालिनाम् ॥ १७६ ॥
अहोरात्रव्यवस्थापि, न भवेत्तेषु कर्हिचित् ।
दुरवस्थेव गेहेषु, जाग्रत्पुण्यौघशालिनाम् ॥ १७७ ॥

---

પ્રથમ બે દેવલોકમાં પાંચવર્ણના આવા મોટા વિમાનો કાંતિના સમૂહથી શોભે છે. ૧૭૧.

કોઈક વિમાનો જાત્ય અંજનરત્નમય હોય તેવા કૃષ્ણવર્ણી છે, કેટલાક ઈન્દ્ર નીલરત્નમય હોય તેવા નીલવર્ણી છે, કેટલાક પદ્મરાગ રત્નમય હોય તેવા રક્તવર્ણી છે, કેટલાક સુવર્ણ પીત રત્નમય હોય તેવા પીળા વર્ણના છે અને કેટલાક જાણે સ્ફટિકના બનાવેલા હોય તેવા શુક્લવર્ણી છે આ પ્રમાણે આ બધા વિમાનો નિત્ય ઉદ્યોતવાળા અને કાંતિથી દેદીપ્યમાન છે. ૧૭૨–૧૭૪.

જેમ વાદળા વગરના આકાશમાં મધ્યાહ્ન સમયે ખુલ્લા સ્થાનમાં અતિપ્રકાશ હોય છે. તેનાથી વધુ સ્પષ્ટ પ્રકાશ તે દેવવિમાનોમાં હોય છે. ૧૭૫.

કેવલજ્ઞાનીઓના ચિત્તમાં જેમ સંશય ટકી શકતો નથી, તેમ આ સ્થાનોમાં અંધકારનો કણ પણ રહી શકતો નથી ૧૭૬.

પ્રકટ પુણ્યપ્રભાવશાલી–પુણ્યાત્માઓના ઘરમાં જેમ દુઃખી અવસ્થા હોતી નથી, તેમ આ વિમાનોમાં અહોરાત્રિની વ્યવસ્થા પણ હોતી નથી ૧૭૭.

व्यवहारस्त्वहोरात्रादिकोऽत्रत्यव्यपेक्षया ।
तत एव च तत्रत्या, गतं कालं विदन्ति न ॥ १७८ ॥
चन्दनागुरुचन्द्रैणमदकश्मीरजन्मनाम् ।
यूथिकाचम्पकादीनां, पुष्पाणां च समन्ततः ॥ १७९ ॥
यथा विकीर्यमाणानां, सौरभ्यमिह जृम्भते ।
घ्राणाघ्राणकरं पीयमानमुत्फुल्लनासिकैः ॥ १८० ॥
ततोऽपीष्टतरस्तेषां, विमानानां स्वभावतः ।
स्वाभाविकः परिमलः, पुष्णाति परमां मुदम् ॥ १८१ ॥
त्रिभिर्विशेषकं ॥

रूतबूरनवनीत शिरीषकुसुमादितः ।
तेषामतिमृदुः स्पर्शः, स्वाभाविकः सनातनः ॥ १८२ ॥
चतुर्दिशं विमानेभ्यस्तेभ्यः पञ्चशतोत्तराः ।
चत्वारो वनखण्डाः स्युर्नानावृक्षालिमण्डिताः ॥ १८३ ॥
प्राच्यामशोकविपिनं, याम्यां सप्तच्छदाभिधम् ।
प्रतीच्यां चम्पकवनमुदगाम्रवणं तथा ॥ १८४ ॥

---

અહોરાત્રિની વ્યવસ્થા અહીંની (મર્ત્યલોકની) અપેક્ષાએ છે, બાકી ત્યાં આ વ્યવસ્થા ન હોવાના કારણે તે વિમાનમાં રહેતા દેવો વગેરે વીતેલો કાળ જાણતા પણ નથી. ૧૭૮.

ફેલાતી ચંદન, અગરૂ, કપૂર, કસ્તૂરી, કેશરની સુરભિ તથા વેરાયેલા એવા જાઈ, ચંપો આદિ પુષ્પોનો પરિમલ જેમ ચારેતરફ ફેલાઈ જાય છે અને ફુલી ગયેલી નાસિકા-વાળા લોકો દ્વારા નાકને તરબતર કરનાર આ સુરભિનુ જેમ પાન કરાય છે, તેનાથી પણ વધુ ઈષ્ટતર એવો આ વિમાનોનો સ્વાભાવિક પરિમલ (સુગંધ) હોય છે. જે પરમાનંદને પુષ્ટ કરે છે. ૧૭૯–૧૮૧

રૂ, બૂર નામની વનસ્પતિ, માખણ અને શિરીષ પુષ્પો કરતાં પણ અતિ કોમળ સ્પર્શ એ આ વિમાનોનો સ્વાભાવિક અને સનાતન હોય છે. ૧૮૨.

તે વિમાનોની ચારે દિશામાં વિવિધપ્રકારની વૃક્ષશ્રેણિથી શોભતા એવા ૫૦૪ વનખંડો છે. ૧૮૩.

તેમાં પૂર્વ દિશામાં અશોકવન, દક્ષિણ દિશામાં સપ્તછદ વન, પશ્ચિમ દિશામાં ચંપકવન અને ઉત્તરદિશામાં આમ્રવન હોય છે. ૧૮૪.

प्रत्येकं वनखण्डास्ते, प्राकारेण विभूषिताः ।
पञ्चवर्णमणितृणवरेण्यसमभूमयः ॥ १८५ ॥
सरस्यो वापिकाश्चैषु, पुष्करिण्यश्च दीर्घिकाः ।
रूप्यकूलास्तपनीयतलाः सौवर्णवालुकाः ॥ १८६ ॥
जात्यासवघृतक्षीरक्षोदस्वादूदकाञ्चिताः ।
क्रीडदप्सरसां वक्त्रैः, पुनरुक्तीकृताम्बुजाः ॥ १८७ ॥
चतुर्दिशं त्रिसोपानप्रतिरूपकराजिताः ।
विभान्ति तोरणैश्छत्रातिच्छत्रैश्च ध्वजैरपि ॥ १८८ ॥
त्रिभिर्विशेषकं ॥
तासु तासु पुष्करिण्यादिषु भान्ति पदे पदे ।
क्रीडार्हा मण्डपाः शैला, विविधान्दोलका अपि ॥ १८९ ॥
वैमानिका यत्र देवा, देव्यश्च सुखमासते ।
प्रायः सदा भवधारणीयाङ्गेनारमन्ति च ॥ १९० ॥

---

તે પ્રત્યેક વનખંડો પ્રાકારથી પરિમંડિત છે અને પંચવર્ણીમણિ અને શ્રેષ્ઠ ઘાસથી સમભૂતલવાળા છે. ૧૮૫

મોટા સરોવરો, [2]વાવડીઓ, કમલસરોવરો, મોટા કૂવાઓ (તે વનખંડોમાં) છે. જેના કિનારા અને કાંઠા રૂપાના અને તળીયા સ્વર્ણના અને રેતી સુવર્ણની હોય છે. ૧૮૬.

આ વાવડી આદિમાં જાતિવાન આસવ, ઘી, ખીર અને સાકર જેવા (સ્વાદુ મધુર) પાણી છે અને ક્રીડા કરતી અપ્સરાઓના મોઢાથી ડબ્બલ કમળવાળી હોય તેમ લાગે છે. ૧૮૭.

આ વાવડીઓ ચારે દિશામાં ત્રણ-ત્રણ પગથીયાની પંક્તિથી તેમજ તોરણો, છત્રો, મોટા છત્રો, અને ધજાઓથી પણ શોભે છે. ૧૮૮.

તે તે પુષ્કરિણી આદિમાં સ્થાને-સ્થાને ક્રિડાયોગ્ય મંડપો, પર્વતો, વિવિધ હિંચકાઓ પણ શોભે છે. ૧૮૯

જ્યાં વૈમાનિક દેવો અને દેવીઓ સુખપૂર્વક રહે છે, ત્યાં તેઓ પ્રાયઃ ભવધારણીય શરીર વડે સદા રમે છે. આનંદ કરે છે. ૧૯૦.

---

१. वनखण्डादिषु भवधारणीयेन देवानां स्थितिरित्येवविधस्पष्टोल्लेखाभावात् विरुद्ध-लेखस्यापि चाभावात् प्राय इत्युक्ति ।

૨. વાવડી-જેમાં અંદર ઉતરવા માટે પગથીયા હોય.

तत्र क्रीडामण्डपादौ, हंसासनादिकान्यथ ।
आसनानि भान्ति तेषां, भेदा द्वादश ते त्वमी ॥ १९१ ॥

हंसे १ कोंचे २ गरुडे ३ ओणय ४ पणए य ५ दीह ६ भद्दे य ७ ।
पक्खी ८ मयरे ९ पउमे १० सीह ११ दिसासोत्थि १२ बारसमे ॥ १९२ ॥

वनखण्डेषु तेष्वेवं, राजन्ते जातिमण्डपाः ।
यूथिकामल्लिकानागवल्लीद्राक्षादिमण्डपाः ॥ १९३ ॥

आस्थानप्रेक्षणस्नानालङ्कारादिगृहाण्यपि ।
शोभन्ते मोहनगृहाः, सुरतार्थं सुधाभुजाम् ॥ १९४ ॥

शिलापट्टा विभान्त्येषु, मण्डपेषु गृहेषु च ।
हंसक्रौञ्चादिसंस्थाना, नानारत्नविनिर्मिताः ॥ १९५ ॥

तेषु वैमानिका देवा, देव्यश्च सुखमासते ।
तिष्ठन्ति शेरते स्वैरं, विलसन्ति हसन्ति च ॥ १९६ ॥

सुकृतानां प्राक्कृतानां, भूयसां भुञ्जते फलम् ।
शमयन्त इव प्राच्यतपःसंयमजं श्रमम् ॥ १९७ ॥

---

ત્યાં ક્રીડા મંડપાદિમાં હંસાસન વિગેરે બાર પ્રકારના આસનો શોભે છે. તે પ્રકારો આ પ્રમાણે–૧. હંસાસન, ૨. ક્રૌંચાસન, ૩. ગરૂડાસન ૪. અવનતાસન (નમેલું આસન) ૫ પ્રણતાસન, ૬. દીર્ઘાસન (લાંબા), ૭. ભદ્રાસન, ૮. પક્ષી–આસન, ૯. મકરાસન, ૧૦. પદ્માસન (કમળાસન), ૧૧. સિંહાસન, ૧૨. દિશા-સ્વસ્તિકાસન. ૧૯૧–૧૯૨.

તે વનખંડોમાં જુઈ, ચમેલી, નાગરવેલ, દ્રાક્ષા તથા જાઈના શ્રેષ્ઠમંડપો શોભે છે. ૧૯૩.

સભાગૃહ, પ્રેક્ષકગૃહ, સ્નાનગૃહ, અલંકારગૃહ તથા સુધાભોજી દેવતાઓને ભોગ માટે મોહનગૃહો પણ શોભે છે. ૧૯૪.

આ મંડપો અને ગૃહોમાં વિવિધપ્રકારના રત્નોથી નિર્મિત હંસ. ક્રૌંચાદિના આકાર-વાળા શિલાપટ્ટો શોભે છે. તે તે સ્થાનોમાં વૈમાનિક દેવ–દેવીઓ સુખપૂર્વક બેસે છે, ઉભા રહે છે, ઈચ્છાપૂર્વક આરામ કરે છે, વિલાસ કરે છે, હસે છે અને આ રીતે જાણે પૂર્વ જન્મના તપ–સંયમના થાકને ઉતારતાં હોય, તે રીતે પોતાના પૂર્વકૃત સુકૃતોનું ફળ ભોગવે છે. ૧૯૫–૧૯૭.

मध्येवनमथैकैकः, प्रासादस्तत्र तिष्ठति ।
वनाधिकारी प्रत्येकं, सुरो वनसमाभिधः ॥ १९८ ॥

एवमेषां विमानानां, बहिर्भागो निरूपितः ।
अन्तर्भागो विमानानां, यथाऽऽम्नायमथोच्यते ॥ १९९ ॥

मध्यदेशे विमानानामुपकार्या विराजते ।
एषा च राजप्रासादावतंसकस्य पीठिका ॥ २०० ॥

उक्तं च—"गृहस्थानां स्मृता राज्ञामुपकार्योपकारिके"ति ।

परितस्तां पद्मवरवेदिका स्याद्वनाश्रिता ।
गवाक्षजालाकृतिना, रत्नजालेन राजिता ॥ २०१ ॥

तथासौ किङ्किणीजालैर्मणिमुक्तादिजालकैः ।
घण्टाजालैः स्वर्णजालैः, परिक्षिप्ताऽब्जालकैः ॥ २०२ ॥

चतुर्दिशं त्रिसोपानप्रतिरूपकमञ्जुला ।
ध्वजतोरणसच्छत्रातिच्छत्राढ्यानि तान्यपि ॥ २०३ ॥

---

દરેક વનની અંદર એકેક પ્રાસાદ છે. પ્રત્યેક પ્રાસાદમાં 'વનસમ' નામનો વનાધિકારી દેવ છે. ૧૯૮.

આ પ્રમાણે આ વિમાનોનાં બાહ્યભાગનુ વર્ણન કર્યું. હવે વિમાનોના આંતર ભાગનું પરંપરા મુજબ વર્ણન કરૂં છું. ૧૯૯

વિમાનોના મધ્યભાગે ઉપકાર્યા (પીઠિકા વિશેષ) શોભે છે. અને આ રાજ-પ્રાસાદાવતંસકની પીઠિકા કહેવાય છે. ૨૦૦

ઉપકાર્યા=ગૃહસ્થ રાજાઓને ઉપકારક, કહ્યું છે કેઃ 'ગૃહસ્થ રાજાઓને ઉપકારિકા હોય, તે ઉપકાર્યા કહેવાય છે' તે મુજબ અહિં પણ જાણવું.

તે પીઠિકાની ચારે તરફ વનથી યુક્ત પદ્મવર વેદિકા છે, કે જે ગવાક્ષજાલની આકૃતિ જેવી રત્નજાલોથી શોભે છે. ૨૦૧.

તથા આ મણી પીઠિકા ચારે બાજુથી ઘુઘરી, મણિમોતીની ઘંટા, સોના તથા કમળની જાળીઓથી વીંટળાયેલ છે. ૨૦૨.

(આ પીઠિકા) ચારે દિશામાં ત્રણ-ત્રણ સોપાન પંક્તિથી શોભે છે. અને તે દરેક પગથીયાની શ્રેણિ ધ્વજ, તોરણ ઉપરોપરિ છત્રો, આદિથી યુક્ત છે. ૨૦૩.

मध्ये स्यादुपकार्यायां, विमानस्वामिनो महान् ।
योजनानां शतान् पञ्चोत्तुङ्गः प्रासादशेखरः ॥ २०४ ॥
मूलप्रासादात्समन्तात्, स्युः प्रासादावतंसकाः ।
चत्वारो द्वे शते सार्द्धे, योजनानां समुच्छ्रिताः ॥ २०५ ॥
तेषां चतुर्णां प्रत्येकं, चत्वारो ये चतुर्दिशम् ।
प्रासादास्ते योजनानां, शतं सपादमुच्छ्रिताः ॥ २०६ ॥
प्रत्येकमेषां चत्वारः, प्रासादा ये चतुर्दिशम् ।
द्वाषष्टिं ते योजनानामद्धयर्द्धां स्युः समुच्छ्रिताः ॥ २०७ ॥
एषामपि परीवारप्रासादास्ते चतुर्दिशम् ।
योजनानां स्युः सपादामेकत्रिंशतमुच्छ्रिताः ॥ २०८ ॥
तेषामपि परीवारप्रासादाः स्युः समुच्छ्रिताः ।
योजनानि पञ्चदश, सार्द्धं क्रोशद्वयं तथा ॥ २०९ ॥
सर्वेऽप्यमी स्युः प्रासादा, निजोच्चत्वार्द्धविस्तृताः ।
एवं च पञ्च प्रासादपरिपाट्यः प्रकीर्त्तिताः ॥ २१० ॥

---

ઉપકાર્યા એવી આ વેદિકાના મધ્યભાગમાં વિમાનના સ્વામીદેવનો પાંચસો (૫૦૦) યોજન ઊંચો શ્રેષ્ઠ પ્રાસાદ છે. ૨૦૪.

મૂલ પ્રાસાદની ચારે તરફ ચાર પ્રાસાદાવતંસક છે, જે અઢીસો (૨૫૦) યોજન ઊંચા છે. ૨૦૫.

તે ચારે પ્રાસાદાવતંસકોની ચારે દિશામાં ચાર પ્રાસાદો છે, જે સવાસો (૧૨૫) યોજન ઊંચા છે. ૨૦૬.

અને તે દરેક પ્રાસાદોની પણ ચારે દિશામાં ચાર પ્રાસાદો છે, જે સાડા બાસઠ (૬૨½) યોજન ઊંચા છે. ૨૦૭

આ (દરેક)ના પણ પરિવાર પ્રાસાદો ચારે તરફ છે અને તે (૩૧¼) સવા એકત્રીસ યોજન ઊંચા છે. ૨૦૮

તેના પણ પરિવાર પ્રાસાદો છે, જે ૧૫ યોજન ૨॥ કોસ ઊંચા છે. ૨૦૯.

આ સઘળાય પ્રાસાદો પોતાની ઉંચાઈથી અડધી પહોળાઈવાળા છે. એ પ્રમાણે પ્રાસાદની પાંચ શ્રેણિઓ કહી છે. ૨૧૦.

एकैकस्यां च दिश्येकचत्वारिंशं शतत्रयम् ।
त्रयोदश शताः पञ्चषष्ट्याढ्याः सर्वसंख्यया ॥ २११ ॥
राजप्रश्नीयटीकाया, अभिप्रायोऽयमीरितः ।
तत्सूत्रे तु तिस्र एव, परीपाट्यः प्ररूपिताः ॥ २१२ ॥
पञ्चाशीतिरमी सूत्रमते तु सर्वसंख्यया ।
सूत्रवृत्त्योर्विसंवादे, निदानं वेद तत्त्ववित् ॥ २१३ ॥
पञ्चमाङ्गे द्वितीयस्य, शतस्योद्देशकेऽष्टमे ।
वृत्तौ चतस्रः प्रासादपरिपाट्यः प्ररूपिताः ॥ २१४ ॥

एवं चात्र मतत्रयं ।
विचारसप्ततौ तु महेन्द्रसूरिभिरेवमुक्तं—

"ओआरिअलयणंमी, पहुणो पणसीइ हुंति पासाया ।
तिसय इगचत्त कत्थइ कत्थइ पणसट्ठी तेरसयं ॥ २१५ ॥
पणसीई इगवीसा पणसी पुण एगचत्त तिसईए ।
तेरससय पणसट्ठा तिसई इगचत्त पइक्कुहं ॥ २१६ ॥"

"विमानेषु प्रथमं प्राकारस्तस्य सर्वमध्ये उपरिकालयनं पीठिकेत्यर्थः, तस्यां

---

એક-એક દિશામાં ત્રણસો એકતાલીશ (૩૪૧) પ્રાસાદો છે અને કુલ સંખ્યા તેરસો પાંસઠ (૧૩૬૫) છે. ૨૧૧.

આ અભિપ્રાય શ્રી રાજપ્રશ્નીય ટીકાનો છે. તેના સૂત્રમાં તો પ્રાસાદની ત્રણ શ્રેણિ જ કહેલી છે ૨૧૨.

શ્રી રાજપ્રશ્નીય-સૂત્રના મતે પ્રાસાદોની સર્વ સંખ્યા પંચ્યાસી (૮૫) થાય છે. સૂત્ર અને ટીકાના વિસંવાદમાં કારણ (તત્ત્વ) તો કેવલજ્ઞાની ભગવંતો જાણે. ૨૧૩.

પંચમાંગ શ્રી ભગવતીના બીજા શતકના આઠમા ઉદ્દેશાની ટીકામાં પ્રાસાદની ચાર શ્રેણિ કહેલી છે આ પ્રમાણે આ વિષયમાં ત્રણ મતો છે. ૨૧૪.

વિચારસપ્તતિકામાં શ્રી મહેન્દ્રસૂરિ મહારાજે આ પ્રમાણે કહેલું છે કે: "ઉપકારિકાલયન (પીઠિકા) ઉપર સ્વામી દેવના ૮૫ પ્રાસાદ છે, કોઇ ગ્રન્થમાં ૩૪૧ અને કોઈ ગ્રંથમાં ૧૩૬૫ પ્રાસાદો કીધેલા છે ૨૧૫.

૮૫ની શ્રેણિમાં દરેક દિશામાં ૨૧ પ્રાસાદો છે,
૩૪૧ની શ્રેણિમાં દરેક દિશામાં ૮૫ પ્રાસાદો છે,
૧૩૬૫ની શ્રેણિમાં દરેક દિશામાં ૩૪૧ પ્રાસાદો છે. ૨૧૬.

વિચારસપ્તતિકાની અવચૂરીમાં કહ્યું છે કે: "વિમાનોમાં પ્રથમ કિલ્લો હોય છે.

सर्वमध्ये प्रभोः पञ्चाशीतिः प्रासादाः, कुत्रापि विमानस्योपरिकालयने एकचत्वारिंशदधिकानि त्रीणि शतानि प्रासादाः, कुत्रापि पञ्चषष्टयधिकानि त्रयोदश शतानि प्रासादाः, एवं भेदत्रयमेवेति" विचारसप्ततिकावचूरौ ।

एवं च–अन्यस्वर्गेष्वपि मूलप्रासादोन्नत्यपेक्षया ।
अर्द्धार्द्धमानः प्रासादपरिवारो विभाव्यताम् ॥ २१७ ॥
अमी समग्रा प्रासादा, वैडूर्यस्तम्भशोभिताः ।
उत्तुङ्गतोरणा रत्नपीठिकाबन्धबन्धुराः ॥ २१८ ॥
विमानस्वामिसंभोग्यरत्नसिंहासनाश्रिताः ।
यथार्हं तत्परीवारसुरभद्रासनैरपि ॥ २१९ ॥
एवं सामानिकादीनामपि संपत्तिशालिनाम् ।
रम्या भवन्ति प्रासादा, स्वर्णरत्नविनिर्मिताः ॥ २२० ॥
पौरस्थानीयदेवानामन्येषामप्यनेकशः ।
स्वस्वपुण्यानुसारेण, प्रासादाः सन्ति शोभनाः ॥ २२१ ॥
तत एव विमानास्ते, शृङ्गाटकैरलङ्कृताः ।
त्रिकैश्चतुष्कैरपि च, चत्वरैश्च चतुष्पथैः ॥ २२२ ॥

---

તેના બરાબર મધ્યમાં ઉપરિકાલયન હોય છે. અર્થાત્ પીઠિકા હોય છે. તેની બરાબર મધ્યમાં (વિમાન) સ્વામીના પંચ્યાસી (૮૫) પ્રાસાદો હોય છે. કો'ક સ્થળે વિમાનના ઉપરિકાલયન ઉપર ત્રણસો એકતાલીશ (૩૪૧) પ્રાસાદો હોય છે. (તેમ કહ્યું છે) કોઈ સ્થાને તેરસો પાંસઠ (૧૩૬૫) પ્રાસાદો કહેલા છે. એ પ્રમાણે ત્રણભેદ જ છે..."

આજ પ્રમાણે અન્ય દેવલોકોને વિષે પણ મૂળ પ્રાસાદની ઊંચાઈની અપેક્ષાએ અર્ધ–અર્ધ ઊંચાઈવાળા પરિવાર પ્રાસાદ (પરિવારના દેવોના પ્રાસાદો) સમજવા. ૨૧૭.

આ બધા પ્રાસાદો વૈડૂર્યરત્નના સ્તંભથી શોભે છે. તે ઉંચા તોરણો અને રત્નપીઠિકાબંધથી સુંદર છે. વિમાનના સ્વામી દેવતાને ઉપયોગ કરવા લાયક રત્નસિંહાસનથી યુક્ત છે. અને યોગ્યતા મુજબ તે–તે પરિવાર દેવતાઓના ભદ્રાસનોથી પણ તે પ્રાસાદો સંપન્ન છે. ૨૧૮–૨૧૯.

આ પ્રમાણે સંપત્તિશાલી એવા સામાનિકાદિ દેવોના પણ સ્વર્ણ રત્નથી નિર્મિત સુંદર પ્રાસાદો હોય છે. ૨૨૦.

નગરજન જેવા બીજા પણ (પૌરસ્થાનીય) દેવતાઓનાં પોત-પોતાના પુણ્યાનુસારે અનેક સુંદર પ્રાસાદો છે. તેથી તે વિમાનો ચોરા, ચૌટા, ત્રણ રસ્તા–ચાર રસ્તા

चतुर्मुखैरपि महापथैः समन्ततोऽञ्चिताः ।
प्राकाराट्टालकवरचरिकाद्वारतोरणैः ॥ २२३ ॥
पूर्वोक्तमूलप्रासादादथैशान्यां भवेदिह ।
सभा सुधर्मा तिसृषु, दिक्षु द्वारैस्त्रिभिर्युताः ॥ २२४ ॥
प्राच्यां याम्यामुदीच्यां च, भान्ति द्वाराणि तान्यपि ।
अष्टभिर्मङ्गलैश्छत्रैर्विराजन्ते ध्वजादिभिः ॥ २२५ ॥
प्रतिद्वारमथैकैको, विभाति मुखमण्डपः ।
त्रिभिर्द्वारैर्युतः सोऽपि, सभावद्रम्यभूतलः ॥ २२६ ॥
प्रतिद्वारमथ मुखमण्डपानां पुरः स्फुरन् ।
प्रेक्षागृहमण्डपः स्यात्त्रिद्वारः सोऽपि पूर्ववत् ॥ २२७ ॥
प्रेक्षागृहमण्डपानां, मध्ये वज्राक्षपाटकः ।
सिंहासनान्विता तत्र, प्रत्येकं मणिपीठिका ॥ २२८ ॥
प्रतिद्वारं तथा प्रेक्षागृहमण्डपतः पुरः ।
मध्ये चैत्यस्तूपयुक्ताश्चतस्रो मणिपीठिकाः ॥ २२९ ॥
प्रतिद्वारमथैतेभ्यः, स्तूपेभ्यः स्युश्चतुर्दिशम् ।
एकैका पीठिका स्तूपाभिमुखप्रतिमाञ्चिता ॥ २३० ॥

---

આદિથી શોભે છે. મોટા ચાર રસ્તા (હાઈવે)થી ચારે બાજુ આ વિમાનો યુક્ત છે. તથા કિલ્લા, ઝરૂખા અને દ્વાર તોરણો વડે આ વિમાનો શોભે છે. ૨૨૧–૨૨૩.

પૂર્વોક્ત મૂલ પ્રાસાદોથી ઈશાન ખૂણામાં સુધર્મા સભા હોય છે, જે ત્રણ દિશામાં ત્રણ દ્વારથી યુક્ત છે. આ દ્વારો પૂર્વ–દક્ષિણ અને ઉત્તર દિશામાં રહેલા છે. અને તે ત્રણે દ્વાર અષ્ટમંગલ, ત્રણ છત્ર અને ધ્વજ આદિથી શોભે છે. ૨૨૪–૨૨૫.

હવે તે દરેક દ્વારમાં એક–એક મુખ્ય મંડપ છે અને તેના પણ સભાની જેમ ત્રણ દ્વાર અને સુંદર ભૂતલ છે. ૨૨૬.

આ મુખમંડપના પણ દરેક દ્વારે આગળના ભાગમાં પ્રેક્ષાગૃહ મંડપ હોય છે અને તે પણ પૂર્વની જેમ ત્રણ દ્વારથી યુક્ત છે. ૨૨૭.

પ્રેક્ષાગૃહ મંડપની મધ્યમાં વજરત્નનો અક્ષપાટક (પાસા મૂકવાનો પાટલો) હોય છે અને દરેક અક્ષપાટક પાસે સિંહાસનથી યુક્ત મણિપીઠિકા હોય છે. ૨૨૮.

દરેક દ્વાર તથા પ્રેક્ષાગૃહ મંડપની આગળ, મધ્યમાં ચૈત્યસ્તૂપથી યુક્ત ચાર મણિ-પીઠિકા હોય છે. ૨૨૯.

દરેક દ્વારમાં આ ચૈત્યસ્તૂપની ચારે દિશામાં સ્તૂપની સન્મુખ મુખવાળી પ્રતિમાથી યુક્ત એક–એક પીઠિકા હોય છે. ૨૩૦.

तेषां च चैत्यस्तूपानां, पुरतो मणिपीठिका ।
प्रतिद्वारं चैत्यवृक्षस्तत्र नानाद्रुमान्वितः ॥ २३१ ॥
चैत्यवृक्षेभ्यश्च तेभ्यः, पुरतो मणिपीठिका ।
प्रतिद्वारं भवेत्तत्र, महेन्द्रध्वज उच्छ्रितः ॥ २३२ ॥
पञ्चवर्णह्रस्वकेतुसहस्रालङ्कृतः स च ।
छत्रातिच्छत्रकलितस्तुङ्गो गगनमुल्लिखन् ॥ २३३ ॥
तस्यां सौधर्म्यां सभायां, स्युर्मनोगुलिकाभिधाः ।
सहस्राण्यष्टचत्वारिंशद्रत्नमयपीठिकाः ॥ २३४ ॥
प्राक्प्रतीच्योः सहस्राणि, तत्र षोडश षोडश ।
अष्टाष्ट च सहस्राणि, दक्षिणोत्तरयोर्दिशोः ॥ २३५ ॥
स्वर्णरूप्यमयास्तासु, फलका नागदन्तकैः ।
माल्यदामाश्रितैर्युक्ताः, स्युर्गोमानसिका अपि ॥ २३६ ॥
तथैव तावत्य एव, शय्यारूपास्त्विमा इह ।
फलका नागदन्ताढ्या, घट्यो धूपस्य तेषु च ॥ २३७ ॥

---

તે ચૈત્યસ્તૂપોની આગળ મણિપીઠિકા હોય છે અને ત્યાં દરેક દ્વારે-દ્વારે વિવિધ પ્રકારનાં વૃક્ષોથી યુક્ત ચૈત્યવૃક્ષ હોય છે. ૨૩૧.

તે ચૈત્યવૃક્ષોની આગળ મણિપીઠિકા હોય છે અને ત્યાં દરેક દ્વારે દ્વારે ઉંચો મહેન્દ્ર ધ્વજ હોય છે. તે ધ્વજ પંચવર્ણની નાની નાની હજારો ધ્વજાઓથી અલંકૃત છે. છત્ર, મોટા છત્રોથી યુક્ત છે અને જાણે ગગનને ચુંબન કરતો હોય તેવો ઉત્તુગ છે. ૨૩૨-૨૩૩.

તે સુધર્મા સભાની અંદર મનોગુલિકા નામની અડતાલીશ હજાર રત્નમય પીઠિકાઓ છે. ૨૩૪.

તે પીઠિકાઓ પૂર્વ-પશ્ચિમ દિશામાં સોળ-સોળ હજાર અને ઉત્તર-દક્ષિણ દિશામાં આઠ-આઠ હજાર છે. ૨૩૫.

તે રત્નમય પીઠિકા ઉપર સ્વર્ણ-રૂપ્યમય પાટીયા છે. જે હાથી દાંતની ખીટીઓથી યુક્ત છે. તેમજ નાની મોટી સુંદર માળાઓથી યુક્ત ગોમાનસિકા (વસ્તુ વિશેષ) પણ હોય છે. ૨૩૬.

અને તે જ રીતે તેટલી જ શય્યારૂપ પાટો છે. તે પણ નાગદંત (હાથીદાંત) થી યુક્ત છે. અને તે દરેક શય્યા ઉપર ધૂપઘટિકાઓ છે. ૨૩૭.

तस्याः सौधर्म्याः सभाया मध्ये च मणिपीठिका ।
उपर्यस्या माणवकश्चैत्यस्तम्भो भवेन्महान् ॥ २३८ ॥
तुङ्गः षष्टिं योजनानि, विस्तृतश्चैकयोजनम् ।
एकं योजनमुद्विद्धः, शुद्धरत्नप्रभोद्भट ॥ २३९ ॥
उपर्यधो योजनानि, द्वादश द्वादश ध्रुवम् ।
वर्जयित्वा मध्यदेशे, रैरूप्यफलकाञ्चितः २४० ॥
फलकास्ते वज्रमयनागदन्तैरलङ्कृताः ।
तेषु सिक्यकविन्यस्ता, वज्रजाताः समुद्गकाः ॥ २४१ ॥
एतेषु चार्हत्सक्थीनि, निक्षिपन्त्यसकृत्सुराः ।
प्राच्यानि च विलीयन्ते कालस्य परिपाकतः ॥ २४२ ॥
विमानस्वामिनामेतान्यन्येषामपि नाकिनाम् ।
दैवतं मङ्गलं चैत्यमिव पूज्यानि भक्तितः ॥ २४३ ॥
एतत्प्रक्षालनजलाभिषेकेण क्षणादपि ।
क्लेशावेशादिका दोषा, विलीयन्ते सुधाभुजाम् ॥ २४४ ॥
एषामाशातनाभीताः, सभायामिह निर्जराः ।
न सेवन्ते निधुवनक्रीडां व्रीडां गता इव ॥ २४५ ॥

---

તે સુધર્માસભાની મધ્યમાં મણિપીઠિકા છે. અને તેની ઉપર માણવક નામનો મહાન ચૈત્યસ્તંભ છે, જે ૬૦ યોજન ઊંચો, ૧ યોજન વિસ્તૃત, ૧ યોજન ઊંડો છે અને શુદ્ધરત્નની પ્રભાથી અત્યંત સુશોભિત છે. [ આ માણવક ચૈત્ય સ્તંભના ] ઉપર અને નીચે બાર-બાર યોજન છોડીને મધ્યદેશમાં સોના-રૂપાના ફલક છે તે ફલકો વજ્રરત્નની ખીંટીઓથી અલંકૃત છે. તેની ઉપર સિકામાં મૂકેલા વજ્રના દાભડા છે અને તે દાભડાની અંદર દેવતાઓ વારંવાર શ્રી અરિહંત પરમાત્માઓના અસ્થિઓ [ હાડકાઓ ] મૂકે છે અને જુના અસ્થિઓ કાળના પરિપાકથી વિલીન થઇ જાય છે. ૨૩૮-૨૪૨

આ દાભડામાં રહેલા અસ્થિઓ, દિવ્ય મંગલિક ચૈત્યની જેમ વિમાનવાસી દેવો માટે અને અન્યપણ દેવો માટે ભક્તિપૂર્વક પૂજ્ય છે ૨૪૩

આ અસ્થિઓના પ્રક્ષાલનના પાણી છાંટવા માત્રથી ક્ષણવારમાં દેવતાઓના ક્લેશ અને આવેશ વિગેરે દોષો નાશ પામે છે. ૨૪૪.

આ (અસ્થિઓની) આશાતનાથી ભય પામેલા દેવતાઓ આ સભાની અંદર લજ્જા પામેલાની જેમ મૈથુન ક્રીડા કરતા નથી. ૨૪૫.

चैत्यस्तम्भादितः प्राच्यां, स्याद्रत्नपीठिकाऽत्र च ।
विमानस्वामिनः सिंहासनं परिच्छदान्वितम् ॥ २४६ ॥
तस्यैव चैत्यस्तम्भस्य, प्रतीच्यां मणिपीठिका ।
विमान स्वामिनो योग्यं, शयनीयं भवेदिह ॥ २४७ ॥
चैत्यस्तम्भपीठिकाऽत्र, षोडशाऽऽयतविस्तृता ।
अष्टोच्चा योजनान्यर्द्धमानास्तिस्रोऽपरास्ततः ॥ २४८ ॥
शयनीयादथैशान्यां, महती मणिपीठिका ।
क्षुल्लो महेन्द्रध्वजोऽस्यां, चैत्यस्तम्भोक्तमानभृत् ॥ २४९ ॥
ध्वजादेतस्मात्प्रतीच्यां, विमानस्वामिनो भवेत् ।
चोपालाख्यः प्रहरणकोशः शस्त्रशताञ्चितः ॥ २५० ॥
मानमस्या वक्ष्यमाणसभाऽर्हद्वेश्मनामपि ।
तद्द्वारमण्डपस्तूपवृक्षादीनां च तीर्थपैः ॥ २५१ ॥
नन्दीश्वरद्वीपगतचैत्यवत् सकलं स्मृतम् ।
पीठिकादौ विशेषस्तु, प्रोक्तोऽत्राग्रेऽपि वक्ष्यते ॥ २५२ ॥
एवं सभा सुधर्माख्या, लेशतो वर्णिता मया ।
वैमानिकविमानेषु, सिद्धान्तोक्तानुसारतः ॥ २५३ ॥

---

ચૈત્યસ્તંભથી પૂર્વદિશામાં રત્નપીઠિકા હોય છે. અહિ [ પીઠિકાની ઉપર ] વિમાનના સ્વામી દેવનું પર્ષદાથી યુક્ત સિંહાસન હોય છે ૨૪૬.

તે જ ચૈત્યસ્તંભની પશ્ચિમ દિશામાં મણિપીઠિકા હોય છે. તેના ઉપર વિમાનસ્વામીદેવને યોગ્ય શય્યા હોય છે. ૨૪૭.

આ ચૈત્યસ્તંભની પીઠિકા ૧૬ યોજન લાંબી–પહોળી અને ૮ યોજન ઉંચી હોય છે અને બીજી ત્રણ પીઠિકા અર્ધ પ્રમાણવાળી હોય છે. ૨૪૮.

શય્યાથી ઈશાન ખૂણામાં મોટી મણિપીઠિકા છે તેની ઉપર ચૈત્યસ્તંભમાં કહેલા પ્રમાણવાળો નાનો મહેન્દ્ર ધ્વજ છે. [ ૬૦ યોજન ઉંચો, ૧ યોજન પહોળો ૧ યોજન ઊંડો.] ૨૪૯.

આ ધ્વજથી પશ્ચિમદિશામાં વિમાનસ્વામી દેવનો ચોપાલ [ ચોપાલા ] નામનો સેંકડો શસ્ત્રોથી યુક્ત શસ્ત્રાગાર હોય છે. ૨૫૦

આ ( આગળ કહેલી ) મણિપીઠિકા અને આગળ કહેવાનાર સભા, તેમજ અર્હદ્ જિનાલયોનુ, તેના દ્વાર, ત્યાંના મંડપો, સ્તૂપ, વૃક્ષાદિ–આ બધાનુ પ્રમાણ તીર્થપતિઓએ નંદીશ્વરદ્વીપના ચૈત્યની માફક જણાવ્યુ છે. પીઠિકાદિમાં જે કાંઇ વિશેષ છે, તે આ સ્થળે કહેવાયું છે અને આગળ પણ કહેવાશે. ૨૫૧–૨૫૨.

આ પ્રમાણે વૈમાનિક દેવતાઓના વિમાનોમા રહેલી સુધર્માસભાનુ સંક્ષિપ્ત વર્ણન સિદ્ધાંત અનુસારે મેં કર્યું છે. ૨૫૩.

तस्याः सौधर्म्याः सभाया, ऐशान्यां भवेदिह ।
अर्हदायतनं नित्यमत्यन्तविततद्युति ॥ २५४ ॥
भवेत्सर्वं सुधर्मावदिह द्वारत्रयादिकम् ।
विस्तारं तत्स्वरूपं च, पूर्वोक्तमनुवर्त्तते ॥ २५५ ॥
यावदभ्यन्तरे भागे, स्युर्मनोगुलिकाः शुभाः ।
तथैव गोमानसिकास्ततश्चात्र विशिष्यते ॥ २५६ ॥
तस्य सिद्धायतनस्य, मध्यतो मणिपीठिका ।
उपर्यस्या भवत्येको, देवच्छन्दक उद्भटः ॥ २५७ ॥
अष्टोत्तरशतं तत्र, प्रतिमाः शाश्वतार्हताम् ।
वैमानिका देवदेव्यो, भक्तितः पूजयन्ति याः ॥ २५८ ॥
घण्टाकलशभृङ्गारदर्पणाः सुप्रतिष्ठकाः ।
स्थाल्यो मनोगुलिकाश्च, चित्ररत्नकरण्डकाः ॥ २५९ ॥
पात्र्यो वातकरकाश्च, गजाश्वनरकण्ठकाः ।
महोरगकिंपुरुषवृषकिन्नरकण्ठकाः ॥ २६० ॥
पुष्पमाल्यचूर्णगंधवस्त्राभरणचङ्गिताः ।
चतुर्भिः सिद्धार्थलोमहस्तकैरपि ता भृताः ॥ २६१ ॥

તે સૌધર્મ સભાના ઈશાન ખૂણામાં અરિહંત પરમાત્માનું સતત અતિ પ્રકાશવાન સિદ્ધાયતન છે. ૨૫૪

સુધર્માસભાની જેમ અહિં પણ દ્વાર વિગેરે સઘળુંય જાણવું. અને તેનું સ્વરૂપ પૂર્વે કહ્યા મુજબ જાણવું. ૨૫૫

અંદરના ભાગમાં મનોગુલિકા નામની પીઠિકા અને ગોમાનસિકા સુધી આ બધું [illegible] સમાન જાણવું. આટલું વિશેષ છે. ૨૫૬

તે સિદ્ધાયતન મધ્યભાગમાં મણિપીઠિકા છે. તેની ઉપર સુંદર દેવછંદા છે. [illegible] (દેવચ્છંદક) છે. [illegible] એકસો-આઠ (૧૦૮) પ્રતિમાઓ શાશ્વત છે. જેને વૈમાનિક દેવ દેવીઓ ભક્તિથી પૂજે છે. ૨૫૭-૨૫૮.

આ સિદ્ધાયતનમાં [illegible] ઘંટ, કળશ, ભૃંગાર, મોટા દર્પણો, [illegible], સુપ્રતિષ્ઠ મોટા થાળ, [illegible], મનોગુલિકા, વિચિત્ર રત્નના કરંડિયા, [illegible], પાત્રી, [illegible], ઘોડા,

पुष्पादीनां पटलानि, च्छत्रचामरकेतवः ।
तैलकोष्ठशतपत्रतगरैलासमुद्गकाः ॥ २६२ ॥
हंसपादहरितालमनःशिलाञ्जनैर्भृताः ।
समुद्गकाश्च घण्टाद्यास्तत्राष्टाढ्यं शतं समे ॥ २६३ ॥
अष्टोत्तरशतं धूपकडुच्छकाश्च रत्नजाः ।
भवन्ति सिद्धायतने, श्रीजिनप्रतिमाग्रतः ॥ २६४ ॥
अथैतस्माज्जिनगृहादैशान्यां महती भवेत् ।
उपपातसभा साऽपि, सुधर्मेव स्वरूपतः ॥ २६५ ॥
चत्वारि योजनान्यत्रोच्छ्रिताऽष्टौ च ततायता ।
पीठिकाऽस्यां विमानेशोपपातशयनीयकम् ॥ २६६ ॥
अथैशान्यामुपपातसभायाः स्यान्महाह्रदः ।
शतं दीर्घस्तदर्द्धोरुर्दशोण्डो योजनानि सः ॥ २६७ ॥
ह्रदादस्मादथैशान्यामभिषेकसभा भवेत् ।
त्रिद्वारा स्यात् सापि सर्वात्मना तुल्या सुधर्मया ॥ २६८ ॥

---

મનુષ્યો, સર્પ, કિંપુરૂષ, બળદ, કિન્નર, આદિની મુખાકૃતિઓ, પુષ્પની માળા, સુગંધી-ચૂર્ણ, વસ્ત્ર અને આભૂષણોથી ભરેલી તથા સરસવ તથા રૂંવાટા–પીંછાથી ભરેલી ચંગેરીઓ, પુષ્પાદિની સુંદર રચના, છત્ર, ચામર, ધજાઓ, તેલના કોઠાર, ગુલાબ, તગર એલચીના દાભડા તથા હંસપાદ, હડતાલ, મનઃશીલ, અંજનથી ભરેલા દાભડાઓ ઘંટાઓ તથા રત્નની બનાવેલી ધૂપદાનીઓ હોય છે. ૨૫૯–૨૬૪.

આ તમામ સામગ્રી સિદ્ધાયતનમાં શ્રી જિનપ્રતિમાની આગળ હોય છે. આ જિન-ગૃહથી ઇશાન ખૂણામાં મોટી ઉપપાત સભા હોય છે, તે પણ સ્વરૂપથી સુધર્માસભાની સમાન છે. ૨૬૫.

આ ઉપપાત સભામાં ૪ યોજન ઉંચી અને ૮ યોજન લાંબી–પહોળી પીઠિકા છે. આ પીઠિકાની ઉપર વિમાનના સ્વામીની ઉપપાત શય્યા છે. ૨૬૬.

હવે ઉપપાત સભાથી ઇશાનખૂણામાં મોટો હ્રદ છે. જે ૧૦૦ યોજન લાંબો ૫૦ યોજન પહોળો અને ૧૦ યોજન ઊંડો છે. ૨૬૭.

આ હ્રદથી ઇશાન ખૂણામા અભિષેક સભા હોય છે, તેને ત્રણ દ્વાર હોય છે. અને સ્વરૂપથી સર્વપ્રકારે સુધર્માસભાની સમાન હોય છે. ૨૬૮.

विभाति मध्यदेशेऽस्या, महती मणिपीठिका ।
विमानेशाभिषेकार्हं, तत्र सिंहासनं स्फुरत् ॥ २६९ ॥
सन्ति तत्परिवारार्हभूरिभद्रासनान्यपि ।
विमानेशाभिषेकार्थस्तत्र सर्वोऽप्युपस्करः ॥ २७० ॥
अमुष्या अप्यथैशान्यां, सुधर्मासदृशी भवेत् ।
अलङ्कारसभा मध्यदेशेऽस्या मणिपीठिका ॥ २७१ ॥
तस्यां च सपरीवारं, रत्नसिंहासनं भवेत् ।
विमानस्वामिनः सर्वोऽलङ्कारोपस्करोऽपि च ॥ २७२ ॥
अलङ्कारसभाया अप्यैशान्यां शोभना भवेत् ।
व्यवसायसभा सर्वात्मना तुल्या सुधर्मया ॥ २७३ ॥
तस्यां रत्नपीठिकायां, रत्नसिंहासनं भवेत् ।
सत्पुस्तकं चाङ्करत्नमयपत्रैरलङ्कृतम् ॥ २७४ ॥
रिष्टरत्नमये तस्य, पृष्ठके शिष्टकान्तिनी ।
रूप्योत्पन्नदवरकप्रोता च पत्रसंततिः ॥ २७५ ॥
ग्रन्थिर्दवरकस्यादौ, नानामणिमयो भवेत् ।
न निर्गच्छन्ति पत्राणि दृढं रुद्धानि येन वै ॥ २७६ ॥

---

આ અભિષેક સભાની મધ્યમાં એક મોટી મણિપીઠિકા હોય છે. અને ત્યાં વિમાનસ્વામી દેવના અભિષેક કરવા યોગ્ય દેદીપ્યમાન સિંહાસન હોય છે. ૨૬૯.

ત્યાં તેનાં પરિવારને યોગ્ય ઘણાં ભદ્રાસનો પણ હોય છે. અને વિમાનેશને અભિષેક યોગ્ય સર્વ ઉપકરણો પણ હોય છે. ૨૭૦.

અભિષેક સભાના ઇશાન ખૂણામાં પણ સર્વ રીતે સુધર્માસભા સમાન અલંકાર સભા છે. એના મધ્યભાગમાં મણિપીઠિકા છે. તેનાં ઉપર પરિવાર સહિત રત્નસિંહાસન છે. અને વિમાન સ્વામીનાં સર્વ અલંકારના ઉપકરણો પણ છે. ૨૭૧–૨૭૨.

આ અલંકાર સભાથી ઇશાન ખૂણામાં એક સુંદર વ્યવસાય સભા છે. જે સર્વ રીતે સુધર્માસભા સમાન છે. ૨૭૩.

તે સભામાં રહેલ રત્નપીઠિકા ઉપર રત્નસિંહાસન હોય છે. ત્યાં સુંદર પુસ્તક હોય છે. જેના પત્રો [ પાનાઓ ] અંકરત્નમય હોય છે. ૨૭૪.

તેના રિષ્ટરત્નમય મુખપૃષ્ઠની પાછળ શિષ્ટ–સુશોભન કાંતિવાળી અને રજતના દોરાથી પરોવાએલી પાના ઓની શ્રેણિ હોય છે. ૨૭૫.

આ પાનાઓની ઉપર દોરીની આદિમાં વિવિધમણિમય ગાંઠ હોય છે. કે જેથી બંધાએલી પત્રશ્રેણિ છૂટી પડતી નથી. આ પુસ્તકની શાહીનો ખડીયો શ્રેષ્ઠ વૈડૂર્ય રત્નથી

मषीभाजनमेतस्य, वर्यवैडूर्यरत्नजम् ।
तथा मषीभाजनस्य, शृङ्खला तपनीयजा ॥ २७७ ॥
मषीपात्राच्छादनं च, वरिष्टरिष्टरत्नजम् ।
लेखनी स्याद्वज्रमयी, मषी रिष्टमयी भवेत् ॥ २७८ ॥
रिष्टरत्नमया वर्णाः, सुवाचाः पीनवर्त्तुलाः ।
धार्मिको व्यवसायश्च, लिखितस्तत्र तिष्ठति ॥ २७९ ॥
व्यवसायसभायाश्चैशान्यामत्यन्तशोभना ।
नन्दा पुष्करिणी फुल्लाम्भोजकिञ्जल्कपिञ्जरा ॥ २८० ॥
उपपातसभावत् स्यात् , सभासूक्तासु पीठिका ।
पूर्वोक्तह्रदवन्नन्दापुष्करिण्यपि मानतः ॥ २८१ ॥
अस्या नन्दापुष्करिण्या, ऐशान्यामतिनिर्मलम् ।
बलीपीठं रत्नमयं, दीप्यते दीप्रतेजसा ॥ २८२ ॥
वैमानिकविमानानि, किंचिदेवं स्वरूपतः ।
वर्णितानि विशेषं तु, शेषं जानन्ति तीर्थपाः ॥ २८३ ॥
एतेषु स्वर्विमानेषु, योपपातसभोदिता ।
तत्रोपपातशय्या या, देवदूष्यसमावृता ॥ २८४ ॥

---

નિર્મિત હોય છે. જ્યારે ખડીયાની સાંકળ તપનીય સુવર્ણની છે. ખડીયાનું ઢાંકણુ શ્રેષ્ઠ એવા રિષ્ટરત્નનું બનાવાયેલું છે. તો એની લેખની વજ્રમય રત્નની અને મષી – શાહી રિષ્ટરત્નમય હોય છે. અક્ષરો-વર્ણો રિષ્ટરત્નમય છે, જે સુવાચ્ય, ઠીક ઠીક જાડા અને સુંદર મરોડવાળા છે. આ પુસ્તકમાં ધાર્મિક વ્યવહાર લખાએલો હોય છે. ૨૭૬–૨૭૯.

વ્યવસાય સભાના ઈશાન ખૂણામાં નન્દા નામની સુશોભન વાવડી છે. જેનું પાણી ખીલેલા કમળના પરાગથી પીળું છે. ૨૮૦

ઉપપાત સભાની જેમ કહેલી દરેક સભાઓમાં પીઠિકાઓ હોય છે. તથા નન્દા પુષ્કરિણીઓનું પ્રમાણ, કહેલા હ્રદની માફક હોય છે. ૨૮૧.

આ નન્દા પુષ્કરિણીના ઈશાન ખૂણામાં રત્નમય અતિ નિર્મલ બલિપીઠ હોય છે. જે અત્યંત તેજથી દીપે છે. ૨૮૨.

આ પ્રમાણે વૈમાનિક વિમાનોનું કંઈક સ્વરૂપ વર્ણન કર્યું બાકીનું વિશેષ તો તીર્થંકરો જાણે છે. ૨૮૩

આ દેવવિમાનોમાં જે ઉપપાત સભા કહી છે. અને તેમાં જે ઉપપાત શય્યા કહેલી છે. તે દેવદૂષ્યથી આચ્છાદિત હોય છે. ૨૮૪.

सूरिश्रीहीरविजयश्रीकीर्त्तिविजयादिवत् ।
शुद्धं धर्मं समाराध्य, साधितार्थाः समाधिना ॥ २८५ ॥
साधवः श्रावकास्तस्यां, विमानेन्द्रतया क्षणात् ।
उत्पद्यन्तेऽङ्गुलासंख्यभागमात्रावगाहनाः ॥ २८६ ॥ युग्मं ॥
ततश्चान्तर्मुहूर्त्तेन, पञ्चपर्याप्तिशालिनः ।
द्वात्रिंशद्वर्षतरुणा, इव भोगप्रभूष्णवः ॥ २८७ ॥
समन्ततो जय जय नन्द नन्देतिवादिभिः ।
देवाङ्गनानां निकरैः सस्नेहमवलोकिताः ॥ २८८ ॥
स्वाम्युत्पत्तिप्रमुदितैः, सुरैः सामानिकादिभिः ।
अष्टाङ्गस्पृष्टभूपीठैर्नम्यन्ते भक्तिपूर्वकम् ॥ २८९ ॥
त्रिभिर्विशेषकं ॥

पञ्च पर्याप्तयस्तेषामुक्तास्तीर्थंकरैरिति ।
यद्भाषाचित्तपर्याप्त्योः, समाप्तौ स्तोकमन्तरम् ॥ २९० ॥

तदुक्तं राजप्रश्नीयवृत्तौ—"इदं भाषामनःपर्याप्त्योः समाप्तिकालान्तरस्य प्रायः शेषपर्याप्तिसमाप्तिकालान्तरापेक्षया स्तोकत्वादेकत्वेन विवक्षणमिति 'पंचविहाए पज्जत्तीए पज्जत्तिभावं गच्छई' त्युक्तं ।

---

એ ઉપપાત શય્યામાં શ્રી હીરસૂરીશ્વરજી મહારાજા તથા પૂજ્ય શ્રી કીર્તિવિજયજી મ. આદિ સાધુઓ અને શ્રાવકો શુદ્ધધર્મને આરાધીને સમાધિ પૂર્વક આત્મકલ્યાણ સાધીને ક્ષણમાં વિમાનનાં સ્વામી તરીકે ઉત્પન્ન થાય છે. અને ઉત્પત્તિ વખતે અંગુલના અસંખ્યાત ભાગ માત્ર અવગાહનાવાળા હોય છે. ૨૮૫–૨૮૬.

ત્યારબાદ અંતર્મુહૂર્ત્તમાં પાંચ પર્યાપ્તિથી શોભતા બત્રીસ વર્ષના યુવાન જેવા ભોગ સમર્થ બની જાય છે. અને તેને ચારે તરફથી જય જય–નન્દ–નન્દ એ પ્રમાણે બોલતા એવા દેવાંગનાઓના સમૂહ સ્નેહ–પૂર્વક જુએ છે. સ્વામીની ઉત્પત્તિથી ખુશ થયેલા સામાનિક આદિ દેવતાઓ ભક્તિપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કરે છે. ૨૮૭–૨૮૯

તે દેવોને ભાષા અને મનઃ પર્યાપ્તિની સમાપ્તિનું આંતરું બહુ અલ્પ હોવાથી શ્રી તીર્થંકર પરમાત્માઓએ પાંચ પર્યાપ્તિઓ કહેલી છે. ૨૯૦.

રાયપસેણીની ટીકામાં કહ્યું છે કે :–

'શેષ પર્યાપ્તિના સમાપ્તિ કાલના અંતરની અપેક્ષાએ આ ભાષા અને મનઃ-પર્યાપ્તિની સમાપ્તિના કાલનું અતર પ્રાયઃ અલ્પ હોવાથી એક તરીકે વિવક્ષા કરી છે.' 'પાંચ પ્રકારની પર્યાપ્તિથી પર્યાપ્તપણાને પામે છે. ઇતિ...

एषामुत्पन्नमात्राणां, देहा वस्त्रविवर्जिताः ।
स्वाभाविकस्फाररूपा, अलङ्कारोज्झिता अपि ॥ २९१ ॥

ततोऽनेनैव देहेनाभिषेककरणादनु ।
वक्ष्यमाणप्रकारेणालङ्कारान् दधति ध्रुवम् ॥ २९२ ॥

विरच्यन्ते पुनर्ये तु, सुरैरुत्तरवैक्रियाः ।
ते स्युः समसमुत्पन्नवस्त्रालङ्कारभासुराः ॥ २९३ ॥

तथोक्तं जीवाभिगमसूत्रे—" सोहम्मीसाणदेवा केरिसया विभूसाए प० ?. गो० ! दुविहा पण्णत्ता, तं०—वेउव्वियसरीरा य अवेउव्विसरीरा य, तत्थ णं जे ते वेउव्वियसरीरा ते हारविराइयवच्छा जाव दस दिसाओ उज्जोएमाणा" इत्यादि. 'तत्थ णं जे ते अवेउव्वियमरीरा ते णं आभरणवसणरहिया पगतित्था विभूसाए पण्णत्ता "

ततः शय्यानिविष्टानां, तेषां चेतस्ययं भवेत् ।
अभिप्रायः स्फुटः सुप्तोत्थितानामिव धीमताम् ॥ २९४ ॥

---

આ ઉત્પન્ન થયેલા દેવતાઓના દેહ, વસ્ત્રો તથા અલંકારોથી રહિત હોવા છતાં પણ સ્વાભાવિક રીતે અત્યંત સ્વરૂપવાન્ હોય છે. ૨૯૧.

તેથી આ [ આવા ] દેહવડે અભિષેક કર્યા બાદ ( થયા બાદ ) આગળ કહેવાશે તે પ્રકારે અલંકારોને ધારણ કરે છે. ૨૯૨.

અને દેવતાઓ જે ઉત્તર વૈક્રિયરુપ રચે છે. તે રૂપ ઉત્પત્તિની સાથે જ વસ્ત્રાલંકારથી શોભિત હોય છે. ૨૯૩.

શ્રી જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે, કે;–

'સૌધર્મ–ઈશાનનાં દેવતાઓ વિભૂષાથી કેવા હોય છે ? [ભગવાન કહે છે કે :–]

હે ગૌતમ ! દેવતાઓ બે પ્રકારના કહ્યા છે તે આ પ્રમાણે ૧. ઉત્તર વૈક્રિય શરીરવાળા અને ૨. વૈક્રિય શરીરવાળા, તેમાં ઉત્તર–વૈક્રિય શરીરવાળા દેવો હાર વિરાજિત વક્ષસ્થલવાળા હોય છે. યાવત્ તેઓ તેના દ્વારા દશે દિશાને પ્રકાશિત કરે છે. અને મૂળ વૈક્રિય શરીરવાળા દેવો અલંકાર–વસ્ત્રાદિકથી રહિત સ્વભાવથી જ શોભના હોય છે."

નિદ્રાથી જાગૃત થયેલા, બુદ્ધિમાન પુરુષોની જેમ, શય્યામાં રહેલા તે દેવોના મનમાં આવો સ્પષ્ટ અભિપ્રાય (વિચાર) થાય છે, કે—અમારું પ્રથમ કર્તવ્ય શું છે ?

कर्त्तव्यं प्राक्किमस्माभिः, किं कर्त्तव्यं ततः परम् ।
किं वा हितं सुखं श्रेयः, पारम्पर्यशुभाप्तिकृत् ? ॥ २९५ ॥
ततः स्वस्वामिनामेवमभिप्रायं मनोगतम् ।
ज्ञात्वा सामानिका देवा, वदन्ति विनयानताः ॥ २९६ ॥
जिनानां प्रतिमाः स्वामिन्निह सन्ति जिनालये ।
अष्टोत्तरशतं चैत्यस्तम्भेऽस्थीनि तथाऽर्हताम् ॥ २९७ ॥
पूज्यानि तास्तानि चात्र, युष्माकं चान्यनाकिनाम् ।
प्राक् च पश्चाच्च कार्यं च, एतन्निःश्रेयसावहम् ॥ २९८ ॥
इहलोके परलोके, हितावाप्तिर्भविष्यति ।
युष्माकमर्हत्प्रतिमापूजनस्तवनादिभिः ॥ २९९ ॥
वाक्यानि तेषामाकर्ण्यत्युत्थाय शयनीयतः ।
निर्यान्ति पूर्वद्वारेणोपपातमन्दिरात्ततः ॥ ३०० ॥
ह्रदं पूर्वोक्तमागत्य, तत्र कृत्वा प्रदक्षिणाम् ।
प्रविशन्ति च पौरस्त्यतत्रिसोपानकाध्वना ॥ ३०१ ॥
तत्राचान्ताः शुचीभूताः, सद्योनिर्मितमज्जनाः ।
ह्रदान्निर्गत्याभिषेकसभामागत्य लीलया ॥ ३०२ ॥

---

પછીનું કર્તવ્ય શું છે? અમારે હિતકર, સુખકર, શ્રેયસ્કર અને પરંપરાએ શુભની પ્રાપ્તિ કરાવનાર શું છે? ૨૯૪–૨૯૫.

ત્યારબાદ પોતાના સ્વામીના મનનો આવો અભિપ્રાય જાણીને સામાનિક દેવતાઓ વિનયપૂર્વક કહે છે કે: હે સ્વામિન! અહિં જિનાલયમાં ૧૦૮ પ્રતિમાજીઓ છે તથા ચૈત્યસ્તંભોમાં શ્રી જિનેશ્વર ભગવંતોના અસ્થિ છે. તે (પ્રતિમાઓ તથા અસ્થિઓ) સૌ પ્રથમ અહિં તમને તથા અન્ય દેવતાઓને પૂજ્ય છે. અને પહેલા કે પછી આ કાર્ય કરવું તે કલ્યાણકારી હિતાવહ છે. તમને શ્રી અરિહંત ભગવંતોની પ્રતિમાના પૂજન અને સ્તવનથી આલોક અને પરલોકના હિતની પ્રાપ્તિ થશે. ૨૯૬–૨૯૯.

ત્યારબાદ તેઓના વાક્યોને સાંભળીને શય્યામાંથી ઉઠીને પૂર્વદ્વારથી ઉપપાત મંદિરમાંથી (તે સ્વામી દેવો) બહાર નીકળે છે. ૩૦૦.

પૂર્વોક્ત હ્રદ પાસે આવીને ત્યાં પ્રદક્ષિણા આપીને, પૂર્વદિશાના ત્રિસોપાનક માર્ગ દ્વારા હ્રદમાં પ્રવેશે છે, ૩૦૧.

ત્યાં મુખશુદ્ધિ કરીને, પવિત્ર થઈને, જલ્દી સ્નાન કરીને, હ્રદમાંથી નીકળીને અભિષેક સભામાં લીલાપૂર્વક આવે છે, અને ત્યાં (અભિષેક સભાને) પ્રદક્ષિણા

प्रदक्षिणीकृत्य पूर्वद्वारा विशन्ति तामपि ।
तत्र सिंहासने पूर्वाभिमुखास्ते किलासव ॥ ३०३ ॥
ततः सामानिकास्तेषामाभियोगिकनिर्जरान् ।
आकार्याज्ञापयन्त्येवं, सावधाना भवन्तु भोः ॥ २०४ ॥
अस्य नः स्वामिनो योग्यां, गत्वाऽनर्घ्यां महीयसीम् ।
इन्द्राभिषेकसामग्रीमिहानयत सत्वरम् ॥ ३०५ ॥
ततस्तेऽपि प्रमुदिताः, प्रतिपद्य तथा वचः ।
ऐशान्यामेत्य कुर्वन्ति, समुद्घातं च वैक्रियम् ॥ ३०६ ॥
द्विस्तं कृत्वा च सौवर्णान्, रौप्यान् रत्नविनिर्मितान् ।
सुवर्णरूप्यजान् स्वर्णरत्नजान् रूप्यरत्नजान् ॥ ३०७ ॥
स्वर्णरूप्यरत्नमयांस्तथा मृत्स्नामयानपि ।
सहस्रमष्टाभ्यधिकं, प्रत्येकं कलशानमून् ॥ ३०८ ॥
भृङ्गारादर्शकस्थालपात्रिकासुप्रतिष्ठकान् ।
करण्डकान् रत्नमयान्, चङ्गेरीर्लोमहस्तकान् ॥ ३०९ ॥
छत्राणि चामराण्येवं, तैलादीनां समुद्गकान् ।
सहस्रमष्टभिर्युक्तं, तथा धूपकडुच्छकान् ॥ ३१० ॥

---

આપીને પૂર્વદ્વારથી સભામાં પ્રવેશ કરીને પૂર્વાભિમૂખ સિંહાસન ઊપર બેસે છે. ૩૦૨–૩૦૩.

ત્યારબાદ સામાનિક દેવતાઓ તેઓના આભિયોગિક દેવતાઓને બોલાવીને આ પ્રમાણે આજ્ઞા કરે છે, કે હે દેવતાઓ ! તમે સાવધાન થઈ જાઓ ! ૩૦૪.

આ આપણા સ્વામીને યોગ્ય મોટી અને મહા કિંમતી ઈન્દ્રને યોગ્ય અભિષેક સામગ્રી જલ્દીથી જઈને લઈ આવો. ૩૦૫.

ત્યારબાદ તે (દેવો) પણ ખુશ થયેલા તે વચનને સ્વીકારીને ઈશાન દિશામાં (ખૂણામાં) જઈને વૈક્રિય સમુદ્‌ઘાત કરે છે. ૩૦૬.

પછી બીજીવાર તે વૈક્રિય સમુદ્‌ઘાત કરીને, સોનાના, રૂપાના, રત્નના, સોના–રૂપાના, સ્વર્ણ–રત્નના, રૂપા–રત્નના, સ્વર્ણ–રત્નરૂપ્યના અને માટીના એમ દરેક જાતના ૧૦૦૮ કળશો બનાવે છે તથા રત્નમય વિશેષ પ્રકારના કળશો, આરીશા, થાળાઓ, નાની રકાબીઓ, મોટા થાળાઓ, ફૂલના કરંડીયાઓ, ચંગેરીઓ, મોરપીંછીઓ, છત્રો, ચામરો, તેલ વગેરેના દાબડાઓ, તથા ધૂપદાનીઓ આ તમામ સામગ્રીઓ ૧૦૦૮ની સંખ્યામાં વિકુર્વીને તે સહજ અને વિકુર્વેલા કળશ આદિને ગ્રહણ

एतत्सर्वं विकुर्व्याथ, सहजान् विकृतांश्च तान् ।
गृहीत्वा कलशादींस्ते, निर्गत्य स्वविमानतः ॥ ३११ ॥
गत्वा च पुष्करक्षीरांबुध्योः पद्महृदादिषु ।
गङ्गादिकास्वापगासु, तीर्थेषु मागधादिषु ॥ ३१२ ॥
तत्रत्यानि पयोमृत्स्नापुष्पमाल्याम्बुजान्यथ ।
सहस्रशतपत्राणि, सिद्धार्थान् सकलौषधीः ॥ ३१३ ॥
भद्रशालसौमनसादिभ्योऽपि निखिलर्त्तुजान् ।
फलप्रसूनसिद्धार्थान्, गोशीर्षचन्दनानि च ॥ ३१४ ॥
समादायाथ संभूय, ते सर्वेऽप्याभियोगिकाः ।
विमानस्वामिनामग्रे, ढौकन्ते नतिपूर्वकम् ॥ ३१५ ॥
सामानिकादयः सर्वे, ततो विमानवासिनः ।
देवा देव्यश्च कलशैः स्वाभाविकैर्विकुर्वितैः ॥ ३१६ ॥
अभिषिञ्चन्ति तानिन्द्राभिषकेण गरीयसा ।
पुष्पैः सर्वर्त्तुकैः सर्वौषधीभिरर्चयन्ति च ॥ ३१७ ॥ युग्मम् ॥
तेषामिन्द्राभिषेकेऽथ, वर्त्तमाने मुदा तदा ।
सुराः सुगन्धाम्बुवृष्ट्या, केचित्प्रशान्तरेणुकम् ॥ ३१८ ॥
केचित्संमृष्टोपलिप्तशुच्यध्वापणवीथिकम् ।
मञ्चातिमञ्चभृत्केचित्, केऽपि नानोच्छ्रितध्वजम् ॥ ३१९ ॥

---

કરીને સ્વવિમાનમાંથી નીકળીને પુષ્કર સમુદ્ર, ક્ષીરસમુદ્ર, પદ્મદ્રહ, આદિમાં ગંગા આદિ નદીઓમાં અને માગધ આદિ તીર્થોમાં જઈને ત્યાંના પાણી, માટી, પુષ્પમાલા, કમલો, સહસ્ર દલકમળો, શતદલકમળો, સરસવ, સકલ ઔષધીઓને ભેગી કરે છે. તથા ભદ્રશાલ, સૌમનસાદિ વનમાંથી દરેક ઋતુના ફળ-ફૂલ સરસવ તથા ગોશીર્ષ ચંદન મેળવીને તે સર્વે આભિયોગિક દેવતાઓ ભેગા મળીને વિમાનના સ્વામીની આગળ નમસ્કારપૂર્વક સમર્પણ કરે છે. ૩૦૭-૩૧૫

ત્યારબાદ વિમાનવાસી સામાનિક આદિ સર્વ દેવો અને દેવીઓ સ્વાભાવિક અને વિકુર્વિત કલશોથી તે ઉત્પન્ન થયેલા સ્વામીદેવોને મોટા ઇન્દ્રાભિષેક વડે અભિષેક કરે છે અને સર્વઋતુના પુષ્પો અને સર્વ ઔષધીઓ વડે પૂજે છે. ૩૧૬-૩૧૭.

હવે આ ઇન્દ્રાભિષેકની ક્રિયા વખતે કેટલાક દેવતાઓ આનંદ પૂર્વક સુગંધી પાણીની વૃષ્ટિથી વિમાનને શાંતરજવાળુ બનાવે છે. તો કોઇક દેવતાઓ સારી રીતે સાફ કરેલી, લીંપેલી અને પવિત્ર રસ્તાવાળી બજારો બનાવે છે, કોઈક દેવતાઓ નાના

आवद्धतोरणं लम्बिपुष्पदामोच्चयं परे ।
द्वार्न्यस्तचन्दनघटं,दत्तकुङ्कुमहस्तकम् ॥ ३२० ॥
केचित्पञ्चवर्णपुष्पोपचारचारुभूतलम् ।
दग्धकृष्णागुरुधूपधूमैरन्येः सुगन्धितम् ॥ ३२१ ॥
तत्तद्विमानं कुर्वन्ति, परे नृत्यन्ति निर्जराः ।
हसन्ति केचिद्गायन्ति, तूर्याणि वादयन्ति च ॥ ३२२ ॥
केचिद्वर्षन्ति रजतस्वर्णरत्नवराम्बरैः ।
वज्रैः पुष्पैर्माल्यगन्धैर्वासैश्चाभरणैः परे ॥ ३२३ ॥
केचिद्गर्जन्ति हेषन्ते, भूमिमास्फोटयन्ति च ।
सिंहनादं विदधते, विद्युद्वृष्ट्यादि कुर्वते ॥ ३२४ ॥
हक्कारैरथ बूत्कारैर्वल्गनोच्छलनादिभिः ।
स्वाम्युत्पत्तिप्रमुदिताश्चेष्टन्ते बहुधा सुराः ॥ ३२५ ॥
अष्टभिः कुलकं ॥
अभिषिच्योत्सवैरेवं, सुराः स्तुवन्ति तानिति ।
चिरं जीव चिरं नंद, चिरं पालय नः प्रभो ॥ ३२६ ॥

---

મોટા મંચો રચાવે છે તો કોઈક વિવિધ પ્રકારની ધજાઓ બાંધે છે. કોઇક [ દેવતાઓ ] લાંબી પુષ્પની માળાઓના સમૂહવાળા તોરણ બાંધે છે તો કોઇક દ્વાર ઉપર કુમકુમના થાપા લગાવીને ચંદનના ઘડા મૂકે છે, કોઈક [ દેવતાઓ ] ભૂમિને પાંચ વર્ણના પુષ્પ-ચયની રચનાથી સુંદર બનાવે છે તો કોઇક બળતા એવા કૃષ્ણાગરૂ ધૂપના ધુમથી ( વાતાવરણને ) સુગંધિત બનાવે છે, એ પ્રમાણે તે-તે વિમાનને [ દેવતાઓ ] શોભા-ન્વિત બનાવે છે. કોઇક દેવતાઓ નાચે છે, કોઈક હસે છે, કોઇક ગાય છે તો કોઇક વાજીંત્ર વગાડે છે, કોઈક રજત-સ્વર્ણ-રત્ન-શ્રેષ્ઠ વસ્ત્રાદિની વૃષ્ટિ કરે છે, તો કોઇક વજ્રરત્નોને, પુષ્પોની માળાઓને, સુગંધી-ચૂર્ણોને અને આભરણોને વરસાવે છે. કોઈક ( દેવતાઓ ) હાથીની જેમ ગર્જારવ કરે છે. કોઇક ઘોડાની જેમ હેંષારવ કરે છે, કેટલાક દેવતાઓ ભૂમિને આસ્ફોટન કરે છે, અફળાવે છે, કોઈક સિંહનાદ કરે છે, કોઇક વિજળીના ચમકારા વેરે છે, કોઇક હાકોટા કરે છે, કોઇક બૂમરાણ કરે છે, કોઈક કુદકો મારે છે, કોઈક ઉછળે છે-એ પ્રમાણે સ્વામીની ઉત્પત્તિથી આનંદિત થયેલા દેવતાઓ ઘણા પ્રકારે ચેષ્ટા કરે છે. ૩૧૮-૩૨૫.

આ પ્રમાણે દેવતાઓ ઉત્સવપૂર્વક અભિષેક કરીને તે ઉત્પન્ન થયેલા સ્વામીદેવની આ પ્રમાણે સ્તુતિ કરે છે. હે સ્વામિન્ ! તમે ચિરકાલ જીવો; ચિરકાલ આનંદ કરો,

विपक्षपक्षमजितं, जय दिव्येन तेजसा ।
जितानां सुहृदां मध्ये, तिष्ठ कष्टविवर्जितः ॥ ३२७ ॥
सुरेन्द्र इव देवानां, ताराणामिव चन्द्रमाः ।
नराणां चक्रवर्त्तीव, गरुत्मानिव पक्षिणाम् ॥ ३२८ ॥
विमानस्यास्य देवानां, देवीनामपि भूरिशः ।
पल्योपमसागरोपमाणि पालय वैभवम् ॥ ३२९ ॥
इत्येवमभिषिक्तास्तेऽभिषेकभवनात्ततः ।
निर्गत्य पूर्वद्वारेण, यान्त्यलङ्कारमन्दिरम् ॥ ३३० ॥
प्रदक्षिणीकृत्य पूर्वद्वारेण प्रविशन्ति तत् ।
सिंहासने निषीदन्ति, तत्र ते पूर्वदिग्मुखाः ॥ ३३१ ॥
ततः सामानिका देवा, वस्त्रभूषासमुद्गकान् ।
शाश्वतान् ढौकयन्त्युद्यद्रत्नरश्मिकृताद्भुतान् ॥ ३३२ ॥
ततस्ते प्रथमं चारुवस्त्ररूक्षितविग्रहाः ।
सुवर्णखचितं देवदूष्यं परिदधत्यथ ॥ ३३३ ॥
हारमेकावलिं रत्नावलीं मुक्तावलीमपि ।
केयूरकटकस्फाराङ्गदकुण्डलमुद्रिकाः ॥ ३३४ ॥

---

ચિરકાલ અમારું પાલન કરો, નહિ જીતાયેલા વિપક્ષના પક્ષને દિવ્ય તેજવડે જીતી લો, જીતાયેલા મિત્રોની વચ્ચે તમે કષ્ટ રહિત બિરાજો. ૨૨૬-૩૨૭

દેવતાઓમાં સુરેન્દ્ર, તારાઓમાં ચન્દ્ર, મનુષ્યોમાં ચક્રવર્તી, પક્ષીઓમાં ગરુડ, ની જેમ આ વિમાનના ઘણા દેવ-દેવીઓના વૈભવને ઘણા પલ્યોપમ-સાગરોપમ સુધી (આપ) પાલન કરો. ૩૨૮-૩૨૯.

આ પ્રમાણે અભિષેક થયા બાદ તે ઉત્પન્ન થયેલા મુખ્ય દેવતાઓ અભિષેક ભવનમાંથી પૂર્વના દ્વારથી નીકળીને અલંકાર મંદિરમાં જાય છે, ત્યાં પ્રદક્ષિણા આપીને પૂર્વદ્વારથી પ્રવેશ કરે છે, અને ત્યાં પૂર્વદિશા સન્મુખ સિંહાસન ઉપર બેસે છે. ૩૩૦-૩૩૧.

ત્યારબાદ સામાનિક દેવતાઓ દેદીપ્યમાન રત્નોનાં કિરણોથી આશ્ચર્ય ઉત્પન્ન કરે એવા શાશ્વત વસ્ત્રાભૂષણના દાબડા મૂકે છે. ૩૩૨.

ત્યારબાદ તે દેવતાઓ સુંદર વસ્ત્રથી શરીરને લુંછીને સુવર્ણ જડેલા દેવદૂષ્યને ધારણ કરે છે. પછી એકાવલી, રત્નાવલી, મુક્તાવલી હારને પહેરે છે. કેયૂર (ભુજાબંધ) હાથના કડા, સુંદર બાજુબંધ. કુંડલ તથા વીંટીને પહેરે છે. ૩૩૩-૩૩૪.

ततोऽलङ्कृतसर्वाङ्गा, मौलिभ्राजिष्णुमौलयः ।
चारुचन्दनकल्पसाङ्गरागास्तिलकशालिनः ॥ ३३५ ॥
स्रक्केशवस्त्राभरणैरलङ्कारैश्चतुर्विधैः ।
संपूर्णप्रतिकर्माण, उत्तिष्ठंत्यासनात्ततः ॥ ३३६ ॥
अलङ्कारगृहात्पूर्वद्वारा निर्गत्य पूर्ववत् ।
व्यवसायसभां प्राच्यद्वारेण प्रविशन्त्यमी ॥ ३३७ ॥
तत्र सिंहासने स्थित्वा, सामानिकोपढौकितम् ।
पुस्तकं वाचयित्वाऽस्मात् , स्थितिं जानन्ति धार्मिकीम् ॥ ३३८ ॥
सिंहासनादथोत्थाय, व्यवसायनिकेतनात् ।
निर्गत्य प्राग्दिशा नन्दापुष्करिण्यां विशन्ति च ॥ ३३९ ॥
तत्राचान्ताः शुचीभूता, धौतहस्तक्रमाः क्रमात् ।
रौप्यं भृङ्गारमम्भोभिः, प्रपूर्य दधतः करे ॥ ३४० ॥
नानापद्मान्युपादाय, पुष्करिण्या निरीय च ।
सिद्धायतनमायान्ति, सिद्धायतिनवोदयाः ॥ ३४१ ॥
ततस्ताननुगच्छन्ति, देवाः सामानिकादयः ।
देवपूजार्हपुष्पादिवस्तुसंपूर्णपाणयः ॥ ३४२ ॥

---

આ પ્રમાણે સર્વ અંગથી અલંકૃત બનેલા, મસ્તક ઉપર દેદીપ્યમાન મુગુટવાળા, સુંદર ચંદનના લેપથી અલંકૃત તિલકથી શોભતા, માળા, કેશ, વસ્ત્રાભરણ, અલંકાર—આવી ચારે પ્રકારની ક્રિયાથી સંપૂર્ણ તૈયાર થઈને આસન ઉપરથી ઉભા થાય છે. ૩૩૫–૩૩૬.

ત્યારબાદ પહેલાની જેમ અલંકાર સભાના પૂર્વદ્વારથી નીકળીને વ્યવસાય સભામાં પૂર્વના દ્વારથી પ્રવેશ કરે છે અને ત્યાં સિંહાસન ઉપર બેસીને સામાનિક દેવતાએ સામે મૂકેલ પુસ્તકોને વાંચીને તેમાંથી ધાર્મિક આચારને જાણે છે. ૩૩૭–૩૩૮

ત્યારબાદ સિંહાસનથી ઉઠીને વ્યવસાય સભામાંથી પૂર્વદિશાથી નીકળીને પૂર્વદિશાથી જ નંદા પુષ્કરિણીમાં પ્રવેશ કરે છે. અને ત્યાં મુખશુદ્ધિ કરી, હાથ–પગનું પ્રક્ષાલન કરી, પવિત્ર થઈને રૂપાના કળશને પાણીથી ભરીને હાથમાં ધારણ કરે છે. ૩૩૯–૩૪૦.

પુષ્કરિણીમાંથી વિવિધ પ્રકારના કમળોને ગ્રહણ કરીને ત્યાથી નીકળીને સિદ્ધ–નિશ્ચિત કર્યો છે ભવિષ્યકાલીન નવો ઉદય જેઓએ એવા તે દેવો સિદ્ધાયતનમાં પ્રવેશ કરે છે. ૩૪૧.

ત્યારે સામાનિક આદિ દેવતાઓ હાથમાં દેવ પૂજાને યોગ્ય પુષ્પ આદિ સંપૂર્ણ સામગ્રી લઈને તે મુખ્ય દેવતાની પાછળ જાય છે. ૩૪૨.

अथाप्सरोगीतमिश्रातोद्यनादभृताम्बराः ।
महासमृद्धया सिद्धानां, सदने प्रविशन्ति ते ॥ ३४३ ॥
देवच्छन्दकमागत्य, श्रीजिनार्चावलोकने ।
प्रणमय्य शिरः सुष्ठु, नमन्त्यञ्जलिपूर्वकम् ॥ ३४४ ॥
ततो लोमहस्तकेन, प्रमार्ज्य श्रीमदर्हताम् ।
अर्चाः सुगन्धिभिर्नीरैः, स्नपयन्ति यथाविधि ॥ ३४५ ॥
तत्र यद्यपि कुन्थ्वादिजन्तवो न तथाप्यसौ ।
प्रमार्जनादियतनापूर्विकैवार्हतक्रिया ॥ ३४६ ॥
यद्वा पूर्वभवेऽभ्यस्तं, सप्रमार्जनमर्चनम् ।
जिनार्चानां ततोऽभ्यासादत्राप्येवं सृजन्त्यमी ॥ ३४७ ॥
गोशीर्षचन्दनेनाथ, प्रत्यङ्गं पूजयन्ति ताः ।
प्रत्येकमासां परिधापयन्ति वस्त्रयोर्युगम्¹ ॥ ३४८ ॥

ગગન સુધી પહોંચતા એવા અપ્સરાઓના ગીતથી મિશ્ર વાજીંત્રના નાદ પૂર્વક મહાસમૃદ્ધિ સાથે તે દેવતાઓ સિદ્ધાયતનમાં પ્રવેશ કરે છે. ૩૪૩.

દેવચ્છંદકમાં આવીને જિનેશ્વર ભગવંતની મૂર્તિના દર્શનમાત્રથી મસ્તક નમાવી પછીથી હાથ જોડીને અંજલીપૂર્વક નમસ્કાર કરે છે. ૩૪૪.

ત્યારબાદ શ્રી અરિહંતોની મૂર્તિની મોરપીંછથી પ્રમાર્જના કરીને સુગંધી જલથી વિધિપૂર્વક સ્નાત્ર કરે છે. ૩૪૫.

જો કે ત્યાં કુંથવા આદિ જન્તુઓ હોતા નથી તો પણ આ અરિહંત પરમાત્માની પૂજા આદિ ક્રિયા પ્રમાર્જના આદિ યતનાપૂર્વક જ હોય છે, તે આનાથી સમજાય છે. ૩૪૬.

અથવા તે દેવોએ શ્રી જિનેશ્વરોની પૂજા પૂર્વભવમાં પ્રમાર્જના પૂર્વક કરેલ છે, તેના અભ્યાસથી અહીં પણ દેવતાઓ જિનેશ્વરની પૂજા પ્રમાર્જના પૂર્વક કરે છે. ૩૪૭,

[ દેવોની પૂજામાં પ્રમાર્જનાનો કલ્પ હોય છે તેમ કહી શકાય. ]

ત્યારબાદ [ દેવતાઓ ] તે પ્રતિમાઓની દરેક અંગે ગોશીર્ષ ચંદનથી પૂજા કરે છે અને પ્રત્યેક મૂર્તિને વસ્ત્રયુગલ પહેરાવે છે. ૩૪૮.

१, तत्र कच्छादिवस्त्रचिह्नाभावात् युक्तमिदं, अधुना तु प्रतिमानामेव तथाविधानात् न वस्त्रपरिधापनम् ।

पुष्पमाल्यैर्गन्धचूर्णैर्वस्त्रैराभरणैरपि ।
पूजयित्वा लम्बयन्ति, पुष्पदामान्यनेकशः ३४९ ॥

ततः करतलक्षिप्तैः पञ्चवर्णैर्मणीवकैः ।
चित्रोपचाररुचिरं, रचयन्ति भुवस्तलम् ॥ ३५० ॥

पुरतोऽथ जिनार्चानामच्छै रजततण्डुलैः ।
लिखित्वा मङ्गलान्यष्टौ, पूजयन्ति जगद्गुरून् ॥ ३५१ ॥

ततश्चान्द्रप्रभं वज्रवैडूर्यदण्डमण्डितम् ।
करे कृत्वा मणिस्वर्णचित्रं धूपकडुच्छकम् ॥ ३५२ ॥

दह्यमानकुन्दुरुक्ककृष्णागुरुतुरुष्कके ।
धूपं दत्त्वा जिनेन्द्राणां, प्रक्रमन्ते स्तुतिक्रियाम् ॥ ३५३ ॥

धूपं दत्त्वा जिनेन्द्राणामित्युक्तं यदिहागमे ।
साक्षाज्जिनप्रतिमयोस्तदभेदविवक्षया ॥ ३५४ ॥

सत्यप्येवं न मन्यन्ते, येऽर्चामर्च्यां जगत्पतेः ।
तान् धावतो मुद्रिताक्षानानयामः कथं पथम् ? ॥ ३५५ ॥

---

પુષ્પનીમાલા, સુગંધીચૂર્ણ, વસ્ત્રાભરણથી પરમાત્માની પૂજા કરીને અનેક પુષ્પ-માલાઓ (ચારે તરફ) લટકાવે છે. ત્યારપછી હસ્તતલથી પાંચવર્ણના મણકાઓને ઉછાળીને તે દેવો પૃથ્વીને જુદા–જુદા પ્રકારના ચિત્રોથી સજાવે છે. ૩૪૯–૩૫૦.

ત્યારબાદ શ્રી જિનેશ્વરદેવની પ્રતિમાની આગળ સ્વચ્છ રૂપાના ચોખાથી અષ્ટમંગલ આલેખીને જગત ગુરૂને પૂજે છે. વજારત્ન અને વૈડૂર્યરત્નના દંડથી શોભતી ચન્દ્રની પ્રભા જેવી ઉજ્જવલ મણિ અને સ્વર્ણથી દિપતી એવી ધૂપદાની હાથમાં લઈને બળતા એવા કુંદરુક્ક, કૃષ્ણાગરૂ, તુરૂષ્ક આદિ પદાર્થથી શ્રી જિનેશ્વરોની આગળ ધૂપ કરીને (તે દેવો) સ્તુતિ શરૂ કરે છે. ૩૫૧–૩૫૩.

'શ્રી જિનેશ્વરોની આગળ ધૂપ આપીને' આ પ્રમાણે જે આગમમાં કહ્યું છે તે સાક્ષાત્ જિનેશ્વર અને જિનેશ્વરની પ્રતિમાની અભેદ વિવક્ષાથી કહ્યું છે. ૩૫૪.

આમ હોવા છતાં [આ પ્રમાણે સ્પષ્ટ–આગમવાણી હોવા છતાં] પણ જેઓ જગતપતિની પૂજ્ય એવી મૂર્તિને સ્વીકારતા નથી તેઓને આંખ મીંચીને દોડનારાની જેમ કેવી રીતે માર્ગે લાવી શકાય ? ૩૫૫.

नमस्ते समस्तप्रशस्तर्द्धिधाम्ने, क्रमाश्लेषिनम्रेन्द्रकोटीरदाम्ने ।
भवापारपाथोधिपारप्रदाय, प्रदायाङ्गिनां संपदां निर्मदाय ॥ ३५६ ॥
भुजङ्गप्रयाता ।

इत्याद्यष्टोत्तरशतं, श्लोकानस्तोकधीधनाः ।
कुर्वन्त्यदोषान् प्रौढार्थकलितान् ललितान् पदैः ॥ ३५७ ॥
नमस्कारैः सुधासारसारैः स्तुत्वा जिनानिति ।
शक्रस्तवादिकां चैत्यवन्दनां रचयन्त्यमी ॥ ३५८ ॥
वन्दित्वाऽथ नमस्कृत्य, ततः पुनरपि प्रभून् ।
चैत्यस्यास्य मध्यदेशं, प्रमृज्याभ्युक्ष्य चाम्बुभिः ॥ ३५९ ॥
धृताकल्पं कल्पयन्तश्चारुचन्दनहस्तकैः ।
पुष्पपुञ्जोपचारेण, धूपैश्चाभ्यर्चयन्त्यमी ॥ ३६० ॥
चैत्यस्याथ दाक्षिणात्यं, द्वारमेत्यात्र संस्थिताः ।
द्वारशाखापुत्रिकाश्च, व्यालरूपाणि पूर्ववत् ॥ ३६१ ॥
प्रमार्जनाभ्युक्षणाभ्यां, पुष्पमाल्यविभूषणैः ।
स्रग्दामभिश्चार्चयन्ति, धूपधूमान् किरन्ति च ॥ ३६२ ॥

---

તે સ્વામીદેવો જગત્પતિની સ્તુતિ શું કરે છે તે જણાવે છે સમસ્ત પ્રશસ્ત ઋદ્ધિના ધામ સમાન, નમ્ર એવા ઈન્દ્રોનાં મુગુટની માળાઓ જેઓના ચરણોનો સ્પર્શ કરી રહી છે, ભવ-રૂપ અપાર સમુદ્રનો પાર (અંત) આપનાર, જગતના જીવોને સંપત્તિ આપનારા અને મદ વગરના એવા હે ભગવન્! આપને નમસ્કાર થાઓ...૩૫૬

આ પ્રમાણે મહાન બુદ્ધિના ધનવાળા દેવતાઓ પદલાલિત્યથી યુક્ત પ્રૌઢ અર્થથી ભરેલા, દોષરહિત, ૧૦૮ શ્લોકથી સ્તુતિ કરે છે. ૩૫૭.

ત્યારબાદ દેવતાઓ અમૃતના સારથી પણ શ્રેષ્ઠ એવા નમસ્કાર દ્વારા શ્રી જિનેશ્વર દેવોની આ પ્રમાણે સ્તુતિ કરીને શક્રસ્તવાદિ દ્વારા ચૈત્યવંદના કરે છે, ૩૫૮.

ત્યારબાદ દેવતાઓ વંદન કરીને પ્રભુને પુનઃ નમસ્કાર કરીને આ ચૈત્યના મધ્યભાગને પ્રમાર્જીને પાણીથી ચોક્ખો કરીને આચારને ધારણ કરવાપૂર્વક આચારનું પાલન કરતા તે દેવો સુંદર ચંદનના થાપાથી પુષ્પ પુંજોપચારની ક્રિયાથી અને ધૂપથી પૂજે છે ૩૫૯–૩૬૦.

હવે ચૈત્યના દક્ષિણ દિશાના દ્વાર પાસે આવીને અહીંના દ્વારની પુતળીઓ તથા વ્યાલની આકૃતિઓને પૂર્વ પ્રમાણે પૂંજી, પાણીથી ચોક્ખી કરી, પુષ્પ, માળા, આભૂષણ, ફૂલની માળાથી પુજે છે. અને ધૂપ ઉવેખે છે. ૩૬૧–૩૬૨.

ततश्च दक्षिणद्वारस्योपेत्य मुखमण्डपम् ।
प्राग्वत्तस्य मध्यदेशे, कुर्वन्ति हस्तकादिकम् ॥ ३६३ ॥
ततश्चास्य मण्डपस्य, पूर्वद्वारेऽपि पूर्ववत् ।
द्वारशाखाद्यर्चयन्ति, स्तम्भांश्च दक्षिणोत्तरान् ॥ ३६४ ॥
शेषद्वारद्वयेऽप्येवं, ततः प्रेक्षणमण्डपे ।
मध्यं द्वारत्रयं सिंहासनं समणिपीठिकम् ॥ ३६५ ॥
निर्गत्य दक्षिणद्वारा, ततः प्रेक्षणमण्डपात् ।
दाक्षिणात्यं महाचैत्यस्तूपमभ्यर्चयन्ति ते ॥ ३६६ ॥
तस्माच्चतुर्दिशं यास्तु, प्रतिमाः श्रीमदर्हताम् ।
तासामालोके प्रणामं, कुर्वन्ति पश्चिमादितः ॥ ३६७ ॥
तांः पूर्ववत्प्रपूज्याष्टौ, मङ्गलानि प्रकल्प्य च ।
साष्टोत्तरशतश्लोकां, कुर्वंति चैत्यवन्दनाम् ॥ ३६८ ॥
दाक्षिणात्यचैत्यवृक्षमहेन्द्रध्वजपूजनम् ।
कृत्वा नन्दापुष्करिणीं, दाक्षिणात्यां व्रजन्ति ते ॥ ३६९ ॥

---

ત્યારબાદ દક્ષિણ દ્વારના નીચલા ભાગમા મુખ મંડપને તથા તેના મધ્યભાગમાં પૂર્વની જેમ થાપા વગેરે કરે છે. ૩૬૩.

ત્યારબાદ આ મંડપના પૂર્વદ્વારમાં બારશાખ આદિને તથા દક્ષિણ તથા ઉત્તર દિશાના સ્તંભોને પહેલાની જેમ પૂજે છે. ૩૬૪.

શેષ બે દ્વારમાં પણ [ઉત્તર–દક્ષિણ] બારશાખને તથા પ્રેક્ષામંડપના મધ્યભાગને તેના ત્રણ દ્વારને તથા મણિપીઠિકા સહિત સિંહાસનને પૂજે છે. ૩૬૫.

ત્યારબાદ પ્રેક્ષામંડપમાંથી દક્ષિણ દ્વારથી નીકળીને દક્ષિણ દિશાનાં મોટા ચૈત્યસ્તૂપને તેઓ પૂજે છે. ૩૬૬.

ત્યારબાદ ચારે દિશામાં રહેલી અરિહંતોની પ્રતિમાઓને જોઇને પશ્ચિમદિશાના ક્રમથી પ્રણામ કરે છે. ૩૬૭.

તે પ્રતિમાઓને પૂર્વની જેમ પૂંજીને અષ્ટમંગલની રચના કરી ૧૦૮ શ્લોકથી ચૈત્યવંદન કરે છે. ૩૬૮.

દક્ષિણ દિશાના ચૈત્યવૃક્ષ અને મહેન્દ્રધ્વજની પૂજા કરીને તેઓ દક્ષિણદિશાની નન્દા પુષ્કરિણીમાં જાય છે. ૩૬૯.

तत्तोरणत्रिसोपानप्रतिरूपकपुत्रिकाः ।
व्यालरूपाण्यर्चयन्ति, पुष्पधूपादिकैरथ ॥ ३७० ॥
चैत्यं प्रदक्षिणीकृत्यौत्तराहद्वारसंस्थिताम् ।
नन्दापुष्करिणीमेत्य, कुर्वन्ति प्राग्वदर्चनम् ॥ ३७१ ॥
उदीच्यान् केतुचैत्यद्रुस्तूपांस्तत्प्रतिमाः क्रमात् ।
उदक्प्रेक्षामण्डपं चार्चयन्ति मुखमण्डपम् ॥ ३७२ ॥
ततो द्वारमौत्तराहं, प्राच्यं द्वारं ततः क्रमात् ।
प्राच्यान्मुखमण्डपादीन् , प्रपूजयन्ति याम्यवत् ॥ ३७३ ॥
ततः सभां सुधर्मां ते, प्रविश्य पूर्वया दिशा ।
यत्र माणवकश्चैत्यस्तम्भस्तत्राभ्युपेत्य च ॥ ३७४ ॥
आलोके तीर्थकृत्सक्थ्नां, प्रणता लोमहस्तकैः ।
प्रमार्जितादाददते, तानि वज्रसमुद्गकात् ॥ ३७५ ॥
ततो लोमहस्तकेन, प्रमृज्योदकधारया ।
प्रक्षाल्याभ्यर्च्य पुष्पाद्यैर्निक्षिपन्ति समुद्गके ॥ ३७६ ॥
समुद्गकं यथास्थानमवलम्ब्यार्चयन्ति च ।
पुष्पमाल्यगन्धवस्त्रैश्चैत्यस्तम्भं ततोऽत्र च ॥ ३७७ ॥

---

તે નંદા પુષ્કરિણીના તોરણ, ત્રિસોપાનની પંક્તિ, પ્રતિરૂપક પુતળીઓ અને વ્યાલરૂપની, પુષ્પ ધૂપ વગેરેથી પૂજા કરે છે. ૩૭૦.

ચૈત્યને પ્રદક્ષિણા આપીને ઉત્તર દિશાના દ્વાર પાસે રહેલી નન્દા પુષ્કરિણીમાં જઈને પૂર્વની જેમ પૂજા કરે છે. ૩૭૧.

ઉત્તરદિશાની ધજા, ચૈત્યવૃક્ષ, સ્તૂપ અને પ્રતિમાને ક્રમશઃ પૂજે છે. ઉત્તરદિશાના પ્રેક્ષામંડપને અને મુખમંડપને પૂજે છે ૩૭૨

ત્યારબાદ ઉત્તરદિશાના દ્વારને પૂજે છે અને પછી ક્રમે કરીને પૂર્વદિશાના દ્વાર મુખમંડપ આદિને દક્ષિણ દિશાની જેમ પૂજે છે. ૩૭૩.

ત્યારબાદ તે (નવોત્પન્ન સ્વામી દેવતાઓ) પૂર્વદિશાથી સુધર્મા સભામાં પ્રવેશ કરીને જ્યાં માણવક ચૈત્ય સ્તંભ છે ત્યાં આવીને તીર્થંકરોના અસ્થિને જોતાં જ નમસ્કાર કરે છે, મોરપીંછથી વજ્રના દાબડાને પૂંજીને તે અસ્થિઓને ગ્રહણ કરે છે, મોરપીંછથી તે અસ્થિને પ્રમાર્જીને, એકધારાથી પ્રક્ષાલન કરીને, પુષ્પાદિથી પૂંજીને દાબડામાં મૂકે છે. ૩૭૪-૩૭૬.

દાબડાને યથાસ્થાને રાખીને પુષ્પમાલા, સુગંધીચૂર્ણ, અને વસ્ત્રથી ચૈત્યસ્તંભને પૂજે છે. ૩૭૭.

कृत्वा सिंहासनस्यार्चा, मणिपीठकया सह ।
क्षुल्लकेन्द्रध्वजस्यार्चा, कुर्वतेऽम्भःसुमादिभिः ॥ ३७८ ॥
कोशं प्रहरणस्याथ, समेत्य संप्रमृज्य च ।
खड्गादीनि प्रहरणान्यभ्यर्चयन्ति पूर्ववत् ॥ ३७९ ॥
सुधर्मामध्यदेशेऽथ, प्रकल्प्य हस्तकादिकम् ।
देवशय्यां पूजयन्ति, मणिपीठिकया सह ॥ ३८० ॥
ततश्चैते सुधर्मातो, निर्यान्तो याम्यया दिशा ।
सिद्धायतनवद् द्वारत्रयमर्चन्ति पूर्ववत् ॥ ३८१ ॥
एवं ह्रदं सभाश्चान्याः, स्वस्वोपस्करसंयुताः ।
व्यवसायसभां चान्ते, पूजयित्वा सपुस्तकाम् ॥ ३८२ ॥
व्यवसायसभावर्त्तिप्राच्यपुष्करिणीतटात् ।
कुर्वते बलिपीठे ते, गत्वा बलिविसर्जनम् ॥ ३८३ ॥
स्वीयस्वीयविमानानां, शृङ्गाटकत्रिकादिषु ।
उद्यानादौ चार्चनिकां, कारयन्त्याभियोगिकैः ॥ ३८४ ॥

---

ત્યારબાદ મણિપીઠિકા સહિત સિંહાસનની પૂજા કરીને નાના ઇન્દ્રધ્વજને કુસુમાદિથી તેઓ પૂજે છે. ૩૭૮.

શસ્ત્રભંડાર પાસે જઇને તેને પ્રમાર્જીને તલવાર આદિ શસ્ત્રોને પૂર્વની જેમ પૂજે છે. ૩૭૯.

સુધર્મા સભાના મધ્યભાગમાં થાપા વગેરે કરીને મણિપીઠિકા સહિત દેવશય્યાને (તેઓ) પૂજે છે. ૩૮૦.

ત્યારબાદ સુધર્મા સભાના દક્ષિણદિશાના દ્વારથી નીકળતા આ દેવો સિદ્ધાયતનની જેમ ત્રણે દ્વારોને પૂર્વની જેમ પૂજે છે ૩૮૧.

આ પ્રમાણે હ્રદને, પોતપોતાના પરિકરયુક્ત અન્ય સભાઓને અને અંતે પુસ્તક સહિત વ્યવસાય સભાને પૂજીને વ્યવસાય સભાવર્તી પૂર્વ–પુષ્કરિણીના તટથી બલિપીઠ ઉપર જઇને તેઓ બલિ વિસર્જન કરે છે ૩૮૨–૩૮૩.

ત્યારબાદ પોત–પોતાના વિમાનના શૃંગાટક (શીંગોડા) આકારના સ્થાન, ત્રિકોણ આકારના સ્થાન તથા ઉદ્યાનાદિસ્થાનોમાં આભિયોગિક દેવતાઓ દ્વારા પૂજા કરાવે છે, ૩૮૪.

अथैवं कृतकृत्यास्ते, ऐशानकोणसंस्थिताम् ।
नन्दापुष्करिणीमेत्य, तस्याः कृत्वा प्रदक्षिणाम् ॥ ३८५ ॥
प्रक्षाल्य हस्तपादादि, विलसन्ति यथारुचि ।
सभां सुधर्मामेत्य प्राग्मुखाः सिंहासने स्थिताः ॥ ३८६ ॥
एवमत्रामुत्र लोके, हितावहं जिनार्चनम् ।
इति तत्रालोकमात्रात्प्रणमन्ति पुनः पुनः ॥ ३८७ ॥
न नमन्ति न वा तानि स्तुवन्ति च मनागपि ।
लोकस्थित्या धर्मबुद्धया, कृतयोर्ह्यन्तरं महत् ॥ ३८८ ॥
स्तुवन्ति नव्यैः काव्यैश्च, तथा शक्रस्तवादिभिः ।
शेषाणि तु स्थितिकृते, पूजयन्ति सुमादिभिः ॥ ३८९ ॥
सत्यप्येवं स्थितिमेव, ये वदन्ति जिनार्चनम् ।
कथं ते लुप्तनयना, बोध्या रैताम्रयोर्भिदाम् ॥ ३९० ॥
राजप्रश्नीयसूत्रे यत्सूर्याभस्य सुपर्वणः ।
विमानवर्णनं तस्योत्पत्तिरीतिश्च दर्शिता ॥ ३९१ ॥

---

આ પ્રમાણે કાર્યો પૂર્ણ કરી કૃતકૃત્ય બનેલા તે દેવતાઓ ઈશાન ખૂણામાં રહેલી નંદા પુષ્કરિણી પાસે જઈને તેને પ્રદક્ષિણા આપીને હાથ પગ વિગેરે ધોઈને સુધર્મા સભામાં આવીને સિંહાસન ઉપર પૂર્વાભિમુખ રહીને, ઈચ્છાનુજબ વિલાસ કરે છે. ૩૮૫-૩૮૬.

આ પ્રમાણે આલોક અને પરલોકમાં શ્રી જિનેશ્વરનું પૂજન હિતકારી છે. એ ભાવનાથી ત્યાં દર્શનમાત્રથી જ વારંવાર નમસ્કાર કરે છે ૩૮૭.

તે દેવો તીર્થંકરોને જે નમન-સ્તવન કરે છે, તે લોકસ્થિતિથી નથી કરતાં પણ ધર્મબુદ્ધિથી કરે છે. કારણ કે ધર્મબુદ્ધિથી અને લોક સ્થિતિથી કરેલા કાર્યમાં મોટું અંતર હોય છે. ૩૮૮.

નવા કાવ્યોવડે તથા શક્રસ્તવાદિથી તે દેવતાઓ જિનેશ્વર દેવોની સ્તુતિ કરે છે અને બાકીની મૂર્તિઓને પોતાના આચારથી પુષ્પોવડે પૂજે છે. આમ હોવા છતાં પણ જે માણસો જિનેશ્વરદેવોની પૂજાને ફક્ત આચાર તરીકે ગણે છે, તેવાઓને બોધ કેવી રીતે પમાડવો ? જેમ ચક્ષુ વિહોણા અંધજનોને રૂપું અને તાંબાના ભેદનો બોધ ન કરાવી શકાય તેમ... ૩૮૯-૩૯૦.

શ્રી રાજપ્રશ્નીય સૂત્રમાં સૂર્યાભદેવના વિમાનનું વર્ણન તેની ઉત્પત્તિની રીત દેખાડેલી છે. તે અનુસારે મેં વૈમાનિક દેવતાઓનાં વિમાનનું વર્ણન અને ઉત્પત્તિની રીત

मया तदनुसारेण, वैमानिकसुपर्वणाम् ।
विमानवर्णनोत्पत्ती, सामान्यतो निरूपिते ॥ ३९२ ॥
विशेषमुक्तशेषं तु, जानन्त्यशेषवेदिनः ।
गीतार्था निहतानर्था, यद्वा तद्वाक्यपारगाः ॥ ३९३ ॥
देव्यो देवाः परेऽप्येवं, तत्तद्विमानवासिनः ।
जायन्ते स्वस्वशय्यायां, स्वस्वपुण्यानुसारतः ॥ ३९४ ॥
येयमुक्ता विमानानां, स्थितिस्तत्स्वामिनामपि ।
अच्युतस्वर्गपर्यन्तं, सा सर्वाऽप्यनुवर्त्तते ॥ ३९५ ॥
परतस्त्वहमिन्द्राणां, न स्वामिसेवकादिका ।
स्थितिः काचित्सुमनसां, कल्पातीता हि ते यतः ॥ ३९६ ॥
ते प्राग्जन्मोपात्तशस्तनामकर्मानुभावतः ।
न्यक्षसल्लक्षणोपेतसर्वाङ्गोपाङ्गशोभिताः ॥ ३९७ ॥
जात्यस्वर्णवर्णदेहा, आद्यसंस्थानसंस्थिताः ।
अत्यन्तसुन्दराकाराः, सारपुद्गलयोनयः ॥ ३९८ ॥
असृग्मांसवसामेदःपुरीषमूत्रचर्मभिः ।
अन्त्रास्थिश्मश्रुनखररोमोद्गमैश्च वर्जिताः ॥ ३९९ ॥

---

સામાન્યથી દેખાડેલી છે. બાકી રહેલું વિશેષ વર્ણન તો સર્વજ્ઞ ભગવંત જાણે છે. અથવા ભગવંતના વાક્યના પારગામી, અનર્થને દૂર કરનાર એવા ગીતાર્થો જાણે છે ૩૯૧–૩૯૩.

આ પ્રમાણે તે–તે વિમાનમાં વસનારા બીજા દેવ–દેવીઓ પણ પોત–પોતાની શય્યામાં પોત–પોતાના પુન્યાનુસારે ઉત્પન્ન થાય છે. ૩૯૪.

વિમાનોનું વર્ણન તથા વિમાનોમાં સ્વામીની સ્થિતિનું વર્ણન જે આ કર્યું તે અચ્યુત સ્વર્ગ પર્યંત આ પ્રમાણે જ સરખું સમજવું. ૩૯૫,

અચ્યુત સ્વર્ગ પછી રહેલા દેવતાઓ અહમિન્દ્ર હોવાથી સ્વામી–સેવકાદિ સ્થિતિ હોતી નથી. કારણ કે તેઓ કલ્પાતીત છે. ૩૯૬.

તે દેવો પ્રાગ્જન્મમાં ઉપાર્જીત કરેલા પ્રશસ્ત નામકર્મના પ્રભાવે સંપૂર્ણ સદ્‌લક્ષણથી યુક્ત અંગોપાંગથી શોભિત હોય છે. ૩૯૭.

જાતિમાન સોનાની જેમ કાંતિવાન દેહવાળા, પ્રથમ સંસ્થાન [સમ ચતુરસ્ર સંસ્થાન] વાળા, અત્યંત સુંદર આકારવાળા અને સારભૂત પદાર્થમાંથી ઉત્પન્ન થયેલા હોય છે. ૩૯૮.

રૂધિર, માંસ, ચરબી, મેદ વીષ્ઠા, મૂત્ર, ચર્મ, આંતરડા, હાડકાં. દાઢી–મૂછના વાળ, નખ અને રોમ એ બધાંથી રહિત હોય છે. ૩૯૯.

कुन्देन्दुश्वेतदशनाः' प्रवालजित्वराधराः ।
घनाञ्जनश्यामकेशपाशपेशलमौलयः ॥ ४०० ॥

तथोक्तमौपपातिके—"पंडुरससिसकलविमलनिम्मलसंखगोखीरफेणदगरयमुणालियाधवलदंतसेढी, तथा—अंजणघणकसिणणिद्धरसणीयणिद्धकेसा" इत्यादि, संग्रहण्यां तु 'केसट्ठिमंसुनहरोमरहिया' इत्युक्तमिति ज्ञेयं ।

अत्यन्तस्वच्छवपुषः, सुगन्धिमुखमारुताः ।
अप्रस्वेदा रजोलेपोज्झिताः जात्यसुवर्णवत् ॥ ४०१ ॥
सर्वोत्कृष्टवर्णगन्धरसस्पर्शादिशोभनाः ।
सौभाग्यादिगुणग्रामाभिरामोद्दामविग्रहाः ॥ ४०२ ॥
मृगकासररूपादिचिह्नं, श्रीभरभूपितम् ।
नूतनं रत्नमुकुटं, दधते मूर्ध्नि बन्धुरम् ॥ ४०३ ॥

तथा च प्रज्ञापनासूत्रे—"ते णं मिग १ महिस २ वराह ३ सीह ४ छगल ५ दद्दुर ६ हय ७ गयवइ ८ भुयग ९ खग्ग १० उसभंक ११ विडिम १२ पाय-

---

આ દેવતાઓના દાંત મચકુંદ અને ચન્દ્રમા જેવા શ્વેત હોય છે. અને તેમના હોઠ પ્રવાલથી પણ અધિક રક્તવર્ણા હોય છે. અને તેમનું મસ્તક મેઘ અને અંજન જેવા શ્યામ કેશપાશથી સુંદર હોય છે. ૪૦૦.

ઔપપાતિક સૂત્રમાં આ પ્રમાણે કહ્યું છે :—

'કલાસહિત ધવલ ચન્દ્રમા, નિર્મલ શંખ, ગાયનું દૂધ, ફીણ, પાણીના કણીયા, કમલનો કંદ એના જેવી સફેદ દંતની શ્રેણી (તે દેવતાઓને હોય છે.) તથા અંજન અને મેઘ જેવા કાળા તથા સ્નિગ્ધ અને રમણીય એવા કેશપાશ હોય છે. વિગેરે.' સંગ્રહણીમાં તો "કેશ, હાડકા, માંસ, નખ અને રોમ રહિત (દેવતાઓ હોય છે.)" એમ કહ્યું છે....

તે દેવતાઓના શરીર અત્યંત સ્વચ્છ હોય છે. મુખનો પવન સુંગધી હોય છે. પરસેવો હોતો નથી, જાતિમાન સ્વર્ણની જેમ મલ–મેલનો લેપ તેઓને હોતા નથી. ૪૦૧.

સર્વોત્કૃષ્ટ વર્ણ–ગંધ–રસ–સ્પર્શથી તે દેવતાઓ શોભે છે. અને તેમનું શરીર સૌભાગ્યાદિ ગુણસમૂહથી અત્યંત સુંદર હોય છે. ૪૦૨.

તે દેવો પોતાના મસ્તક ઉપર સુંદર નૂતન રત્ન મુકુટોને ધારણ કરે છે. કે જે મુકુટો મૃગ–પાડા આદિના ચિત્ર–ચિહ્નથી ભૂષિત છે. ૪૦૩.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે, કે : 'તે બધા દેવોના મુકુટના ચિહ્નો નીચે મુજબ

डियचिंधमउडा" इति, अत्र ते इति सौधर्मादयोऽच्युतान्ताः क्रमेण देवाः, खड्गो गण्डकनामा आटव्यश्चतुष्पदविशेषः, यदाह शाश्वतः–'खड्गो गण्डकशृंगासिबुद्धभेदेषु गण्डके" इति, विडिमस्तु मृगविशेषो लक्ष्यते, तथा च देशीशास्त्रे—'विडिमो सिसुमयगंडेसु'

औपपातिके त्वेवं चिह्नविभागो दृश्यते–सोहम्म १ ईसाण २ सणंकुमार ३ माहिंद ४ बंभ ५ लंतग ६ महासुक्क ७ सहस्सार ८ आणयपाणय ९ आरणअच्चुय १० वई पालय १पुप्फय २ सोमणस ३ सिरिवच्छ ४ नंदियावत्त ५ कामगम ६ पीइगम ७ मणोरम ८ विमल ९ सव्वओभद्द १० नामधिज्जेहिं विमाणेहिं ओइन्ना वंदगा जिणंदं मिग १ महिस २ वराह ३ छगल ४ दद्दुर ५ हय ६ गयवई ७ भुयग ८ खग्ग ९ उसभं १० कविडिमपायडियचिंधमउडा" इति, अत्र मृगादयोऽङ्का–लाञ्छनानि विटपेषु–विस्तारेषु येषां मुकुटानां तानि तथा, तानि प्रकटित-

---

હોય છે. મૃગ, પાડો, જંગલી ભૂંડ, સિંહ, બોકડા, દેડકા, ઘોડા, હાથી, સર્પ, ગેંડા, વૃષભ, બાલમૃગ આદિ....

અહીં તે શબ્દથી સૌધર્મથી માંડીને અચ્યુત સુધીના દેવો સમજવા, ખડ્ગ એટલે ગેંડો, જંગલી પશુ સમજવો.

શાશ્વતઃ કોષમાં ખડ્ગ એટલે ગંડક, તલવાર, શીંગડું અને બુદ્ધના ભેદ રૂપે કહેલ છે :—

વિડિમથી મૃગ વિશેષ સમજાય છે, તથા દેશી શાસ્ત્રમાં વિડિમનો અર્થ બાલમૃગ અને ગંડ કહ્યો છે.

ઔપપાતિક સૂત્રમાં ચિહ્નનો વિભાગ આ પ્રમાણે છે :

૧. સૌધર્મ, ૨. ઇશાન, ૩. સનત્કુમાર, ૪. માહેન્દ્ર, ૫. બ્રહ્મ, ૬. લાંતક, ૭. મહાશુક્ર, ૮. સહસ્રાર, ૯–૧૦. આનત–પ્રાણત, ૧૧–૧૨. આરણ–અચ્યુતના ઇન્દ્રો જિનેશ્વર દેવને વંદન કરવા આવે તે વખતે ૧. પાલક, ૨. પુષ્પક, ૩. સૌમનક, ૪. શ્રીવત્સ, ૫. નંદ્યાવર્ત, ૬. કામગમ, ૭. પ્રીતિગમ, ૮. મનોરમ, ૯–૧૦. વિમલ, ૧૧–૧૨ અને સર્વતોભદ્ર નામના વિમાનોમાંથી નીચે ઉતરે છે. ત્યારે તેમના મસ્તક ઉપર અનુક્રમે ૧. મૃગ, ૨. પાડો, ૩, જંગલી સૂકર, ૪. બોકડો, ૫. દેડકો, ૬. ઘોડો, ૭. હાથી, ૮. સર્પ, ૯. ગેંડો, ૧૦. વૃષભ, આદિના પ્રગટ ચિહ્નવાળા મુકુટ હોય છે. તથા તે મુગુટો રત્નાદિની કાંતિથી પ્રકાશિત પ્રકટ મૃગાદિના ચિહ્નવાળા હોય છે.

चिह्नानि रत्नादिदीप्त्या प्रकाशितमृगादिलाञ्छनानि मुकुटानि येषां ते तथा इति, तत्त्वं तु सर्वविदो विदन्ति ।

विवक्षवस्त्वमी अर्द्धमागध्या रम्यवर्णया ।
भाषन्ते चतुरस्वान्तचमत्कारकिरा गिरा ॥ ४०४ ॥

तथाहुः—'गो० ! देवाणं अद्धमागहाए भासाए भासंति' भगवतीपञ्चमशतकचतुर्थोद्देशके लोके तु 'संस्कृतं स्वर्गिणां भाषेत्यादि ।

प्रत्येकमङ्गोपाङ्गेषु, रत्नाभरणभासुराः ।
अस्पृष्टकासश्वासादिविविधव्याधिवेदनाः ॥ ४०५ ॥
पुण्यनैपुण्यलावण्याः, सदावस्थायियौवनाः ।
अभङ्गकामरागार्द्रा, दिव्याङ्गनाकटाक्षिताः ॥ ४०६ ॥
दिव्याङ्गरागसुरभीकृतसर्वाङ्गशोभनाः ।
कामकेलिकलाभ्यासविलासहासवेदिन ॥ ४०७ ॥
स्वभावतो निर्निमेषविशेषललितेक्षणाः ।
अम्लानपुष्पदामानः स्वैरं गगनगामिनः ॥ ४०८ ॥

---

[આ પ્રમાણે પ્રજ્ઞાપના અને ઔપપાતિક સૂત્રનો ચિહ્ન બાબતમાં મત ભિન્ન થાય છે ] આ વિષયમાં તત્ત્વતો સર્વજ્ઞ ભગવંતો જાણે.

આ દેવતાઓ ચતુરપુરુષોનાં અંતકરણને ચમત્કાર કરે તેવી વાણીથી સુંદર શબ્દોવાળી અર્ધ માગધી ભાષામાં પોતાના ભાવ જણાવે છે. ૪૦૪.

ભગવાન આ પ્રમાણે કહે છે :—

"હે ગૌતમ ! દેવતાઓ અર્ધ માગધી ભાષાથી બોલે છે." આ પ્રમાણે ભગવતીના પાંચમા શાતકના ચોથા ઉદ્દેશામાં કહ્યુ છે. લોકમાં દેવતાઓની ભાષા સંસ્કૃત કહેવાય છે. ( આ ફક્ત લોકમાન્યતા જ છે )

આ દેવતાઓ પ્રત્યેક અંગોપાંગ ઉપર રત્નના આભૂષણોથી દીપે છે. અને તેમને શ્વાસ-ખાંસી આદિ વિવિધ પ્રકારની વ્યાધિ-વેદનાઓ સ્પર્શી પણ શકતી નથી. ૪૦૫.

આ દેવો પવિત્ર અને ચાતુર્યસભર લાવણ્યવાળા, સદા સ્થિર યૌવનવાળા, અત્યંત એવા કામરાગથી આર્દ્ર બનેલ દિવ્ય અંગનાઓથી કટાક્ષિત થયેલા હોય છે; દિવ્ય અંગરાગ વિલેપનથી સુગંધિત અને સુંદર શરીરવાળા, અને કામક્રીડાના કલાભ્યાસ, વિલાસ, અને હાસ્યને જાણનાર હોય છે; સ્વભાવથી જ નિર્નિમેષ (નેત્રમીંચ્યા વગરના) વિશિષ્ટ અને લલિત ચક્ષુવાળા, સદા તાજી રહેતી પુષ્પની માળાવાળા અને ઇચ્છાનુસારી ગગનવિહારી હોય છે; ૪૦૬-૪૦૮.

मनश्चिन्तितमात्रेण, सर्वाभीष्टार्थसाधकाः ।
वचनातिगसामर्थ्यान्निग्रहानुग्रहक्षमाः ॥ ४०९ ॥
प्रयोजनविशेषेण, प्राप्ता अपि भुवस्तलम् ।
तिष्ठन्ति ते व्यवहिताश्चतुर्भिरङ्गुलैर्भुवः ॥ ४१० ॥
वायूत्तरेशानदिक्षु, सेव्याः सामानिकैः सुरैः ।
अग्नियाम्यानैर्ऋतीषु, पर्षद्भिस्तिसृभिर्युताः ॥ ४११ ॥
पुरोऽग्रमहिषीभिश्च, पृष्ठतोऽनीकनायकैः ।
सेव्याः समन्ताद्विविधायुधाढ्यैश्चात्मरक्षकैः ॥ ४१२ ॥
सुस्वरैर्दिव्यगन्धर्वैर्गीतासु पदपङ्क्तिषु ।
दत्तोपयोगाः सत्तालमूर्छनाग्रामचारुषु ॥ ४१३ ॥
अप्सरोभिः प्रयुक्तेषु, नाट्येषु दत्तचक्षुषः ।
अज्ञातानेहसः सौख्यैः, समयं गमयन्त्यमी ॥ ४१४ ॥
एकादशभिः कुलकं ।
कामलीलाभिलाषे तु, विसृज्य देवपर्षदम् ।
सुधर्मायाः सभायाश्च, निर्गत्यान्तःपुरैः सह ॥ ४१५ ॥

---

મનના ચિંતિત માત્રથી સર્વ ઇચ્છિત અર્થને સિદ્ધ કરનારા, વચનાતીત સામર્થ્યથી નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ, પ્રયોજન વિશેષમાં પૃથ્વી ઉપર આવે તો પણ પૃથ્વીથી ચાર આંગળ અદ્ધર રહે છે. ૪૦૯–૪૧૦.

તે દેવતાઓ વાયવ્ય-ઉત્તર અને ઈશાન દિશામાં રહેલા સામાનિક દેવતાઓથી સેવાય છે. અને તેઓની આગ્નેયખૂણો-દક્ષિણ-નૈઋત્ય દિશામાં પર્ષદાઓ હોય છે. ૪૧૧.

તે દેવતાઓની આગળ અગ્રમહિષીઓ હોય છે. પાછળ સેનાપતિઓ હોય છે અને ચારે બાજુ વિવિધ આયુધથી યુક્ત આત્મરક્ષક દેવતાઓ સેવા કરે છે. ૪૧૨.

સારા સ્વરપૂર્વક ગંધર્વદેવોથી ગવાયેલી, તાલ મૂર્છના અને ગ્રામથી સુંદર એવી પદપંક્તિઓમાં ઉપયોગવાળા અને અપ્સરાઓએ કરેલા નાટકોને જોતાં પસાર થતા કાળ (સમય) ને નહીં જાણતા, એવા તે દેવો સુખપૂર્વક સમયને પસાર કરે છે. ૪૧૩–૪૧૪.

જયારે આ દેવોને કામ વિલાસની અભિલાષા ઉત્પન્ન થાય છે ત્યારે દેવપર્ષદાનું વિસર્જન કરીને અંતઃપુરની સાથે સુધર્માસભામાંથી નીકળીને કહેલા પ્રાસાદ અગર ઉદ્યાનાદિ સ્થાનોમાં જઈને (નીચે મુજબ કામ-કેલિ કરે છે....)

મનને અનુકૂળ સર્વ અંગે સૌભાગ્યશાળી એવી દિવ્ય અપ્સરાઓ, જે સુંદર અલંકાર અને વસ્ત્રો ધારણ કરે છે. રૂપ અને યૌવનથી શોભે છે. કટાક્ષરૂપી બાળથી

गत्वोक्तरूपप्रासादोद्यानादिष्वास्पदेषु ते ।
मनोऽनुकूलाः सर्वाङ्गसुभगा दिव्यकामिनीः ॥ ४१६ ॥
रम्यालङ्कारनेपथ्या, रूपयौवनशालिनीः ।
कटाक्षविशिखैर्नर्मौक्तिभिर्द्विगुणितस्पृहाः ॥ ४१७ ॥
भर्तृचित्तानुसारेणानेकरूपाणि कुर्वतीः ।
प्रतिरूपैः स्वयमपि, प्रेमतो बहुभिः कृतैः ॥ ४१८ ॥
हठात्प्रत्यङ्गमालिङ्ग्य, वक्त्रमुन्नम्य चुम्बनैः ।
ससीत्कारं सुधाधारमधुराधरखण्डनैः ॥ ४१९ ॥
निःशङ्कमङ्कमारोप्य, निर्दयं स्तनमर्दनैः ।
मज्जन्तो मैथुनरसे, मनुष्यमिथुनादिवत् ॥ ४२० ॥
इत्थं सर्वाङ्गीणकायक्लेशोत्थां स्पर्शनिर्वृतिम् ।
आसादयन्तस्तृप्यन्ति, क्लिष्टपुंवेदवेदनाः ॥ ४२१ ॥
सप्तभिः कुलकं ।
रतामृतास्वादलोलाः, कदाचिन्मदनोन्मदाः ।
मुग्धावत्कम्पनैर्भीतिरुतैर्दूरापसर्पणैः ॥ ४२२ ॥
कदाचिच्चारुमध्यावल्लज्जाललितचेष्टितैः ।
कदाचित्प्रौढमहिला, इव वैयात्यवल्गितैः ॥ ४२३ ॥

---

મશ્કરીભરી પ્રેમયુક્ત વાણીથી પ્રેમ પ્રીતિને દ્વિગુણીત કરનારી છે, અને પતિના ચિત્તના અનુસારે અનેક રૂપોને વિકુર્વે છે. એવી સ્ત્રીઓ સાથે પોતે પણ પ્રેમથી કરેલા એવા ઘણા રૂપોવડે જોરથી અંગે અંગમા આલિંગન કરીને, મુખ ઉપર ચુંબન કરીને, મુખને ખૂબ નમાવીને, દબાવીને સીત્કાર છૂટે તે રીતે સુધાની ધારા જેવા મધુર હોઠને ચુંબન કરવાપૂર્વક નિઃશંકપણે (અપ્સરાઓને) ખોળામાં બેસાડીને નિર્દયતાપૂર્વક સ્તનને મર્દન કરીને, મનુષ્યના મિથુનની જેમ મૈથુનરસમાં ડૂબી ગયેલા, સર્વ અંગોમાં કાયાના કલેશની ઉત્પન્ન થયેલ સ્પર્શ નિવૃત્તિને પામતા, તીવ્ર પુરુષ વેદની વેદનાવાળા એવા તે દેવતાઓ તૃપ્ત થાય છે. ૪૧૫-૪૨૧.

મૈથુનના અમૃત જેવા આસ્વાદમાં ચપળ બનેલી, કામના ઉન્માદવાળી એવી અપ્સરાઓ કયારેક ભોળી (મુગ્ધા) સ્ત્રીઓની જેમ ભય, કંપન અવાજ અને આગળ-પાછળ ખસવા દ્વારા (મુગ્ધા જેવું આચરણ કરે છે) તો કયારેક મધ્યાસ્ત્રીની જેમ લજ્જાથી સુંદર ચેષ્ટા કરીને (મધ્યા જેવું આચરણ કરે છે.) કયારેક પ્રૌઢ મહિલાની જેમ નિઃસંકોચપણે છૂટથી વલ્ગનાદિ કરે છે, કયારેક પુરુષ જેવા કઠોર, રોષ અને

कदाचिद्रोषतोषार्द्रैः, परुषैः पुरुषायितैः ।
प्रत्याश्लेषप्रतिवचःप्रतिचुम्बनवल्गनैः ॥ ४२४ ॥
पारापतादिशब्दैश्च, द्विगुणामुन्मदिष्णुताम् ।
जनयन्त्यश्चिरं भर्तुर्देव्योऽपि सुरतोत्सवैः ॥ ४२५ ॥
शुक्रस्य वैक्रियस्याङ्गे संचारादखिले सुखम् ।
आसादयन्त्यस्तृप्यन्ति, क्लिष्टस्त्रीवेदवेदनाः ॥ ४२६ ॥
पञ्चभिः कुलकं ।
ते शुक्रपुद्गला भुज्यमानदिव्यमृगीदृशाम् ।
चक्षुःश्रोत्रघ्राणजिह्वात्वगिन्द्रियतयाऽसकृत् ॥ ४२७ ॥
द्रुतं परिणमन्त्येते, रूपलावण्यवैभवम् ।
परभागं प्रापयन्ति, सौभाग्यं यौवनं तथा ॥ ४२८ ॥

तथा च प्रज्ञापना—"अत्थि णं भंते! तेसिं देवाणं सुक्कपुग्गला?, हंता अत्थि, ते णं भंते! तासिं अच्छराणं कीसत्ताए भुज्जो भुज्जो परिणमंति? गो०! सोइंदियत्ताए जाव फासिंदियत्ताए इट्ठत्ताए कंतत्ताए मणुन्नत्ताए मणामत्ताए सुभत्ताए सोहग्गरूवजोव्वणगुणलायणत्ताए एयासिं भुज्जो भुज्जो परिणमंति"

---

તોષાર્દ્ર વર્તન કરે છે, (તો વળી ક્યારેક) પ્રતિ આલિંગન, પ્રતિ વચન, પ્રતિચુંબન અને વલ્ગન (વળગી પડવું) કરે છે. ક્યારેક કબૂતર આદિના શબ્દો કરે છે. આવી બધી સુરત ક્રીડાઓ દ્વારા દેવીઓ પણ (દેવોને) ઘણા કાળ સુધી મદોન્મત્તતાને વધારી રહી હોય છે (આ રતિ મહોત્સવથી) વૈક્રિય શુક્રનો સંપૂર્ણ અંગમાં સંચાર થવાથી ક્લિષ્ઠ સ્રીવેદની વેદનાને તૃપ્ત કરે છે. ૪૨૨–૪૨૬.

સંભોગ કરાવતી એવી દિવ્યસ્રિઓના શરીરમાં ગયેલા તે શુક્ર પુદ્ગલો ચક્ષુ–શ્રોત્ર, ઘ્રાણ, રસના અને સ્પર્શન આ બધી ઈન્દ્રિયો રૂપે વારંવાર અને તુરત પરિણામ પામે છે, અને પરિણામ પામેલા તે શુક્ર પુદ્ગલો દેવાંગનાઓના રૂપ, લાવણ્યના વૈભવને તથા સૌભાગ્ય અને યૌવનને ઉદ્દિપ્ત પ્રકૃષ્ટ બનાવે છે ૪૨૭–૪૨૮.

પ્રજ્ઞાપનામાં કહ્યું છે, કે; "હે ભગવંત! દેવતાઓને શુક્ર પુદ્ગલો હોય છે? ભગવાન–હોય છે... હે ભદંત! તે પુદ્ગલો અપ્સરાઓને કેવી રીતે વારંવાર પરિણમે છે? હે ગૌતમ! શ્રોત્રેન્દ્રિયથી સ્પર્શનેન્દ્રિય સુધી [પાંચ ઈન્દ્રિય રૂપે] તથા ઈષ્ટરૂપે, પ્રિયરૂપે, મનોજ્ઞરૂપે, મન–ઉન્મત્તતા રૂપે, શુભપણે, સોભાગ્યરૂપે, યૌવન તથા લાવણ્યરૂપે આ અપ્સરાઓને (તે શુક્ર પુદ્ગલો) વારંવાર પરિણમે છે."

एवं केचित्सुरास्तीव्रमदनोन्मत्तचेतसः ।
स्वनायिकोपभोगेनातृप्ताः क्लृप्तापराशयाः ॥ ४२९ ॥
वर्यचातुर्यसौन्दर्यपुण्याः पण्याङ्गना इव ।
निजानुरक्ता अपरिगृहीता भुञ्जते सुरीः ॥ ४३० ॥
तथा ह्युन्मत्तता द्वेधा, देवानामपि वर्णिता ।
एका यक्षावेशभवा, मोहनीयोदयात् परा ॥ ४३१ ॥
अल्पर्द्धिकं तत्र देवं, रुष्टो देवो महर्द्धिकः ।
दुष्टपुद्गलनिक्षेपात्, कुर्यात् परवशं क्षणात् ॥ ४३२ ॥
ततश्च ग्रहिलात्माऽसौ, यथा तथा विचेष्टते ।
द्वितीया द्विविधा तत्र, मिथ्यात्वात्प्रथमा भवेत् ॥ ४३३ ॥
अतत्त्वं मन्यते तत्त्वं, तत्त्वं चातत्त्वमेतया ।
चारित्रमोहनीयोत्था, परा तयाऽपि चेष्टते ॥ ४३४ ॥
भूताविष्ट इवोत्कृष्टमन्मथादिव्यथार्दितः ।
यक्षावेशोत्था सुमोचा, दुर्मोचा मोहनीयजा ॥ ४३५ ॥

---

આ પ્રમાણે કોઇક દેવતાઓ તીવ્રકામની વેદનાથી ઉન્મત્ત ચિત્તવાળા બનેલા પોતાની નાયિકાને ભોગવવા છતાં અતૃપ્ત રહેલા, તેથી જ બીજી દેવીઓને ભોગવવાના આશયવાળા બનેલા, શ્રેષ્ઠ ચતુરાઈ અને સૌંદર્યથી પવિત્ર, પોતાના ઉપર અનુરાગવાળી વેશ્યા જેવી અપરિગ્રહિતા દેવીઓને ભોગવે છે. ૪૨૯–૪૩૦.

દેવતાઓની પણ ઉન્મત્તતા બે પ્રકારની કહેલી છે. ૧. યક્ષના આવેશથી ઉત્પન્ન થયેલી ૨. મોહનીયના ઉદયથી ઉત્પન્ન થયેલી. ૪૩૧.

ત્યાં અલ્પઋદ્ધિવાળા દેવને મહર્દ્ધિકદેવ ક્રોધમાં આવીને દુષ્ટ પુદ્ગલ નાખીને ક્ષણમાં પરવશ બનાવી દે છે તેથી ગાંડા જેવો બનેલો તે દેવ જેમ–તેમ ચેષ્ટા કરે છે. બીજા પ્રકારની ( મોહનીય પ્રભવા ) ઉન્મત્તતા બે પ્રકારની છે. ૧. મિથ્યાત્વના ઉદયથી–બીજી ચારિત્ર મોહનીયના ઉદયથી. મિથ્યાત્વના ઉદયથી ઉત્પન્ન થયેલી ઉન્મત્તતાને કારણે (તે દેવો ) અતત્ત્વને તત્ત્વ માને છે અને તત્ત્વને અતત્ત્વ માને છે. અને ચારિત્રમોહનીય કર્મથી ઉત્પન્ન થયેલ ઉન્મત્તતાથી ભૂતાવિષ્ટ થયેલાની જેમ કામદેવ આદિની વ્યથાથી દુઃખિત થયેલા ચેષ્ટા કરે છે. યક્ષના આવેશથી ઉત્પન્ન થયેલી ઉન્મત્તતા સરળતાથી દૂર કરાય છે પરંતુ મોહનીય કર્મથી ઉત્પન્ન થયેલી ઉન્મત્તતાથી દુઃખે કરી મુક્ત થવાય છે. ૪૩૨–૪૩૫.

तथाहुः—“ असुरकुमाराणं भंते ! कइविहे उम्माए प० ?, गो० दुविहे प०, एवं जहेव णेरतियाणं, णवरं देवे वा से महिड्ढियतराए असुभे पुग्गले पक्खिवेज्जा, से णं तेसिं असुभाणं पुग्गलाणं पक्खिवणताए जक्खाएसं उम्मायं पाउणिज्जा, मोहणिज्जस्स वा, सेसं तं चेव, वाणमंतरजोतिसवेमाणियाणं जहा असुरकुमाराणं, ” भगवतीसूत्रे ।

पश्यतैवं शक्तियुक्ता, विवेकिनोऽपि नाकिनः ।
हन्तानेन विडम्ब्यन्ते, सत्यं सर्वङ्कषः स्मरः ॥ ४३६ ॥
योऽखर्वयच्छर्वगर्वसर्वस्वमौर्वदुर्वहः ।
किमपूर्वमखर्वोऽयं, निर्वपुर्यत्सुपर्वजित् ॥ ४३७ ॥
भवनव्यन्तरज्योतिष्काद्यकल्पद्वयावधि ।
विडम्बनैवं कामस्य, ज्ञेया नातः परं तथा ॥ ४३८ ॥
अथो यथोक्तकालेन, यद्याहारार्थिनः सुराः ।
तदा संकल्पमात्रेणोपस्थिताः सारपुद्गलाः ॥ ४३९ ॥
सर्वगात्रेन्द्रियाह्लादप्रदाः परिणमन्ति हि ।
सर्वाङ्गमाहारतया, शुभकर्मानुभावतः ॥ ४४० ॥

---

પ્રશ્ન:–“ હે ભગવંત ! અસુરકુમાર દેવોને કેટલા પ્રકારનો ઉન્માદ કહેલો છે. ? જવાબ–હે ગૌતમ ! બે પ્રકારે કહેલો છે. જે રીતે નરકના જીવોને હોય છે તેમ ! દેવોમા મહર્દ્ધિક દેવો અશુભ પુદ્ગલને પ્રક્ષેપે છે, તે ફેંકાયેલા અશુભ પુદ્ગલોથી ( તે દેવો ) યક્ષાવેશ નામના ઉન્માદને પામે છે. અને બીજો મોહનીયનો ઉન્માદ. એ પ્રમાણે વાણવ્યંતર જ્યોતિષ અને વૈમાનિક દેવતાઓનું અસુરકુમારની જેમ સમજી લેવું.”

જુઓ આ પ્રમાણે શક્તિશાળી અને વિવેકી એવા પણ દેવતાઓ ખરેખર આ કામદેવથી વિડમ્બિત થાય છે માટે કામદેવ સર્વને ખેંચનારો છે–એ સત્ય છે. ૪૩૬.

સર્વલોકોના ગર્વના સર્વસ્વને તિરસ્કૃત કરનારો પર્વતની માફક દુર્વહ એવો અખર્વ કામદેવ કોઇ અપૂર્વકોટિનો છે કે જે શરીર રહિત હોવા છતાંય દેવોને પણ જિતનારો છે. ૪૩૭.

ભવનપતિ–વ્યન્તર–જ્યોતિષ્ક અને વૈમાનિકમાં બે દેવલોક સુધી આ પ્રમાણે કામની વિડંબના સમજવી. ત્યારબાદ એવું નથી. ૪૩૮

હવે જ્યારે શાસ્ત્રોક્ત સમયે આહારની ઇચ્છા થાય છે, ત્યારે સંકલ્પમાત્રથી ઉપસ્થિત થયેલા સર્વગાત્ર અને ઇન્દ્રિયોને આહ્‌લાદ આપનારા એવા સારભૂત પુદ્ગલો સર્વ અંગમાં શુભ કર્મના પ્રભાવે આહાર રૂપે પરિણમે છે. ૪૩૯–૪૪૦.

प्राप्नुवन्तः परां तृप्तिमाहारेणामुना सुराः ।
विन्दते परमानन्दं, स्वादीयोभोजनादिव ॥ ४४१ ॥
अत एवाभिधीयन्ते, ते मनोभक्षिणः सुराः ।
प्रज्ञापनादिसूत्रेषु, पूर्वर्षिसंप्रदायतः ॥ ४४२ ॥
तथाहुः—"मणोभक्खिणो ते देवगणा पण्णत्ता समणाउसो !" ।
आहार्यपुद्गलांस्तांश्च, विशुद्धावधिलोचनाः ।
अनुत्तरसुरा एव, पश्यन्ति न पुनः परे ॥ ४४३ ॥
सहस्राणि दशाब्दानां, येषामायुर्जघन्यतः ।
भवनेशव्यन्तरास्तेऽहोरात्रसमतिक्रमे ॥ ४४४ ॥
इच्छन्ति पुनराहारं, तथा स्तोकैश्च सप्तभिः ।
उच्छ्वसन्ति शेषकाले, नोच्छ्वासो न मनोऽशनम् ॥ ४४५ ॥
दशभ्योऽब्दसहस्रेभ्यो, वर्द्धमानैः क्षणादिभिः ।
किंचिदूनसागरान्तं, यावद्येषां स्थितिर्भवेत् ॥ ४४६ ॥
तेषां दिनपृथक्त्वैः स्याद्वृद्धिभाग् भोजनान्तरम् ।
मुहूर्त्तानां पृथक्त्वैश्च, श्वासोच्छ्वासान्तरं क्रमात् ॥ ४४७ ॥

---

આ આહારથી દેવતાઓ પરમતૃપ્તિને પામે છે. સ્વાદુ ભોજનની જેમ પરમાનંદને પ્રાપ્ત કરે છે. ૪૪૧.

આથી કરીને જ પ્રજ્ઞાપનાદિ સૂત્રોમાં પૂર્વર્ષિ સંપ્રદાયથી દેવતાઓને મનોભક્ષી કહેલા છે.

પ્રજ્ઞાપનામાં કહેલુ છે કે હે શ્રમણાયુષ્ય ! તે દેવસમૂહો મનોભક્ષી કહેલા છે.

આહાર યોગ્ય પુદ્ગલોને વિશુદ્ધ અવધિરૂપ લોચનવાળા અનુત્તર વિમાનવાસી દેવતાઓ જ જોઇ શકે છે. અન્ય દેવતાઓ જોઇ શકતા નથી. ૪૪૩.

જે દેવતાઓનું આયુષ્ય જઘન્યથી ૧૦ હજાર વર્ષનું છે, તે ભવનપતિ અને વ્યન્તરદેવતાઓ એક અહોરાત્રિ ગયા બાદ આહારને ઇચ્છે છે. અને સાત સ્તોક પ્રમાણ સમય વીત્યાબાદ શ્વાસ લે છે. શેષ કાલમાં તે દેવોને શ્વાસોચ્છ્વાસ કે મનો આહાર હોતો નથી. ૪૪૪–૪૪૫.

દશ હજાર વર્ષથી એક-એક ક્ષણ વધતા યાવત્ સાગરોપમથી ન્યૂન જેટલી જેમની સ્થિતિ હોય, તેવા દેવોને દિવસ પૃથક્ત્વે ( ૨ થી ૯ દિવસે) ભોજનની ઇચ્છા થાય છે. અને મુહૂર્ત્ત પૃથક્ત્વે ( ૨ થી ૯ મુહૂર્ત્તે ) શ્વાસોચ્છ્વાસ લે છે દિન પૃથક્ત્વ ભોજન એટલે કે, આ દેવોને દિવસ પૃથક્ત્વ–ભોજનાંતર હોય છે. અને મુહૂર્ત્ત પૃથક્ત્વ શ્વાસોચ્છ્વાસ હોય છે. ૪૪૬–૪૪૭.

पृथक्त्वं तु द्विप्रभृतिनवपर्यन्तमुच्यते ।
पूर्णाम्भोधिस्थितीनां तु, ततः सागरसंख्यया ॥ ४४८ ॥
आहारोऽब्दसहस्रैः स्यात्पक्षैरुच्छ्वास एव च ।
एवं च स्वर्गयोराद्यद्वितीययोः सुधाभुजः ॥ ४४९ ॥
जघन्यजीविनो घस्रपृथक्त्वेनैव भुञ्जते ।
मुहूर्त्तानां पृथक्त्वेन, श्वासोच्छ्वासं च कुर्वते ॥ ४५० ॥
द्वाभ्यां वर्षसहस्राभ्यामश्नन्त्युत्कृष्टजीविनः ।
मासेन चोच्छ्वसन्त्येवं, भाव्या मध्यमजीविनः ॥ ४५१ ॥
एवमेते कृताहाराः, पुनरप्यप्सरोजनैः ।
उपक्रान्ते नाटकादौ, प्रवर्त्तयन्ति मानसम् ॥ ४५२ ॥
कदाचिच्च जलक्रीडां, कदाचिन्मज्जनक्रियाम् ।
कदाचिच्च सुहृद्‌गोष्ठीसुखान्यनुभवन्त्यमी ॥ ४५३ ॥
कदाचिद्यान्ति सुहृदां, वेश्मसु प्रेमनिर्भराः ।
तेऽपि नानुपसर्पन्ति, कृत्वाऽभ्युत्थानमादरात् ॥ ४५४ ॥

---

પૃથક્ત્વ શબ્દ ૨ થી ૯ સંખ્યાનો સૂચક છે. પૂરેપૂરા સાગરોપમની સ્થિતિવાળા દેવોને જેટલા સાગરોપમનું આયુષ્ય હોય તેટલા હજાર વર્ષે આહાર અભિલાષા થાય છે. [ એટલે ૧ સાગરોપમના આયુષ્યવાન્ દેવને ૧ હજાર વર્ષે આહાર હોય છે ] અને સાગરોપમની સંખ્યા પ્રમાણે તેટલા પખવાડીયે શ્વાસોચ્છ્વાસ લે છે. એક સાગરોપમના આયુષ્યવાન્ દેવ પખવાડીયે શ્વાસોચ્છવાસ લે છે આ પ્રમાણે પ્રથમ અને દ્વિતીય દેવલોકના દેવતાઓને હજારવર્ષે આહાર અને ૧ પખવાડીયે શ્વાસોચ્છ્વાસ હોય છે. ૪૪૮–૪૪૯.

જઘન્ય આયુષ્યવાળા દિન પૃથક્ત્વે આહાર કરે અને મુહૂર્ત્ત પૃથક્ત્વે શ્વાસોચ્છ્વાસ લે છે. ઉત્કૃષ્ટ આયુષ્યવાળા બે હજાર વર્ષે આહાર લે છે. અને મહિને શ્વાસોચ્છ્વાસ લે છે. મધ્યમ આયુષ્યવાળા દેવોનું મધ્યમ સમજી લેવું. ૪૫૦–૪૫૧.

આ પ્રમાણે આહાર કરીને દેવતાઓ અપ્સરાઓ વડે શરૂ કરાયેલા નાટક આદિમાં મનને પ્રવર્તાવે છે. ૪૫૨.

આ દેવતાઓ કોઈ વખત જલક્રીડા કરે છે, તો ક્યારેક સ્નાન–ક્રીડાને કરે છે: ક્યારેક મિત્રો સાથે ગોષ્ઠી સુખ અનુભવે છે, તો ક્યારેક પ્રેમથી ભરેલા તે દેવતાઓ મિત્રોના ઘેર જાય છે. અને તે મિત્ર દેવતાઓ પણ આદરપૂર્વક ઉભા થઈને તેની સામે આવે છે, ત્યારબાદ તે દેવો આસન આપીને પ્રેમપૂર્વક હાથ પકડીને બેસાડે છે અને

आसनं ददते हस्ते, धृत्वोपवेशयन्ति च ।
योजिताञ्जलयः सत्कारयन्त्यम्बरभूषणैः ॥ ४५५ ॥
एवमागच्छतां प्रत्युद्गमनं पर्युपासनम् ।
स्थितानां गच्छतां चानुगमनं रचयन्त्यमी ॥ ४५६ ॥

तथोक्तं—"अत्थि णं भंते ! असुरकुमाराणं सक्कारेति वा जाव पडिसंसाहणया ?, जाव वेमाणियाणं"

ततो विनीतैस्तैर्मित्रदेवैः सह कदाचन ।
तेषामेव विमानेषु, क्रीडन्तः सुखमासते ॥ ४५७ ॥
एकैकस्मिन्नाटयकामक्रीडागोष्ठयादिशर्मणि ।
यात्यविज्ञात एवाशु, कालो भूयान्निमेषवत् ॥ ४५८ ॥

तथाह त्रुटितगाथा—
"दो वाससहस्साइं उड्ढं अमराण होइ विसयसुहं ।
पणसयपणसयहीणं जोइसवणभवणवासीणं ॥ ४५९ ॥
एवं तत्तन्निधुवनसंगीतप्रेक्षणादिभिः ।
सदाप्यसंपूर्णकार्या, न तेऽत्रागन्तुमीशते ॥ ४६० ॥

---

અંજલિ જોડીને વસ્ત્રાભૂષણથી તેઓનો સત્કાર કરે છે. ૪૫૩-૪૫૫.

આ પ્રમાણે આવે ત્યારે સામે જવું, આવ્યા બાદ ઉચિત સેવા કરવી અને જતી વખતે પાછા મૂકવા જવું વગેરે આ દેવતાઓ કરે છે. ૪૫૬

હે ભગવંત ! અસુરકુમાર દેવતાઓને સત્કાર-પ્રતિ ઉપાસના હોય છે ? જવાબઃ યાવત્ વૈમાનિક દેવો સુધી આ વિધિ હોય છે.

ત્યારબાદ ક્યારેક વિનીત એવા મિત્રદેવોની સાથે ક્રીડા કરતા સુખપૂર્વક તેઓના વિમાનમાં રહે છે. ૪૫૭.

એક-એક નાટ્ય-કામક્રીડા અથવા ગોષ્ઠિ આદિ સુખની અંદર ખબર ન પડે તેમ આંખના પલકારાની જેમ ઘણો કાળ પસાર થઈ જાય છે. ૪૫૮.

છૂટી મળેલી ગાથાઃ ઉર્ધ્વવાસી દેવો (વૈમાનિક દેવો)નું એક વિષય-સુખ (નાટકાદિ એક કાર્ય પણ) બે હજાર વર્ષ સુધી ચાલે છે. ત્યારબાદ જ્યોતિષ-વાણવ્યંતર-ભવનપતિનું તે એકેક કાર્ય પાંચસો-પાંચસો વર્ષ ન્યૂન હોય છે. એટલે કે જ્યોતિષીનું કાર્ય ૧૫૦૦ વર્ષ વાણવ્યંતરનુ કાર્ય ૧૦૦૦ વર્ષ અને ભવનપતિનું કાર્ય ૫૦૦ વર્ષ ચાલે છે. ૪૫૯.

આ પ્રમાણે તે-તે કામક્રીડા-સંગીત અને નાટક આદિના કારણે હંમેશા તેમનું કાર્ય અધુરું જ રહે છે. તેથી દેવો અહીં-મર્ત્યલોકમાં આવી શકતા નથી-આવવા ઇચ્છતા નથી. ૪૬૦.

किंच—तत्तद्विमानाभरणदेवाङ्गनादिवस्तुषु ।
संक्रान्तनव्यप्रेमाणो, नैतेऽत्रागन्तुमीशते ॥ ४६१ ॥
कदाचिदुत्सहन्ते चेत्पूर्वजन्मोपकारिणः ।
मातापितृस्निग्धबन्धुगुरुशिष्यप्रियाऽङ्गजान् ॥ ४६२ ॥
द्रष्टुं दर्शयितुं स्वीयदिव्यसंपत्तिवैभवम् ।
तदागत्यार्गलायन्तेऽनर्गलाः स्वर्गयोषितः ॥ ४६३ ॥
किमेतदाद्यकवले, मक्षिकापतनोपमम् ।
आरब्धं क्षणमप्येकं, त्वां विना प्राणिमः कथम्? ॥ ४६४ ॥
अद्यापि तादृशः स्नेहस्तासु पूर्वप्रियासु चेत् ।
तदाऽस्मान् कृत्रिमप्रेम्णा, कदर्थयसि नाथ किम्? ॥ ४६५ ॥
अथ यास्यथ तन्नाट्यमिदमादिममङ्गलं ।
दृष्ट्वा यथेच्छं गच्छन्तु, किं रुध्याः करिणः करैः? ॥ ४६६ ॥
इत्यादिप्रेमसंदर्भगर्भितैस्तद्वचोगुणैः ।
नियन्त्रितास्तद्दाक्षिण्यात्, तत्रैते ददते मनः ॥ ४६७ ॥

---

તે ઉપરાંત તે-તે વિમાન, આભરણ અને દેવાંગનાઓ આદિમાં નવો-નવો ( ઘણો ગાઢ ) પ્રેમ ઉત્પન્ન થતો હોવાથી તે ( દેવો ) અહીં આવી શકતા નથી-આવવા ઈચ્છતા નથી. ४६१.

ક્યારેક તેઓને પૂર્વજન્મના ઉપકારી એવા માતા-પિતા-સ્નેહાળ બંધુ-ગુરૂ-શિષ્ય-પ્રિયા-પુત્ર આદિને જોવા માટેનો તથા પોતાની દિવ્ય સંપત્તિને દેખાડવાનો ઉત્સાહ થાય છે. તે વખતે નિર્બંધ પ્રેમ ધરાવતી અપ્સરાઓ આવીને ( દેવને ) બંધન રૂપ થાય છે. એટલે કે જવા તૈયાર થતાં તે દેવને જતાં અટકાવે છે. ४६२-४६३.

[ અને તેઓ કહે છે કે ] પહેલા જ કોળીયામાં મક્ષિકાપાત સમાન આ શું માંડ્યું છે ? તમારા વિના અમે એક ક્ષણ પણ કેવી રીતે જીવી શકીએ ? ४६४.

જો હજી પણ [ તમારી ] પૂર્વ પત્નીઓમાં તેવો જ સ્નેહ હોય, તો નાથ ! કૃત્રિમ પ્રેમવડે અમારી કદર્થના શા માટે કરો છો. ४६५.

છતાં પણ જો આપ જાઓ છો, તો પ્રથમ મંગલરૂપ આ નાટકને જોઈને ઇચ્છા મુજબ જાઓ કેમકે હાથથી કંઇ હાથી થોડો રોકી શકાય છે ? ४६६.

ઈત્યાદિ પ્રેમગર્ભિત વાણીથી જકડાએલા તે દેવો તેઓના [ દેવાંગનાઓ ] પ્રત્યેના દાક્ષિણ્યથી ત્યાં મન આપે છે. ४६७.

तत्ताण्डवसमाप्त्या तु, पूर्वसंबन्धिनां नृणाम् ।
भवा भवन्ति भूयांसः, प्रायः स्वल्पायुषामिह ॥ ४६८ ॥
किंच प्राग्भवबन्धूनां, तादृक्पुण्याद्यभावतः ।
नागन्तुमीशते तेऽत्राषाढाचार्याद्यशिष्यवत् ॥ ४६९ ॥

तथोक्तं स्थानाङ्गे–"तिहिं ठाणेहिं अहुणोववन्ने देवे देवलोगेसु इच्छेज्जा माणुसं लोगं हव्वमागच्छित्तए, णो चेव णं संचाएति हव्वमागच्छित्तए, अहुणोववन्ने देवे देवलोए दिव्वेसु कामभोएसु मुच्छिए गिद्धे गढिए अज्झोववण्णे, से णं माणुस्सए कामभोए नो आढाति नो परि० नो अट्ठं बंधइ नो नियाणं पक० नो ठितिपगप्पं क० १. अहुणोववन्ने देवे देवलोएसु दिव्वेसु कामभोएसु मुच्छिए गिद्धे गढिए अज्झोववन्ने तस्स णं माणुस्सए पेम्मे वोच्छिन्ने भवइ दिव्वे पेम्मे संकंते भवइ २. अहुणोववन्ने देवे देवलोएसु दिव्वेसु कामभोगेसु मुच्छिए जाव अज्झो० तस्स णं एवं भवइ इयण्हिं गच्छं, मुहुत्ता गच्छं तेणं कालेणं अप्पाउया मणुया कालधम्मुणा संजुत्ता भवंति ३," इत्यादि ।

---

તે નાટકની સમાપ્તિ થાય ત્યાં તો પૂર્વ સંબંધી મનુષ્યોનાં ઘણાં ભવો થઈ જાય છે કારણ કે આ મનુષ્યલોકમા પ્રાયઃ મનુષ્યોના અલ્પ આયુષ્ય હોય છે. ૪૬૮.

વળી પૂર્વભવમાં સંબંધીના તેવા પ્રકારના પુણ્યના અભાવથી તે [ દેવો ] અહીં આવી શકતા નથી. અષાઢાચાર્યના આદ્ય શિષ્યની જેમ ૪૬૯.

શ્રી સ્થાનાંગસૂત્રમાં કહ્યું છે કે—

દેવલોકમાં નવા ઉત્પન્ન થયેલા દેવો ત્રણ કારણે મનુષ્યલોકમાં જલ્દી આવવા ઇચ્છવા છતાં જલ્દી આવી શકતાં નથી.

(૧) દેવલોકમાં ઉત્પન્ન થયેલા નવા દેવો દેવલોકમાં દિવ્ય કામભોગને વિષે મૂર્ચ્છિત–ગૃદ્ધ–આસક્ત, તેમાં ગુંથાએલા અને તેનાજ અધ્યવસાયવાળા હોય છે તેથી તે ( દેવો ) મનુષ્ય સંબંધી કામભોગને ઇચ્છતા નથી, મનુષ્ય સંબંધી કામભોગોને વિચારતાં નથી, મનુષ્ય સંબંધી કામભોગોનો આગ્રહ કરતા નથી, મનુષ્ય સંબંધી કામભોગોનું નિયાણું કરતા નથી કે–ત્યાં સ્થિતિ પ્રકલ્પ–સ્થિરતા કરતાં નથી.

(૨) દેવલોકમાં નવા ઉત્પન્ન થયેલા દેવો દેવલોકમા દિવ્ય કામભોગમાં મૂર્ચ્છિત–ગૃદ્ધ–ગૂંથાયેલા અને તેના જ વિચારવાળા હોવાથી તેમનો મનુષ્ય સંબંધી પ્રેમ નાશ પામી જાય છે અને દિવ્યપ્રેમ સંક્રાન્ત થઈ જાય છે.

(૩) દેવલોકમાં નવા ઉત્પન્ન થયેલા દેવો દેવલોકમાં દિવ્યકામભોગમાં મૂર્ચ્છિત–ગૃદ્ધ–ગૂંથિત અને તદ્ અધ્યવસિત હોય છે, છતાં પણ તે દેવોને એમ થાય કે–મર્ત્યલોકમાં હું હમણાં જાઉં, મુહૂર્ત્ત પછી જાઉં, પણ ત્યાં એટલામાં અલ્પ આયુષ્યવાળા મનુષ્યો કાલધર્મ પામી જાય છે..."

तथाऽस्य नरलोकस्य, दुर्गन्धोऽपि प्रसर्पति ।
नानामृतकविण्मूत्राद्यशुचिप्रभवो महान् ॥ ४७० ॥
तत्राप्यजितदेवादिकालेऽतिप्रचुरा नराः ।
तथा भवन्ति तिर्यञ्चः, क्षेत्रेषु निखिलेष्वपि ॥ ४७१ ॥
तदा मूत्रपुरीषादिबाहुल्यात्पूतिपुद्गलाः ।
ऊर्ध्वं यान्तो वासयन्ति, पुद्गलानपरापरान् ॥ ४७२ ॥
योजनानां शतान्येवं,पञ्च यावत्परैः परैः ।
दूष्यन्ते पुद्गला जीवा, इवोत्सूत्रप्ररूपकैः ॥ ४७३ ॥
यदा तु नरतिर्यञ्चो, नरक्षेत्रे स्युरल्पकाः ।
तदा पूतिपुद्गलानामल्पत्वादूर्ध्वगामिनाम् ॥ ४७४ ॥
चतुःशतीं योजनानां, यावत्तैरपरापरैः ।
व्रजद्भिरूर्ध्वं भाव्यन्ते, प्रोक्तयुक्त्यैव पुद्गलाः ॥ ४७५ ॥
एवं परं योजनेभ्यो, नवभ्यो गन्धपुद्गलाः ।
कथं स्युर्घ्राणविषया, नैषा शङ्काऽपि संभवेत् ॥ ४७६ ॥

---

તથા આ મનુષ્યલોકની જુદા–જુદા પ્રકારના મડદા, વિષ્ટા, મૂત્રાદિની અશુચિથી ઉત્પન્ન થયેલી ભયંકર દુર્ગંધ ઊંચે પ્રસરે છે ૪૭૦.

તેમાં પણ શ્રી અજિતનાથ ભગવાનના કાળમાં મનુષ્યો અને તિર્યંચો દરેક ક્ષેત્રોમાં અતિ પ્રચુર પ્રમાણમાં હોય છે. તે વખતે મૂત્ર અને વિષ્ટા પણ ઘણી હોવાથી દુર્ગંધી પુદ્ગલો ઉપર જાય છે અને બીજા–બીજા પુદ્ગલોને પણ વાસિત કરે છે. એ પ્રમાણે એક–બીજા પુદ્ગલો વાસિત થતાં થતાં પરંપરાએ યાવત્ પાંચસો યોજન દુર્ગંધથી પુદ્ગલો વાસિત થાય છે. જેમ ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારથી જીવો વાસિત થાય તેમ... ૪૭૧–૪૭૩.

જ્યારે મનુષ્યક્ષેત્રમાં નર અને તિર્યંચો અલ્પ હોય, ત્યારે ઉર્ધ્વગામી એવા દુર્ગંધી પુદ્ગલો અલ્પ હોવાથી ઉર્ધ્વગામી જતા એવા પુદ્ગલો દ્વારા ચારસો યોજન સુધી બીજા–બીજા પુદ્ગલો આગળ કહ્યા મુજબ વાસિત થાય છે. ૪૭૪–૪૭૫.

નવ યોજનથી દૂર રહેલા ગંધ પુદ્ગલો ઘ્રાણેન્દ્રિયના વિષય કેવી રીતે બની શકે ? આવી શંકા પણ સંભવી શકે નહીં ૪૭૬.

उक्तं च—"चत्तारि पंच जोअणसयाइं गंधो य मणुअलोअस्स ।
उड्ढं वच्चइ जेणं नहु देवा तेण आवंति ॥ ४७६A ॥"

उपदेशमालाकर्णिकायां तु—
"ऊर्ध्वगत्या शतान्यष्टौ, सहस्रमपि कर्हिचित् ।
मर्त्यानां याति दुर्गन्धस्तेनेहायान्ति नामराः ॥ ४७६B ॥
इत्युक्तमिति ज्ञेयं-

तथा च—मलमूत्रश्लेष्मपूर्णे, मक्षिकाकोटिसंकटे ।
समन्ततोऽतिचपलकृमिकीटशतावटे ॥ ४७७ ॥
पुरीषसदने स्थित्वा, मित्रकल्पेन केनचित् ।
एहि मित्र ! क्षणं तिष्ठ, किञ्चिद्वच्मीत्यनेकशः ॥ ४७८ ॥
आहूयेत जनः कश्चित् , सद्यःस्नातः कृताशनः ।
कृतचन्दनकर्पूरकस्तूर्यादिविलेपनः ॥ ४७९ ॥
जानन्नपि स तत्रेष्टं, यथा गन्तुं न शक्नुयात् ।
तद्दुर्गन्धपराभूतिसंकोचितविकूणिकः ॥ ४८० ॥
तथा भूयः स्मरन्तोऽपि, नृक्षेत्रे पूर्वबान्धवान् ।
दुर्गन्धाभिभवादत्र, न तेऽभ्यागन्तुमीशते ॥ ४८१ ॥
पञ्चभिः कुलकं ॥

---

કહ્યું છે કે : ચારસો અથવા પાંચસો યોજન સુધી મનુષ્યલોકની ગંધ ઊંચે જાય છે. તેથી દેવતાઓ આવતા નથી. ૪૭૬A

ઉપદેશમાલાની કર્ણિકામાં તો કહ્યું છે, કે 'મૃત્યુલોકની દુર્ગંધ ઉંચે આઠસો (૮૦૦) યોજન કે ક્યારેક હજાર યોજન સુધી પણ જાય છે. તેથી દેવતાઓ અહીં આવતા નથી આ પ્રમાણે કહ્યું છે તે જાણવું. ૪૭૬B.

તથા– મલ–મૂત્ર–શ્લેષ્મથી પૂર્ણ, ક્રોડો માખીઓથી ઉભરાતા, ચારે તરફ અતિચપલ સેંકડો કૃમિ અને કીડાના કૂવા સમાન વિષ્ટાના ઘરમાં (સંડાસમાં) રહીને કોઈ મિત્ર જેવો માણસ મિત્રને કહે કે–તુ અહિં આવ, જરાવાર ઉભો રહે, હું કંઈક કહું છું. એમ અનેકવાર બોલાવે તો પણ તરતનો સ્નાન કરેલો, ભોજન કરેલો, ચંદન–કપૂર કસ્તૂરીથી વિલેપન કરેલો માણસ તે મિત્રને ઈષ્ટ જાણવા છતાં પણ દુર્ગંધના પરાભવથી સંકોચ પામેલો અને મુખને બગાડતો ત્યા જઈ શકતો નથી, તેમ મનુષ્ય ક્ષેત્રના પૂર્વબાંધવોને વારંવાર યાદ કરવા છતાં પણ દુર્ગંધના પરાભવથી તે (દેવો) અહીં (મનુષ્યક્ષેત્રમાં) આવી શકતા નથી. ૪૭૭–૪૮૧.

सत्यप्येवमतिप्रौढपुण्यप्राग्भारशालिनाम् ।
श्रीमतामर्हतां तेषु, कल्याणकेषु पञ्चसु ॥ ४८२ ॥
मरुताश्वत्थपर्णेभकर्णकम्प्रनिजासनाः ।
स्वश्रद्धातिशयात्केचिद्देवेन्द्रशासनात्परे ॥ ४८३ ॥
मित्रानुवर्त्तनात्केचित्पत्नीप्रेरणया परे ।
स्थितिहेतोः परे देवदेवीसंपातकौतुकात् ॥ ४८४ ॥
क्षणादेवातिदुर्गन्धमपि लोकं नृणामिमम् ।
अर्हत्पुण्यगुणाकृष्टा, इवायान्त्युत्सुकाः स्वयम् ॥ ४८५ ॥
त्रिभिर्विशेषकं ॥

महात्मनां महर्षीणां, यद्वोत्कृष्टतपस्विनाम् ।
माहात्म्यमुद्भावयितुमिहायान्ति सुधाभुजः ॥ ४८६ ॥
अश्रद्दधाना यदिवा, साधुश्राद्धादिसद्गुणान् ।
सम्यग्दृग्वर्णितांस्तेऽत्रायान्ति तांस्तान् परीक्षितुम् ॥ ४८७ ॥
यद्वा तादृक्पुण्यशालिशालिभद्रादिवद्भृशम् ।
पुत्रादीनां प्रेमधाम्नां, स्नेहोद्रेकैर्वशीकृताः ॥ ४८८ ॥

---

આમ હોવા છતાં પણ અત્યંત પ્રૌઢ પુણ્યના સમૂહથી શોભતા શ્રી અરિહંતોના પાંચ કલ્યાણકોમાં પવનથી કંપેલા પીપળાના પાન કે હાથીના કાનની જેમ પોતાનુ આસન કંપાયમાન થવાથી (ઇન્દ્રો) કોઈક (દેવો) પોતાની શ્રદ્ધાના અતિશયથી, કોઈક દેવેન્દ્રોની આજ્ઞાથી, કોઇક મિત્રના અનુસરણથી, કોઇક પત્નીની પ્રેરણાથી, કોઈક આચારથી, કોઇક દેવીઓના સમૂહના કૌતુકથી મનુષ્યના અતિ દુર્ગંધી એવા આ લોકમાં શ્રી અરિહંત પરમાત્માના પુણ્યના ગુણથી આકર્ષાયેલા ઉત્સુકતાથી ક્ષણવારમાં આવે છે. ૪૮૨–૪૮૫.

અથવા મહાન આત્માઓ, મહાન સાધુ પુરુષો અને ઉત્કૃષ્ટ તપસ્વીઓના મહાત્મ્યનો પ્રભાવ વિસ્તારવા અહીં દેવતાઓ આવે છે. ૪૮૬.

અથવા સમ્યગ્દૃષ્ટિ આત્માઓ દ્વારા વર્ણવાએલા સાધુ કે શ્રાવકાદિના સદ્ગુણોની શ્રદ્ધા નહી કરતાં તે–તે દેવો તે–તે ગુણોની પરીક્ષા કરવા માટે અહિં (મનુષ્ય લોકમાં) આવે છે. ૪૮૭.

અથવા તો તેવા પ્રકારના પુણ્યશાળી શાલિભદ્ર જેવા પ્રેમપાત્ર એવા પુત્રાદિના સ્નેહના અતિરેકથી વશ થયેલા ગોભદ્રાદિ દેવની જેમ તે (દેવો) અહિં આવીને નિત્ય

गोभद्रादिवदागत्य, नित्यं नवनवैरिह ।
दिव्यभोगसंविभागैः, स्नेहं सफलयन्ति ते ॥ ४८९ ॥
यद्वा प्रागुक्तवचनस्मरणाद्विस्मृतापराः ।
स्वान् बोधयितुमायान्त्याषाढाचार्यान्त्यशिष्यवत् ॥ ४९० ॥
एवं पूर्वभवस्नेहकार्मणेन वशीकृताः ।
नरकेष्वपि गच्छन्ति, केचिद्वैमानिकामराः ॥ ४९१ ॥
तथाहि द्वारकाद्रङ्गभङ्गे जराङ्गजेषुणा ।
मृत्वाऽन्तिमो वासुदेवस्तृतीयं नरकं गतः ॥ ४९२ ॥
रामोऽथ मोहात् षण्मासान्, व्यूढभ्रातृकलेवरः ।
शिलातलाम्भोजवापादिभिर्देवेन बोधितः ॥ ४९३ ॥
भ्रातुर्देहस्य संस्कारं, कृत्वा संवेगमागतः ।
प्रव्रज्य नेमिप्रहितचारणश्रमणान्तिके ॥ ४९४ ॥
पारणाय व्रजन् क्वापि, स्वरूपव्यग्रया स्त्रिया ।
दृष्ट्वा घटभ्रमात्कूपे, क्षिप्यमाणं निजाङ्गजम् ॥ ४९५ ॥

---

નવી-નવી ભોગની સામગ્રી આપવા દ્વારા ( પુત્રાદિના ) સ્નેહને સફળ કરે છે. ૪૮૮-૪૮૯.

અથવા તો પહેલા આપેલા વચનને યાદ કરીને પોતાના આત્મીય જનોને બોધ આપવા માટે બીજાને ભૂલીને અષાઢાચાર્યના અંતિમ શિષ્યની જેમ અહિં આવે છે. ૪૯૦.

આ પ્રમાણે પૂર્વભવના સ્નેહરૂપી કાર્મણથી વશ થયેલા કેટલાક વૈમાનિક દેવતાઓ નરકમાં પણ જાય છે. ૪૯૧.

તે આ પ્રમાણે—દ્વારકા ગઢના ભંગ થયા બાદ જરાકુમારના બાણથી અંતિમ વાસુદેવ ( કૃષ્ણ ) મરીને ત્રીજી નરકમાં ગયા. અને બલદેવે [ કૃષ્ણના મોટાભાઇ ] ભાઇના કલેવરને તેમના ( કૃષ્ણ ઉપરના ) મોહથી છ મહિનાં સુધી વહન કર્યું. અને દેવે તેમને શીલાતલ ઉપર કમળ વાવવાની ક્રિયા આદિ દ્રષ્ટાંતોથી બોધ પમાડ્યો. ત્યારબાદ ભાઇના દેહનો અગ્નિ સંસ્કાર કરીને સંવેગ પામેલા એવા બલદેવ શ્રી નેમનાથ પરમાત્માએ મોકલેલ ચારણઋષિની પાસે દીક્ષા અંગીકાર કરીને પારણા માટે કોઇક સ્થાને જતાં હતાં ત્યારે પોતાના (બળદેવ મુનિના) રૂપમાં વ્યગ્ર એવી કોઇ સ્રીને ઘડાના ભ્રમથી પોતાના બાળકને કૂવામાં નાખતી જોઇને, 'મારે વનમાં જ રહેવુ જોઇએ.' એ પ્રમાણે અભિગ્રહ કરીને તુંગિક પર્વત ઉપર તપ કરતાં, વનના પ્રાણિઓને બોધ આપતા (ત્યાં રહેતા હતા).

वन एव मया स्थेयमित्यभिग्रहवान्मुनिः ।
तुङ्गिकाद्रौ तपः कुर्वन्, वन्यसत्त्वान्निबोधयन् ॥ ४९६ ॥
दत्ताहारो रथकृता, हरिणेनानुमोदितः ।
तरुशाखाहतस्ताभ्यां, सह ब्रह्मसुरोऽभवत् ॥ ४९७ ॥
पञ्चभिः कुलकं ॥

बलदेवसुरः सोऽथ, प्रयुक्तावधिलोचनः ।
भ्रातरं नरके दृष्ट्वोत्सुकस्तत्र द्रुतं गतः ॥ ४९८ ॥
तमुद्दिधीर्षुर्नरकादवोचत् केशवः सुरम् ।
भ्रातरेवं भृशं पीड्ये, सूतपातं पतत्तनुः ॥ ४९९ ॥
मया कृतानि कर्माणि, भोक्तव्यानि मयैव हि ।
वचः किमन्यथा तत्स्याद्यन्नेमिस्वामिनोदितम् ॥ ५०० ॥
गच्छ बन्धो ! ततस्तुभ्यं, भद्रं स्तात्कर्हिचित्स्मरेः ।
प्रथयेर्महिमानं नो, दुर्यशो यन्निवर्त्तते ॥ ५०१ ॥
ततः स बान्धवप्रेम्णा, विमाने श्रीधरं हरिम् ।
पीताम्बरं चक्रपाणिं, विकृत्य हलभृद्युतम् ॥ ५०२ ॥

---

એક વખત રથકારે જેમને આહાર આપેલો છે, હરણે જેમની અનુમોદના કરી છે, એવા તે બલદેવ મુનિ વૃક્ષની શાખાથી હણાયેલા મૃત્યુ-કાલધર્મ પામ્યા અને બન્નેની સાથે બ્રહ્મલોકમાં દેવ થયા. ૪૯૨-૪૯૭.

દેવાત્મા તરીકે ઉત્પન્ન થએલા બલદેવજી-અવધિજ્ઞાનરૂપી આંખ વડે પોતાના ભ્રાતા-કૃષ્ણ વાસુદેવને નરકમાં જોઇને ઉત્સુક થએલા જલ્દીથી ત્યાં ગયા. ૪૯૮.

કૃષ્ણજીને નરકમાંથી ઉદ્ધરીને બહાર લઈ જવાની ઈચ્છાવાળા બલરામજીને કેશવ વાસુદેવે કહ્યું કે, બંધુ ! આ રીતે પારાની જેમ મારૂં શરીર નીચે પડી જાય છે. તેથી મને બહુ પીડા થાય છે. મારા કરેલા કર્મ મારે જ ભોગવવાના છે. શ્રી નેમિનાથ ભગવાને કહેલ વચન શું અન્યથા થાય ? ૪૯૯-૫૦૦.

માટે હે બંધુ ! તું જા. તારૂં કલ્યાણ થાઓ ! કોઈકવાર યાદ કરજે અને આપણો મહિમા (જગતમાં) ફેલાવજે કે જેથી અપયશ દૂર થાય ! ત્યારબાદ તેમણે ભાઇ પ્રત્યેના પ્રેમથી વિમાનમાં લક્ષ્મી-સહિત,-પીતાંબરી, હાથમાં ચક્ર ધારણ કરનાર અને બલદેવજીની સાથે એવા વાસુદેવ કૃષ્ણને વિકુર્વીને જાહેરાત કરીકે આ દ્વારીકા કૃષ્ણેજ વિકુર્વી હતી અને એમણે જ સંહરી લીધી છે. કારણકે કરવામાં અને હરવામાં જગતી-

द्वारिकेयमनेनैव, कृताऽनेनैव संहृता ।
कर्त्तुं हर्त्तुं हरिरेव, क्षमोऽसौ जगदीश्वरः ॥ ५०३ ॥
तस्माद्भुक्तिं च मुक्तिं च, प्रेप्सुभिः सेव्यतामयम् ।
आगत्य भरतक्षेत्रे, सर्वत्रेत्युदघोषयत् ॥ ५०४ ॥
एवं सर्वत्र विस्तार्य, महिमानं महीतले ।
यथास्थानं सुरोऽयासीद्भ्रातृदुःखेन दुःखितः ॥ ५०५ ॥
इत्थमेव च सीताया, जीवोऽच्युतसुरेश्वरः ।
गत्वाऽऽशु देवरप्रेम्णा, चतुर्थीं नरकावनीम् ॥ ५०६ ॥
युद्ध्यमानौ मिथः पूर्ववैराल्लक्ष्मणरावणौ ।
युद्धान्न्यवर्त्तयद्धर्मवचनैः प्रतिबोधयन् ॥ ५०७ ॥
पञ्चमाङ्गेऽपि सप्तम्या, अधस्ताद्देवकर्तृकम् ।
ऊचेऽब्दवर्षणादीनि, ततोऽप्येषां गतिः स्मृता ॥ ५०८ ॥

तथाहुः—"अत्थि णं भंते ! इमीसे रयणप्पहाए अहे उराला बलाहया संसेयंति संमुच्छंति वासं वासंति, ? हंता अत्थि, तिन्निवि पकरेंति देवोऽवि असुरोऽवि नागोऽवि, एवं दोच्चाए पुढवीए भाणियव्वं, एवं तच्चाए पुढवीए भा०, नवरं देवोऽवि प०, असुरोवि प०, नो नागो, एवं चउत्थीएवि, नवरं देवो एको प०, नो असु० नो

---

श्वर એવા આ હરિ–કૃષ્ણ જ સમર્થ છે. તેથી સંસાર ભોગવવાની ઇચ્છાવાળાઓએ તથા મોક્ષ મેળવવાની ઇચ્છાવાળાઓએ આ કૃષ્ણ વાસુદેવની સેવા કરવી જોઇએ. આ પ્રમાણે ભરતક્ષેત્રમાં આવીને બલભદ્રદેવે સર્વત્ર ઉદ્‌ઘોષણા કરી. આ પ્રમાણે મહીતલમાં સર્વત્ર કૃષ્ણજીના મહિમાને વિસ્તારીને, બલભદ્રદેવ પોતાના સ્થાને ગયા. ૫૦૧–૫૦૫.

એ જ રીતે સીતાના જીવ અચ્યુતેન્દ્રે દેવર ઉપરના પ્રેમથી ચોથી નરકમાં જલ્દી જઇને પરસ્પર પૂર્વના વૈરથી યુદ્ધ કરતા એવા લક્ષ્મણ અને રાવણને અટકાવ્યા અને ધર્મના વચનથી બોધ પમાડ્યો. ૫૦૬–૫૦૭.

ભગવતી સૂત્રમાં પણ સાતમી નરકની નીચે દેવકૃત વર્ષા વગેરે કહેલ છે, તેથી ત્યાં પણ દેવતાઓની ગતિ કહેલી છે. ૫૦૮.

[આગમ] આ પ્રમાણે કહે છે. હે ભદંત ! આ રત્નપ્રભા પૃથ્વીની નીચે મોટા વાદળા જલયોનિક–વાતયોનિક ઉત્પન્ન થાય છે ? (હોય છે ?) અને વર્ષા વરસાવે છે ? હા (ગૌતમ) ત્રણેય વસ્તુ હોય છે–(એટલે કે જલયોનિક–વાતયોનિક ઉત્પન્ન

नाओ, एवं हेट्ठिल्लासु सव्वासु देवो एक्को प०, नो नाओत्ति, नागकुमारस्य तृतीयायाःपृथिव्या अधोगमनं नास्तीत्यत एवानुमीयते 'नो असुरो नो नाओ'त्ति इहाप्यत एव वचनाच्चतुर्थ्यादीनामधोऽसुरकुमारनागकुमारयोर्गमनं नास्तीत्यनुमीयते" भगवतीसूत्रवृत्तौ षष्ठशतकअष्टमोद्देशके, तत्त्वार्थवृत्तौ तु "येषां द्वे सागरोपमे जघन्या स्थितिस्ते किल देवाः सप्तमधरां प्रयान्ति, ते च सनत्कुमारकल्पात्प्रभृति लभ्यन्ते, शक्तिमात्रं चैतद्वर्ण्यते, न पुनः कदाचिदप्यगमन्, तिर्यगसंख्येयानि योजनकोटीनां कोटिसहस्राणि, 'ततः पर'मित्यादि, सागरोपमद्वयादधो जघन्या स्थितिर्येषां न्यूना न्यूनतमा चेति, ते चैकैकहीनां भुवमनुप्राप्नुवन्ति यावत्तृतीया पृथिवी, तां च तृतीयां पूर्वसंगतिकाद्यर्थं गता गमिष्यन्ति, परतस्तु सत्यामपि शक्तौ न गतपूर्वा नापि गमि-

---

થાય છે અને વર્ષા વરસાવે છે) આ પણ ત્રણેય દેવો કરે છે. દેવ (વૈમાનિક) પણ, અસુરકુમાર પણ અને નાગકુમાર પણ; આ પ્રમાણે બીજી નરકપૃથ્વીમાં પણ કહેવું, એ પ્રમાણે બે નરક સુધી જાણવું–ત્રીજી નરકપૃથ્વીમાં પણ કહેવું. ફક્ત ત્રીજીમાં દેવ અને અસુરકુમાર વર્ષાદિ કરે છે. નાગકુમાર નથી કરતાં. એ પ્રમાણે ચોથી પૃથ્વીમાં પણ ત્યાં ફક્ત દેવો કરે છે. અસુરો કે નાગકુમાર નથી કરતા. આ પ્રમાણે નીચેની સર્વ પૃથ્વીમાં વૈમાનિક દેવો જ વર્ષાદિ કરે છે નાગકુમાર (આદિ) નહીં. નાગકુમારનુ ગમન ત્રીજી પૃથ્વીથી નીચે નથી–એ આના ઉપરથી અનુમાન થાય છે "नो असुरो, नो नाओ, એ શબ્દોથી ચોથી નરકની નીચે અસુરકુમાર–નાગકુમારનુ ગમન નથી–એવું અનુમાન થાય છે." આ વાત શ્રી ભગવતી સૂત્રની ટીકામાં છટ્ઠા શતકના આઠમા ઉદ્દેશામાં છે.

તત્ત્વાર્થની ટીકામાં તો કહ્યું છે કે– 'જે દેવતાઓની સ્થિતિ જઘન્યથી બે સાગરોપમની હોય, તે દેવતાઓ સાતમી નરક સુધી જાય છે અને તે સનત્કુમાર કલ્પ સહિત ઉપરના દેવતાઓ હોય છે. આ વર્ણન માત્ર શક્તિ દર્શાવવા પૂરતું છે. કોઈ દિવસ કોઈ ગયું નથી. દેવતાઓ તિર્છા અસંખ્ય કોડાકોડી હજાર યોજન જાય છે. જે દેવોની જઘન્ય સ્થિતિ બે સાગરોપમ કરતા ન્યૂન ન્યૂનતમ છે. તે દેવો એક એક ન્યૂન પૃથ્વી સુધી જઈ શકે છે. (એટલે કે– છટ્ઠી સુધી, પાંચમી સુધી, ચોથી સુધી યાવત્ ત્રીજી પૃથ્વી સુધી. (૭મી–૬ટ્ઠી–૫મી–૪થી–પૃથ્વી સુધીનું ગમન શક્તિવર્ણન માત્ર જાણવું જ્યારે) ત્રીજી પૃથ્વીમાં તો પૂર્વ સંબંધિવને મળવા વગેરે માટે દેવો ગયેલા છે અને જશે. આગળની નરક પૃથ્વીઓમાં શક્તિ હોવા છતાં દેવો ગયા નથી અને જશે પણ નહીં. કારણકે ત્યાં ઉદાસીનભાવ–માધ્યસ્થ્યભાવ હોય છે (તેનાથી) ઉપર–ઉપરના દેવો–શ્રી જિનેશ્વર ભગવાનને વંદનાદિ ભક્તિના કાર્યોને બાદ કરતાં જવા–આવવામાં આનંદ અનુભવતા નથી

ष्यन्ति औदासीन्यात्–माध्यस्थ्याद्, उपर्युपरि न गतिरतयो देवा जिनाभिवन्दनादीन् मुक्त्वे"ति, पञ्चसंग्रहे तु—"सहसारंतिअदेवा नारयनेहेण जंति तइयभुवं । निज्जंति अच्चुअं जा अच्चुअदेवेण इयरसुरा ॥ १ ॥ एतट्टीकायामपि श्रीमलयगिरिविरचितायां —आनतादयो देवाः पुनरल्पस्नेहादिभावात् स्नेहादिप्रयोजनेनापि नरकं न गच्छंतीति सहस्रारांतग्रहण"मिति ।

एवं मित्रादिसाहाय्यादिनोर्ध्वं यावदच्युतम् ।
यान्त्यायान्ति च कल्पस्थाः, परतस्तु न जातुचित् ॥ ५०९ ॥
केचिच्चाल्पर्द्धिका देवा, यावच्चत्वारि पञ्च वा ।
देवावासानतिक्रम्य, स्वशक्त्या परतस्ततः ॥ ५१० ॥
गन्तुं न शक्नुवन्त्यन्यसाहाय्यात् शक्नुवन्त्यपि ।
महर्द्धिकानां मध्येऽपि, नैवामी गन्तुमीशते ॥ ५११ ॥
अल्पर्द्धिकानां मध्ये तु, सुखं यान्ति महर्द्धिकाः ।
समर्द्धिकानां मध्ये चेद्यियासन्ति समर्द्धिकाः ॥ ५१२ ॥
तदा विमोह्य महिकाद्यन्धकारविकुर्वणात् ।
अपश्यत इमान् देवानतिक्रामन्ति नान्यथा ॥ ५१३ ॥

---

પંચસંગ્રહમાં તો કહ્યું છે કે 'સહસ્રાર સુધીના દેવો નારક જીવોના સ્નેહથી ત્રીજી પૃથ્વી સુધી જાય છે. અને અચ્યુત દેવતાઓની સહાયથી બીજા દેવતાઓ અચ્યુત દેવલોક સુધી ઉર્ધ્વ જઇ શકે છે.'

શ્રી મલયગિરિજી વિરચિત-એની ટીકામાં પણ કહ્યું છે કે– 'આનતાદિ દેવો અલ્પ સ્નેહવાળા હોવાને કારણે સ્નેહાદિના પ્રયોજને પણ નરકમાં જતા નથી. તેથી અહિં ( પૂર્વ વાતમાં ) સહસ્રાર સુધી કહેલું છે.

આ પ્રમાણે મિત્ર વગેરેની સહાયથી અચ્યુત દેવલોક સુધી કલ્પોપપન્ન દેવતાઓ જાય છે અને આવે છે પરંતુ આગળ જતા નથી. ૫૦૯.

કેટલાક અલ્પઋદ્ધિવાળા દેવતાઓ ચારથી પાંચ દેવાવાસથી અધિક સ્વશક્તિથી જઈ શકતા નથી અન્યની સહાયથી જઈ પણ શકે છે, પરંતુ મહર્દ્ધિક દેવતાઓની પાસે જઈ શકતા નથી. ૫૧૦–૫૧૧.

અલ્પઋદ્ધિવાળા દેવતાઓની પાસે મહર્દ્ધિક દેવો સુખપૂર્વક જઇ શકે છે. સમાન-ઋદ્ધિવાળા દેવતાઓ સમાનઋદ્ધિવાળા પાસે જવાની ઈચ્છા કરે તો ધૂમ્મસ વિગેરેનો અંધકાર વિકુર્વીને તે દેવતાઓ ન જુએ તે રીતે અતિક્રમણ કરે છે. અન્યથા નહિં. ૫૧૨–૫૧૩.

तथोक्तं—

"आतिड्ढीएणं भंते ! देवे जाव चत्तारि पंच देवावासंतराइं विइक्कंते, तेण परं परिड्ढीएणं," इत्यादि, भगवतीदशमशतकतृतीयोद्देशके ।

सौधर्मेशानयोर्देवलोकयोरथ नाकिनः ।
उत्कृष्टस्थितयः शक्रशक्रसामानिकादयः ॥ ५१४ ॥
रत्नप्रभायाः सर्वाधोभागं यावदधो दिशि ।
स्वयोग्यं मूर्त्तिमद्द्रव्यं, पश्यन्त्यवधिचक्षुषा ॥ ५१५ ॥
तिर्यग्दिशि त्वसंख्येयान्, पश्यन्ति द्वीपवारिधीन् ।
ऊर्ध्वं स्वस्वविमानानां, चूलिकाग्रध्वजावधि ॥ ५१६ ॥
अनुत्तरान्ताः सर्वेऽप्यसंख्येयान् द्वीपवारिधीन् ।
तिर्यक् प्रपश्यन्त्यधिकाधिकान् किंतु यथोत्तरम् ॥ ५१७ ॥
वैमानिकानां यदधोऽवधिर्भूम्ना विजृम्भते ।
भवनेशव्यन्तराणामूर्ध्वं भूम्ना प्रसर्पति ॥ ५१८ ॥
ज्योतिषां नारकाणां तु, तिर्यग् भृशं प्रसर्पति ।
नृतिरश्चामनियतदिको नानाविधोऽवधिः ॥ ५१९ ॥

---

કહ્યું છે કે, 'હે ભગવન્ ! અલ્પઋદ્ધિવાળા દેવતાઓ ચાર–પાંચ દેવાવાસ સુધી જઈ શકે છે. ત્યારબાદ પરઋદ્ધિથી' એ પ્રમાણે શ્રી ભગવતી સૂત્રના દશમા શતકના તૃતીય ઉદ્દેશામાં કહ્યું છે.

હવે સૌધર્મ અને ઇશાન દેવલોકમાં ઇન્દ્ર અને ઇન્દ્રનાં સામાનિકદેવો વગેરે જે દેવો ઉત્કૃષ્ટ સ્થિતિવાળા હોય છે, તેઓ અધોદિશામાં રત્નપ્રભા પૃથ્વીના સર્વ અધો-ભાગ સુધી પોતાને યોગ્ય રૂપી પદાર્થને અવધિ લોચનવડે જુએ છે, તિર્છી દિશામાં અસંખ્ય દ્વીપ સમુદ્રોને જુએ છે. અને ઉર્ધ્વ દિશામાં પોત–પોતાના વિમાનના શિખરની ધજા સુધી જોઇ શકે છે. ૫૧૪–૫૧૬.

અનુત્તર સુધીના સર્વ ( દેવતાઓ ) તીર્છી અસંખ્ય દ્વીપ–સમુદ્રોને જોઈ શકે છે, પણ ( સૌધર્મ આદિથી) આગળ–આગળના દેવતાઓ અધિક–અધિક જુએ છે. ૫૧૭.

વૈમાનિક દેવોના અવધિજ્ઞાનનો વિસ્તાર–પ્રસર નીચે–નીચે નરક પૃથ્વીના વિષ-યમાં વધે છે જ્યારે ભવનપતિ–વ્યંતરોનો અવધિ–પ્રસર ઉર્ધ્વદિશામાં વધે છે. જ્યોતિષ્ક અને નારકોનું અવધિજ્ઞાન તિર્છી દિશામાં વિસ્તૃત થાય છે. મનુષ્ય અને તિર્યંચોનું અનિયત દિશાનું અને વિવિધ પ્રકારનું અવધિજ્ઞાન હોય છે. ૫૧૮–૫૧૯.

स्वयंभूरमणाम्भोधौ, यथा मत्स्या जगद्गतैः ।
भवन्ति सर्वैराकारैर्नृतिर्यग्गवधिस्तथा ॥ ५२० ॥
मत्स्यास्तु वलयाकारा. न भवेयुरयं पुनः ।
संभवेद्वलयाकारोऽप्यसौ नानाकृतिस्ततः ॥ ५२१ ॥

तथोक्तं संग्रहणीवृत्तौ–

"नाणागारो तिरिय मणुएसु मच्छा सयंभूरमणेव ।
तत्थ वलयं निसिद्धं तस्स पुण तयंपि होज्जाहि ॥ ५२२ ॥"

वैमानिकानां सर्वेषां, जघन्योऽवधिगोचरः ।
अङ्गुलासंख्येयभागमानो ज्ञेयो मनस्विभिः ॥ ५२३ ॥
ननु सर्वजघन्योऽसौ, नृतिर्यक्ष्वेव संभवेत् ।
सर्वोत्कृष्टो नरेष्वेव, राद्धान्तोऽयं व्यवस्थितः ॥ ५२४ ॥

तथोक्तं–"उक्कोसो मणुएसु मणुस्सतेरिच्छिएसु अ जहन्नो" त्ति,

कथं वैमानिकानां तत्, प्रोक्तः सर्वजघन्यकः ।
अङ्गुलासंख्येयभागमात्रोऽथात्र निरूप्यते ॥ ५२५ ॥

---

સ્વયંભૂરમણ સમુદ્રની અંદર રહેલા મત્સ્યો જેમ જગતના સર્વ આકારે હોય છે, તેમ મનુષ્ય અને તિર્યંચનું અવધિ પણ સર્વ આકારે હોય છે. મત્સ્યો તો ગોળાકારના નથી હોતા પરંતુ અવધિજ્ઞાન ગોળાકારે પણ હોય છે. એટલા માટે અવધિજ્ઞાન વિવિધ પ્રકારની આકૃતિવાળું કહેલ છે. ૫૨૦–૫૨૧.

સંગ્રહણીની વૃત્તિમાં કહ્યું છે, "તિર્યંચ અને મનુષ્યનું અવધિજ્ઞાન સ્વયંભૂરમણના મત્સ્યની જેમ વિવિધ પ્રકારની આકૃતિવાળું હોય છે. મત્સ્યમાં ગોળાકાર નથી હોતો. જ્યારે અવધિજ્ઞાનમાં વલયાકાર પણ હોય છે." ૫૨૨.

વૈમાનિક સર્વ દેવતાઓના અવધિજ્ઞાનનો જઘન્ય વિષય બુદ્ધિશાળી માણસોએ આંગળના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જાણવો. ૫૨૩.

પ્રશ્ન:—અવધિજ્ઞાનનો સર્વ જઘન્ય વિષય આંગળનો અસંખ્યાતમો ભાગ તો મનુષ્ય અને તિર્યંચોમાં જ સંભવે અને અવધિનો સર્વોત્કૃષ્ટ વિષય મનુષ્યોમાં જ સંભવે, આ સુનિશ્ચિત સિદ્ધાંત છે. ૫૨૪.

કહ્યું છે કે—"ઉત્કૃષ્ટ અવધિ મનુષ્યમાં હોય છે અને જઘન્ય અવધિજ્ઞાન મનુષ્ય અને તિર્યંચોમાં હોય છે."

આ સિદ્ધાંત હોવાથી જ પ્રશ્ન ઉઠે છે કે–

વૈમાનિકોને ઉપર કહેલ સર્વ જઘન્ય આંગળનો અસંખ્યાતમો ભાગ અવધિજ્ઞાન અહીં કેવી રીતે નિરૂપણ કરો છો? ૫૨૫.

केषांचिदिह देवानमुत्पत्तौ तादृशोऽवधिः ।
भवेत्प्राग्भवसंबन्धी, स जघन्योऽत्र दर्शितः ॥ ५२६ ॥
आगमे तु नैष पारभविकत्वाद्विवक्षितः ।
तथा च भगवानाह, क्षमाश्रमणपुंगवः ॥ ५२७ ॥
वेमाणियाणमंगुलभागमसंखं जहन्नओ होइ ।
उववाए परभविओ, तब्भवजो होइ तो पच्छा ॥ ५२८ ॥"
मृदङ्गाकृतिरित्येवं, वैमानिकावधिर्भवेत् ।
ऊर्ध्वायतो मृदङ्गो हि, विस्तीर्णोऽधः कृशो मुखे ॥ ५२९ ॥
स्थितिमानमथ द्वैधं, जघन्योत्कृष्टभेदतः ।
सौधर्मेशानदेवानां, प्रतिप्रतरमुच्यते ॥ ५३० ॥
एकस्य सागरस्यांशाः, प्रकल्प्यन्ते त्रयोदश ।
प्रथमप्रतरे भागौ, तादृशौ द्वौ परा स्थितिः ॥ ५३१ ॥
द्वितीयप्रतरे भागाश्चत्वारस्तादृशाः स्थितिः ।
तृतीये षट् चतुर्थेऽष्टौ, पञ्चमे च लवा दश ॥ ५३२ ॥

---

ઉત્તર:– કોઈક દેવતાઓને ઉત્પત્તિના સમયે પૂર્વભવ સંબંધી આંગળના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અવધિજ્ઞાન હોય છે તેથી અહીં જઘન્ય અવધિજ્ઞાન કહેલું છે. ૫૨૬.

આગમની અંદર પરભવની અપેક્ષાએ જઘન્ય અવધિજ્ઞાનની વિવક્ષા કરી નથી. આજ વાત શ્રી જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણ કહે છે કે, વૈમાનિક દેવતાઓને ઉત્પત્તિ સમયે જે જઘન્ય આંગળનો અસંખ્યાતમો ભાગ અવધિજ્ઞાન હોય છે, તે પારભવિક સમજવો. તદ્ભવસંબંધી અવધિ પાછળથી શરૂ થાય છે. ૫૨૭–૫૨૮.

વૈમાનિક દેવતાઓને અવધિજ્ઞાન મૃદંગ (વાદ્ય વિશેષ) આકૃતિનું હોય છે. જેમ મૃદંગ, ઉંચાઈમાં લાંબુ, મુખ તરફ સાંકડું અને નીચે પહોળું (વિસ્તૃત) હોય છે. ૫૨૯.

દેવોની સ્થિતિ ઉત્કૃષ્ટ અને જઘન્ય એમ બે પ્રકારે હોય છે. તેમાં સૌધર્મ અને ઈશાન દેવોનું આયુષ્ય દરેક પ્રતરનું કહેવામાં આવે છે. ૫૩૦.

એક સાગરોપમના ૧૩ ભાગ કલ્પવા, તેમાંથી—

૨/૧૩ અંશ સાગરોપમની પ્રથમ પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.

૪/૧૩ અંશ સાગરોપમની બીજા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.

૬/૧૩ અંશ સાગરોપમની ત્રીજા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.

षष्ठे द्वादश भागास्ते, सप्तमे सागरोपमम् ।
एकं त्रयोदशेनैकभागेनाभ्यधिका स्थितिः ॥ ५३३ ॥
त्रिभिस्त्रयोदशैर्भागैरधिकं सागरोपमम् ।
अष्टमे प्रतरे ज्ञेयं, नवमे पञ्चभिश्च तैः ॥ ५३४ ॥
दशमे सप्तभिर्भागैरधिकं सागरोपमम् ।
एकादशे च नवभिर्द्वादशे प्रतरे पुनः ॥ ५३५ ॥
एकादशभिरंशैस्तैः, साधिकं सागरोपमम् ।
त्रयोदशे च प्रतरे, पूर्णे द्वे सागरोपमे ॥ ५३६ ॥
त्रयोदशस्वपि तथा, प्रतरेषु जघन्यतः ।
स्थितिः पल्योपममेकं, नास्माद्धीना भवेदिह ॥ ५३७ ॥
कल्पेषु शेषेष्वप्येवं, या या यत्र जघन्यतः ।
एकरूपैव सा सर्वप्रतरेषु भवस्थितिः ॥ ५३८ ॥
नत्वाद्यप्रतरोत्कृष्टा, प्रतरे ह्युत्तरोत्तरे ।
जघन्यतः स्थितिश्चिन्त्या, नरकप्रस्तटादिवत् ॥ ५३९ ॥

---

૮/૧૩ અંશ સાગરોપમની ચોથા પ્રતરમા ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧૦/૧૩ અંશ સાગરોપમની પાંચમાં પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧૨/૧૩ અંશ સાગરોપમની છટ્ઠા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧ ૧/૧૩ અંશ સાગરોપમની સાતમા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧ ૩/૧૩ અંશ સાગરોપમની આઠમા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧ ૫/૧૩ અંશ સાગરોપમની નવમા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧ ૭/૧૩ અંશ સાગરોપમની દશમા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧ ૯/૧૩ અંશ સાગરોપમની અગ્યારમાં પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
૧ ૧૧/૧૩ અંશ સાગરોપમની બારમાં પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.
સંપૂર્ણ બે સાગરોપમની તેરમા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.

અને તેરે-તેર પ્રતરોની અંદર જઘન્ય સ્થિતિ એક પલ્યોપમની હોય છે. એનાથી ઓછી સ્થિતિ આ દેવલોકમાં હોતી નથી. ૫૩૧-૫૩૭.

આ પ્રમાણે—અન્ય દેવલોકોને વિષે પણ જ્યાં જે-જે જઘન્ય સ્થિતિ હોય છે, તે સર્વપ્રતરમાં એક સરખી જ હોય છે. પરંતુ 'શરૂઆતના પ્રતરની જે ઉત્કૃષ્ટ સ્થિતિ હોય, તે તે તેના પછીના પ્રતરની જઘન્યસ્થિતિ' આવો નરકના પ્રતરો જેવો નિયમ દેવલોકના પ્રતરમાં નથી હોતો. ૫૩૮-૫૩૯.

एवमीशानेऽपि भाव्या, स्थितिः सौधर्मवद्बुधैः ।
वाच्या किन्त्वधिका किञ्चिज्जघन्या परमापि च ॥ ५४० ॥
अधिकत्वं तु सामान्यान्निरूपितमपि श्रुते ।
पल्योपमस्यासंख्येयभागेनाहुर्महर्षयः ॥ ५४१ ॥
संग्रहणीवृत्त्यभिप्रायोऽसौ ॥
सप्तहस्तमितं देहमिह स्वाभाविकं भवेत् ।
अङ्गुलासंख्येयभागमानमेतज्जघन्यतः ॥ ५४२ ॥
कृत्रिमं वैक्रियं तत्तु, लक्षयोजनसंमितम् ।
इदमङ्गुलसंख्येयभागमात्रं जघन्यतः ॥ ५४३ ॥
जघन्यं द्वैधमप्येतत्प्रारम्भसमये भवेत् ।
कृत्रिमं वैक्रियं त्वेतत्तुल्यमेवाच्युतावधि ॥ ५४४ ॥
ग्रैवेयकानुत्तरेषु, विमानेषु तु नाकिनाम् ।
तादृक्प्रयोजनाभावान्नास्त्येवोत्तरवैक्रियम् ५४५ ॥
लेश्याऽत्र तेजोलेश्यैव, भवेद्भवस्वभावतः ।
द्रव्यतो भावतस्त्वेषां, विवर्त्तन्ते षडप्यमूः ॥ ५४६ ॥

---

આ મુજબ ઇશાન દેવલોકમાં પણ સૌધર્મકલ્પની જેમ જ સ્થિતિ બુદ્ધપુરૂષોએ જાણવી. તફાવત એટલો જ કે–ત્યાં જઘન્ય અને ઉત્કૃષ્ટ બન્ને પ્રકારની સ્થિતિ સૌધર્મ કરતાં કંઈક અધિક હોય છે. ૫૪૦.

આગમની અંદર અધિકત્વ, પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ એમ સામાન્યથી મહર્ષિઓએ કહેલ છે. આ અભિપ્રાય સંગ્રહણી વૃત્તિનો છે. ૫૪૧.

દેવોનાં શરીરનું પ્રમાણ સ્વાભાવિક રીતે સાત હાથનું હોય છે. અને જઘન્ય પ્રમાણ આંગળનો અસંખ્યાતમો ભાગ હોય છે. ૫૪૨.

જે કૃત્રિમ વૈક્રિય શરીર હોય છે, તે લાખ યોજન પ્રમાણ હોય છે આ ઉત્તર વૈક્રિય, જઘન્યથી આંગળના સંખ્યાતમા ભાગ પ્રમાણ હોય છે. ૫૪૩.

આ બન્ને પ્રકારનું (કૃત્રિમ અને સ્વાભાવિક) વૈક્રિય શરીર જઘન્યરૂપે પ્રારંભ સમયે હોય છે. અને આ નિયમ અચ્યુત દેવલોક સુધી આ પ્રમાણે સમજવો. ૫૪૪.

ગ્રૈવેયક અને અનુત્તર વિમાનના દેવતાઓને તેવા પ્રકારના પ્રયોજન ન હોવાથી ઉત્તર વૈક્રિય શરીર હોતું નથી. ૫૪૫.

દેવતાઓને ભવનિમિત્તક દ્રવ્યથી તેજોલેશ્યા હોય છે, ભાવથી છએ લેશ્યાઓ હોઈ શકે છે. ૫૪૬.

गर्भजा नरतिर्यञ्च, एवोत्पद्यन्त एतयोः ।
स्वर्गयोर्नापरेऽत्रत्या, देवा गच्छन्ति पञ्चसु ॥ ५४७ ॥
गर्भजेषु नृतिर्यक्षु २, संख्यातायुष्कशालिषु ।
पर्याप्तबादरक्षोणी३पाथो४वनस्पतिष्वपि५ ॥ ५४८ ॥
द्वेधा भवन्ति देव्योऽत्र, काश्चित्कुलाङ्गना इव ।
सभर्तृकास्तदन्यास्तु, स्वतन्त्रा गणिका इव ॥ ५४९ ॥
आद्ये परिगृहीतानां, स्थितिरुत्कर्षतो भवेत् ।
पल्योपमानि सप्तैव, पल्योपमं जघन्यतः ॥ ५५० ॥
तासामीशाननाके तु, नवपल्योपमात्मिका ।
गरीयसी लघुः पल्योपमं समधिकं स्थितिः ॥ ५५१ ॥
साधारणीनां सौधर्मे, विमानाः सुरयोषिताम् ।
षड् लक्षाणि द्वितीये तु, लक्षाश्चतस्र एव ते ॥ ५५२ ॥
साधारणसुरस्त्रीणां, सौधर्मे स्याद्गुरुः स्थितिः ।
पल्योपमानि पञ्चाशत्, पल्योपमं जघन्यतः ॥ ५५३ ॥

---

ગર્ભજ મનુષ્ય અને તિર્યંચો જ આ બે દેવલોક (સૌધર્મ અને ઇશાન દેવલોક)માં ઉત્પન્ન થાય છે. બીજા નહીં જ્યારે અહીંના દેવતાઓ પાંચે સ્થાનમાં ઉત્પન્ન થાય છે. ૧. સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા ગર્ભજ મનુષ્ય, ૨. સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા ગર્ભજ તિર્યંચ, ૩. પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, ૪. પર્યાપ્ત બાદર અપ્કાય, ૫. પર્યાપ્ત બાદર વનસ્પતિ કાય. ૫૪૭–૫૪૮.

અહીં (પ્રથમ–દ્વિતીય દેવલોકમાં) દેવીઓ બે પ્રકારની હોય છે. કેટલીક કુલનારી જેવી પતિ સહિત હોય છે, જ્યારે બીજી સ્વતંત્ર વેશ્યા જેવી હોય છે. ૫૪૯.

પહેલા દેવલોકમાં પતિવાળી પરિગૃહીતા દેવીઓની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત પલ્યોપમની છે અને જઘન્યસ્થિતિ એક પલ્યોપમની હોય છે ૫૫૦.

બીજા ઇશાન દેવલોકની દેવીઓની ઉત્કૃષ્ટ સ્થિતિ નવ પલ્યોપમની છે, જ્યારે જઘન્ય એક પલ્યોપમથી કંઇક અધિક હોય છે. ૫૫૧.

પ્રથમ સૌધર્મ દેવલોકમાં અપરિગૃહીતા દેવીઓનાં વિમાનો છ લાખ છે, અને બીજા દેવલોકમાં ચાર લાખ છે. ૫૫૨.

સૌધર્મ દેવલોકની અપરિગૃહીતા દેવીઓની ઉત્કૃષ્ટ સ્થિતિ પચાસ પલ્યોપમની હોય છે અને જઘન્ય સ્થિતિ એક પલ્યોપમની હોય છે ૫૫૩.

आसामीशाने तु पञ्चपञ्चाशत्परमा स्थितिः ।
पल्योपमानि हीना तु, पल्यं किंचन साधिकम् ॥ ५५४ ॥
यासां सौधर्मेऽथ साधारणदिव्यमृगीदृशाम् ।
स्थितिः पल्योपममेकं, ताः स्तोकद्युतिवैभवाः ॥ ५५५ ॥
सौधर्मनाकिनामेव, तादृक्पण्याङ्गनादिवत् ।
भोग्या नतूपरितनस्वर्गिणां प्रायशः खलु ॥ ५५६ ॥
यासां त्वेकादिसमयाधिकपल्योपमादिका ।
स्थितिः क्रमाद्वर्द्धमाना, दशपल्योपमावधि ॥ ५५७ ॥
सनत्कुमारदेवानां, भोग्यास्ता नोर्ध्ववर्त्तिनाम् ।
दशभ्यश्च परं पल्योपमेभ्यः समयादिभिः ॥ ५५८ ॥
स्थितिः समधिका यावत्पल्योपमानि विंशतिः ।
यासां ता ब्रह्मदेवानां, भोग्या नोपरिवर्त्तिनाम् ॥ ५५९ ॥
समयाद्यधिका पल्योपमेभ्यो विंशतेः परम् ।
यासां स्थितिः स्याद्देवीनां, त्रिंशत्पल्योपमावधिः ॥ ५६० ॥
शुक्रदेवोपभोग्यास्तास्त्रिंशत्पल्योपमोपरि ।
समयाद्यधिका चत्वारिंशत्पल्योपमावधिः ॥ ५६१ ॥
यासां स्थितिस्ता भोग्याः स्युरानतस्वर्गवासिनाम् ।
पल्योपमेभ्यश्चत्वारिंशतश्च समयादिभिः ॥ ५६२ ॥

---

બીજા ઇશાન દેવલોકમાં આ અપરિગૃહીતા દેવીઓની પંચાવન પલ્યોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે, અને સાધિક પલ્યોપમની જઘન્ય સ્થિતિ હોય છે. ૫૫૪.

સૌધર્મ દેવલોકમાં અપરિગૃહીતા દેવીઓ છે કે જેની સ્થિતિ ૧ પલ્યોપમની છે. તેમનું તેજ અને ઐશ્વર્ય પણ અલ્પ હોય છે. આ બધી દેવીઓ સૌધર્મ દેવલોકનાં દેવોને જ તેવા પ્રકારની ગણિકાની જેમ ભોગ્ય હોય છે. પ્રાયઃ ઉપરના દેવલોકનાં દેવોને ભોગ્ય બનતી નથી. આ અપરિગૃહીતા દેવીઓમાં જેઓની સ્થિતિ પલ્યોપમ કરતાં અધિક એક સમયથી માંડીને યાવત્ દશ પલ્યોપમ સુધીની હોય છે, તે સનત્-કુમાર દેવલોકના દેવોને ભોગ્ય બને છે પણ ઉપર નહિ....અને દશ પલ્યોપમ ઉપર એક સમયથી માંડીને ક્રમશઃ વીસ પલ્યોપમ સુધીની સ્થિતિવાળી દેવીઓ બ્રહ્મ દેવલોકના દેવોને ભોગ્ય બને છે, ઉપરના દેવોને નહિ. વીશ પલ્યોપમ ઉપર એક સમયથી માંડીને ત્રીશ પલ્યોપમ સુધીની સ્થિતિવાળી દેવીઓ શુક્ર દેવલોક (સાતમા દેવલોક)ના દેવોને

वर्द्धमाना क्रमात्पञ्चाशत्पल्यावधिका स्थितिः ।
यासां ताः परिभोग्याः स्युरारणस्वर्गवर्त्तिनाम् ॥ ५६३ ॥
ईशानेऽप्येवमधिकपल्योपमस्थितिस्पृशः ।
देव्यस्तद्वासिनामेव, देवानां यान्ति भोग्यताम् ॥ ५६४ ॥
ततः समधिकात्पल्योपमाच्च समयादिभिः ।
वर्धमाना स्थितिः पञ्चदशपल्योपमावधिः ॥ ५६५ ॥
यासां माहेन्द्रदेवानां, भोग्यास्ताः सुरयोषितः ।
पल्योपमेभ्योऽथ पञ्चदशभ्यः समनन्तरम् ॥ ५६६ ॥
समयाद्यधिका पल्योपमानि पञ्चविंशतिम् ।
यावद्यासां स्थितिर्भोग्यास्ता लान्तकसुधाभुजाम् ॥ ५६७ ॥
पल्योपमेभ्योऽथ पञ्चविंशतिः समनन्तरम् ।
समयाद्यधिका पञ्चत्रिंशत्पल्योपमावधिः ॥ ५६८ ॥
यासां स्थितिः सहस्रारदेवभोग्या भवन्ति ताः ।
ततः परं पञ्चचत्वारिंशत्पल्योपमावधिः ॥ ५६९ ॥
स्थितिर्यासां तास्तु भोग्याः, प्राणतस्वर्गसद्मनाम् ।
ततोऽग्रे पञ्चपञ्चाशत्पल्योपमावधिः स्थितिः ॥ ५७० ॥

---

ભોગ્ય બને છે. ત્રીશ પલ્યોપમ ઉપર એક સમયથી માંડીને ચાલીશ પલ્યોપમ સુધીની સ્થિતિવાળી દેવીઓ આનત સ્વર્ગવાસી દેવોને ભોગ્ય બને છે. ચાલીશ પલ્યોપમને એક સમયથી વધતા પચાશ પલ્યોપમ સુધીની સ્થિતિવાળી દેવીઓ આરણ સ્વર્ગના દેવોને ભોગ્ય બને છે. ૫૫૫–૫૬૩.

ઈશાન દેવલોકમાં પલ્યોપમથી કંઈક અધિક આયુષ્યવાળી દેવીઓ ઈશાન દેવલોકના દેવોને ભોગ્ય હોય છે. અને સમધિક પલ્યોપમથી ઉપર એક સમયથી માંડીને વધતા પંદર પલ્યોપમ સુધી જે દેવીઓની સ્થિતિ હોય છે, તે દેવીઓ માહેન્દ્ર દેવલોકના દેવોને ભોગ્ય બને છે. પંદર પલ્યોપમને એક સમયથી માંડીને પચીશ પલ્યોપમ સુધીની સ્થિતિવાળી દેવીઓ લાંતક દેવલોકના દેવોને ભોગ્ય બને છે. પચીશ પલ્યોપમને એક સમયથી માડીને પાંત્રીશ પલ્યોપમ સુધીની સ્થિતિવાળી જે દેવીઓ છે, તે દેવીઓ સહસ્રાર દેવલોકના દેવોને ભોગ્ય બને છે ત્યારબાદ પીસ્તાલીશ, પલ્યોપમ સુધીની જેમની સ્થિતિ છે, તે દેવીઓ પ્રાણત સ્વર્ગના દેવતાઓને ભોગ્ય બને છે. અને ત્યાંથી આગળ પંચાવન પલ્યોપમના આયુષ્યવાળી દેવીઓ અચ્યુત સ્વર્ગના

यासां ता अच्युतस्वर्गदेवानां यान्ति भोग्यताम् ।
नाधस्तनानां निःस्वानां, समृद्धा गणिका इव ॥ ५७१ ॥
विमानसंख्यानियमो, विशेषश्च स्थितेरपि ।
प्रतिप्रतरमासां नो, जानीमोऽसंप्रदायतः ॥ ५७२ ॥
किंतु संभाव्यत एवमधिकाधिकजीविताः ।
ऊर्ध्वोर्ध्वप्रतरे यावच्चरमे परमायुषः ॥ ५७३ ॥
आहारोच्छ्वाससमयदेहमानादिकं किल ।
अशेषमुक्तशेषं च, भाव्यमासां सुपर्ववत् ॥ ५७४ ॥
तथा– भवनव्यन्तरज्योतिष्कादिदेवव्यपेक्षया ।
वैमानिकानां सौख्यानि, बहून्युग्रशुभोदयात् ॥ ५७५ ॥
तच्चैवं– चतुर्विधानां देवानां, स्यु पुण्यकर्मपुद्गलाः ।
उत्कृष्टोत्कृष्टतरकोत्कृष्टतमानुभागकाः ॥ ५७६ ॥
आयुःकर्मसहचरा, अनन्तानन्तका अथ ।
तन्मध्याद्यावता कर्मविभागान् व्यंतरामराः ॥ ५७७ ॥

---

દેવોને ભોગ્ય બને છે, ત્યાંથી નીચેના દેવોને નહીં. જેમ સમૃદ્ધ ગણિકાઓ દરિદ્રને કામ ન આવે તેમ. ૫૬૪–૫૭૧.

આ (અપરિગૃહીતા) દેવીઓનો પ્રતિપ્રતરે વિમાનોની સંખ્યાનો નિયમ, તથા આયુષ્યની વિશેષતા અમને પરંપરાથી જાણવા નહીં મળવાના કારણે અમે જાણતા નથી. પરંતુ એમ લાગે છે કે ઉર્ધ્વ–ઉર્ધ્વ પ્રતરમાં અધિક–અધિક સ્થિતિવાળી દેવીઓ હોય છે અને છેલ્લા પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિવાળી હોય છે. આ અમારૂં અનુમાન છે. ૫૭૨–૫૭૩.

આહાર–ઉચ્છ્વાસના સમયનું અંતર, દેહનું પ્રમાણ વગેરે (લગભગ) બધું જ (અમે અહિં) કહ્યું, છતાં જે બાકી રહેતું હોય તે દેવોની જેમ સમજી લેવું. ૫૭૪.

ભવનપતિ–વ્યંતર–જ્યોતિષ્ક દેવોની અપેક્ષાએ, અતિ ઉગ્ર–પુણ્ય કર્મના ઉદયથી વૈમાનિક દેવોના સુખો અધિક હોય છે. ૫૭૫.

આ પ્રમાણે ચારે પ્રકારના દેવોના પુણ્ય કર્મ પુદ્ગલો (ક્રમશઃ) ઉત્કૃષ્ટરસ, ઉત્કૃષ્ટતરરસ અને ઉત્કૃષ્ટતમરસવાળા હોય છે. ૫૭૬.

આયુઃ કર્મ સહચારી તે પુણ્યકર્મના અનંત–અનંત વિભાગો કલ્પવા. તેમાંથી જેટલા તુચ્છ રસવાળા અનંતા વિભાગોને, ભૂખ્યા માણસો સામાન્ય ઘી (સ્નિગ્ધ

अनन्तानपि तुच्छानुभागानब्दशतेन वै ।
जरयन्ति मितस्नेहभोज्यवत् क्षुधिता जनाः ॥ ५७८ ॥

कर्मांशांस्तावत एव, जरयन्त्यसुरान् विना ।
नव नागादयो वर्षशताभ्यां स्निग्धभोज्यवत् ॥ ५७९ ॥

असुरास्तावतः कर्माणून् वत्सरशतैस्त्रिभिः ।
वत्सराणां चतुःशत्या, ग्रहनक्षत्रतारकाः ॥ ५८० ॥

पञ्चभिश्च वर्षशतैर्निशाकरदिवाकराः ।
एकेनाब्दसहस्रेण, सौधर्मेशाननाकिनः ॥ ५८१ ॥

द्वाभ्यां वर्षसहस्राभ्यां, तृतीयतुर्यनाकगाः ।
त्रिभिः सहस्रैर्वर्षाणां, ब्रह्मलान्तकवासिनः ॥ ५८२ ॥

चतुःसहस्रयाऽब्दैः शुक्रसहस्रारभवाः सुराः ।
वर्षपञ्चसहस्रया चानतादिस्वश्चतुष्कगाः ॥ ५८३ ॥

अधोग्रैवेयका वर्षलक्षेण मध्यमास्तु ते ।
द्वाभ्यां वत्सरलक्षाभ्यां, लक्षैस्त्रिभिस्तदूर्ध्वगाः ॥ ५८४ ॥

---

પદાર્થો) વાળા પદાર્થોને જે રીતે ખાય, તે રીતે વ્યંતર દેવો સો વર્ષે જીર્ણ કરે છે -ખપાવે છે. (સો વર્ષ સુખ ભોગવવા દ્વારા જે કર્માણુઓને આત્મપ્રદેશ ઉપરથી જીર્ણ કરી ખપાવે છે.) તેટલા જ કર્મના અંશોને અસુર દેવો સિવાયના નાગકુમારાદિ નવ નિકાયના દેવો બસો (૨૦૦) વર્ષે ખૂબ સ્નિગ્ધ ભોજનની જેમ ખપાવે છે. ૫૭૭–૫૭૯.

તેટલા જ કર્માંશોને અસુર દેવો ત્રણસો (૩૦૦) વર્ષે, ગ્રહ-નક્ષત્ર અને તારા (ના દેવો) ચારસો (૪૦૦) વર્ષે, સૂર્ય અને ચન્દ્રના દેવો પાંચસો (૫૦૦) વર્ષે, સૌધર્મ અને ઈશાન દેવલોકના દેવો એક હજાર (૧,૦૦૦) વર્ષે, ત્રીજા-ચોથા (સનત્-કુમાર માહેન્દ્ર) દેવલોકના દેવો બે હજાર (૨, ૦૦૦) વર્ષે, બ્રહ્મ અને લાંતક દેવલોકના દેવો ત્રણ હજાર (૩, ૦૦૦) વર્ષે, શુક્ર અને સહસ્રાર દેવલોકના દેવો ચાર હજાર (૪,૦૦૦) વર્ષે, આનત વિગેરે ૪ દેવલોકના દેવો પાંચ હજાર (૫, ૦૦૦) વર્ષે, નીચેથી ત્રણ ગ્રૈવેયક (અધો ગ્રૈવેયક) ના દેવો એકલાખ (૧, ૦૦, ૦૦૦) વર્ષે, મધ્યમ ગ્રૈવેયકના દેવો બે લાખ (૨,૦૦,૦૦૦) વર્ષે, ઉર્ધ્વ ગ્રૈવેયકના દેવો ત્રણ લાખ (૩,૦૦,૦૦૦) વર્ષે, વિજયાદિ ચાર વિમાનના દેવો ચાર લાખ (૪, ૦૦ ૦૦૦) વર્ષે અને સર્વાર્થ

चतुर्भिश्च वर्षलक्षैर्विजयादिविमानगाः ।
पञ्चभिर्वर्षलक्षैश्च, सर्वार्थसिद्धनाकिनः ॥ ५८५ ॥
तुल्यप्रदेशा अप्येवं, क्रमोत्कृष्टानुभागतः ।
कर्मांशाः स्युश्चिरक्षेप्याः, स्निग्धचक्र्यादिभोज्यवत् ॥ ५८६ ॥

तथा च सूत्रं–" अत्थि णं भंते! देवाणं अणंते कम्मंसे जे जहण्णेणं एक्केण वा दोहिं तिहिं वा उक्कोसेणं पंचहिं वाससएहिं खवयंति, ? हंता अत्थि " इत्यादि भगवती अष्टादशशतकसप्तमोद्देशके ॥

ततोऽमीषां शुभोत्कृष्टानुभागकर्मयोगतः ।
चिरस्थायीनि सौख्यानि, पुष्टान्यच्छिदुराणि च ॥ ५८७ ॥
एवं स्वस्वस्थित्यवधिं, देवा देव्यो यथाकृतम् ।
प्रायः सुखं कदाचित्तु, दुःखमप्युपभुञ्जते ॥ ५८८ ॥

उक्तं च–" भवणवइवाणमंतरजोइसियवेमाणिया एगंतसायं वेदणं वेदिंति, आहच्च अस्सायं " भगवतीसूत्रे षष्ठशतकदशमोद्देशके ॥ तत्त्वार्थचतुर्थाध्यायटीकाया-

---

સિદ્ધના દેવો પાંચ લાખ ( ૫, ૦૦, ૦૦૦ ) વર્ષે તેટલા જ પરમાણુઓને ખપાવે છે. ૫૮૦–૫૮૫.

તુલ્ય સંખ્યાવાળા પણ આ પ્રદેશો ( કર્માણુઓ ) સ્નિગ્ધ ચક્રવર્તીના ભોજનની જેમ ઉત્કૃષ્ટ રસવાળા લેવાને કારણે લાંબા કાળે ખપે છે. ૫૮૬.

આગમમાં પણ કહ્યું છે કે, ' હે ભગવંત! દેવોને એવા અનંતા કર્માંશો હોય છે કે જે જઘન્યથી એક–બે–ત્રણ અને ઉત્કૃષ્ટથી પાંચસો વર્ષે ખપાવે છે ? હા હોય છે.' આ વાત ભગવતી સૂત્રના અઢારમા શતકના સાતમા ઉદ્દેશામાં કહેલી છે.

તેથી ( આગળ જણાવેલ રીત મુજબ ) આ દેવોને શુભ તથા ઉત્કૃષ્ટ રસવાળા કર્મને કારણે દૈવી સુખો ચીરસ્થાયી છે, પુષ્ટ છે અને છિદ્ર વગરના નિરંતર હોય છે. ૫૮૭.

આ પ્રમાણે પોત–પોતાના આયુષ્ય સુધી દેવો અને દેવીઓ ( પોતાના કરેલા કર્માનુસાર ) પ્રાયઃ સુખને અનુભવે છે, ક્યારેક દુઃખને પણ ભોગવે છે. ૫૮૮.

શ્રી ભગવતી સૂત્રના છટ્ઠા શતકના દશમા ઉદ્દેશામાં કહ્યું છે કે– ' ભવનપતિ, વાણવ્યંતર ( વ્યંતર ), જ્યોતિષ્ક અને વૈમાનિક દેવતાઓ એકાંત શાતાને વેદે છે અને કદાચિત્ અસાતાને ( પણ ભોગવે છે. )'

તત્ત્વાર્થની ચતુર્થ અધ્યાયની ટીકામાં પણ કહ્યું છે કે–' જો કદાચિત્ કોઈક નિમિત્તથી દેવોને અશુભવેદના પ્રકટ થાય છે, તો ત્યારે અંતર્મુહૂર્ત્ત જ રહે ત્યારબાદ

मप्युक्तं–“ यदा नाम केनचिन्निमित्तेनाशुभवेदना देवानां प्रादुरस्ति तदाऽन्तर्मुहूर्त्तमेव स्यात्, ततः परं नानुबध्नाति. सद्वेदनापि संततं षाण्मासिकी भवति, ततः परं विच्छिद्यतेऽन्तर्मुहूर्त्तं ततः पुनरनुवर्त्तते ” इति ।

तथा हि तुल्यस्थितिषु, निर्जरेषु परस्परम् ।
प्रागुत्पन्नाः सुराः पश्चादुत्पन्नेभ्योऽल्पतेजसः ॥ ५८९ ॥
पश्चादुत्पन्नाश्च पूर्वोत्पन्नेभ्योऽधिकतेजसः ।
इत्थं कथंचित्स्यात्तेषां, जरा कान्त्यादिहानितः ॥ ५९० ॥
ततस्तेजस्विनो वीक्ष्य, नवोत्पन्नान् परान् सुरान् ।
वृद्धा यून इवोद्वीक्ष्य, ते खिद्यन्तेऽपि केचन ॥ ५९१ ॥
युद्धादिषु मिथस्तेषां, प्रतिपक्षादिनिर्मिता ।
शस्त्रादिघातजा जातु, देहपीडाऽपि संभवेत् ॥ ५९२ ॥
तथा प्रियादीष्टवस्तुविनाशविप्रयोगजः ।
शोको मनःखेदरूपो, मरुतामपि संभवेत् ॥ ५९३ ॥

यदाहुः–“ जे णं जीवा सारीरं वेदणं वेदेंति तेसि णं जीवाणं जरा, जे णं जीवा माणसं वेदणं वेदेंति तेसि णं जीवाणं सोगे, से तेणट्ठेणं जाव सोगेऽवि, एवं

---

વેદનાનો અનુબંધ ચાલતો નથી. (સતત ન ચાલે) શુભ વેદના પણ ઉત્કૃષ્ટથી ૬ મહિના સતત ચાલે છે ત્યારપછી અંતર્મુહૂર્ત્ત વિચ્છેદ પામી પુનઃ શરૂ થાય છે.’

તથા પરસ્પર સમાન આયુષ્યવાળા દેવતાઓમાં પૂર્વોત્પન્ન દેવો–પછીથી ઉત્પન્ન થએલા દેવો કરતાં અલ્પ તેજવાળા હોય છે અને પાછળથી ઉત્પન્ન થએલા દેવો પૂર્વોત્પન્ન દેવો કરતાં અધિક તેજસ્વી હોય છે. આ પ્રમાણે (આ અપેક્ષાએ) કંઈક તે (જુના) દેવોને કાંતિ વગેરેની હાનિના કારણે જરા–વૃદ્ધાવસ્થા હોય છે. જેમ યુવાનોને જોઈને વૃદ્ધો ખેદ પામે, તેમ નવોત્પન્ન તે તેજસ્વી દેવોને જોઈને (નિસ્તેજ બનતા જતાં) તે જુના દેવો ખેદ પામે છે. ૫૮૯–૫૯૧.

(તેમજ) તે દેવોને પરસ્પર યુદ્ધાદિમાં શત્રુ આદિ દ્વારા થયેલ શસ્ત્ર આદિના ઘાતથી દેહ પીડા પણ સંભવે છે તથા પત્ની આદિ ઈષ્ટવસ્તુના વિનાશ તથા વિયોગથી મનના ખેદરૂપ શોક પણ હોય છે. ૫૯૨–૫૯૩.

શ્રી ભગવતી સૂત્રના સોળમા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે–જે જીવો શારીરિક વેદનાને અનુભવે છે તે જીવોને જરા છે તેમ કહેવાય, અને જે જીવો માનસિક

जाव वेमाणियाणं ", भगवतीषोडशशतकद्वितीयोद्देशके ।

तथा प्राक् प्रौढपुण्यासां, केऽपि दृष्ट्वा परश्रियम् ।
मत्सरेणाभिभूयन्ते, निष्पुण्याः सुखलिप्सवः ॥ ५९४ ॥

उक्तं च–" ईसाविसाय० " ।

किंच माल्यम्लानिकल्पवृक्षप्रकम्पनादिभिः ।
चिह्नैर्जानन्ति तेऽमीभिः, षण्मासान्तर्गतां मृतिम् ॥ ५९५ ॥

तथाहि–"माल्यम्लानिः कल्पवृक्षप्रकम्पः, श्रीह्रीनाशो वाससां चोपरागः ।
दैन्यं तन्द्रा कामरागाङ्गभङ्गौ, दृष्टेर्भ्रंशो वेपथुश्चारतिश्च ॥ ५९६ ॥

स्थानाङ्गसूत्रेऽप्युक्तं–" तिहिं ठाणेहि देवे चविस्सामित्ति जाणइ, विमाणाइं णिप्पभाइं पासित्ता १ कप्परुक्खगं मिलायमाणं पासित्ता २ अप्पणो तेयलेस्सं परिहायमाणिं जाणित्ता ३ " इत्यादि ॥

तां समृद्धिं विमानाद्यामासन्नं च्यवनं ततः ।
गर्भोत्पत्त्यादिदुःखं च, तत्राहारादिवैशसम् ॥ ५९७ ॥

---

વેદનાને અનુભવે છે તે જીવોને શોક છે તેમ કહેવાય. તેથી જરા અને શોક વૈમાનિક દેવોને પણ કહેલા છે.

પુણ્ય વગરના અને સુખના લિપ્સુ એવા કોઇક દેવો બીજાને વિશિષ્ટ પુણ્યથી પ્રાપ્ત થયેલી શ્રેષ્ઠ લક્ષ્મીવાળા જોઇને માત્સર્યથી દુઃખી થાય છે ૫૯૪.

શાસ્ત્રમાં કહ્યું છે કે–' દેવતાઓ ઈર્ષ્યા અને વિષાદ' ના કારણે પીડાય છે. ઈત્યાદિ.

કરમાઈ જતી માળા તથા કલ્પવૃક્ષના કંપન આદિ ચિહ્નોથી આ દેવતાઓ છ મહિનાની અંદર પોતાના મરણને જાણે છે. ૫૯૫.

કહ્યું છે કે–' માળાનું કરમાવું, કલ્પવૃક્ષનું કંપન, લક્ષ્મી (શોભા) અને લજ્જાનો નાશ, કપડાને ડાઘ લાગવા, દીનતા, તન્દ્રા, કામરાગમાં અલ્પતા, અંગત્રૂટન, નજર ભીંચાવી, શરીરમાં ધ્રુજારી અને મનમાં અરતિ. ( આ બધા ચિહ્નો દેવોના નજીકના મરણને સૂચવે છે. )' ૫૯૬.

શ્રી સ્થાનાંગસૂત્રમાં પણ કહ્યું છે કે– દેવતાઓ, ત્રણ કારણે હું ચ્યવીશ એમ જાણે છે–" ૧. વિમાનોની પ્રભા ઘટતી જોઇને, ૨. કલ્પવૃક્ષને મ્લાન થતા જોઇને, ૩. પોતાની તેજોલેશ્યાને ( તેજને ) ઘટતી જોઇને." વિગેરે.

વિમાનાદિ તે સમૃદ્ધિને જોઈ-જોઇને અને નજીકનું ચ્યવન ગર્ભમાં ઉત્પત્તિ આદિ દુઃખ અને ત્યાં આહારાદિ વિચિત્ર ક્રિયાઓને ચિત્તમાં વિચારતા તે દેવોને જે દુઃખ

चित्ते चिन्तयतां तेषां, यद्दुःखमुपजायते ।
तज्जानन्ति जिना एव, तन्मनो वा परे तु न ॥ ५९८ ॥
उक्तं च—" तं सुरविमाणविभवं, चिंतिय चवणं च देवलोयाओ ।
अइबलियं जं नवि फुट्टइ सयमक्करं हिययं ॥ ५९९ ॥"
तथा-विपाकोदयरूपा च, चक्षुर्निमीलनादिभिः ।
व्यक्तैश्चिह्नैर्भवेद्व्यक्ता, तेषां निद्रा न यद्यपि ॥ ६०० ॥
प्रदेशोदयतस्त्वेषां, स्यात्तथाप्यन्यथा कथम् ।
दर्शनावरणीयस्य, सतोऽप्यनुदयो भवेत् ? ॥ ६०१ ॥
क्षयश्चोपशमश्चास्य, देवानां क्वापि नोदितः ।
श्रुतेऽप्येषां कर्मबन्धहेतुत्वेनेयमीरिता ॥ ६०२ ॥

तथाहुः—" जीवे णं भंते ! निदायमाणे वा पयलायमाणे वा कति कम्मपगडीओ बंधइ ?, गो० ! सत्तविहबंधए वा, अट्ठविहबन्धए वा, एवं जाव वेमाणिए, एवं जीवे णं भंते ! हसमाणे वा उस्सुयायमाणे वा कति क० बं० ?,

---

થાય છે, તે શ્રી જિનેશ્વરો જાણે છે અને તેમનું મન જાણે છે અન્ય કોઈ જાણતું નથી. ૫૯૭-૫૯૮.

કહ્યું છે કે-તે દેવ વિમાનનો વૈભવ અને દેવલોકથી પોતાનું ચ્યવન થશે એમ વિચારીને તેમનું હૃદય અતિ બલવાન હોવાથી સેંકડો ટુકડા રૂપે તૂટી જતું નથી. (બાકી આંતર વેદનાં તો હૃદયદ્રાવક થાય છે.) ૫૯૯.

વિપાકોદય રૂપ આંખ બંધ કરવા આદિ વ્યક્ત ચિહ્નોવડે તેમને નિદ્રા હોતી નથી, તો પણ પ્રદેશોદયથી તો તેઓને નિદ્રા હોય છે અન્યથા વિદ્યમાન એવા પણ દર્શનાવરણીયનો અનુદય કેવી રીતે થાય ? ૬૦૦-૬૦૧.

આ દેવતાઓને આગમમાં દર્શનાવરણીયનો ક્ષય કે ઉપશમ કહેલો નથી અને નિદ્રાને કર્મબંધના હેતુ તરીકે વર્ણવેલી છે. ૬૦૨

શ્રી ભગવતી સૂત્રના પાંચમા શતકના ચોથા ઉદ્દેશામાં કહ્યું છે- **પ્રશ્નઃ**- હે ભદંત ! નિદ્રા લેતો અને પ્રચલા નિદ્રાને લેતો (એવો આત્મા) કેટલા પ્રકારની કર્મપ્રકૃતિ બાંધે ? **ઉત્તરઃ**- હે ગૌતમ ! સાત અથવા આઠ પ્રકૃતિ બાંધે એમ વૈમાનિક પર્યંત સમજી લેવું

**પ્રશ્નઃ**- હે ભદંત ! એ પ્રમાણે હસતો અને ઉત્સુકતા કરતો જીવ કેટલા પ્રકારની કર્મ પ્રકૃતિ બાંધે ? **ઉત્તરઃ**- હે ગૌતમ ! સાત પ્રકારની અથવા આઠ પ્રકારની કર્મ

गो० । सत्तविहबं० वा, अट्ठविहवं० वा, एवं जाव वेमाणिए", भगवतीसूत्रे पञ्चमशतकचतुर्थोद्देशके, इह च पृथिव्यादीनां हासः प्राग्भविकतत्परिणामादवसेय" इत्येतद्वृत्तौ ।

एवं स्वभावतो निद्रासद्भावेऽपि सुधाभुजाम् ।
येयं तन्द्रा मृतेश्चिह्नं, सा तु भिन्नैव भाव्यते ॥ ६०३ ॥

किंच—षड्जीवकायारम्भेषु, रता मिथ्यात्वमोहिताः ।
यागादिभिर्जीवहिंसोपहारैर्मुदिताशयाः ॥ ६०४ ॥

शरीरासनशय्यादिभाण्डोपकरणेष्वपि ।
विमानदेवदेवीषु, हर्म्यक्रीडावनादिषु ॥ ६०५ ॥

पूर्वप्रेम्णा स्वीकृतेषु नृतिर्यक्ष्वपि मूर्च्छिताः ।
सचित्ताचित्तमिश्रेषु, मग्नाः परिग्रहेष्विति ॥ ६०६ ॥

तथाहुः—"असुरकुमारा पुढविकायं समारभंति जाव तसकायं समारभंति, सरीरा परिग्गहिया भवंति, कम्मा प० भ०, भवणा प० भ०, देवा देवीओ मणूसीओ तिरिक्खजोणिआ तिरिक्खजोणिणीओ प० भ०, आसणसयणभंडमत्तोवगरणा परि०

---

પ્રકૃતિ બાંધે એ પ્રમાણે વૈમાનિક પર્યંત સમજી લેવું- (અહીં એ ભગવતી સૂત્રના સંદર્ભની વાત છે)

અહીં પૃથ્વી આદિને હાસ્ય કહ્યું છે તે પૂર્વભવના તેમના હાસ્યની પરિણતિના આધારે સમજવું. આ પ્રમાણે શ્રી ભગવતી સૂત્રની ટીકામાં કહ્યું છે.

આ પ્રમાણે સ્વભાવથી નિદ્રાનો ઉદય (પ્રદેશોદય) હોવા છતાં પણ જે આ મરણના ચિહ્નરૂપ તન્દ્રા છે, તે જુદી જ લાગે છે. ૬૦૩.

મિથ્યાત્વી દેવો ષડ્ જીવનિકાયના આરંભમાં રક્ત હોય છે, મિથ્યાત્વથી મોહીત હોય છે, યજ્ઞમાં થતી જીવહિંસા રૂપી ઉપહારથી આનન્દિત મનવાળા હોય છે, તથા શરીર, આસન-શય્યા વગેરેમાં, વાસણ ઉપકરણાદિમાં, વિમાનના દેવ-દેવીઓમાં, મહેલ અને ક્રીડાવન વગેરેમાં, તેમજ પૂર્વ પ્રેમથી સ્વીકારેલા મનુષ્ય અને તિર્યંચોને વિષે મૂર્છાવાળા તથા સચિત્ત-અચિત્ત અને મિશ્ર પરિગ્રહમાં મગ્ન હોય છે. ૬૦૪-૬૦૬.

કહ્યું છે કે-'અસુરકુમાર દેવતાઓ-પૃથ્વીકાય આદિથી ત્રસકાય સુધીનો આરંભ કરે છે, શરીર ઉપર, યજ્ઞાદિ કર્મ ઉપર, ભવનાદિ ઉપર, દેવ, દેવી, મનુષ્ય-સ્ત્રી, તિર્યંચો તિર્યંચિણીઓ ઉપર, આસન-શયન-વાસણ-ઉપકરણ આદિ ઉપર, અને સચિત્ત-અચિત્ત

भ० सचित्ताचित्तमीसयाइं दव्वाइं प० भ०, वाणमंतरा जोतिसवेमाणिया जहा भवणवासी तहा णेयव्वा "।

एवं मिथ्यादृशो यान्ति, सारम्भाः सपरिग्रहाः ।
च्युत्वोपार्जितपाप्मान, एकेन्द्रियादिदुर्गतिम् ॥ ६०७ ॥
सम्यग्दृशः पुनस्तत्त्वत्रितये कृतनिश्चयाः ।
जिनादिसेवया यद्वा, पूर्वाधीतश्रुतस्मृतेः ॥ ६०८ ॥
विचारयन्तस्तत्त्वानि, सिद्धान्तोक्तानि चेतसा ।
शुद्धोपदेशैः सम्यक्त्वं, प्रापयन्तः परानपि ६०९ ॥
उत्सवेषु महोत्साहा, अर्हत्कल्याणकादिषु ।
जिनोपदेशान् शृण्वन्तः, सेवमाना जिनेश्वरान् ॥ ६१० ॥
महर्षीणां नृणां सम्यग्दृशामथ तपस्विनाम् ।
हितकामाः कृच्छ्रमग्नसंघसाहाय्यकारिणः ॥ ६११ ॥
दृष्ट्वर्षिं भावितात्मानं कुर्वन्तो वन्दनादिकम् ।
तन्मध्येन न गच्छन्ति, स्तब्धमिथ्यात्विदेववत् ॥ ६१२ ॥

तथाहुः—"तत्थ जे अमायिसम्मदिट्ठिउववण्णए देवे से णं अणगारं भाविय-

---

અને મિશ્ર દ્રવ્યો ઉપર મૂર્છાવાળા હોય છે. આ પ્રમાણે (ભવનપતિની જેમજ) વાણવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોને પણ સમજવા.'

આ પ્રમાણે મિથ્યાદષ્ટિ દેવતાઓ આરંભ અને પરિગ્રહવાળા હોવાથી પાપનું ઉપાર્જન કરીને અહીંથી ચ્યવીને એકેન્દ્રિયાદિ દુર્ગતિમાં જાય છે. ૬૦૭.

સમ્યગ્દૃષ્ટિ દેવતાઓ ત્રણ તત્ત્વો ઉપર નિશ્ચયવાળા હોય છે, જિનેશ્વરાદિની સેવાથી અથવા પહેલાનું (પૂર્વભવમાં) ભણેલું શ્રુત યાદ કરીને સિદ્ધાંતમાં કહેલા તત્ત્વનો ચિત્તથી વિચાર કરતાં એવા તે શુદ્ધ ઉપદેશથી બીજાને પણ સમ્યક્ત્વ પમાડે છે. અરિહંતોના કલ્યાણકાદિ ઉત્સવોમાં મોટા ઉત્સાહવાળા હોય છે, શ્રી જિનેશ્વરોના ઉપદેશને સાંભળતા અને શ્રી જિનેશ્વરોની સેવા ઉપાસના કરતા મહર્ષિઓ, સમ્યગ્દૃષ્ટિ પુરુષો તથા તપસ્વિઓના હિતને ઇચ્છનારા, દુઃખમાં મગ્ન સંઘને સહાય કરનારા એવા આ દેવતાઓ ભાવિતાત્મા એવા ઋષિને જોઇને વન્દનાદિ કરે છે પરંતુ અભિમાની મિથ્યાદૃષ્ટિ દેવની જેમ વચ્ચેથી (વન્દનાદિ કર્યા વગર) ચાલ્યા જતા નથી. ૬૦૮–૬૧૨.

શ્રી ભગવતી સૂત્રના ૧૪મા શતકના ત્રીજા ઉદ્દેશામાં કહ્યું છે કે– 'ત્યાં જે સરળ અને સમ્યગ્દૃષ્ટિ દેવો છે, તે દેવો ભાવિતાત્મા એવા મહાત્માઓને જુએ છે, જોઇને

प्पाणं पासति, पासित्ता णं वंदति णमंसति जाव पज्जुवासति, से णं अणगारस्स भावियप्पणो मज्झंमज्झेणं णो वितीवएज्जा" भगवतीसूत्रे श. १४ उ. ३ ।

एवमर्जितपुण्यास्ते, महर्द्धिभरशालिषु ।
प्रत्यायान्ति कुलेषूच्चेष्वासन्नभवसिद्धिकाः ॥ ६१३ ॥
तत्रापि सुभगाः सर्वोत्कृष्टरूपा जनप्रियाः ।
भोगान् भुक्त्वाऽऽत्तचारित्राः, क्रमाद्यान्ति परां गतिम् ॥ ६१४ ॥
नन्वेवमुदिताः सूत्रे, अधर्मे संस्थिताः सुराः ।
कथं तदेष भावार्थो, न तेन विघटिष्यते ? ॥ ६१५ ॥

तथाहि—"जीवा णं भंते ! किं धम्मे ठिया अधम्मे ठिया धम्माधम्मे ठिया ?, गो० ! जीवा धम्मेवि ठिया, अधम्मे०, धम्माधम्मे०, णेरइया णं पुच्छा, गो०, ! णेरइया नो धम्मे०, नो धम्माधम्मे०, अधम्मे ठिया, मणु० जहा जीवा, वाणमंतर० जोइ० वेमा० जहा णेरइया," भगवतीसूत्रे सप्तदशशतकद्वितीयोद्देशके १७–२ ।

---

વંદન કરે છે, નમસ્કાર કરે છે, અને પર્યુપાસના કરે છે, તે ભાવિતાત્મા સાધુના મધ્ય-ભાગમાંથી નીકળતા નથી'

આવા દેવતાઓ પુણ્યને પ્રાપ્ત કરીને, આસન્ન મોક્ષગામી હોવાથી અત્યંત ઋદ્ધિથી શોભતા ઉચ્ચકુલોમાં જન્મે છે. ૬૧૩.

ત્યાં પણ સૌભાગ્યશાળી, સર્વોત્કૃષ્ટ રૂપવાળા તથા જનપ્રિય બનીને, ભોગો ભોગવીને, ચારિત્ર પ્રાપ્ત કરીને ક્રમશઃ મુક્તિમાં જાય છે. ૬૧૪

**પ્રશ્ન:**– સૂત્રમાં દેવતાઓને અધર્મ સ્થિત કહેલા છે. (અને અહીં ધર્મ કરીને સદ્ગતિને પામે છે એમ કહ્યું) તે ભાવાર્થ આગમના પાઠ સાથે કેમ ઘટી શકે ? ૬૧૫.

શ્રી ભગવતી સૂત્રના સત્તરમા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે, 'હે ભગવન્ ! જીવો ધર્મમાં રહેલા છે ? અધર્મમાં રહેલા છે ? કે ધર્મા–ધર્મમાં રહેલા છે ? હે ગૌતમ ! જીવો ધર્મ, અધર્મ અને ધર્માધર્મમાં પણ રહેલા છે.

**નારકીના પ્રશ્નના ઉત્તરમાં:**– હે ગૌતમ ! નારકીઓ ધર્મમાં નથી, ધર્માધર્મમાં (પણ) નથી, કિંતુ અધર્મમા (રહેલા) છે, અને મનુષ્યો જીવની જેમ સમજવા, (એટલે કે ધર્મમાં, ધર્માધર્મમા અને અધર્મમા પણ રહેલા છે) અને [1]વાણવ્યન્તર વૈમાનિક અને જ્યોતિષ્ક નારકીની જેમ અધર્મમાં રહેલા છે.

---

૧. (અહિં વાણવ્યન્તરની સાથે જ ભવનપતિ દેવો સમજી લેવા તે ઉચિત લાગે છે.)

अत्रोच्यते-एषामुक्तमिदं देशसर्वविरत्यभावतः ।
तथैवात्रोद्देशकादौ, सूत्रेऽपि प्रकटीकृतम् ॥ ६१६ ॥

"से णूणं संजयविरयपडिहयपच्चक्खायपावकम्मे धम्मे ठिए अस्संजय० अधम्मे ठिए संजयासंजए धम्माधम्मे ठिए"

सर्वथा संवराभावापेक्षं नत्वेतदीरितम् ।
संवरद्वाररूपस्य, सम्यक्त्वस्यैषु संभवात् ॥ ६१७ ॥
सम्यक्त्वमपि मिथ्यात्वनिरोधात्संवरः स्फुटः ।
संवरेष्वत एवेदं, श्रुते पञ्चसु पठ्यते ॥ ६१८ ॥

तथाहुः स्थानाङ्गे समवायाङ्गे भगवत्यां च-पंच संवरदारा प०, तं०-सम्मत्तं विरती अपमादो अकसाइत्तं अजोगित्तं" ।

एको द्वित्रादिसंख्येया, असंख्या अपि कर्हिचित् ।
उत्पद्यन्ते च्यवन्तेऽमी, एकस्मिन् समये सह ॥ ६१९ ॥

---

આ વાત જે કહેલ છે તે દેશવિરતિ અને સર્વવિરતિના અભાવને આશ્રયીને કહેલી છે. અને તે જ પ્રમાણે આ ઉદ્દેશામાં અને સૂત્રમાં પ્રકટ કરેલું છે. ૬૧૬.

જે સંયત (સત્તર પ્રકારના સંયમથી યુક્ત), વિરત (બાર પ્રકારના તપમાં વિશેષ રક્ત), પ્રતિહત પ્રત્યાખ્યાત પાપ કર્મા (અલ્પ સ્થિતિવાળા તથા પુનઃ દીર્ઘ સ્થિતિવાળા ન બંધાય તેવા પાપ કર્મવાળા) તે ધર્મમાં સ્થિત છે (તેમ કહેવાય) જે અસંયત અવિરત, અને અપ્રતિહત-અપ્રત્યાખ્યાન પાપકર્મા છે, તે અધર્મમાં સ્થિત છે (તેમ કહેવાય) અને જે સંયત-અસંયત છે તે ધર્માધર્મમાં સ્થિત છે. (તેમ કહેવાય)"

સર્વથા સંવરના અભાવને અપેક્ષીને આ વાત કહેલી નથી કારણકે-સંવરના દ્વાર રૂપ સમ્યક્ત્વ તો આ દેવોમાં હોય છે. ૬૧૭.

મિથ્યાત્વના નિરોધથી જ મળતુ હોવાથી સમ્યક્ત્વ પણ સ્પષ્ટ રીતે સંવર છે અને એટલા માટે જ પાંચ પ્રકારના સંવરમાં આગમની અંદર સમ્યક્ત્વને સંવર તરીકે કહેલ છે. ૬૧૮

શ્રી સ્થાનાંગ, શ્રી સમવાયાંગ અને શ્રી ભગવતી સૂત્રમાં કહ્યુ છે કે 'પાંચ સંવર દ્વારો કહેલા છે-તે આ પ્રમાણે-૧. સમ્યક્ત્વ, ૨. વિરતિ, ૩. અપ્રમાદ, ૪, અકષાયત્વ, ૫. અયોગિત્વ'

આ દેવો એક જ સમયમાં એકી સાથે એક-બે-ત્રણથી માંડીને સંખ્યાત અસંખ્યાત ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે. ૬૧૯.

उत्पत्तेश्च्यवनस्यापि, विरहो यदि भाव्यते ।
सौधर्मेशानयोर्देवलोकयोरमृताशिनाम् ॥ ६२० ॥
स चतुर्विंशतिं यावन्मुहूर्त्तान् परमो भवेत् ।
जघन्यतस्तु समयं, यावदुक्तो जिनेश्वरैः ॥ ६२१ ॥
इन्द्रयोरथ सौधर्मेशानस्वर्गाधिकारिणोः ।
स्वरूपमुच्यते किंचिन्मत्वा गुरूपदेशतः ॥ ६२२ ॥
तत्रादिमे देवलोके, प्रतरे च त्रयोदशे ।
मेरोर्दक्षिणतः पञ्च, स्युर्विमानावतंसकाः ॥ ६२३ ॥
प्रथमं दिशि पूर्वस्यां, तत्राशोकावतंसकं ।
दक्षिणस्यां सप्तपर्णावतंसकमिति स्मृतम् ॥ ६२४ ॥
पश्चिमायां चम्पकावतंसकाख्यं निरूपितम् ।
उत्तरस्यां तथा चूतावतंसकमुदीरितम् ॥ ६२५ ॥
तेषां चतुर्णां मध्येऽथ, स्यात्सौधर्मावतंसकम् ।
महाविमानं यत्राऽऽस्ते, स्वयं शक्रः सुरेश्वरः ॥ ६२६ ॥
एतद्योजनलक्षाणि, सार्द्धानि द्वादशायतम् ।
विस्तीर्णं च परिक्षेपो, योजनानां भवेदिह ॥ ६२७ ॥

---

સૌધર્મ અને ઇશાન આ બે દેવલોકના દેવોનો ઉત્પત્તિ અને ચ્યવનનો વિરહકાળ વિચારવામાં આવે તો ઉત્કૃષ્ટથી ચોવીશ મુહૂર્ત અને જઘન્યથી એક સમયનો શ્રી જિનેશ્વરોએ કહેલો છે. ૬૨૦–૬૨૧.

પૂ. ગુરૂદેવના ઉપદેશથી જાણીને સૌધર્મ અને ઈશાન સ્વર્ગના અધિપતિ ઈન્દ્રોનું કંઈક સ્વરૂપ કહું છું. ૬૨૨.

તેમાં પ્રથમ દેવલોકના તેરમા પ્રતરમાં મેરુ પર્વતથી દક્ષિણ દિશામાં પાંચ અવતંસક વિમાનો છે. ૬૨૩.

તેમાં પૂર્વ દિશામાં પ્રથમ અશોકાવતંસક, દક્ષિણમાં સપ્તપર્ણાવતંસક, પશ્ચિમ દિશામાં ચંપકાવતંસક અને ઉત્તર દિશામાં ચુતાવતંસક નામે વિમાન છે અને એ ચારેની મધ્યમાં સૌધર્માવતંસક નામનું મહા વિમાન છે, કે જેમાં શક્રેન્દ્ર સ્વયં રહે છે. ૬૨૪–૬૨૬.

આ પાંચ વિમાનો સાડાબાર લાખ યોજન (૧૨,૫૦,૦૦૦) લાંબા અને પહોળા

लक्षाण्येकोनचत्वारिंशद् द्विपञ्चाशदेव च ।
सहस्राण्यष्टशत्यष्टाचत्वारिंशत्समन्विता ॥ ६२८ ॥
समन्ततोऽस्य प्राकारो, वनखण्डाश्चतुर्दिशम् ।
प्रासादशेखरो मध्ये, प्रासादपङ्क्तिवेष्टितः ॥ ६२९ ॥
प्रासादात्तत ऐशान्यामुपपातादिकाः सभाः ।
एवं प्रागुक्तमास्थेयं, सर्वं विमानवर्णनम् ॥ ६३० ॥
अत्रोपपातसदने, शय्यायां सुकृताश्रिताः ।
उत्पद्यन्ते शक्रतया, क्रमोऽत्र प्राक् प्रपञ्चितः ॥ ६३१ ॥
यथा हि साम्प्रतीनोऽसौ, सौधर्मनाकनायकः ।
प्रागासीत्कार्त्तिकः श्रेष्ठी, पृथिवीभूषणे पुरे ॥ ६३२ ॥
तेन श्राद्धप्रतिमानां, शतं तत्रानुशीलितम् ।
ततः शतक्रतुरिति, लोके प्रसिद्धिमीयिवान् ॥ ६३३ ॥
स चैकदा गैरिकेन, मासोपवासभोजिना ।
दृढार्हतत्वरुष्टेन, नुन्नस्य क्ष्मापतेर्गिरा ॥ ६३४ ॥
गैरिकं भोजयामास, पारणायां नृपालये ।
ततः स दुष्टो धृष्टोऽसीत्यंगुल्या नासिकां स्पृशन् ॥ ६३५ ॥

---

છે અને તેની પરિધિ ઓગણચાલીશ લાખ, બાવન હજાર આઠસોને ચુમ્માલીશ (૩૯, ૫૨૮૪૪) યોજન છે. ૬૨૭-૬૨૮.

આ વિમાનની ચારે બાજુ કિલ્લો છે, ચારે દિશામાં વનખંડો છે અને વિમાનના મધ્યભાગમાં ચારે બાજુ પ્રાસાદની પંક્તિથી વીંટળાયેલ મુખ્ય પ્રાસાદ છે. તે પ્રાસાદના ઈશાન ખૂણામાં ઉપપાતાદિ સભાઓ છે. આ પ્રમાણે વિમાનનું વર્ણન જે આગળ કહેવાયું છે, તે મુજબ અહીં સમજી લેવું. ૬૨૯-૬૩૦.

આ ઉપપાત સભામાં શય્યાને વિષે પુણ્યશાળી એવા જીવો શક્ર તરીકે ઉત્પન્ન થાય છે, જેનો ક્રમ પહેલા કહેલો છે. ૬૩૧.

**વર્તમાન શક્રેન્દ્રનો પૂર્વ વૃત્તાંત:**

જે વર્તમાન કાલીન સૌધર્મ દેવલોકના ઇન્દ્ર છે, તેઓ પૂર્વભવમાં પૃથિવીભૂષણ પુરમાં કાર્તિક નામે શેઠ હતા. તે શેઠે શ્રાવક પ્રતિમાને એકસો વખત આરાધી હતી તેથી તેનુ નામ શતક્રતુ એ પ્રમાણે લોકમાં પ્રસિદ્ધિને પામ્યું હતું. એક વખત અરિહંત માર્ગના દ્વેષી ગૈરિક નામના માસોપવાસી તાપસની પ્રેરણાથી રાજાએ કરેલ આજ્ઞાથી કાર્તિકશેઠે રાજમંદિરમાં તે તાપસને પારણુ કરાવ્યુ તેથી દુષ્ટ એવા તાપસે અંગુલી વડે નાસિકાને સ્પર્શ

जहास श्रेष्ठिनं सोऽपि, गृहे गत्वा विरक्तधीः ।
जग्राहाष्टसहस्रेण, वणिकपुत्रैः समं व्रतम् ॥ ३३६ ॥
अधीतद्वादशाङ्गीको, द्वादशाब्दानि संयमम् ।
पालयित्वाऽनशनेन, मृत्वा देवेश्वरोऽभवत् ॥ ६३७ ॥
चतुर्भिः कलापकं ।
गैरिकस्तापसः सोऽपि, कृत्वा बालतपो मृतः ।
अभूदैरावणसुरः, सौधर्मेन्द्रस्य वाहनम् ॥ ६३८ ॥
अयं तावत्कल्पवृत्त्याद्यभिप्रायः ।
भगवतीसूत्राभिप्रायस्त्वयं—
हस्तिनागपुरे श्रेष्ठी, कार्त्तिकोऽभून्महर्द्धिकः ।
सहस्राम्रवणे तत्रागतोऽर्हन्मुनिसुव्रतः ॥ ६३९ ॥
कार्त्तिकाद्यास्तत्र पौरा, जिनं वन्दितुमययुः ।
प्रबुद्धः कार्त्तिकः श्रुत्वा, जिनोपदेशमञ्जसा ॥ ६४० ॥
गृहे गत्वा ज्ञातिमित्रस्वजनान् भोजनादिभिः ।
संतोष्य ज्येष्ठतनये, कुटुम्बभारमक्षिपत् ॥ ६४१ ॥

---

કરી કરીને તેને અપમાનીત કર્યો. તે રીતે તે શ્રેષ્ઠીની મશ્કરી કરી. એથી વૈરાગ્ય પામેલા એવા તે કાર્તિકશ્રેષ્ઠીએ ઘેર જઇને એક હજાર અને આઠ વણિક્ પુત્રો સાથે દીક્ષા લીધી અને દ્વાદશાંગીનું અધ્યયન કરી, બાર વર્ષ સંયમ પાળી, અંતે અનશન આરાધી, કાળધર્મ પામી ને સૌધર્મેન્દ્ર તરીકે ઉત્પન્ન થયા છે. ૬૩૨–૬૩૭.

તે ગૈરિક તાપસ પણ બાલ તપ કરી, મરીને સૌધર્મેન્દ્રના વાહનરૂપે ઐરાવણ હાથી તરીકે ઉત્પન્ન થયો. ૬૩૮.

આ અભિપ્રાય શ્રી કલ્પવૃત્તિ આદિનો છે.

જ્યારે શ્રી ભગવતી સૂત્રનો અભિપ્રાય તો નીચે મુજબ છે.

હસ્તિનાગપુરમાં કાર્તિક નામના મહાન ઋદ્ધિવાળા શેઠ હતા. તે સમયે શ્રી મુનિસુવ્રત સ્વામી 'સહસ્રામ્રવન'માં પધાર્યા, કાર્તિક શેઠ આદિ નગરલોકો શ્રી જિનેશ્વરને વંદનાર્થે ગયા અને શ્રી જિનેશ્વરનો ઉપદેશ સાંભળીને કાર્તિકશેઠ બોધ પામ્યા. ઘરે જઇને જ્ઞાતિજન–મિત્ર–સ્વજનાદિઓને ભોજનાદિથી સંતોષીને મુખ્ય પુત્રને કુટુંબનો ભાર સોંપ્યો. એ જ રીતે બીજા પણ એક હજારને આઠ ઉત્તમ શ્રેષ્ઠીઓએ પોતપોતાનો ભાર પોતપોતાના જ્યેષ્ઠ પુત્રને સોંપ્યો. આવા એક હજાર આઠ શ્રેષ્ઠીઓ સાથે કાર્તિકશેઠ,

स्वस्वज्येष्ठसुते न्यस्तगृहभारैः समन्ततः ।
अष्टाधिकसहस्रेणानुगतो नैगमोत्तमैः ॥ ६४२ ॥

सहस्रपुरुषोद्वाह्यामारुह्य शिविकां महैः ।
मुनिसुव्रतपादान्ते, स प्रव्रज्यामुपाददे ॥ ६४३ ॥

अधीत्य द्वादशाङ्गानि, द्वादशाब्दानि संयमम् ।
धृत्वा मासमुपोष्यान्ते, सौधर्मनायकोऽभवत् ॥ ६४४ ॥

तथा च सूत्रं–'इहेव जंबुद्दीवे भारहे वासे हत्थिणाउरे नामं नयरे होत्था' इत्यादि" भगवतीसूत्रे श० १८ उ० २ ।

एवमुत्पन्नः स शक्रः, प्राग्वत्कृत्वा जिनार्चनम् ।
सुखमास्ते सुधर्मायां, पूर्वमुखो महासने ॥ ६४५ ॥

तिस्रोऽस्य पर्षदस्तत्राभ्यन्तरा समिताभिधा ।
तस्यां देवसहस्राणि, द्वादशेति जिना जगुः ॥ ६४६ ॥

देवीशतानि सप्तास्यां, मध्या चंडाभिधा सभा ।
चतुर्दश सहस्राणि, देवानामिह पर्षदि ॥ ६४७ ॥

षट् शतानि च देवीनां, बाह्या जाताभिधा सभा ।
स्युः षोडश सहस्राणि, पर्षदीह सुधाभुजाम् ॥ ६४८ ॥

---

હજાર પુરૂષો ઉપાડી શકે તેવી શિબિકામાં બેસી શ્રી જિનેશ્વર ભગવાન પાસે આવ્યા અને મહોત્સવપૂર્વક મુનિસુવ્રત સ્વામીના ચરણોમાં દીક્ષા ગ્રહણ કરી અને ત્યારબાદ દ્વાદશાંગીનો અભ્યાસ કરી, બાર વર્ષનો સંયમ પર્યાયપાળી, એકમાસનું અનશન કરી સૌધર્મેન્દ્ર થયા. ૬૩૯–૬૪૪.

શ્રી ભગવતી સૂત્રના ૧૮મા શતકના ૨ જા ઉદ્દેશામાં કહ્યું છે કે–'આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નામનું નગર હતું'. ઈત્યાદિ.

આ પ્રમાણે ઉત્પન્ન થયેલા તે ઇન્દ્ર પૂર્વે કહેલાની જેમ જિનપૂજાને કરીને સુધર્મા-સભામાં પૂર્વાભિમુખ આસન ઉપર સુખપૂર્વક બેસે છે ૬૪૫.

ઇન્દ્ર મહારાજાની ત્રણ પર્ષદા છે, તેમાં અભ્યન્તર પર્ષદાનું નામ સમિતા છે. અને તેમાં બાર હજાર દેવતાઓ અને સાતસો દેવીઓ હોય છે. બીજી મધ્યપર્ષદાનું નામ ચંડા છે તે પર્ષદામાં ચૌદ હજાર દેવો અને છસો દેવીઓ છે. અને બાહ્ય

शतानि पञ्च देवीनां, यथाक्रममथोच्यते ।
आयुःप्रमाणमेतासां, तिसृणामपि पर्षदाम् ॥ ६४९ ॥
अन्तःपर्षदि देवानां, पञ्चपल्योपमात्मिका ।
स्थितिस्तथात्र देवीनां पल्योपमत्रयं भवेत् ॥ ६५० ॥
पल्योपमानि चत्वारि, मध्यपर्षदि नाकिनाम् ।
स्थितिर्देवीनां तु पल्योपमद्वयं भवेदिह ॥ ६५१ ॥
बाह्यपर्षदि देवानां, पल्योपमत्रयं स्थितिः ।
एकं पल्योपमं चात्र, देवीनां कथिता स्थितिः ॥ ६५२ ॥
अस्यैवं सामानिकानां, त्रायस्त्रिंशकनाकिनाम् ।
लोकपालानां तथाग्रमहिषीणामपि ध्रुवम् ॥ ६५३ ॥
भवन्ति पर्षदस्तिस्रः समिताद्या यथाक्रमम् ।
अच्युतान्तेन्द्रसामानिकादीनामेवमेव ताः ॥ ६५४ ॥
इति स्थानाङ्गसूत्रे ॥
सहस्राण्यस्य चतुरशीतिः सामानिकाः सुराः ।
ते चेन्द्रत्वं विना शेषैः, कान्त्यायुर्वैभवादिभिः ॥ ६५५ ॥

---

પર્ષદાનું નામ જાતા છે. તેમાં સોલ હજાર દેવો અને પાંચસો દેવીઓ છે. હવે ત્રણેય પર્ષદાઓના દેવોનું આયુષ્ય ક્રમશઃ કહેવાય છે. ૬૪૬-૬૪૯

અભ્યંતર પર્ષદાઓના દેવોનું આયુષ્ય પાંચ પલ્યોપમ અને દેવીઓનું આયુષ્ય ત્રણ પલ્યોપમ હોય છે. ૬૫૦.

મધ્યમ પર્ષદાના દેવોનું આયુષ્ય ચાર પલ્યોપમનું અને દેવીઓનુ બે પલ્યોપમ હોય છે. ૬૫૧.

બાહ્ય પર્ષદાનો દેવોનું આયુષ્ય ત્રણ પલ્યોપમ તથા દેવીઓનું એક પલ્યોપમનું હોય છે. ૬૫૨.

આ પ્રમાણે ઈન્દ્ર મહારાજાના સામાનિક દેવો, ત્રાયસ્ત્રિંશ દેવો, લોકપાલો અને અગ્રમહિષીઓની પણ સમિતાદિ અનુક્રમે ત્રણ-ત્રણ પર્ષદાઓ હોય છે આ રીતે અચ્યુતેન્દ્ર સુધીના ઈન્દ્રો તથા સામાનિકાદિ દેવોને પણ ત્રણ-ત્રણ પર્ષદાઓ હોય છે

આ ઉપરની વાત ઠાણાંગ સૂત્રમા કહેલ છે ૬૫૩-૬૫૪

આ ઈન્દ્રને સામાનિક દેવતાઓ ચોર્યાસી હજાર (૮૪,૦૦૦) હોય છે. તેઓ ઈન્દ્રત્વ વિના કાંતિ-આયુષ્ય અને વૈભવાદિથી ઇન્દ્ર મહારાજા સમાન હોય છે. તેથી

समानाः सुरनाथेन, सामानिकास्ततः श्रुताः ।
अमात्यपितृगुर्वादिवत्सम्मान्या बिडौजसः ॥ ६५६ ॥

स्वामित्वेन प्रतिपन्ना, एतेऽपि सुरनायकम् ।
भवन्ति वत्सलाः सर्वकार्येषु बान्धवा इव ॥ ६५७ ॥

त्रायस्त्रिंशास्त्रयस्त्रिंशद्देवाः स्युर्मन्त्रिसन्निभाः ।
सदा राज्यभारचिन्ताकर्त्तारः शक्रसंमताः ॥ ६५८ ॥

पुरोहिता इव हिताः, शान्तिकपौष्टिकादिकम् ।
कुर्वन्तोऽवसरे शक्रं, प्रीणयन्ति महाधियः ॥ ६५९ ॥

दोगुन्दकापराह्वाना, महासौख्याञ्चिता अमी ।
निदर्शनतयोच्यन्ते, श्रुतेऽतिसुखशालिनाम् ॥ ६६० ॥

तथोक्तं मृगापुत्रीयाध्ययने–

"नंदणे सौ उ पासाए, कीलए सह इत्थिए ।
देवो दोगुंदगो चेव, निच्चं मुइयमाणसो ॥ ६६१ ॥

त्रायस्त्रिंशा देवा भोगपरायणा दोगुंदका इति भण्यन्ते" इत्युत्तराध्ययनावचूर्णौ ।

---

જ તેઓને સામાનિક કહેવાય છે અને તે સામાનિક દેવો ઈન્દ્ર મહારાજાને માટે મંત્રી–પિતા અને ગુરૂ આદિની જેમ સન્માનનીય હોય છે. ઈન્દ્ર મહારાજાને સ્વામી તરીકે સ્વીકારીને આ સામાનિક દેવતાઓ તેમના સર્વ કાર્યોમાં બાંધવની જેમ વાત્સલ્યવાળા હોય છે. ૬૫૫–૬૫૭.

તેત્રીસ એવા ત્રાયસ્ત્રિંશ દેવો હોય છે કે જેઓ ઈન્દ્રના મંત્રી સમાન હોય છે અને તે રાજ્યના ભારની ચિંતાને કરનારા–શક્ર સંમત હોય છે. (આ ત્રાયસ્ત્રિંશ દેવો) મહાબુદ્ધિમાન પુરોહિતની જેમ હિતસ્વી હોય છે અને અવસરે શાન્તિક અને પૌષ્ટિક કર્મ કરતાં તેઓ શક્રને ખુશ કરે છે. આ ત્રાયસ્ત્રિંશ દેવો 'દોગુંદક' એવા બીજા નામને ધારણ કરનારા અને મહા સુખ શાલિ હોય છે. શાસ્ત્રમાં અતિ સુખ શાલિજનોના દૃષ્ટાંત તરીકે તેઓનો ઉલ્લેખ કરાય છે. ૬૫૮–૬૬૦.

મૃગાપુત્રીય અધ્યયનમાં કહ્યું છે કે–'નંદન નામના પ્રાસાદમાં નિત્ય આનંદિત મનવાળો બનીને દોગુંદક દેવની જેમ સ્ત્રીઓ સાથે નિત્ય ક્રીડા કરે છે....' ૬૬૧.

ત્રાયસ્ત્રિંશ દેવો ભોગ પરાયણ હોવાથી દોગુંદક કહેવાય છે એમ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની અવચૂર્ણિમાં કહ્યું છે...

साम्प्रतीनास्त्वमी जम्बूद्वीपेऽस्मिन्नेव भारते ।
पालाकसन्निवेशस्थास्त्रयस्त्रिंशन्महर्द्धिकाः ॥ ६६२ ॥
अभूवन् गृहपतयः, सहायास्ते परस्परम् ।
उग्राचारक्रियासाराः संसारभयभीरवः ॥ ६६३ ॥
प्रपाल्याब्दानि भूयांसि, श्रावकाचारमुत्तमम् ।
आलोचितप्रतिक्रान्तातिचाराश्चतुराशयाः ॥ ६६४ ॥
मासमेकमनशनं, कृत्वा मृत्वा समाधिना ।
त्रायस्त्रिंशाः समभवन्मान्या वृन्दारकेशितुः ॥ ६६५ ॥
न चैवमेतेभ्य एव, त्रायस्त्रिंशा इति प्रथा ।
नामधेयं नित्यमेतदव्युच्छित्तिनयाश्रयात् ॥ ६६६ ॥
शतानि मन्त्रिणः पञ्च, संत्यन्येऽपीन्द्रसंमताः ।
येषामक्षिसहस्रेण, सहस्राक्षः स गीयते ॥ ६६७ ॥

तथोक्तं कल्पसूत्रवृत्तौ–"सहस्सक्खे'त्ति मन्त्रिपञ्चशत्या लोचनानि इन्द्रसंबन्धीन्येवेति सहस्राक्षः"

---

**સામ્પ્રતીન ત્રાયસ્ત્રિંશ દેવો...**

હમણાંનાં ત્રાયસ્ત્રિંશ દેવતાઓ આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં પાલક સન્નિવેશના રહેવાસી મહાન ઋદ્ધિવાળા ૩૩ ગૃહપતિઓ હતા. તે પરસ્પર સહાય કરનારા, ઉગ્ર આચાર અને ક્રિયાથી શ્રેષ્ઠ તેમજ સંસારના ભયથી ભીરૂ હતા. ઘણાં વર્ષો સુધી ઉત્તમ શ્રાવકાચારનું પાલન કરીને, આલોચના અને પ્રતિક્રમણ કરીને, ચતુરાશયવાળા એવા તેઓ એક મહિનાનુ અનશન કરીને, સમાધિપૂર્વક મૃત્યુ પામીને, ઇન્દ્ર મહારાજાના માન્ય એવા ત્રાયસ્ત્રિંશ દેવતાઓ થયા છે. ૬૬૨–૬૬૫.

આ તેત્રીસ ગૃહપતિઓ અહિં દેવલોકમાં આ સ્થાનને વિષે એકી સાથે ઉત્પન્ન થયા તેથી આ ત્રાયસ્ત્રિંશ નામ છે તેવું નથી પરંતુ અવ્યુક્ષિતિનય (નિત્યતા)ની અપેક્ષાએ આ નામ હંમેશનુ છે. ૬૬૬.

ઇન્દ્ર મહારાજાને બીજા પણ માન્ય એવા પાંચસો (૫૦૦) મંત્રીઓ છે. જેમની હજાર આંખની અપેક્ષાએ ઇન્દ્ર મહારાજાનું નામ 'સહસ્રાક્ષ' પણ કહેવાય છે. ૬૬૭.

કલ્પસૂત્રની ટીકામાં કહ્યું છે કે–'પાંચસો મંત્રીની આંખો. ઇન્દ્ર મહારાજાની જ કહેવાય તેથી ઇન્દ્ર મહારાજા સહસ્રાક્ષ કહેવાય છે.'

तथा सहस्राणि चतुरशीतिरात्मरक्षकाः ।
अमी चात्मानमिन्द्रस्य, रक्षन्तीत्यात्मरक्षकाः ॥ ६६८ ॥
एते त्वपायाभावेऽपि, प्रीत्युत्पत्त्यै सुरेशितुः ।
तथास्थितेश्च निचितकवचाः परितः स्थिताः ॥ ६६९ ॥
धनुरादिप्रहरणग्रहणव्यग्रपाणयः ।
तूणीरखड्गफलककुन्तादिभिरलङ्कृताः ॥ ६७० ॥
एकाग्रचेतसः स्वामिवदनन्यस्तदृष्टयः ।
श्रेणीभूताः शक्रसेवां, कुर्वते किङ्करा इव ॥ ६७१ ॥
तथा सप्तास्य सैन्यानि, तत्र तादृक्प्रयोजनात् ।
नृत्यज्जात्योत्तुङ्गचङ्गतुरङ्गाकारधारिणाम् ॥ ६७२ ॥
शूराणां युद्धसन्नद्धशस्त्रावरणशालिनाम् ।
निर्जराणां निकुरम्बं, हयसैन्यमिति स्मृतम् ॥ ६७३ ॥
एवं गजानां कटकं, रथानामपि भास्वताम् ।
विविधायुधपूर्णानामश्वरूपमरुद्युजाम् ॥ ६७४ ॥

---

ઇન્દ્ર મહારાજાને ચોર્યાસી હજાર (૮૪,૦૦૦) આત્મરક્ષક દેવો છે. આ દેવતાઓ ઈન્દ્ર મહારાજના આત્માનું રક્ષણ કરતા હોવાથી આત્મરક્ષક દેવતાઓ કહેવાય છે. ૬૬૮.

આ દેવતાઓ કંઈ ઉપદ્રવ ન હોય તો પણ ઈન્દ્ર મહારાજાનો પ્રેમ મેળવવા માટે કવચ ધારણ કરીને (સજ્જ થઈને) ઇન્દ્ર મહારાજાની ચારે તરફ રહે છે. ૬૬૯.

જેઓ હાથમાં ધનુષ્યાદિ શસ્ત્રોને ગ્રહણ કરવામાં તત્પર છે અને ભાથુ-તલવાર -ફલક-ભાલા આદિથી અલંકૃત છે, એવા તે એકાગ્ર ચિત્તથી સ્વામીના મુખકમલ ઉપર આંખને રાખીને શ્રેણીબદ્ધ રીતે કિંકરની જેમ શક્ર મહારાજની સેવા કરે છે. ૬૭૦-૬૭૧.

ઇન્દ્ર મહારાજને સાત સૈન્ય છે. એમાં પ્રથમ અશ્વસેના કહેલી છે. કે જે તેવા પ્રકારના પ્રયોજનથી નાચતા એવા જાતિમાન, ઉંચા અને સુંદર ઘોડાના આકારને ધારણ કરનારા-શૂરવીર, યુદ્ધ માટે તૈયાર કરેલા બખ્તર અને શસ્ત્રથી શોભતા દેવતાઓના સમૂહરૂપ છે. ૬૭૨-૬૭૩

એ જ પ્રમાણે (અશ્વસેનાની જેમ) ૨ ગજસેના પણ છે. અને વિવિધાયુધોથી પૂર્ણ અને દેદીપ્યમાન એવી ૩. રથસેના પણ છે કે જેમાં અશ્વરૂપી દેવો જોડાએલા હોય છે. ૬૭૪.

तथा वृषभदेवानां, सैन्यमुच्छृङ्गिणां युधे ।
उद्भटानां पदातीनां, सैन्यमुग्रभुजोष्मणाम् ॥ ६७५ ॥
एतानि पञ्च सैन्यानि, गतदैन्यानि वज्रिणम् ।
सेवन्ते युद्धसज्जानि, नियोगेच्छूनि सन्निधौ ॥ ६७६ ॥
शुद्धाङ्गनृत्यवैदग्ध्यशालिनां गुणमालिनाम् ।
नटानां देवदेवीनां, षष्ठं सैन्यं भजत्यमुम् ॥ ६७७ ॥
स्वरमाधुर्यवर्याणां, सैन्यमातोद्यभारिणाम् ।
गन्धर्वदेवदेवीनां, सप्तमं सेवते हरिम् ॥ ६७८ ॥
एतत्सैन्यद्वयं चातिचतुरं गीतताण्डवे ।
अविश्रमं प्रयुञ्जानमुपभोगाय वज्रिणः ॥ ६७९ ॥
सप्तानामप्यथैतेषां, सैन्यानां सप्त नायकाः ।
सदा संन्निहिताः शक्रं, विनयात् पर्युपासते ॥ ६८० ॥
ते चैवं नामतो वायु १ रैरावणश्च २ माठरः ३ ।
स्याद्दामर्द्धि ४ र्हरिनैगमेषी ५ श्वेतश्च ६ तुम्बरुः ७ ॥ ६८१ ॥

---

ત્યારબાદ યુદ્ધમાં ઉંચાશ્રૃંગ-કરનારા ૪. વૃષભદેવોની સેના છે, તથા યુદ્ધમાં પ્રચંડ ભુજાબળી એવા ઉદ્ભટ ૫. પાયદળોની સેના છે. ૬૭૫.

આજ્ઞાના ઇચ્છુક, યુદ્ધમાં સજ્જ, દીનતા રહિત એવા આ પાંચ સૈન્યો ઇન્દ્ર મહારાજાના સાન્નિધ્યમાં સેવા કરે છે. ૬૭૬.

શુદ્ધ અંગ નૃત્યની હોંશિયારીથી શોભતા, ગુણવાન એવા નટ દેવ–દેવીનું છટ્ઠું સૈન્ય ઇન્દ્ર મહારાજાની સેવા કરે છે. ૬૭૭.

સ્વરની મધુરતાથી શ્રેષ્ઠ, વાજિંત્રને ધારણ કરનાર એવા ગંધર્વ દેવ–દેવીનું સાતમું સૈન્ય ઇન્દ્ર મહારાજાની સેવા કરે છે. ૬૭૮.

આ બન્ને સૈન્યો ગીત અને નૃત્યમાં અતિચતુર છે અને ઇન્દ્ર મહારાજાના ઉપયોગમા સતત જોડાયેલા હોય છે. ૬૭૯.

આ સાતે સૈન્યોના સાત સેનાપતિઓ હંમેશા શક્ર મહારાજાની નજીક રહીને વિનયપૂર્વક સેવા કરે છે. ૬૮૦.

તે સેનાપતિઓના નામ અનુક્રમે ૧. વાયુ, ૨. ઐરાવણ, ૩. માઠર, ૪. દામર્દ્ધિ, ૫ હરિનૈગમેષી, ૬. શ્વેત અને ૭. તુંબરુ છે. ૬૮૧.

सप्तापि सेनापतयः, स्युरेतैरेव नामभिः ।
तृतीयस्य पञ्चमस्य, सप्तमस्य सुरेशितुः ॥ ६८२ ॥
अङ्गीकृत्य द्वादशेन्द्रानानतारणयोरपि ।
एतन्नामान एवामी, स्थानाङ्गे कथिता जिनैः ॥ ६८३ ॥
पादात्येशस्तत्र हरिनैगमेपीति विश्रुतः ।
शक्रदूतोऽतिचतुरो, नियुक्तः सर्वकर्मसु ॥ ६८४ ॥
योऽसौ कार्यविशेषेण, देवराजानुशासनात् ।
कृत्वा मङ्क्षु त्वचश्छेदं, रोमरन्ध्रैर्नखांकुरैः ॥ ६८५ ॥
संहर्तुमीष्टे स्त्रीगर्भं न च तासां मनागपि ।
पीडा भवेन्न गर्भस्याप्यसुखं किंचिदुद्भवेत् ॥ ६८६ ॥
तत्र गर्भाशयाद्गर्भाशये योनौ च योनितः ।
योनेर्गर्भाशये गर्भाशयाद्योनाविति क्रमात् ॥ ६८७ ॥
आकर्षणामोचनाभ्यां, चतुर्भङ्गयत्र संभवेत् ।
तृतीयेनैव भङ्गेन, गर्भं हरति नापरैः ॥ ६८८ ॥
इदं चार्थतः पञ्चमाङ्गे ॥

---

ત્રીજા, પાંચમા અને સાતમા દેવલોકના ઈન્દ્રના સેનાપતિઓના નામો પણ આ પ્રમાણે જ છે. ૬૮૨.

શ્રી જિનેશ્વર ભગવંતોએ સ્થાનાંગ સૂત્રની અંદર બારે દેવલોકને આશ્રયીને આનત અને આરણ દેવલોકના ઈન્દ્રના સેનાપતિઓના નામ આ પ્રમાણે જ કહેલા છે. ૬૮૩.

આ સેનાપતિઓમાં પદાતિ સેનાના સેનાપતિ, હરિનૈગમેષી તરીકે પ્રખ્યાત છે. જે અતિચતુર અને સર્વકાર્યમાં નિયુક્ત શક્રના દૂત તરીકે છે ૬૮૪.

(તે હરિનૈગમેષી એવી કુશળશક્તિ ધરાવે છે કે)–દેવેન્દ્રની આજ્ઞાથી વિશિષ્ટ કાર્ય પ્રસંગે સ્ત્રીના ગર્ભનું સંહરણ કરવા સમર્થ છે. સ્ત્રીને સહેજ પણ પીડા ન થાય અને ગર્ભને જરાપણ દુઃખ ન થાય તે રીતે સંહરણ કરી શકે છે. ૬૮૫–૬૮૬.

અહીં ૧. ગર્ભાશયમાંથી ગર્ભાશયમાં, ૨. યોનિથી યોનિમાં ૩. યોનિથી ગર્ભાશયમાં, ૪. ગર્ભાશયથી યોનિમાં કાઢવા અને મૂકવાની ચતુર્ભંગી થાય છે. તેમાંથી ત્રીજા પ્રકારના ભાંગાથી ગર્ભનું અપહરણ કરે છે. અન્ય ભાંગાથી નહિ...આ વાત અર્થથી શ્રી ભગવતી સૂત્રમાં કહેલી છે. ૬૮૭–૬૮૮

पत्तिसैन्यपतेरस्य, कच्छाः सप्त प्रकीर्त्तिताः ।
कच्छाशब्देन च स्वाज्ञावशवर्त्तिसुरव्रजः ॥ ६८९ ॥
ईशानाद्यच्युतान्तानामेवं सर्वविडौजसाम् ।
पत्तिसैन्यपतेः कच्छाः, सप्त सप्त भवन्ति हि ॥ ६९० ॥
देवास्तत्राद्यकच्छायां, स्वेन्द्रसामानिकैः समाः ।
द्वितीयाद्याः षडन्याश्च, द्विघ्ना द्विघ्ना यथोत्तरम् ॥ ६९१ ॥
यथा सौधर्मेन्द्रहरिनैगमेषिचमूपतेः ।
स्यादाद्यकच्छा चतुरशीतिदेवसहस्त्रिका ॥ ६९२ ॥
तथा यानविमानाधिकारी पालकनिर्जरः ।
सदा शक्रनियोगेच्छुरास्ते विरचिताञ्जलिः ॥ ६९३ ॥
यदेन्द्रो जिनजन्माद्युत्सवेषु गन्तुमिच्छति ।
तदा वादयते घण्टां, सुघोषां नैगमेषिणा ॥ ६९४ ॥
वादीतायाममुष्यां च, घण्टाः सर्वविमानगाः ।
शब्दायन्ते समं यन्त्रप्रयोगप्रेरिता इव ॥ ६९५ ॥

---

પદાતિ સૈન્યના અધિપતિ આ હરિનૈગમેષી દેવોની સાત કચ્છા કહેલી છે. 'કચ્છા' શબ્દનો અર્થ–પોતાના આજ્ઞાનુવર્તી દેવોનો સમૂહ સમજવો. ૬૮૯.

ઈશાન દેવલોકથી અચ્યુત દેવલોક સુધીના સર્વ ઇન્દ્રોના પદાતિ સેનાનીની સાત–સાત 'કચ્છા' હોય છે...૬૯૦.

આ સાત કચ્છાઓમાંથી પહેલી કચ્છામાં દેવો પોતાના (દેવલોકના) ઇન્દ્રના સામાનિક દેવોની સંખ્યા પ્રમાણ હોય છે. બીજાથી સાતમા સુધીની છ કચ્છામાં ક્રમશઃ (દેવોની) સંખ્યા બમણી બમણી સમજવી. ૬૯૧.

જેમકે સૌધર્મેન્દ્રના હરિનૈગમેષી સેનાપતિ છે. તેમની પ્રથમ કચ્છાના ચોર્યાસી હજાર (૮૪,૦૦૦) દેવતાઓ હોય છે. ૬૯૨.

તથા (હવે) વાહનરૂપ વિમાનનો અધિકારી પાલક નામનો દેવ છે અને તે સદા શક્ર મહારાજાની આજ્ઞાનો ઈચ્છુક બની હાથ જોડીને ઉભો રહે છે. ૬૯૩.

જ્યારે ઇન્દ્ર મહારાજા શ્રી જિનેશ્વર ભગવંતના જન્મ કલ્યાણક આદિ ઉત્સવમાં જવાને ઇચ્છે છે ત્યારે ઇન્દ્ર મહારાજા નૈગમેષીદેવ દ્વારા સુઘોષા ઘંટાને વગડાવે છે. ૬૯૪.

આ ઘંટા વગાડયા બાદ સર્વ વિમાનમાં રહેલી ઘંટાઓ એકી સાથે યન્ત્ર પ્રયોગથી પ્રેરિત હોય તેમ વાગવા માંડે છે ૬૯૫

ततः पालकदेवेन, रचिते पालकाभिधे ।
समासीनो महायानविमाने सपरिच्छदः ॥ ६९६ ॥
औत्तराहेण निर्याणमार्गेणावतरत्यधः ।
एत्य नन्दीश्वरद्वीप, आग्नेयकोणसंस्थिते ॥ ६९७ ॥
शैले रतिकराभिख्ये, विमानं संक्षिपेत्ततः ।
कृतकार्यः स्वर्गमेति, विहिताष्टाहिकोत्सवः ॥ ६९८ ॥

तथोक्तं—"तत्र दक्षिणो निर्याणमार्ग उक्तः, इह तु उत्तरो वाच्यः, तथा तत्र नन्दीश्वरद्वीपे उत्तरपूर्वो रतिकरपर्वत ईशानेन्द्रस्यावतारायोक्तः, इह तु दक्षिणपूर्वोऽसौ वाच्य" इति भगवतीसूत्रवृत्तौ शतक १६ द्वितीयोद्देशके, तत्रेति ईशानेन्द्राधिकारे, इहेति सौधर्मेन्द्राधिकारे ॥

स्वर्गेषु विषमेष्वेषा, स्थितिः स्याद्दशमेऽपि च ।
घण्टापत्तीशनामादिः, समेष्वीशाननाकवत् ॥ ६९९ ॥
तथा देवा महामेघाः, सन्त्यस्य वशवर्त्तिनः ।
येषां स्वामितया शक्रो, मघवानिति गीयते ॥ ७०० ॥

---

ત્યાર બાદ પાલક દેવતાએ બનાવેલ પાલક નામના મોટા યાન વિમાનમાં પરિવાર સહિત બેઠેલા (ઇન્દ્ર મહારાજા) ઉત્તર દિશાના નિર્યાણ (નીચે ઉતરવાના) માર્ગથી નીચે ઉતરે છે અને નંદીશ્વર દ્વીપમાં આવીને અગ્નિખૂણામાં રહેલા રતિકર પર્વત ઉપર વિમાનને સંક્ષેપે છે અને પછી કાર્ય થયા બાદ અષ્ટાહ્નિકા મહોત્સવ કરીને દેવલોકમાં પાછા જાય છે. ૬૯૬-૬૯૮.

શ્રી ભગવતી સૂત્રની ટીકામાં ૧૬મા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે ત્યાં દક્ષિણ નિર્યાણમાર્ગ કહ્યો છે તે અહીં ઉત્તર કહેવો. ત્યાં નંદીશ્વર દ્વીપમાં ઉત્તર-પૂર્વનો (ઇશાન-ખૂણાનો) રતિકર પર્વત ઇશાનેન્દ્રને ઉતરવા માટે કહેલો છે. તે અહીં દક્ષિણ પૂર્વ (અગ્નિ ખૂણાનો) કહેવો 'ત્યાં તત્ર સંબંધથી ઇશાનેન્દ્રનો અધિકાર છે અને અહીં ઈહથી સૌધર્મેન્દ્રનો અધિકાર છે –

એકી સંખ્યાવાળા (વિષમ) સ્વર્ગોમાં અને દશમા સ્વર્ગમાં સુઘોષા ઘંટા અને પાયદલ સેનાપતિની નામ વગેરેની હકીકત આ પ્રમાણે જાણવી અને બેકી સંખ્યાવાળા સ્વર્ગોમાં ઇશાનેન્દ્રોની સ્થિતિ પ્રમાણે સમજવું ૬૯૯.

તથા 'મહામેઘા' નામના દેવતાઓ ઈન્દ્ર મહારાજાને વશવર્તી હોવાથી અને જેઓના તે સ્વામી હોવાથી શક્રમહારાજા 'મઘવાન' તરીકે કહેવાય છે ૭૦૦.

तथोचुः--' मघवं 'ति मघा-महामेघा वशे सन्त्यस्य मघवान्, कल्पसूत्रवृत्तौ,

तथा हि मेघा द्विविधा, एके वर्षर्त्तुभाविनः ।
स्वाभाविकास्तदपरे, स्युर्देवतानुभावजाः ॥ ७०१ ॥
तत्र शक्रो यदा वृष्टिं, कर्त्तुमिच्छेन्निजेच्छया ।
आज्ञापयति गीर्वाणांस्तदाऽभ्यन्तरपार्षदान् ॥ ७०२ ॥
ते मध्यपार्षदांस्तेऽपि, बाह्यांस्ते बाह्यबाह्यकान् ।
तेऽप्याभियोगिकांस्तेऽपि, ब्रुवते वृष्टिकायिकान् ॥ ७०३ ॥
ततस्ते कुर्वते वृष्टिं, हृष्टाः शक्रानुशिष्टितः ।
एवमन्येऽपि कुर्वन्ति, सुराश्चतुर्विधा अपि ॥ ७०४ ॥
जन्मदीक्षाज्ञानमुक्तिमहेषु श्रीमदर्हताम् ।
भक्त्युद्रेकादतिशयोद्भावनाय प्रमोदतः ॥ ७०५ ॥

तथोक्तम्—' जाहे णं भंते ! सक्के देविंदे देवराए वुट्ठिकायं काउकामे भवइ से कहमिदाणिं पकरेइ ?' इत्यादि भगवतीसूत्रे १४—२ ।

---

શ્રી કલ્પસૂત્રની ટીકામાં કહ્યું છે કે – મઘવ એટલે મઘા એટલે મહામેઘો જેને વશ છે તેથી તે મઘવાન કહેવાય છે. મેઘ બે પ્રકારના હોય છે. ૧. વર્ષાઋતુમાં થનાર સ્વાભાવિક મેઘ તથા બીજા દેવતાના પ્રભાવથી થનાર મેઘ હોય છે. ૭૦૧.

તેમાં શક્ર મહારાજા જ્યારે પોતે ઈચ્છાથી વૃષ્ટિ કરવા ઈચ્છે ત્યારે અભ્યંતર પર્ષદાના દેવોને આજ્ઞા કરે છે. અને તે અભ્યંતર પર્ષદાના દેવો મધ્યમ પર્ષદાના દેવોને આજ્ઞા કરે છે અને તે દેવતાઓ બાહ્ય પર્ષદાનાં દેવોને આજ્ઞા કરે છે. અને તે બાહ્ય પર્ષદાના દેવતાઓ બાહ્ય એવા આભિયોગિક દેવતાઓને આજ્ઞા કરે છે. અને તે આભિયોગિક દેવો વૃષ્ટિ કરનારા દેવતાઓને આજ્ઞા કરે છે. ૭૦૨-૭૦૩

ત્યારબાદ શક્ર મહારાજાની આજ્ઞા થવાથી ખુશ થયેલા તે દેવતાઓ વૃષ્ટિ કરે છે. એ પ્રમાણે બીજા પણ ચારે પ્રકારના દેવતાઓ (ભવનપતિ વ્યંતર–જ્યોતિષી બાકીના વૈમાનિકેન્દ્રો) શ્રી અરિહંત પરમાત્માના જન્મ–દીક્ષા–જ્ઞાન અને મોક્ષના મહોત્સવમાં ભક્તિના આશયથી, અને ભગવાનનો અતિશય પ્રકટ કરવા માટે આનંદથી આ પ્રમાણે કરે છે. ૭૦૪–૭૦૫.

શ્રી ભગવતી સૂત્રના ચૌદમા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે 'હે ભગવન્! દેવોના રાજા ઇન્દ્ર એવા શક્ર મહારાજા વૃષ્ટિ કરવાને ઈચ્છે ત્યારે કેવી રીતે કરે ?' ઈત્યાદિ.

छित्त्वा भित्त्वा कुट्टयित्वा, चूर्णयित्वाऽथवा स्वयम् ।
कमण्डल्वां शिरः पुंसः, कस्याप्येष यदि क्षिपेत् ॥ ७०६ ॥

तथापि किञ्चिदप्यस्य, बाधा न स्यात्तथाविधा ।
भगवत्यां शक्रशक्तिरुक्ता चतुर्दशे शते ॥ ७०७ ॥

सदा सन्निहितस्तस्यैरावणो वाहनं सुरः ।
व्यक्तो नानाशक्तियुक्तो, भक्त्युद्युक्तः सुरेशितुः ॥ ७०८ ॥

दशार्णनृपबोधाय, यियासोरिव वज्रिणः ।
आज्ञां प्राप्यानेकरूपसमृद्धिं कर्त्तुमीश्वरः ॥ ७०९ ॥

यदा यदा स चेन्द्रस्य, क्वचिज्जिगमिषा भवेत् ।
तदा तदा हस्तिरूपं, कृत्वेशमुपतिष्ठते ॥ ७१० ॥

दधात्यसौ करे वज्रममोघशक्तिशालि यत् ।
निरीक्ष्यैव विपक्षाणां, क्षणात्क्षुभ्यति मानसम् ॥ ७११ ॥

प्रयुक्तं द्विषतो हन्तुमिन्द्रेण कुपितेन यत् ।
ज्वालास्फुलिङ्गानभितो, विकिरद्भीषणाकृतिः ॥ ७१२ ॥

---

ઈન્દ્ર મહારાજાની શક્તિ એવી છે કે– (ઈન્દ્ર મહારાજા) સ્વયં કોઈ પુરુષના મસ્તકનુ છેદન કરીને, ભેદન કરીને, કુટીને, ચૂર્ણ કરીને, કમંડલની અંદર નાખે તો પણ ઈન્દ્ર મહારાજાને તેવા પ્રકારની (પ્રતિકાર રૂપ) બાધા થાય નહિ. ૧ આવી શક્ર મહારાજાની શક્તિ શ્રી ભગવતી સૂત્રના ચૌદમા શતકમાં કહેલી છે ૭૦૬–૭૦૭.

ઈન્દ્ર મહારાજાને સદા ઐરાવણ વાહન (ઐરાવણ તરીકે બનનાર દેવ) પ્રગટપણે નજીકમાં જ રહે છે અને તે ઈન્દ્ર મહારાજા ઉપર વિશેષ ભક્તિવાળો અને વિશેષ શક્તિથી યુક્ત હોય છે. જે દશાર્ણભદ્ર રાજાના બોધ માટે જવાની ઈચ્છાવાળા ઈન્દ્ર મહારાજાની આજ્ઞાને પ્રાપ્ત કરીને અનેકરૂપની સમૃદ્ધિ કરવામાં સમર્થ બન્યો હતો. ૭૦૮–૭૦૯.

જ્યારે-જ્યારે ઈન્દ્ર મહારાજાને ક્યાંય પણ જવાની ઇચ્છા થાય છે. ત્યારે-ત્યારે હસ્તિરૂપ કરીને ઇન્દ્ર મહારાજા પાસે તે તૈયાર રહે છે ૭૧૦.

આ ઈન્દ્ર મહારાજા હાથમાં અમોઘ શક્તિવાળા વજ્રને ધારણ કરે છે કે જેને જોઈને જ શત્રુઓના મન ક્ષણવારમાં ક્ષોભ પામી જાય છે. ૭૧૧.

ક્રોધમાં આવેલા ઈન્દ્ર મહારાજા શત્રુને હણવા માટે જ્યારે વજ્રનો ઉપયોગ કરે છે ત્યારે ભીષણ આકૃતિવાળુ આ વજ્ર ચારે બાજુ અગ્નિના કણિયાને વેરતુ-વેરતુ આંખને

संघे चतुर्विधे तादृग्गुणवन्तं प्रशंसति ।
सुराणां पर्षदि चमत्कारचञ्चलकुण्डलः ॥ ८२५ ॥
दर्शं दर्शं जिनांश्चायमुत्सृष्टासनपादुकः ।
पञ्चाङ्गस्पृष्टभूपीठः, स्तौति शक्रस्तवादिभिः ॥ ८२६ ॥
छाद्मस्थ्ये वर्द्धमानं यः, प्रौढभक्तिर्व्यजिज्ञपत् ।
द्वादशाब्दीं तव स्वामिन् !, वैयावृत्त्यं करोम्यहम् ॥ ८२७ ॥
प्रत्युक्तश्च भगवता, नेदमिन्द्र ! भवेत् क्वचित् ।
यदर्हन्निन्द्रसाहाय्यात्, कोऽपि कैवल्यमाप्नुयात् ॥ ८२८ ॥
यो दशार्णशबोधाय, ऋद्धिं विकृत्य तादृशीम् ।
नत्वाऽर्हन्तं नृपमपि, क्षमयामास संयतम् ॥ ८२९ ॥
ब्राह्मणीभूय यः कल्किनृपं हत्वा तदङ्गजम् ।
दत्तं राज्येऽभिषिच्यार्हच्छासनं भासयिष्यति ॥ ८३० ॥
जिनोपसर्गे यः सङ्गमकामरकृते स्वयम् ।
निषिद्धय नाटकाद्युग्रं, षण्मासान् शोकमन्वभूत् ॥ ८३१ ॥

---

(અને ત્યારે) દેવતાઓની પર્ષદામાં ચમત્કારથી કુંડલોને ચંચલ બનાવતાં (માથું-ધુણાવતાં) એવા ઇન્દ્ર મહારાજા ચતુર્વિધ સંઘમાં રહેલા તેવા ગુણવાનની પ્રશંસા કરે છે. ૮૨૫

શ્રી જિનેશ્વર પરમાત્માને જોઈ-જોઈને (તો આ ઇન્દ્ર મહારાજા) આસન અને પાદુકાનો ત્યાગ કરી, પંચાંગ વડે ભૂમિ સ્પર્શ કરી, શક્રસ્તવાદિથી સ્તુતિ કરે છે. ૮૨૬.

જેમણે પ્રૌઢ ભક્તિપૂર્વક, છદ્મસ્થપણામાં રહેલા શ્રી વીર ભગવંતને વિજ્ઞપ્તિ કરી હતી કે હે ભગવંત ! હું આપશ્રીની બારવર્ષ વૈયાવૃત્ય કરૂં ? ત્યારે પરમાત્માએ કહ્યું "હે ઇન્દ્ર ! એ પ્રમાણે ક્યારે બનતું નથી કે કોઈપણ અરિહંત, ઇન્દ્રની સહાયથી કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે !" ૮૨૭-૮૨૮.

જેમણે દશાર્ણભદ્રના બોધ માટે તેવા પ્રકારની ઋદ્ધિ વિકુર્વીને પછી અરિહંતને નમસ્કાર કર્યો અને તે જોઈને દીક્ષિત થએલા દશાર્ણભદ્ર રાજાને નમસ્કાર કરી ક્ષમા માગી હતી. ૮૨૯

જેઓ બ્રાહ્મણ રૂપ કરીને કલકિરાજાને (જિનશાસન ઉપર જુલ્મ ગુજારનારને) મારીને તેના પુત્ર "દત્ત"ને રાજ્ય ઉપર અભિષેક કરીને અરિહંતના શાસનને પ્રકાશિત કરશે ૮૩૦

સંગમ દેવતાએ કરેલા જિનેશ્વર (શ્રી વીરના) ભગવંતના ઉપસર્ગ વખતે જેમણે

भ्रष्टप्रतिज्ञं तं निर्वासयामास त्रिविष्टपात् ।
क्षणं मुमोच योऽर्हन्तं, न चित्तात्परमार्हतः ॥ ८३२ ॥
यः पालकविमानाधिरूढो राजगृहे पुरे ।
श्रीवीरं समवसृतं, वन्दित्वेति व्यजिज्ञपत् ॥ ८३३ ॥
अवग्रहाः कति विभो !, भगवानाह पञ्च ते ।
स्वामिना स्वीक्रियते यस्सोऽवग्रह इति स्मृतः ॥ ८३४ ॥
देवेन्द्रावग्रहस्तत्र, प्रथमः स्यात्स चेन्द्रयोः ।
सौधर्मैशानयोर्लोकदक्षिणार्द्धोत्तरार्द्धयोः ॥ ८३५ ॥
द्वितीयश्चक्रिणः क्षेत्रेऽखिलेऽपि भरतादिके ।
तृतीयो मण्डलेशस्य, स च तन्मण्डलावधिः ॥ ८३६ ॥
तुरीयस्तु गृहपतेः, स च तद्गृहलक्षणः ।
पञ्चमः साधर्मिकस्य, पञ्चक्रोशावधिः स च ॥ ८३७ ॥

**तथोक्तं भगवतीवृत्तौ १६ शतक २ उद्देशके—"साहम्मिउग्गहे'त्ति समानेन**

---

સ્વયં નાટકાદિનો નિષેધ કરીને છ મહિના સુધી અત્યંત શોકને અનુભવ્યો અને ત્યારબાદ પ્રતિજ્ઞાભ્રષ્ટ થઈને આવતાં તે સંગમને દેવલોકમાંથી કાઢી મૂકયો. એવા તે પરમાર્હંત શક્ર-મહારાજા શ્રી અરિહંત પરમાત્માને ક્ષણવાર પણ ચિત્તથી છોડતા નથી. ૮૩૧-૮૩૨.

પાલક વિમાન ઉપર આરુઢ થઈને જેમણે રાજગૃહ નગરમાં સમવસરેલા શ્રી વીર પરમાત્માને વંદન કરીને વિજ્ઞપ્તિ કરી હતી કે હે ભગવાન! અવગ્રહ કેટલા પ્રકારના છે? ભગવાને કહ્યું કે તે (અવગ્રહ) પાંચ પ્રકારના છે. સ્વામી વડે જે સ્વીકારાય તે અવગ્રહ કહેવાય ૮૩૩-૮૩૪.

તેમાં પ્રથમ અવગ્રહ-'દેવેન્દ્રનો હોય છે, જે સૌધર્મ અને ઈશાન ઇન્દ્ર સંબંધી દક્ષિણાર્ધ અને ઉત્તરાર્ધ લોકનો જાણવો. બીજો અવગ્રહ ચક્રવર્તીનો છે કે જે સમસ્ત ભરતાદિ ક્ષેત્રમાં સમજવો. ત્રીજો અવગ્રહ દેશના અધિપતિનો જાણવો. તે તેના દેશની મર્યાદા સુધી હોય છે. ચોથો અવગ્રહ ઘર માલિકનો (ગૃહપતિનો) તેના ઘર પૂરતો જાણવો. અને પાંચમો અવગ્રહ સાધર્મિકનો છે કે જે પાચ ગાઉ સુધીનો હોય છે. ૮૩૫-૮૩૭

શ્રી ભગવતી સૂત્રના સોળમા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે- "સાધર્મિક અવગ્રહ ( साहम्मि उग्गहेत्ति ) આ પ્રમાણે છે" સમાન ધર્મનું આચરણ કરે તે સાધર્મિક

धर्मेण चरन्तीति साधर्मिकाः–साध्वपेक्षया साधवः एतेषामवग्रहः–तदाभाव्यं पञ्चक्रोश-परिमाणं क्षेत्रं, ऋतुबद्धे मासमेकं, वर्षासु चतुरो मासान् यावदिति साधर्मिकावग्रहः ।

आस्पदस्वामिनामेषां, पञ्चानामप्यवग्रहम् ।
याचन्ते साधवस्तेषामपि पुण्यमनुज्ञया ॥ ८३८ ॥
श्रुत्वेति मुदितस्वान्तः, शचीकान्तः प्रभुं नमन् ।
ऊचे येऽस्मिन्मम क्षेत्रे, विहरन्ति मुनीश्वराः ॥ ८३९ ॥
तेषामवग्रहमहमनुजानामि भावतः ।
इत्युक्त्वाऽस्मिन् गते स्वर्गं, प्रभुं पप्रच्छ गौतमः ॥ ८४० ॥
सत्यवादी सत्यमाह, शक्रोऽयमथवाऽन्यथा ।
जिनेनापि तदा सत्यवादीत्येष प्रशंसितः ॥ ८४१ ॥
एवं योऽनेकधा धर्ममाराध्येतः स्थितिक्षये ।
विदेहेषूत्पद्य चैकावतारो मुक्तिमाप्स्यति ॥ ८४२ ॥
अस्मिंश्च्युते च स्थानेऽस्य, पुनरुत्पत्स्यतेऽपरः ।
एवमन्येऽपि शक्राद्या, यथास्थानं सुरासुराः ॥ ८४३ ॥

---

કહેવાય, સાધુની અપેક્ષાથી સાધુ, એ સાધર્મિક છે. અને એમનો અવગ્રહ તે પાંચ ગાઉ પ્રમાણે સમજવો. શેષકાળમાં એક મહિના સુધી અને ચાતુર્માસમાં ચાર માસ સુધી સાધર્મિક અવગ્રહ હોય છે.

આ પાંચે સ્થાનોના સ્વામી પાસે સાધુઓ અવગ્રહની યાચના કરે છે, અને અનુજ્ઞા આપવા દ્વારા તે સ્વામીઓને પણ પુણ્ય બંધાય છે. ૮૩૮.

આ પ્રમાણે સાંભળીને ખુશ થયેલા અંતઃકરણવાળા એવા ઇન્દ્ર મહારાજાએ પ્રભુને નમસ્કાર કરીને કહ્યું કે, આ મારા ક્ષેત્રમાં જે મુનિઓ વિચરે છે તેઓને હું ભાવપૂર્વક અવગ્રહની અનુજ્ઞા આપું છું. આ પ્રમાણે કહીને સ્વર્ગમાં ગયા ત્યારે ગૌતમસ્વામીએ પરમાત્મા વીરને પૂછયું; હે ભગવાન્! સત્યવાદી એવા આ શક્રેન્દ્રની અવગ્રહની અનુજ્ઞા (ભાવથી) સત્ય છે કે કેમ? ત્યારે પરમાત્માએ પણ ઇન્દ્ર મહારાજા સત્યવાદી છે એમ કહી પ્રશંસા કરી. ૮૩૯–૮૪૧.

આ પ્રમાણે જે અનેક પ્રકારે ધર્મને આરાધીને અહીંથી (ઇન્દ્રપણાથી) આયુષ્યનો ક્ષય થયા બાદ મહાવિદેહમાં ઉત્પન્ન થઈને એકાવતારી એવા તે મુક્તિને પામશે. ૮૪૨

આ શક્રેન્દ્રના ચ્યવન બાદ એમના સ્થાનમાં બીજા ઇન્દ્ર ઉત્પન્ન થશે. એ પ્રમાણે પોત–પોતાના સ્થાને શક્ર–દેવ–દાનવ વિગેરે ઉત્પન્ન થાય છે. ૮૪૩.

ईशानदेवलोकस्य, प्रतरेऽथ त्रयोदशे ।
मेरोरुत्तरतः पञ्च, स्युर्विमानावतंसकाः ॥ ८४४ ॥
अङ्कावतंसकं प्राच्यां, विमानमस्ति शस्तभम् ।
दक्षिणस्यां स्फटिकावतंसकाख्यं निरूपितम् ॥ ८४५ ॥
अपरस्यां तथा रत्नावतंसकमिति स्मृतम् ।
उत्तरस्यां जातरूपावतंसकाभिधं भवेत् ॥ ८४६ ॥
मध्ये चैषामथेशानावतंसकाभिधं महत् ।
विमानं मानतः सौधर्मावतंसकसन्निभम् ॥ ८४७ ॥
तत्रोपपातशय्यायामुपपातसभास्पृशि ।
ईशानेन्द्रतया प्रौढपुण्य उत्पद्यतेऽसुमान् ॥ ८४८ ॥
साम्प्रतीनस्त्वसौ जम्बूद्वीपे क्षेत्रे च भारते ।
ताम्रलिप्त्यां पुरि मौर्यपुत्रोऽभूत्तामलिर्धनी ॥ ८४९ ॥
स चैकदा रात्रिशेषे, जाग्रच्चित्ते व्यचिन्तयत् ।
नन्वियं यन्मया लब्धा, समृद्धिः सर्वतोमुखी ॥ ८५० ॥
तत्प्राच्यप्राज्यपुण्यानां, फलमत्र न संशयः ।
प्रागेव संचितं भुञ्जे, हन्त नूत्नमनर्जयन् ॥ ८५१ ॥

---

બીજા દેવલોકનું વર્ણન :

બીજા ઇશાન દેવલોકના તેરમા પ્રતરમા મેરૂપર્વતની ઉત્તર દિશામાં પાંચ અવતંસક વિમાનો છે. ૮૪૪.

તેમાં પ્રથમ પૂર્વદિશામાં પ્રશંસનીય પ્રભાવાળું અંકાવતંસક, દક્ષિણ દિશામાં સ્ફટિકાવતંસક, પશ્ચિમ દિશામાં રત્નાવતંસક અને ઉત્તર દિશામાં જાતરૂપાવતંસક નામના વિમાન હોય છે. ૮૪૫–૮૪૬

આ ચારેય વિમાનોની મધ્યમાં ઇશાનાવતંસક નામનું મહાન (મોટું–વિશાળ) વિમાન છે. જે પ્રમાણથી સૌધર્માવતંસક વિમાનના પ્રમાણ જેટલું છે. ૮૪૭.

ઉપપાત સભાની અંદર રહેલી ઉપપાત શય્યા ઉપર કોઈક પુણ્યશાળી આત્મા ઈશાનેન્દ્ર તરીકે ઉત્પન્ન થાય છે. ૮૪૮.

ઇશાનેન્દ્રનો પૂર્વભવ :

આ વર્તમાનકાલીન ઈશાનેન્દ્ર, જમ્બૂદ્રીપના ભરતક્ષેત્રમાં તામ્રલિપ્તીપુરીમાં મૌર્યના પુત્ર તામલિ નામના કોઈ ધનવાન હતા. એક દિવસ થોડી રાત્રિ બાકી રહી ત્યારે જાગૃત થએલા એવા તે ચિત્તમાં વિચાર કરે છે કે, ખરેખર! ચારે તરફ વિસ્તૃત એવી

क्षीणेऽस्मिन् किं करिष्ये तद्भवान्तरसुखावहम् ।
किंचित्पुण्यमर्जयामि, गार्हस्थ्ये तु भवेन्न तत् ॥ ८५२ ॥
विचिन्त्येति विचारज्ञः, प्रातः प्रीत्या कुटुम्बकम् ।
आकार्य ज्ञातिमित्रादीनुपचर्याशनादिभिः ॥ ८५३ ॥
कुटुम्बभारमारोप्य, ज्येष्ठपुत्रे विरक्तहृत् ।
तानापृच्छय दारुमयं, गृहीत्वैकं पतद्ग्रहम् ॥ ८५४ ॥
प्राणामया प्रवव्राज, प्रव्रज्ययाऽथ तत्र सः ।
यत्र यं प्राणिनं पश्येदाकाकमासुरेश्वरम् ॥ ८५५ ॥
तत्र तं प्रणमन् षष्ठतपा आतापनामपि ।
कुर्वाणो भान्वभिमुखः, षष्ठस्य पारणादिने ॥ ८५६ ॥
आतापनाभुवः प्रत्युत्तीर्य पुर्यां कुलान्यटन् ।
उच्चनीचमध्यमानि, भिक्षार्थमपराह्णके ॥ ८५७ ॥
नादत्ते सूपशाकादि, किंतु केवलमोदनैः ।
पूर्णे पतद्ग्रहे भिक्षाचर्यायाः स निवर्त्तते ॥ ८५८ ॥
एकविंशतिकृत्वस्तं, प्रक्षाल्यौदनमम्बुभिः ।
तादृग्नीरसमाहार्य, षष्ठं करोत्यनन्तरम् ॥ ८५९ ॥

---

આ સમૃદ્ધિ જે મેળવી છે, તે પૂર્વભવના મહાન પુણ્યનુ ફળ છે તેમાં શંકાને સ્થાન નથી. ખરેખર! જ્યારે હુ પૂર્વનું સંચિત પુણ્ય ભોગવુ છું અને નવું ઉપાર્જન કરતો નથી. તો આ પુણ્ય ક્ષીણ થયા બાદ શું કરીશ? તેથી ભવાંતરમાં સુખને આપનાર કંઇક પુણ્ય ઉપાર્જન કરૂં! પણ તે ગૃહસ્થપણામાં શકચ નથી એમ વિચારીને સમજુ એવા તેણે સવારે પ્રેમપૂર્વક કુટુંબને બોલાવીને જ્ઞાતિ – મિત્ર – સ્વજનાદિનો ભોજન આદિથી સત્કાર કરીને, મોટા પુત્ર ઉપર કુટુંબનો ભાર આરોપણ કરીને, તેઓને પુછીને લાકડાનું એક પાત્ર ગ્રહણ કરીને તેણે 'પ્રાણામા' નામની દીક્ષા ગ્રહણ કરી. પ્રાણામા એટલે જે કોઈ પ્રાણી મળે ભલે તે કાગડો હોય કે ઇન્દ્ર હોય એને નમસ્કાર કરવો. આ પ્રમાણે પ્રાણિમાત્રને નમસ્કાર કરતા, છઠ્ઠનો તપ અને સૂર્ય સન્મુખ આતાપનાને કરતા, છઠ્ઠના પારણાને દિવસે આતાપનાના સ્થાનથી નીચે ઉતરીને નગરીમાં ગૃહસ્થોને ત્યાં ઉંચા-નીચા અને મધ્યમ કુલોમાં ભિક્ષા માટે દિવસના ત્રીજા પ્રહરે ફરે છે. દાળ-શાક ને ગ્રહણ કરતા નથી પરંતુ ફક્ત ભાતથી પાત્રને ભરાતા તે ભિક્ષાચર્યાથી પાછા ફરે છે. અને તે ભાતને ૨૧ વાર પાણીથી ધોઇને, તેવા નીરસ આહારને ગ્રહણ

एवं वर्षसहस्राणि, षष्टिं तपोऽतिदुष्करम् ।
कुर्वन् कृशीयान्निर्मांसो, व्यक्तस्नायुशिरोऽभवत् ॥ ८६० ॥
ततश्चिन्तयति स्मैष, यावदस्ति तनौ मम ।
शक्तिस्तावदनशनं, कृत्वा स्वार्थं समर्थये ॥ ८६१ ॥
ध्यायन्नेवं ताम्रलिप्त्यां, गार्हस्थ्यव्रतसंगतान् ।
आपृच्छ्य लोकानेकान्ते, त्यक्त्वा पतद्ग्रहादिकम् ॥ ८६२ ॥
ऐशान्यां मण्डलं पुर्या, आलिख्यानशनं दधौ ।
पादपोपगमं मृत्युमनाकांक्षंश्च तिष्ठति ॥ ८६३ ॥
तदा च वलिचञ्चाऽऽसीद्राजधानीन्द्रवर्जिता ।
तत्रत्याश्चासुरा देवदेव्यो निरीक्ष्य तामलिम् ॥ ८६४ ॥
इन्द्रार्थिनः समुदितास्तत्रैत्येति व्यजिज्ञपन् ।
क्लिश्यामहे वयं स्वामिन्निर्नाथा विधवा इव ॥ ८६५ ॥
इन्द्राधीना स्थितिः सर्वा, सीदत्यस्माकमित्यतः ।
कृत्वा निदानमधिपा, यूयमेव भवन्तु नः ॥ ८६६ ॥
इत्यादि निगदन्तस्ते, स्थित्वा तामलिसंमुखम् ।
नानानाट्यादिदिव्यर्द्धिं, दर्शयन्ति मुहुर्मुहुः ॥ ८६७ ॥

---

કરીને, તરત જ છઠ્ઠ કરે છે, આ પ્રમાણે સાઇઠ હજાર (૬૦,૦૦૦) વર્ષ સુધી અતિ દુષ્કર તપને કરતાં, માંસ રહિત અને કૃશ બની ગયાં. સ્નાયુ અને નસો બધી સ્પષ્ટ દેખાવા લાગી. ૮૪૯-૮૬૦.

ત્યારબાદ એમણે વિચાર્યું કે જ્યાં સુધી મારા શરીરમાં શક્તિ છે ત્યાં સુધીમાં અનસન કરીને સ્વાર્થને હું સિદ્ધ કરૂં. આ પ્રમાણે વિચારતાં તામ્રલિપ્તીનગરીમાં ગૃહસ્થપણામાં સાથે રહેલા લોકોને પૂછીને પાત્ર વિગેરે એકાંતમાં છોડીને નગરીના ઇશાનખૂણામાં માંડલું રચીને પાદપોપગમન અનશનને ધારણ કર્યું અને મૃત્યુની આકાંક્ષા વિના અનશનમાં રહ્યાં ૮૬૧-૮૬૩.

ત્યારે અસુરેન્દ્રની બલીચંચા રાજધાની ઇન્દ્ર રહિત હતી. ત્યાંના ઇન્દ્રનો અર્થી એવો તે અસુરનિકાયનો દેવ-દેવી વર્ગ તામલીને જોઇને વિજ્ઞપ્તિ કરે છે કે હે સ્વામિન્! નાથ વગરની વિધવા જેવા અમે ક્લેશ પામીએ છીએ. અમારી ઇન્દ્રાધીન બધી મર્યાદાઓ - સ્થિતિઓ સિદાય છે. માટે તમે નીયાણું કરીને અમારા સ્વામી થાઓ. આ પ્રમાણે કહેતાં એવા તે તામલી તાપસની સન્મુખ રહીને વિવિધ પ્રકારની નાટ્યાદિ

देवाङ्गना अपि प्राणप्रिय प्रेमदृशैकशः ।
त्यक्त्वा कठिनतां कान्त!, निभालय निभालय ॥ ८६८ ॥
मनाग् मनोऽस्मासु कुर्यास्तपस्विन्नधुना यदि ।
भवेम तव किंकर्यस्तपःक्रीत्यो भवावधि ॥ ८६९ ॥
तामलिस्तु तद्वचोभिर्मरुद्भिरिव भूधरः ।
निश्चलस्तस्थिवांस्तूष्णीं, ततस्तेऽगुर्यथास्पदम् ॥ ८७० ॥
ईशानेऽपि तदा देवाश्च्युतनाथास्तदर्थिनः ।
इन्द्रोपपातशय्यायामसकृद्ददते दृशम् ॥ ८७१ ॥
षष्टिं वर्षसहस्राणि, कृत्वा बालतपोऽद्भुतम् ।
मासयुग्ममनशनं, धृत्वा मृत्वा समाधिना ॥ ८७२ ॥
तत्रोपपातशय्यायां, तस्मिन् काले स तामलिः ।
ईशानेन्द्रतयोत्पन्नो, यावत्पर्याप्तिभागभूत् ॥ ८७३ ॥
बलिचञ्चासुरास्तावद्, ज्ञात्वैतत्कुपिता भृशम् ।
तामलेर्यत्र मृतकं, तत्रागत्यातिरोषतः ॥ ८७४ ॥
शुम्बेन बद्ध्वा वामांह्रिं, निष्ठीवन्तो मुखेऽसकृत् ।
ताम्रलिप्त्यां भ्रमयन्तो, मृतकं तत्त्रिकादिषु ॥ ८७५ ॥

---

દિવ્યઋદ્ધિને વારંવાર દેખાડે છે. દેવાંગનાઓ પણ કહે છે કે હે પ્રાણપ્રિય ! કઠોરતા છોડીને પ્રેમદૃષ્ટિથી અમારી તરફ એકવાર જુઓ ! જુઓ ! હે તપસ્વિન્ ! હમણાં અમારા ઉપર થોડુંક મન આપશો તો તમારા તપથી ખરીદાયેલી અમે જીવન પર્યંત દાસીપણું સ્વીકારશું. પવનથી જેમ પર્વત ચલાયમાન ન થાય તેમ તેમના વચનથી પણ તામલી તાપસ નિશ્ચલ અને મૌન રહ્યા. તેથી તેઓ બધા પોત-પોતાના સ્થાને ગયા... ૮૬૪-૮૭૦.

આ તરફ ઈશાન દેવલોકના દેવો પણ પોતાના નાથનું ચ્યવન થવાથી નાથની ઈચ્છાવાળા ઈન્દ્રની ઉપપાત શય્યામા વારંવાર દૃષ્ટિ કરે છે. ત્યારે તે કાળે તે તામલિ તાપસ સાઈઠ હજાર વર્ષનો અદ્ભુત બાલ તપ કરીને બે માસનું અનશન ધારીને સમાધિ-પૂર્વક મરીને ઈશાનેન્દ્રની ઉપપાત શય્યામાં ઈશાન ઈન્દ્ર તરીકે ઉત્પન્ન થયો. અને પર્યાપ્તિઓ પૂર્ણ કરી. ૮૭૧-૮૭૩.

તે સમયે બલિચંચાના અસુર દેવતાઓ તામલિને ઈશાનેન્દ્ર તરીકે ઉત્પન્ન થયેલા જાણીને અત્યંત ક્રોધિત થયા. અને જ્યાં તામલિનું મડદુ હતું ત્યાં આવીને અતિરોષ-પૂર્વક શુમ્બથી ડાબા પગને બાંધીને વારવાર થૂંકતા એવા તેઓએ તે મડદાને તામલિ-પ્તીપુરીના 'ચોરા ચોટાઓમા ફેરવ્યો, અને આ પ્રમાણે ઉદ્‌ઘોષણા કરી કે આ અધમ

एवमुद्घोषयामासुस्तामलिस्तापसाधमः ।
धूर्त्तो मूर्त्तो दम्भ इव, पश्यतैवं विडम्ब्यते ॥ ८७६ ॥
ईशानेन्द्रतयोत्पन्नोऽप्यसौ नः किं करिष्यति ? ।
पुरतोऽस्माकमीशानः, किमसौ तापसब्रुवः ? ॥ ८७७ ॥
असुरैः क्रियमाणां स्वस्वामिदेहकदर्थनाम् ।
दृष्ट्वेशानसुरा रुष्टाः, स्वामिने तदजिज्ञपन् ॥ ८७८ ॥
ईशानेन्द्रोऽप्युपपातशय्यावस्थित एव ताम् ।
बलिचञ्चाराजधानीं, दृशाऽपश्यत्सरोषया ॥ ८७९ ॥
तस्य दिव्यप्रभावेण, बलिचञ्चाभितोऽभवत् ।
कीर्णाङ्गारेव तप्तायःशिलामयीव दुस्सहा ॥ ८८० ॥
असुरास्तेऽथ दवथुव्यथार्त्ताः स्थातुमक्षमाः ।
मीना इव स्थले दीनाः, कृच्छ्रात्कण्ठगतासवः ॥ ८८१ ॥
इतस्ततः प्रधावन्तः, कान्दिशीकाः सुरेश्वरम् ।
संभूय क्षमयामासुरष्टाङ्गस्पृष्टभूतलाः ॥ ८८२ ॥
स्वामिन्नज्ञानतोऽस्माभिरपराद्धोऽसि दुर्दृशैः ।
नैवं पुनः करिष्यामः, क्षमस्व स्मस्तवानुगाः ॥ ८८३ ॥

---

તામલિ તાપસ ધૂર્ત્ત છે, સાક્ષાત્ દંભની મૂર્તિ છે. જુઓ આ પ્રમાણે વિડંબણા કરાવાય છે. ઈશાનેન્દ્ર તરીકે ઉત્પન્ન થયેલો પણ આ અમારું શું કરશે ? અધમ તાપસ અમારી સામે શું વિસાતમાં છે ? અસુર દેવો વડે પોતાના સ્વામીના (પૂર્વ) દેહની કદર્થના થતી જોઈને, રુષ્ટ એવા ઈશાન દેવતાઓએ પોતાના સ્વામીને જણાવ્યું. ઉપપાત શય્યામાં જ રહેલા ઈશાનેન્દ્રે તે બલિચંચા રાજધાનીને ક્રોધિત દૃષ્ટિવડે જોઈ અને ઈશાનેન્દ્રના દિવ્ય પ્રભાવથી ચારે બાજુથી બલિચંચાનગરી અંગારા પથરાયેલા હોય તેવી અથવા તો તપેલા લોઢાની શીલા જેવી દુસ્સહ બની ગઈ. દાહની પીડાથી દુઃખી થયેલા તે અસુરદેવો ત્યાં રહેવા માટે અસમર્થ બની ગયા સ્થલ ઉપરની માછલીની જેમ દીન બની ગયેલા એવા તેઓના પ્રાણ કંઠે આવી ગયા. ચારે તરફ ભયભીત બનીને આમતેમ દોડતા બધા અસુરો ભેગા થઈને ઈશાનેન્દ્રને સાષ્ટાંગ પ્રણામ કરીને તેમની ક્ષમા માંગી. હે સ્વામિન્ ! દુષ્ટ દૃષ્ટિવાળા એવા અમારા વડે અજ્ઞાનથી આપશ્રીનો આવો અપરાધ થયો છે. હવે ફરી આવું નહિ કરીએ, ક્ષમા કરો, અમો આપશ્રીનાં

पुनः पुनर्विलपतो, दृष्ट्वैतान् करुणस्वरम् ।
तां शक्तिं संजहारेन्द्रो, दयार्द्रस्तेऽप्यधुः सुखम् ॥ ८८४ ॥
एवं तामलिना बालतपसेन्द्रत्वमर्जितम् ।
सम्यक्त्वैकावतारत्वे, प्राप्य तीर्णो भवार्णवः ॥ ८८५ ॥
जैनक्रियापेक्षयेदं, यद्यप्यल्पतरं फलम् ।
सम्यग्दृष्टिर्हि तपसा, लभेत मुक्तिमीदृशा ॥ ८८६ ॥
तथाहुः—"सट्ठि वाससहस्सा तिसत्तखुत्तो दएण धोएण ।
अणुचिन्नं तामलिणा, अण्णाणतवत्ति अप्पफलो ॥ ८८७ ॥"
जनप्रवादोऽपि—"तामलितणइ तवेण, जिणमइ सिज्झइ सत्त जण ।
अन्नाणह दोसेण, तामलि ईसाणई गयो ॥ ८८८ ॥"
तथाप्यस्य निष्फलत्वं, वक्तुं शक्यं न सर्वथा ।
सज्ञानाज्ञानतपसोः, फले कुतोऽन्यथाऽन्तरम् ? ॥ ८८९ ॥
उक्तं—"जं अन्नाणी कम्मं खवेइ, बहुयाहिं वासकोडीहिं ।
तं नाणी तिहि गुत्तो, खवेइ ऊसासमित्तेणं ॥ ८९० ॥"

---

સેવકો છીએ. વારંવાર કરૂણ સ્વરે વિલાપ કરતાં આ અસુરોને જોઈને દયાળુ એવા ઇન્દ્રે પોતાની શક્તિ સંહરી લીધી અને તેઓને (અસુરોને પણ) સુખ થયું. ૮૭૪–૮૮૪.

આ પ્રમાણે તામલિએ બાલતપથી ઇન્દ્રપણું પ્રાપ્ત કર્યું. તેમ જ સમ્યક્ત્વ અને એકાવતારીપણું પામીને તે (ખરેખર) ભવસમુદ્રને તરી ગયો. ૮૮૫.

જો કે જૈન ક્રિયાની અપેક્ષાએ તો આ (ઇન્દ્રપણાની પ્રાપ્તિ) અલ્પતર ફળ છે. સમ્યગ્દૃષ્ટિએ જો આવું તપ કર્યું હોત તો આવા તપથી મોક્ષની જ પ્રાપ્તિ થાત. ૮૮૬.

સાઇઠ હજાર (૬૦,૦૦૦) વર્ષ સુધી એકવીસ વાર પાણીથી ધોએલ (અન્નથી) તામલીએ તપ આચર્યું પણ અજ્ઞાન તપ હોવાથી અલ્પફળને મેળવ્યું. ૮૮૭.

લોકમાં પણ કહેવાય છે કે :

તામલિ જેવા તપથી જિનમતિવાળા સાત જણ મોક્ષમાં જાય છે. જ્યારે અજ્ઞાનના દોષથી તામલિ ફક્ત ઈશાનગતિને પામ્યો. ૮૮૮.

તો પણ આ તપને સર્વથા નિષ્ફળ કહી શકાય નહિ, નહીંતર સજ્ઞાન અને અજ્ઞાન તપના ભેદ પડત જ નહીં. ૮૮૯.

"અજ્ઞાની ક્રોડો વર્ષે જે કર્મ ખપાવે તે કર્મને ત્રણ ગુપ્તિથી ગુપ્ત એવો જ્ઞાની એક શ્વાસોચ્છ્વાસમાં ખપાવે." ૮૯૦.

सति मिथ्यादृशामेवं, सर्वथा निष्फलां क्रियाम् ।
असत्फलां वा मन्वानास्तन्वते बालचेष्टितम् ॥ ८९१ ॥
ततश्चेशाननाथोऽयं, प्राग्वज्जिनार्चनादिकम् ।
कृत्वा सुधर्मासदसि, सिंहासनमशिश्रियत् ॥ ८९२ ॥
त्रायस्त्रिंशास्त्वस्य चम्पावास्तव्याः सुहृदः प्रियाः ।
त्रयस्त्रिंशन्मिथो यावज्जीवमुग्राहंतक्रियाः ॥ ८९३ ॥
आराध्यानेकवर्षाणि, धर्ममन्ते प्रपद्य च ।
द्वौ मासौ प्रायमीशाने, त्रायस्त्रिंशकतां दधुः ॥ ८९४ ॥
सहस्राणि भवनत्यस्याशीतिः सामानिकाः सुराः ।
दिशां चतुष्के प्रत्येकं, तावन्त आत्मरक्षकाः ॥ ८९५ ॥
दश देवसहस्राणि, स्युरभ्यन्तरपर्षदि ।
शतानि नव देवीनामिहोक्तानि जिनेश्वरैः ॥ ८९६ ॥
मध्यमायां सहस्राणि, स्युर्द्वादश सुधाभुजाम् ।
उदितानि शतान्यष्टौ, देवीनामिह पर्षदि ॥ ८९७ ॥

---

આ પ્રમાણે હોવાથી મિથ્યાદૃષ્ટિની ક્રિયાને જે સર્વથા (એકાંતે) નિષ્ફળ અથવા થોડા ફલવાળી માને છે, તે બાલચેષ્ટા કરી રહ્યા છે ૮૯૧.

ત્યારબાદ ઇશાનેન્દ્ર પૂર્વની જેમ જિનેશ્વરની પૂજા વિગેરે કરીને સુધર્માસભામાં સિંહાસન ઉપર બેસે છે. ૮૯૨

આ ઈન્દ્ર મહારાજાનાં (તેત્રીસ) ત્રાયસ્ત્રિંશ દેવતાઓ (તેત્રીશેય) ચંપાનગરીના રહેવાસી પ્રિયમિત્રો હતા, અને યાવત્ જીવ સુધી ઉગ્ર રીતે અરિહંત પરમાત્માના શાસનની આરાધનાની ક્રિયામાં તત્પર હતા. અનેક વર્ષો સુધી ધર્મની આરાધના કરીને અંતે (અહિં પ્રાયઃ શબ્દનો અર્થ જ અનશન થાય છે.) બે મહિનાનું અનશન કરીને ઇશાન દેવલોકમાં ત્રાયસ્ત્રિંશક દેવ તરીકે ઉત્પન્ન થયેલા છે. ૮૯૩-૮૯૪.

ઇશાનેન્દ્રના એંશી હજાર (૮૦,૦૦૦) સામાનિક દેવતાઓ છે અને તેટલા જ (એંશી હજાર) દરેક દિશામાં આત્મરક્ષક દેવો છે. ૮૯૫.

આ ઈશાનેન્દ્રની અભ્યંતર પર્ષદામાં દશ હજાર (૧૦,૦૦૦) દેવતાઓ છે અને નવસો (૯૦૦) દેવીઓ શ્રી જિનેશ્વરોએ કહેલી છે ૮૯૬.

મધ્યમ પર્ષદામાં બાર હજાર (૧૨,૦૦૦) દેવતાઓ છે, અને આઠસો (૮૦૦) દેવીઓ હોય છે. ૮૯૭

चतुर्दश सहस्राणि, सुराणां बाह्यसंसदि ।
शतानि सप्त देवीनामथायुरुच्यते क्रमात् ॥ ८९८ ॥

सप्तपल्योपमान्यायुरन्तः पर्षदि नाकिनाम् ।
पल्योपमानि पेञ्चाशद्देवीनां कथिता स्थितिः ॥ ८९९ ॥

मध्यायां देवदेवीनां, षट् चत्वारि क्रमात् स्थितिः ।
पञ्च त्रीणि च बाह्यायां, पल्योपमान्यनुक्रमात् ॥ ९०० ॥

कृष्णा च कृष्णराजी च, रामा च रामरक्षिता ।
वसुश्च वसुगुप्ता च, वसुमित्रा वसुन्धरा ॥ ९०१ ॥

सांप्रतीनानामासां प्राग्भवस्त्वेवं—

पूर्वं कासीनिवासिन्यौ, द्वे द्वे राजगृहालये ।
द्वे श्रावस्तिनिवासिन्यौ, द्वे कौशाम्ब्यां कृतस्थिती ॥ ९०२ ॥

रामाख्यपितृका वृद्धकन्या धर्माख्यमातृकाः ।
श्रीपार्श्वपुष्पचूलान्तेवासिन्योऽष्टापि सुव्रताः ॥ ९०३ ॥

---

બાહ્ય પર્ષદામાં ચૌદ હજાર (૧૪,૦૦૦) દેવતાઓ છે, અને સાતસો (૭૦૦) દેવીઓ છે. હવે ક્રમવાર આયુષ્ય કહેવાય છે. ૮૯૮.

અભ્યંતર પર્ષદાના દેવોનું સાત પલ્યોપમનું અને દેવીઓનું પાંચ પલ્યોપમનું આયુષ્ય કહેલ છે. ૮૯૯.

મધ્યમ પર્ષદાના દેવ-દેવીઓનું આયુષ્ય અનુક્રમે છ અને ચાર પલ્યોપમનું કહેલું છે. અને બાહ્ય પર્ષદાના દેવ-દેવીઓનું આયુષ્ય ક્રમશઃ પાંચ અને ત્રણ પલ્યોપમનું કહેલું છે. ૯૦૦.

કૃષ્ણા, કૃષ્ણરાજી, રામા, રામરક્ષિતા, વસુ, વસુગુપ્તા, વસુમિત્રા અને વસુંધરા. વર્તમાન કાલીન આ આઠ અપ્સરાઓનો પૂર્વભવ આ પ્રમાણે છે. ૯૦૧.

બે કાશીનિવાસી, બે રાજગૃહનિવાસી, બે શ્રાવસ્તિનિવાસી, અને બે કૌશાંબીનિવાસી આ બધી મોટી ઉંમરની કન્યાઓને રામ નામના પિતા હતા અને ધર્મા નામની માતા હતી અને તેઓએ શ્રી પાર્શ્વનાથ ભગવાનના અન્તેવાસીની પુષ્પચૂલા સાધ્વીજી પાસે વ્રતગ્રહણ કર્યું. અને અંતે પંદર દિવસની સંલેખના કરીને કૃષ્ણાવતં-

---

१. पंचाशद्देवीनां

अन्ते च पक्षं संलिख्य, कृष्णावतंसकादिषु ।
समुत्पन्ना विमानेषु, नवपल्योपमायुषः ॥ ९०४ ॥
त्रिभिर्विशेषकं ॥

षट्पञ्चाशत इत्येवमिन्द्राणां सर्वसंख्यया ।
इन्द्राण्यो द्वे शते सप्तत्यधिके सन्ति ताः समाः ॥ ९०५ ॥
पुष्पचूलार्यिकाशिष्याः, श्रीपार्श्वार्पितसंयमाः ।
कृतार्द्धमासानशना, दिव्यां श्रियमशिश्रियन् ॥ ९०६ ॥

इत्यर्थतो ज्ञात० द्वितीयश्रुत० ।

अष्टाप्यग्रमहिष्योऽस्य, सौधर्मेन्द्राङ्गना इव ।
वसुनेत्रसहस्राढ्यं, लक्षं स्युः सपरिच्छदाः ॥ ९०७ ॥
सौधर्मेन्द्रवदेषोऽपि, स्थानं चक्राकृति स्फुरत् ।
विकुर्व्य भोगानेताभिः, सह भुङ्क्ते यथासुखम् ॥ ९०८ ॥
सैन्यानि पूर्ववत्सप्त, सप्तास्य सैन्यनायकाः ।
महावायुः १ पुष्पदन्तो २, महामाठर ३, एव च ॥ ९०९ ॥

---

સકાદિ વિમાનમાં નવ પલ્યોપમના આયુષ્યવાળી દેવી તરીકે ઉત્પન્ન થયેલી છે. ૯૦૨–૯૦૪.

કુલ છપ્પન ઇન્દ્રોની ( ભવનપતિ–૨૦, વ્યન્તર–૩૨, જ્યોતિષ્ક–૨, વૈમાનિક–૨) ઇન્દ્રાણીઓનો સરવાળો કરતાં (સમાઃ શબ્દનો અર્થ સમાન નહીં પણ બધી) ૨૭૦ થાય છે. ૯૦૫.

તે બધી જ (એટલે કે ૨૭૦) દેવીઓએ પૂર્વ ભવમાં શ્રી પાર્શ્વનાથ પરમાત્મા પાસે દીક્ષા ગ્રહણ કરીને, પુષ્પચૂલા સાધ્વીજીની શિષ્યા બનીને, પખવાડીયાનું અનશન કરીને દિવ્ય લક્ષ્મીની પ્રાપ્તિ કરી. ૯૦૬.

આ વાત અર્થથી જ્ઞાતાસૂત્રના દ્વિતીય શ્રુતસ્કંધમાં છે.

ઇશાનેન્દ્રની આ આઠેય પટ્ટરાણીઓ સૌધર્મની પટ્ટરાણીઓની જેમ એક લાખ અઠ્ઠાવીસ હજાર (૧,૨૮,૦૦૦)ના પરિવારવાળી છે. ૯૦૭.

સૌધર્મની જેમ આ (ઇશાનેન્દ્ર પણ) દેદિપ્યમાન ચક્રાકારે સ્થાન બનાવીને આ બધી દેવીઓ સાથે ઇચ્છા મુજબ ભોગ ભોગવે છે. ૯૦૮.

પૂર્વ ( સૌધર્મ )ની જેમ (ઇશાનપતિને પણ) સાત સૈન્યો હોય છે, તેના સાત સેનાધિપતિઓ હોય છે, તેના નામ અનુક્રમે ૧. મહાવાયુ, ૨. પુષ્પદંત, ૩. મહામાઠર,

महादामर्द्धिनामा ४ च, तथा लघुपराक्रमः ५ ।
महाश्वेतो ६ नारदश्च ७, नामतस्ते यथाक्रमम् ॥ ९१० ॥

तुर्यस्येन्द्रस्य षष्ठस्याष्टमस्य दशमस्य च ।
द्वादशस्यापि सेनान्यः, स्युरेतैरेव नामभिः ॥ ९११ ॥

पादात्याधिपतिर्योऽस्य, नाम्ना लघुपराक्रमः ।
स पूर्वोक्तहरिनैगमेषिजैत्रपराक्रमः ॥ ९१२ ॥

अनेन नन्दिघोषाया, घण्टायास्ताडने कृते ।
युगपन्मुखरायन्ते, घण्टाः सर्वविमानगाः ॥ ९१३ ॥

अस्य यानविमानं च, प्रज्ञप्तं पुष्पकाभिधम् ।
पुष्पकाख्यः सुरश्चास्य, नियुक्तस्तद्विकुर्वणे ॥ ९१४ ॥

**तथोक्तं स्थानाङ्गेऽष्टमे स्थानके—" एतेसु णं अट्ठसु कप्पेसु अट्ठ इंदा प०, तं० सक्के जाव सहस्सारे, एतेसि णं अट्ठण्हमिंदाणं अट्ठ परियाणिया विमाणा प०, तं०–पालए १ पुप्फए २ सोमणसे ३ सिरिवच्छे ४ णंदियावत्ते ५ कामकमे ६ पीतीमणे ७ विमले ८" इति ।**

---

૪. મહાદામર્ધિ, ૫. લઘુ પરાક્રમ, ૬. મહાશ્વેત, અને ૭. નારદ છે. ૯૦૯–૯૧૦.

ચોથા – છઠ્ઠા – આઠમા – દસમા અને બારમા ઇન્દ્રના સેનાધિપતિઓના નામ પણ આ પ્રમાણે જ છે. ૯૧૧.

પાયદળ સેનાનો અધિપતિ જે લઘુપરાક્રમ નામનો છે, તે પહેલાના હરિનૈગમેષિના પરાક્રમને પણ જીતી જનાર છે. ૯૧૨.

આ લઘુ પરાક્રમ સેનાની જ્યારે નન્દિઘોષ નામની ઘંટાને વગાડે છે ત્યારે એકી સાથે સર્વ વિમાનોમાં રહેલ ઘંટાઓ વાગે છે, રણઝણી ઉઠે છે. ૯૧૩.

ઇશાનેન્દ્રનું ગમનાગમનનું પુષ્પક નામે વિમાન છે અને તેની વિકુર્વણા કરવા માટે પુષ્પકદેવ નિયુક્ત કરાએલો છે. ૯૧૪.

ઠાણાંગના આઠમા સ્થાનમાં કહ્યું પણ છે કે – "આ આઠ કલ્પમાં આઠ ઇન્દ્રો કહેલા છે, તે શક્ર મહારાજથી માંડીને સહસ્રાર સુધીના, એ આઠ ઇન્દ્રોના બહાર જવાના વિમાનો આઠ કહેલા છે, તે આ પ્રમાણે – ૧. પાલક, ૨. પુષ્પક, ૩. સૌમનસ, ૪. શ્રીવત્સ, ૫. નન્દાવર્ત, ૬. કામક્રમ, ૭. પ્રીતિમન, ૮. વિમલ."

दाक्षिणात्येन निर्याणमार्गेणावतरत्यथः ।
अयं नन्दीश्वरद्वीपैशान्यां रतिकराचले ॥ ९१५ ॥
प्रागुक्तवज्राभ्यधिकशक्तिवैभवशोभनम् ।
शूलमस्य करे साक्षाच्छूलं प्रतीपचेतसाम् ॥ ९१६ ॥
ऐरावणाधिकस्फातिर्वृषोऽस्य वाहनं सुरः ।
स च प्रभौ जिगमिषौ, वृषीभूयोपतिष्टते ॥ ९१७ ॥
तमस्कायाभिधा देवाः, सन्त्यस्य वशवर्त्तिनः ।
द्विविधं हि तमः स्वाभाविकं दिव्यानुभावजम् ॥ ९१८ ॥
तत्रेशानस्वर्गपतिश्चिकीर्षुस्तमसां भरम् ।
पर्षदादिक्रमात्प्राग्वद्, ज्ञापयत्याभियोगिकान् ॥ ९१९ ॥
तमस्कायिकदेवांस्तेऽप्यादिशन्त्याभियोगिकाः ।
तमस्कायं ततश्चाविष्कुर्वन्त्येतेऽधिपाज्ञया ॥ ९२० ॥
चतुर्विधाः परेऽप्येवं, विकुर्वन्ति सुरास्तमः ।
क्रीडारतिद्विपन्मोहगोप्यगुप्त्यादिहेतुभिः ॥ ९२१ ॥

---

આ (ઈશાનેન્દ્ર) જવાના (ઉતરવાના) દક્ષિણમાર્ગથી નંદીશ્વરના ઈશાન ખૂણામાં રહેલા રતિકર પર્વત ઉપર ઉતરે છે. ૯૧૫

પૂર્વે કહેલા (સૌધર્મેન્દ્રના આયુધ) વજ્રથી અધિક શક્તિ, વૈભવ અને શોભાવાળા શૂલ નામના શસ્ત્રને ઈશાનેન્દ્ર હાથમાં ધારણ કરે છે, જે શત્રુઓના મનમાં સાક્ષાત શૂલની સમાન ખૂંચે છે. ૯૧૬.

(સૌધર્મેન્દ્રના) ઐરાવણથી અધિક બલવાન વૃષભનું (દેવ) વાહન આ ઈશાનેન્દ્રને હોય છે કે જે સ્વામીને બહાર જવાની ઈચ્છા થાય ત્યારે વૃષભ થઈને તૈયાર રહે છે. ૯૧૭.

તમસ્કાયના દેવતાઓ આ ઈશાનેન્દ્રને વશ હોય છે. તમઃ બે પ્રકારનું છે. ૧. સ્વાભાવિક અને ૨. દિવ્યપ્રભાવથી થયેલું. તેમાંથી ઇશાનેન્દ્ર અંધકારને કરવા ઈચ્છે ત્યારે પર્ષદાના ક્રમથી આભિયોગિક દેવતાઓને જણાવે છે, તે આભિયોગિક દેવતાઓ તમસ્કાયના દેવતાઓને આદેશ કરે છે. તેથી પોતાના સ્વામીની આજ્ઞાથી તે તમસ્કાયિક દેવો અંધકારને વિકુર્વે છે. બીજા પણ ચારે પ્રકારના દેવતાઓ ૧. ક્રીડા, ૨. રતિક્રિયા, ૩. શત્રુને ભરમાવવો અને ૪. ગોપ્ય વસ્તુઓને છૂપાવવી–આવા કારણોથી અંધકારને વિકુર્વે છે. ૯૧૮–૯૨૧.

विकुर्वणाशक्तिरपि, स्यादस्य वज्रपाणिवत् ।
सर्वत्र सातिरेकत्वं, किंतु भाव्यं विवेकिभिः ॥ ९२२ ॥
चत्वारोऽस्य लोकपालास्तत्रेशानावतंसकात् ।
असंख्येयसहस्राणां, योजनानामतिक्रमे ॥ ९२३ ॥
प्राच्यां विमानं सुमनोऽभिधानं सोमदिक्पतेः ।
विमानं सर्वतोभद्रं, याम्यां यमहरित्पतेः ॥ ९२४ ॥
अपरस्यां च वरुणविमानं वल्गुनामकम् ।
विमानं वैश्रमणस्योत्तरस्यां स्यात्सुवल्गुकम् ॥ ९२५ ॥
सौधर्मेशानवच्चैवं, स्वर्गेषु निखिलेष्वपि ।
स्वेन्द्रावतंसकाल्लोकपालावासाश्चतुर्दिशम् ॥ ९२६ ॥
उक्तंच—"कप्पस्स अंतपयरे नियकप्पवर्डिसया विमाणाओ ।
इंदनिवासा तेसिं चउद्दिसिं लोगपालाणं ॥ ९२७ ॥"
अग्रेतनानामप्योजयुजामेवं बिडौजसाम् ।
तृतीयतुर्ययोर्वाच्यो, व्यत्ययो लोकपालयोः ॥ ९२८ ॥
यथा तृतीयेन्द्रस्यैते, क्रमात्सौधर्मराजवत् ।
चतुर्थेन्द्रस्य चेशान–सुरेन्द्रस्येव ते क्रमात् ॥ ९२९ ॥

---

ઈશાનેન્દ્રની વિકુર્વણા શક્તિ પણ સૌધર્મેન્દ્રની જેમ હોય છે. છતાં દરેક ઠેકાણે વિવેકી પુરુષોએ સૌધર્મેન્દ્ર કરતાં અહિ કંઈક અધિકપણું સમજી લેવું. ૯૨૨.

આ (ઈશાનેન્દ્ર)ના ચાર લોકપાલો છે. તેમાં ઈશાનાવતંસક વિમાનથી અસંખ્યાતા હજાર યોજન દૂર પૂર્વ દિશામાં સોમ દિક્પાલનુ સુમન, દક્ષિણ દિશામાં યમ દિક્પાલનું સર્વતોભદ્ર, પશ્ચિમ દિશામાં વરુણ દિક્પાલનુ વલ્ગુ, અને ઉત્તર દિશામાં વૈશ્રમણ દિક્પાલનું સુવલ્ગુ નામનુ વિમાન છે. ૯૨૩–૯૨૫.

સૌધર્મ અને ઈશાન દેવલોકની જેમ દરેક સ્વર્ગમાં પોત–પોતાના ઈન્દ્રાવતંસક વિમાનથી ચારે દિશામાં લોકપાલના આવાસો છે. ૯૨૬.

કહ્યું છે કે–

દરેક દેવલોકના છેલ્લા પ્રતરમાં પોત–પોતાના નામના કલ્પાવતંસક વિમાનો – ઈન્દ્ર– નિવાસો હોય છે અને તેની ચારે દિશામાં ઈન્દ્રના લોકપાલના વિમાનો હોય છે. ૯૨૭.

આગળના શક્તિશાળી, ઈન્દ્રમહારાજાના ત્રીજા અને ચોથા લોકપાલમાં વ્યત્યય છે. જેમકે– ત્રીજા ઈન્દ્રના લોકપાલ સૌધર્મ ઈન્દ્રની જેમ સમજવા અને ચોથા ઈન્દ્રના

विमानानां चतुर्णामप्येषामधो विवर्त्तिनि ।
तिर्यग्लोके राजधान्यश्चतस्रः प्राग्वदाहिताः ॥ ९३० ॥
सौधर्मेशानेन्द्रलोकपालानां यास्तु वर्णिताः ।
नगर्यः कुण्डलद्वीपे, द्वात्रिंशत्तास्त्वितः पराः ॥ ९३१ ॥
स्थितिश्च सोमयमयोः, पल्योपमद्वयं भवेत् ।
पल्योपमस्य चैकेन, तृतीयांशेन वर्जितम् ॥ ९३२ ॥
पूर्णं वैश्रमणस्याथ, स्थितिः पल्योपमद्वयम् ।
तृतीयांशाधिकं पल्यद्वयं च वरुणस्य सा ॥ ९३३ ॥
पृथ्वीराजी च रयणी, विद्युच्चेत्यभिधानतः ।
चतुर्णामप्यमीषां स्युश्चतस्रः प्राणवल्लभाः ॥ ९३४ ॥
एपामपत्यस्थानीयदेववक्तव्यतादिकम् ।
सर्वमप्यनुसंधेयं, सुधिया पूर्ववर्णितम् ॥ ९३५ ॥
किंत्वमीपामौत्तराहा, वश्याः स्युरसुरादयः ।
उदीच्यामेव निखिलोऽधिकारः पूर्ववर्णितः ॥ ९३६ ॥

तथाहुः—चउसु विमाणेसु चत्तारि उद्देसा अपरिसेसा, नवरं ठितीए णाणत्तं—

---

લોકપાલ ઇશાનેન્દ્ર જેવા સમજવા. લોકપાલના ચારે વિમાનોની નીચે તિર્યક્ લોકમાં વર્તતી એવી લોકપાલોની પૂર્વની જેમ ચાર રાજધાનીઓ સમજવી. ૯૨૮–૯૩૦.

સૌધર્મ અને ઇશાનેન્દ્રના લોકપાલોની કુંડલદ્વીપમાં જે બત્રીસ નગરીઓ કહેલી છે, તે આથી (રાજધાનીઓથી) જુદી સમજવી. ૯૩૧

સોમ અને યમ લોકપાલનું આયુષ્ય ૧/૩ ન્યૂન બે પલ્યોપમનું હોય છે, વૈશ્રમણનું આયુષ્ય પૂર્ણ બે પલ્યોપમનું હોય છે, અને વરુણનું આયુષ્ય $\frac{1}{3}$ પલ્યોપમ અધિક બે પલ્યોપમ હોય છે. ૯૩૨–૯૩૩.

ચારેય લોકપાલોને પૃથ્વી, રાજી, રયણી અને વિદ્યુત્ નામની ચાર પટરાણીઓ હોય છે. ૯૩૪.

ચારેય લોકપાલોની પુત્રસ્થાનીય દેવતા વિગેરેની વાત પૂર્વની જેમ બુદ્ધિથી સમજી લેવી. વિશેષ ફક્ત એટલો કે – આ લોકપાલોને વશવર્તી અસુરાદિ દેવતાઓ ઉત્તર દિશાના સમજવા અને પૂર્વે કહેલો સર્વ અધિકાર ઉત્તર દિશા સંબંધી સમજવો. ૯૩૫–૯૩૬.

કહ્યું છે કે – ચારે વિમાનોમાં ચાર વાના સમાન છે, ફક્ત આયુષ્યની સ્થિતિમાં ભિન્નતા છે.

आदिदुगि तिभागूणा पलिया धणयस्स होंति दो चेव ।
दो सतिभागा वरुणे पलियमहावच्चदेवाणं ॥ ९३७ ॥ भग०"

तथा–स्थितेरल्पत्वेऽप्यमीषामाज्ञैश्वर्यं भवेन्महत् ।
लोकेऽल्पविभवत्वेऽपि, नृपाधिकारिणामिव ॥ ९३८ ॥

उक्ता दशाधिपतयः, सौधर्मेशानयोर्यतः ।
सूत्रे तत्र सुरेन्द्रौ द्वौ, लोकपालास्तथाऽष्ट च ॥ ९३९ ॥

तथाहुः–"सोहम्मीसाणेसु णं भंते ! कप्पेसु कइ देवा आहेवच्चं जाव विहरंति ?, गो० ! दस देवा जाव विहरंति" इत्यादि भगवतीसूत्रे ।

एवमीशानदेवेन्द्रः, सामानिकादिभिर्वृतः ।
विमानावासलक्षाणामिहाष्टाविंशतेः प्रभुः ॥ ९४० ॥
उत्तरार्द्धलोकनेता, कान्त्या विद्योतयन् दिशः ।
असंख्यदेवीदेवानामीशानस्वर्गवासिनाम् ॥ ९४१ ॥
आधिपत्यमनुभवत्युदात्तपुण्यवैभवः ।
प्रतापनिस्तुलः शूलपाणिर्वृषभवाहनः ॥ ९४२ ॥ त्रिभिर्विशेषकं ॥
अहो माहात्म्यमस्योच्चैर्यत्सौधर्मेश्वरोऽपि हि ।
आदृतः पार्श्वमभ्येतुं, क्षमते न त्वनादृतः ॥ ९४३ ॥

---

પહેલા બે લોકપાલોનું $\frac{1}{3}$ પલ્યોપમ ન્યૂન બે પલ્યોપમનું આયુષ્ય હોય છે, ધનદ લોકપાલનું ૨ પલ્યોપમનું આયુષ્ય હોય છે, અને વરુણ લોકપાલનું આયુષ્ય $\frac{1}{3}$ પલ્યોપમ ભાગ યુક્ત બે પલ્યોપમનું હોય છે. ઇત્યાદિ ભગવતી સૂત્રમાં કહ્યું છે. ૯૩૭.

જેમ રાજાના અધિકારી અલ્પ વૈભવવાળા હોવા છતાં પણ વિશિષ્ટ સત્તાવાળા હોય છે, તેમ આયુષ્ય અલ્પ હોવા છતાં પણ આ લોકપાલોનું આજ્ઞૈશ્વર્ય (સત્તા) મોટું હોય છે. ૯૩૮.

તેથી જ સૂત્રમાં સૌધર્મેન્દ્ર અને ઈશાનેન્દ્ર દેવલોકના દશ અધિપતિઓ કહેલા છે, તેમાં બે ઇન્દ્ર (સૌધર્મેન્દ્ર–ઈશાનેન્દ્ર) અને (તેના ચાર–ચાર) આઠ લોકપાલો સમજવાના. આ પ્રમાણે ૨ + ૮ = ૧૦ થાય છે. ૯૩૯.

શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કે – 'હે ભદંત ! સૌધર્મ અને ઇશાન દેવલોકમાં કેટલા દેવતાઓ અધિપતિપણું કરતાં યાવત્ વિહરે છે ? હે ગૌતમ ! દશ દેવતાઓ (અધિપતિપણું ભોગવે છે.) યાવત્ વિહરે છે...'

આ પ્રમાણે સામાનિક દેવતાઓથી પરિવરેલા, અઠ્ઠાવીસ લાખ વિમાનોના અધિપતિ, ઉત્તરાર્ધલોકના સ્વામી, પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશિત કરનારા, વિશિષ્ટ પુણ્યશાળી,

एवमालापसंलापौ, कर्त्तुं संमुखमीक्षितुम् ।
अनेन सह सौधर्माधीशोऽनीशो ह्यनादृतः ॥ ९४४ ॥
ईशानेन्द्रस्तु सौधर्माधिपतेरन्तिकं सुखम् ।
यातीक्षते जल्पति च, नास्यानुज्ञामपेक्षते ॥ ९४५ ॥
एवमुत्पन्नेषु नानाकार्येषु च परस्परम् ।
संभूय गोष्ठीमप्येतौ, कुर्वाते प्रश्रयाश्रयौ ॥ ९४६ ॥
गच्छेत्कदाचिदीशाननाथोऽपि प्रथमान्तिकम् ।
सौधर्मेन्द्रोऽप्यनुज्ञाप्य, यायादेतस्य सन्निधौ ॥ ९४७ ॥
भो दक्षिणार्द्धलोकेन्द्र ! सौधर्मेन्द्र ! हितावहम् ।
कार्यमेतदिति गिरा, वदेदीशाननायकः ॥ ९४८ ॥
उत्तरार्द्धलोकनेतर्भो ईशानसुरेश्वर ! ।
सत्यमित्यादिकृत्यौघानुभौ विमृशतो मिथः ॥ ९४९ ॥
तथाहुः–' प्रभू णं भंते ! सक्के देविंदे देवराया ईसाणस्स देविंदस्स देवरण्णो

---

પ્રતાપથી જેની તુલના ન થઈ શકે એવા, શૂલ નામના શસ્ત્રને હાથમાં ધારણ કરનારા, વૃષભ વાહનવાળા, એવા ઇશાનેન્દ્ર ઇશાન સ્વર્ગમાં રહેનારા અસંખ્ય દેવ–દેવીઓનાં સ્વામીપણાને અનુભવે છે. ૯૪૦-૯૪૨.

અહો ! ઇશાનેન્દ્રનું માહાત્મ્ય એટલું વિશેષ છે, કે સ્વયં સૌધર્મેન્દ્ર પણ ઇશાનેન્દ્રની ઇચ્છાથી જ (તેમની અનુજ્ઞા હોય તો જ તેમની) નજીક જઇ શકે– અન્યથા ન જઈ શકે. એ જ પ્રમાણે એમની સાથે વાતચીત કરવી, સામે જોવું, વિગેરે બધી પ્રવૃત્તિઓ પણ ઇશાનેન્દ્રની ઈચ્છા વિના સૌધર્મેન્દ્ર કરી શકે નહીં. ૯૪૩–૯૪૪.

જયારે ઇશાનેન્દ્ર તો સૌધર્મેન્દ્રની પાસે અનુજ્ઞાની અપેક્ષા વિના સુખપૂર્વક જાય છે, બોલે છે, અને જુએ છે ૯૪૫.

એ પ્રમાણે જુદા–જુદા પ્રકારના કાર્ય પ્રસંગે બન્ને ઇન્દ્રો પરસ્પર ભેગા થઈને આદર – વિનયને પામેલા એવા તેઓ પરસ્પર વાતચીતાદિ ગોષ્ઠી કરે છે. ૯૪૬.

કયારેક ઇશાનેન્દ્ર, સૌધર્મેન્દ્ર પાસે જાય છે અને કયારેક સૌધર્મેન્દ્ર ઇશાનેન્દ્રને જણાવીને તેમની પાસે જાય છે. ૯૪૭

ઈશાનેન્દ્ર, સૌધર્મેન્દ્ર સાથે વાત કરે ત્યારે કહે કે– હે દક્ષિણાર્ધ લોકેન્દ્ર ! સૌધર્મેન્દ્ર ! આ કાર્ય હિતકારી છે–એ પ્રમાણે વાત કરે છે. ૯૪૮.

ત્યારે સૌધર્મેન્દ્ર જવાબ આપે, હે ઉત્તરાર્ધ લોકેન્દ્ર ! ઇશાનેન્દ્ર ! તમારી વાત સાચી છે–એ પ્રમાણે કહીને પરસ્પર કાર્યની વિચારણા કરે છે. ૯૪૯.

શ્રી ભગવતી સૂત્રના ત્રીજા શતકના પહેલા ઉદ્દેશામાં કહ્યું છે કે– 'હે ભદંત !

अंतिअं पाउब्भवित्तए ?, हंता पभू !' इत्यादि भगवतीसूत्रे ३, १ ।

साधारणविमानादिहेतोर्जात्वेनयोर्द्वयोः ।
उत्पद्यते विवादोऽपि, मिथो निर्जरराजयोः ॥ ९५० ॥
आध्माततात्रवत्क्रोधात्ताम्राननविलोचनौ ।
कल्पान्तवह्नितपनाविवाशक्यनिरीक्षणौ ॥ ९५१ ॥
चण्डरूपौ तदा चैतौ, कोऽन्यो वक्तुमपीश्वरः ? ।
योऽत्र युक्तमयुक्तं वा, निर्णीय शमयेत्कलिम् ॥ ९५२ ॥
ततः क्षणान्तरादीषच्छान्तौ विचिन्त्य चेतसा ।
सनत्कुमारं देवेन्द्रं, स्मरतस्तावुभावपि ॥ ९५३ ॥
सोऽपि ताभ्यां स्मर्यमाणो, विज्ञायावधिना द्रुतम् ।
तत्रागत्य न्याय्यकार्यमाज्ञाप्य शमयेत्कलिम् ॥ ९५४ ॥
ततः सनत्कुमारेन्द्रबोधितौ त्यक्तविग्रहौ ।
तदाज्ञां बिभ्रतो मौलौ, तौ मिथः प्रीतमानसौ ॥ ९५५ ॥

तथाहुः—'अत्थि णं भंते ! सक्कीसाणाणं देविंदाणं देवराईणं विवादा समुप्पज्जंति, ? हंता अत्थीत्यादि' भगवतीसूत्रे ३, १ ।

---

દેવોના ઇન્દ્ર, દેવોના રાજા, શક્ર મહારાજા ઇશાનેન્દ્ર પાસે જઈ શકે કે કેમ ? ગૌતમ ! હા, જઈ શકે ઇત્યાદિ...

સાધરણ વિમાનોના કારણે આ બન્ને ઇન્દ્ર વચ્ચે કોઈક વાર વિવાદ પણ ઉત્પન્ન થાય છે. ૯૫૦.

ધમાવેલા તાંબાની જેમ ક્રોધથી લાલચોળ મુખ અને આંખોવાળા કલ્પાંત કાળના અગ્નિની જેમ, જેની સામે જોઈ પણ ન શકાય એવા પ્રચંડરૂપવાળા, આ બન્ને દેવેન્દ્રોને કહેવાને કોણ સમર્થ બને કે—જે યોગ્ય–અયોગ્યનો નિર્ણય કરીને ઝઘડાને શમાવે ! ત્યારબાદ ક્ષણવાર પછી કંઈક શાંત થએલા એવા તે બન્ને ઈન્દ્રો મનથી વિચારીને સનત્કુમારનુ સ્મરણ કરે છે...૯૫૧–૯૫૩

બન્નેવડે યાદ કરાએલા એવા તે (સનત્કુમાર ઈન્દ્ર) પણ અવધિજ્ઞાનથી જાણીને ત્યાં આવીને યોગ્ય કાર્યની આજ્ઞા કરી ઝઘડાને શમાવે છે. ૯૫૪.

સનત્કુમારેન્દ્રે સમજાવેલા એવા તે બન્ને ઈન્દ્રો ઝઘડો છોડીને ખુશ થઈને પરસ્પર બન્ને સનત્કુમારેન્દ્રની આજ્ઞાને સ્વીકારે છે. ૯૫૫.

શ્રી ભગવતી સૂત્રના ત્રીજા શતકના પહેલા ઉદ્દેશામાં કહ્યું કે—'હે પ્રભુ ! દેવોના રાજા, દેવોના ઇન્દ્ર એવા શક્ર અને ઈશાનેન્દ્રને વિવાદ ઉત્પન્ન થાય છે ? ગૌતમ ! હા, થાય છે... ઈત્યાદિ....

कदाचिच्च तथा क्रुद्धौ, युद्धसज्जौ परस्परम् ।
सामानिकादयो देवा, उभयोरपि संमताः ॥ ९५६ ॥

अर्हद्दंष्ट्राक्षालनाम्बुसेकात्तौ गतमत्सरौ ।
निर्माय निर्मायतया बोधयन्ति नयस्थितिम् ॥ ९५७ ॥

पश्यतातितमां रागद्वेषयोर्दुर्विलङ्घताम् ।
यदेताभ्यां विडम्ब्येते, तादृशावप्यधीश्वरौ ॥ ९५८ ॥

एवमीशानदेवेन्द्रोऽनुभवन्नपि वैभवम् ।
अर्हन्तमर्हद्धर्मं च, चित्तान्न त्यजति क्षणम् ॥ ९५९ ॥

उत्तरार्द्धजिनेन्द्राणां, कल्याणकेषु पञ्चसु ।
करोत्यग्रेसरीभूय, सहोत्साहं महोत्सवान् ॥ ९६० ॥

जिनेन्द्रपादान् भजते, भरतैरवतादिषु ।
नन्दीश्वरे च प्रत्यब्दं, करोत्यष्टाहिकोत्सवान् ॥ ९६१ ॥

असकृच्चार्हतां भावपूजामपि करोति सः ।
अष्टोत्तरं नटनटीशतं विकृत्य नर्त्तयन् ॥ ९६२ ॥

---

કોઈકવાર ક્રોધમાં આવીને પરસ્પર યુદ્ધ કરવા તૈયાર થાય છે ત્યારે બન્નેને સંમત ( માન્ય ) એવા સામાનિક દેવતાઓ અરિહંતની દાઢાના પ્રક્ષાલનું પાણી છાંટીને શાંત કરીને સરળતાપૂર્વક ન્યાય સમજાવે છે. ૯૫૬–૯૫૭.

જુઓ–જુઓ રાગ–દ્વેષ કેટલા દુર્લંઘ્ય છે, કે જે, રાગદ્વેષવડે આવા મહાન ઈન્દ્રો પણ વિડંબના પામે છે. ૯૫૮.

આ પ્રમાણે ઈશાનેન્દ્ર વૈભવને અનુભવતા છતાં પણ શ્રી અરિહંત પરમાત્મા અને શ્રી અરિહંતના ધર્મને ચિત્તથી ક્ષણવાર પણ છોડતા નથી... ૯૫૯.

ઉત્તરાર્ધલોકના શ્રી જિનેશ્વર ભગવંતોના પાંચે કલ્યાણકોમાં અગ્રેસર બનીને ઉત્સાહપૂર્વક મહોત્સવ કરે છે. ૯૬૦.

ભરત અને ઐરવત આદિમાં શ્રી જિનેશ્વરોની સેવા કરે છે અને દરવર્ષે નંદીશ્વરદ્વીપમાં અટ્ઠાઇ મહોત્સવ કરે છે. ૯૬૧.

અને એકસોઆઠ ( ૧૦૮ ) નટ–નટીઓને વિકુર્વીને નાચપૂર્વક વારંવાર અરિહતોની ભાવપૂજા પણ કરે છે. ૯૬૨.

देवपर्षत्समक्षं च, चमत्कारातिरेकतः ।
प्रशंसति नरस्यापि, धर्मदार्ढ्यादिकं गुणम् ॥ ९६३ ॥
आराध्यानेकधा धर्मं, सम्यक्त्वाद्यवमुत्तमम् ।
समाप्यायुः सातिरेकं सागरोपमयोर्द्वयम् ॥ ९६४ ॥
इतश्च्युत्वेशानराजो, महाविदेहभूमिषु ।
उत्पद्य प्राप्तचारित्रो, भावी मुक्तिवधूधवः ॥ ९६५ ॥
इत्थं मया पृथुसुखौ प्रथमद्वितीयौ,
स्वर्गावनर्गलशुभाचरणाधिगम्यौ ।
साधीश्वरौ श्रुतवतां वचनानुसाराद्यावर्णितौ
विभवशालिसुरालिपूर्णौ । ( इन्द्रवज्रा ) ॥ ९६६ ॥
विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेंद्रांतिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे, ।
षड्विंशो मधुरः समाप्तिमगमत्सर्गो निसर्गोज्ज्वलः ॥ ९६७ ॥
इति श्रीलोकप्रकाशे षड्विंशः सर्गः समाप्तः ॥ ग्रं. १०८४ ॥

卐

(દઢતાપૂર્વક ધર્મ આરાધી રહેલા ધર્માત્માને જોઈને) તેના ચમત્કારના અતિરેકથી દેવની પર્ષદા સમક્ષ મનુષ્યના પણ ધર્મની, દઢતા આદિ ગુણોની પ્રશંસા કરે છે. ૯૬૩.

એ પ્રમાણે ઈશાનેન્દ્ર ઉત્તમ એવા સમ્યક્ત્વ આદિ ધર્મની અનેક પ્રકારે આરાધના કરીને, સાધિક બે સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરીને, અહીંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈને, ચારિત્ર સ્વીકાર કરીને મુક્તિવધૂના પતિ થશે, અર્થાત્ મોક્ષે જશે... ૯૬૪–૯૬૫.

આ પ્રમાણે વૈભવશાળી દેવતાઓથી પૂર્ણ, અત્યંત સુખવાળા, અનર્ગલ શુભ આચરણથી પ્રાપ્ય એવા પ્રથમ અને દ્વિતીય સ્વર્ગનું તથા તેના ઇન્દ્રોનું વર્ણન જ્ઞાનીઓના વચનાનુસાર મેં કર્યું છે. ૯૬૬.

વિશ્વને આશ્ચર્ય કરનારી કીર્તિવાળા, એવા ઉપાધ્યાય શ્રી કીર્તિવિજયજી ગણિવરના શિષ્ય, માતા રાજશ્રી અને પિતા તેજપાલના પુત્ર એવા વિનયવિજયજી એટલે કે મેં, નિશ્ચિત એવા જગતના તત્ત્વો માટે પ્રદીપ સમાન જે કાવ્ય ( લોકપ્રકાશ કાવ્ય ) તેમાં સ્વાભાવિક, ઉજ્જવલ અને મધુર એવો છવીશમો સર્ગ સમાપ્ત કર્યો ૯૬૭.

## ॥ अथ सप्तविंशतितमः सर्गः प्रारभ्यते ॥



सौधर्मेशाननामानावुक्तौ स्वर्गौ सभर्तृकौ ।
स्वरूपमुच्यते किंचित्तृतीयतुर्ययोरथ ॥ १ ॥
सौधर्मेशाननाकाभ्यां, दूरमूर्ध्वं व्यवस्थितौ ।
योजनानामसंख्येयकोटाकोटिव्यतिक्रमे ॥ २ ॥
सनत्कुमारमाहेन्द्रौ, स्वर्गौ निसर्गसुन्दरौ ।
सौधर्मेशानवदिमावप्येकवलयस्थितौ ॥ ३ ॥
संस्थानमर्द्धचन्द्राभं, प्रत्येकमनयोर्भवेत् ।
उभौ पुनः समुदितौ, पूर्णचन्द्राकृती मतौ ॥ ४ ॥
तत्रापि सौधर्मस्योर्ध्वं, समपक्षं समानदिक् ।
सनत्कुमार ईशान—स्योर्ध्वं माहेन्द्र एव च ॥ ५ ॥
प्रतरा द्वादश प्राग्वद्, द्वयोः संगतयोरिह ।
प्रतिप्रतरमेकैकं, भवेद्विमानमिन्द्रकम् ॥ ६ ॥

---

## સર્ગ—૨૭



સૌધર્મ અને ઈશાન દેવલોકનું તથા તેમના ઈન્દ્રોનું વર્ણન કર્યું. અને હવે ત્રીજા-ચોથા દેવલોકનું કંઈક સ્વરૂપ કહીએ છીએ. ૧.

સૌધર્મ અને ઇશાન દેવલોકથી ઉપર અત્યંત દૂર, અસંખ્ય કોટાકોટિ યોજન (ઉપર) ગયા બાદ કુદરતી રીતે સુંદર એવા સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોક—સૌધર્મ અને ઈશાન દેવલોકની જેમ એક ગોળાકારે રહેલા છે. ૨-૩.

બન્ને દેવલોકનું સંસ્થાન અર્ધ ચંદ્રાકારે છે અને બન્નેનું સંસ્થાન મેળવતાં પૂર્ણ ચંદ્રાકાર થાય છે. ૪

તેમાં પણ સૌધર્મની બરાબર ઉપર સમાન દિશામાં સનત્કુમાર દેવલોક છે અને ઈશાનની ઉપર માહેન્દ્ર દેવલોક છે ૫.

બન્ને દેવલોકના બાર પ્રતર છે અને દરેક પ્રતરમાં ઇન્દ્રક વિમાન હોય છે.

वैडूर्यं १ रुचकं २ चैव, रुचिकं ३ च ततः परम् ।
अङ्कं ४ च स्फटिकं ५ चैव, तपनीयाख्य ६ मेव च ॥ ७ ॥
मेघ ७ मर्घ्यं च ८ हारिद्रं ९, नलिनं १० लोहिताक्षकम् ११ ।
वज्रं १२ चेति प्रतरेषु, द्वादशस्विन्द्रकाः क्रमात् ॥ ८ ॥
चतस्रः पङ्क्त्यो दिक्षु, प्रतिप्रतरमिन्द्रकात् ।
अन्तरेषु विना प्राचीं, प्राग्वत्पुष्पावकीर्णकाः ॥ ९ ॥
प्रक्रोनपञ्चाशदष्टसप्तषट्पञ्चकाधिका ।
चतुस्त्रिद्व्येकाधिका च, चत्वारिंशत्ततः परं ॥ १० ॥
चत्वारिंशदथैकोनचत्वारिंशद्विमानकाः ।
अष्टात्रिंशत्प्रतिपङ्क्ति, प्रतरेषु क्रमादिह ॥ ११ ॥
प्रथमप्रतरे सप्तदश त्र्यस्रा विमानकाः ।
प्रतिपङ्क्ति चतुष्कोणा, वृत्ताः षोडश षोडश ॥ १२ ॥
सर्वे पङ्क्तिविमानाश्च, षण्णवत्यधिकं शतम् ।
द्वितीयप्रतरे त्रेधा, अपि षोडश षोडश ॥ १३ ॥
सर्वे च ते संकलिता, द्विनवत्यधिकं शतम् ।
तार्त्तीयीके प्रतिपङ्क्ति, वृत्ताः पञ्चदशोदिताः ॥ १४ ॥

---

૧. વૈડૂર્ય, ૨. રુચક, ૩. રુચિક, ૪. અંક, ૫. સ્ફટિક, ૬. તપનીય, ૭. મેઘ, ૮, અર્ઘ્ય, ૯. હારિદ્ર, ૧૦. નલિન, ૧૧. લોહિતાક્ષ, ૧૨. વજ્ર—એ નામના દરેક પ્રતરમાં ક્રમશઃ ૧૨ ઈન્દ્રક વિમાનો છે. ૬–૮.

દરેક ઇન્દ્રક વિમાનથી ચારે દિશામાં વિમાનની એક-એક શ્રેણિ છે. અને તેના આંતરામાં પૂર્વ દિશા સિવાયની દિશામાં પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૯.

દરેક પ્રતરમાં ક્રમશઃ (૧) ૪૯, (૨) ૪૮, (૩) ૪૭, (૪) ૪૬, (૫) ૪૫, (૬) ૪૪, (૭) ૪૩, (૮) ૪૨, (૯) ૪૧, (૧૦) ૪૦, (૧૧) ૩૯, (૧૨) ૩૮, વિમાનો છે ૧૦–૧૧.

પ્રથમ પ્રતરમાં દરેક પંક્તિમાં ત્રિકોણાકારના ૧૭ વિમાનો છે અને ગોળાકાર તથા ચોરસ ૧૬–૧૬ વિમાનો છે. ચારે પંક્તિના કુલ વિમાનો એકસો છન્નુ (૧૯૬) છે. બીજા પ્રતરમાં દરેક આકારના વિમાનોની સંખ્યા ૧૬–૧૬ ની છે. અને ચારે પંક્તિના કુલ વિમાનો એક સો બાણુ-(૧૯૨) થાય છે. ત્રીજા પ્રતરમાં દરેક પંક્તિમાં ગોળ વિમાન ૧૫ છે. અને ત્રિકોણ તથા ચોરસ ૧૬–૧૬ છે. કુલ ( ચારે પંક્તિ ના )

षोडश त्रिचतुष्कोणाः, सर्वेऽष्टाशीतियुक् शतम् ।
तुर्ये त्र्यस्रा षोडशान्ये, द्वैधाः पञ्चदशाखिलाः ॥ १५ ॥
शतं चतुरशीत्याढ्यं, पञ्चमे प्रतरे पुनः ।
त्रैधा अपि पञ्चदश, सर्वेऽशीत्यधिकं शतम् ॥ १६ ॥
पञ्चदश पञ्चदश, षष्ठे त्रिचतुरस्रकाः ।
वृत्ताश्चतुर्दशैवं च, षट्सप्ततियुतं शतम् ॥ १७ ॥
सप्तमे प्रतरे त्र्यस्राः, प्रोक्ताः पञ्चदशोत्तमैः ।
वृत्ताश्च चतुरस्राश्च, चतुर्दश चतुर्दश ॥ १८ ॥
द्विसप्तत्या समधिकं, शतं सर्वेऽष्टमे पुनः ।
चतुर्दशैव त्रैधापि, सर्वेऽष्टषष्टियुक् शतम् ॥ १९ ॥
नवमे त्रिचतुष्कोणांश्चतुर्दश चतुर्दश ।
वृत्तास्त्रयोदशैवं च, चतुःषष्टियुतं शतम् ॥ २० ॥
त्र्यस्राश्चतुर्दशान्ये च, द्वैधा अपि त्रयोदश ।
षष्ट्याधिकं शतं सर्वे, दशमे प्रतरे पुनः ॥ २१ ॥

---

એક સો અઠ્યાસી (૧૮૮) વિમાનો છે. અને ચોથા પ્રતરમાં ત્રિકોણ વિમાનો ૧૬ છે. અને બીજા ૧૫-૧૫ છે એટલે કુલ એકસો ચોર્યાસી (૧૮૪) વિમાનો છે. ૧૨-૧૫.

પાંચમા પ્રતરમાં ત્રણે આકારના વિમાનો ૧૫-૧૫ છે અને ચારે શ્રેણિના મળીને કુલ એક સો એંશી (૧૮૦) વિમાનો છે. ૧૬.

છઠ્ઠા પ્રતરમાં ત્રિકોણ અને ચોરસ વિમાનો ૧૫-૧૫ છે અને ગોળ વિમાનો ૧૪ છે. કુલ ચારે શ્રેણિના એકસો છોંતેર (૧૭૬) વિમાનો છે. ૧૭.

સાતમા પ્રતરમાં ત્રિકોણ વિમાનો ૧૫ છે, ગોળ અને ચોરસ વિમાનો ૧૪-૧૪ છે અને ચારે શ્રેણિના કુલ વિમાનો એકસો બહોંતેર (૧૭૨) છે. આઠમા પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનો ૧૪-૧૪ છે અને ચારે શ્રેણિના કુલ વિમાનો એકસો અડસઠ (૧૬૮) છે. ૧૮-૧૯.

નવમા પ્રતરમાં ત્રિકોણ અને ચોરસ વિમાનો ૧૪-૧૪ છે અને ગોળ વિમાનો ૧૩ છે અને ચારે શ્રેણિના કુલ એકસો ચોસઠ (૧૬૪) છે. ૨૦.

દશમા પ્રતરમાં ત્રિકોણ વિમાનો ૧૪ છે અને ગોળ અને ચોરસ વિમાનો ૧૩-૧૩ છે. ચારે શ્રેણિના કુલ વિમાનો એકસો સાઈઠ (૧૬૦) છે. ૨૧

एकादशे त्रिधाप्येते, त्रयोदश त्रयोदश ।
सर्वे पुनः संकलिताः, षट्पञ्चाशद्युतं शतम् ॥ २२ ॥
द्वादशे त्रिचतुष्कोणास्त्रयोदश त्रयोदश ।
वृत्ताश्च द्वादशैवं च, द्विपञ्चाशं शतं समे ॥ २३ ॥
एवं च पङ्क्तिवृत्तानां, साशीतिरिह षट्शती ।
पङ्क्तित्र्यस्त्राणां च सप्त, शतानि द्वादशोपरि ॥ २४ ॥
स्यात्पङ्क्तिचतुरस्त्राणां, सषण्णवतिषट्शति ।
द्वादशानामिन्द्रकाणां, क्षेपेऽत्र सर्वसंख्यया ॥ २५ ॥
पाङ्क्तेयानि विमानानि, स्युः शतान्येकविंशतिः ।
भवन्त्यन्यानि पुष्पावकीर्णानि तानि संख्यया ॥ २६ ॥
सहस्राः सप्तनवतिर्लक्षाण्येकोनविंशतिः ।
शतानि नव सर्वाग्राद्विमानलक्षविंशतिः ॥ २७ ॥
तत्र द्वादश लक्षाणि, सनत्कुमारचक्रिणः ।
लक्षाण्यष्ट विमानानां, माहेन्द्राधीश्वरस्य च ॥ २८ ॥

---

અગ્યારમા પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનો ૧૩–૧૩ છે અને ચારે શ્રેણિના એકસો છપ્પન (૧૫૬) વિમાનો છે. ૨૨.

બારમા પ્રતરમા ત્રિકોણ અને ચોરસ વિમાનો ૧૩–૧૩ છે, ગોળ વિમાનો ૧૨ છે અને ચાર શ્રેણિના કુલ વિમાનો એકસો બાવન (૧૫૨) છે. ૨૩.

આ પ્રમાણે બારે પ્રતરોના મળીને પંક્તિમાં રહેલા ગોળ વિમાનો છસો એંશી (૬૮૦) છે. ત્રિકોણ વિમાનોની સંખ્યા સાતસો બાર (૭૧૨) છે. અને ચોરસ વિમાનોની સંખ્યા છસો છન્નુ (૬૯૬) છે. આ સંખ્યામાં ઈન્દ્રકવિમાનો ૧૨ ઉમેરવાથી બધા વિમાનોની કુલ સંખ્યા એકવીસસો (૨૧,૦૦) થાય છે. ૨૪–૨૫.

એ સિવાય બીજા વિમાનો પુષ્પાવકીર્ણ હોય છે, જેની સંખ્યા ઓગણીશ લાખ સત્તાણુહજાર નવસો હોય છે, (૧૯,૯૭,૯૦૦) અને તેમાં ૨૧૦૦ (શ્રેણિના વિમાનોની સંખ્યા) ઉમેરવાથી વીશ લાખ (૨૦,૦૦,૦૦૦) વિમાનોની સંખ્યા થાય છે. ૨૬–૨૭.

તેમાં બાર લાખ વિમાનો સનત્કુમાર ઇન્દ્રના છે અને આઠ લાખ વિમાનો માહેન્દ્રાધિપતિના છે. ૨૮.

सनत्कुमारमाहेन्द्रसुरेन्द्रयोः पृथक् पृथक् ।
सौधर्मेशानवद्वृत्तादिषु स्वामित्वमुह्यताम् ॥ २९ ॥
संख्या सनत्कुमारेऽथ, वृत्तानां पङ्क्तिवर्त्तिनाम् ।
द्वाविंशत्यधिका पञ्चशती प्राच्यैर्निरूपिता ॥ ३० ॥
त्रिकोणानां सर्वसंख्या, षट्पञ्चाशं शतत्रयम् ।
चतुष्कोणानां तथाष्टचत्वारिंशं शतत्रयम् ॥ ३१ ॥
षड्विंशा द्वादशशती, पाङ्क्तेयानां भवेदिह ।
लक्षाण्येकादशैवाष्टनवतिश्च सहस्रकाः ॥ ३२ ॥
सचतुःसप्ततिः सप्तशती पुष्पावकीर्णकाः ।
एवं द्वादश लक्षाणि, तृतीयस्य सुरेशितुः ॥ ३३ ॥
तुर्ये वृत्तविमानानां, सप्तत्याऽभ्यधिकं शतम् ।
षट्पञ्चाशत्समधिकं, त्रिकोणानां शतत्रयम् ॥ ३४ ॥
चतुष्कोणानां तथाष्टचत्वारिंशं शतत्रयम् ।
शतान्यष्ट चतुःसप्तत्याढ्यानि सर्वसंख्यया ॥ ३५ ॥
सप्त लक्षाण्यथ नवनवतिश्च सहस्रकाः ।
षड्विंशं च शतं पुष्पावकीर्णा इह निश्चिताः ॥ ३६ ॥

---

સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોકનાં ઈન્દ્રનું સૌધર્મ અને ઇશાનની જેમ ગોળ-ચોરસ અને ત્રિકોણ વિમાનોને વિષે સ્વામિત્વ અલગ-અલગ સમજવું. ૨૯.

તેમાં સનત્કુમાર દેવલોકના પંક્તિગત ગોળ વિમાનોની સંખ્યા પૂર્વ પુરૂષોએ પાંચસો બાવીશ (૫૨૨) ની, ત્રિકોણની સંખ્યા ત્રણસો છપ્પન (૩૫૬) અને ચતુષ્કોણની સંખ્યા ત્રણસો અડતાલીશ (૩૪૮)ની કહેલી છે. ૩૦-૩૧.

સનત્કુમાર દેવલોકના પંક્તિગત કુલ વિમાનોની સંખ્યા બારસોને છવ્વીશ (૧,૨૨૬) છે અને પુષ્પાવકીર્ણક વિમાનોની સંખ્યા અગ્યાર લાખ અઠાણુંહજાર સાતસો ચુમ્મોતેર (૧૧,૯૮,૭૭૪) અને બધા વિમાનોની કુલ સંખ્યા બાર લાખ (૧૨,૦૦,૦૦૦)ની છે. ૩૨-૩૩.

માહેન્દ્ર દેવલોકમાં પંક્તિગત વિમાનોમાંથી ગોળ વિમાનો એકસો સિત્તેર (૧૭૦) છે ત્રિકોણાકાર વિમાનો ત્રણસો છપ્પન (૩૫૬) છે. ચતુષ્કોણ વિમાનો ત્રણસો અડતાલીશ (૩૪૮) છે અને પંક્તિગત કુલ વિમાનો આઠસો-ચુમ્મોત્તેર (૮૭૪) છે. આમાં પુષ્પાવકીર્ણક વિમાનો સાત લાખ નવ્વાણું હજાર એકસોને છવ્વીશ (૭,૯૯,૧૨૬) છે.

एषां योगेऽष्टलक्षाणि, माहेन्द्रस्य सुरेशितुः ।
विमानानीशितव्यानि, भाव्यानि भव्यधीघनैः ॥ ३७ ॥
अमी विमानाः सर्वेऽपि, घनवातप्रतिष्ठिताः ।
श्यामं विना चतुर्वर्णा, मणिरत्नविनिर्मिताः ॥ ३८ ॥
घनवातोऽतिनिचितो, निश्चलो वातसंचयः ।
जगत्स्वाभाव्यतस्तत्र, विमानाः शश्वदास्थिताः ॥ ३९ ॥
षड्विंशतिः शतान्येषु, पृथ्वीपिण्डो निरूपितः ।
शतानि षड् योजनानां, प्रासादाः स्युरिहोच्छ्रिताः ॥ ४० ॥
सौधर्मेशाननिष्ठानां, विमानानामपेक्षया ।
अत्युत्कृष्टवर्णगन्धरसस्पर्शा अमी मताः ॥ ४१ ॥
सौधर्मेशानवच्छेषं, स्वरूपं भाव्यतामिह ।
विष्कम्भायामपरिधिमानं तु प्राक् प्रदर्शितम् ॥ ४२ ॥
अथैतेषु विमानेषु, पूर्वपुण्यानुसारतः ।
उत्पद्यन्ते सुरास्तत्र, रीतिस्तु प्राक् प्रपञ्चिता ॥ ४३ ॥

---

આ પ્રમાણે માહેન્દ્ર દેવલોકના રાજ્ય ભોગવટાનાં કુલ વિમાનો આઠ લાખ (૮,૦૦,૦૦૦) ભવ્ય બુદ્ધિવાળા જીવોએ સમજવા. ૩૪–૩૭.

આ બધા વિમાનો ઘનવાત ઉપર રહેલા છે. મણિરત્નથી નિર્મિત છે અને શ્યામવર્ણ સિવાયના બીજા ચાર વર્ણવાળા છે. ૩૮.

આ ઘનવાત અતિદૃઢ, અને નિશ્ચલ વાયુનો સમૂહ છે. જગતના સ્વભાવથી જ આ વિમાનો ત્યાં હંમેશ માટે રહેલા છે. ૩૯.

આ વિમાનોમાં છવ્વીશસો (૨૬૦૦) યોજનનો પૃથ્વીપિંડ કહેલો છે અને તેના ઉપર છસો (૬૦૦) યોજન ઊંચા પ્રાસાદો (વિમાનો) હોય છે. ૪૦.

સૌધર્મ અને ઇશાન દેવલોકના વિમાનોની અપેક્ષાએ આ વિમાનોના વર્ણ-ગંધ-રસ-સ્પર્શ અતિ ઉત્કૃષ્ટ હોય છે. ૪૧.

આ બન્ને દેવલોકના વિમાનોનું બાકીનું સ્વરૂપ સૌધર્મ અને ઇશાન દેવલોકના વિમાનોની જેમ સમજવું અને લંબાઈ, પહોળાઈ અને પરિધિ પહેલા કહેલી છે. ૪૨.

આ વિમાનોની અંદર પૂર્વ પુણ્યાનુસારે દેવતાઓ ઉત્પન્ન થાય છે. અને એ ઉત્પત્તિની રીતિ પહેલા કહેલી છે. ૪૩.

पद्मकेसरवद्गौरास्तेऽथ सर्वाङ्गभूषणाः ।
वराहचिह्नमुकुटाः, सनत्कुमारनाकिनः ॥ ४४ ॥
सिंहचिह्नधारिचारुकिरीटरम्यमौलयः ।
देवा विशिष्टद्युतयो, माहेन्द्रस्वर्गवासिनः ॥ ४५ ॥
जघन्यतोऽपि पाथोधिद्वितयस्थितयः सुराः ।
सनत्कुमारेऽथोत्कर्षात्, सप्तसागरजीविनः ॥ ४६ ॥
माहेन्द्रे तु जघन्येन, साधिकाब्धिद्वयायुषः ।
उत्कर्षतः पुनः सातिरेकसप्तार्णवायुषः ॥ ४७ ॥
एकस्य सागरस्यांशाः, कल्प्यन्ते द्वादशेदृशाः ।
स्वर्गयोरेतयोर्भागा, ज्ञेयाः स्थितिनिरूपणे ॥ ४८ ॥
प्रथमप्रतरे तत्रोत्कृष्टा जलनिधिद्वयम् ।
स्थितिः पञ्चलवोपेतं, द्वितीयप्रतरे पुनः ॥ ४९ ॥
दशभागाधिकं वार्द्धिद्वयं स्थितिर्गरीयसी ।
त्रिभिर्भागैः समधिकास्तृतीये सागरास्त्रयः ॥ ५० ॥
चतुर्थे प्रतरे साष्टभागं वारांनिधित्रयम् ।
पञ्चमे सैकभागं च, वारांनिधिचतुष्टयम् ॥ ५१ ॥

---

સનત્કુમારના દેવો ગુલાબી ગૌરવર્ણવાળા તથા સર્વાંગભૂષણવાળા હોય છે. તેમજ તેઓનાં મુકુટમાં વરાહનું ચિહ્ન હોય છે. ૪૪.

માહેન્દ્ર દેવલોકના દેવતાઓ વિશિષ્ટ તેજવાળા, અને મસ્તક ઉપર સિંહના ચિહ્નવાળા સુંદર મુગુટને ધારણ કરનારા હોય છે. ૪૫

સનત્કુમારમાં દેવતાઓ જઘન્યથી ૨ સાગરોપમ અને ઉત્કૃષ્ટથી ૭ સાગરોપમના આયુષ્યવાળા હોય છે. ૪૬.

માહેન્દ્ર દેવલોકના દેવતાઓ જઘન્યથી કંઈક અધિક ૨ સાગરોપમ અને ઉત્કૃષ્ટથી કંઈક અધિક સાત સાગરોપમ આયુષ્યવાળા હોય છે. ૪૭.

એક સાગરોપમના બાર અંશ કલ્પવા અને આ અંશ બન્ને (ત્રીજા-ચોથા) દેવલોકના દરેક પ્રતરના દેવોના આયુષ્યની ગણત્રી માટે ઉપયોગી જાણવા. ૪૮.

ત્યાં પ્રથમ પ્રતરના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ૨ સાગરોપમ અને ૫/૧૨ અંશની હોય છે બીજા પ્રતરના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ બે સાગરોપમ અને ૧૦/૧૨ અંશની હોય છે. ત્રીજા પ્રતરમાં દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ સાગરોપમ અને ૩/૧૨ અંશ હોય છે. ૪૯-૫૦.

ચોથા પ્રતરના દેવોનું આયુષ્ય ૩ સાગરોપમ અને ૮/૧૨ અંશ છે. પાંચમા પ્રતરના દેવોનું આયુષ્ય ૪ સાગરોપમ અને ૧/૧૨ અંશ છે. ૫૧.

षड्भागाभ्यधिकं षष्ठे, तदेव सप्तमे पुनः ।
न्यूनमेकेन भागेन, सागरोपमपञ्चकम् ॥ ५२ ॥
एतदेव चतुर्भागाभ्यधिकं प्रतरेऽष्टमे ।
नवमे नवभागाढ्यमेतत्पयोधिपञ्चकम् ॥ ५३ ॥
साधिका दशमे द्वाभ्यां, भागाभ्यां षट् पयोधयः ।
एकादशेऽप्येत एव, साधिकाः सप्तभिर्लवैः ॥ ५४ ॥
प्रतरे द्वादशे चात्र, देवानां परमा स्थितिः ।
अर्णवाः सप्त सर्वत्र, जघन्या त्वम्बुधिद्वयम् ॥ ५५ ॥
सनत्कुमारे निर्दिष्टा, येयं ज्येष्ठेतरा स्थितिः ।
माहेन्द्रेऽपि सैव किंतु, ज्ञेया सर्वत्र साधिका ॥ ५६ ॥
अत्रापि सातिरेकत्वं, सामान्योक्तमपि श्रुते ।
पल्योपमस्यासंख्येयभागेनेति विभाव्यताम् ॥ ५७ ॥
देहोच्चत्वं सुराणां स्यादिह स्थित्यनुसारतः ।
द्विसागरायुषस्तत्र, सप्तहस्तोच्चभूघनाः ॥ ५८ ॥

---

છઠ્ઠા પ્રતરના દેવોનું આયુષ્ય ૪ સાગરોપમ અને $\frac{૬}{૧૨}$ અંશ છે. સાતમા પ્રતરના દેવોનું આયુષ્ય ૪ સાગરોપમ અને $\frac{૧૧}{૧૨}$ અંશ છે. ૫૨.

આઠમા પ્રતરનાં દેવોનું આયુષ્ય ૫ સાગરોપમ અને $\frac{૪}{૧૨}$ અંશ છે. નવમા પ્રતરના દેવોનું આયુષ્ય ૫ સાગરોપમ અને $\frac{૯}{૧૨}$ અંશ છે. ૫૩.

દશમા પ્રતરના દેવોનું આયુષ્ય ૬ સાગરોપમ અને $\frac{૨}{૧૨}$ અંશ છે. અગ્યારમા પ્રતરમાં દેવોનું આયુષ્ય ૬ સાગરોપમ અને $\frac{૭}{૧૨}$ અંશ છે. ૫૪.

બારમા પ્રતરના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૭ સાગરોપમ છે. જઘન્ય તો સર્વ પ્રતરોમાં ૨ સાગરોપમ સમજવું. ૫૫.

સનતકુમાર દેવલોકના બારે પ્રતરના દેવોની જે જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે, તેથી કંઈક અધિક માહેન્દ્ર દેવલોકનાં દરેક પ્રતરના દેવોની (જઘન્ય – ઉત્કૃષ્ટ સ્થિતિ) સમજવી. ૫૬.

અહિં કંઈક અધિક એમ સામાન્યથી આગમમાં કહ્યું છે, તે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ સમજવો. ૫૭.

અહીંના દેવતાઓની ઊંચાઈ આયુષ્યને અનુસારે હોય છે. બે સાગરોપમના આયુષ્યવાળા દેવતાઓની ઊંચાઇ સાત હાથની હોય છે. ત્રણ સાગરોપમના આયુષ્યવાળા

त्रिपाथोधिजीविनां तु, कराः षट् तनुतुङ्गता ।
एकादशविभक्तस्य, चत्वारोऽंशाः करस्य च ॥ ५९ ॥
त्रयो भागाः कराः षट् च, चतुर्जलधिजीविनाम् ।
द्वौ भागौ षट् करास्तुङ्गो, देहः पञ्चार्णवायुषाम् ॥ ६० ॥
एको भागः षट् कराश्च, षट्सागरोपमायुषाम् ।
सप्ताब्धिस्थितयः पूर्णषट्करोत्तुङ्गविग्रहाः ॥ ६१ ॥
ते चोच्छ्वसन्ति मासेनार्णवद्वयायुषस्ततः ।
स्यात्पक्षवृद्धिरुच्छ्वासान्तरे सप्तार्णवावधि ॥ ६२ ॥
द्वाभ्यां त्रिभिश्चतुःपञ्चषट्सप्तभिः सहस्रकैः ।
स्थितेरपेक्षयाऽब्दानामाहारयन्ति पूर्ववत् ॥ ६३ ॥
यथोक्तसागरेभ्यश्च, हीनाधिकायुषां पुनः ।
आहारोच्छ्वासदेहादि–मानं हीनाधिकं भवेत् ॥ ६४ ॥
कामभोगाभिलाषे तु, सौधर्मस्वर्गवासिनीः ।
पल्योपमाधिकदशपल्योपमान्तजीविनीः ॥ ६५ ॥

---

દેવતાઓની ઊંચાઈ ૬ હાથ ૪/૧૧ અંશ હોય છે. ૫૮–૫૯.

અને ચાર સાગરોપમના આયુષ્યવાળા દેવોની ઉંચાઈ ૬ ૩/૧૧ હાથની હોય છે. અને પાંચ સાગરોપમના આયુષ્યવાળા દેવોની ઊંચાઈ ૬ ૨/૧૧ હાથની હોય છે. ૬૦.

છ સાગરોપમના આયુષ્યવાળા દેવોની ઊંચાઇ ૬ ૧/૧૧ હાથની હોય છે સાત સાગરોપમના આયુષ્યવાળા દેવોની ઊચાઇ ૬ હાથની હોય છે. ૬૧.

બે સાગરોપમના આયુષ્યવાળા દેવો મહિનામાં એક વાર શ્વાસ લે છે. એક સાગરોપમે પંદર દિવસની વૃદ્ધિ કરતાં સાત સાગરોપમના આયુષ્યવાળા દેવતાઓ ૩ મહિના અને પંદર દિવસે શ્વાસ લે છે. ૬૨.

આયુષ્યની સ્થિતિ મુજબ ક્રમશઃ બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત હજાર વર્ષના આંતરે આહાર લે છે. ૬૩.

કહેલા સાગરોપમથી ઓછાવત્તા આયુષ્યવાળા દેવોના આહાર શ્વાસોશ્વાસ અને દેહ પ્રમાણ ઓછુ–વત્તુ હોય છે ૬૪.

કામ ભોગનાં અભિલાષ વખતે તે દેવ કામરૂપી અગ્નિને માટે ઈંધન સમાન એવા ચિત્તવડે સૌધર્મ સ્વર્ગમાં રહેનારી એક પલ્યોપમથી અધિક અને દશ પલ્યોપમની

प्राच्यपुण्यानुसारेण, लब्धाधिकाधिकस्थितीः ।
स्मरन्ति चेतसा देवीः, स्वार्हाः कामानलैधसा ॥ ६६ ॥
ततस्ता अपि जानन्ति, सद्योऽङ्गस्फुरणादिभिः ।
स्वकामुकरिरंसां द्रागत्यन्तचतुराशयाः ॥ ६७ ॥
ततश्चाद्भुतशृङ्गारनेपथ्यसुषमाश्रिताः ।
उपायान्ति तदभ्यर्णं, भर्त्तुर्गृहमिवाङ्गनाः ॥ ६८ ॥
ततस्ता विनिवेश्यैते, क्रोडसिंहासनादिषु ।
भुजोपपीडमालिङ्गय, पीडयन्तः स्तनौ मुहुः ॥ ६९ ॥
चुम्बन्तोऽधरबिम्बादौ, स्पृशन्तो जघनादिषु ।
एवं संस्पर्शमात्रेण, तृप्यन्ति सुरतैरिव ॥ ७० ॥
देव्योऽपि ताः स्पर्शभोगैस्तथा दिव्यप्रभावतः ।
शरीरान्तःपरिणतैस्तृप्यन्ति शुक्रपुद्गलैः ॥ ७१ ॥
एवं पञ्चाक्षविषयास्वादाह्लादैर्निरन्तरम् ।
जानन्त्येते गतमपि, कालं नैकनिमेषवत् ॥ ७२ ॥

---

અંદરની સ્થિતિ ધરાવનારી, પૂર્વના પુણ્યાનુસારે અધિક–અધિક આયુષ્યવાળી, પોતાને યોગ્ય હોય તેવી દેવીઓને યાદ કરે છે. ૬૫–૬૬.

ત્યારબાદ ચતુર આશયવાળી તે દેવીઓ પણ તરત જ પોતાના અંગના સ્ફૂરણાદિ દ્વારા પોતાના પ્રિયની રતેચ્છાને સમજી જાય છે. ૬૭.

ત્યારબાદ અદ્‌ભુત શ્રૃંગાર, અને વસ્ત્રાદિની સજાવટ વગેરે શોભાઓથી અલંકૃત એવી તે દેવીઓ, ગૃહિણી–સ્ત્રી પોતાના પતિના ગૃહે જાય તેમ, તે દેવોની પાસે જાય છે. ૬૮.

ત્યારપછી તે દેવો પણ તે દેવાંગનાઓ – અપ્સરાઓને પોતાના ખોળારૂપી સિંહાસન ઉપર બેસાડીને ભુજાથી ગાઢ આલિંગન કરીને વારંવાર તેઓના સ્તનોને દબાવે છે, ઓઠોને ચૂંબન કરે છે, જઘનાદિ પ્રદેશોમાં સ્પર્શ કરે છે. એમ સ્પર્શમાત્રથી મૈથુન ક્રીડાની જેમ તૃપ્ત થઈ જાય છે. ૬૯–૭૦

તે દેવીઓ પણ દિવ્ય પ્રભાવના કારણે સ્પર્શ ભોગથી (સ્પર્શ માત્રથી પણ) શરીરની અંદર પરિણત થયેલા શુક્ર પુદ્‌ગલોથી તૃપ્ત થઈ જાય છે ૭૧.

આ પ્રમાણે તે દેવો નિરંતર પાંચે ઇન્દ્રિયોનાં વિષય સુખના રસાસ્વાદના આહ્‌લાદ દ્વારા એક આંખના પલકારાની જેમ ગયેલા કાળને જાણતા નથી. ૭૨.

ज्ञानेनावधिना त्वेते, द्वितीयां शर्कराप्रभाम् ।
पश्यन्त्यधस्तलं यावत्पद्मलेश्याः स्वभावतः ॥ ७३ ॥
गर्भजौ नरतिर्यञ्चौ, संख्येयस्थितिशालिनौ ।
उत्पद्येते इहैतेऽपि, च्युत्वा यान्त्येतयोर्द्वयोः ॥ ७४ ॥
एकसामयिकी प्राग्वत्संख्योत्पत्तिविनाशयोः ।
एकसामयिकं ज्ञेयं, जघन्यं चान्तरं तयोः ॥ ७५ ॥
युक्ता मुहूर्त्तैर्विंशत्या, दशभिश्च दिनाः क्रमात् ।
नव द्वादश च ज्येष्ठान्तरं स्यादनयोर्दिवोः ॥ ७६ ॥
सनत्कुमारमाहेन्द्रस्वर्गयोरमृताशिनाम् ।
उक्तं स्वरूपमनयोः, स्वामिनोस्तदथोच्यते ॥ ७७ ॥
प्रतरे द्वादशे तत्र, सनत्कुमारताविषे ।
सौधर्मवदशोकाद्याः, प्राच्यादिष्ववतंसकाः ॥ ७८ ॥
मध्ये सनत्कुमारावतंसकः पूर्ववद्भवेत् ।
तत्रोपपातशय्यायामुपपातसभास्पृशि ॥ ७९ ॥

---

આ દેવલોકના દેવો અવધિજ્ઞાનવડે બીજી શર્કરાપ્રભા પૃથ્વી સુધી નીચે જોઈ શકે છે અને તેમની સ્વભાવથી જ પદ્મલેશ્યા હોય છે. ૭૩.

સંખ્યાત વર્ષના આયુષ્યવાળા ગર્ભજ મનુષ્યો અને તિર્યંચો અહિં ઉત્પન્ન થાય છે અને આ દેવો ચ્યવીને ગર્ભજ મનુષ્ય અને તિર્યંચમાં જાય છે. ૭૪.

આ દેવલોકમાં દેવોની એક જ સમયમાં ઉત્પત્તિ અને ચ્યવનની સંખ્યા સૌધર્મ દેવલોકની જેમ સમજી લેવી. ઉત્પત્તિ અને ચ્યવનનું આંતરૂ જઘન્યથી બન્ને દેવલોકમાં એક સમયનું હોય છે. ૭૫.

જ્યારે ઉત્કૃષ્ટ આંતરુ સનત્કુમાર દેવલોકમાં ૯ દિવસ ને ૨૦ મુહૂર્ત્તનું છે. અને માહેન્દ્ર દેવલોકમાં ૧૨ દિવસ ને ૧૦ મુહૂર્ત્તનું છે. ૭૬.

સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોકનાં દેવોનું સ્વરૂપ કહ્યું હવે તેમના ઈન્દ્રોનું સ્વરૂપ કહેવાય છે. ૭૭.

સનત્કુમાર દેવલોકનાં બારમા પ્રતરમાં સૌધર્મ દેવલોકની જેમ પૂર્વ આદિ ચાર દિશાઓમાં અશોકાવતંસક આદિ વિમાનો છે. ૭૮.

મધ્યમાં સૌધર્માવતંસક વિમાનની જેમ સનત્કુમારાવતંસક વિમાન છે. ત્યાં ઉપપાત સભામાં રહેલી ઉપપાત શય્યામાં પૂણ્યશાળી એવો વિશિષ્ટ જીવ સનત્કુમાર ઈન્દ્ર તરીકે

उत्पद्यते खलु सनत्कुमारेन्द्रतया कृती ।
कृतपुण्यः करोत्युक्तरीत्याऽर्हदर्चनादिकम् ॥ ८० ॥
ततः सिंहासनासीनश्चारुशृङ्गारभासुरः ।
सामानिकैर्द्विसप्तत्या, सहस्रैः परितो वृतः ॥ ८१ ॥
पञ्चपल्योपमाढ्यार्द्धपञ्चमाम्भोधिजीविभिः ।
अन्तःपर्षद्गतैर्देवसहस्रैरष्टभिर्वृतः ॥ ८२ ॥
चतुःपल्याधिकसार्द्धचतुःसागरजीविभिः ।
मध्यपर्षद्गतैर्देवसहस्रैर्दशभिर्वृतः ॥ ८३ ॥
त्रिपल्याभ्यधिकाध्यर्द्धचतुरर्णवजीविभिः ।
सहस्रैश्च द्वादशभिर्जुष्टो बाह्यसभासदाम् ॥ ८४ ॥
त्रायस्त्रिंशैर्मन्त्रिभिश्च, लोकपालैश्च पूर्ववत् ।
आश्रितः सप्तभिः सैन्यैः, सैन्याधिपैश्च सप्तभिः ॥ ८५ ॥
द्विसप्तत्या सहस्रैश्च, पृथक् पृथक् चतुर्दिशम् ।
सेवितः सज्जकवचैः, शस्त्रोग्रैरात्मरक्षकैः ॥ ८६ ॥
विमानावासलक्षाणां, द्वादशानामधीश्वरः ।
तद्वासिनां च देवानामसंख्यानां महौजसाम् ॥ ८७ ॥

---

ઉત્પન્ન થાય છે અને પ્રથમ કહ્યું તે મુજબ શ્રી અરિહંત ભગવંતની પૂજા વિગેરે કરે છે. ૭૯–૮૦.

ત્યારબાદ બહોંતેર હજાર (૭૨,૦૦૦) સામાનિક દેવતાઓથી પરિવરેલા, સાડાચાર સાગરોપમ અને પાંચ પલ્યોપમના આયુષ્યવાળા આઠ હજાર (૮,૦૦૦) અંતપર્ષદાના દેવો, સાડા ચાર સાગરોપમ અને ચાર પલ્યોપમના આયુષ્યવાળા દશ હજાર (૧૦,૦૦૦) મધ્યમ પર્ષદાના દેવો, સાડાચાર સાગરોપમ અને ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા બાહ્ય પર્ષદાના બાર હજાર (૧૨,૦૦૦) દેવતાઓથી પરિવરેલા, (તેમજ) સૌધર્મેન્દ્રની જેમ ત્રાયસ્ત્રિંશદેવો, મંત્રીદેવો, લોકપાલો, સાત સૈન્યો, સાત સેનાધિપતિઓથી આશ્રિત થએલા, ચારે દિશામાં બખ્તર પહેરેલા અત્યુગ્ર ખુલ્લા શસ્ત્રોને ધારણ કરનારા, ઉભા રહેલા બહોંતેર હજાર (૭૨,૦૦૦), બહોંતેર હજાર આત્મરક્ષક દેવતાઓથી (રક્ષાતા,) બાર લાખ (૧૨,૦૦,૦૦૦) વિમાનો તેમજ તે વિમાનોમાં વસનારા અસંખ્યાતા તેજસ્વી દેવોના અધિપતિ, પ્રકૃષ્ટ પુણ્ય વૈભવવાળા, દિવ્યશક્તિ–વ્યક્તિઓ

सदैश्वर्यमनुभवत्युदात्तपुण्यवैभवः ।
दिव्यशक्तिसंप्रयुक्तपटुनाटकदत्तदृक् ॥ ८८ ॥ अष्टभिः कुलकं ।
अस्य यानविमानं च, भवेत्सौमनसाभिधम् ।
देवः सौमनसाख्यश्च, नियुक्तस्तद्विकुर्वणे ॥ ८९ ॥
निजवैक्रियलब्ध्या तु, देवरूपैर्विकुर्वितैः ।
जम्बूद्वीपांश्चतुरोऽयं, पूर्णान् पूरयितुं क्षमः ॥ ९० ॥
तिर्यक् पुनरसंख्येयान्, भर्तुं द्वीपाम्बुधीन् क्षमः ।
सौधर्मेशानाधिराजापेक्षया किल भूयसः ॥ ९१ ॥
भोगेच्छुस्तु सुधर्मायां, जिनास्थ्याशातनाभिया ।
जम्बूद्वीपसमं स्थानं, चक्राकृति विकुर्वयेत् ॥ ९२ ॥
मध्ये रत्नपीठिकाढ्यं, प्रासादं रचयत्ययम् ।
षड्योजनशतोत्तुङ्गं, रत्नचन्द्रोदयाञ्चितम् ॥ ९३ ॥
तत्र सिंहासनं रत्नपीठिकायां सृजत्यसौ ।
न शक्रेशानवच्छय्यां, संभोगाभावतस्तथा ॥ ९४ ॥

---

દ્વારા રજુ થતા નાટકને જોવા માટે દૃષ્ટિ સ્થાપિત કરનારા, એવા શ્રી સનત્કુમારેન્દ્ર, શ્રેષ્ઠ શૃંગારને ધારણ કરી-સિંહાસનારૂઢ બનીને હંમેશા ચીરકાળ સુધી ઐશ્વર્યને અનુભવે છે. ૮૧-૮૮.

આ (સનત્કુમારેન્દ્ર) ને બહાર જવા માટેનુ વિમાન સૌમનસ નામે છે. અને તેને સૌમનસ નામનો દેવ વિકુર્વે છે. ૮૯.

આ ઈન્દ્ર મહારાજા પોતાની વૈક્રિય લબ્ધિથી બનાવેલા
દ્વીપોને પૂર્ણ ભરવા સમર્થ છે. અને તે તિર્છા તો અસંખ્ય
માટે સમર્થ છે. સૌધર્મ અને ઈશાનેન્દ્રની અપેક્ષા
જાણવું ૯૦-૯૧.

ભોગની ઇચ્છાવાળા એવા તે ઈન્દ્ર સુધર્મા
આશાતનાના ભયથી જમ્બૂદ્વીપ સમાન ચક્રાકૃતિ .

તેની મધ્યમાં રત્ન પીઠિકા યુક્ત પ્રાસાદ રચે
અને રત્નોના ચંદરવાથી યુક્ત હોય છે. ૯૩.

ત્યાં રત્નપીઠિકા ઉપર તે સિંહાસન બનાવે
માફક શય્યા બનાવતા નથી કારણકે તેમને સં
શરીર સ્પર્શ હોય છે.) ૯૪.

सामानिकादिकाशेषपरिवारसमन्वितः ।
लज्जनीयरताभावात्तत्रोपैत्यथ वासवः ॥ ९५ ॥
सौधर्मस्वर्गवासिन्यस्तद्योग्यास्त्रिदशाङ्गनाः ।
तत्रायान्ति सहैताभिर्भुङ्क्ते वैषयिकं सुखम् ॥ ९६ ॥
माहेन्द्रेन्द्रादयोऽप्येवं, देवेन्द्रा अच्युतावधि ।
चक्राकृतिस्थानकादि, विकृत्य भुञ्जते सुखम् ॥ ९७ ॥
तत्र चक्राकृतिस्थाने, प्रासादांस्तु सृजन्त्यमी ।
स्वस्वविमानप्रासादोत्तुङ्गान् सिंहासनाश्रितान् ॥ ९८ ॥
एवमैश्वर्ययुक्तोऽपि, विरक्त इव धार्मिकः ।
महोपकारिणं प्राज्ञ, इव धर्ममविस्मरन् ॥ ९९ ॥
बहूनां साधुसाध्वीनां, जिनधर्मदृढात्मनाम् ।
श्रावकाणां श्राविकाणां, सम्यक्त्वादिव्रतस्पृशाम् ॥ १०० ॥
हितकामः सुखकामो, निःश्रेयसाभिलाषुकः ।
गुणग्राही गुणवतां, गुणवान् गुणिपूजकः ॥ १०१ ॥
सनत्कुमाराधिपतिर्भव्यः सुलभबोधिकः ।
महाविदेहेषूत्पद्य, भवे भाविनि सेत्स्यति ॥ १०२ ॥

---

લજ્જનીય ક્રીડાનો અભાવ હોવાથી સામાનિકાદિ સંપૂર્ણ પરિવારથી યુક્ત ઈન્દ્ર મહારાજા ત્યાં આવે છે. અને સૌધર્મ સ્વર્ગમાં રહેનારી સનત્કુમારેન્દ્રને યોગ્ય અપ્સરાઓ પણ ત્યાં આવે છે. અને તેમની સાથે વિષયસુખ ભોગવે છે. ૯૫–૯૬.

પ્રમાણે માહેન્દ્ર ઈન્દ્રથી લઇને અચ્યુતેન્દ્ર સુધીના બધા ઈન્દ્રો ચક્રાકાર સ્થાન ખ ભોગવે છે. ૯૭.

કૃતિ સ્થાનની અંદર પોત-પોતાના વિમાનના પ્રાસાદ કરતાં પણ ઊંચા ક્ત પ્રાસાદો બનાવે છે. ૯૮.

ાણે ઐશ્વર્ય યુક્ત હોવા છતાં પણ જેમ પ્રાજ્ઞ પુરુષ પોતાના મહોપકા- તેમ, વૈરાગી ધાર્મિકની જેમ આ સનત્કુમારેન્દ્ર ધર્મને કદી ભૂલતા માં દૃઢ એવા ઘણાં-ઘણાં સાધુ-સાધ્વી અને સમ્યક્ત્વાદિ વ્રતોને ધારણ ક-શ્રાવિકાના હિતને ઇચ્છનારા, સુખને ઇચ્છનારા, મોક્ષાભિલાષી, ગુણ- ગ્રહણ કરનારા પોતે ગુણવાન અને ગુણવાનના ગુણને પૂજનારા એવા , સુલભબોધિ શ્રી સનત્કુમારેન્દ્ર આગામી ભવમાં મહાવિદેહમાં ઉત્પન્ન થઇને જશે. ૯૯–૧૦૨.

सदैश्वर्यमनुभवत्युदात्तपुण्यवैभवः ।
दिव्यशक्तिसंप्रयुक्तपटुनाटकदत्तदृक् ॥ ८८ ॥ अष्टभिः कुलकं ।
अस्य यानविमानं च, भवेत्सौमनसाभिधम् ।
देवः सौमनसाख्यश्च, नियुक्तस्तद्विकुर्वणे ॥ ८९ ॥
निजवैक्रियलब्ध्या तु, देवरूपैर्विकुर्वितैः ।
जम्बूद्वीपांश्चतुरोऽयं, पूर्णान् पूरयितुं क्षमः ॥ ९० ॥
तिर्यक् पुनरसंख्येयान्, भर्तुं द्वीपाम्बुधीन् क्षमः ।
सौधर्मेशानाधिराजापेक्षया किल भूयसः ॥ ९१ ॥
भोगेच्छुस्तु सुधर्मायां, जिनास्थ्याशातनाभिया ।
जम्बूद्वीपसमं स्थानं, चक्राकृति विकुर्वयेत् ॥ ९२ ॥
मध्ये रत्नपीठिकाढ्यं, प्रासादं रचयत्ययम् ।
षड्योजनशतोत्तुङ्गं, रत्नचन्द्रोदयाश्चितम् ॥ ९३ ॥
तत्र सिंहासनं रत्नपीठिकायां सृजत्यसौ ।
न शक्रेशानवच्छय्यां, संभोगाभावतस्तथा ॥ ९४ ॥

---

દ્વારા રજુ થતા નાટકને જોવા માટે દૃષ્ટિ સ્થાપિત કરનારા, એવા શ્રી સનત્કુમારેન્દ્ર, શ્રેષ્ઠ શૃંગારને ધારણ કરી-સિંહાસનારૂઢ બનીને હંમેશા ચીરકાળ સુધી ઐશ્વર્યને અનુભવે છે. ૮૧-૮૮.

આ (સનત્કુમારેન્દ્ર) ને બહાર જવા માટેનુ વિમાન સૌમનસ નામે છે. અને તેને સૌમનસ નામનો દેવ વિકુર્વે છે. ૮૯.

આ ઈન્દ્ર મહારાજા પોતાની વૈક્રિય લબ્ધિથી બનાવેલા રૂપો વડે ચાર જમ્બૂદ્વીપોને પૂર્ણ ભરવા સમર્થ છે. અને તે તિર્ચ્છા તો અસંખ્યાતા દ્વીપ-સમુદ્રોને ભરવા માટે સમર્થ છે. સૌધર્મ અને ઈશાનેન્દ્રની અપેક્ષાએ અહિં અસંખ્યાતુ મોટું જાણવું ૯૦-૯૧.

ભોગની ઇચ્છાવાળા એવા તે ઈન્દ્ર સુધર્માસભામાં ભગવાનના અસ્થિ આદિની આશાતનાના ભયથી જમ્બૂદ્વીપ સમાન ચક્રાકૃતિ સ્થાન વિકુર્વે છે ૯૨.

તેની મધ્યમાં રત્ન પીઠિકા યુક્ત પ્રાસાદ રચે છે. જે પ્રાસાદ છસો યોજન ઊંચો અને રત્નોના ચંદરવાથી યુક્ત હોય છે. ૯૩.

ત્યાં રત્નપીઠિકા ઉપર તે સિંહાસન બનાવે છે પરંતુ સૌધર્મ અને ઇશાનેન્દ્રની માફક શય્યા બનાવતા નથી કારણકે તેમને સંભોગ મૈથુન હોતું જ નથી. (ફક્ત શરીર સ્પર્શ હોય છે.) ૯૪.

सामानिकादिकाशेषपरिवारसमन्वितः ।
लज्जनीयरताभावात्तत्रोपैत्यथ वासवः ॥ ९५ ॥
सौधर्मस्वर्गवासिन्यस्तद्योग्यास्त्रिदशाङ्गनाः ।
तत्रायान्ति सहैताभिर्भुङ्क्ते वैषयिकं सुखम् ॥ ९६ ॥
माहेन्द्रेन्द्रादयोऽप्येवं, देवेन्द्रा अच्युतावधि ।
चक्राकृतिस्थानकादि, विकृत्य भुञ्जते सुखम् ॥ ९७ ॥
तत्र चक्राकृतिस्थाने, प्रासादांस्तु सृजन्त्यमी ।
स्वस्वविमानप्रासादोत्तुङ्गान् सिंहासनाश्रितान् ॥ ९८ ॥
एवमैश्वर्ययुक्तोऽपि, विरक्त इव धार्मिकः ।
महोपकारिणं प्राज्ञ, इव धर्ममविस्मरन् ॥ ९९ ॥
बहूनां साधुसाध्वीनां, जिनधर्मदृढात्मनाम् ।
श्रावकाणां श्राविकाणां, सम्यक्त्वादिव्रतस्पृशाम् ॥ १०० ॥
हितकामः सुखकामो, निःश्रेयसाभिलाषुकः ।
गुणग्राही गुणवतां, गुणवान् गुणिपूजकः ॥ १०१ ॥
सनत्कुमाराधिपतिर्भव्यः सुलभबोधिकः ।
महाविदेहेषूत्पद्य, भवे भाविनि सेत्स्यति ॥ १०२ ॥

---

લજ્જનીય ક્રીડાનો અભાવ હોવાથી સામાનિકાદિ સંપૂર્ણ પરિવારથી યુક્ત ઈન્દ્ર મહારાજા ત્યાં આવે છે. અને સૌધર્મ સ્વર્ગમાં રહેનારી સનત્કુમારેન્દ્રને યોગ્ય એવી અપ્સરાઓ પણ ત્યાં આવે છે. અને તેમની સાથે વિષયસુખ ભોગવે છે. ૯૫–૯૬.

આ પ્રમાણે માહેન્દ્ર ઈન્દ્રથી લઈને અચ્યુતેન્દ્ર સુધીના બધા ઈન્દ્રો ચક્રાકાર સ્થાન બનાવીને સુખ ભોગવે છે. ૯૭.

તે ચક્રાકૃતિ સ્થાનની અંદર પોત-પોતાના વિમાનના પ્રાસાદ કરતાં પણ ઊંચા સિંહાસનથી યુક્ત પ્રાસાદો બનાવે છે. ૯૮.

આ પ્રમાણે ઐશ્વર્ય યુક્ત હોવા છતાં પણ જેમ પ્રાજ્ઞ પુરુષ પોતાના મહોપકારીને ભૂલે નહીં તેમ, વૈરાગી ધાર્મિકની જેમ આ સનત્કુમારેન્દ્ર ધર્મને કદી ભૂલતા નથી. જિનધર્મમાં દ્રઢ એવા ઘણાં-ઘણાં સાધુ-સાધ્વી અને સમ્યક્ત્વાદિ વ્રતોને ધારણ કરનારા, શ્રાવક-શ્રાવિકાના હિતને ઇચ્છનારા, સુખને ઈચ્છનારા, મોક્ષાભિલાષી, ગુણવાનના ગુણ ગ્રહણ કરનારા પોતે ગુણવાન અને ગુણવાનના ગુણને પૂજનારા એવા મોક્ષગામી, સુલભબોધિ શ્રી સનત્કુમારેન્દ્ર આગામી ભવમાં મહાવિદેહમાં ઉત્પન્ન થઈને મોક્ષમાં જશે. ૯૯–૧૦૨.

माहेन्द्रदेवलोकेऽपि, प्रतरे द्वादशे स्थिताः ।
पञ्चावतंसका अङ्कादय ईशाननाकवत् ॥ १०३ ॥
मध्यस्थितेऽथ माहेन्द्रावतंसकविमानके ।
उत्पद्योत्पादशय्यायां, प्राग्वत्कृतजिनार्चनः ॥ १०४ ॥
सिंहासनसमासीनः, पीनश्रीभर्ग्यभासुरः ।
सामानिकानां सप्तत्या, सहस्रैः परितो वृतः ॥ १०५ ॥
सप्तषट्पञ्चपल्याढ्यां, सार्द्धार्णवचतुष्टयीम् ।
यथाक्रमं विक्रमाढ्यैर्दधद्भिः स्थितिमायुषः ॥ १०६ ॥
षड्भिरान्तरपार्षद्यैरष्टाभिर्मध्यपार्षदैः ।
दशभिः बाह्यपार्षद्यैः, सेव्यः सुरसहस्रकैः ॥ १०७ ॥
चतुर्भिश्च लोकपालैः, सप्तभिः सैन्यनायकैः ।
सैन्यैश्च सप्तभिः सेवाचतुरैरनुशीलितः ॥ १०८ ॥
प्राच्यादिदिक्षु प्रत्येकमुद्दण्डायुधपाणिभिः ।
जुष्टः सहस्रैः सप्तत्या, निर्जरैरात्मरक्षकैः ॥ १०९ ॥
जम्बूद्वीपान् सातिरेकान्, चतुरश्च विकुर्वितैः ।
रूपैर्भर्तुं क्षमस्तिर्यगसंख्यद्वीपवारिधीन् ॥ ११० ॥

---

**ચોથા ઈન્દ્રનો અધિકાર :**

માહેન્દ્ર દેવલોકમાં બારમા પ્રતરમાં ઈશાન દેવલોકની જેમ અંકાવતંસક વિગેરે પાંચ વિમાનો છે. ૧૦૩,

તેમાં મધ્યમાં રહેલ માહેન્દ્રાવતંસક વિમાનની અંદર ઉત્પાતશય્યામાં ઉત્પન્ન થઈને પૂર્વની જેમ શ્રી જિનેશ્વરની પૂજા કરે છે. ત્યારબાદ સીત્તેર હજાર (૭૦,૦૦૦) પરાક્રમી સામાનિક દેવોથી પરિવરેલા, સાડાચાર સાગરોપમ + સાત પલ્યોપમની સ્થિતિવાળા છ હજાર (૬,૦૦૦) અભ્યંતર પાર્ષદ્ય દેવો, સાડાચાર સાગર + છ પલ્યની સ્થિતિવાળા આઠ હજાર (૮,૦૦૦) મધ્ય પાર્ષદ્ય દેવો, સાડાચાર સાગર + પાંચ પલ્યની સ્થિતિવાળા દશ હજાર (૧૦,૦૦૦) બાહ્ય પાર્ષદ્ય દેવોથી યુક્ત સેવામાં ચાર લોકપાલો, સાત સેનાપતિઓ, સાત સેનાઓથી સેવા કરાવાતા, પૂર્વાદિ ચારેય દિશામાં તીક્ષ્ણધારદાર–ભયાનક શસ્ત્રોને ધારણ કરનારા એવા સિત્તેર સિત્તેર હજાર (૭૦,૦૦૦) આત્મરક્ષક દેવોથી રક્ષાતા, પોતે વૈક્રિયશક્તિથી વિકુર્વેલા રૂપો દ્વારા સાધિક ચાર જંબૂદ્વીપને ભરવાની ક્ષમતા ધરાવતા, તિર્છા તો અસંખ્યાતા દ્વીપ–સમુદ્રોને સ્વવિકુર્વિત રૂપો દ્વારા

विमानावासलक्षाणामिहाष्टानामधीश्वरः ।
देवानां भूयसामेवं, माहेन्द्रस्वर्गवासिनाम् ॥ १११ ॥
ईशानोऽसौ विजयते, दिव्यनाटकदत्तहृत् ।
माहेन्द्रेन्द्रः सातिरेकसप्तसागरजीवितः ॥ ११२ ॥ नवभिः कुलकं
अस्य यानविमानं च, श्रीवत्साख्यं प्रकीर्तितम् ।
श्रीवत्सनामा देवश्च, नियुक्तस्तद्विकुर्वणे ॥ ११३ ॥
सनत्कुमारमाहेन्द्रस्वर्गाभ्यामूर्ध्वमुल्लसन् ।
असंख्यकोटाकोटीनां, योजनानामतिक्रमे ॥ ११४ ॥
सनत्कुमारमाहेन्द्रोपरिस्थितः समानदिक् ।
ब्रह्मलोकाभिधः स्वर्गो, भाति पूर्णेन्दुसंस्थितः ॥ ११५ ॥
षडत्र प्रतराः प्राग्वत्प्रतिप्रतरमिन्द्रकम् ।
अञ्जनं १ वरमालं च २, रिष्टं ३ च देवसंज्ञकम् ४ ॥ ११६ ॥
सोमं च ५ मङ्गलं ६ चैव, क्रमादेभ्यश्चतुर्दिशम् ।
विमानपङ्क्तयः प्राग्वत्तत्र पुष्पावकीर्णकाः ॥ ११७ ॥

---

ભરવામાં સમર્થ–માહેન્દ્ર સ્વર્ગના આઠ લાખ (૮,૦૦,૦૦૦) વિમાનો તથા વિમાન-વાસી ઘણાં-ઘણાં દેવ-દેવીઓના અધીશ્વર, પુષ્ટ, પ્રકૃષ્ટ શોભા અને ભાગ્યથી શોભતા સાધિક સાત સાગરોપમની સ્થિતિ ધરાવતા એવા આ માહેન્દ્ર સ્વર્ગના ઈન્દ્ર મહારાજા સુખાસન–સિંહાસન પર આરૂઢ થએલા દિવ્ય નાટકોમાં લીન બનીને વિજય પામી રહ્યા છે. ૧૦૪–૧૧૨.

આ ઈન્દ્ર મહારાજાને જ્યારે પણ ક્યાંય જવું હોય ત્યારે વિમાન વિકુર્વણામાં નિયુક્ત થએલા શ્રી વત્સ દેવ શ્રીવત્સ નામનું વિમાન વિકુર્વે છે. ૧૧૩.

### પાંચમા દેવલોકનું વર્ણન :

સનત્કુમાર અને માહેન્દ્ર બન્ને દેવલોકથી ઉપર અસંખ્ય કોટાકોટિ યોજન ગયા બાદ, સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોકની બરોબર ઉપર ( મધ્ય સ્થાને) પૂર્ણચન્દ્રની આકૃતિવાળો બ્રહ્મલોક નામનો દેવલોક છે. ૧૧૪–૧૧૫.

આ દેવલોકમાં છ પ્રતરો છે. દરેક પ્રતરમાં ૧–૧ ઈન્દ્રકવિમાન છે. જેમના નામ અનુક્રમે ૧. અંજન ૨. વરમાલ ૩. રિષ્ટ ૪. દેવ ૫. સોમ ૬. મંગલ છે અને તેની ચારે દિશામાં પંક્તિ બદ્ધ વિમાનો છે અને પૂર્વની જેમ તેમાં [વચમાં] પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૧૧૬–૧૧૭.

सदैश्वर्यमनुभवत्युदात्तपुण्यवैभवः ।
दिव्यशक्तिसंप्रयुक्तपटुनाटकदत्तदक् ॥ ८८ ॥ अष्टभिः कुलकं ।
अस्य यानविमानं च, भवेत्सौमनसाभिधम् ।
देवः सौमनसाख्यश्च, नियुक्तस्तद्विकुर्वणे ॥ ८९ ॥
निजवैक्रियलब्ध्या तु, देवरूपैर्विकुर्वितैः ।
जम्बूद्वीपांश्चतुरोऽयं, पूर्णान् पूरयितुं क्षमः ॥ ९० ॥
तिर्यक् पुनरसंख्येयान्, भर्तुं द्वीपाम्बुधीन् क्षमः ।
सौधर्मेशानाधिराजापेक्षया किल भूयसः ॥ ९१ ॥
भोगेच्छुस्तु सुधर्मायां, जिनास्थ्याशातनाभिया ।
जम्बूद्वीपसमं स्थानं, चक्राकृति विकुर्वयेत् ॥ ९२ ॥
मध्ये रत्नपीठिकाढ्यं, प्रासादं रचयत्ययम् ।
षड्योजनशतोत्तुङ्गं, रत्नचन्द्रोदयाञ्चितम् ॥ ९३ ॥
तत्र सिंहासनं रत्नपीठिकायां सृजत्यसौ ।
न शक्रेशानवच्छय्यां, संभोगाभावतस्तथा ॥ ९४ ॥

---

દ્વારા રજુ થતા નાટકને જોવા માટે દૃષ્ટિ સ્થાપિત કરનારા, એવા શ્રી સનત્કુમારેન્દ્ર, શ્રેષ્ઠ શૃગારને ધારણ કરી-સિંહાસનારૂઢ બનીને હંમેશા ચીરકાળ સુધી ઐશ્વર્યને અનુભવે છે. ૮૧-૮૮.

આ (સનત્કુમારેન્દ્ર) ને બહાર જવા માટેનુ વિમાન સૌમનસ નામે છે. અને તેને સૌમનસ નામનો દેવ વિકુર્વે છે. ૮૯.

આ ઈન્દ્ર મહારાજા પોતાની વૈક્રિય લબ્ધિથી બનાવેલા રૂપો વડે ચાર જમ્બૂદ્વીપોને પૂર્ણ ભરવા સમર્થ છે. અને તે તિર્છા તો અસંખ્યાતા દ્વીપ-સમુદ્રોને ભરવા માટે સમર્થ છે. સૌધર્મ અને ઈશાનેન્દ્રની અપેક્ષાએ અહિં અસંખ્યાતુ મોટું જાણવું ૯૦-૯૧.

ભોગની ઇચ્છાવાળા એવા તે ઈન્દ્ર સુધર્માસભામાં ભગવાનના અસ્થિ આદિની આશાતનાના ભયથી જમ્બૂદ્વીપ સમાન ચક્રાકૃતિ સ્થાન વિકુર્વે છે. ૯૨.

તેની મધ્યમાં રત્ન પીઠિકા યુક્ત પ્રાસાદ રચે છે. જે પ્રાસાદ છસો યોજન ઊંચો અને રત્નોના ચંદરવાથી યુક્ત હોય છે. ૯૩.

ત્યાં રત્નપીઠિકા ઉપર તે સિંહાસન બનાવે છે પરંતુ સૌધર્મ અને ઇશાનેન્દ્રની માફક શય્યા બનાવતા નથી કારણકે તેમને સંભોગ મૈથુન હોતું જ નથી. (ફક્ત શરીર સ્પર્શ હોય છે.) ૯૪.

सामानिकादिकाशेषपरिवारसमन्वितः ।
लज्जनीयरताभावात्तत्रोपैत्यथ वासवः ॥ ९५ ॥
सौधर्मस्वर्गवासिन्यस्तद्योग्यास्त्रिदशाङ्गनाः ।
तत्रायान्ति सहैताभिर्भुङ्क्ते वैषयिकं सुखम् ॥ ९६ ॥
माहेन्द्रेन्द्रादयोऽप्येवं, देवेन्द्रा अच्युतावधि ।
चक्राकृतिस्थानकादि, विकृत्य भुञ्जते सुखम् ॥ ९७ ॥
तत्र चक्राकृतिस्थाने, प्रासादांस्तु सृजन्त्यमी ।
स्वस्वविमानप्रासादोत्तुङ्गान् सिंहासनाश्रितान् ॥ ९८ ॥
एवमैश्वर्ययुक्तोऽपि, विरक्त इव धार्मिकः ।
महोपकारिणं प्राज्ञ, इव धर्ममविस्मरन् ॥ ९९ ॥
बहूनां साधुसाध्वीनां, जिनधर्मदृढात्मनाम् ।
श्रावकाणां श्राविकाणां, सम्यक्त्वादिव्रतस्पृशाम् ॥ १०० ॥
हितकामः सुखकामो, निःश्रेयसाभिलाषुकः ।
गुणग्राही गुणवतां, गुणवान् गुणिपूजकः ॥ १०१ ॥
सनत्कुमाराधिपतिर्भव्यः सुलभबोधिकः ।
महाविदेहेषूत्पद्य, भवे भाविनि सेत्स्यति ॥ १०२ ॥

---

લજ્જનીય ક્રીડાનો અભાવ હોવાથી સામાનિકાદિ સંપૂર્ણ પરિવારથી યુક્ત ઈન્દ્ર મહારાજા ત્યાં આવે છે. અને સૌધર્મ સ્વર્ગમાં રહેનારી સનત્કુમારેન્દ્રને યોગ્ય એવી અપ્સરાઓ પણ ત્યાં આવે છે. અને તેમની સાથે વિષયસુખ ભોગવે છે. ૯૫–૯૬.

આ પ્રમાણે માહેન્દ્ર ઈન્દ્રથી લઈને અચ્યુતેન્દ્ર સુધીના બધા ઈન્દ્રો ચક્રાકાર સ્થાન બનાવીને સુખ ભોગવે છે. ૯૭.

તે ચક્રાકૃતિ સ્થાનની અંદર પોત-પોતાના વિમાનના પ્રાસાદ કરતાં પણ ઊંચા સિંહાસનથી યુક્ત પ્રાસાદો બનાવે છે. ૯૮.

આ પ્રમાણે ઐશ્વર્ય યુક્ત હોવા છતાં પણ જેમ પ્રાજ્ઞ પુરુષ પોતાના મહોપકારીને ભૂલે નહીં તેમ, વૈરાગી ધાર્મિકની જેમ આ સનત્કુમારેન્દ્ર ધર્મને કદી ભૂલતા નથી. જિનધર્મમાં દ્રઢ એવા ઘણાં-ઘણાં સાધુ-સાધ્વી અને સમ્યક્ત્વાદિ વ્રતોને ધારણ કરનારા, શ્રાવક-શ્રાવિકાના હિતને ઈચ્છનારા, સુખને ઈચ્છનારા, મોક્ષાભિલાષી, ગુણવાનના ગુણ ગ્રહણ કરનારા પોતે ગુણવાન અને ગુણવાનના ગુણને પૂજનારા એવા મોક્ષગામી, સુલભબોધિ શ્રી સનત્કુમારેન્દ્ર આગામી ભવમાં મહાવિદેહમાં ઉત્પન્ન થઈને મોક્ષમાં જશે. ૯૯–૧૦૨.

माहेन्द्रदेवलोकेऽपि, प्रतरे द्वादशे स्थिताः ।
पञ्चावतंसका अङ्कादय ईशाननाकवत् ॥ १०३ ॥
मध्यस्थितेऽथ माहेन्द्रावतंसकविमानके ।
उत्पद्योत्पादशय्यायां, प्राग्वत्कृतजिनार्चनः ॥ १०४ ॥
सिंहासनसमासीनः, पीनश्रीर्भाग्यभासुरः ।
सामानिकानां सप्तत्या, सहस्रैः परितो वृतः ॥ १०५ ॥
सप्तषट्पञ्चपल्याढ्यां, सार्द्धार्णवचतुष्टयीम् ।
यथाक्रमं विक्रमाढ्यैर्दधद्भिः स्थितिमायुषः ॥ १०६ ॥
षड्भिरान्तरपार्षद्यैरष्टाभिर्मध्यपार्षदैः ।
दशभिः बाह्यपार्षद्यैः, सेव्यः सुरसहस्रकैः ॥ १०७ ॥
चतुर्भिश्च लोकपालैः, सप्तभिः सैन्यनायकैः ।
सैन्यैश्च सप्तभिः सेवाचतुरैरनुशीलितः ॥ १०८ ॥
प्राच्यादिदिक्षु प्रत्येकमुद्दण्डायुधपाणिभिः ।
जुष्टः सहस्रैः सप्तत्या, निर्जरैरात्मरक्षकैः ॥ १०९ ॥
जम्बूद्वीपान् सातिरेकान्, चतुरश्च विकुर्वितैः ।
रूपैर्भर्तुं क्षमस्तिर्यगसंख्यद्वीपवारिधीन् ॥ ११० ॥

---

**ચોથા ઇન્દ્રનો અધિકાર :**

માહેન્દ્ર દેવલોકમાં બારમા પ્રતરમાં ઈશાન દેવલોકની જેમ અંકાવતંસક વિગેરે પાંચ વિમાનો છે. ૧૦૩,

તેમાં મધ્યમાં રહેલ માહેન્દ્રાવતંસક વિમાનની અંદર ઉત્પાતશય્યામાં ઉત્પન્ન થઇને પૂર્વની જેમ શ્રી જિનેશ્વરની પૂજા કરે છે. ત્યારબાદ સીત્તેર હજાર (૭૦,૦૦૦) પરાક્રમી સામાનિક દેવોથી પરિવરેલા, સાડાચાર સાગરોપમ + સાત પલ્યોપમની સ્થિતિવાળા છ હજાર (૬,૦૦૦) અભ્યંતર પાર્ષદ્ય દેવો, સાડાચાર સાગર + છ પલ્યની સ્થિતિવાળા આઠ હજાર (૮,૦૦૦) મધ્ય પાર્ષદ્ય દેવો, સાડાચાર સાગર + પાંચ પલ્યની સ્થિતિ-વાળા દશ હજાર (૧૦,૦૦૦) બાહ્ય પાર્ષદ્ય દેવોથી યુક્ત સેવામાં ચાર લોકપાલો, સાત સેનાપતિઓ, સાત સેનાઓથી સેવા કરાવાતા, પૂર્વાદિ ચારેય દિશામાં તીક્ષ્ણધાર-દાર-ભયાનક શસ્ત્રોને ધારણ કરનારા એવા સિત્તેર સિત્તેર હજાર (૭૦,૦૦૦) આત્મરક્ષક દેવોથી રક્ષાતા, પોતે વૈક્રિયશક્તિથી વિકુર્વેલા રૂપો દ્વારા સાધિક ચાર જંબૂદ્વીપને ભરવાની ક્ષમતા ધરાવતા, તિર્છા તો અસંખ્યાતા દ્વીપ-સમુદ્રોને સ્વવિકુર્વિત રૂપો દ્વારા

विमानावासलक्षाणामिहाष्टानामधीश्वरः ।
देवानां भूयसामेवं, माहेन्द्रस्वर्गवासिनाम् ॥ १११ ॥
ईशानोऽसौ विजयते, दिव्यनाटकदत्तहृत् ।
माहेन्द्रेन्द्रः सातिरेकसप्तसागरजीवितः ॥ ११२ ॥ नवभिः कुलकं
अस्य यानविमानं च, श्रीवत्साख्यं प्रकीर्तितम् ।
श्रीवत्सनामा देवश्च, नियुक्तस्तद्विकुर्वणे ॥ ११३ ॥
सनत्कुमारमाहेन्द्रस्वर्गाभ्यामूर्ध्वमुल्लसन् ।
असंख्यकोटाकोटीनां, योजनानामतिक्रमे ॥ ११४ ॥
सनत्कुमारमाहेन्द्रोपरिस्थितः समानदिक् ।
ब्रह्मलोकाभिधः स्वर्गो, भाति पूर्णेन्दुसंस्थितः ॥ ११५ ॥
षडत्र प्रतराः प्राग्वत्प्रतिप्रतरमिन्द्रकम् ।
अञ्जनं १ वरमालं च २, रिष्टं ३ च देवसंज्ञकम् ४ ॥ ११६ ॥
सोमं च ५ मङ्गलं ६ चैव, क्रमादेभ्यश्चतुर्दिशम् ।
विमानपङ्क्तयः प्राग्वत्तत्र पुष्पावकीर्णकाः ॥ ११७ ॥

---

ભરવામાં સમર્થ-માહેન્દ્ર સ્વર્ગના આઠ લાખ (૮,૦૦,૦૦૦) વિમાનો તથા વિમાન-વાસી ઘણાં-ઘણાં દેવ-દેવીઓના અધીશ્વર, પુષ્ટ, પ્રકૃષ્ટ શોભા અને ભાગ્યથી શોભતા સાધિક સાત સાગરોપમની સ્થિતિ ધરાવતા એવા આ માહેન્દ્ર સ્વર્ગના ઇન્દ્ર મહારાજા સુખાસન-સિંહાસન પર આરૂઢ થએલા દિવ્ય નાટકોમાં લીન બનીને વિજય પામી રહ્યા છે. ૧૦૪-૧૧૨.

આ ઇન્દ્ર મહારાજાને જ્યારે પણ ક્યાંય જવું હોય ત્યારે વિમાન વિકુર્વણામાં નિયુક્ત થએલા શ્રી વત્સ દેવ શ્રીવત્સ નામનું વિમાન વિકુર્વે છે. ૧૧૩.

### પાંચમા દેવલોકનું વર્ણન :

સનત્કુમાર અને માહેન્દ્ર બન્ને દેવલોકથી ઉપર અસંખ્ય કોટાકોટિ યોજન ગયા બાદ, સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોકની બરોબર ઉપર (મધ્ય સ્થાને) પૂર્ણચન્દ્રની આકૃતિવાળો બ્રહ્મલોક નામનો દેવલોક છે. ૧૧૪-૧૧૫.

આ દેવલોકમાં છ પ્રતરો છે. દરેક પ્રતરમાં ૧-૧ ઇન્દ્રકવિમાન છે. જેમના નામ અનુક્રમે ૧. અંજન ૨. વરમાલ ૩. રિષ્ટ ૪. દેવ ૫. સોમ ૬. મંગલ છે અને તેની ચારે દિશામાં પંક્તિ બદ્ધ વિમાનો છે અને પૂર્વની જેમ તેમાં [વચમાં] પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૧૧૬-૧૧૭.

सप्तषट्पञ्चयुक्त्रिंशत्, चतुस्त्रिद्व्यधिका च सा ।
प्रतिपङ्क्ति विमानाः स्युः, प्रतरेषु क्रमादिह ॥ ११८ ॥
प्रथमप्रतरे तत्र, प्रतिपङ्क्ति विमानकाः ।
त्रयोदश त्रिकोणाः स्युर्द्वादश द्वादशापरे ॥ ११९ ॥
अष्टचत्वारिंशमेवं, पाङ्क्तेयानां शतं मतम् ।
त्रेधा अपि द्वितीयेऽस्मिन्, द्वादश द्वादशोदिताः ॥ १२० ॥
सर्वे शतं चतुश्चत्वारिंशं चाथ तृतीयके ।
वृत्ता एकादश द्वेधा, द्वादश द्वादशापरे ॥ १२१ ॥
चत्वारिंशं शतं सर्वे, प्रतरेऽथ तुरीयके ।
वृत्ता द्वादश किंचैकादश त्रिचतुरस्रकाः ॥ १२२ ॥
सर्वे शतं च षट्त्रिंशं, पञ्चमे प्रतरे पुनः ।
एकादशमितास्त्रेधा, द्वात्रिंशं च शतं समे ॥ १२३ ॥
षष्ठेऽथ प्रतरे वृत्ताः, प्रतिपङ्क्ते दशापरे ।
द्विधाप्येकादश पृथगष्टाविंशं शतं समे ॥ १२४ ॥

---

છ પ્રતરોમાંથી પ્રથમ પ્રતરની દરેક પંક્તિમાં (ચારેય પંક્તિમાં) સાડત્રીસ–સાડત્રીસ, બીજા પ્રતરની દરેક પંક્તિમાં છત્રીસ–છત્રીસ, ત્રીજા પ્રતરની દરેક પંક્તિમાં પાંત્રીસ–પાંત્રીસ, ચોથા પ્રતરની દરેક પંક્તિમાં ચોત્રીસ–ચોત્રીસ, પાચમા પ્રતરની દરેક પંક્તિમાં તેત્રીસ–તેત્રીસ તથા છઠ્ઠા પ્રતરની દરેક પંક્તિમાં બત્રીસ–બત્રીસ વિમાનો હોય છે. ૧૧૮.

તેમાં પ્રથમ પ્રતરની દરેક પંક્તિમાં ૧૩ ત્રિકોણ વિમાનો અને ગોળ તથા ચોરસ ૧૨–૧૨ વિમાનો છે એ પ્રમાણે પ્રથમ પ્રતરના કુલ વિમાનો એકસો અડતાલીશ ૧૪૮ થાય છે. ૧૧૯–૧૨૦

બીજા પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનોની સંખ્યા બાર-બાર છે. એટલે ચારે પંક્તિના કુલ વિમાનો એકસો ચુમ્માલીશ (૧૪૪) થાય છે. ૧૨૧.

ત્રીજા પ્રતરમાં ગોળ વિમાનો અગ્યાર છે, ત્રિકોણ અને ચોરસ વિમાનો બાર-બાર છે, કુલ વિમાનો એકસો ચાલીશ (૧૪૦) છે. ૧૨૨.

ચોથા પ્રતરમાં ગોળ વિમાનો બાર છે, ત્રિકોણ અને ચોરસ વિમાનો અગ્યાર-અગ્યાર છે. કુલ પંક્તિગત વિમાનો એકસો છત્રીશ છે પાચમા પ્રતરમાં ત્રણે પ્રકારના અગ્યાર–અગ્યાર વિમાનો છે કુલ પંક્તિગત વિમાનો એકસો બત્રીશ (૧૩૨)છે. ૧૨૩

છઠ્ઠા પ્રતરમાં વૃત્ત વિમાનો દશ તથા ત્રિકોણ અને ચોરસ વિમાનો અગ્યાર–અગ્યાર છે કુલ વિમાનો એકસો અટ્ઠયાવીશ (૧૨૮) છે. ૧૨૪.

चतुःसप्ततियुक्ते द्वे, शते च पङ्क्तिवृत्तकाः ।
भवन्त्येवमिन्द्रकाणां, षण्णां संयोजनादिह ॥ १२५ ॥

पङ्क्तित्र्यस्राश्च चतुरशीतियुक्तं शतद्वयम् ।
द्वे शते पङ्क्तिचतुरस्रकाः षट्सप्ततिस्पृशी ॥ १२६॥

चतुस्त्रिंशाष्टशत्येवं, पाङ्क्तेयाः सर्वसंख्यया ।
निर्दिष्टाः पञ्चमस्वर्गे, पञ्चमज्ञानचारुभिः ॥ १२७ ॥

लक्षास्तिस्रः सदस्राणां, नवतिश्च नवाधिका ।
शतमेकं सषट्षष्टिरत्र पुष्पावकीर्णकाः ॥ १२८ ॥

विमानानां च लक्षाणि, चत्वारि सर्वसंख्यया ।
निर्दिष्टा ब्रह्मलोकेऽमी, घनवाते प्रतिष्ठिताः ॥ १२९ ॥

प्रासादानामुच्चत्वेषु, शतानि सप्त निश्चितम् ।
पृथ्वीपिण्डो योजनानां, शतानि पञ्चविंशतिः ॥ १३० ॥

भवन्ति वर्णतश्चामी, शुक्लपीतारुणप्रभाः ।
ज्ञेयं शेषमशेषं तु, स्वरूपमुक्तया दिशा ॥ १३१ ॥

---

દરેક પ્રતરનાં ઇન્દ્રક વિમાન સહિત બસો ચુમ્મોતેર (૨૭૪) ગોળ વિમાનો, બસો ચોર્યાશી (૨૮૪) ત્રિકોણ વિમાનો, બસો છોંતેર (૨૭૬) ચોરસ વિમાનો છે. સર્વ મલીને પાંચમા સ્વર્ગના પંક્તિગત વિમાનોની કુલ સંખ્યા આઠસો ચોત્રીશ (૮૩૪) કેવળ-જ્ઞાની ભગવંતોએ કહેલી છે. ૧૨૫–૧૨૭.

આ બ્રહ્મલોકમાં ત્રણ લાખ નવ્વાણું હજાર એકસો છાસઠ (૩,૯૯,૧૬૬) પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૧૨૮.

આ રીતે પાંચમા દેવલોકમાં ચાર લાખ (૪,૦૦,૦૦૦) વિમાનો છે, કે જે ઘનવાત પર પ્રતિષ્ઠિત થએલા છે. ૧૨૯.

આ દેવલોકનાં પ્રાસાદો સાતસો (૭૦૦) યોજન ઊંચા છે અને તેનો પૃથ્વીપિંડ પચીસસો (૨૫,૦૦) યોજન જાડો છે. ૧૩૦.

આ પ્રાસાદોના વર્ણ શ્વેત, લાલ અને પીળા હોય છે બાકીની દરેક વાત પૂર્વે દેવલોકો પ્રમાણે સમજી લેવી. ૧૩૧.

उत्पद्यन्तेऽमीषु देवतया सुकृतशालिनः ।
कृतार्हदर्चनाः प्राग्वद्दिव्यसौख्यानि भुञ्जते ॥ १३२ ॥
मधुकपुष्पवर्णाङ्गाः, प्रभाप्राग्भारभासुराः ।
छागचिह्नाढ्यमुकुटाः, पद्मलेश्याञ्चिताशयाः ॥ १३३ ॥

तथाह जीवाभिगमः—'बंभलोगलंतगा देवा अल्लमहूयपुप्फवन्नाभा' यत्तु संग्रहण्यां—एते पद्मकेसरगौरा उक्ताः "तत्पक्वमधुकपुष्पपद्मकेसरयोर्वर्णे न विशेष" इति तद्वृत्ताविति ध्येयं ।

जघन्यतोऽप्यमी सप्तसागरस्थितयः सुराः ।
उत्कर्षतः पुनः पूर्णदशाम्भोनिधिजीविनः ॥ १३४ ॥
प्रथमप्रतरे त्वत्र, नाकिनां परमा स्थितिः ।
सार्द्धा सप्ताणर्वास्ते च, द्वितीयेऽष्टौ प्रकीर्त्तिताः ॥ १३५ ॥
तृतीयेऽष्टाव्धयः सार्द्धाश्चतुर्थे च नवैव ते ।
पञ्चमे नव सार्द्धाश्च, षष्ठे पूर्णा दशाव्धयः ॥ १३६ ॥

---

આ દેવલોકમાં પૂર્વભવમાં સુકૃત કરીને આવેલા જીવો ઉત્પન્ન થાય છે. અને શ્રી અરિહંત પરમાત્માની પૂજા કરીને પૂર્વની જેમ (આગળ વર્ણવેલી વાત મુજબ) સુખ ભોગવે છે. ૧૩૨.

આ દેવતાઓ મહુડાનાં પુષ્પ જેવા વર્ણવાળા છે, પ્રભાના સમૂહથી દેદીપ્યમાન છે. એમના મુગટમાં બોકડાનું ચિહ્ન હોય છે અને એમની મનઃપરિણતિ પદ્મલેશ્યાથી યુક્ત છે. ૧૩૩.

શ્રી જીવાભિગમમાં કહ્યું છે કે બ્રહ્મલોક અને લાંતક દેવલોકના દેવોનો રંગ તાજા મહુડાના પુષ્પ જેવો છે. સંગ્રહણીમાં જે પદ્મ અને કેશર જેવા લાલ કહ્યા છે 'તે પાકેલા મહુડાના પુષ્પ અને પદ્મકેશરના વર્ણમાં કંઈ ફરક નથી, એમ સંગ્રહણીની ટીકામાં કહ્યું છે.

આ દેવલોકના દેવોની જઘન્ય સ્થિતિ સાત સાગરોપમ છે, અને ઉત્કૃષ્ટ સ્થિતિ દશ સાગરોપમની હોય છે. ૧૩૪.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પ્રથમ | પ્રતરની | ઉત્કૃષ્ટ | સ્થિતિ | સાડા | સાત | સાગરોપમની | છે, |
| બીજા | ,, | ,, | ,, | આઠ | | ,, | છે, |
| ત્રીજા | ,, | ,, | ,, | સાડા | આઠ | ,, | છે, |
| ચોથા | ,, | ,, | ,, | નવ | | ,, | છે, |
| પાંચમાં | ,, | ,, | ,, | સાડા | નવ | ,, | છે, |
| છઠ્ઠા | ,, | ,, | ,, | દશ | | ,, | છે, |

सर्वत्रापि जघन्या तु, सप्तैव जलराशयः ।
तथा सप्तार्णवायुष्का, येऽत्र ते षट्करोच्छ्रिताः ॥ १३७ ॥
अष्टाकूपारायुषां तु, देहमानं भवेदिह ।
कराः पञ्चैकादशांशैः, षड्भिरभ्यधिका अथ ॥ १३८ ॥
नवाब्धिजीविनां पञ्च, कराः पञ्चलवाधिकाः ।
दशार्णवायुषां पञ्च, कराश्चतुर्लवाधिकाः ॥ १३९ ॥
स्यादेतेषां निजनिजस्थितिसागरसंमितैः ।
भुक्तिर्वर्षाणां सहस्रैः, पक्षैरुच्छ्वास ईरितः ॥ १४० ॥
एषां कामाभिलाषे तु, देव्योऽभ्यायान्ति चिन्तिताः ।
सौधर्मस्वर्गवास्तव्यास्तद्योग्याः कान्तिभासुराः ॥ १४१ ॥
तद्राजधानीस्थानीयं, मनोभवमहीपतेः ।
दिव्यमुन्मादजनकं, स्वरूपं स्वर्गयोषिताम् ॥ १४२ ॥
विलोकयन्तस्तेऽक्षामकामाभिरामया दृशा ।
प्रतीच्छन्तः कटाक्षांश्च, तासामाकूतकोमलान् ॥ १४३ ॥
एवं पश्यन्त एवामी, तृप्यन्ति सुरतैरिव ।
प्रागुक्तापेक्षया स्वल्पकामोद्रेकाः सुधाभुजः ॥ १४४ ॥

---

અને સર્વ પ્રતરમાં જઘન્ય સ્થિતિ સાત સાગરોપમની જ છે. ૧૩૫–૧૩૭

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સાત સાગરોપમના આયુષ્યવાળા દેવો | | | | ૬ હાથની ઉંચાઈવાળા છે, | | |
| આઠ | ,, | ,, | ,,ની ઉંચાઈ | ૫ હાથ | $\frac{૬}{૧૧}$ | છે, |
| નવ | ,, | ,, | ,, ,, | ૫ હાથ | $\frac{૫}{૧૧}$ | છે, |
| દશ | ,, | ,, | ,, ,, | ૫ હાથ | $\frac{૪}{૧૧}$ | છે, |

૧૩૮–૧૩૯.

આ દેવતાઓને પોત-પોતાના આયુષ્યના સાગરોપમની સંખ્યા પ્રમાણે તેટલા હજાર વર્ષે ભોજન અને તેટલા પખવાડીયે ઉચ્છ્વાસ હોય છે. ૧૪૦.

આ દેવોને કામની અભિલાષા થાય ત્યારે વિચારણા માત્રથી સૌધર્મ સ્વર્ગમાં રહેનારી, દેદીપ્યમાન કાંતિવાળી તે દેવોને યોગ્ય અપ્સરાઓ આવે છે. ૧૪૧.

કામદેવની રાજધાની સમાન અપ્સરાઓના દિવ્ય-ઉન્માદક સ્વરૂપને જોતાં એવા તે દેવો-તીવ્રતર એવી કામરાગાર્ત્ત દૃષ્ટિથી તે દેવીઓના કોમળ આશયના કટાક્ષોને

देव्योऽपि ताः परिणतैस्तादृग्दिव्यानुभावतः ।
दूरादपि निजाङ्गेषु, तृप्यन्ति शुक्रपुद्गलैः ॥ १४५ ॥
सेवार्त्तं विना ये स्युः, पञ्चसंहननाञ्चिताः ।
गर्भजास्ते नृतिर्यञ्च, उत्पद्यंतेऽत्र ताविषे ॥ १४६ ॥
नृतिरश्चोरेव गर्भजयोश्च्युत्वोद्भवन्त्यमी ।
च्यवमानोत्पद्यमानसंख्या त्वत्रापि पूर्ववत् ॥ १४७ ॥
अत्रोत्पत्तिच्यवनयोरन्तरं परमं यदि ।
द्वात्रिंशतिर्दिनान्यर्द्धाधिकान्येव भवेत्तदा ॥ १४८ ॥
वसुमत्यास्तृतीयायाः, पश्यन्त्यधस्तलावधि ।
इहत्या निर्जराः स्वच्छतमेनावधिचक्षुषा ॥ १४९ ॥
अत्रापि प्रतरे षष्टे, ब्रह्मलोकावतंसकः ।
अशोकाद्यवतंसानां, मध्ये सौधर्मवद्भवेत् ॥ १५० ॥
तत्र च ब्रह्मलोकेन्द्रो, देवराजो विराजते ।
सामानिकसुरैः षष्टया, सहस्रैः सेवितोऽभितः ॥ १५१ ॥

---

ઝીલીને ફક્ત આ દૃષ્ટિસુખથી પણ સુરતક્રીડાની જેમ તૃપ્ત થાય છે–કારણકે પૂર્વના દેવો કરતાં આ દેવોને કામોદ્વેગ અલ્પ હોય છે. આવા પ્રકારના દૃષ્ટિસુખથી દિવ્યપ્રભાવના કારણે દેવીઓના અંગમાં દૂરથી પણ પરિણામ પામેલા શુક્ર પુદ્ગલોથી તે દેવીઓને પણ પરમ તૃપ્તિ થાય છે. ૧૪૨–૧૪૫.

સેવાર્ત્ત સંહનન સિવાયના પાંચ સંહનનવાળા ગર્ભજ મનુષ્યો અને તિર્યંચો જ આ દેવલોકમાં ઉત્પન્ન થાય છે. ૧૪૬.

આ દેવો અહીંથી ચ્યવીને ગર્ભજ મનુષ્ય અને તિર્યંચમાં જ ઉત્પન્ન થાય છે. મરણ અને ઉત્પત્તિની સંખ્યા અહીં પણ પૂર્વની જેમ સમજી લેવી. ૧૪૭.

ઉત્પત્તિ અને ચ્યવન બન્નેનુ ઉત્કૃષ્ટ આંતરુ પડે તો સાડા બાવીસ દિવસનું પડે ૧૪૮.

અહિંના દેવોને સ્વચ્છતમ એવી અવધિ–ચક્ષુ છે. તેના દ્વારા તેઓ નીચે ત્રીજી નરકના અંત સુધી જોઈ શકે છે. ૧૪૯.

અહીં પણ છેલ્લા પ્રતરમાં સૌધર્મ દેવલોકની જેમ અશોકાવતંસક વિમાનોની વચ્ચે બ્રહ્મલોકાવતંસક વિમાન છે. ૧૫૦.

ત્યાં ચારે તરફથી સાઠ હજાર (૬૦,૦૦૦) સામાનિક દેવતાઓથી સેવાતા, બ્રહ્મલોકેન્દ્ર નામના ઇન્દ્ર બીરાજે છે. ૧૫૧.

पञ्चपल्योपमोपेतसार्द्धाष्टसागरायुषाम् ।
चतुःसहस्रया देवानामन्तःपर्षदि सेवितः ॥ १५२ ॥
षड्भिर्देवसहस्रैश्च, मध्यपर्षदि सेवितः ।
चतुःपल्योपमोपेतसार्द्धाष्टाम्भोधिजीविभिः ॥ १५३ ॥
बाह्यपर्षदि देवानां, सहस्रैरष्टभिर्वृतः ।
पल्योपमत्रयोपेतसार्द्धाष्टवार्द्धिजीविभिः ॥ १५४ ॥
त्रायस्त्रिंशैर्लोकपालैर्मित्रमन्त्रिपुरोहितैः ।
प्राग्वद्यानविमानाद्यधिकारिवाहनादिभिः ॥ १५५ ॥
एकैकस्यां दिशि षष्ट्या, सहस्रैरात्मरक्षकैः ।
अनीकैः सप्तभिः सप्तभिः सेव्योऽनीकनायकैः ॥ १५६ ॥
अन्येषामप्यनेकेषां, देवानां ब्रह्मवासिनाम् ।
विमानावासलक्षाणां, चाष्टानामप्यधीश्वरः ॥ १५७ ॥
जम्बूद्वीपानष्ट पूर्णान्, रूपैर्नव्यैर्विकुर्वितैः ।
क्षमः पूरयितुं तिर्यगसंख्यद्वीपवारिधीन् ॥ १५८ ॥
कृतार्हदर्चनः प्राग्वद्धर्मस्थितिविशारदः ।
साम्राज्यं शास्ति संपूर्णदशसागरजीवितः ॥ १५९ ॥ नवभिः कुलकं ॥

---

સાડાઆઠ સાગરોપમ+પાંચ પલ્યોપમના આયુષ્યવાળા ચાર હજાર (૪,૦૦૦) અંતરપર્ષદાના દેવતાઓ આ ઈન્દ્રની સેવા કરે છે. ૧૫૨.

સાડાઆઠ સાગરોપમ+ચાર પલ્યોપમના આયુષ્યવાળા છ હજાર (૬,૦૦૦) મધ્ય પર્ષદાના અને સાડાઆઠ સાગરોપમ+ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા આઠ હજાર (૮,૦૦૦) બાહ્ય પર્ષદાના દેવતાઓથી આ ઈન્દ્ર મહારાજા પરિવરેલા છે. ૧૫૩–૧૫૪.

ત્રાયસ્ત્રિંશ દેવો, લોકપાલો, મિત્રદેવો, પુરોહિત દેવો, યાન વિમાનના અધિકારી દેવો, વાહનાદિ, એકેક દિશામાં સાઈઠ હજાર (૬૦,૦૦૦) આત્મરક્ષક દેવતાઓ, સાત સેના અને સાત સેનાધિપતિથી સેવિત છે. ૧૫૫–૧૫૬.

બીજા પણ અનેક બ્રહ્મલોકમાં રહેનારા દેવતાઓનાં તથા આઠ લાખ (૮,૦૦,૦૦૦) વિમાનના અધીશ્વર છે. ૧૫૭.

આ બ્રહ્મલોકેન્દ્ર પોતાના વિકુર્વેલા રૂપોથી આઠ જંબૂદ્વીપને પૂરવા સમર્થ છે અને તિરછાં અસંખ્ય દ્વીપ સમુદ્રોને પોતાનાં રૂપથી પૂરવા સમર્થ છે. ૧૫૮.

પૂર્વે કરેલા વર્ણન મુજબ શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરતાં, ધર્મસ્થિતિમાં વિશારદ સંપૂર્ણ દશ સાગરોપમના આયુષ્યવાળા એવા બ્રહ્મેન્દ્ર સામ્રાજ્ય ચલાવે છે. ૧૫૯.

अस्य यानविमानं च, नन्द्यावर्त्तमिति स्मृतम् ।
नन्द्यावर्त्ताभिधो देवो, नियुक्तस्तद्विकुर्वणे ॥ १६० ॥
अथास्य ब्रह्मलोकस्य, वरिष्ठे रिष्टनामनि ।
तृतीयप्रतरे सन्ति, लौकान्तिकाः सुरोत्तमाः ॥ १६१ ॥
तथाह्यतिक्रम्य तिर्यग्, जम्बूद्वीपादितः परम् ।
द्वीपाम्बुधीनसंख्येयान्, द्वीपोऽरुणवरः स्थितः ॥ १६२ ॥
स्थानद्विगुणविस्तीर्णतया सोऽसंख्यविस्तृतः ।
द्विगुणेनायमरुणवरेण वेष्टितोऽब्धिना ॥ १६३ ॥
अथ द्वीपस्यास्य बाह्यवेदिकान्तप्रदेशतः ।
अवगाह्यारुणवरनामधेयं पयोनिधिम् ॥ १६४ ॥
योजनानां सहस्रान् द्वाचत्वारिंशतमत्र च ।
जलोपरितलादूर्ध्वमप्कायविकृतीर्महान् ॥ १६५ ॥
तमस्कायो महाघोरान्धकाररूप उद्गतः ।
परितोऽब्धिमिमं रुन्धन्, वलयाकृतिनाऽऽत्मना ॥ १६६ ॥
स्थिरार्केन्दुकरक्लिष्टैः, संभूय तिमिरैरिव ।
रचितः स्वनिवासाय, भीमदुर्गो महाम्भसि ॥ १६७ ॥

---

આ ઇન્દ્ર મહારાજાનું બહાર જવાનું વિમાન નન્દ્યાવર્ત્ત નામનું અને તે વિમાનની વિકૂર્વણાનો અધિકારી નન્દ્યાવર્ત્ત નામનો દેવ છે. ૧૬૦.

હવે આ બ્રહ્મલોકનાં ઉત્તમ એવા રિષ્ટ નામના ત્રીજા પ્રતરમાં લોકાંતિક નામના ઉત્તમ દેવતાઓ વસે છે. ૧૬૧.

તે આ પ્રમાણે—આ જમ્બૂદ્વીપથી માંડીને તીર્છા અસંખ્ય દ્વીપસમુદ્રો ગયા બાદ અરૂણવર નામનો દ્વીપ રહેલો છે. ક્રમશઃ ડબલ-ડબલ વિસ્તારવાળા દ્વીપ-સમુદ્રો હોવાથી અસંખ્ય યોજનના વિસ્તારવાળો આ દ્વીપ છે કે-જેને તેનાથી પણ ડબલ વિસ્તાર ધરાવતો અસંખ્ય યોજનનો અરૂણવર સમુદ્ર વીંટળાઈને રહેલો છે. હવે આ દ્વીપની બાહ્ય વેદિકાના છેડાથી લઈને અરૂણવર નામના સમુદ્રમાં બેતાલીશ હજાર (૪૨,૦૦૦) યોજન ગયા બાદ જલના ઉપરના તલથી ઊંચે મહાન અપ્કાયનો વિકાર હોય છે. અને તે વિકાર તમસ્કાય નામે ઘોર અંધકાર રૂપે ચારે બાજુ આ સમુદ્રને વલયાકૃતિથી વિંટળાઇને રહેલો છે, ૧૬૨-૧૬૬

સ્થિર એવા સૂર્ય અને ચન્દ્રના કિરણથી દુઃખી થએલા અંધકારે ચારે બાજુથી ભેગો થઈને મોટા સમુદ્રની અંદર પોતાના નિવાસ માટે જાણે મોટો કિલ્લો ન બનાવ્યો હોય તેવો આ અંધકાર લાગે છે. ૧૬૭.

योजनानां सप्तदश, शतान्यथैकविंशतिम् ।
यावदूर्ध्वं समभित्त्याकार एवायमुद्गतः ॥ १६८ ॥
ततश्च विस्तरंस्तिर्यक्क्रमादसंख्यविस्तृतिः ।
निक्षिप्य कुक्षौ चतुरः, सौधर्मादींस्त्रिविष्टपान् ॥ १६९ ॥
ततोऽप्यूर्ध्वं ब्रह्मलोके, तृतीयप्रस्तटावधि ।
उद्गत्य निष्ठितः श्रान्त, इवाविश्रममुत्पतन् ॥ १७० ॥
अधश्चायं समभित्त्याकारत्वाद्वलयाकृतिः ।
शरावबुध्नं तुलयत्यूर्ध्वं कुर्कुटपञ्जरम् ॥ १७१ ॥
आदेरारभ्योर्ध्वमयं, संख्येययोजनावधि ।
संख्येयानि योजनानि, विस्तारतः प्रकीर्त्तितः ॥ १७२ ॥
ततः परमसंख्येययोजनान्येष विस्तृतः ।
परिक्षेपेण सर्वत्राप्येषोऽसंख्येययोजनः ॥ १७३ ॥
यद्यप्यधस्तमस्कायः, संख्येयविस्तृतिः स्वयम् ।
तथाप्यस्य कुक्षिगतासंख्यद्वीपपयोनिधेः ॥ १७४ ॥

---

આ તમસ્કાય સત્તરસોને એકવીસ (૧૭૨૧) યોજન ઉંચો–સમાન ભીંતના આકારે રહેલો છે.[1] ૧૬૮.

ત્યાંથી તીર્છો વિસ્તરી રહેલા એ તમસ્કાયનો ઘેરાવો અસંખ્યાતા યોજનોનો હોય છે. ચતુર એવા એ તમસ્કાય સૌધર્માદિ દેવલોકને પોતાની કુક્ષિમાં જાણે સમાવી દે છે. ૧૬૯.

સતત ઊંચો ધસી રહેલો આ તમસ્કાય જાણે થાકી ગયો ન હોય, તેમ તે બ્રહ્મલોકના ત્રીજા પ્રતરે જઈને અટકે છે. ૧૭૦.

નીચે સમભિત્તીના આકારે હોવાથી આ [ તમસ્કાય ] વલયાકૃતિ છે, વચ્ચે શરાવસંપુટ (ઉંધુ–ચત્તુ કોડીયું ) ના આકારે છે અને ઉપર કુકડાના પાંજરા સમાન આકૃતિ બને છે. આદિથી માંડીને ઉર્ધ્વ આ સંખ્યાત યોજન સુધી વિસ્તરતો જાય છે. ત્યારે તેનો ઘેરાવો પણ સંખ્યાતા યોજનનો છે. ત્યારપછી અસંખ્ય યોજન વિસ્તારવાળો અને વૃત્તાકારે પણ અસંખ્ય યોજન છે. ૧૭૧–૧૭૩.

જો કે તમસ્કાય સ્વયં સંખ્યાત યોજન વિસ્તૃત છે, તો પણ તેની અંદર અસંખ્ય

---

૧. તમસ્કાયનું ચિત્ર પાછળ છે.

परिक्षेपस्त्वसंख्येययोजनात्मैव संभवेत् ।
क्षेत्रस्यासंख्यमानस्य, परिक्षेपो ह्यसंख्यकः ॥ १७५ ॥
अन्तर्बाह्यपरिक्षेपविशेषस्त्विह नोदितः ।
उभयोरपि तुल्यरूपतयाऽसंख्येयमाततः ॥ १७६ ॥
इत्थमस्य महीयस्तामाहुः सिद्धान्तपारगाः ।
महर्द्धिकः कोऽपि देवो, यो जम्बूद्वीपमञ्जसा ॥ १७७ ॥
तिसृणां चप्पुटिकानां, मध्य एवैकविंशतिम् ।
वारान् प्रदक्षिणीकृत्यागच्छेद्गत्या ययाऽथ सः ॥ १७८ ॥
तयैव गत्या क्वाचित्कं, तमस्कायं व्यतिव्रजेत् ।
मासैः षड्भिरपि क्वाचित्कं तु नैव व्यतिव्रजेत् ॥ १७९ ॥
तत्र संख्येयविस्तारं, व्यतिव्रजेन्न चापरम् ।
एवं महीयसि तमस्कायेऽथाभ्राः सविद्युतः ॥ १८० ॥
प्रादुर्भवन्ति वर्षन्ति, गर्जन्ति विद्युतोऽपि च ।
द्योतन्ते विलसद्देवासुरनागविनिर्मिताः ॥ १८१ ॥

तथाहुः—'अत्थि णं भंते ! तमुकाए उराला बलाहया संसेयंति संमुच्छंति वासं वासंति वा ? हंता अत्थि' इत्यादि भगवतीसूत्रे ६-५ ।

---

દ્વીપ સમુદ્ર આવી જતા હોવાથી તેનો પરિક્ષેપ અસંખ્ય યોજન છે. કારણકે અસંખ્ય યોજન પ્રમાણ ક્ષેત્રનો પરિક્ષેપ પણ અસંખ્ય યોજનનો હોય છે. ૧૭૪-૧૭૫.

અંતર પરિધિ અને બાહ્ય પરિધિનું વિશેષ પ્રમાણ કહ્યું નથી. કારણકે બન્ને અસંખ્ય યોજન હોવાથી અસંખ્યેય તરીકે સમાન છે. ૧૭૬.

સિદ્ધાન્તના પારગામી પુરુષો આ તમસ્કાયની વિશાળતાનું વર્ણન આ પ્રમાણે કરે છે, કે કોઇ મહર્દ્ધિક દેવ જંબૂદ્વીપને ૩ ચપટીમાં જે ગતિથી ૨૧ વાર પ્રદક્ષિણા આપી શકે, તે જ ગતિથી કોઈક જગ્યાના તમસ્કાયને છ મહિને ઓળંગી શકે. જ્યારે કોઇક ઠેકાણેના તમસ્કાયને ન પણ ઓળંગી શકે. તેમાં તમસ્કાયના સંખ્યાતા યોજનના વિસ્તારને ઓળંગી શકે, વધારે નહિ. ૧૭૭-૧૮૦

આવા મોટા તમસ્કાયની અંદર વિલાસ કરતા દેવ-અસુર અને નાગકુમાર દેવો વડે વિકુર્વિત વિજળી સહિતના મેઘ પ્રગટ થાય છે, વર્ષે છે, ગાજે છે અને વિજળી ચમકે છે. ૧૮૧.

यद्यप्यत्र नरक्षेत्राद्बहिर्नाङ्गीकृतं श्रुते ।
घनगर्जितवृष्ट्यादि, तथापि स्यात्सुरोद्भवम् ॥ १८२ ॥
यथा नराः स्वभावेन, लङ्घितुं मानुषोत्तरम् ।
नेशा विद्यालब्धिदेवानुभावाल्लङ्घयन्त्यपि ॥ १८३ ॥
अत्रोक्ता विद्युतो याश्च, भास्वरास्तेऽपि पुद्गलाः ।
दिव्यानुभावजा ज्ञेया, बादराग्नेरभावतः ॥ १८४ ॥

तथाहुः—"इह न बादरास्तेजस्कायिका मन्तव्याः, इहैव तेषां निषेत्स्यमानत्वात्, किंतु देवप्रभावजनिता भास्वराः पुद्गला" इति भगवतीवृत्तौ ।

तथा नात्र तमस्काये, देशग्रामपुरादिकम् ।
नाप्यत्र चन्द्रचण्डांशुग्रहनक्षत्रतारकाः ॥ १८५ ॥
येऽप्यत्रासन्नचन्द्रार्ककिरणास्तेऽपि तामसैः ।
मलीमसा असत्प्राया, दुर्जने सद्गुणा इव ॥ १८६ ॥
अत एवातिकृष्णोऽयमगाधश्च भयङ्करः ।
रौद्र्यातिरेकात्पुलकोद्भेदमालोकितः सृजेत् ॥ १८७ ॥

---

શ્રી ભગવતી સૂત્રના છઠ્ઠા શતકના પાંચમા ઉદ્દેશામાં કહ્યું છે કે–'હે ભદંત ! તમસ્કાયમાં ઉદાર એવા જલયોનિક મેઘો અથવા વાતયોનિક મેઘો વરસાદ વરસાવે છે ? હા ગૌતમ' ઇત્યાદિ......

જો કે નરક્ષેત્રની બહાર મેઘ, ગર્જારવ અને વૃષ્ટિ વગેરે શાસ્ત્રમાં કહ્યા નથી, તો પણ અહીં દેવતાઓએ વિકુર્વેલા સમજવા. ૧૮૨.

જેવી રીતે માણસો પોતાની સહજશક્તિથી માનુષોત્તર પર્વતને ઓળંગી શકતા નથી પરંતુ વિદ્યાલબ્ધિ અને દેવની કૃપાથી ઓળંગી શકે છે, તેવી જ રીતે બાદર અગ્નિનો અભાવ હોવાથી અહિં વિજળી કે દેદીપ્યમાન તેજસ્વી પુદ્ગલો કેવળ દેવતાઇ પ્રભાવથી સમજવા. ૧૮૩–૧૮૪.

શ્રી ભગવતી સૂત્રની ટીકામાં કહ્યું છે કે–

આ દેદીપ્યમાન પુદ્ગલ બાદર તેઉકાય સમજવા નહિ કારણકે આગળ તેનો નિષેધ કરવામાં આવે છે. તેથી આ તેજસ્વી પુદ્ગલો દેવી પ્રભાવથી ઉત્પન્ન થયેલા સમજવા. તેમજ આ તમસ્કાયમાં દેશ–ગ્રામ–પુર આદિ નથી. અને ચન્દ્ર–સૂર્ય–ગ્રહ–નક્ષત્ર અને તારા પણ નથી અને જે ચન્દ્ર, સૂર્યનાં કિરણો અહીં આવે છે તે પણ આ અંધકારથી દુર્જનમાં રહેલા સદ્ગુણોની માફક ઝાંખા અને નહિવત્ બની જાય છે. ૧૮૫–૧૮૬.

એથી જ અત્યંત કાળો, અગાધ, ભયંકર એવો આ તમસ્કાય અતિરૌદ્ર હોવાથી જોવા માત્રથી જ રૂંવાટા ખડા કરી દે છે. બીજાની વાત તો જવા દો દેવ પણ આને

आस्तामन्यः सुरोऽप्येनं, पश्यन्नादौ प्रकम्पते ।
ततः स्वस्थीभूय शीघ्रगतिरेनमतिव्रजेत् ॥ १८८ ॥
तम १ श्चैव तमस्कायो २ ऽन्धकारः ३ स महादिकः ४ ।
लोकान्धकारः ५ स्याल्लोकतमिस्रं ६ देवपूर्वकाः ॥ १८९ ॥
अन्धकार ७ स्तमिस्रं ८ चारण्यं ९ च व्यूह १० एव च ।
परिघश्च ११ प्रतिक्षोभो १२ ऽरुणोदो वारिधिस्तथा १३ ॥ १९० ॥
त्रयोदशास्य नामानि, कथितानि जिनैः श्रुते ।
तत्र लोकेऽद्वितीयत्वाल्लोकान्धकार उच्यते ॥ १९१ ॥
न हि प्रकाशो देवानामप्यत्र प्रथते मनाक् ।
देवान्धकारोऽयं देवतमिस्रं च तदुच्यते ॥ १९२ ॥
बलवद्देवभयतो नश्यतां नाकिनामपि ।
अरण्यवच्छरण्योऽयं, देवारण्यं तदुच्यते ॥ १९३ ॥
दुर्भेदत्वाद्व्यूह इव, प्रतिक्षोभो भयावहः ।
गतिं रुन्धन् परिघवत्, देवव्यूहादिरुच्यते १९४ ॥
अरुणोदाम्भोधिजलविकारत्वात्तथाभिधः ।
एवमन्वर्थता नाम्नामन्येषामपि भाव्यताम् ॥ १९५ ॥

---

પહેલીવાર જોઇને તો ધ્રૂજી ઉઠે છે. પછી સ્વસ્થ થઇ શીઘ્રગતિથી એને ઓળંગી જાય છે.

શ્રી જિનેશ્વર ભગવંતોએ આગમની અંદર એના ૧૩ નામ કહ્યા છે તે આ પ્રમાણે-'૧. તમઃ, ૨. તમસ્ત્કાય, ૩. અંધકાર, ૪. મહાદિક, ૫. લોકાંધકાર, ૬. લોકતમિસ્ર, ૭. દેવાંધકાર, ૮. દેવતમિસ્ર, ૯. દેવારણ્ય, ૧૦. દેવવ્યૂહ, ૧૧ પરિઘ, ૧૨. પ્રતિક્ષોભ, ૧૩. અરૂણોદ વારિધિ' આ નામોમાંથી પણ લોકમાં અદ્વિતીય રૂપ હોવાથી આને (ખાસ) લોકાંધકાર કહેવાય છે. ૧૮૯-૧૯૧.

અહીં દેવોના તેજનો પ્રકાશ પણ જરાય પ્રસરી શકતો ન હોવાથી આ દેવાન્ધકાર અને દેવતમિસ્ર કહેવાય છે. ૧૯૨.

બળવાન દેવના ભયથી નાસતા દેવોને અરણ્યની જેમ શરણ્ય (શરણભૂત) હોવાથી દેવારણ્ય કહેવાય છે. ૧૯૩

દુર્ભેદ હોવાથી વ્યૂહ કહેવાય છે, ભયંકર હોવાથી પ્રતિક્ષોભ કહેવાય છે, ગતિને અટકાવનાર હોવાથી પરિઘ કહેવાય છે, તેમજ દેવવ્યૂહાદિ (નામો પણ) કહેવાય છે. ૧૯૪.

અરૂણવર સમુદ્રના જલનો વિકાર હોવાથી અરૂણોદ પણ કહેવાય છે. એવી રીતે બીજા દરેક નામની સાર્થકતા સમજી લેવી. ૧૯૫.

यत्र रिष्टप्रस्तटेऽयं, तमस्कायश्च निष्ठितः ।
तस्येन्द्रकविमानस्य, रिष्टाख्यस्य चतुर्दिशम् ॥ १९६ ॥
जीवपुद्गलसत्पृथ्वीपरिणामस्वरूपिके ।
द्वे द्वे च कृष्णराज्यौ स्तो, जात्याञ्जनघनद्युती ॥ १९७ ॥
तथाहि दिशि पूर्वस्यां, द्वे दक्षिणोत्तरायते ।
पूर्वपश्चिमविस्तीर्णे, कृष्णराज्यौ प्रकीर्त्तिते ॥ १९८ ॥
स्यातामपाच्यामप्येवं, ते द्वे पूर्वापरायते ।
दक्षिणोत्तरविस्तीर्णे, कृष्णराज्यौ यथोदिते ॥ १९९ ॥
प्रतीच्यामपि पूर्वावत्ते दक्षिणोत्तरायते ।
उदीच्यां च दक्षिणावत्त द्वे पूर्वापरायते ॥ २०० ॥
प्राच्यां प्रतीच्यां या बाह्या, षट्कोणा सा भवेत्किल ।
दक्षिणस्यामुदीच्यां च, बाह्या या सा त्रिकोणिका ॥ २०१ ॥
अभ्यन्तराश्चतुः कोणाः, सर्वा अप्येवमासु च ।
द्वे षट्कोणे द्वे त्रिकोणे, चतस्रश्चतुरस्रिकाः ॥ २०२ ॥

---

## : કૃષ્ણરાજી વર્ણન :

જે રિષ્ઠ નામના પ્રતરે આ તમસ્કાય અટકે છે. તે પ્રતરના રિષ્ઠ નામના ઈન્દ્રક વિમાનની ચારે બાજુ પૃથ્વીરૂપે પરિણામ પામેલ જીવોના પુદ્ગલવાળી બે-બે કૃષ્ણરાજી છે કે જે જાતિમાન અંજનરત્ન જેવી ગાઢ કૃષ્ણવર્ણવાળી છે.[1] ૧૯૬–૧૯૭.

તે આ પ્રમાણે-પૂર્વ દિશાની અંદર બે કૃષ્ણરાજી છે કે જે લાંબી છે. અને પૂર્વ-પશ્ચિમ પહોળી છે. એવી રીતે દક્ષિણ દિશામાં પણ બે કૃષ્ણરાજી છે કે-જે પૂર્વ-પશ્ચિમ લાંબી છે અને દક્ષિણ ઉત્તર પહોળી છે. પશ્ચિમ દિશામાં પણ બે કૃષ્ણરાજી છે કે-જે પૂર્વ દિશાની જેમ દક્ષિણ ઉત્તર લાંબી (અને પૂર્વ પશ્ચિમ પહોળી) છે. ૧૯૮–૨૦૦.

પૂર્વ અને પશ્ચિમમાં રહેલી જે બાહ્ય કૃષ્ણરાજી હોય છે, તે ષટ્કોણ હોય છે. અને દક્ષિણ અને ઉત્તરમાં જે બાહ્ય રહેલી કૃષ્ણરાજી હોય છે, તે ત્રિકોણ હોય છે. ૨૦૧,

જ્યારે અભ્યન્તર એવી ચાર કૃષ્ણરાજીઓ ચતુષ્કોણ છે. એટલે આ કૃષ્ણરાજીમાં બે, છ ખૂણાવાળી છે, બે ત્રણ ખૂણાવાળી છે અને ચાર ચાર ખૂણાવાળી છે. ૨૦૨.

---

૧. કૃષ્ણરાજીનું ચિત્ર પાછળ છે.

पौरस्त्याभ्यन्तरा तत्र, कृष्णराजी स्पृशत्यसौ ।
निजान्तेन कृष्णराजीं, दाक्षिणात्यां बहिःस्थिताम् ॥ २०३ ॥
दक्षिणाभ्यन्तरा चैवं, बाह्यां पश्चिमदिग्गताम् ।
एवं बाह्यामौत्तराहां, पश्चिमाभ्यन्तरा स्पृशेत् ॥ २०४ ॥
उदीच्याभ्यन्तरा बाह्यां, प्राचीनिष्ठां स्पृशत्यतः ।
अष्टापि कृष्णराज्यः स्युरक्षपाटकसंस्थिताः ॥ २०५ ॥
स्यादासनविशेषोयः, प्रेक्षास्थाने निषेदुषाम् ।
स चाक्षपाटकस्तद्वदासां संस्थानमीरितम् ॥ २०६ ॥
एता विष्कम्भतोऽष्टापि, संख्येययोजनात्मिकाः ।
परिक्षेपायामतश्चासंख्येययोजनात्मिकाः ॥ २०७ ॥
तमस्कायमानयोग्यः सुरो यः प्राग् निरूपितः ।
स एव च तया गत्या, मासार्द्धेन व्यतिव्रजेत् ॥ २०८ ॥
कांचिदत्र कृष्णराजीं, काश्चिन्नैव व्यतिव्रजेत् ।
महत्त्वमासामित्येवं, वर्णयन्ति बहुश्रुताः ॥ २०९ ॥
तमस्कायवदत्रापि, गृहग्रामाद्यसंभवः ।
नाप्यत्र चन्द्रसूर्याद्या, न तेषां किरणा अपि ॥ २१० ॥

---

પૂર્વ દિશાની અંદરની કૃષ્ણરાજી પોતાના છેડાથી દક્ષિણ દિશાની બહારની કૃષ્ણ-રાજીને સ્પર્શે છે ૨૦૩.

એ રીતે દક્ષિણની અંદરની કૃષ્ણરાજી પશ્ચિમની બાહ્ય કૃષ્ણરાજીને સ્પર્શે છે, એ પ્રમાણે પશ્ચિમ દિશાની અભ્યંતર કૃષ્ણરાજી ઉત્તરની બાહ્ય કૃષ્ણરાજીને સ્પર્શે છે. ૨૦૪.

અને ઉત્તરદિશામાં રહેલી અંદરની કૃષ્ણરાજી પૂર્વ દિશાની બાહ્ય કૃષ્ણરાજીને સ્પર્શે છે. આ આઠેય કૃષ્ણરાજીઓ અખાડાના આકારવાળી છે. ૨૦૫.

સભાસ્થાનમાં બેસનારાના જે આસન વિશેષ હોય છે, તે અક્ષપાટક કહેવાય છે તેની જેમ આ કૃષ્ણરાજીઓની આકૃતિ હોય છે. ૨૦૬.

આ આઠેય કૃષ્ણરાજીઓનો વિષ્કંભ સંખ્યાત યોજન પ્રમાણ છે. જ્યારે આયામ અને પરિક્ષેપ અસંખ્ય યોજન પ્રમાણ છે. ૨૦૭.

તમસ્કાયના પ્રમાણને માપવા માટે જે દેવની ગતિ કહી, તે ગતિથી જનારો કોઈ દેવ ૧૫ દિવસમાં આ કૃષ્ણરાજીઓમાંથી કોઈક 'રાજી' ને ઓળંગી શકે જ્યારે કોઈકને ઓળંગી શકતો નથી. આ પ્રમાણે-આ કૃષ્ણરાજીનુ મહત્ત્વ બહુશ્રુતો વર્ણવે છે. ૨૦૮-૨૦૯.

તમસ્કાયની જેમ આ કૃષ્ણરાજીઓમાં પણ ઘર-ગ્રામ આદિ નથી. સૂર્ય-ચન્દ્ર કે તેના કિરણો પણ નથી. ૨૧૦

अत्राम्भोदवृष्टिविद्युद्गर्जितादि च पूर्ववत् ।
परं तद्देवजनितं, न नागासुरकर्त्तृकम् ।। २११ ।।
असुरनागकुमाराणां तत्रगमनासंभवादिति भगवतीवृत्तौ ।।
कृष्णराजी मेघराजी, मघा माघवतीति च ।
स्याद्वातपरिघो वातप्रतिक्षोभस्तथैव च ।। २१२ ।।
स्याद्देवपरिघो देवप्रतिक्षोभोऽपि नामतः ।
आसां नामान्यष्ट तेषामन्वर्थोऽथ विभाव्यते ।। २१३ ।।
कृष्णपुद्गलराजीति, कृष्णराजीयमुच्यते ।
कृष्णाद्भरेखातुल्यत्वान्मेघराजीति च स्मृता ।। २१४ ।।
मघाया माघवत्याश्च, सवर्णत्याख्यया तथा ।
वातोऽत्र वात्या तद्वद्या, तमिस्रा भीषणापि च ।। २१५ ।।
ततोऽसौ वातपरिघस्तत्प्रतिक्षोभ इत्यपि ।
स्याद्देवपरिघो देवप्रतिक्षोभश्च पूर्ववत् ।। २१६ ।।
अथासां कृष्णराजीनामन्तरेषु किलाष्टसु ।
लौकान्तिकविमानानि, निर्दिष्टान्यष्ट पारगैः ।। २१७ ।।

---

અહીં મેઘ, વૃષ્ટિ, વિદ્યુત, ગર્જારવ આદિ તમસ્કાયની જેમ છે. પરંતુ તે દેવકૃત હોય છે, નાગકુમાર કે અસુરકુમારકૃત હોતું નથી. ૨૧૧.

શ્રી ભગવતી સૂત્રની ટીકામાં કહ્યું છે કે 'નાગકુમાર અને અસુરકુમારોના ગમનનો ત્યાં અભાવ હોય છે તેથી...'

આના આઠ નામ છે. ૧ કૃષ્ણરાજી, ૨. મેઘરાજી, ૩ મઘા, ૪. માઘવતી, ૫. વાતપરિઘ, ૬. વાતપ્રતિક્ષોભ, ૭. દેવપરિઘ, અને ૮. દેવપ્રતિક્ષોભ છે. આનો અર્થ આ પ્રમાણે છે.

શ્યામ પુદ્ગલની શ્રેણિ હોવાથી પહેલું નામ કૃષ્ણરાજી કહેવાય છે, કાળા વાદળાંની રેખા સમાન હોવાથી મેઘરાજી કહેવાય છે, છઠ્ઠી-સાતમી મઘા-માઘવતી નરક સમાન અંધકાર હોવાથી મઘા-માઘવતી કહેવાય છે. વાત શબ્દથી વંટોળીયો સમજવો-તેની જેમ અંધારી અને ભયંકર હોવાથી તેને વાતપરિઘ અને વાતપ્રતિક્ષોભ કહેવાય છે. (સાતમી અને આઠમી) એવી રીતે દેવપરિઘ અને દેવપ્રતિક્ષોભ નામોનો અર્થ પૂર્વના તમસ્કાયની જેમ સમજી લેવો. ૨૧૨-૨૧૬.

હવે આ કૃષ્ણરાજીના આઠ આંતરામાં આઠ લોકાંતિક વિમાનો છે-એમ શ્રી તીર્થંકર ભગવંતોએ કહેલું છે. ૨૧૭.

तत्राभ्यन्तरयोः प्राच्योदीच्ययोरन्तरे तयोः ।
विमानमर्चिः प्रथमं, चकास्ति प्रचुरप्रभम् ॥ २१८ ॥
अन्तरे प्राच्ययोरेव, बाह्याभ्यन्तरयोरथ ।
द्वितीयमर्चिर्मालीति, विमानं परिकीर्त्तितम् ॥ २१९ ॥
तृतीयमभ्यन्तरयोरन्तरे प्राच्ययाम्ययोः ।
वैरोचनाभिधं प्रोक्तं, विमानं मानवोत्तमैः ॥ २२० ॥
बाह्याभ्यन्तरयोरेवान्तरेऽथ दाक्षिणात्ययोः ।
प्रभंकराभिधं तुर्यं, विमानमुदितं जिनैः ॥ २२१ ॥
अभ्यन्तरदाक्षिणात्यप्रतीच्ययोरथान्तरे ।
विमानमुक्तं चन्द्राभं, पञ्चमं परमेष्ठिभिः ॥ २२२ ॥
स्यात्प्रतीचीनयोरेवं, बाह्याभ्यन्तरयोस्तयोः ।
विमानमन्तरे षष्ठं, सूर्याभमिति नामतः ॥ २२३ ॥
पश्चिमोदीच्ययोरभ्यन्तरयोरन्तरेऽथ च ।
विमानमुक्तं शुक्राभं, सप्तमं जिनसत्तमैः ॥ २२४ ॥

---

તેમાં અભ્યંતર પૂર્વ અને ઉત્તર દિશાની કૃષ્ણરાજીની વચ્ચે અત્યંત તેજસ્વી અર્ચિ નામનું વિમાન પ્રકાશે છે. ૨૧૮

પૂર્વ દિશાની જ બાહ્ય અને અભ્યંતર કૃષ્ણરાજીની વચ્ચે બીજું અર્ચિમાલી નામનું વિમાન કહેલું છે. ૨૧૯.

પૂર્વ અને દક્ષિણ દિશાની અભ્યન્તર કૃષ્ણરાજીની વચ્ચે વૈરોચન નામનું વિમાન શ્રી જિનેશ્વરોએ કહેલું છે. ૨૨૦.

દક્ષિણ દિશાની બાહ્ય અને અભ્યન્તર કૃષ્ણરાજીની વચ્ચે ચોથું પ્રભંકર નામનું વિમાન શ્રી જિનેશ્વરોએ કહેલું છે. ૨૨૧.

દક્ષિણ અને પશ્ચિમ દિશાની અભ્યંતર કૃષ્ણરાજીની વચ્ચે ચન્દ્રાભ નામનું પાંચમું વિમાન શ્રી પરમેષ્ઠિઓએ કહેલું છે. ૨૨૨.

પશ્ચિમ દિશાની બાહ્ય અને અભ્યંતર કૃષ્ણરાજીની વચ્ચે સૂર્યાભ નામનું છટ્ઠું વિમાન છે. ૨૨૩.

પશ્ચિમ અને ઉત્તર દિશાની અભ્યંતર કૃષ્ણરાજી વચ્ચે શુક્રાભ નામનું સાતમું વિમાન શ્રી જિનેશ્વરોએ કહેલું છે. ૨૨૪.

बाह्याभ्यन्तरयोरौत्तराहयोरन्तरेऽथ च ।
विमानं सुप्रतिष्ठाभमष्टमं परिकीर्त्तितम् ॥ २२५ ॥
सर्वासां कृष्णराजीनां, मध्यभागे तु तीर्थपैः ।
विमानं नवमं रिष्टाभिधानमिह वर्णितम् ॥ २२६ ॥
ब्रह्मलोकान्तभावित्वाल्लौकांतिकान्यमून्यथ ।
लौकान्तिकानां देवाना, संबन्धीनि ततस्तथा ॥ २२७ ॥
नवाप्येते विमानाः स्युर्घनवायुप्रतिष्ठिताः ।
वर्णादिभिश्च पूर्वोक्तब्रह्मलोकविमानवत् ॥ २२८ ॥
संस्थानं नैकधाऽमीषामपाङ्क्तेयतया खलु ।
एभ्यो लोकान्तः सहस्रैर्योजनानामसंख्यकैः ॥ २२९ ॥
एतेष्वथ विमानेषु, निवसन्ति यथाक्रमम् ।
सारस्वतास्तथाऽऽदित्या, वह्नयो वरुणा अपि ॥ २३० ॥
गर्दतोयाश्च तुषिता, अव्याबाधास्तथाऽपरे ।
आग्नेया अथरिष्टाश्च, लौकान्तिकसुधाभुजः ॥ २३१ ॥
अत्राग्नेयाः संज्ञान्तरतो मरुतोऽप्यभिधीयन्ते ।

---

ઉત્તર દિશાની બાહ્ય અને અભ્યંતર કૃષ્ણરાજીની વચ્ચે સુપ્રતિષ્ઠાભ નામનુ આઠમું વિમાન કહેલ છે. ૨૨૫.

સર્વ કૃષ્ણરાજીઓની મધ્યભાગમાં નવમું રિષ્ટ નામનું વિમાન શ્રી તીર્થંકરોએ કહેલું છે. ૨૨૬.

બ્રહ્મલોકમાં અંતે રહેતા હોવાથી આ વિમાનો લોકાંતિક કહેવાય છે. તેમજ લોકાંતિક દેવો સંબંધી હોવાથી પણ તે વિમાનો લોકાંતિક કહેવાય છે. ૨૨૭

આ નવે વિમાનો ઘનવાયુ ઉપર રહેલા છે અને તેના વર્ણ વિગેરે બ્રહ્મલોકના વિમાનોની જેમ સમજી લેવા. ૨૨૮.

આ વિમાનો એક પંક્તિમાં ન હોવાથી એ વિમાનોનું સંસ્થાન એક સરખું નથી. આ વિમાનોથી લોકનો છેડો અસંખ્ય હજાર યોજન પછી આવે છે. ૨૨૯

આ નવેય વિમાનોની અંદર અનુક્રમે ૧. સારસ્વત, ૨. આદિત્ય, ૩. વહ્નિ, ૪. વરુણ, ૫. ગર્દતોય, ૬. તુષિત, ૭ અવ્યાબાધ, ૮. આગ્નેય અને ૯. રિષ્ટ નામના લોકાંતિક દેવતાઓ વસે છે. ૨૩૦-૨૩૧.

અહિં આગ્નેયનું બીજું નામ મરુત્ પણ કહેવાય છે.

"श्रीब्रह्मलोके प्रतरे तृतीये, लौकान्तिकास्तत्र वसन्ति देवाः ।
एकावतारा: परमायुरष्टौ, भवन्ति तेषामपि सागराणि ॥ २४४A ॥
इति श्रेणिकचरित्रे ।"

"अट्ठेव सागराइं परमाउं होइ सव्वदेवाणं ।
एगावयारिणो खलु देवा लोगंतिया नेया ॥ २४४B ॥"
इति प्रवचनसारोद्धारे,

तत्त्वार्थटीकायामपि–लोकान्ते भवा लौकान्तिकाः, अत्र प्रस्तुतत्वाद्ब्रह्मलोक एव परिगृह्यते, तदन्तनिवासिनो लौकान्तिकाः, सर्वब्रह्मलोकदेवानां लौकान्तिकप्रसङ्ग इति चेन्न, लोकान्तोपश्लेषात्, जरामरणादिज्वालाकीर्णो वा लोकस्तदन्तवर्त्तित्वाल्लौकान्तिकाः कर्मक्षयाभ्यासीभावाच्चेति,

लब्धिस्तोत्रे तु–
सव्वट्ठचुआ चउकयआहारगुवसमजिणगणहराई ।
निअमेण तब्भवसिवा सत्तट्ठभवेहिं लोगंती ॥ २४४C ॥"

---

શ્રેણિક ચરિત્રમાં કહ્યું છે કેઃ 'જે બ્રહ્મલોકના ત્રીજા પ્રતરમાં લોકાંતિક દેવો વસે છે, તે એકાવતારી છે અને આઠ સાગરોપમના પરમ (ઉત્કૃષ્ટ) આયુષ્યવાળા છે.' ૨૪૪A

પ્રવચનસારોદ્ધારમાં આ પ્રમાણે કહ્યું છે કે '(આ લોકાંતિક) સર્વ દેવતાઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય આઠ સાગરોપમનું હોય છે અને એકાવતારી હોય છે.' ૨૪૪ B

તત્ત્વાર્થની ટીકામાં પણ કહ્યું છે કે 'લોકના અંતમાં થયેલા છે, તેથી લોકાંતિક કહેવાય છે. અહીંયા પ્રસ્તુતમાં લોકથી બ્રહ્મલોક ગ્રહણ કરવો. તેના અંતે રહેતા હોવાથી લોકાંતિક કહેવાય છે.

**પ્રશ્ન :** તો તો બ્રહ્મલોકના સર્વ દેવો લોકાંતિક કહેવાશે ?

**જવાબ :** ના ! લોક શબ્દ નથી પણ લોકાંત શબ્દ હોવાથી બ્રહ્મલોકનાં સર્વ દેવો નહીં આવે.

જરા, મરણાદિથી યુક્ત એવો જે લોક. તેની અંદર રહેનારા અને કર્મક્ષયના અભ્યાસી હોવાથી લોકાંતિક કહેવાય છે.'

લબ્ધિસ્તોત્રમાં પણ કહ્યું છે કે–

સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવેલા (જીવો), ચાર વખત જેમણે આહારક લબ્ધિનો ઉપયોગ કરેલો છે, ચાર વખત જેમણે ઉપશમ શ્રેણિ કરેલી છે, તેવા જીવો, શ્રી જિનેશ્વરો અને ગણધર ભગવંતો–આ બધા તદ્ભવ મોક્ષગામી છે, જ્યારે લોકાંતિક દેવો સાત–આઠ ભવે મોક્ષમાં જનારા હોય છે. (આ શાસ્ત્રનું મંતવ્ય બધા કરતાં જુદું છે.) ૨૪૪C

अथोर्ध्वं ब्रह्मलोकस्य, समपक्षं समानदिक् ।
योजनानामसंख्येयकोटाकोटिव्यतिक्रमे ॥ २४५ ॥
विभाति लान्तकः स्वर्गः, पञ्चप्रतरशोभितः ।
प्रतिप्रतरमेकैकेनेन्द्रकेण विराजितः ॥ २४६ ॥
प्रथमप्रतरे तत्र, बलभद्राख्यमिन्द्रकम् ।
चक्रं गदा स्वस्तिकं च, नन्द्यावर्त्तमिति क्रमात् ॥ २४७ ॥
प्रतिप्रतरमेतेभ्यः, पङ्क्तयोऽपि चतुर्दिशम् ।
प्राग्वदत्र विना प्राचीं, प्रोक्ताः पुष्पावकीर्णकाः ॥ २४८ ॥
एकत्रिंशदथ त्रिंशदेकोनत्रिंशदेव च ।
तथाऽष्टाविंशतिः सप्तविंशतिश्च यथाक्रमम् ॥ २४९ ॥
पञ्चस्वेषु प्रतरेषु, प्रतिपङ्क्ति विमानकाः ।
एकैकस्यामथो पङ्क्तौ, प्रथमप्रतरे स्मृताः ॥ २५० ॥
त्र्यस्रा एकादशान्ये च, द्वेधा दश दशेति च ।
चतुर्विंशं शतं सर्वे, पङ्क्तिस्थायि विमानकाः ॥ २५१ ॥
वृत्तास्त्र्यस्राश्चतुरस्रा, द्वितीयप्रतरे दश ।
प्रतिपङ्क्त्यत्र सर्वे च, विंशं शतमुदीरिताः ॥ २५२ ॥

---

## લાંતક દેવલોકનું વર્ણન...

હવે બ્રહ્મ દેવલોકની ઉપર અસંખ્ય કોટાકોટિ યોજન ગયા બાદ સમાન દિશા, સમાન શ્રેણિમાં રહેલો. દરેક પ્રતરમાં એક–એક ઈન્દ્રક વિમાનથી શોભતો એવો પાંચ પ્રતરથી યુક્ત લાંતક નામનો સ્વર્ગ શોભે છે. ૨૪૫–૨૪૬.

તેમાં પ્રથમ પ્રતરમાં બલભદ્ર, બીજા પ્રતરમાં ચક્ર, ત્રીજા પ્રતરમાં ગદા, ચોથા પ્રતરમાં સ્વસ્તિક અને પાંચમા પ્રતરમાં નન્દ્યાવર્ત્ત નામનું ઈન્દ્રક વિમાન છે. ૨૪૭.

દરેક પ્રતરમાં આ ઈન્દ્રક વિમાનની ચારે દિશામાં પંક્તિગત વિમાનો છે અને પૂર્વ દિશા સિવાયની ત્રણ દિશામાં પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૨૪૮.

પાંચ પ્રતરમાં અનુક્રમે દરેક પંક્તિમાં ૩૧, ૩૦, ૨૯, ૨૮, ૨૭, વિમાનો છે. હવે પ્રથમ પ્રતરની એક–એક પંક્તિમાં ત્રિકોણ ૧૧ અને બીજા ૧૦–૧૦ વિમાનો છે, અને પંક્તિગત કુલ વિમાનો ૧૨૪ છે. ૨૪૯–૨૫૧.

બીજા પ્રતરની દરેક પંક્તિમાં ગોળ–ત્રિકોણ અને ચોરસ વિમાનો ૧૦–૧૦ છે અને કુલ પંક્તિગત ૧૨૦ વિમાનો છે. ૨૫૨.

स्वत एवावबुद्धानामनुत्तरचिदात्मनाम् ।
विज्ञाय दीक्षावसरं, दित्सूनां दानमाब्दिकम् ॥ २३२ ॥
प्रव्रज्यासमयादर्वाक्, संवत्सरेण तत्क्षणम् ।
श्रीमतामर्हतां पादान्तिकमेत्य तथास्थितेः ॥ २३३ ॥
विमानयानादुत्तीर्य, सोत्साहाः सपरिच्छदाः ।
सारस्वतप्रभृतयः, सर्वे लौकान्तिकाः सुराः ॥ २३४ ॥
विज्ञा विज्ञपयन्त्येवं, जय नन्द जगद्गुरो ! ।
त्रैलोक्यबंधो ! भगवन् !, धर्मतीर्थं प्रवर्त्तय ॥ २३५ ॥
चतुर्भिः कलापकं ॥

यदेतत्सर्वलोकानां, सर्वलोके भविष्यति ।
मुक्तिराजपथीभूतं, निःश्रेयसकरं परम् ॥ २३६ ॥
इह सारस्वतादित्यद्वये समुदितेऽपिहि ।
सप्त देवाः सप्त देवशतानि स्यात्परिच्छदः ॥ २३७ ॥
एवं वह्निवरुणयोः, परिवारश्चतुर्दश ।
देवास्तथाऽन्यानि देवसहस्राणि चतुर्दश ॥ २३८ ॥
गर्द्दतोयतुपितयोर्द्वयोः संगतयोरपि ।
सप्त देवाः सप्त देवसहस्राणि परिच्छदः ॥ २३९ ॥

---

પોતાના આચાર મુજબ આ સારસ્વત વગેરે સર્વ લોકાંતિક દેવતાઓ, સ્વયંસંબુદ્ધ, અનુત્તરજ્ઞાની, દીક્ષાનો અવસર જાણીને સાંવત્સરિક દાન આપવાની ઈચ્છાવાળા થએલા એવા શ્રીમાન્ અરિહંત ભગવંતોના ચરણ કમલમાં દીક્ષાના એક વર્ષ પહેલા જઈને, પોતાના વિમાનમાંથી ઉતરીને, ઉત્સાહપૂર્વક, પરિવાર સહિત, સુજ્ઞ એવા તે દેવો આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરે છે કે- 'હે જગદ્ગુરો ! હે ત્રૈલોક્ય બંધો ! ભગવન્ ! આપ જય પામો ! આનંદ પામો ! અને ધર્મતીર્થને પ્રવર્તાવો. જે તીર્થ સર્વલોકને વિષે સર્વ-લોકોને મુક્તિસામ્રાજ્યના માર્ગરૂપ અને શ્રેષ્ઠ કલ્યાણકર બનશે ૨૩૨-૨૩૬.

અહિં સારસ્વત અને આદિત્ય આ બન્ને દેવોને સાત-સાત દેવો અને બીજા સાતસો સાતસો (૭૦૦-૭૦૦) નો પરિવાર છે. ૨૩૭.

એ પ્રમાણે વહ્નિ અને વરુણદેવનો ૧૪-૧૪ દેવો અને ચૌદ ચૌદ હજાર (૧૪,૦૦૦-૧૪,૦૦૦) દેવોનો પરિવાર કહ્યો છે. ૨૩૮.

ગર્દતોય અને તુષિત દેવોનું સાત-સાત દેવ અને સાત-સાત હજાર (૭૦૦૦-૭૦૦૦) દેવોનો પરિવાર છે. ૨૩૯.

अव्याबाधाग्नेयरिष्टदेवानां च सुरा नव ।
शतानि नव देवानां, परिवारः प्रकीर्त्तितः ॥ २४० ॥

अव्याबाधाश्चैषु देवाः, पुरुषस्याक्षिपक्ष्मणि ।
दिव्यं द्वात्रिंशत्प्रकारं, प्रादुष्कुर्वन्ति ताण्डवम् ॥ २४१ ॥

तथापि पुरुषस्यास्य, बाधा काऽपि न जायते ।
एवंरूपा शक्तिरेषां, पञ्चमाङ्गे प्रकीर्त्तिता ॥ २४२ ॥ भ० १४,८ ।

लौकान्तिकविमानेषु, देवानामष्ट चार्द्धयः ।
स्थितिरुक्ता जिनैरेते, पुण्यात्मानः शुभाशयाः ॥ २४३ ॥

एकावताराः सिद्ध्यन्ति, भवे भाविनि निश्चितम् ।
अष्टावतारा अप्येते, निरूपिता मतान्तरे ॥ २४४ ॥

तन्मतद्वयं चैवं – लोकान्ते – लोकाग्रलक्षणे सिद्धिस्थाने भवा लौकान्तिकाः, भाविनि भूतवदुपचारन्यायेन एवं व्यपदेशः, अन्यथा ते कृष्णराजीमध्यवर्त्तिनः, लोकान्ते भावित्वं तेषामनन्तरभवे एव सिद्धिगमना" दिति स्थानाङ्गवृत्तौ ९ स्थानके

---

અવ્યાબાધ–આગ્નેય અને રિષ્ટ દેવોનો ૯–૯ દેવો અને નવસો–નવસો (૯૦૦–૯૦૦) દેવોનો પરિવાર કહેલો છે. ૨૪૦.

આ (લોકાંતિક દેવોમાં) અવ્યાબાધ નામના દેવો પુરુષની આંખની પાંપણ ઉપર બત્રીશબદ્ધ નાટકો પ્રકટ કરી શકે છે. અને તો પણ પુરુષને કોઈ બાધા થતી નથી આવા પ્રકારની શક્તિ શ્રી ભગવતી સૂત્રના ચૌદમા શતકના આઠમા ઉદ્દેશામાં કહેલી છે. ૨૪૧–૨૪૨.

શ્રી જિનેશ્વર દેવોએ આ લોકાંતિક વિમાનમાં રહેલા દેવોની સ્થિતિ આઠ સાગરોપમની કહેલી છે. આ લોકાંતિક દેવતાઓ પુણ્યશાળી છે, શુભાશયવાળા છે અને એકાવતારી છે અને આવતા ભવમાં નિશ્ચિત મોક્ષમાં જનારા છે. મતાંતરમાં આઠ ભવે મોક્ષમાં જનારા કહેલા છે. ૨૪૩–૨૪૪.

શ્રી ઠાણાંગ સૂત્રની વૃત્તિના નવમા સ્થાનમાં કહ્યું છે કે–લોકાન્તે એટલે લોકના અગ્રભાગ સ્વરૂપ સિદ્ધિ સ્થાનમાં થયેલા લોકાંતિક કહેવાય એટલે ભાવિમાં ભૂતનો ઉપચાર કરીને આ પ્રમાણે કહેવાય છે. બાકી તો તેઓ કૃષ્ણરાજીની મધ્યમાં રહેલા છે. અને લોકાંતમાં હોવાપણું આવતા ભવમાં મોક્ષમાં જવાના હોવાથી (કેવી રીતે ઘટે ?) તેથી ભાવિનો ભૂતમાં ઉપચાર કરેલો છે તેમ સમજવું.

तृतीये त्रिचतुःकोणा, दश वृत्ता नवेति च ।
सर्वे विमानाः पाङ्क्तेया, भवन्ति षोडशं शतम् ॥ २५३ ॥
वृत्ताश्च चतुरस्राश्च, तुर्ये नव नव स्मृताः
दश त्रिकोणाः सर्वे च पाङ्क्तेया द्वादशं शतम् ॥ २५४ ॥
पञ्चमे च नव नव, त्रिचतुःकोणवृत्तकाः ।
अष्टोत्तरं शतं सर्वे, चात्र पङ्क्तिविमानकाः ॥ २५५ ॥
एवं पञ्चेन्द्रकक्षेपे, सर्वेऽत्र पङ्क्तिवृत्तकाः ।
विमानास्त्रिनवत्याढ्यं, शतं लान्तकताविषे ॥ २५६ ॥
पङ्क्तित्र्यस्राणां शते द्वे, द्विनवत्यधिकं शतम् ।
स्यात्पङ्क्तिचतुरस्राणामेवं च सर्वसंख्यया ॥ २५७ ॥
पञ्चाशीत्याभ्यधिकानि, शतानि पञ्चपङ्क्तिगाः ।
सहस्राण्येकोनपञ्चाशच्चत्वारि शतानि च ॥ २५८ ॥
युक्तानि पञ्चदशभिरिह पुष्पावकीर्णकाः ।
विमानानां सहस्राणि, पञ्चाशत्सर्वसंख्यया ॥ २५९ ॥
विहायसि निरालम्बे, प्रतिष्ठितो घनोदधिः ।
घनवातोऽस्मिन्निहामी, स्युर्विमानाः प्रतिष्ठिताः ॥ २६० ॥

---

ત્રીજા પ્રતરની દરેક પંક્તિમાં ત્રિકોણ અને ચોરસ ૧૦–૧૦ વિમાનો છે અને ગોળ વિમાનો ૯ છે. સર્વ પંક્તિગત વિમાનો ૧૧૬ છે. ૨૫૩.

ચોથા પ્રતરની દરેક પંક્તિમાં ગોળ અને ચોરસ વિમાનો ૯–૯ છે. અને ત્રિકોણ વિમાનો ૧૦ છે. સર્વ પંક્તિગત વિમાનો ૧૧૨ છે. ૨૫૪.

પાંચમા પ્રતરની દરેક પંક્તિમાં ત્રણે પ્રકારનાં ૯–૯ વિમાનો છે અને પંક્તિગત કુલ વિમાનો ૧૦૮ છે. ૨૫૫.

આ પ્રમાણે લાંતક દેવલોકના પાંચે પ્રતરના ઇન્દ્રક વિમાન સહિત ગોળ વિમાનો કુલ એકસો ત્રાણું (૧૯૩) છે ૨૫૬.

પાંચે પ્રતરના પંક્તિગત ત્રિકોણ વિમાનો બસો (૨૦૦) છે અને ચોરસ વિમાનો એકસો બાણું (૧૯૨) છે. ૨૫૭.

પાંચે પ્રતરના પંક્તિગત સર્વ વિમાનો પાંચસો પંચાશી (૫૮૫) છે અને પુષ્પાવકીર્ણક વિમાનો ઓગણપચાસ હજાર ચારસો પંદર (૪૯, ૪૧૫) છે. અને લાંતક દેવલોકના સર્વ વિમાનો પચાસ હજાર (૫૦, ૦૦૦) છે. ૨૫૮–૨૫૯.

... રહિત આકાશમાં ઘનોદધિ રહેલો છે, એના ઉપર ઘનવાત રહેલો છે ... વિમાનો રહેલા છે. ૨૬૦.

वर्णोच्चत्वादिमानं च, स्यादेषां ब्रह्मलोकवत् ।
देवास्त्वत्र शुक्लवर्णाः, शुक्ललेश्या महर्द्धिकाः ॥ २६१ ॥
इतःप्रभृति देवाः स्युः, सर्वेऽप्यनुत्तरावधि ।
शुक्ललेश्या शुक्लवर्णाः, किंतूत्कृष्टा यथोत्तरम् ॥ २६२ ॥
प्रथमप्रतरे तत्र, स्थितिर्ज्येष्ठा सुधाभुजाम् ।
पञ्चभागीकृतस्याब्धेश्चत्वारोऽंशा दशाब्धयः ॥ २६३ ॥
द्वितीयप्रतरे भागास्त्रय एकादशाब्धयः ।
द्वाभ्यां भागाभ्यां समेतास्तृतीये द्वादशाब्धयः ॥ २६४ ॥
चतुर्थे त्वेकभागाढ्यास्त्रयोदश पयोधयः ।
पञ्चमे प्रतरे पूर्णाश्चतुर्दशैव वार्द्धयः ॥ २६५ ॥
जघन्येन तु सर्वत्र, दशैव मकराकराः ।
स्वस्वस्थित्यनुसारेण, देहमानमथ ब्रुवे ॥ २६६ ॥
एकादशोर्ध्वैर्भागैश्चतुर्भिरधिकाः कराः ।
पञ्चदेहमानमत्र, दशरत्नाकरायुषाम् ॥ २६७ ॥

---

આ વિમાનોના વર્ણ તથા ઉંચાઈનું પ્રમાણ બ્રહ્મલોકની જેમ સમજી લેવું. અહીં રહેલા મહર્દ્ધિક દેવો શુક્લવર્ણવાળા અને શુક્લ લેશ્યાવાળા હોય છે. ૨૬૧.

અહીંથી માંડીને અનુત્તર વિમાન સુધીના દેવો શુક્લ લેશ્યા અને શુક્લવર્ણવાળા છે. પરંતુ ઉપર–ઉપર ઉત્કૃષ્ટ સમજવા. ૨૬૨.

લાંતક દેવલોકના પ્રથમ પ્રતરના દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૦$\frac{૪}{૫}$ સાગરોપમની છે. ૨૬૩.

બીજા પ્રતરના દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૧$\frac{૩}{૫}$ સાગરોપમની છે
ત્રીજા પ્રતરના ,, ,, ,, ૧૨$^{૨}$ ,, ,,
ચોથા ,, ,, ,, ,, ૧૩$\frac{૧}{૫}$ ,, ,,
પાંચમા ,, ,, ,, ,, પૂર્ણ ૧૪ ,, ,,

૨૬૪–૨૬૫.

જઘન્યથી તો સર્વત્ર ૧૦ સાગરોપમની સ્થિતિ સમજવી. પોત–પોતાના આયુષ્ય અનુસાર દેહ પ્રમાણ નીચે મુજબ છે. ૨૬૬.

દશ સાગરોપમના આયુષ્યવાળા દેવતાઓનું દેહમાન ૫$\frac{૪}{૧૧}$ હાથ છે. ૨૬૭.

तथा—चतुर्ष्वेषु विमानेषु, द्विरुत्पन्ना हि जन्तवः ।
अनन्तरभवेऽवश्यं, प्रयान्ति परमं पदम् ॥ ६४४ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ—"विजयादिचतुर्षु वारद्वयं सर्वार्थसिद्धमहाविमान एकवारं गमनसंभवः, तत ऊर्द्धं मनुष्यभवासादनेन मुक्तिप्राप्ते" रिति । योगशास्त्रवृत्तौ तु विजयादिषु चतुर्ष्वनुत्तरविमानेषु 'द्विचरमा' इत्युक्तमिति ज्ञेयं, तत्त्वार्थभाष्येऽपि विजयादिष्वनुत्तरेषु विमानेषु देवा द्विचरमा भवन्ति, द्विचरमा इति ततश्च्युताः परं द्विर्जनित्वा सिद्धयन्तीति,

एतट्टीकापि—द्विचरमत्वं स्पष्टयति—ततो विजयादिभ्यश्च्युताः परमुत्कर्षेण द्विर्जनित्वा मनुष्येषु सिद्धिमधिगच्छन्ति, विजयादिविमानाच्च्युतो मनुष्यः पुनरपि विजयादिषु देवस्ततश्च्युतो मनुष्यः स सिद्धयतीति ।

पञ्चमकर्मग्रन्थे—'तिरिनरयतिजोआणं नरभवजुअस्स चउपल्लतेसट्ठं ॥' एतद्वा-

---

પરંતુ વિજયાદિ ચાર વિમાનમાં બે વાર ઉત્પન્ન થયેલ જીવો અનંતરભવમાં અવશ્ય સિદ્ધ થાય છે ૬૪૪

શ્રી જીવાભિગમસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે: "વિજયાદિ ચાર વિમાનોમાં બે વાર તથા સર્વાર્થસિદ્ધ વિમાનમાં એકવાર ગમન સંભવે છે. ત્યારબાદ મનુષ્યભવને પ્રાપ્ત કરી (તેઓ) મુક્તિમાં જાય છે."

યોગશાસ્ત્રની વૃત્તિમાં તો કહ્યું છે કે: "વિજયાદિ ચાર અનુત્તર વિમાનોમાં (ઉત્પન્ન થતાં દેવો) 'દ્વિચરમ' હોય છે."

તત્ત્વાર્થ ભાષ્યમાં પણ કહ્યું છે કે: "વિજયાદિ અનુત્તર વિમાનોના દેવો 'દ્વિચરમ' હોય છે. દ્વિચરમનો અર્થ :– ત્યાંથી ચ્યવન પામીને પછી બે વાર જન્મીને મોક્ષમાં જાય છે'

તેની ટીકામાં પણ દ્વિચરમનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે– 'ત્યાંથી વિજયાદિ વિમાનોથી ચ્યવીને ઉત્કૃષ્ટથી બે વાર જન્મીને મનુષ્યપણામાં તે દેવો સિદ્ધિને પ્રાપ્ત કરે છે– વિજયાદિ વિમાનથી ચ્યવીને મનુષ્ય થાય, પછી ફરીને વિજયાદિમાં દેવ થાય ત્યાર પછી મનુષ્ય થાય અને ત્યાંથી સિદ્ધિગતિ પામે.'

પાંચમા કર્મગ્રન્થમાં કહ્યું છે કે:

तिरिनरयतिजोआणं नरभवजुअस्स चउपल्लतेसट्ठ

'આ ગાથાની ટીકાના અનુસારે તો વિજયાદિ વિમાનોમાં બે વાર ગયેલો પણ જીવ કેટલાક ભવો ભમે છે. (એટલું જ નહીં પણ)–નરક– તિર્યંચગતિ યોગ્ય પણ કર્મ

थासूत्रवृत्त्यनुसारेण तु विजयादिविमानेषु द्विर्गतोऽपि संसारे कतिचिद्भवान् भ्रमति नरकतिर्यग्गतियोग्यमपि कर्म बध्नातीति दृश्यते, तदत्र तत्त्वं केवलिगम्यं ।

सर्वार्थदेवाः संख्येया, असंख्येयाश्चतुर्षु ते ।
एतेष्वेकक्षणोत्पत्तिच्युतिसंख्याऽच्युतादिवत् ॥ ६४५ ॥
पल्योपमस्यासंख्येयो, भागः परममन्तरम् ।
सुरोत्पत्तिच्यवनयोर्विजयादिचतुष्टये ॥ ६४६ ॥
पल्योपमस्यसंख्येयो, भागः परममन्तरम् ।
सर्वार्थसिद्धे सर्वत्र, जघन्यं समयोऽन्तरम् ॥ ६४७ ॥
जवनालकापराख्यं, कन्याचोलकमुच्छ्रितम् ।
आकारेणानुकुरुते, एतेषामवधिर्यतः ॥ ६४८ ॥
किंचिदूनां लोकनाडीं, पश्यन्त्यवधिचक्षुषा ।
ऊनत्वं तु स्वविमानध्वजादूर्ध्वमदर्शनात् ॥ ६४९ ॥

उक्तं च तत्त्वार्थवृत्तौ–"अनुत्तरविमानपञ्चकवासिनस्तु समस्तां लोकनाडीं पश्यन्ति लोकमध्यवर्त्तिनीं, न पुनर्लोक" मिति ।

---

બાંધે છે' આ પ્રમાણે પંચમ કર્મગ્રન્થમાં દેખાય છે–જણાય છે. માટે અહિં તત્ત્વ તો કેવલિગમ્ય છે.

સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવે સંખ્યાતા છે અને બાકીના ચાર અનુત્તર વિમાનોમાં દેવો અસંખ્યાતા છે. આ વિમાનોના દેવોની ઉત્પત્તિ અને ચ્યવનની સંખ્યા અચ્યુતની જેમ સમજી લેવી. ૬૪૫

વિજયાદિ ચાર વિમાનમાં દેવતાઓના ચ્યવન અને ઉત્પત્તિનુ ઉત્કૃષ્ટ વિરહ કાળ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. ૬૪૬.

સર્વાર્થસિદ્ધમાં પણ ઉત્કૃષ્ટ અંતર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે અને જઘન્ય અંતર સર્વત્ર એક સમયનું છે. ૬૪૭.

આ દેવોનુ અવધિજ્ઞાન જેમનું બીજું નામ જવનાલક છે. અને તેનો આકાર કન્યાના ચણીયા જેવો છે. ૬૪૮.

આ દેવો અવધિજ્ઞાનથી કંઈક ન્યૂન લોકનાડીને જોઈ શકે છે. પોતાના વિમાનની ધજાથી ઉપર નહીં જોઈ શકતા હોવાથી તેટલું ન્યૂન કહ્યું છે. ૬૪૯.

શ્રી તત્ત્વાર્થની વૃત્તિમાં કહ્યું છે કે: "અનુત્તરવાસી દેવતાઓ લોક મધ્યવર્તિની સમસ્ત લોકનાડીને જુએ છે, લોકને નહિં."

अत एवावधिज्ञानाधारपर्यायवत्तया ।
क्षेत्रस्यावस्थानमुक्तं, त्रयस्त्रिंशतमम्बुधीन् ॥ ६५० ॥
यदेषामुत्पत्तिदेशावगाढानां भवावधि ।
अवधेरप्यवगाढक्षेत्रावस्थितिनिश्चयः ॥ ६५१ ॥

तथोक्तं विशेषावश्यके—

"खेत्तस्स अवट्ठाणं तेत्तीसं सागरा उ कालेणं ।
दव्वे भिन्नमुहुत्तो पज्जवलंभे य सत्तट्ठ ॥ ६५२ ॥"

सर्वार्थसिद्धशृङ्गाग्राद्गत्वा द्वादशयोजनीम् ।
जात्यार्जुनस्वर्णमयी, भाति सिद्धिशिलाऽमला ॥ ६५३ ॥
पञ्चचत्वारिंशता सा, मिता योजनलक्षकैः ।
विष्कम्भादायामतश्च, परितः परिधिः पुनः ॥ ६५४ ॥
एका कोटि योजनानां, सहस्रैस्त्रिंशताऽन्विता ।
द्विचत्वारिंशता लक्षैर्योजनानां द्विशत्यपि ॥ ६५५ ॥

---

તેથી જ અવધિજ્ઞાનના આધારભૂત પર્યાયવાળુ હોવાના કારણે ક્ષેત્રનું અવસ્થાન (અવધિજ્ઞાનના ક્ષેત્રના વિષયની સમય મર્યાદા) તેત્રીસ સાગરોપમનું કહેલું છે. ૬૫૦.

[ એટલે કે આ દેવો ઉત્પન્ન થાય ત્યારથી માંડીને લોકનાડીના ક્ષેત્રને અવધિજ્ઞાનથી ૩૩ સાગરોપમ સુધી જુએ છે. આ અવધિજ્ઞાન ક્ષેત્રના વિષયની સમય મર્યાદા કહેવાય. આજ વાતને આગળના શ્લોકમાં સ્પષ્ટ કરે છે.]

કારણકે આ દેવો ઉત્પન્ન થાય ત્યારથી જ તેટલા જ પ્રદેશોને અવગાહીને રહે છે. તેથી તેમના અવધિજ્ઞાનના ક્ષેત્રના અવસ્થાનનો નિશ્ચય પણ તેટલો જ જાણવો. ૬૫૧.

[1]શ્રી વિશેષાવશ્યકમાં કહ્યું છે કે: 'ક્ષેત્રનું અવસ્થાન કાળથી તેત્રીશ સાગરોપમ, દ્રવ્યથી ભિન્ન મુહૂર્ત, અને પર્યાય પ્રાપ્તિમાં સાત આઠ' ૬૫૨.

**શ્રી સિદ્ધશિલાનું વર્ણન:**

સર્વાર્થસિદ્ધ વિમાનના શિખરથી બાર યોજન (ઉંચે) ગયા બાદ જાતિમાન અર્જુન સુવર્ણમય નિર્મલ એવી સિદ્ધશિલા શોભે છે. ૬૫૩.

આ સિદ્ધશિલા પીસ્તાલીસ લાખ યોજન લાંબી પહોળી છે. અને પરિધિ એક

---

૧. આ શ્લોકનો અર્થ સ્પષ્ટ થતો નથી.

तथा पञ्चाशदेकोना, योजनानां च साधिका ।
बाहल्यं मध्यभागेऽस्या, योजनान्यष्ट कीर्त्तितम् ॥ ६५६ ॥

स मध्यभागो विष्कम्भायामाभ्यामष्टयोजनः ।
ततोऽङ्गुलपृथक्त्वं च, योजने योजने गते ॥ ६५७ ॥

बाहल्यं हीयते तेन, पर्यन्तेष्वखिलेष्वपि ।
अङ्गुलासंख्यभागाङ्गी, मक्षिकापत्रतस्तनुः ॥ ६५८ ॥

तुषारहारगोक्षीरधाराधवलरोचिषः ।
नामान्यस्याः प्रशस्याया, द्वादशाहुर्जिनेश्वराः ॥ ६५९ ॥

ईष १ त्तथेषत्प्राग्भारा २, तन्वी च ३ तनुतन्विका ४ ।
सिद्धिः ५ सिद्धालयो ६ मुक्ति ७ र्मुक्तालयो ८ ऽपि कथ्यते ॥६६०॥

लोकाग्रं ९ तत्स्तूपिका च १०; लोकाग्रप्रतिवाहिनि ११ ।
तथा सर्वप्राणभूतजीवसत्त्वसुखावहा १२ ॥ ६६१ ॥

उत्तानच्छत्रसंकाशा, घृतपूर्णां करोटिकाम् ।
तादृशां तुलयत्यस्या, लोकान्तो योजने गते ॥ ६६२ ॥

---

ક્રોડ, બેતાલીસ લાખ, ત્રીસ હજાર, બસો ઓગણપચાસ (૧,૪૨,૩૦,૨૪૯) યોજન છે. ૬૫૪–૬૫૫.

આ સિદ્ધશિલાના મધ્યભાગની જાડાઈ આઠ યોજન છે. ત્યારબાદ દરેક યોજને યોજને જાડાઈમાંથી અંગુલ પૃથક્ત્વ ઓછું થાય છે. ત્યારબાદ પૂરેપૂરો છેડો આવે ત્યારે અંગુલના અસંખ્યાતમાં ભાગ પ્રમાણ માખીની પાંખ જેટલી જાડાઈ હોય છે. ૬૫૬–૬૫૮.

બરફ, મોતીની માળા, તથા દૂધની ધારા જેવા ધવલ, ઉજ્જવલ કાંતિવાળી પ્રશસ્ય એવી સિદ્ધશિલાના શ્રી જિનેશ્વર પરમાત્માઓએ બાર નામ કહ્યા છે. ૬૫૯.

૧. ઈષત્ ૨. ઈષત્ પ્રાગ્ભારા ૩. તન્વી ૪, તનુતન્વિકા ૫. સિદ્ધિ ૬. સિદ્ધાલય ૭. મુક્તિ ૮. મુક્તાલય ૯. લોકાગ્ર ૧૦. લોક સ્તૂપિકા ૧૧. લોકાગ્ર પ્રતિવાહિની ૧૨. સર્વપ્રાણભૂતજીવસત્ત્વસુખાવહા. આ પ્રમાણે સિદ્ધશિલાના ૧૨ નામો જાણવા. ૬૬૦–૬૬૧

અથવા આ સિદ્ધશિલા ઊંધા છત્ર જેવી, ઘીથી ભરેલા કટોરા તુલ્ય છે. સિદ્ધશિલાથી એક યોજન ગયા બાદ લોકાન્ત આવે છે ૬૬૨.

ऊर्ध्वं द्वादशयोजन्याः, केचित्सर्वार्थसिद्धितः ।
लोकान्तस्तत्र तत्त्वं तु, ज्ञेयं केवलशालिभिः ॥ ६६३ ॥

योजनं चेतदुत्सेधाङ्गुलमानेन निश्चितम् ।
सिद्धावगाहना यस्मादुत्सेधाङ्गुलसंमिता ॥ ६६४ ॥

तथोक्तं–"यच्चेषत्प्राग्भारायाः पृथिव्या लोकान्तस्य चान्तरं तदुत्सेधाङ्गुलनिष्पन्नमित्यनुमीयते, यतस्तस्योपरितनक्रोशस्य षड्भागे सिद्धावगाहना धनुस्त्रिभागयुक्तत्रयस्त्रिंशदधिकशतत्रयमानाऽभिहिता, सा चोच्छ्रयाश्रयणत एव युज्यत इति भगवतीवृत्तौ ।

तद्योजनोपरितनक्रोशषष्ठांशगोचरम् ।
धनुषां सतृतीयांशं, त्रयस्त्रिंशं शतत्रयम् ॥ ६६५ ॥

अभिव्याप्य स्थिताः सिद्धा, अवेदा वेदनोज्झिताः ।
चिदानन्दमयाः कर्मघर्माभावेन निर्वृताः ॥ ६६६ ॥

शेषं सिद्धस्वरूपं तु, द्रव्यलोके निरूपितम् ।
तत एव ततो ज्ञेयं, ज्ञप्तिस्त्रीसंगमोत्सुकैः ॥ ६६७ ॥

---

કોઈક કહે છે કે–સર્વાર્થસિદ્ધથી બાર યોજન ગયાબાદ (સિદ્ધશિલા નહીં પણ) લોકાન્ત આવે છે. આમાં તત્ત્વ તો કેવલિગમ્ય છે. ૬૬૩.

આ યોજન ઉત્સેધાંગુલના માનથી સમજવું. કારણકે સિદ્ધની અવગાહના ઉત્સેધાંગુલથી કહેલી છે. ૬૬૪.

શ્રી ભગવતીસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે :

"સિદ્ધશિલાપૃથ્વીથી લોકાન્તનુ અંતર ઉત્સેધાંગુલથી હોવું જોઈએ. એમ અનુમાન થાય છે. કારણકે તેના ઉપરના કોશના છટ્ઠા ભાગમાં સિદ્ધની અવગાહના. ૩૩૩⅓ ધનુષ્ય કહેલી છે. તે ઊંચાઇના આધારે જ (ઉત્સેધના આધારે જ) ઘટે છે."

તે યોજનના છેલ્લા ગાઉના છઠ્ઠા અંશમાં ૩૩૩⅓ ધનુષ્ય વ્યાપીને, વેદરહિત, વેદનારહિત, ચિદાનંદમય, કર્મરૂપી ગરમીના અભાવથી શાંત એવા સિદ્ધો રહેલા છે. ૬૬૫–૬૬૬.

બાકીનુ શ્રી સિદ્ધ ભગવંતોનું સ્વરૂપ દ્રવ્યલોકમાં કહ્યું છે તેથી જ્ઞાનરૂપી સ્ત્રીના સંગના ઈચ્છુક જીવોએ ત્યાંથી જાણી લેવું. ૬૬૭.

देशादमुष्मात्परतोऽस्त्यलोकः, स्वकुक्षिकोणाकलितत्रिलोकः ।
मुक्तैकमुक्ताकणकुम्भगर्भोपमः समन्तादपि रिक्त एव ॥ ६६८ ॥ (उपजातिः)
धर्माधर्मोद्भिन्नजीवान्यगत्यागत्याद्यैस्तैस्तैः स्वभावैर्विमुक्ते ।
स्याच्चेदस्मिन् ज्ञानचातुर्यमेकं, तद्वत्तेऽसौ शुद्धसिद्धात्मसाम्यम् ॥६६९॥
(शालिनी)

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्ति–
षद्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे,
संपूर्णः खलु सप्तविंशतितमः सर्गो निसर्गोज्ज्वलः ॥ ६७० ॥

॥ इति महोपाध्यायश्रीविनयविजयगणिविरचिते श्रीलोकप्रकाशे
सप्तविंशतितमः सर्गः समाप्तः ॥ ग्रं. ७२३ ॥
तत्समाप्तौ च समाप्तोऽयं क्षेत्रलोक. ॥ ग्रं. ७२१५ ॥

---

આ પ્રદેશથી આગળ અલોક છે કે જેણે પોતાના મધ્યભાગના એક ખૂણામાં ત્રણ લોકને સમાવી દીધા છે અને વિશાળ કુંભની અંદર એક મોતીનો દાણો મૂકવામાં આવે અને બાકી ચારે બાજુ ખાલી રહે તેવો આ અલોક દેખાય છે. ૬૬૮.

ધર્મ અને અધર્મ (ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય) થી ઉપજતા જીવ તથા અન્ય (પુદ્‌ગલ)ના ગતિ–આગતિ વગેરે તે–તે સ્વભાવોથી રહિત એવા આ અલોકમાં જો એક જ્ઞાનચાતુર્ય જ હોય [અનંત જ્ઞાનશક્તિ જો હોય] તો આ અલોક શુદ્ધ એવા સિદ્ધ ભગવંતના આત્મા સાથે સમાનતા ધારણ કરી શકે... ૬૬૯.

વિશ્વને આશ્ચર્ય આપનારી કીર્તિ છે જેઓની, એવા ઉપાધ્યાય શ્રી કીર્તિવિજયજી મહારાજાના શિષ્ય તેમજ તેજપાલ અને રાજશ્રીના પુત્ર વિનયવિજયજી મહારાજે નિશ્ચિત એવા જગતના તત્ત્વ માટે પ્રદીપ સમાન જે કાવ્ય બનાવ્યું છે. [લોકપ્રકાશ નામક મહાગ્રંથ રચ્યો] તેમાં કુદરતી ઉજ્જવલ એવો સત્તાવીસમો સર્ગ પૂર્ણ થયો. ૬૭૦.

## ક્ષેત્રલોક ઉત્તરાર્દ્ધ સંપૂર્ણ




લવણ સમુદ્રમાં ગોતીર્થ અને જલવૃદ્ધિ
સર્ગ-૨૧
શ્લોક-૯
૧
જળવૃદ્ધિ ૯૫૦૦૦ વિષ્કંભમાં
શિખા વિષ્કંભ ૧૦,૦૦૦
જળવૃદ્ધિ ૯૫૦૦૦ વિષ્કંભમાં
જંબૂ દ્વીપ
૯૫૦૦૦ ગોતીર્થ વિષ્કંભમાં
૧૦,૦૦૦ સમતલ વિષ્કંભ
૯૫૦૦૦ ગોતીર્થ વિષ્કંભ
બે ગોતીર્થ અને સમતલ મળી લવણ સમુદ્રના ૨૦૦૦૦૦ યોજન પૂર્ણ.
બે જળવૃદ્ધિ અને શિખાવિષ્કંભ મળીને પણ ૨૦૦૦૦૦ યોજન પૂર્ણ.

## લવણસમુદ્રમાં શિખાનો દેખાવ

સમભૂમિના સમજળથી ૧૬૦૦૦ યોજન ઉંચી અને સમુદ્રતલથી ૧૭૦૦૦ યોજન ઉંચી આજળની શિખા લવણસમુદ્રમાં મધ્યભાગે ચાર બાજુ ફરતા વલય આકારે જળના કોટ સરખી દેખાયછે. તેનો વિસ્તાર ૧૦૦૦૦ યોજન છે



સર્ગ - ૨૧
શ્લોક - ૬૧

# પાતાલ કલશ

(3)

લ વ ણ સ મુ દ્ર

રત્ન પ્રભા




પૃથ્વી

લવણસમુદ્રના અતિ મધ્યભાગે ચાર દિશાએ ચાર મોટા પાતાળકળશ છે, તે દરેક રત્નપ્રભા પૃથ્વીમાં ૧૦૦૦૦૦ યોજન ઊંડા છે, ૧૦૦૦૦૦ યોજનનું પેટ છે. ૧૦,૦૦૦ યોજન પહોળું મુખ છે, અને તેટલું જ પહોળું બુધ્ધ [બુંધુ] છે, ૧૦૦૦ યોજન જાડી ઠીકરી છે. તેના ઊંચાઈના $\frac{1}{3}$ ભાગમાં [૩૩૩૩૩$\frac{1}{3}$ યો.માં] નીચે કેવળ વાયુ, ઉપરના બીજા $\frac{1}{3}$ ભાગમાં જળ અને વાયુ, તથા $\frac{1}{3}$ ભાગમાં કેવળ જળ છે.

૪ મહા પાતાલ કલશ ૭૮૮૪ લઘુ પાતાલ કલશ લવણ સમુદ્રમાં




લઘુ પાતાળ કળશ ભૂમિમાં ૧૦૦૦ યોજન ઉંડા ૧૦૦૦ યોજન પેટવાળા, ૧૦૦ યોજન મુખે અને બુંધે પહોળા તથા ૧૦ યો-જાડી ઠીકરીવાળા છે.

# ગોતીર્થ અને જલવૃદ્ધિનો બેતરફથી દેખાવ

સર્ગ - ૨૧
શ્લોક - ૧૦૭




ધાતકી ખંડ તરફથી દેખાવ

क ख च તથા घ ग छ એ જળ વૃદ્ધિ ૭૦૦-૭૦૦ યોજન (પર્યન્તે) ઉંચી છે. क च ज તથા घ छ झ એ બે ગોતીર્થ છે. ૧૦૦૦-૧૦૦૦ યોજન (પર્યન્તે) ઉંડા છે. સમતલથી શિખાજલ સુધીનું જળ ૧૭૦૦૦ યોજન ઉંચું છે, તે ૧૦૦૦૦ યોજનમાં તેવી ઉંચાઇ છે.

લવણ સમુદ્રમાં ૮ વેલંધર પર્વત અને ૧૨-૧૨ ચંદ્રસૂર્યના દ્વીપ, ૧ ગૌતમદ્વીપ

૪. વેલંધર પર્વત દિશામાં
૪. અનુવેલંધર પર્વત વિદિશામાં
૧૨- ચંદ્રદ્વીપ પૂર્વ દિશામાં

૧૨ સૂર્યદ્વીપ પશ્ચિમ દિશામાં
૧ ગૌતમ દ્વીપ ,, ,,
૪ સૂર્ય દ્વીપ વચ્ચે ગૌતમ દ્વીપ છે.




૭
સર્ગ-૨૨
શ્લોક
૧૭૩

૮ પર્વતો ૧૭૨૧ યોજન ઉંચા ૨૫ દ્વીપો ૧૨૦૦૦ યો- જંબૂ- થી દૂર
૧૦૨૨ યો- મૂળ વિસ્તાર ૧૨૦૦૦ યો- વિસ્તૃત
૪૨૪ યો- શિખર વિસ્તાર ૮૮॥ $\frac{૪૦}{૯૫}$ યો- જંબૂ- તરફ જળથી ઉપર
૯૬૯ $\frac{૪૦}{૯૫}$ યો. જળ ઉપર જંબૂ તરફ ૨ ગાઉ જળથી ઉંચા શિખા તરફ
૯૬૩ $\frac{૩૦}{૯૫}$ યો ,, ,, શિખા તરફ
૪૨૦૦૦ યો- જંબૂ- થી દૂર



જળ ઉપર દેખાતો વેલંધર પર્વત
૧
સર્ગ- ૨૧
શ્લોક ૧૬૯
૪૨૦૦૦ યો. દૂર
વેલંધર પર્વત
જંબૂદ્વીપ
૧૭૨૧ પર્વત ની ઉંચાઈ માંથી
૭૫૨-૫૫ જળાવગાહ બાદ કરતાં
૯૬૯-૪૦ એટલા યોજન જળ ઉપર જંબૂદ્વીપ તરફ ઉંચાઈ છે.


ધાતકી ખંડના બે ઇષુકાર પર્વતો
સર્ગ- ૨૨
શ્લોક-૧૧
૮
પશ્ચિમ
મેરુ
મેરુ
લવણનું
વિજયંતદ્વાર
દક્ષિણ
ધાતકીનું વિજયંતદ્વાર


ધાતકીખંડમાં ૨૪ મહાક્ષેત્રો, ૨૪ વર્ષધર પર્વતો તથા ૨ ઈષુકાર પર્વતો
સર્ગ-૨૨
શ્લોક-૨૩
૯
કાલોદધિ સમુદ્ર
લવણ સમુદ્ર
જંબૂ દ્વીપ
મેરૂ
પશ્ચિમ ધાતકીખંડ
પૂર્વધાતકીખંડ
મહા વિદેહક્ષેત્ર
નિષધ પર્વત
હરિવર્ષ ક્ષેત્ર
મહાહિમવંત પર્વત
હિમવંત ક્ષેત્ર
લઘુહિમવંત પર્વત
ભરત ક્ષેત્ર
ઈષુકાર પર્વત


૧૦
પશ્ચિમ ધાતકી મહાવિદેહ તથા તેમાં ગજદંત વિપર્યય અને
વનમુખ વિપર્યય.૨.
(પશ્ચિમ ધાતકી) મહા
વિદેહ
સુમેરુ પર્વત
સીતા મહાનદી
નિષધ પર્વત
વિદ્યુત્પ્રભ ગિરિ
પૂર્વધાતકીના તથા પશ્ચિમધાતકી ના ગજદંત
અને વનમુખોનો પરસ્પર સ્વવિપર્યય બે ચિત્રથી
તપાસો
સર્ગ - ૨૨
શ્લોક - ૧૧૪


પૂર્વ ધાતકી મહાવિદેહ અને ગજદંત વિપર્યય તથા વનમુખ વિપર્યય દ.
૧૧
અહી પૂર્વના બે ગજદંત અતિદીર્ઘ છે અને પશ્ચિમના
બે ગજદંત ટુંકા છે તેમજ પૂર્વના બે વનમુખ અને પશ્ચિમનાં
બે વનમુખમાં પણ પ્રમાણનો વિપર્યય છે.
(પૂર્વ ધાતકી) મહા
વિ દે હ
સીતોદા મહાનદી
સીતા મહાનદી
ગંધમાદન
સુમેરુ પર્વત
સોમનસ
નિષધ પર્વત
વનમુખ
સર્ગ-૨૨
શ્લોક-૧૮૦

# ધાતકીખંડના મેરુપર્વતનું પ્રમાણ




ધાતકીખંડના ૨ મેરૂ અને અર્ધપુષ્કરના ૨ મેરૂ એ ચાર મેરૂ તુલ્ય પ્રમાણ અને સ્વરૂપ વાળા છે.



ભદ્રશાલ વનના ૮ વિભાગો
સર્ગ - ૨૨
શ્લોક - ૨૨૫
પૂર્વ-પશ્ચિમ લંબાઇ ૨૨૦૦૦
દક્ષિણ- ઉત્તર પહોળાઇ ૨૫૦ યોજન
કુલ ૧૦૫૦૦ યોજન
કુલ ૫૪૦૦૦ યોજન
ઉત્તર
ઉત્તર કુરુક્ષેત્ર
૧૩
ગંધમાદન પર્વત
માલ્યવંત પર્વત
ઉત્તર તરફનો પશ્ચિમ વિભાગ
ઉત્તર તરફનો પૂર્વ વિભાગ
શીતા નદી
પશ્ચિમ તરફનો ઉત્તર વિભાગ
ભદ્રશાલ વન
પૂર્વ તરફનો ઉત્તર વિભાગ
મેરુ પર્વત
પશ્ચિમ શીતોદા નદી
શીતા નદી પૂર્વ
પૂર્વ તરફનો દક્ષિણ વિભાગ
પશ્ચિમ તરફનો દક્ષિણ વિભાગ
વિદ્યુત્પ્રભ પર્વત
સૌમનસ પર્વત
દક્ષિણ તરફનો પશ્ચિમ વિભાગ
દક્ષિણ તરફનો પૂર્વ વિભાગ
શીતોદા નદી
દેવ કુરુ ક્ષેત્ર
દક્ષિણ

કાલોદધિ સમુદ્રમાં ૫૪ ચંદ્રદ્વીપ ૫૪ સૂર્યદ્વીપ ૨ અધિપતિદ્વીપ.




સર્વે દ્વીપો જગતીથી ૧૨૦૦૦. યોજન દૂર અને ૧૨૦૦૦.યોજન વિસ્તાર વાળાછે.

માનુષોત્તર પર્વત

૪૨૪ યોજન

સર્ગ-૨૩
શ્લોક-૪




૧૭૨૧ યોજન

માનુષોત્તર પર્વત

૧૦૨૨ યોજન

પર્વત નો આકાર સમજવા માટે બીજો પ્રકાર

૮૪૮ યોજન

સર્ગ-૨૩
શ્લોક-૪




બાહ્ય પુષ્કરાર્ધ

માનુષોત્તર પર્વત

અભ્યંતર પુષ્કરાર્ધ

કાલોદધિ

કાલોદધિ સમુદ્ર

ધાતકી ખંડ

લવણ સમુદ્ર

જંબૂ

૧૭૨૧ યોજન

૨૦૪૪ યોજન

## માનુષોત્તર પર્વત અને તે ઉપર ૪ ચૈત્ય તથા ૨૬ દેવકૂટ

પર્વત ની ઉંચાઇ ૧૭૨૧ યોજન
મૂળ પહોળાઇ ૧૦૨૨ યોજન
શિખર પહોળાઇ ૪૨૪ યોજન

આકાર સિંહનિષાદી (જંબૂદ્વીપ તરફ ઉભી ભીંત સરખો અને બહાર ઉપરથી ગોતીર્થવત)




સર્ગ-૨૩
શ્લોક-૧૯


ધાતકીખંડ તથા પુષ્કરવરાર્ધમાંના ૧૪ ક્ષેત્રો અને ૧૪ પર્વતો
સર્ગ - ૨૩
શ્લોક - ૫૬
૧૮
ઉ.
દ
પૂ.
પ.
જંબૂદ્વીપ
મહાવિદેહ ક્ષેત્ર
નિષધ પર્વત
હરિવર્ષ ક્ષેત્ર
હિમવંત ક્ષેત્ર
ભરત ક્ષેત્ર
ઐરવત ક્ષેત્ર

# ૮. આ નંદીશ્વર માં ૫૨ શાશ્વત જિનચૈત્ય.

દરેક અંજનગિરિની ચાર દિશાએ ૪ વાપિકા, વાપિકાઓમાં ૪ દધિમુખપર્વત અને વાપીકાઓના આંતરે આંતરે ૨-૨ રતિકરપર્વત એ સર્વની ઉપર એકેક ચૈત્ય મલીને એક દિશામાં ૧૩ ચૈત્ય ગણતાં ચારે દિશામાં ૫૨ જિનચૈત્ય.



**૨૧ આ કુંડલદ્વીપમાં કુંડલગિરિ ઉપર ૪ જિન ચૈત્ય અને અભ્યંતર ભાગે નીચે લોકપાલ ની ૩૨ રાજધાની.**

અહિ દક્ષિણ દિશામાં ૪ લોકપાલના નામવાળા ચાર પર્વતોની દરેકની ચાર દિશાએ ૪-૪ રાજધાનીઓ મળી ૧૬ રાજધાની સૌધર્મેન્દ્રના ચાર લોકપાલની છે, એ રીતેજ ઉત્તર દિશામાં ઈશાનેન્દ્રના ચાર લોકપાલ ની ૧૬ રાજધાની છે.

સર્ગ-૨૪

શ્લોક૧૧૨

(૨૧)




કુંડલગિરિ ૪૨૦૦૦ યોજન ઉંચો ૧૦૦૦ યોજન ભૂમિમા અને સિંહ નિષદન આકારે વલયાકાર છે.

## ૧૩ મા રુચક દ્વીપમાં ૪ જિન ચૈત્ય અને ૪૦ દિક્કુમારિકા

સર્ગ - ૨૪

શ્લોક - ૩૨૬

**૨૨**



આ રૂચકગિરિ સિંહનિષાદી આકારનો છે તે ૮૪૦૦૦. યોજનઉંચો ૧૦૦૨૨. યોજન મૂળ વિસ્તાર અને ૭૦૨૩. યોજન મધ્ય વિસ્તાર. તથા ૪૦૨૪ યોજન શિખર વિસ્તારવાળો છે, તે શિખર વિસ્તાર ના બહારના ચોથા હજારમાં ૪ ચૈત્ય ૩૬ દિક્કુમારીકૂટ છે. અને દ્વીપના અભ્યન્તરાર્ધ ભાગમાં ૪ દિક્કુમારી કૂટ છે.

## સમભૂતલા પૃથ્વીથી જ્યોતિષચક્ર કેટલું દૂર ચાલે છે તે.

મેરૂની સપાટી સમીપે આવેલ સમભૂતલા પૃથ્વીના પોઈન્ટ થી ૧૬૦૦ ગાઉનો ૨ યોજન એવા ૭૯૦, યો ઉંચે જઈએ ત્યારે જ્યોતિષચક્રની શરૂઆત થાય છે. તેથી ઉપર બીજા ૧૧૦, યો. જઈએ ત્યારે એટલે ૯૦૦ યો. પૂર્ણ થયે તે જ્યોતિષચક્રની સમાપ્તિ થાય છે. હવે ૭૯૦ યોજનને જ્યાં આરંભ થાયછે તે સ્થલે મેરૂથી ચારેબાજુ ૧૧૨૧ યો. દુર રહીને ફરતુ તારામડલ આવેલુ છે, તેથી ૧૦ યો. ઉંચે પ્રથમ સૂર્ય, તેથી ૮૦ યો. દૂર ચન્દ્ર, તેથી ૪ યો ઉંચે નક્ષત્ર પરિમંડલ, તેથી ૪ યો ઉંચે ગ્રહમંડલારંભમા પ્રથમ શુક્ર ગ્રહાદિ બાદ ત્રણ-ત્રણ યોજનાંતરે ક્રમશઃ બૃહસ્પતિ મંગલ, શનીશ્ચરાદિ ગ્રહો છે વળી અગ્નિમા એક તારાથી બીજા તારાનું મેરૂ વ્યાઘાતાશ્રયી અંતર મેરૂનો લગભગ દશ હજારનો વ્યાસ મેળવતાં ૧૨૨૪૨ યોજન થાયછે.

૨૩



# મેરુને ફરતું નક્ષત્ર વિશેષતા દર્શક જ્યોતિષચક્ર

સર્ગ- ૨૫
શ્લોક- ૨૪




આ ચિત્ર નક્ષત્રચારની વિશેષતા બતાવે છે એટલે ભરણી નક્ષત્ર સર્વથી અધઃ વર્તિ ચાલે છે, જ્યારે સ્વાતિ સર્વથી ઉર્ધ્વભાગે ગમન કરેછે, મૂલ નક્ષત્ર સર્વથી દક્ષીણ ભાગે ૮ મા બાહ્યમંડલે ચાલે છે જ્યારે અભિજીત સર્વ નક્ષત્ર અપેક્ષાએ ઉત્તર તરફ ૧૨ મા મંડલે અંદરનાભાગે ચારચરે છે.




આ ચિત્રમાં ઉપરના ભાગે વૈમાનિક નિકાયનું વિમાન પીઠિકા સહિત પ્રાસાદો યુક્ત ગોળાકાર વિમાન કેવી રીતે છે, તે બતાવેલ છે. બીજું પણ એ જ પ્રમાણે જ્યોતિષી વિમાન છે, તેમાં સ્ફટિકનું મૃગ ચિહ્ન કેવી રીતે છે તે બતાવેલ છે.

કયા કયા દ્વીપસમુદ્ર ઉપર આવલીકાબધ્ધ કેટલાં કેટલાં વિમાનો હોય છે તે

સર્ગ- ૨૬
શ્લોક ૨૩

(૨૮)

અસંખ્ય
જંબૂ
દ્વીપ-સમુદ્ર
ભૂત સમુદ્ર
સ્વયંભૂરમણ દ્વીપ
સ્વયંભૂરમણ સમુદ્ર
૩૧ ૧૬ ૮ ૪ ૨ ૧


આ ચિત્ર જે જે દ્વીપ સમુદ્ર ઉપર જેટલાં જેટલાં આવલિકાગત વિમાનો કહ્યા છે તેનો આછો ખ્યાલ આપવા માટે છે. જંબૂદ્વીપ બાદ અસંખ્ય દ્વીપ-સમુદ્રો વટાવ્યા પછી આવતા દેવદ્વીપની ઉર્ધ્વ સપાટીએ આકાશવર્તી આવલિકાગત વિમાનોની ચારે દિશામાં શરૂઆત થતી હોવાથી પ્રથમ દેવદ્વીપ ઉપર ચારે દિશામાં ૧ ત્રિકોણ વિમાનો આવેલા છે, બાદ નાગસમુદ્ર ઉપર ચારે બાજુ બે-બે, યક્ષદ્વીપે ચાર-ચાર, ભૂતસમુદ્રે આઠ-આઠ, સ્વયંભૂરમણદ્વીપે સોળ-સોળ, અને સ્વયંભૂરમણ સમુદ્ર ઉપર એકત્રીસ-એકત્રીસ વિમાનો આવેલા છે. પ્રત્યેક વિમાન વચ્ચે અસંખ્ય યોજનનું અંતર છે. આ વિમાનો અઢીદ્વીપવર્તી મધ્યસ્થ ઈન્દ્રક વિમાનોથી અસંખ્ય યોજન દૂર છે. એ વચ્ચેના અંતરાલે સર્વત્ર - પુષ્પાવકીર્ણો છે.

વૈમાનિક નિકાયના પ્રતરો તથા લોકપાલનું વ્યવસ્થા ચિત્ર. (૨૯)




સર્ગ-૨૬ શ્લોક-૪૫    આ દેખાવ સૌધર્મકલ્પના ૧૩ પ્રતરોનો છે

આ ચિત્રમાં કુલ ૧૩ પ્રતર દર્શાવ્યા છે, તેમાં ૧૨ પ્રતર પંક્તિ બધ્ધ સરખા દેખાય છે, જ્યારે તેરમું પ્રતર સ્પષ્ટ સમજણ આપવા જરા વિસ્તૃત દર્શાવ્યું છે. દરેક પ્રતર મધ્યેના વચલા ગોલકો 'ઈન્દ્રક' વિમાન સૂચક છે, બન્ને બાજુનાં ટપકાં પંક્તિ બધ્ધ વિમાન પ્રારંભ પહેલાંના આવતા પુષ્પાવકીર્ણ વિમાન સૂચક છે બાદ બન્ને બાજુ પંક્તિ બધ્ધ વિમાનની શરૂઆત દર્શાવી છે. તેમ શાસ્ત્રોક્ત ક્રમ મુજબ ત્રિકોણ પછી ચતુષ્કોણ બાદ ગોળ વિમાન બતાવ્યા છે. એ પંક્તિ બધ્ધ વચ્ચે પણ પુષ્પાવકીર્ણો હોવાથી તદન્તરાલે પણ ટપકાં મૂકવામાં આવ્યા છે. નીચે ઘનોદધિ છે.

હવે તેરમા પ્રતરે મધ્યમાં ગોળ ઈન્દ્રક વિમાન છે. બન્ને બાજુ તેથી અસંખ્ય યોજન દૂર [પ્રતિકલ્પના અંતિમ પ્રતરે] તેકલ્પના સ્વામીના અવતંસક વિમાન પંચક છે. અને તેને ફરતા ચારે દિશિ સોમ-યમાદિ લોકપાલો ચતુષ્કોણાકારે બતાવ્યા છે, અને બાકી ટપકાં પુષ્પાવકીર્ણ સૂચક છે અને ત્રિકોણાદિ વિમાન ક્રમ પણ સૂચવ્યો છે. ચિત્રમાં ચારે દિશાનું આલેખન અશક્ય હોવાથી બે બાજુની વ્યવસ્થા દર્શાવી છે, પણ અભ્યાસીઓએ ચારે બાજુ વિચારી લેવી.

## વૈમાનિક નિકાયે આવલિકાગત તથા પુષ્પાવકીર્ણ વિમાન વ્યવસ્થા.




આ ચિત્રમાં વૈમાનિકકલ્પના એક પ્રતરનો સામાન્ય દેખાવ રજૂ થાય છે, એમાં મધ્યવર્તિ એકદ્વાર અને કાંગરાવાળા ગઢથી યુક્ત ગોળાકારે ઈન્દ્રક વિમાન છે. ત્યારબાદ ચારે બાજુએ પંક્તિબદ્ધ વિમાનોની વ્યવસ્થા બતાવી છે. તેમાં પ્રથમ ત્રણ દ્વારના-ત્રણ બાજુ કાંગરાવાળાં કિલ્લાનાં અને એક બાજુ વેદિકાવાળાં દેખાવયુક્ત ત્રિકોણ વિમાનો, ચાર દ્વારવાળાં વેદિકા યુક્ત ચતુષ્કોણ વિમાનો, ત્યારબાદ એક દ્વાર અને કાંગરાગઢે યુક્ત ગોળ વિમાનો, પુનઃ ત્રિકોણાદિ એમ ક્રમશઃ વિવિધ રંગો સાથે બતાવ્યું છે, એમ યથાયોગ્ય પ્રતરે આ જ ક્રમે વ્યવસ્થા વિચારવી.

તિરછું, પૂર્વ દિશા વર્જીને શેષ ત્રણ દિશામાં પંક્તિના અને વિમાનોના આંતરામાં આવેલા વિવિધ રંગી વિવિધ પ્રકારના પુષ્પાવકીર્ણ વિમાન દર્શક ટપકાં દર્શાવેલા છે.

સર્ગ-૨૬ શ્લોક ૫૨૫ | કઇ કઇ નિકાયના, કયા કયા દેવોનું અવધિજ્ઞાનક્ષેત્ર કેવા આકારે છે તે. (૩૧)

૧ ત્રાપાકાર તિર્યંક



નારકીઓનું

૨ પલયાકાર



ભુવનપતિ દેવોનો

૩ પડહાકાર ભિન્ન ભિન્ન રીતે



વ્યંતર દેવોનો અવધિ આકાર

૪ ઝલ્લર્યાકાર ભિન્ન ભિન્ન





જ્યોતિષ અવધિ

૫ મૃદંગાકાર



વૈમાનીક દેવોનો - અવધિ આકાર

૬ પુષ્પ ચંગેરી



નવગ્રૈવેયકનુ અવધિ

યવનાલિકાકાર ૭



અનુત્તરવાસીઓનું

અવધિજ્ઞાન ની આકાર પ્રરૂપણામાં ભિન્ન ભિન્નમતાં તરી છે: તેનો ગુરૂગમથી સમન્વય કરવો. આ ચિત્ર સ્પષ્ટ છે.

॥ અરૂણવર સમુદ્રમાંથી ઉછળતો 'તમસ્કાય' દેખાવ ॥




જંબૂદ્વીપથી માંડી અસંખ્ય દ્વીપ સમુદ્રનું ઉલ્લંઘન કર્યા બાદ અરૂણવર નામનો દ્વીપ આવેલ છે, તેને ફરતો અરૂણવર નામનો સમુદ્ર છે. અરૂણવર દ્વીપના ગઢથી ૪૨ હજાર યોજન દૂર સમુદ્રમાં ચારે બાજુથી જઈએ ત્યારે ત્યાં ચારે બાજુએ ઉપરિતન જલપ્રદેશથી તમસ્કાય નામના અંધકારના પુદ્ગલરૂપ એક પદાર્થની એક પ્રદેશથી શરૂઆત થાય છે, તે ક્રમશઃ વિસ્તૃત પામતો ૧૭૨૧ યોજન સુધી ઉર્ધ્વ ભાગે પ્રસરતો અસંખ્ય યોજન ઉંચે ગયા બાદ ક્રમશઃ ચારે બાજુથી [કુર્કુર-પંજરવત્] વલયાકારે થતો ઢળતો ઢળતો પાંચમા બ્રહ્મકલ્પના ત્રીજા રિષ્ટપ્રતરે જઈને અટક્યો છે.

એ તમસ્કાય અરૂણોદક સમુદ્રના જલના વિકારરૂપ હોવાથી અપ્કાય સ્વરૂપ છે જેથી તેનાં બાદર વનસ્પતિ-વાયુ-ત્રસ જીવોના સ્થાનરૂપ છે, વિસ્તારવડે સંખ્ય યો. અને પરિક્ષેપવડે અસંખ્ય યો. છે.

ઘનઘોર-ભયંકર-અંધકારમય છે. દેવોને વિહ્વળ તથા ક્ષોભ પમાડનાર છે. દુર્ધર શત્રુદેવને છૂપાઈ જવા આશ્રયરૂપ છે. તો પણ તે ભયંકર હોવાથી લાંબુ રહી શકાતું નથી. આવો ભયંકર અંધકાર બીજે ક્યાંય નથી સામાન્ય દેવો તો જોઈ ત્રાસ પામી જાય તેવો છે.




આ ચિત્ર અષ્ટ કૃષ્ણ રાજીનું છે, એ કૃષ્ણરાજીઓ જ્યાં તમસ્કાય વિરામ પામે છે, ત્યાં એટલે બ્રહ્મલોકના ત્રીજા રિષ્ટપ્રતરે જ્યાં નવ લોકાંતિક વિમાનો ચારે દિશાવર્તી આવ્યા છે. તેના અંતરાલે દરેક દિશામાં ત્રિકોણથી સંયુક્ત ચતુષ્કોણથી બે-બેને જોડલે થઈને કૃષ્ણ રાજીઓ મળીને કુલ ૮ છે. તેમાં અભ્યંતર કૃષ્ણરાજી ચતુષ્કોણાકારે [અખાડાવત્] અને બાહ્ય ત્રિકોણાકારે વર્તે છે. એ કૃષ્ણરાજી વૈમાનિક દેવકૃત છે, આયામ અસંખ્ય યોજન સહસ્ર, વિષ્કંભ સંખ્યેય યો. સહસ્ર, પરિક્ષેપ અસંખ્યેય યો. સહસ્ર છે. આ કૃષ્ણરાજી પૃથ્વી પરિણામ રૂપ છે. જલપરિણામ રૂપ નહિ, તેમાં સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થાય છે.




સિધ્ધશિલા અને સિધ્ધાવગાહ વચ્ચેનું મધ્ય ઉર્ધ્વક્ષેત્ર ૩ ૫/૬ ગાઉનું છે.

આ ચિત્ર છેલ્લા અનુત્તર વિમાનની ધ્વજાથી ૧૨ યો. દૂર ૪૫ લાખ યોજન લાંબી પહોળી સિધ્ધશિલાનું છે. તે મધ્યભાગે અંત્યમ-વિષ્કંભથી ૮ યોજન પ્રમાણ ઘેરાવાવાળા પ્રદેશમાં બાજુથી ઉપર સુધીના કોઈપણ ભાગમાં માપો તો ૮ યોજન જાડાઈ મળી આવશે જે માટે ચિત્રમાં જ ◡ આવી લાઈન પ્રથમ ૮ યોજન જાડી દર્શાવી છે. ત્યારબાદ ક્રમશઃ ઘટતી દર્શાવી છે. ત્યારબાદ તે અંતે અત્યંત પતળી બને છે. એ શિલાથી ૩ ૫/૬ ગાઉ ઉર્ધ્વ સિધ્ધાત્માઓ છે, અને ત્યારબાદ ૧/૬ ગાઉ જેટલા આકાશ ક્ષેત્રમાં અનંત સિધ્ધાત્માઓ છે. ઉપરથી સર્વે લોકાન્તને સ્પર્શીને રહ્યા છે. જ્યારે નીચેથી તેમની અવગાહના ભિન્ન-ભિન્ન હોવાથી સમાનપણું નથી રહેતું.

શિલાતલથી ૧ યોજન પછી લોકાન્ત પૂર્ણ થાય છે ઉપર જે ગોળ કુંડાળાકૃતિઓ બતાવી છે તે એક સિધ્ધ ત્યાં અનંત સિધ્ધો કેવી રીતે અવગાહી રહે તે સૂચક છે.

## શાશ્વત ચૈત્યોના સ્થાન તથા તેમની લંબાઈ તથા પ્રતિમાઓના માનનું યંત્ર સર્ગ-૨૩

| નં. | સ્થાન | શાશ્વતી પ્રતિમાઓના માપ | શાશ્વત ચૈત્યની લંબાઈ | પહોળાઈ | ઉંચાઈ | શ્લોક નં. |
|---|---|---|---|---|---|---|
| ૧. | ઉર્ધ્વલોક | ઉત્સેધાગુલથી સાત હાથ પ્રમાણ | – | – | – | ૩૦૬ |
| ૨. | અધોલોક | | – | – | – | " |
| ૩. | તિર્ચ્છીલોક | ૫૦૦ ધનુષ | – | – | – | ૩૦૭ |
| ૪ | વૈમાનિક વિમાનોમા નદીશ્વર દ્વીપમા કુડલદ્વીપમા રૂચક દ્વીપમા | – | ૧૦૦ યો | ૫૦ યો. | ૭૨ યો. | ૩૦૯-૩૧૦ |
| ૫. | દેવકુરૂ, ઉત્તરકુરૂ, મેરૂ પર્વતના વનો, વક્ષસ્કાર પર્વતો, ગજદન્ત પર્વતો, ઈષુકાર, વર્ષધર, માનુષોત્તર, ભવનપતિમાં અસુર-કુમાર નિકાયના | – | ૫૦ યો | ૨૫ યો. | ૩૬ યો. | ૩૧૧-૩૧૩ |
| ૬ | ભવનપતિના બાકીના નાગ-કુમારાદિ નવ નિકાયના | – | ૨૫ યો. | ૧૨ાા યો | ૧૮ યો. | ૩૧૪ |
| ૭ | વ્યન્તર નિકાયના | – | ૧૨ાા યો. | દ્દા યો. | ૯ યો | ૩૧૫ |
| ૮. | મેરૂપર્વતની ચૂલિકાઓ, યમક પર્વત સર્વે કાચન પર્વતો, દીર્ઘ-વૃત્ત-વૈતાઢ્ય પર્વતો, સર્વે દ્રહોમા તથા દિગ્ગજ કૂટો, જંબૂ આદિ વૃક્ષો અને સર્વે કુડો | – | ૧ ગાઉ | ાા ગાઉ | ૧૪૪૦ ધનુષ | ૩૧૭-૩૧૯ |

## શાશ્વત ચૈત્યો અને પ્રતિમાઓની સંખ્યાનું યંત્ર સર્ગ-૨૩

| નંબર | સ્થાન | ચૈત્યો | એક ચૈત્યમાં પ્રતિમાજી કેટલી | કુલ પ્રતિમાજીઓ | શ્લોક નં |
|---|---|---|---|---|---|
| ૧. | તીર્ચ્છીલોક | ૩૨૫૯} ૬૦/૩૧૯૯ | ૧૨૦ - ૧૨૦ ૧૨૪ - ૧૨૪ | ૩૯૧૩૨૦ | ૨૯૪ |
| ૨ | અધોલોકમા | ૭,૭૨,૦૦૦૦૦ | ૧૮૦-૧૮૦ | ૧૩,૮૯,૬૦,૦૦૦૦૦ | ૨૯૬-૨૯૮ |
| ૩ | ઉર્ધ્વલોકમા | ૮૪૯૭૨૦૩ | ૧૮૦-૧૮૦ | ૧૫૨૯૪૪૪૭૬૦ | ૨૯૯-૩૦૨ |
| ૪ | વ્યતર નિકાયમા | અસખ્ય | | અસખ્ય | |
| ૫. | જ્યોતિષિમા | " | | " | |
| | કુલ | ૮૫૭૦૦૨૮૨ | | ૧૫૪૨૫૮૩૬૦૮૦ | |

* સકલતીર્થમા ૧૫૨૯૪૪૪૭૬૦ પ્રતિમાજી, વિચાર સપ્તતિકામા ૧૪૦૫૨૫૫૨૫૫૪૦ પ્રતિમાજી કહી છે. તત્વ કેવલી ગમ્ય

## દ્વીપોના પ્રમાણનું યંત્ર

| નં. | દ્વીપના નામ | વિસ્તાર | સર્ગ નં. | શ્લોક નં |
|---|---|---|---|---|
| ૧ | જંબૂ દ્વીપ | ૧ લાખ યોજન | ૧૯ | |
| ૨ | ધાતકી ખંડ | ૪ લાખ યોજન | ૨૨ | ૨ |
| ૩ | પુષ્કરવરદ્વીપ | ૧૬ લાખ યોજન | ૨૩ | ૩ |
| ૪ | વારૂણીવર | ૬૪ લાખ યોજન | ૨૪ | ૮૬ થી ૮૮ |
| ૫ | ક્ષીરવર દ્વીપ | ૨ કરોડ ૫૬ લાખ યોજન | ૨૪ | ૯૩ થી ૯૫ |
| ૬ | ધૃતવર દ્વીપ | ૧૦ કરોડ ૨૪ લાખ યોજન | ૨૪ | ૧૦૯ થી ૧૧૧ |
| ૭ | ક્ષોદવર દ્વીપ | ૪૦ કરોડ ૯૬ લાખ યોજન | ૨૪ | ૧૧૫ થી ૧૧૭ |
| ૮ | નંદીશ્વર દ્વીપ | ૧૬૩ કરોડ ૮૪ લાખ યોજન | ૨૪ | ૧૨૪ થી ૧૩૦ |
| ૯ | અરૂણ દ્વીપ | નંદીશ્વર સમુદ્રથી ડબલ | ૨૪ | ૨૯૪ |
| ૧૦ | અરૂણવર દ્વીપ | અરૂણોદ સમુદ્રથી ડબલ | ૨૪ | ૩૦૧ |
| ૧૧ | અરૂણવરાવભાસ | અરૂણવર સમુદ્રથી ડબલ | ૨૪ | ૩૦૨ |
| ૧૨ | કુંડલ દ્વીપ | અરૂણાવરાવભાસ સમુદ્રથી ડબલ | ૨૪ | ૩૦૩ |
| ૧૩ | કુંડલવર દ્વીપ | કુંડલોદ સમુદ્રથી બમણો | ૨૪ | ૩૧૯ |
| ૧૪ | કુંડલવરાવભાસ | કુંડલવર સમુદ્રથી બમણો | ૨૪ | ૩૨૦ |
| ૧૫ | શંખ દ્વીપ | કુડલરાવભાસ સમુદ્રથી બમણો | ૨૪ | ૩૨૧ |
| ૧૬ | શંખવર દ્વીપ | શંખ સમુદ્રથી બમણો | ૨૪ | ૩૨૨ |
| ૧૭ | શંખવરાવભાસ | શંખવર સમુદ્રથી બમણો | ૨૪ | ૩૨૩ |
| ૧૮ | રૂચક દ્વીપ | શખવરાવભાસ સમુદ્રથી બમણો | ૨૪ | ૩૨૪ |
| ૧૯ | રૂચકવર દ્વીપ | રૂચક સમુદ્રથી બમણો | ૨૪ | ૩૩૪ |
| ૨૦ | રૂચકવરાવભાસ | રૂચકવર સમુદ્રથી બમણો | ૨૪ | ૩૩૫ |

✪ આ રીતે સૂર્યવરાવભાસ સમુદ્ર સુધી ત્રિપ્રત્યાવનાર ત્યાર પછી દેવદ્વીપ-સમુદ્ર નાગદ્વીપ-સમુદ્ર, યક્ષદ્વીપ-સમુદ્ર,

# સમુદ્રોના પ્રમાણનું યંત્ર

| સમુદ્રના નામ | વિસ્તાર | સ્વાદ | સર્ગનં. | શ્લોક નં. |
|---|---|---|---|---|
| લવણ સમુદ્ર | ૨ લાખ યોજન | ખારૂં | ૨૧ | ૨–૩ |
| કાલોદધિ સમુદ્ર | ૮ લાખ યોજન | વરસાદના પાણી જેવુ | ૨૨ | ૨૮૩ થી ૨૮૫ |
| પુષ્કરોદ સમુદ્ર | ૩૨ લાખ યોજન | અમૃત જેવું | ૨૪ | ૮૧–૮૨ |
| વારૂણીવરોદ સમુદ્ર | ૧ કરોડ ૨૮ લાખ યો. | મદિરાના રસ જેવું | ૨૪ | ૮૯ થી ૯૨ |
| ક્ષીરોદ સમુદ્ર | ૫ કરોડ ૧૨ લાખ યો. | દૂધ જેવું | ૨૪ | ૯૬ થી ૯૯ તથા ૧૦૮ |
| ઘૃતોદ સમુદ્ર | ૨૦ કરોડ ૪૮ લાખ યો. | ઘી જેવું | ૨૪ | ૧૧૨ થી ૧૧૪ |
| ક્ષોદોદ સમુદ્ર | ૮૧ કરોડ ૯૨ લાખ યો. | શેરડીના રસ જેવુ | ૨૪ | ૧૧૮ થી ૧૨૩ |
| નંદીશ્વર સમુદ્ર | ૩ અબજ ૨૭ કરોડ ૬૮ લાખ યો. | " | ૨૪ | ૨૯૩ તથા ૧૨૨ |
| અરૂણોદ સમુદ્ર | અરૂણદ્વીપથી ડબલ | " | ૨૪ | ૨૯૭ – " |
| અરૂણવર સમુદ્ર | અરૂણવરદ્વીપથી ડબલ | " | ૨૪ | ૩૦૧ – " |
| અરૂણવરાવભાસ | અરૂણાવરાવભાસ દ્વીપથી ડબલ | " | ૨૪ | ૩૦૨ – " |
| કુડલોદ સમુદ્ર | કુંડલદ્વીપથી બમણો | " | ૨૪ | ૩૧૯ – " |
| કુંડલવર સમુદ્ર | કુડલવર દ્વીપથી બમણો | " | ૨૪ | ૩૨૦ – " |
| કુંડલવરાવભાસ સ. | કુડલવરાવભાસ દ્વીપથી બમણો | " | ૨૪ | ૩૨૦ – " |
| શખ સમુદ્ર | શંખદ્વીપથી બમણો | " | ૨૪ | ૩૨૧ – " |
| શખવર સમુદ્ર | શંખવર દ્વીપથી બમણો | " | ૨૪ | ૩૨૨ – " |
| શંખરાવભાસ સમુદ્ર | શંખરાવભાસ દ્વીપથી બમણો | " | ૨૪ | ૩૨૪ – " |
| રૂચક સમુદ્ર | રૂચક દ્વીપથી બમણો | " | ૨૪ | ૩૩૪ – " |
| રૂચકવર સમુદ્ર | રૂચકવર દ્વીપથી બમણો | " | ૨૪ | ૩૩૪ – " |
| રૂચકવરાવભાસ સ. | રૂચકવરાવભાસ દ્વીપથી બમણો | " | ૨૪ | ૩૩૫ – " |

ભૂતદ્વીપ - સમુદ્ર છે. ત્યાર પછી છેલ્લો સ્વયંભૂરમણ દ્વીપ-સમુદ્ર છે. તે બધા અનુક્રમે બમણાં છે.

वर्णोच्चत्वादिमानं च, स्यादेषां ब्रह्मलोकवत् ।
देवास्त्वत्र शुक्लवर्णाः, शुक्लेश्या महर्द्धिकाः ॥ २६१ ॥
इतःप्रभृति देवाः स्युः, सर्वेऽप्यनुत्तरावधि ।
शुक्लेश्या शुक्लवर्णाः, किंतूत्कृष्टा यथोत्तरम् ॥ २६२ ॥
प्रथमप्रतरे तत्र, स्थितिर्ज्येष्ठा सुधाभुजाम् ।
पञ्चभागीकृतस्याब्धेश्चत्वारोऽंशा दशाब्धयः ॥ २६३ ॥
द्वितीयप्रतरे भागास्त्रय एकादशाब्धयः ।
द्वाभ्यां भागाभ्यां समेतास्तृतीये द्वादशाब्धयः ॥ २६४ ॥
चतुर्थे त्वेकभागाढ्यास्त्रयोदश पयोधयः ।
पञ्चमे प्रतरे पूर्णाश्चतुर्दशैव वार्द्धयः ॥ २६५ ॥
जघन्येन तु सर्वत्र, दशैव मकराकराः ।
स्वस्वस्थित्यनुसारेण, देहमानमथ ब्रुवे ॥ २६६ ॥
एकादशोद्भवैर्भागैश्चतुर्भिरधिकाः कराः ।
पञ्चदेहमानमत्र, दशरत्नाकरायुषाम् ॥ २६७ ॥

---

આ વિમાનોના વર્ણ તથા ઉંચાઈનું પ્રમાણ બ્રહ્મલોકની જેમ સમજી લેવું. અહીં રહેલા મહર્દ્ધિક દેવો શુક્લવર્ણવાળા અને શુક્લ લેશ્યાવાળા હોય છે. ૨૬૧.

અહીંથી માંડીને અનુત્તર વિમાન સુધીના દેવો શુક્લ લેશ્યા અને શુક્લવર્ણવાળા છે. પરંતુ ઉપર–ઉપર ઉત્કૃષ્ટ સમજવા. ૨૬૨.

લાંતક દેવલોકના પ્રથમ પ્રતરના દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૦ $\frac{૪}{૫}$ સાગરોપમની છે. ૨૬૩.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બીજા પ્રતરના દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ | | | | ૧૧ $\frac{૩}{૫}$ | સાગરોપમની | છે |
| ત્રીજા પ્રતરના | ,, | ,, | ,, | ૧૨ $^{૨}$ | ,, | ,, |
| ચોથા ,, | ,, | ,, | ,, | ૧૩ $\frac{૧}{૫}$ | ,, | ,, |
| પાંચમા ,, | ,, | ,, | ,, | પૂર્ણ ૧૪ | ,, | ,, |

૨૬૪–૨૬૫.

જઘન્યથી તો સર્વત્ર ૧૦ સાગરોપમની સ્થિતિ સમજવી. પોત–પોતાના આયુષ્ય અનુસાર દેહ પ્રમાણ નીચે મુજબ છે. ૨૬૬.

દશ સાગરોપમના આયુષ્યવાળા દેવતાઓનું દેહમાન પ $\frac{૪}{૧૧}$ હાથ છે. ૨૬૭.

"श्रीब्रह्मलोके प्रतरे तृतीये, लौकान्तिकास्तत्र वसन्ति देवाः ।
एकावताराः परमायुरष्टौ, भवन्ति तेषामपि सागराणि ॥ २४४A ॥
इति श्रेणिकचरित्रे ।"

"अट्ठेव सागराइं परमाउं होइ सव्वदेवाणं ।
एगावयारिणो खलु देवा लोगंतिया नेया ॥ २४४B ॥"
इति प्रवचनसारोद्धारे,

तत्त्वार्थटीकायामपि–लोकान्ते भवा लौकान्तिकाः, अत्र प्रस्तुतत्वाद्ब्रह्मलोक एव परिगृह्यते, तदन्तनिवासिनो लौकान्तिकाः, सर्वब्रह्मलोकदेवानां लौकान्तिकप्रसङ्ग इति चेन्न, लोकान्तोपश्लेषात्, जरामरणादिज्वालाकीर्णो वा लोकस्तदन्तवर्त्तित्वाल्लौकान्तिकाः कर्मक्षयाभ्यासीभावाचेति,

लब्धिस्तोत्रे तु–
सव्वट्ठचुआ चउक्कयआहारगुवसमजिणगणहराई ।
निअमेण तब्भवसिवा सत्तट्ठभवेहिं लोगंती ॥ २४४C ॥"

---

શ્રેણિક ચરિત્રમાં કહ્યું છે કે: 'જે બ્રહ્મલોકના ત્રીજા પ્રતરમાં લોકાંતિક દેવો વસે છે, તે એકાવતારી છે અને આઠ સાગરોપમના પરમ (ઉત્કૃષ્ટ) આયુષ્યવાળા છે.' ૨૪૪A

પ્રવચનસારોદ્ધારમાં આ પ્રમાણે કહ્યું છે કે '( આ લોકાંતિક ) સર્વ દેવતાઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય આઠ સાગરોપમનું હોય છે અને એકાવતારી હોય છે.' ૨૪૪ B

તત્ત્વાર્થની ટીકામાં પણ કહ્યું છે કે 'લોકના અંતમાં થયેલા છે, તેથી લોકાંતિક કહેવાય છે. અહીંયા પ્રસ્તુતમાં લોકથી બ્રહ્મલોક ગ્રહણ કરવો. તેના અંતે રહેતા હોવાથી લોકાંતિક કહેવાય છે.

**પ્રશ્ન :** તો તો બ્રહ્મલોકના સર્વ દેવો લોકાંતિક કહેવાશે ?

**જવાબ :** ના ! લોક શબ્દ નથી પણ લોકાંત શબ્દ હોવાથી બ્રહ્મલોકનાં સર્વ દેવો નહીં આવે.

જરા, મરણાદિથી યુક્ત એવો જે લોક. તેની અંદર રહેનારા અને કર્મક્ષયના અભ્યાસી હોવાથી લોકાંતિક કહેવાય છે.'

લબ્ધિસ્તોત્રમાં પણ કહ્યું છે કે–

સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવેલા (જીવો), ચાર વખત જેમણે આહારક લબ્ધિનો ઉપયોગ કરેલો છે, ચાર વખત જેમણે ઉપશમ શ્રેણિ કરેલી છે, તેવા જીવો, શ્રી જિનેશ્વરો અને ગણધર ભગવંતો–આ બધા તદ્ભવ મોક્ષગામી છે, જ્યારે લોકાંતિક દેવો સાત-આઠ ભવે મોક્ષમાં જનારા હોય છે. (આ શાસ્ત્રનું મંતવ્ય બધા કરતાં જુદું છે.) ૨૪૪C

अथोर्ध्वं ब्रह्मलोकस्य, समपक्षं समानदिक् ।
योजनानामसंख्येयकोटाकोटिव्यतिक्रमे ॥ २४५ ॥
विभाति लान्तकः स्वर्गः, पञ्चप्रतरशोभितः ।
प्रतिप्रतरमेकैकेनेन्द्रकेण विराजितः ॥ २४६ ॥
प्रथमप्रतरे तत्र, बलभद्राख्यमिन्द्रकम् ।
चक्रं गदा स्वस्तिकं च, नन्द्यावर्त्तमिति क्रमात् ॥ २४७ ॥
प्रतिप्रतरमेतेभ्यः, पङ्क्तयोऽपि चतुर्दिशम् ।
प्राग्वदत्र विना प्राचीं, प्रोक्ताः पुष्पावकीर्णकाः ॥ २४८ ॥
एकत्रिंशदथ त्रिंशदेकोनत्रिंशदेव च ।
तथाऽष्टाविंशतिः सप्तविंशतिश्च यथाक्रमम् ॥ २४९ ॥
पञ्चस्वेषु प्रतरेषु, प्रतिपङ्क्ति विमानकाः ।
एकैकस्यामथो पङ्क्तौ, प्रथमप्रतरे स्मृताः ॥ २५० ॥
त्र्यस्रा एकादशान्ये च, द्वेधा दश दशेति च ।
चतुर्विंशं शतं सर्वे, पङ्क्तिस्थायि विमानकाः ॥ २५१ ॥
वृत्तास्त्र्यस्राश्चतुरस्रा, द्वितीयप्रतरे दश ।
प्रतिपङ्क्त्यत्र सर्वे च, विंशं शतमुदीरिताः ॥ २५२ ॥

---

## લાંતક દેવલોકનું વર્ણન...

હવે બ્રહ્મ દેવલોકની ઉપર અસંખ્ય કોટાકોટિ યોજન ગયા બાદ સમાન દિશા, સમાન શ્રેણિમાં રહેલો. દરેક પ્રતરમાં એક–એક ઈન્દ્રક વિમાનથી શોભતો એવો પાંચ પ્રતરથી યુક્ત લાંતક નામનો સ્વર્ગ શોભે છે. ૨૪૫–૨૪૬.

તેમાં પ્રથમ પ્રતરમાં બલભદ્ર, બીજા પ્રતરમાં ચક્ર, ત્રીજા પ્રતરમાં ગદા, ચોથા પ્રતરમાં સ્વસ્તિક અને પાંચમા પ્રતરમાં નન્દ્યાવર્ત્ત નામનું ઇન્દ્રક વિમાન છે. ૨૪૭.

દરેક પ્રતરમાં આ ઈન્દ્રક વિમાનની ચારે દિશામાં પંક્તિગત વિમાનો છે અને પૂર્વ દિશા સિવાયની ત્રણ દિશામાં પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૨૪૮.

પાંચ પ્રતરમાં અનુક્રમે દરેક પંક્તિમાં ૩૧, ૩૦, ૨૯, ૨૮, ૨૭, વિમાનો છે. હવે પ્રથમ પ્રતરની એક–એક પંક્તિમાં ત્રિકોણ ૧૧ અને બીજા ૧૦–૧૦ વિમાનો છે, અને પંક્તિગત કુલ વિમાનો ૧૨૪ છે. ૨૪૯–૨૫૧.

બીજા પ્રતરની દરેક પંક્તિમાં ગોળ–ત્રિકોણ અને ચોરસ વિમાનો ૧૦–૧૦ છે અને કુલ પંક્તિગત ૧૨૦ વિમાનો છે. ૨૫૨.

त्रिभागाढ्याः कराः पञ्चैकादशार्णवजीविनाम् ।
हस्ताः पञ्च लवौ द्वौ च, द्वादशाम्भोधिजीविनाम् ॥ २६८ ॥
सैकभागाः कराः पञ्च, त्रयोदशार्णवायुषाम् ।
चतुर्दशाब्धिस्थितीनां, पूर्णाः पञ्च करास्तनुः ॥ २६९ ॥
ईशानस्ववासिनीभिर्देवीभिर्विषयेच्छवः ।
चिन्तामात्रोपस्थिताभी, रमन्ते ब्रह्मदेववत् ॥ २७० ॥
च्यवमानोत्पद्यमानसंख्या गत्यागती अपि ।
अवधिज्ञानविषयः, स्यादत्र ब्रह्मलोकवत् ॥ २७१ ॥
अत्रोत्पत्तिच्यवनयोरन्तरं परमं भवेत् ।
दिनानि पञ्चचत्वारिंशत् क्षणश्च जघन्यतः ॥ २७२ ॥
पञ्चमे प्रतरे चात्र, स्याल्लान्तकावतंसकः ।
अङ्कावतंसकादीनां, मध्ये ईशाननाकवत् ॥ २७३ ॥
लान्तकस्तत्र देवेन्द्रः, पुण्यसारो विराजते ।
सामानिकामरैः पञ्चाशता सेव्यः सहस्रकैः ॥ २७४ ॥

---

અગ્યાર સાગરોપમના આયુષ્યવાળા દેવતાઓનું દેહમાન ૫ ૩/૧૨ હાથ છે.
બાર " " " " ૫ ૨/૧૨ " "
તેર " " " " ૫ ૧/૧૨ " "
ચૌદ " " " " સંપૂર્ણ ૫ " " છે.
૨૬૮-૨૬૯.

વિષય સુખ ભોગવવાની ઇચ્છાવાળા એવા દેવતાઓની ઇચ્છામાત્રથી આવેલી ઇશાન સ્વર્ગની દેવીઓની સાથે તે દેવો બ્રહ્મદેવની જેમ રમે છે. ૨૭૦.

ચ્યવન અને ઉત્પત્તિની સંખ્યા, ગતિ-આગતિ, અવધિજ્ઞાનનો વિષય, એ સર્વ વિષયો બ્રહ્મદેવલોકની જેમ સમજવું. ૨૭૧.

અહીં ઉત્પત્તિ અને ચ્યવનનું ઉત્કૃષ્ટ આંતરું ૪૫ દિવસનું થાય છે. અને જઘન્યથી એક સમયનું હોય છે. ૨૭૨.

અહીં પાંચમા પ્રતરમાં અંકાવતંસકાદિ વિમાનોની મધ્યમાં ઇશાન દેવલોકની જેમ લાંતકાવતંસક નામનું વિમાન છે. ત્યાં લાંતક નામના પુણ્યશાળી ઇન્દ્ર વિરાજે છે અને તેઓ પાંચ હજાર (૫,૦૦૦) સામાનિક દેવતાઓથી સેવાય છે. ૨૭૩-૨૭૪.

द्वाभ्यां देवसहस्राभ्यां, सेव्योऽभ्यन्तरपर्षदि ।
मध्यमायां चतुर्भिस्तैः, षड्भिश्च बाह्यपर्षदि ॥ २७५ ॥ युग्मम् ॥
सप्तषट्पञ्चभिः पल्योपमैः समधिका स्थितिः ।
द्वादशैवाम्बुनिधयस्तिसृणां पर्षदां क्रमात् ॥ २७६ ॥
आत्मरक्षकदेवानां, पञ्चाशता सहस्रकैः ।
एकैकस्यां दिशि सेव्यो, दण्डाद्यायुधपाणिभिः ॥ २७७ ॥
प्राग्वदन्यैरपि मन्त्रित्रायस्त्रिंशकवाहनैः ।
सैन्यैः सैन्याधिपैर्लोकपालैः पालितशासनः ॥ २७८ ॥
जिनार्चनादिकं धर्मं, कुर्वाणः परमार्हतः ।
दिव्यनाट्यदत्तचेताश्चतुर्दशाब्धिजीवितः ॥ २७९ ॥
सातिरेकानष्ट जम्बूद्वीपान् पूरयितुं क्षमः ।
रूपैर्विकुर्वितैस्तिर्यगसंख्यद्वीपतोयधीन् ॥ २८० ॥
स विमानसहस्राणां, पञ्चाशतोऽप्यधीश्वरः ।
साम्राज्यं शास्ति देवानां, लान्तकस्वर्गवासिनाम् ॥ २८१ ॥
पञ्चभिः कुलकं ॥

---

અભ્યંતર પર્ષદાના બે હજાર (૨,૦૦૦), મધ્યમ પર્ષદાના ચાર હજાર (૪,૦૦૦) અને બાહ્ય પર્ષદાના છ હજાર (૬,૦૦૦) દેવોથી સેવાય છે. ૨૭૫.

ત્રણેય પર્ષદાના દેવોની સ્થિતિ ક્રમશઃ ૧૨ સાગરોપમ + ૭ પલ્યોપમ, ૧૨ સાગરોપમ + ૬ પલ્યોપમ, અને ૧૨ સાગરોપમ + ૫ પલ્યોપમની છે. ૨૭૬.

દંડ વિગેરે આયુધને હાથમાં ધારણ કરનારા એવા દરેક દિશામાં પચાસ–પચાસ હજાર આત્મરક્ષક દેવતાઓથી (આ ઈન્દ્ર) સેવાય છે. ૨૭૭.

પૂર્વે કહેલાની માફક મંત્રી, ત્રાયસ્ત્રિંશ, વાહન, સૈન્ય, સેનાધિપતિ, લોકપાલ આદિ વડે પોતાના શાસનનું પાલન કરાવે છે. ૨૭૮.

પરમાર્હત્ એવા ઈન્દ્ર મહારાજા શ્રી જિનેશ્વર પરમાત્માની પૂજા વગેરે કરતાં, દિવ્ય નાટકને જોતાં, ચૌદ સાગરોપમનું આયુષ્ય ધારણ કરે છે. ૨૭૯.

ઈન્દ્ર મહારાજા, પોતાના વિકુર્વિત રૂપોથી આઠ જંબૂદ્વીપથી કંઈક અધિક ક્ષેત્રને પૂરવામાં સમર્થ છે. અને તિર્યક્ અસંખ્ય દ્વીપસમુદ્રને પૂરવામાં (ભરવામાં) સમર્થ છે. ૨૮૦.

પચાસ હજાર વિમાનોના અધીશ્વર એવા લાન્તકેન્દ્ર લાન્તક સ્વર્ગવાસી દેવોનું સામ્રાજ્ય કરે છે. ૨૮૧.

अस्य यानविमानं च, भवेत्कामगमाभिधम् ।
देवः कामगमाभिख्यो, नियुक्तस्तद्विकुर्वणे ॥ २८२ ॥
वैमानिकाः किल्बिषिकास्त्रिधा भवन्ति तद्यथा ।
त्रयोदशाब्धित्र्यम्भोधित्रिपल्योपमजीविनः ॥ २८३ ॥
तत्रच—वसन्ति लान्तकस्याधस्त्रयोदशाब्धिजीविनः ।
अधः सनत्कुमारस्य, त्र्यम्भोधिजीविनः पुनः ॥ २८४ ॥
त्रिपल्यस्थितयस्ते च, सौधर्मेशानयोरधः ।
स्थानमेवं किल्बिषिकसुराणां त्रिविधं स्मृतम् ॥ २८५ ॥

नन्वत्राधःशब्देन किमभिधीयते? अधस्तनप्रस्तटं, तस्मादप्यधोदेशो वा? अन्यच्च द्वात्रिंशल्लक्षविमानमध्ये साधारणदेवीनामिवैतेषां कतिचिद्विमानानि सन्ति? विमानैकदेशे वा विमानाद्बहिर्वा तिष्ठन्ति ते? इति,

अत्रोच्यते—अत्राधःशब्दस्तत्स्थानवाचको ज्ञेयो, यतोऽत्राधःशब्दः प्रथमप्रस्तटार्थो न घटते तृतीयषष्ठकल्पसत्कंकिल्बिषिकामराणां, तत्प्रथमप्रस्तटयोस्त्रिसागरोपमत्रयोदशसागरोपमस्थित्योरसंभवात्, तथा तद्विमानानां संख्या शास्त्रे नोपलभ्यते, तथा

---

લાંતક ઇન્દ્રનું યાન વિમાન કામગમ નામનું છે અને તેની વિકુર્વણા કરનાર અધિકારી દેવ પણ કામગમ નામનો છે. ૨૮૨.

## કિલ્બિષિક દેવોનું વર્ણન:

વૈમાનિક દેવતાઓમાં ત્રણ પ્રકારના કિલ્બિષિક દેવો હોય છે. ૧૩ સાગરોપમના આયુષ્યવાળા, ૩ સાગરોપમના આયુષ્યવાળા, અને ૩ પલ્યોપમના આયુષ્યવાળા હોય છે. ૨૮૩.

તેમાં ૧૩ સાગરોપમના આયુષ્યવાળા કિલ્બિષિક દેવો લાંતક દેવલોક નીચે રહે છે. ત્રણ સાગરોપમના આયુષ્યવાળા સનત્કુમાર દેવલોકની નીચે રહે છે. અને ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા સૌધર્મેશાન દેવલોકની નીચે રહે છે. એ પ્રમાણે કિલ્બિષિક દેવોનાં ત્રણ સ્થાન છે. ૨૮૪-૨૮૫.

**પ્રશ્ન**: અહીં 'અધઃ' શબ્દથી શું કહેવા માંગે છે. નીચેનું છેલ્લું પ્રતર કે પ્રતરની નીચેનો દેશ? વળી બત્રીસ લાખ વિમાનોમાં સાધારણ દેવીઓનાં વિમાનોની જેમ આમના અલગ વિમાન છે? કે વિમાનના એક પ્રદેશમાં રહે છે? કે વિમાનોની બહાર રહે છે?

**જવાબ**: અહીં અધઃ શબ્દથી સ્થાન સમજવું. કારણકે અધઃ શબ્દ પ્રથમ પ્રતરના અર્થમાં પણ ઘટતો નથી. ત્રીજા અને છટ્ઠા દેવલોકના કિલ્બિષિક દેવોને પ્રથમ

देवलोकगतद्वात्रिंशल्लक्षविमानसंख्यामध्ये तद्विमानगणनं न संभाव्यते इति, तत्त्वं सर्वविद्वेद्यमिति वृद्धाः ॥

अमी च चण्डालप्राया, निन्द्यकर्माधिकारिणः ।
अस्पृश्यत्वादन्यदेवैर्धिक्कृतास्तर्जनादिभिः ॥ २८६ ॥
देवलोके विमानेषु, सुधाभुक्पर्षदादिषु ।
कौतुकादिसंगतेषु, देवानां निकरेषु च ॥ २८७ ॥
अष्टाह्निकाद्युत्सवेषु, जिनजन्मोत्सवादिषु ।
अप्राप्नुवन्तः स्थानं ते, स्वं शोचन्ति विषादिनः ॥ २८८ ॥
आचार्योपाध्यायगच्छसंघप्रतीपवर्तिनः ।
येऽवर्णवादिनस्तेषामयशःकारिणोऽपि च ॥ २८९ ॥
असद्भावोद्भावनाभिर्मिथ्यात्वाभिनिवेशकैः ।
व्युद्ग्राहयन्तः स्वात्मानं, परं तदुभयं तथा ॥ २९० ॥
प्रतिपाल्यापि चारित्रपर्यायं वत्सरान् बहून् ।
तेऽनालोच्याप्रतिक्रम्य, तत्कर्माशर्मकारणम् ॥ २९१ ॥
त्रयाणां किल्बिषिकाणां, मध्ये भवन्ति कुत्रचित् ।
तादृशव्रतपर्यायापेक्षया स्थितिशालिनः ॥ २९२ ॥

---

પ્રતરમાં ત્રણ સાગરોપમ અને તેર સાગરોપમની સ્થિતિ ઘટતી નથી. તેના વિમાનોની સંખ્યા શાસ્ત્રમાં આવતી નથી તથા દેવલોકમાં રહેલા ૩૨ લાખ વિમાનોની અંદર તેમના વિમાનોની ગણના સંભવતી નથી. તત્ત્વ તો કેવલિગમ્ય છે એમ વૃદ્ધપુરુષો કહે છે'

આ કિલ્બિષિકો નિંદ્યકર્મના અધિકારી હોવાથી ચંડાલ જેવા છે. અસ્પૃશ્ય હોવાથી બીજા દેવો એમને તર્જના વગેરેથી ધિક્કાર આપે છે. ૨૮૬

દેવલોકના વિમાનોને વિષે, દેવોની પર્ષદામાં, કૌતુકથી ભેગા થયેલા દેવોના સમૂહમાં, અષ્ટાહ્નિકાદિ ઉત્સવોમાં, જિન જન્મ મહોત્સવાદિમાં, સ્થાન નહીં પામતા ઉદાસ થએલા તે કિલ્બિષિક દેવો પોતાની જાતને નિંદે છે. ૨૮૭–૨૮૮.

આચાર્યો, ઉપાધ્યાય, ગચ્છ અને સંઘના વિરોધી, અવર્ણવાદી, તેઓના અપયશને કરનારા, તેઓના પ્રત્યે અસદ્ભાવ ઉત્પન્ન કરાવવા દ્વારા મિથ્યાત્વના અભિનિવેષથી આત્માને, પરને અને ઉભયને વ્યુદ્ગ્રાહિત કરતાં એવા જીવો ઘણા વર્ષ ચારિત્ર પાળીને પણ દુઃખના કારણભૂત તે કર્મની આલોચના અને પ્રતિક્રમણ કર્યા વિના મરીને ત્રણ કિલ્બિષિકના મધ્યમાં તેવા પ્રકારના વ્રત અને પર્યાયના સાપેક્ષ આયુષ્યવાળા દેવ બને છે. ૨૮૯–૨૯૨.

एभ्यश्च्युत्वा देवनरतिर्यग्नारकजन्मसु ।
चतुरः पञ्च वा वारान्, भ्रान्त्वा सिद्ध्यन्ति केचन ॥ २९३ ॥
केचित्पुनरर्हदादिनिबिडाशातनाकृतः ।
कृतानन्तभवा भीमं, भ्राम्यन्ति भवसागरम् ॥ २९४ ॥
तथाहुः—"देवकिब्बिसिया णं भंते ! ताओ देवलोगाओ" इत्यादि ।
जामेयोऽपि च जामाता, यथा वीरजगद्गुरोः ।
जमालिः किल्बिषिकेषूत्पन्नो लान्तकवासिषु ॥ २९५ ॥
स हि क्षत्रियकुण्डस्थः, क्षत्रियस्ताण्डवादिषु ।
मग्नः श्रुत्वा महावीरमागतं वन्दितुं गतः ॥ २९६ ॥
श्रुत्वोपदेशं संविग्नोऽनुज्ञाप्य पितरौ व्रतम् ।
जग्राह पञ्चभिः पुंसां, शतैः सह महामहैः ॥ २९७ ॥
अधीतैकादशाङ्गीकस्तयैवार्हदनुज्ञया ।
सेव्यः साधुपञ्चशत्या, चकारानेकधा तपः ॥ २९८ ॥
पप्रच्छ चैकदाऽर्हन्तं, विजिहीर्षुः पृथग् जिनात् ।
तूष्णीं तस्थौ प्रभुरपि, जानंस्तद्भाविवैशसम् ॥ २९९ ॥

---

ત્યાંથી ચ્યવીને દેવ-મનુષ્ય તિર્યંચ કે નરક યોનિમાં ચાર-પાંચ વાર ભમીને કોઇક મોક્ષમાં જાય છે. જ્યારે કોઈક શ્રી અરિહંત ભગવાન આદિની અત્યંત આશાતના કરીને અનંત ભવો સુધી ભયંકર ભવસાગરમાં ભમે છે. ૨૯૩–૨૯૪.

કહ્યું છે કે : 'હે ભગવન્! તે દેવલોકથી કિલ્બિષિક દેવો ચ્યવીને' ઈત્યાદિ...

જગત્ગુરુ એવા શ્રી વીર ભગવાનનો ભાણેજ તથા જમાઈ એવો જમાલી લાંતક દેવલોકના કિલ્બિષિકમાં ઉત્પન્ન થયેલ છે. ૨૯૫.

ક્ષત્રિયકુંડના રહેવાસી ક્ષત્રિય એવા જમાલી નાટક આદિમાં મગ્ન હતા. તે સમયે પરમાત્મા મહાવીરદેવનું આગમન સાંભળી વંદન કરવા ગયા. ૨૯૬.

ઉપદેશ સાંભળીને વૈરાગ્ય યુક્ત બની માતા–પિતાની અનુજ્ઞા લઈ પાંચસો પુરુષોની સાથે મોટા મહોત્સવપૂર્વક તેમણે દીક્ષા લીધી. ૨૯૭.

પાંચસો સાધુથી યુક્ત એવા તે જમાલી અગ્યાર અંગ ભણીને, પરમાત્માની અનુજ્ઞાપૂર્વક અનેક પ્રકારે તપ કરતાં હતા. ૨૯૮.

એકદા તેણે (જમાલિએ) શ્રી જિનેશ્વર ભગવાનથી જુદા વિચરવાની ઈચ્છાથી ભગવાનની અનુજ્ઞા માંગી ત્યારે ભગવાને તેનું વિપરીતભાવિ જોઈને મૌન રહ્યા. ૨૯૯.

अननुज्ञात एवैष, उपेक्ष्य जगदीश्वरम् ।
विहरन् सहितः शिष्यैः, श्रावस्तीं नगरीं ययौ ॥ ३०० ॥
तत्र तस्यान्यदा प्रान्ताद्यशनेन ज्वरोऽभवत् ।
शिष्यान् शिशयिषुः संस्तारकक्लृप्त्यै समादिशत् ॥ ३०१ ॥
तमास्तरन्ति ते यावत्तावदेषोऽतिपीडितः ।
ऊचे संस्तारको हन्त, कृतोऽथ क्रियतेऽथवा ? ॥ ३०२ ॥
द्रागेष क्रियते स्वामिन् !, श्रुत्वेति शिष्यभाषितम् ।
मिथ्याविपर्यस्तमतिरिति चेतस्यचिन्तयत् ॥ ३०३ ॥
प्रत्यक्षं क्रियमाणोऽयमकृतो यन्न भुज्यते ।
क्रियमाणं कृतमिति, तत्किमाहान्तिमो जिनः ? ॥ ३०४ ॥
ध्यात्वेति सर्वानाहूय, शिष्यानेषोऽब्रवीदिति ।
कृतमेव कृतं वस्तु, क्रियमाणं न तत्तथा ॥ ३०५ ॥
क्रियमाणं कृतं किंचिन्न चेदाद्यक्षणादिषु ।
सर्वमन्त्यक्षणे तर्हि, तत्कर्तुं शक्यते कथम् ? ॥ ३०६ ॥

---

ભગવાનની અનુજ્ઞા નહીં હોવા છતાં ઉપેક્ષા કરીને પોતાના શિષ્યો સાથે વિચરતા શ્રાવસ્તીનગરીમાં ગયા. ૩૦૦.

ત્યાં એક દિવસ તેને લુખ્ખું–સુકું ભોજન કરવાના કારણે તાવ આવ્યો અને સૂવાની ઇચ્છાથી તેણે શિષ્યોને સંથારો કરવા આદેશ આપ્યો. ૩૦૧.

શિષ્યો જ્યારે સથારો કરી રહ્યાં હતાં ત્યારે અતિપીડાને કારણે જમાલીએ શિષ્યોને પૂછ્યું કે–સંથારો થયો કે થાય છે ? કર્યો કે કરાય છે ? ત્યારે શિષ્યોએ કહ્યું કે– ‘હે સ્વામિન્! સંથારો હમણાં જ કરીએ છીએ’ આ પ્રમાણે શિષ્યભાષિત સાંભળીને મિથ્યાત્વના કારણે વિપર્યસ્ત બુદ્ધિથી તેણે વિચાર કર્યો કે– પ્રત્યક્ષ રીતે કરાતો આ સંથારો ‘અકૃત’ છે. તેથી તેનો ઉપયોગ કરાતો નથી છતાં ‘કરાતું હોય તે કરેલું’ એ પ્રમાણે શ્રી અંતિમ જિનેશ્વર કેમ કહેતાં હશે ? આ પ્રમાણે વિચારીને બધા શિષ્યોને બોલાવીને તેમણે કહ્યું કે કરેલી વસ્તુને જ કરેલી કહેવી. કરાતી વસ્તુને તે પ્રમાણે કહેવી નહિ (ત્યારે તેમના શિષ્યોએ સામો પ્રશ્ન કર્યો કે–) પ્રથમાદિ ક્ષણોમાં કરાતી ક્રિયા જો થોડી પણ–દેશથી પણ કરેલી ન કહીએ તો અંત્ય ક્ષણમાં પૂર્ણ કેવી રીતે કરી શકાય ! (બધું થયુ એમ કઈ રીતે કહી શકાય ?) ક્ષણે ક્ષણે કરાતું દેશથી થયેલું

देशतः कृतमेवेति, क्रियमाणं क्षणे क्षणे ।
जीर्यमाणं जीर्णमेवं, चलच्चलितमेव च ॥ ३०७ ॥ युग्मम् ।
इत्यादियुक्तिभिः शिष्यैर्बोधितोऽपि कदाग्रही ।
कैश्चिद्धर्मार्थिभिस्त्यक्तः, कैश्चित्स एव चादृतः ॥ ३०८ ॥
यैस्त्यक्तस्ते महावीरं, चम्पायां पुरी संस्थितम् ।
अभ्युपेत्य गुरूकृत्योद्युक्ताः स्वार्थमसाधयन् ॥ ३०९ ॥
क्रमाद्विमुक्तो रोगेण द्रव्यतो न तु भावतः ।
जमालिरपि चम्पायामुपवीरमुपागतः ॥ ३१० ॥
कदाग्रहग्रहग्रस्तप्रशस्तधिषणाबलः ।
इत्याललाप भगवन् !, भवच्छिष्याः परे यथा ॥ ३११ ॥
छद्मस्था न तथैवाहं, किंतु जातोऽस्मि केवली ।
इतिब्रुवाणं भगवानिन्द्रभूतिस्तमब्रवीत् ॥ ३१२ ॥
ज्ञानं केवलिनः शक्यं, नावरीतुं पटादिभिः ।
यदि त्वं केवली तर्हि, प्रश्नयोर्मे कुरूत्तरम् ॥ ३१३ ॥

---

જ છે. પૂર્ણ થતી વસ્તુ જેમ જીર્ણ કહેવાય છે–ચાલતી વસ્તુ જે રીતે ચલિત કહેવાય છે'... ૩૦૨–૩૦૭.

ઇત્યાદિ યુક્તિઓ વડે શિષ્યોએ સમજાવવા છતાં પણ જમાલિ કદાગ્રહી રહ્યો તેથી કેટલાક ધર્માર્થી શિષ્યોએ તેને છોડી દીધો અને કેટલાક શિષ્યોએ તેનો આદર કર્યો. ૩૦૮.

જેઓએ છોડી દીધો તે બધા શિષ્યો ચમ્પાનગરીમાં રહેલા શ્રી મહાવીરસ્વામી પાસે આવીને મોક્ષમાર્ગમાં ઉદ્યમવંત થઇને સ્વાર્થ (કલ્યાણ)ને સાધી ગયા. ૩૦૯.

ક્રમે કરીને જમાલિનો દ્રવ્યરોગ શાંત થઇ ગયો પરંતુ ભાવરોગ શાંત ન થયો. ત્યારે જમાલિ પણ ચમ્પામાં શ્રી વીરપ્રભુ પાસે આવ્યો ૩૧૦.

કદાગ્રહરૂપી ગ્રહથી જેની નિર્મળબુદ્ધિ ગ્રસ્ત થયેલ છે, એવા જમાલીએ પરમાત્માને કહ્યું કે– ભગવન ! તમારા બીજા શિષ્યો છદ્મસ્થ છે, તેવો હું નથી પરંતુ હું કેવલી થયો છું. આ પ્રમાણે બોલતા જમાલીને શ્રી ઈન્દ્રભૂતિ ભગવાને કહ્યું કે– કેવલજ્ઞાનીનું જ્ઞાન તો પટ વગેરેથી આવરી શકાતું નથી. જો તમને કેવલજ્ઞાન હોય તો મારા બે પ્રશ્નોના જવાબ આપો. ૩૧૧–૩૧૩.

जमाले ! नन्वसौ लोकः, शाश्वतोऽशाश्वतोऽथवा ? ।
जीवोऽप्यशाश्वतः किं वा, शाश्वतस्तद्वद द्रुतम् ॥ ३१४ ॥
जगद्गुरुप्रत्यनीकतया प्रश्नमपीदृशम् ।
सोऽक्षमः प्रत्यवस्थातुं, बभूव मलिनाननः ॥ ३१५ ॥
ततः स वीरनाथेन, प्रोक्तः किं मुह्यसीह भोः ? ।
शाश्वताशाश्वतौ ह्येतौ, द्रव्यपर्यायभेदतः ॥ ३१६ ॥
छद्मस्थाः सन्ति मे शिष्या, ईदृक्प्रश्नोत्तरे क्षमाः ।
अनेके न तु ते त्वद्वदसत्सार्वज्ञ्यशंसिनः ॥ ३१७ ॥
अश्रद्दधत्तज्जिनोक्तं, स्वैरं पुनरपि भ्रमन् ।
व्युद्ग्राहयंश्च स्वपरं, कुर्वंस्तपांस्यनेकधा ॥ ३१८ ॥
अन्तेऽर्द्धमासिकं कृत्वाऽनशनं तच्च पातकम् ।
अनालोच्याप्रतिक्रम्य, मृत्वा किल्बिषिकोऽभवत् ॥ ३१९ ॥
ततश्च्युत्वा च विबुध-तिर्यग्मनुजजन्मसु ।
उत्पद्य पञ्चशः पञ्चदशे जन्मनि सेत्स्यति ॥ ३२० ॥

तथाहुः—"गो० ! चत्तारि पञ्च तिरिक्खजोणियमणुस्सदेवभवग्गहणाइं संसारं

---

હે જમાલિ ! આ લોક શાશ્વત છે કે અશાશ્વત ? જીવ પણ શાશ્વત છે કે અશાશ્વત ? જલ્દી કહો. ૩૧૪.

ભગવાનના પ્રત્યનિક થવાના કારણે આવા પણ (સામાન્ય પણ) પ્રશ્નોના જવાબ આપવામાં અસમર્થ બનેલો તે શ્યામ મુખવાળો થયો. ૩૧૫.

ત્યારે શ્રી વીર ભગવાને કહ્યું કે હે જમાલિ ! તું શા માટે મુંઝાય છે ? આ જગત અને જીવ બન્ને પદાર્થો દ્રવ્ય અને પર્યાયના ભેદથી શાશ્વત અને અશાશ્વત છે. ૩૧૬.

મારા અનેક છદ્મસ્થ શિષ્યો છે પણ આ પ્રશ્નના ઉત્તર આપવામા સમર્થ છે છતાં પણ તારી જેમ પોતાની જાતને ખોટી રીતે સર્વજ્ઞ કહેવડાવતા નથી. ૩૧૭.

આ પ્રમાણે (યુક્તિપૂર્વક પણ) ભગવાનની કહેલી વાત ઉપર શ્રદ્ધા નહિ કરતો, ઇચ્છા મુજબ ભમતો, સ્વ-પરને વ્યુદ્ગ્રાહિત કરતો, અનેક પ્રકારનો તપ કરતો, અંતે અર્ધ મહિનાનુ અનશન કરીને તે પાપની આલોચના-પ્રતિક્રમણ કર્યા વિના મરીને કિલ્બિષિક થયો. ત્યાંથી ચ્યવીને દેવ-તિર્યંચ અને મનુષ્યના જન્મોમાં પાંચ-પાંચ વાર ઉત્પન્ન થઈ, તે પંદરમા ભવે સિદ્ધ થશે. ૩૧૮-૩૨૦.

શ્રી ભગવતી સૂત્રમાં નવમા શતકના તેત્રીસમા ઉદ્દેશામાં કહ્યું છે કે– "હે ગૌતમ !

अणुपरियट्टित्ता ततो पच्छा सिज्झिहिति जाव अंतं काहिति" भगवतीसूत्रे श० ९ उ० ३३॥

ग्रन्थान्तरे च यद्यस्यानन्ता अपि भवाः श्रुताः ।
तदा तदनुसारेण, तथा ज्ञेया विवेकिभिः ॥ ३२१ ॥
जिनं विनाऽन्यः कस्तत्त्वं, निश्चेतुं क्षमतेऽपरः ।
ततः प्रमाणमुभयं, श्रीवीराज्ञाऽनुसारिणाम् ॥ ३२२ ॥
सत्यप्येवं पञ्चमाङ्गवचो विलुप्य ये जडाः ।
एकान्तेन भवानस्यानन्तान्निश्चिन्वतेऽधुना ॥ ३२३ ॥
कदाग्रहतमश्छन्ननयनास्ते मुधा स्वयम् ।
भवैरनन्तैर्युज्यन्ते, परानन्तभवाग्रहात् ॥ ३२४ ॥

एवं च-" अनन्तासंख्यसंख्येयानुत्सूत्रभाषिणोऽपिहि ।
परिणामविशेषेण, भवान् भ्राम्यन्ति संसृतौ ॥ ३२५ ॥"

तथोक्तं महानिशीथद्वितीयाध्ययने-" जे णं तित्थगरादीणं महतीं आसायणं कुज्जा से णं अज्झवसायं पडुच्च जावणं अणंतसंसारियत्तणं लभेज्जा," यावच्छब्द-मर्यादया चात्र संख्याता असंख्याता अपि भवा लभ्यन्त इति ध्येयं।

---

ચાર-પાંચ તિર્યંચ-મનુષ્ય તથા દેવભવને ગ્રહણ કરવારૂપ સંસારમાં ભમીને ત્યારબાદ સિદ્ધિ પામશે. ભવનો અત કરશે."

જો કે- ગ્રન્થાન્તરમાં જમાલીના અનંત ભવ પણ સંભળાય છે. ત્યારે તે અનુસારે વિવેકીએ સમજી લેવા. ૩૨૧.

શ્રી જિનેશ્વર ભગવંત વિના અન્ય બીજો કોણ તત્ત્વનો નિશ્ચય કરી શકે માટે શ્રી વીર ભગવાનની આજ્ઞાનુસારી જીવો માટે બન્ને વસ્તુ પ્રમાણ છે. ૩૨૨.

આમ હોવા છતાંય જે જડપુરુષો એકાંતે શ્રી ભગવતીની વાતોને ઉડાડીને હમણાં જમાલીનાં અનંતભવોનો નિશ્ચય કરે છે, તે કદાગ્રહરૂપી અંધકારથી ઢંકાઈ ગએલી આંખવાળા ફોગટ બિચારા બીજાને અનંતભવ પકડાવીને પોતે અનંતભવથી જોડાય છે. ૩૨૩-૩૨૪

પરિણામ વિશેષે ઉત્સૂત્રભાષી જીવો આ સંસારમાં અનંત, અસંખ્યાત અને સંખ્યાતભવ ભમે છે. ૩૨૫.

શ્રી મહાનિશીથના દ્વિતીય અધ્યયનમાં કહ્યું છે કે 'જે તીર્થંકર આદિની મોટી આશાતના કરે છે, તે અધ્યવસાય મુજબ અનંત સંસાર સુધી પણ ભમે છે. અહીં 'યાવત્' શબ્દ મર્યાદાના અર્થમાં હોવાથી યાવત્ શબ્દથી સંખ્યાત-અસંખ્યાત ભવો પણ ઘટી શકે.

उत्सूत्रभाषिणां ये चानन्तानेव कदाग्रहात् ।
भवानूचुरुपेक्ष्यं तत्तेषां वातूलचेष्टितम् ॥ ३२६ ॥
अतः परं किल्बिषिकजातीयानामसंभवः ।
यथाऽऽभियोगिकादीनामच्युतस्वर्गतः परम् ॥ ३२७ ॥
अथोर्ध्वं लान्तकस्वर्गात्समपक्षं समानदिक् ।
योजनानामसंख्येयकोटाकोटिव्यतिक्रमे ॥ ३२८ ॥
अस्ति स्वर्गो महाशुक्रः, संपूर्णचन्द्रसंस्थितः ।
चत्वारः प्रतरास्तत्र, प्रतिप्रतरमिन्द्रकम् ॥ ३२९ ॥
आभङ्करं गृद्धिसंज्ञं, केतुश्च गरुलाभिधम् ।
चतस्रः पङ्क्तयस्तेभ्यः, प्राग्वत्पुष्पावकीर्णकाः ॥ ३३० ॥
षड्विंशतिः पञ्चचतुस्त्र्यधिका विंशतिः क्रमात् ।
प्रतरेषु चतुर्ष्वेषु, प्रतिपङ्क्ति विमानकाः ॥ ३३१ ॥
तत्राद्यप्रतरे पङ्क्तौ, पङ्क्तावष्टैव वृत्तकाः ।
नव च त्रिचतुःकोणाः, सर्वे चतुर्युतं शतम् ॥ ३३२ ॥

---

જે લોકો કદાગ્રહથી ઉત્સૂત્રભાષીના અનંતભવો જ કહે છે તે તેમનુ વાયડાપણું છે અને તે ઉપેક્ષા કરવા જેવું છે. ૩૨૬.

આ દેવલોકથી આગળ કિલ્બિષિક દેવો હોતા નથી, જેવી રીતે અચ્યુત દેવલોકથી આગળ આભિયોગિક દેવો હોતા નથી તે રીતે... ૩૨૭.

**મહાશુક્ર દેવલોકનું વર્ણન**

હવે લાન્તક સ્વર્ગથી બરાબર ઉપર સમાન દિશામાં અસંખ્ય કોટાકોટી યોજનો ગયા બાદ, સંપૂર્ણ ચન્દ્રાકારે મહાશુક્ર નામનો સ્વર્ગ છે અને તેમાં ચાર પ્રતર છે. દરેક પ્રતરમાં એક–એક ઈન્દ્રક વિમાન છે. ૩૨૮–૩૨૯.

તે ઇન્દ્રક વિમાનોના નામ ક્રમશઃ ૧. આભંકર, ૨. ગૃદ્ધિ, ૩. કેતુ અને ૪. ગરુલ છે. તેનાથી ચાર–ચાર પંક્તિ નીકળે છે અને પૂર્વની જેમ અન્ય પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૩૩૦.

દરેક પ્રતરમાં ચારે દિશાના ક્રમશઃ છવીસ, પચીસ, ચોવીસ, અને ત્રેવીસ વિમાનો દરેક પંક્તિમાં છે. ૩૩૧.

પહેલા પ્રતરની દરેક પંક્તિમાં આઠ ગોળ વિમાનો છે. તથા ત્રિકોણ અને ચતુષ્કોણ નવ–નવ વિમાનો છે. કુલ વિમાનો એકસો ચાર છે. ૩૩૨.

द्वितीयप्रतरे त्र्यस्रा, नवाष्टाष्टापरे द्विधा ।
सर्वे शतं तृतीये च, प्रतरेऽष्टाष्ट ते त्रिधा ॥ ३३३ ॥
सर्वे च ते षण्णवतिश्चतुर्थप्रतरे पुनः ।
अष्टौ त्र्यस्राश्चतुरस्रा, वृत्ताः सप्त विमानकाः ॥ ३३४ ॥
सर्वे चात्र द्विनवतिः, पाङ्क्तेयाः परिकीर्त्तिताः ।
चतुरिन्द्रकयोगेऽत्र, सर्वे स्युः पङ्क्तिवृत्तकाः ॥ ३३५ ॥
अष्टाविंशं शतं पङ्क्तित्र्यस्राः षट्त्रिंशकं शतम् ।
द्वात्रिंशं च शतं पङ्क्तिचतुरस्राः प्रकीर्तिताः ॥ ३३६ ॥
एवं पङ्क्तिविमानानां, महाशुक्रे शतत्रयम् ।
षण्णवत्या समधिकं, शेषाः पुष्पावकीर्णकाः ॥ ३३७ ॥
सहस्राण्येकोनचत्वारिंशदेव च षट्शती ।
चतुर्युतैव सर्वे च, चत्वारिंशत्सहस्रकाः ॥ ३३८ ॥
आधारतो लान्तकवद् , द्विधाऽमी वर्णतः पुनः ।
शुक्लाः पीताश्च पूर्वेभ्यो, वर्णाद्युत्कर्षशालिनः ॥ ३३९ ॥
पृथ्वीपिण्डः शतानीह, चतुर्विंशतिरीरितः ।
योजनानां शतान्यष्टौ, प्रासादाः स्युः समुच्छ्रिताः ॥ ३४० ॥

---

બીજા પ્રતરમાં ત્રિકોણ વિમાનો નવ છે ગોળ અને ચતુષ્કોણ વિમાનો આઠ-આઠ છે કુલ એકસો વિમાનો છે. ત્રીજા પ્રતરમાં ત્રણે પ્રકારના આઠ-આઠ વિમાનો છે. કુલ છન્નું વિમાનો છે. ૩૩૩.

ચોથા પ્રતરમાં ત્રિકોણ અને ચોરસ વિમાનો આઠ-આઠ છે અને ગોળ વિમાનો સાત છે. કુલ વિમાનો બાણું છે ચારે પ્રતરના થઈને પંક્તિગત ગોળ વિમાનો ઇન્દ્રક વિમાન મેળવવાથી એકસો અઠ્ઠાવીસ થાય છે, ત્રિકોણ વિમાનો એકસો છત્રીસ થાય છે અને ચોરસ વિમાનો એકસો બત્રીસ કહ્યા છ. ૩૩૪-૩૩૬.

આ પ્રમાણે મહાશુક્ર દેવલોકમાં પંક્તિગત વિમાનો ત્રણસો છન્નું છે. અને પુષ્પાવકીર્ણક વિમાનો ઓગણચાલીશ હજાર છસો-ચાર (૩૯,૬૦૪) છે અને કુલ મળીને ચાલીશ હજાર (૪૦,૦૦૦) થાય છે. ૩૩૭-૩૩૮.

દેવલોકની નીચે આધારભૂત ઘનવાત વગેરે લાંતક દેવલોકનીજેમ સમજવા અહીંના દેવો શુક્લ અને પીત એમ બે વર્ણના છે અને પૂર્વના દેવોથી શ્રેષ્ઠ વર્ણવાળા છે. ૩૩૯.

આ દેવલોકનો પૃથ્વીપિંડ ચોવીશસો (૨૪૦૦) યોજનનો છે. અને પ્રાસાદ આઠસો (૮૦૦) યોજન ઊંચા હોય છે. ૩૪૦.

प्रथमप्रतरे चात्र, देवानां परमा स्थितिः ।
पादोनानि पञ्चदश, स्युः सागरोपमाण्यथ ॥ ३४१ ॥
द्वितीयप्रतरे पञ्चदश सार्द्धानि तान्यथ ।
तृतीये च सपादानि, षोडशैतानि निश्चितम् ॥ ३४२ ॥
चतुर्थे च सप्तदश, वार्द्धयः परमा स्थितिः ।
सर्वेष्वपि जघन्या तु, चतुर्दश पयोधयः ॥ ३४३ ॥
कराः पञ्च देहमत्र, चतुर्दशाब्धिजीविनाम् ।
कराश्चत्वारस्त्रयोऽंशाः, पञ्चदशार्णवायुषाम् ॥ ३४४ ॥
षोडशाब्ध्यायुषां हस्ताश्चत्वारोऽंशद्वयान्विताः ।
एकांशाढ्यास्ते तु सप्तदशसागरजीविनाम् ॥ ३४५ ॥
एकादशविभक्तैककरस्यांशा अमी इह ।
आहारोच्छ्वासकालस्तु, प्राग्वत्सागरसंख्यया ॥ ३४६ ॥
कामभोगाभिलाषे तु, तेषां संकेतिता इव ।
सौधर्मस्वर्गदेव्योऽत्रायान्ति स्वार्हा विचिन्तिताः ॥ ३४७ ॥

---

અહીં પ્રથમ પ્રતરમાં દેવોની ઉત્કૃષ્ટસ્થિતિ પોણા પંદર સાગરોપમની છે. ૩૪૧.
બીજા પ્રતરના દેવોની ઉત્કૃષ્ટસ્થિતિ સાડા પંદર સાગરોપમની છે.
ત્રીજા ,, ,, ,, સવા સોળ ,, છે, ૩૪૨.

ચોથા પ્રતરના દેવોની ઉત્કૃષ્ટસ્થિતિ સત્તર સાગરોપમની કહેલી છે. ચારે પ્રતરમાં જઘન્યસ્થિતિ ચૌદ (૧૪) સાગરોપમની કહી છે. ૩૪૩.

અહીં રહેલા ૧૪ સાગરોપમના આયુષ્યવાળા દેવતાઓના દેહની ઉંચાઈ ૫ હાથ છે. અને ૧૫ સાગરોપમના આયુષ્યવાળા દેવોના દેહની ઉંચાઇ ૪ હાથ અને ૩ અંશ છે, ૩૪૪.

૧૬ સાગરોપમના આયુષ્યવાળા દેવોના દેહની ઊંચાઈ ચાર હાથ બે અંશ છે. અને ૧૭ સાગરોપમના આયુષ્યવાળા દેવોના દેહની ઊંચાઈ ચાર હાથ અને એક અંશ છે. ૩૪૫.

અગ્યાર ભાગના વિભક્ત થયેલા હાથના આ અંશો સમજવા. આહાર અને ઉચ્છ્વાસનો કાળ પૂર્વની જેમ સાગરોપમની સંખ્યા પ્રમાણે સમજી લેવો. ૩૪૬.

આ દેવતાઓને કામભોગનો અભિલાષ થાય, ત્યારે તેમની સંકેતિત વ્યક્તિની જેમ સૌધર્મ સ્વર્ગની પોતાને યોગ્ય દેવીઓ ચિંતવનામાત્રથી ત્યાં આવે છે. ૩૪૭.

अथासां दिव्यसुदृशां, शृङ्गाररसकोमलम् ।
गीतं स्फीतं च साकूतं, स्मितं ललितकूजितम् ॥ ३४८ ॥
विविधान्योक्तिवक्रोक्तिव्यङ्ग्यवल्गुवचोभरम् ।
हृद्यगद्यपद्यनव्यभव्यकाव्यादिपद्धतिम् ॥ ३४९ ॥
कङ्कणानां रणत्कारं, हारकाञ्चीकलध्वनिम् ।
मणिमञ्जीरझंकारं, किङ्किणीनिष्कणोल्वणम् ॥ ३५० ॥
कामग्रहार्त्तिशमनमन्त्राक्षरमिवाद्भुतम् ।
शब्दं शृण्वन्त एवामी, तृप्यन्ति सुरतादिव ॥ ३५१ ॥
देव्योऽपि ता दूरतोऽपि, वैक्रियैः शुक्रपुद्गलैः ।
तृप्यन्त्यङ्गे परिणतैस्तादृग्दिव्यप्रभावतः ॥ ३५२ ॥
अर्द्धनाराचावसानचतुःसंहननाञ्चिताः ।
गर्भजा नरतिर्यञ्चो, लभन्तेऽत्रामृताशिताम् ॥ ३५३ ॥
अस्माच्च्युत्वा नृतिरश्चोरेव यान्ति सुधाभुजः ।
च्यवमानोत्पद्यमानसंख्या त्वत्रापि पूर्ववत् ॥ ३५४ ॥
अत्रोत्पत्तिच्यवनयोर्विरहः परमो भवेत् ।
अशीतिं दिवसानेकं, समयं च जघन्यतः ॥ ३५५ ॥

---

ત્યારે કામવાસના રૂપી ગ્રહની પીડાની શાંતિ માટે જાણે અદ્ભુત મંત્રાક્ષર ન હોય, એવા દેવાંગનાઓના અદ્ભુત શ્રૃંગારરસથી કોમલ અને વિશાળ સુંદર ગતિ, અભિપ્રાય સહિતનું સ્મિત, કામગર્ભિત અવાજ, વિવિધ પ્રકારની અન્યોક્તિ, વક્રોક્તિ વ્યંગયોક્તિ, સુંદર વચનના સમૂહ, હ્રદયંગમ એવા ગદ્ય પદ્ય નવા કાવ્યોની પદ્ધતિઓ, કંકણના રણત્કાર–અવાજ, હાર અને કંદોરાના મધુર ધ્વનિ, મણિના ઝાંઝરનો ઝંકાર અને ઘુઘરીના અત્યંત અવાજને સાંભળતાં જ સંભોગની જેમ તૃપ્ત થાય છે. ૩૪૮–૩૫૧.

તેવા પ્રકારના દિવ્ય પ્રભાવથી પોતાના શરીરમા પરિણામ પામેલા એવા વૈક્રિય શુક્ર પુદ્ગલોથી દૂર રહેલી એવી પણ દેવીઓ તૃપ્ત થાય છે. ૩૫૨.

અર્ધ નારાચ સુધીના ચાર સંઘયણવાળા ગર્ભજ મનુષ્યો અને તિર્યંચો અહીં દેવપણે ઉત્પન્ન થાય છે. ૩૫૩.

અહીંથી ચ્યવીને દેવતાઓ મનુષ્ય અને તિર્યંચમાં જ ઉત્પન્ન થાય છે, ચ્યવન અને ઉત્પત્તિની સંખ્યા અહીં પણ પૂર્વની જેમ સમજવી. ૩૫૪.

અહીં ઉત્પત્તિ અને ચ્યવનનો વિરહ ઉત્કૃષ્ટથી ૮૦ દિવસ અને જઘન્યથી ૧ સમયનો હોય છે. ૩૫૫.

पश्यन्ति देवा अत्रत्या, अवधिज्ञानचक्षुषा ।
पङ्कप्रभायास्तुर्यायाः, पृथ्व्या अधस्तलावधि ॥ ३५६ ॥
अत्रत्यानां च देवानां दिव्यां देहद्युतिं ननु ।
सोढुं शक्नोति सौधर्माधिपोऽपि न सुरेश्वरः ॥ ३५७ ॥
श्रूयते हि पुरा गङ्गदत्तमत्रत्यनिर्जरम् ।
आगच्छन्तं परिज्ञाय, नन्तुं वीरजिनेश्वरम् ॥ ३५८ ॥
पूर्वागतो वज्रपाणिस्तत्तेजः क्षन्तुमक्षमः ।
प्रश्नानापृच्छ्य संक्षेपात् संभ्रान्तः प्रणमन् ययौ ॥ ३५९ ॥
एतच्चार्थतो भगवतीसूत्रे षोडशशतकपञ्चमोद्देशके ॥
चतुर्थे प्रतरेऽत्रापि, महाशुक्रावतंसकः ।
सौधर्मवदशोकाद्यवतंसकचतुष्कयुक् ॥ ३६० ॥
उत्पद्यते चात्र महाशुक्रनामा सुरेश्वरः ।
प्राग्वत्कृत्वाऽर्हदाद्यर्चामलंकुर्यान्महासनम् ॥ ३६१ ॥
एकदेवसहस्रेण, सेव्योऽभ्यन्तरपर्षदाम् ।
पञ्चपल्याधिकापार्द्धषोडशाम्भोधिजीविनाम् ॥ ३६२ ॥

---

અહીંના દેવો અવધિજ્ઞાનરૂપી ચક્ષુથી પંકપ્રભા નામની ચોથી પૃથ્વીના નીચેના ભાગ સુધી જોઇ શકે છે. ૩૫૬.

સૌધર્મેન્દ્ર પણ અહિંના દેવોના દેહની દિવ્યકાંતિને સહન કરવા માટે સમર્થ નથી. ૩૫૭.

શાસ્ત્રમાં સંભળાય છે કે– અહિંના ગંગદત્ત નામના દેવને શ્રી વીરજિનેશ્વરને નમસ્કાર કરવા આવી રહેલા જાણીને પહેલા આવેલા સૌધર્મેન્દ્ર તેમના તેજને સહન કરવામાં અસમર્થ બની, સંક્ષેપથી પ્રશ્ન પૂછી, નમસ્કાર કરીને ચાલ્યા ગયા. ૩૫૮–૩૫૯.

અર્થથી આ વાત શ્રી ભગવતી સૂત્રના સોળમા શતકના પાંચમા ઉદ્દેશામાં કહેલી છે.

આ દેવલોકના ચોથા પ્રતરમાં સૌધર્મ દેવલોકની જેમ મહાશુક્રાવતંસક નામનું મુખ્ય વિમાન છે અને તેની આજુબાજુ અશોકાવતંસકાદિ ચાર વિમાનો છે. ૩૬૦.

અને તે વિમાનમાં મહાશુક્ર નામના ઇન્દ્ર ઉત્પન્ન થાય છે. પૂર્વના ઇન્દ્રોની જેમ શ્રી અરિહંત પરમાત્માની પૂજા કરીને આસનને અલંકૃત કરે છે. ૩૬૧.

મહાશુક્રેન્દ્ર–સાડાપંદર સાગરોપમ + ૫ પલ્યોપમની સ્થિતિ ધરાવતા અભ્યન્તર પર્ષદાના હજાર દેવો, સાડા પંદર સાગરોપમ + ચાર પલ્યોપમની સ્થિતિ ધરાવતા

सहस्रद्वितयेनैष, सेवितो मध्यपर्षदाम् ।
चतुःपल्याधिकसार्द्धपञ्चदशार्णवायुषाम् ॥ ३६३ ॥
चतुःसहस्त्या देवानां, सेवितो बाह्यपर्षदाम् ।
त्रिपल्योपमयुक्सार्द्धपञ्चदशार्णवायुषाम् ॥ ३६४ ॥
सामानिकानां चत्वारिंशता सेव्यः सहस्रकैः ।
चतुर्दिशं च प्रत्येकं, तावद्भिरङ्गरक्षकैः ॥ ३६५ ॥
त्रायस्त्रिंशैर्लोकपालैरनीकानीकनायकैः ।
अन्यैरपि महाशुक्रवासिभिः सेवितः सुरैः ॥ ३६६ ॥
जम्बूद्वीपान् पूरयितुं, क्षमः षोडश सर्वतः ।
रूपैर्विकुर्वितैस्तिर्यगसंख्यद्वीपतोयधीन् ॥ ३६७ ॥
सद्विमानसहस्राणां, चत्वारिंशत ईश्वरः ।
महाशुक्रं शास्ति सप्तदशपाथोनिधिस्थितिः ॥ ३६८ ॥ सप्तभिः कुलकम्
अस्य यानविमानं च, भवेत्प्रीतिमनोऽभिधम् ।
देवः प्रीतिमनाः ख्यातो, नियुक्तस्तद्विकुर्वणे ॥ ३६९ ॥
महाशुक्रादथास्त्यूर्ध्वं, सहस्रारः सुरालयः ।
योजनानामसंख्येयकोटाकोटीव्यतिक्रमे ॥ ३७० ॥

---

મધ્યમ પર્ષદાના બે હજાર (૨૦૦૦) દેવો, સાડા પંદર સાગરોપમ + ત્રણ પલ્યોપમની સ્થિતિ ધરાવતા બાહ્ય પર્ષદાના ચાર હજાર (૪૦૦૦) દેવો, ચાલીશ હજાર (૪૦,૦૦૦) સામાનિક દેવતાઓ તથા ચારે તરફ ચાલીશ-ચાલીશ હજાર અંગરક્ષક દેવતાઓ, ત્રાયસ્ત્રિંશ, લોકપાલો, સેના, સેનાધિપતિ અને બીજા પણ મહાશુક્રવાસી દેવતાઓથી સેવિત છે. ૩૬૨-૩૬૬

આ ઈન્દ્ર પોતાના વિકુર્વેલા રૂપથી સોળ જમ્બૂદ્વીપ અને તીરછી અસંખ્ય દ્વીપસમુદ્રોને પૂરવા માટે સમર્થ છે. સત્તર સાગરોપમનું પૂર્ણ આયુષ્ય ધરાવતા આ ઈન્દ્ર મહારાજા ચાલીશ હજાર વિમાન ઉપર શાસન કરે છે. ૩૬૭-૩૬૮.

તેમનું બહાર જવાનું વિમાન પ્રીતિમનસ્ નામનું છે. અને તેની વિકુર્વણા કરવામાં પ્રીતિમના નામનો દેવ નિયુક્ત છે. ૩૬૯.

**સહસ્રાર દેવલોકનું વર્ણન :**

મહાશુક્ર દેવલોકથી બરાબર ઉપર અસંખ્ય કોટાકોટી યોજન ગયા બાદ સહસ્રાર નામનો દેવલોક છે. ૩૭૦.

चत्वारः प्रतरास्तत्र, प्रत्येकमिन्द्रकाश्रिताः ।
ब्रह्म ब्रह्महितं ब्रह्मोत्तरं च लान्तकं क्रमात् ॥ ३७१ ॥
चतस्रः पङ्क्तयश्चैभ्यः, प्राग्वत्पुष्पावकीर्णकाः ।
द्वाविंशतिस्तथा चैकविंशतिर्विंशतिः क्रमात् ॥ ३७२ ॥
एकोनविंशतिश्चेति, प्रतरेषु चतुर्ष्वपि ।
एकैकपङ्क्तौ संख्यैवं, विमानानां भवेदिह ॥ ३७३ ॥
तत्राद्यप्रतरे त्र्यस्रा, अष्टान्ये सप्त सप्त च ।
प्रतिपङ्क्त्यथ सर्वेऽत्राष्टाशीतिः पङ्क्तिवर्त्तिनः ॥ ३७४ ॥
द्वितीयप्रतरे सप्त सप्तैते त्रिविधा अपि ।
सर्वे चतुरशीतिश्च, तृतीयप्रतरे पुनः ॥ ३७५ ॥
वृत्ताः षट् सप्त सप्तान्येऽशीतिश्च सर्वसंख्यया ।
तुर्ये त्र्यस्राः सप्त षट् षट्, परे षट्सप्ततिः समे ॥ ३७६ ॥
चतुर्णामिन्द्रकाणां च, योगेऽत्र पङ्क्तिवृत्तकाः ।
अष्टोत्तरशतं पङ्क्तित्र्यस्राश्च षोडशं शतम् ॥ ३७७ ॥
अष्टोत्तरं शतं पङ्क्तिचतुरस्रास्ततोऽत्र च ।
द्वात्रिंशदधिकं पङ्क्तिविमानानां शतत्रयम् ॥ ३७८ ॥

---

તે દેવલોકમાં ચાર પ્રતર છે. દરેક પ્રતરમાં ઈન્દ્રક વિમાન છે જેમના નામ અનુક્રમે બ્રહ્મ, બ્રહ્મહિત, બ્રહ્મોત્તર અને લાંતક છે. ૩૭૧.

પહેલાંની જેમ (અહિં પણ) દરેક પ્રતરમાં ચાર ચાર પંક્તિઓ છે અને પુષ્પાવકીર્ણક વિમાનો છે. દરેક પંક્તિની ચારે દિશામાં પ્રથમ પ્રતરમાં ૨૨ વિમાનો, બીજા પ્રતરમાં ૨૧ વિમાનો, ત્રીજા પ્રતરમાં ૨૦ વિમાનો અને ચોથા પ્રતરમાં ૧૯ વિમાનો છે. આ પ્રમાણે એક-એક પંક્તિમાં વિમાનની સંખ્યા જાણવી. ૩૭૨-૩૭૩.

તેમાં પહેલા પ્રતરની દરેક પંક્તિમાં ત્રિકોણ વિમાનો આઠ અને બીજા સાત-સાત વિમાનો છે અને કુલ ૮૮ વિમાનો છે. ૩૭૪.

બીજા પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનો સાત-સાત છે. અને કુલ ૮૪ વિમાનો છે. ૩૭૫.

ત્રીજા પ્રતરમાં ગોળ વિમાનો છ છે. અને બીજા સાત-સાત છે કુલ ૮૦ વિમાનો છે. ચોથા પ્રતરમાં ત્રિકોણ વિમાનો સાત અને બીજા વિમાનો ૬-૬ છે. કુલ ૭૬ વિમાનો છે. ૩૭૬.

ચાર ઈન્દ્રક વિમાનને ભેળવતાં પંક્તિગત ગોળ વિમાનો ૧૦૮ છે, ત્રિકોણ ૧૧૬ છે, ચોરસ વિમાનો ૧૦૮ છે અને કુલ પંક્તિગત વિમાનો ૩૩૨ છે ૩૭૭-૩૭૮.

षट्शताभ्यधिकाः पञ्च, सहस्राः साष्टषष्टयः ।
पुष्पावकीर्णका अत्र, सर्वे ते षट्सहस्रकाः ॥ ३७९ ॥
आधारवर्णोच्चत्वादि, स्यादेषां शुक्रनाकवत् ।
उत्पद्यन्त एषु देवतया प्राग्वन्महाशयाः ॥ ३८० ॥
सपादा वार्द्धयः सप्तदशाऽऽद्ये प्रतरे स्थितिः ।
द्वितीये त्वब्धयः सप्तदश सार्द्धाः परा स्थितिः ॥ ३८१ ॥
अष्टादश च पादोनास्तृतीये परमा स्थितिः ।
तुर्येऽष्टादश संपूर्णाः, सागराः स्यात्परा स्थितिः ॥ ३८२ ॥
सर्वत्रापि जघन्या तु, भवेत्सप्तदशाब्धयः ।
अथ स्थित्यनुसारेण, देहमानं निरूप्यते ॥ ३८३ ॥
चत्वारोऽत्र करा देह, उत्कृष्टस्थितिशालिनाम् ।
त एवैकादशैकांशयुजो जघन्यजीविनाम् ॥ ३८४ ॥
अष्टादशभिरब्दानां, सहस्रैः परमायुषः ।
जघन्यस्थितयः सप्तदशभिर्भोजनार्थिनः ॥ ३८५ ॥

---

પાંચ હજાર છસો અડસઠ (૫,૬૬૮) વિમાનો પુષ્પાવકીર્ણક છે. અને આ દેવલોકના કુલ વિમાનો છ હજાર (૬૦૦૦) છે. ૩૭૯.

આ વિમાનોમાં આધાર-વર્ણ-ઊંચાઈ આદિ શુક્ર દેવલોકના વિમાનોની જેમ સમજી લેવું. આ વિમાનમાં પૂર્વની માફક મહા પુણ્યશાળી આત્મા દેવ તરીકે ઉત્પન્ન થાય છે. ૩૮૦.

આ દેવલોકમાં પ્રથમપ્રતરના દેવોનું આયુષ્ય સવાસત્તર સાગરોપમ, બીજા પ્રતરના દેવોનું આયુષ્ય સાડાસત્તર સાગરોપમ, ત્રીજા પ્રતરના દેવોનું આયુષ્ય પોણા અઢાર સાગરોપમ અને ચોથા પ્રતરના દેવોનું આયુષ્ય અઢાર સાગરોપમનું છે. ૩૮૧-૩૮૨.

ચારે પ્રતરમાં જઘન્ય આયુષ્ય સત્તર સાગરોપમ છે. હવે સ્થિતિ અનુસાર દેહમાન કહીએ છીએ. ૩૮૩.

ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવના શરીરની ઊંચાઈ ચાર હાથ છે. અને જઘન્ય આયુષ્યવાળા દેવના શરીરની ઊંચાઇ ચાર હાથ $\frac{1}{11}$ અંશ છે ૩૮૪.

ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોને ૧૮ હજાર વર્ષના અંતરે અને જઘન્ય આયુષ્યવાળા દેવોને ૧૭ હજાર વર્ષના અંતરે ભોજનની ઇચ્છા થાય છે. ૩૮૫.

उच्छ्वसन्तीह नवभिर्मासैः परमजीविनः
हीनायुषोऽष्टभिः सार्द्धैः, परे तदनुसारतः ॥ ३८६ ॥
भोगो गत्यागती संख्योत्पादच्यवनगोचरा ।
अवधिज्ञानविषयः, सर्वमत्रापि शुक्रवत् ॥ ३८७ ॥
अत्रोत्पादच्यवनयोर्गरीयान् विरहो भवेत् ।
शतं दिनानामल्पीयान्, स पुनः समयो मतः ॥ ३८८ ॥
चतुर्थप्रतरेऽत्रापि, सहस्रारावतंसकः ।
अङ्कावतंसकादीनां, चतुर्णां मध्यतः स्थितिः ॥ ३८९ ॥
सहस्रारस्तत्र देवराजो राजेव राजते ।
प्राग्वत्कृतजिनाद्यर्चो, महासिंहासने स्थितः ॥ ३९० ॥
पञ्चभिर्निर्जरशतैः, सेव्योऽभ्यन्तरपर्षदि ।
सप्तपल्याधिकापार्द्धाष्टादशाम्भोधिजीविभिः ॥ ३९१ ॥
एकदेवसहस्रेण, सेवितो मध्यपर्षदि ।
सषट्पल्यसार्द्धसप्तदशतोयधिजीविना ॥ ३९२ ॥

---

ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવો નવ મહિનાના અંતરે શ્વાસોશ્વાસ લે છે અને, જઘન્ય આયુષ્યવાળા દેવો સાડા આઠ મહિનાના અંતરે શ્વાસોશ્વાસ લે છે. બીજા દેવોનું તે અનુસારે સમજી લેવું ૩૮૬

વિષયનો ભોગ ( એટલે કે મનથી જ વિષય સેવન ) ગતિ, આગતિ, ઉત્પત્તિ અને ચ્યવનની સંખ્યા, અવધિજ્ઞાનનો વિષય આદિ શુક્ર દેવલોકની જેમ સમજી લેવું. ૩૮૭.

અહિં ઉત્પત્તિ અને ચ્યવનનો વિરહ ઉત્કૃષ્ટ ૧૦૦ દિવસ અને જઘન્ય એક સમયનો છે. ૩૮૮.

અહીં પણ ચોથા પ્રતરમાં અંકાવતંસકાદિ ચાર વિમાનોની મધ્યમાં સહસ્રારાવતંસક નામનું વિમાન છે. ૩૮૯.

ત્યાં સહસ્રાર નામના ઈન્દ્ર, રાજાની જેમ શોભે છે અને પૂર્વના ઈન્દ્રોની જેમ અરિહંત પરમાત્માની પૂજાદિ કરીને મહાસિંહાસન ઉપર બેસે છે. ૩૯૦

તે ઈન્દ્રની અભ્યન્તર પર્ષદાના પાંચસો ( ૫૦૦ ) દેવતાઓ સેવા કરે છે કે જેમનું આયુષ્ય સાડા સત્તર સાગરોપમ અને સાત પલ્યોપમનું છે. ૩૯૧.

મધ્યમ પર્ષદાના એક હજાર ( ૧,૦૦૦ ) દેવતાઓ સેવા કરે છે, કે જેમનું આયુષ્ય સાડાસત્તર સાગરોપમ અને છ પલ્યોપમનું છે. ૩૯૨.

द्विसहस्त्रया च देवानां, सेवितो बाह्यपर्षदाम् ।
पञ्चपल्ययुतापार्द्धाष्टादशार्णवजीविनाम् ॥ ३९३ ॥
सामानिकामरैः सेव्यः, सहस्त्रैस्त्रिशता सदा ।
सहस्त्रैस्त्रिशतैकैकदिश्यात्मरक्षकैः सुरैः ॥ ३९४ ॥
प्राग्वत्त्रायस्त्रिशलोकपालसैन्यतदीश्वरैः ।
देवैरन्यैरप्युपास्यः, सहस्त्रारनिवासिभिः ॥ ३९५ ॥
सातिरेकान् षोडशैव, जम्बूद्वीपान् विकुर्वितैः ।
रूपैर्भर्तुं क्षमस्तिर्यगसंख्यान् द्वीपवारिधीन् ॥ ३९६ ॥
स विमानसहस्त्राणां, षण्णामैश्वर्यमन्वहम् ।
भुङ्क्ते भाग्यौजसां भूमिरष्टादशाब्धिजीवितः ॥ ३९७ ॥
सप्तभिः कुलकं ॥

अस्य यानविमानं च, विदितं विमलाभिधम् ।
देवश्च विमलाभिख्यो, नियुक्तस्तद्विकुर्वणे ॥ ३९८ ॥
ऊर्ध्वं चाथ सहस्त्राराद्संख्ययोजनोत्तरौ ।
आनतप्राणतौ स्वर्गौ, दक्षिणोत्तरयोः स्थितौ ॥ ३९९ ॥

---

અને બાહ્ય પર્ષદાના બે હજાર (૨,૦૦૦) દેવતાઓ સેવા કરે છે કે જેમનું આયુષ્ય સાડા સત્તર સાગરોપમ અને પાંચ પલ્યોપમનું છે. ૩૯૩.

આ ઈન્દ્ર મહારાજાની સેવામાં ત્રીસ હજાર (૩૦,૦૦૦) સામાનિક દેવતાઓ છે અને એકેક દિશામાં ત્રીસ-ત્રીસ હજાર આત્મરક્ષક દેવતાઓ છે. ૩૯૪.

પૂર્વના ઇન્દ્રોની જેમ આ ઈન્દ્ર પણ ત્રાયસ્ત્રિંશ, લોકપાલ, સૈન્ય, સૈન્યાધિપતિ તથા સહસ્રાર નિવાસી અન્ય દેવોથી સેવાય છે ૩૯૫.

આ ઇન્દ્ર પોતાના વિકુર્વેલા રૂપોથી સોળ (૧૬) જમ્બૂદ્વીપથી કંઇક અધિક તથા તીર્છી અસંખ્ય દ્વીપ-સમુદ્રોને પૂરવામાં સમર્થ છે. ૩૯૬.

અઢાર સાગરોપમના આયુષ્યવાળા અને અતિ ભાગ્યવાન તથા તેજસ્વી એવા આ ઈન્દ્ર મહારાજા છ હજાર વિમાનોનું ઐશ્વર્ય ભોગવે છે. ૩૯૭.

આ સહસ્રારેન્દ્રને બહાર જવાનું વિમાન 'વિમલ' નામનું છે, અને તેની વિકુર્વણા કરવા માટે વિમલ નામનો દેવ અધિકૃત છે. ૩૯૮.

**આનત-પ્રાણત દેવલોકનું વર્ણન:**

સહસ્રાર દેવલોકની ઉપર અસંખ્ય યોજન ગયા બાદ દક્ષિણ-ઉત્તર દિશામાં આનત અને પ્રાણત નામના બે દેવલોક રહેલા છે. ૩૯૯.

अनयोरेकवलयस्थयोरर्द्धार्द्धचन्द्रवत् ।
चत्वारः प्रतरास्तत्र, प्रतिप्रतरमिन्द्रकम् ॥ ४०० ॥
महाशुक्रसहस्रारमानतं प्राणतं क्रमात् ।
एभ्यश्च पङ्क्तयः प्राग्वत्पुष्पावकीर्णकास्तथा ॥ ४०१ ॥
अष्टादश सप्तदश, षट्पञ्चाभ्यधिका दश ।
विमानान्येकैकपङ्क्ति, प्रतरेषु चतुर्ष्विह ॥ ४०२ ॥
प्रथमप्रतरे तत्र, प्रतिपङ्क्ति विमानकाः ।
वृत्तत्र्यस्रचतुरस्राः, षट् षट् द्वासप्ततिः समे ॥ ४०३ ॥
द्वितीयप्रतरे वृत्ताः, पञ्च षट् षट् परे द्विधा ।
सर्वेऽष्टषष्टिः पङ्क्तियास्तृतीयप्रतरे पुनः ॥ ४०४ ॥
त्र्यस्राः षट् पञ्च पञ्चान्ये, चतुःषष्टिः समेऽप्यमी ।
तुर्ये त्रेधाः पञ्च पञ्च, षष्टिश्च सर्वसंख्यया ॥ ४०५ ॥
चतुर्भिरिन्द्रकैर्युक्ताः, सर्वेऽत्र पङ्क्तिवृत्तकाः ।
अष्टाशीतिर्द्विनवतिः, पङ्क्तित्र्यस्रा इहोदिताः ॥ ४०६ ॥

---

એક વલયમાં રહેલા બન્ને દેવલોકો અર્ધ-અર્ધ ચન્દ્રાકારે છે તેમાં ચાર પ્રતરો છે અને દરેક પ્રતરે ઇન્દ્રક વિમાન છે ૪૦૦.

અને તેના નામો ક્રમશઃ મહાશુક્ર, સહસ્રાર આનત અને પ્રાણુત છે. એ ઇન્દ્રક વિમાનની ચારે દિશામાં પંક્તિગત વિમાનો તથા વિદિશામાં પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૪૦૧.

ચારે પ્રતરની અંદર દરેક પંક્તિમાં ક્રમશઃ ૧૮, ૧૭, ૧૬ અને ૧૫ વિમાનો છે. ૪૦૨.

પ્રથમ પ્રતરની દરેક પંક્તિમાં ત્રિકોણુ - ગોળ અને ચોરસ વિમાનો છ-છ છે. કુલ બહોંતેર (૭૨) વિમાનો છે. ૪૦૩

બીજા પ્રતરની દરેક પંક્તિમાં ગોળ વિમાનો પાંચ અને બીજા છ-છ છે. અને કુલ પંક્તિગત વિમાનો અડસઠ (૬૮) છે. ૪૦૪.

ત્રીજા પ્રતરની દરેક પંક્તિમાં ત્રિકોણુ વિમાનો ૬ અને બીજા પાંચ-પાંચ છે. કુલ ચોસઠ (૬૪) વિમાનો છે. અને ચોથા પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનો પાંચ-પાંચ છે. કુલ ૬૦ વિમાનો છે. ૪૦૫.

ઇન્દ્રક વિમાનો સહિત પંક્તિગત ગોળ વિમાનોની કુલ સંખ્યા અઠ્યાસી (૮૮) છે. અને ત્રિકોણુ વિમાનોની સંખ્યા બાણું (૯૨) છે. જ્યારે પંક્તિગત ચોરસ

अष्टाशीतिः पङ्क्तिचतुरस्राः सर्वे च पङ्क्तिगाः ।
द्वे शते अष्टषष्टिश्च, शेषाः पुष्पावकीर्णकाः ॥ ४०७ ॥
शतं द्वात्रिंशदधिकं, विमानाः सर्वसंख्यया ।
स्वर्गद्वये समुदिते, स्युश्चत्वारि शतानि ते ॥ ४०८ ॥
आभाव्यत्वविभागस्तु, विमानानामिहास्ति न ।
यतोऽनयोरेक एव, द्वयोरपि सुरेश्वरः ॥ ३०९ ॥
विहायसि निरालम्बा, निराधाराः स्थिता अमी ।
जगत्स्वभावतः शुक्लवर्णाश्च रुचिरप्रभाः ॥ ४१० ॥
योजनानां नव शतान्येषु प्रासादतुङ्गता ।
पृथ्वीपिण्डः शतान्यत्र, त्रयोविंशतिरीरितः ॥ ४११ ॥
एषां पूर्वोदितानां च, विमानानां शिरोऽग्रगः ।
ध्वजस्तत्तद्वर्ण एव, स्यान्मरुच्चञ्चलाञ्चलः ॥ ४१२ ॥
अथ सर्वे शुक्लवर्णा, एवैतेऽनुत्तरावधि ।
किन्तूत्तरोत्तरोत्कृष्टवर्णा नभःप्रतिष्ठिताः ॥ ४१३ ॥

---

વિમાનોની કુલ સંખ્યા અઠ્યાસી (૮૮) છે. પક્તિગત કુલ વિમાનો ૨૬૮ છે. અને બાકીના પુષ્પાવકીર્ણક વિમાનો છે. ૪૦૬–૪૦૭.

પુષ્પાવકીર્ણક વિમાનો એકસો બત્રીસ (૧૩૨) છે. બન્ને સ્વર્ગના કુલ મળીને ચારસો (૪૦૦) વિમાનો છે. ૪૦૮.

આ બન્ને દેવલોકના વિમાનોનો વિભાગ અલગ–અલગ નથી કારણ કે બન્ને દેવલોકના ઈન્દ્ર એક જ છે. ૪૦૯.

જગતસ્વભાવથી જ આ વિમાનો આકાશની અંદર આલંબન રહીત અને આધાર રહિત રહેલા છે અને એ વિમાનોનો વર્ણ શુક્લ છે અને પ્રભા અત્યંત દેદીપ્યમાન છે. ૪૧૦.

આ વિમાનોનો પૃથ્વીપિંડ ત્રેવીસસો (૨,૩૦૦) યોજન છે. અને પ્રાસાદોની ઊંચાઈ નવસો (૯૦૦) યોજન છે. ૪૧૧.

આ અને પહેલા કહેલા વિમાનોના શિખર ઉપર પવનથી ચંચળ બનેલા એવા ધ્વજ પણ વિમાન સમાન વર્ણવાળા છે. ૪૧૨.

હવે અનુત્તર દેવલોક સુધીના બધા જ વિમાનો શુક્લ વર્ણવાળા જ છે. પરંતુ વર્ણમાં ઉત્તરોત્તર ઉત્કૃષ્ટતાવાળા છે અને આકાશમાં રહેલા છે. ૪૧૩.

उत्पन्नाः प्राग्वदेतेषु, देवाः सेवाकृतोऽर्हताम् ।
सुखानि भुञ्जते प्राज्यपुण्यप्राग्भारभारिणः ॥ ४१४ ॥

तत्र दक्षिणदिग्वर्त्तिन्यानतस्वर्गसंगते ।
प्रथमप्रतरेऽमीषां, स्थितिरुत्कर्षतो भवेत् ॥ ४१५ ॥

अष्टादश सपादा वै, द्वितीयप्रतरेऽब्धयः ।
सार्द्धा अष्टादश पादन्यूना एकोनविंशतिः ॥ ४१६ ॥

तृतीयप्रतरे ते स्युस्तुर्ये चैकोनविंशतिः ।
सर्वत्रापि जघन्या तु, स्युरष्टादश वार्द्धयः ॥ ४१७ ॥

प्राणतस्वर्गसंबन्धिन्यथोत्तरदिशि स्थिते ।
प्रथमप्रतरे ज्येष्ठा, स्थितिर्भवति नाकिनाम् ॥ ४१८ ॥

एकोनविंशतिस्तोयधयस्तुर्यलवाधिकाः ।
एकोनविंशतिः सार्द्धा, द्वितीयप्रतरेऽब्धयः ॥ ४१९ ॥

तृतीयप्रतरेऽब्धीनां, पादोना विंशतिः स्थितिः ।
तुर्ये च प्रतरे ज्येष्ठा, स्थितिर्विंशतिरब्धयः ॥ ४२० ॥

---

પહેલાની જેમ આ દેવલોકમાં પણ શ્રી અરિહંતોની સેવા કરનારા એવા આત્માઓ દેવ તરીકે ઉત્પન્ન થાય છે. અને વિશિષ્ટ પુણ્યના સમૂહથી શોભતા એવા તેઓ સુખને ભોગવે છે. ૪૧૪.

તેમાં દક્ષિણદિશામાં રહેલ આનત સ્વર્ગ સંબંધી પ્રથમ પ્રતરમાં આ દેવોનું આયુષ્ય ઉત્કૃષ્ટથી સવા અઢાર (૧૮।) સાગરોપમ, બીજા પ્રતરમાં સાડા અઢાર (૧૮॥) સાગરોપમ, ત્રીજા પ્રતરમાં પોણા ઓગણીશ (૧૮।।।) સાગરોપમ અને ચોથા પ્રતરમાં ઓગણીસ (૧૯) સાગરોપમનું છે. અને સર્વત્ર જઘન્ય આયુષ્ય તો અઢાર સાગરોપમનું હોય છે. ૪૧૫–૪૧૭.

હવે ઉત્તર દિશામાં રહેલા પ્રાણુત સ્વર્ગ સંબંધી પ્રથમ પ્રતરમાં રહેલા દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ સવા ઓગણીસ (૧૯।) સાગરોપમ, બીજા પ્રતરમાં રહેલા દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ સાડા ઓગણીસ (૧૯॥) સાગરોપમ, ત્રીજા પ્રતરમાં રહેલા દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ પોણાવીસ (૧૯।।।) સાગરોપમ અને ચોથા પ્રતરમાં રહેલા દેવતાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ વીસ (૨૦) સાગરોપમની છે. ૪૧૮–૪૨૦.

सर्वत्रापि जघन्या तु, स्थितिरेकोनविंशतिः ।
पयोधयो देहमानमथ स्थित्यनुसारतः ॥ ४२१ ॥

कराश्चत्वार एवाङ्गमष्टादशाब्धिजीविनाम् ।
ते त्रयोऽंशास्त्रयश्चैकोनविंशत्यब्धिजीविनाम् ॥ ४२२ ॥

विंशत्यब्धिस्थितीनां तु, देहमानं करास्त्रयः ।
द्विभागाढ्या मध्यमीयायुषां तदनुसारतः ॥ ४२३ ॥

अष्टादशभिरेकोनविंशत्याऽब्दसहस्रकैः ।
विंशत्या च यथायोगममी आहारकाङ्क्षिणः ॥ ४२४ ॥

नवभिः सार्द्धनवभिर्मासैर्दशभिरेव च ।
उच्छ्वसन्ति यथायोगं, स्वस्वस्थित्यनुसारतः ॥ ४२५ ॥

रिंसवस्त्वमी देवाः, सौधर्मस्वर्गवासिनीः ।
विचिन्तयन्ति चित्तेनानतस्वर्गनिवासिनः ॥ ४२६ ॥

प्राणतस्वर्गदेवास्तु, विचिन्तयन्ति चेतसा ।
रिरंसया स्वभोगार्हा, ईशानस्वर्गवासिनीः ॥ ४२७ ॥

---

ચારે પ્રતરના દેવોની જઘન્ય સ્થિતિ ઓગણીસ (૧૯) સાગરોપમની છે. આ દેવોનું દેહમાન સ્થિતિ અનુસારે છે. ૪૨૧.

અઢાર સાગરોપમના આયુષ્યવાળા દેવોનુ દેહમાન ચાર (૪) હાથ છે. અને ઓગણીસ સાગરોપમના આયુષ્યવાળા દેવોનુ દેહમાન ત્રણ હાથ + ત્રણ અંશ છે. ૪૨૨.

વીસ સાગરોપમના આયુષ્યવાળા દેવોનું દેહમાન ત્રણહાથ + ૨ અંશ છે અને મધ્યમ આયુષ્યવાળા દેવોનુ દેહમાન તે અનુસારે સમજી લેવું. ૪૨૩.

અહીંના દેવોને અનુક્રમે અઢાર હજાર, ઓગણીસ હજાર અને વીસ હજાર વર્ષે આહારની ઈચ્છા થાય છે. ૪૨૪.

પોત-પોતાના આયુષ્યાનુસાર નવ-સાડાનવ અને દસ મહિને શ્વાસોશ્વાસ લે છે. ૪૨૫.

આનત સ્વર્ગના દેવોને ભોગની ઈચ્છા થાય ત્યારે ચિત્તથી સૌધર્મવાસી દેવીઓને વિચારે છે. ૪૨૬.

પ્રાણત સ્વર્ગના દેવોને ભોગની ઈચ્છાથી પોતાના ભોગને યોગ્ય એવી ઈશાન દેવલોકવાસી દેવીઓને ચિત્તથી વિચારે છે. ૪૨૭.

देव्योऽपि ताः कृतस्फारशृङ्गारा मदनोद्धुराः ।
विदेशस्थाः स्त्रिय इव, कान्तमभ्येतुमक्षमाः ॥ ४२८ ॥
स्वस्थानस्था एव चेतांस्युच्चावचानि बिभ्रति ।
देवा अपि तथावस्थास्ताः संकल्प्य स्वचेतसा ॥ ४२९ ॥
उच्चावचानि चेतांसि, कुर्वन्तो दूरतोऽपि हि ।
सुरतादिव तृप्यन्ति, मन्दपुंवेदवेदनाः ॥ ४३० ॥
देव्योऽपि तास्तथा दूरादपि दिव्यानुभावतः ।
सर्वाङ्गेषु परिणतैस्तुष्यन्ति शुक्रपुद्गलैः ॥ ४३१ ॥
यत ऊर्ध्वं सहस्रारान्न देवीनां गतागते ।
तत्रस्था एव तेनैते, भजन्ते भोगवैभवम् ॥ ४३२ ॥
यश्च तासां सान्तराणामसंख्यैरपि योजनैः ।
शुक्रसंचारोऽनुभावात्, स ह्यचिन्त्यः सुधाभुजाम् ॥ ४३३ ॥

तथा च मूलसंग्रहणीटीकायां हरिभद्रसूरिः—" देव्यः खल्वपरिगृहीताः सहस्रारं यावद्गच्छन्ति ", तथा च भगवानार्यश्यामोऽपि प्रज्ञापनायामाह—" तत्थ णं जे ते

---

ત્યારે તે દેવીઓ પણ સુંદર ભભકાદાર શ્રૃંગાર સજીને, કામવિધુર બનેલી, દૂર દેશમાં રહેલી, પતિ પાસે જવા માટે અસમર્થ એવી પત્ની જેવી, પોતાના સ્થાનમાં જ રહીને ચિત્તને ઉંચુ-નીચું કરે છે. (અર્થાત્ કામથી આકુળ-વ્યાકુળ કરે છે). ત્યારે દેવો પણ તે જ અવસ્થામાં રહેલા ચિત્તથી તે દેવીઓનો સંકલ્પ કરીને ચિત્તને ઊંચા-નીચા કરતા દૂર રહ્યા છતાં પણ મંદપુરુષવેદની વેદનાવાળા, ભોગની જેમ જ તેઓ શાન્ત થાય છે-તૃપ્ત થાય છે. ૪૨૮-૪૩૦.

તે દેવીઓ પણ દૂરથી જ દિવ્ય પ્રભાવથી સર્વ અંગમાં પરિણત થયેલા એવા શુક્ર પુદ્ગલોથી તૃપ્ત થાય છે. ૪૩૧

કારણકે – સહસ્રાર દેવલોકથી ઉપર દેવીઓનું ગમનાગમન નથી. તેથી ત્યાં રહેલા જ તેઓ ભોગના વૈભવને (આ પ્રમાણે) અનુભવે છે. ૪૩૨.

અસંખ્ય યોજનો દૂર રહેલી તે દેવીઓને દેવો દ્વારા આ પ્રમાણેનો શુક્ર સંચાર તે દેવોના પ્રભાવથી છે અને દેવોનો પ્રભાવ અચિંત્ય હોય છે. ૪૩૩.

મૂલ સંગ્રહણીની ટીકામાં શ્રી હરિભદ્રસૂરિ મહારાજે કહ્યું છે કે " અપરિગૃહિતા દેવીઓ સહસ્રાર દેવલોક સુધી જઇ શકે છે." તથા આચાર્ય ભગવાન શ્રી આર્યશ્યામ સૂરિજી પણ શ્રી પ્રજ્ઞાપનાસૂત્રમાં કહે છે કે " તેમાં જે મનપરિચારક દેવો હોય છે

मणपरियारगा देवा तेसिं इच्छामणे समुप्पज्जइ, इच्छामो णं अच्छराहिं सद्धिं मणपरियारणं करेत्तए, तओ णं तेहिं देवेहिं एवं मणसीकए समाणे खिप्पामेव ताओ अच्छराओ तत्थ गयाओ चेव समाणीओ अणुत्तराइं उच्चावयाइं मणाइं पहारेमाणीओ चिट्ठंति, तओ णं ते देवा ताहिं अच्छराहिं सद्धिं मणपरियारणं करेंति, 'आरेण अच्चुयाओ गमणागमणं तु देवदेवीण' मित्यादिपूर्वसंग्रहणीगतप्रक्षेपगाथायास्तु संवादो न दृश्यते," इति लघुसंग्रहणीवृत्तौ ॥

प्रज्ञप्ताः सर्वतः स्तोका, देवा अप्रविचारकाः ।
स्युः संख्येयगुणास्तेभ्यश्चेतःसुरतसेविनः ॥ ४३४ ॥
तेभ्यः क्रमाच्छब्दरूपस्पर्शसंभोगसेविनः ।
यथोत्तरमसंख्येयगुणा उक्ता जिनेश्वरैः ॥ ४३५ ॥
आद्यैस्त्रिभिः संहननैरुपेता गर्भजा नराः ।
उत्पद्यन्त एष्वमीभ्यश्च्युत्वाऽप्यनन्तरे भवे ॥ ४३६ ॥
गर्भजेषु नरेष्वेवोत्पद्यन्ते नापरेष्वथ ।
अनुत्तरान्तदेवानामेवं ज्ञेये गतागती ॥ ४३७ ॥

---

તેઓને મનમાં ઈચ્છા ઉત્પન્ન થાય છે કે હું મનથી અપ્સરા સાથે ભોગ કરું. ત્યારે તે દેવો દ્વારા મનથી સંકલ્પ કરાએલી તે દેવીઓ ત્યાં (તે તે દેવલોકમાં) જઇને જલ્દી પોતાના મનમાં ઉંચા-નીચા ભાવોને કરે છે: (અનુપમ એવા કામ વિચારો દ્વારા મનને આકુલિત બનાવે છે.) ત્યારે તે દેવો અપ્સરા સાથે મનથી ભોગ કરે છે.

આ પ્રમાણે [ પ્રજ્ઞાપનાના આ પાઠની નવીનતા – વિશેષતા એ છે કે – તેમાં સહસ્રારથી ઉપર પણ દેવીઓનું ગમનાગમન સ્વીકારાય છે. પરંતુ ત્યાં જઈને પણ તે દેવીઓ માનસિક કામસુખ જ અનુભવે છે... ]

અચ્યુત દેવલોકથી આગળ દેવદેવીઓનું ગમન નથી હોતું...' આ પ્રમાણેના પૂર્વ સંગ્રહણીગત પ્રક્ષેપગાથાના પ્રતિપાદનનો મેળ મળતો નથી...' આ પ્રમાણે લઘુ સંગ્રહણીની વૃત્તિમાં કહ્યું છે...

ભોગની ઇચ્છા વગરના (મૈથુન વાસના વગરના) દેવતાઓ સૌથી અલ્પ છે, તેનાથી સંખ્યાતગુણા દેવો ચિત્તથી ભોગ કરનારા છે, તેનાથી શબ્દ-રૂપ-સ્પર્શથી સંભોગ સેવનારા દેવો ક્રમશઃ અસંખ્યાતગુણા છે. એમ શ્રી જિનેશ્વરોએ ફરમાવ્યું છે. ૪૩૪–૪૩૫.

આદ્ય ત્રણ સંહનનવાળા ગર્ભજ મનુષ્યો જ આ દેવલોકોમાં ઉત્પન્ન થાય છે અને અહીંથી ચ્યવીને પછીના ભવમાં પણ ગર્ભજ મનુષ્યમાં ઉત્પન્ન થાય છે, બીજે નહીં અનુત્તર સુધીના દેવોની આ રીતે ગતિ-આગતિ છે. ૪૩૬–૪૩૭.

एकेन समयेनामी, च्यवन्त उद्भवन्ति च ।
संख्येया एव नासंख्याः संख्येयत्वान्नृणामिह ॥ ४३८ ॥
अत्रोत्पत्तिच्यवनयोर्विरहः परमो भवेत् ।
वर्षादर्वागेव मासाः, संख्येयाः प्राणतेऽपि ते ॥ ४३९ ॥
अब्दादर्वागेव किंत्वानतव्यपेक्षयाधिकाः ।
अग्रेऽप्येवं भावनीयं, बुधैर्वर्षशतादिषु ॥ ४४० ॥
संपूर्णमभविष्यच्चेद्वर्षवर्षशतादिकम् ।
तत्तदेवाकथयिष्यन्, सिद्धान्ते गणधारिणः ॥ ४४१ ॥
संख्येयानेव मासादीन् वर्षादेरविवक्षया ।
केचिन्मन्यन्तेऽविशेषाद्वर्षादेरधिकानपि ॥ ४४२ ॥

तथाहुः संग्रहणीवृत्तौ–"विशेषव्याख्या चैषा हारिभद्रमूलटीकानुसारतः, केचित्तु सामान्येन व्याचक्षते"

पञ्चमीं पृथिवीं यावत्पश्यन्त्यवधिचक्षुषा ।
आनताः प्राणताश्चैनामेवानल्पाच्छपर्यवाम् ॥ ४४३ ॥

---

આ દેવલોકોમાં એક સમયે સંખ્યાતા જ દેવતાઓ ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે. અસંખ્યાતા નહીં કારણકે મનુષ્યો સંખ્યાતા જ હોય છે. ૪૩૮.

અહિં આનત સ્વર્ગમાં ઉત્પત્તિ અને ચ્યવનનો વિરહકાળ સંખ્યાતા મહિના છે. પરંતુ તે વર્ષની અંદર સમજવા. પ્રાણુત સ્વર્ગમાં પણ એ પ્રમાણે સંખ્યાતા મહિના છે પરંતુ આનત દેવલોકથી કંઈક અધિક જાણવા. એ પ્રમાણે આગળના દેવલોકોમાં સો વર્ષ વગેરેનુ જે આંતરૂં છે, તે આ પ્રમાણે સમજી લેવું. જો સંપૂર્ણ સો વર્ષ–સો વર્ષ આદિ હોત તો ગણધર ભગવંતોએ એ પ્રમાણે જ સિદ્ધાંતમાં કહ્યું હોત. ૪૩૯–૪૪૧.

ઘણાં મહાપુરુષો વર્ષ આદિની વિવક્ષા વિના સંખ્યાત મહિના માને છે અને કોઈક વર્ષથી અધિક સંખ્યાત મહિના માને છે... ૪૪૨.

શ્રી સંગ્રહણીની વૃત્તિમાં કહ્યું છે કે –

આ વિશેષ વ્યાખ્યા હરિભદ્રસૂરિ મહારાજની મૂલ ટીકાનુસારે છે. કોઈક તો સામાન્યથી કહે છે.

આ આનતના દેવો અવધિ–લોચન દ્વારા નીચે પાંચમી નરકપૃથ્વી સુધી જોઈ શકે છે અને પ્રાણુતના દેવો પાંચ પૃથ્વી સુધી જ પરંતુ ઘણાં અને સ્વચ્છ પર્યાયો યુક્ત જોઈ શકે છે. ૪૪૩.

चतुस्त्रिद्वयेकसंयुक्ता, दशैतेषु क्रमादिह ।
प्रतिपङ्क्ति विमानानि, प्रतरेषु चतुर्ष्वपि ॥ ४५९ ॥

अथाद्यप्रतरे पङ्क्तौ, पङ्क्तौ वृत्ता विमानकाः ।
चत्वारोऽन्ये पञ्च पञ्च, षट्पञ्चाशत्समेऽप्यमी ॥ ४६० ॥

द्वितीयप्रतरे त्र्यस्राः, पञ्चान्ये द्विविधा अपि ।
चत्वारश्चत्वार एव, द्विपञ्चाशत्समेऽप्यमी ॥ ४६१ ॥

चत्वारश्चत्वार एव, तृतीये त्रिविधा अपि ।
अष्टचत्वारिंशदेवं, पाङ्क्तेयाः सर्वसंख्यया ॥ ४६२ ॥

चतुर्थप्रतरे वृत्तास्त्रयोऽन्ये द्विविधा अपि ।
चत्वारः स्युश्चतुश्चत्वारिंशच्च सर्वसंख्यया ॥ ४६३ ॥

सर्वेऽत्र पङ्क्तिवृत्ताश्च, चतुर्भिरिन्द्रकैः सह ।
चतुःषष्टिस्तथा पङ्क्तित्रिकोणाश्च द्विसप्ततिः ॥ ४६४ ॥

अष्टषष्टिः पङ्क्तिचतुःकोणाः सर्वं शतद्वयम् ।
चतुर्युतं षण्णवतिश्चेह पुष्पावकीर्णकाः ॥ ४६५ ॥

---

ચારે પ્રતરની અંદર દરેક પંક્તિમાં ક્રમશઃ ચૌદ-તેર-બાર અને અગ્યાર વિમાનો છે. ૪૫૯.

હવે પ્રથમ પ્રતરના દરેક પંક્તિમાં ગોળ વિમાનો ચાર છે અને ત્રિકોણ-ચતુષ્કોણ વિમાનો પાંચ-પાંચ છે. કુલ વિમાનો છપ્પન (૫૬) છે. ૪૬૦.

બીજા પ્રતરમાં ત્રિકોણ વિમાનો પાંચ છે અને બાકી બન્ને પ્રતરના ચાર-ચાર છે કુલ વિમાનો બાવન છે. ૪૬૧.

ત્રીજા પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનો ચાર-ચાર છે. પંક્તિગત કુલ વિમાન અડતાલીશ છે. ૪૬૨.

ચોથા પ્રતરમાં ગોળ વિમાનો ત્રણ છે અને બાકી બન્ને પ્રકારના વિમાનો ચાર-ચાર છે. કુલ ચુમ્માલીશ વિમાનો છે. ૪૬૩.

ચારે પ્રતરમાં પંક્તિગત વિમાનોમાં ઈન્દ્રક વિમાનની સાથે ગોળ વિમાનો ચોસઠ છે અને પંક્તિગત ત્રિકોણ વિમાનો બહોંતેર છે. અને પંક્તિગત ચોરસ વિમાનો અડસઠ છે. પંક્તિગત કુલ વિમાનો ૨૦૪ છે. અને પુષ્પાવકીર્ણક વિમાનો છન્નુ (૯૬) છે.

एवं शतानि त्रीण्यत्र, विमानाः सर्वसंख्यया ।
एष्वानतप्राणतवद्वर्णाधारोच्चतादिकम् ॥ ४६६ ॥
अत्र दक्षिणदिग्भागे, आरणस्वर्गवर्त्तिषु ।
नाकिनां स्थितिरुत्कर्षात् प्रतरेषु चतुर्ष्वपि ॥ ४६७ ॥
सपादविंशतिः सार्द्धविंशतिश्च यथाक्रमम् ।
पादोनैकविंशतिश्च, वार्द्धीनां चैकविंशतिः ॥ ४६८ ॥
अथाच्युतस्वर्गसंबन्धिषूदग्भागवर्त्तिषु ।
प्रतरेषु चतुर्ष्वेषूत्कृष्टा सुधाभुजां स्थितिः ॥ ४६९ ॥
सपादैकविंशतिश्च, सार्द्धैकविंशतिः क्रमात् ।
पादोनद्वाविंशतिश्च, द्वाविंशतिश्च वार्द्धयः ४७० ॥
सर्वत्राप्यारणे वारांनिधयो विंशतिर्लघुः ।
अच्युते सागरा एकविंशतिः सा निरूपिता ॥ ४७१ ॥
द्वाभ्यामेकादशांशाभ्यां, युक्ता इह करास्त्रयः ।
देहप्रमाणं देवानां, विंशत्यम्भोधिजीविनाम् ॥ ४७२ ॥
त एव सैकांशा एकविंशत्युदधिजीविनाम् ।
त्रयः कराश्च संपूर्णा, द्वाविंशत्यर्णवायुषाम् ॥ ४७३ ॥

---

આ બન્ને દેવલોકના કુલ વિમાનો ૩૦૦ છે. આ દેવલોકના વિમાનોનાં વર્ણ-આધાર-ઊંચાઈ વગેરે આનત-પ્રાણત સ્વર્ગની જેમ સમજી લેવું ૪૬૪-૪૬૬.

દક્ષિણ દિશામાં રહેલા આરણ સ્વર્ગ સંબંધી ચારે પ્રતરના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ સવાવીશ સાગરોપમ, સાડાવીશ સાગરોપમ, પોણા એકવીશ સાગરોપમ અને એકવીશ સાગરોપમ છે. ૪૬૭-૪૬૮.

ઉત્તરદિશામાં રહેલા અચ્યુત સ્વર્ગ સંબંધી ચારે પ્રતરના દેવોની ઉત્કૃષ્ટસ્થિતિ સવા એકવીસ, સાડા એકવીસ, પોણા બાવીસ અને બાવીસ સાગરોપમની છે. ૪૬૯-૪૭૦.

આરણ દેવલોકના ચારે પ્રતરના દેવોની જઘન્ય સ્થિતિ વીશ સાગરોપમની અને અચ્યુત દેવલોકના ચારે પ્રતરના દેવોની જઘન્ય સ્થિતિ એકવીશ સાગરોપમની છે. ૪૭૧.

અહીં વીશ સાગરોપમના આયુષ્યવાળા દેવોનું દેહમાન ૩ ૨/૧૧ હાથ છે. એકવીશ સાગરોપમના આયુષ્યવાળા દેવોનું દેહમાન ૩ ૧/૧૧ હાથ છે. બાવીશ સાગરોપમના આયુ-ષ્યવાળા દેવોનું દેહમાન ૩ હાથનું હોય છે. ૪૭૨-૪૭૩.

आरणाच्युतदेवा अप्येनामेवातिनिर्मलाम् ।
बहुपर्यायां च तत्राप्यारणेभ्यः परेऽधिकाम् ॥ ४४४ ॥
अथात्र प्रतरे तुर्ये, स्यात्प्राणतावतंसकः ।
सौधर्मवदशोकाद्यवतंसकचतुष्कयुक् ॥ ४४५ ॥
प्राणतः स्वःपतिस्तत्रोत्पन्नोऽत्यन्तपराक्रमः ।
कृत्वाऽर्हत्प्रतिमाद्यर्चां, सिंहासने निषीदति ॥ ४४६ ॥
शतैरर्द्धतृतीयैः स, सेव्योऽभ्यन्तरपर्षदाम् ।
पञ्चपल्याधिकैकोनविंशत्यम्भोधिजीविनाम् ॥ ४४७ ॥
पञ्चभिश्च देवशतैर्जुष्टो मध्यमपर्षदाम् ।
चतुःपल्याधिकैकोनविंशत्यर्णवजीविभिः ॥ ४४८ ॥
एकदेवसहस्रेण, सेवितो बाह्यपर्षदि ।
स त्रिपल्योपमैकोनविंशत्यर्णवजीविना ॥ ४४९ ॥
सामानिकानां विंशत्या, सहस्रैः परितो वृतः ।
एकैकस्यां दिशि वृतस्तावद्भिरङ्गरक्षकैः ॥ ४५० ॥
त्रायस्त्रिंशैर्लोकपालैः, सैन्यैः सैन्याधिकारिभिः ।
आनतप्राणतस्वर्गवासिभिश्चापरैरपि ॥ ४५१ ॥

---

આરણ અને અચ્યુતના દેવો પણ અહીં સુધી જ જોઈ શકે છે. પણ અતિ નિર્મલ અને ઘણાં પર્યાયયુક્ત જોઈ શકે છે અને આરણથી પણ અચ્યુતવાળા દેવો વિશેષ વ્યવસ્થિત નિર્મલ – બહુ પર્યાય સંપન્ન જોઈ શકે છે. ૪૪૪.

સૌધર્મ દેવલોકની જેમ (અહિં પણ પ્રાણત સ્વર્ગમાં) અશોકાવતંસક આદિ ચાર વિમાનોથી યુક્ત પ્રાણતાવતંસક વિમાન ચોથા પ્રતરમાં છે. ૪૪૫.

અત્યંત પરાક્રમી એવા પ્રાણત નામના ઈન્દ્ર અહીં ઉત્પન્ન થઈને શ્રી અરિહંત પરમાત્માની પ્રતિમાને પૂજીને સિંહાસન ઉપર બેસે છે. ૪૪૬.

૧૯ સાગરોપમ + પાંચ પલ્યોપમના આયુષ્યવાળા અઢીસો (૨૫૦) અભ્યન્તર પર્ષદાના દેવો ૧૯ સાગરોપમ + ચાર પલ્યોપમના આયુષ્યવાળા પાંચસો (૫૦૦) મધ્યમ પર્ષદાના દેવો, અને ૧૯ સાગરોપમ + ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા એક હજાર (૧,૦૦૦) બાહ્યપર્ષદાના દેવોથી આ ઇન્દ્ર મહારાજા સેવાય છે. ૪૪૭–૪૪૯.

વીસ હજાર (૨૦,૦૦૦) સામાનિક દેવો તથા ચારે દિશામાં વીસ–વીસ હજાર અંગરક્ષક દેવોથી આ ઈન્દ્ર મહારાજા પરિવરેલા છે. ૪૫૦.

ત્રાયસ્ત્રિંશ, લોકપાલ, સૈન્ય, સેનાધિપતિ અને આનત–પ્રાણત દેવલોકમાં રહેનાર

अनेकैर्देवनिकरैः, समाराधितशासनः ।
द्वयोस्ताविषयोरीष्टे, स विंशत्यब्धिजीवितः ॥ ४५२ ॥
षड्भिः कुलकं ॥

अस्य यानविमानं च, वरनाम्ना प्रकीर्त्तितम् ।
वराभिधानो देवश्च, नियुक्तस्तद्विकुर्वणे ॥ ४५३ ॥
द्वात्रिंशदेष संपूर्णान्, जम्बूद्वीपान् विकुर्वितैः ।
रूपैर्भर्त्तुं क्षमस्तिर्यगसंख्यान् द्वीपवारिधीन् ॥ ४५४ ॥
अथानतप्राणतयोरूर्ध्वं दूरमतिक्रमे ।
असंख्येययोजनानामुभौ स्वर्गौ प्रतिष्ठितौ ॥ ४५५ ॥
आरणाच्युतनामानौ, सधामानौ मणीमयैः ।
विमानैर्योगविद् ध्यानैरिवानन्दमहोमयैः ॥ ४५६ ॥ युग्मम् ।
चत्वारः प्रतराः प्राग्वद्, द्वयोः साधारणा इह ।
प्रतिप्रतरमेकैकं, मध्यभागे तथेन्द्रकम् ॥ ४५७ ॥
पुष्पसंज्ञमलङ्कारं, चारणं चाच्युतं क्रमात् ।
एभ्यश्चतुर्दिशं प्राग्वत्पङ्क्तयश्च प्रकीर्णकाः ॥ ४५८ ॥

---

બીજા પણ ઘણા દેવોનો સમૂહ, આ ઈન્દ્ર મહારાજાના અનુશાસનને આરાધે છે. વીસ સાગરોપમના આયુષ્યવાળા આ ઈન્દ્ર મહારાજા બન્નેય દેવલોકનું શાસન ચલાવે છે. ૪૫૧–૪૫૨.

આ ઇન્દ્ર મહારાજાનું બહાર જવાનું યાન વિમાન 'વર' નામનું છે. અને તેની વિકુર્વણા કરનારા દેવનું નામ પણ 'વર' છે. ૪૫૩.

આ ઈન્દ્ર મહારાજા પોતાના વિકુર્વેલા રૂપોથી ૩૨ જમ્બૂદ્વીપને અને તીર્છા અસંખ્ય દ્વીપ–સમુદ્રોને ભરવા સમર્થ છે. ૪૫૪.

**આરણુ–અચ્યુત દેવલોકનું વર્ણન :**

હવે આનત અને પ્રાણત દેવલોકની ઉપર અસંખ્ય યોજનો ગયા બાદ આરણ અને અચ્યુત નામના બે દેવલોકો રહેલા છે. આનંદ અને તેજયુક્ત ધ્યાનવડે જેમ યોગી શોભે છે, તેમ મણિમય વિમાનો વડે તેજોમય, આ બન્ને દેવલોક શોભે છે. ૪૫૫–૪૫૬.

પૂર્વવત્ બન્ને દેવલોકને સામાન્ય (એટલે કે બે દેવલોક વચ્ચે) ચાર પ્રતરો છે. દરેક પ્રતરના મધ્યભાગમાં એકેક ઇન્દ્રક વિમાન છે ૪૫૭

ઈન્દ્રક વિમાનોનાં ક્રમશઃ નામ ૧. પુષ્પ, ૨. અલંકાર, ૩. આરણ, ૪. અચ્યુત, છે. અને ચારે દિશામાં પૂર્વવત્ પંક્તિગત અને પ્રકીર્ણક વિમાનો છે. ૪૫૮.

चतुस्त्रिद्वयेकसंयुक्ता, दशैतेषु क्रमादिह ।
प्रतिपङ्क्ति विमानानि, प्रतरेषु चतुर्ष्वपि ॥ ४५९ ॥
अथाद्यप्रतरे पङ्क्तौ, पङ्क्तौ वृत्ता विमानकाः ।
चत्वारोऽन्ये पञ्च पञ्च, षट्पञ्चाशत्समेऽप्यमी ॥ ४६० ॥
द्वितीयप्रतरे त्र्यस्राः, पञ्चान्ये द्विविधा अपि ।
चत्वारश्चत्वार एव, द्विपञ्चाशत्समेऽप्यमी ॥ ४६१ ॥
चत्वारश्चत्वार एव, तृतीये त्रिविधा अपि ।
अष्टचत्वारिंशदेवं, पाङ्क्तेयाः सर्वसंख्यया ॥ ४६२ ॥
चतुर्थप्रतरे वृत्तास्त्रयोऽन्ये द्विविधा अपि ।
चत्वारः स्युश्चतुश्चत्वारिंशच्च सर्वसंख्यया ॥ ४६३ ॥
सर्वेऽत्र पङ्क्तिवृत्ताश्च, चतुर्भिरिन्द्रकैः सह ।
चतुःषष्टिस्तथा पङ्क्तित्रिकोणाश्च द्विसप्ततिः ॥ ४६४ ॥
अष्टषष्टिः पङ्क्तिचतुःकोणाः सर्वे शतद्वयम् ।
चतुर्युतं षण्णवतिश्चेह पुष्पावकीर्णकाः ॥ ४६५ ॥

---

ચારે પ્રતરની અંદર દરેક પંક્તિમાં ક્રમશઃ ચૌદ-તેર-બાર અને અગ્યાર વિમાનો છે. ૪૫૯.

હવે પ્રથમ પ્રતરના દરેક પંક્તિમાં ગોળ વિમાનો ચાર છે અને ત્રિકોણ-ચતુષ્કોણ વિમાનો પાંચ-પાંચ છે. કુલ વિમાનો છપ્પન (૫૬) છે. ૪૬૦.

બીજા પ્રતરમાં ત્રિકોણ વિમાનો પાંચ છે અને બાકી બન્ને પ્રતરના ચાર-ચાર છે કુલ વિમાનો બાવન છે. ૪૬૧.

ત્રીજા પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનો ચાર-ચાર છે. પંક્તિગત કુલ વિમાન અડતાલીશ છે. ૪૬૨.

ચોથા પ્રતરમાં ગોળ વિમાનો ત્રણ છે અને બાકી બન્ને પ્રકારના વિમાનો ચાર-ચાર છે. કુલ ચુમ્માલીશ વિમાનો છે. ૪૬૩.

ચારે પ્રતરમાં પંક્તિગત વિમાનોમાં ઈન્દ્રક વિમાનની સાથે ગોળ વિમાનો ચોસઠ છે અને પંક્તિગત ત્રિકોણ વિમાનો બહોંતેર છે. અને પંક્તિગત ચોરસ વિમાનો અડસઠ છે. પંક્તિગત કુલ વિમાનો ૨૦૪ છે. અને પુષ્પાવકીર્ણક વિમાનો છન્નુ (૯૬) છે.

एवं शतानि त्रीण्यत्र, विमानाः सर्वसंख्यया ।
एष्वानतप्राणतवद्वर्णाधारोच्चतादिकम् ॥ ४६६ ॥
अत्र दक्षिणदिग्भागे, आरणस्वर्गवर्त्तिषु ।
नाकिनां स्थितिरुत्कर्षात् प्रतरेषु चतुर्ष्वपि ॥ ४६७ ॥
सपादविंशतिः सार्द्धविंशतिश्च यथाक्रमम् ।
पादोनैकविंशतिश्च, वार्द्धीनां चैकविंशतिः ॥ ४६८ ॥
अथाच्युतस्वर्गसंबन्धिषूदग्भागवर्त्तिषु ।
प्रतरेषु चतुर्ष्वेषूत्कृष्टा सुधाभुजां स्थितिः ॥ ४६९ ॥
सपादैकविंशतिश्च, सार्द्धैकविंशतिः क्रमात् ।
पादोनद्वाविंशतिश्च, द्वाविंशतिश्च वार्द्धयः ४७० ॥
सर्वत्राप्यारणे वारांनिधयो विंशतिर्लघुः ।
अच्युते सागरा एकविंशतिः सा निरूपिता ॥ ४७१ ॥
द्वाभ्यामेकादशांशाभ्यां, युक्ता इह करास्त्रयः ।
देहप्रमाणं देवानां, विंशत्यम्भोधिजीविनाम् ॥ ४७२ ॥
त एव सैकांशा एकविंशत्युदधिजीविनाम् ।
त्रयः कराश्च संपूर्णा, द्वाविंशत्यर्णवायुषाम् ॥ ४७३ ॥

---

આ બન્ને દેવલોકના કુલ વિમાનો ૩૦૦ છે. આ દેવલોકના વિમાનોનાં વર્ણ-આધાર-ઊંચાઈ વગેરે આનત-પ્રાણત સ્વર્ગની જેમ સમજી લેવું ૪૬૪-૪૬૬

દક્ષિણ દિશામાં રહેલા આરણુ સ્વર્ગ સંબંધી ચારે પ્રતરના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ સવાવીશ સાગરોપમ, સાડાવીશ સાગરોપમ, પોણા એકવીશ સાગરોપમ અને એકવીશ સાગરોપમ છે. ૪૬૭-૪૬૮.

ઉત્તરદિશામાં રહેલા અચ્યુત સ્વર્ગ સંબંધી ચારે પ્રતરના દેવોની ઉત્કૃષ્ટસ્થિતિ સવા એકવીસ, સાડા એકવીસ, પોણા બાવીસ અને બાવીસ સાગરોપમની છે. ૪૬૯-૪૭૦.

આરણુ દેવલોકના ચારે પ્રતરના દેવોની જઘન્ય સ્થિતિ વીશ સાગરોપમની અને અચ્યુત દેવલોકના ચારે પ્રતરના દેવોની જઘન્ય સ્થિતિ એકવીશ સાગરોપમની છે. ૪૭૧.

અહીં વીશ સાગરોપમના આયુષ્યવાળા દેવોનું દેહમાન ૩ ૨/૧૧ હાથ છે. એકવીશ સાગરોપમના આયુષ્યવાળા દેવોનું દેહમાન ૩ ૧/૧૧ હાથ છે. બાવીશ સાગરોપમના આયુષ્યવાળા દેવોનું દેહમાન ૩ હાથનું હોય છે. ૪૭૨-૪૭૩.

विंशत्या चैकविंशत्या, द्वाविंशत्या सहस्रकैः ।
स्वस्वस्थित्यनुसारेण, वर्षैराहारकाङ्क्षिणः ॥ ४७४ ॥
दशभिः सार्द्धदशभिरेकादशभिरेव च ।
मासैरमी उच्छ्वसन्ति, स्थितिसागरसंख्यया ॥ ४७५ ॥
च्युतावुत्पत्तौ च संख्या, भोगो गत्यागती इह ।
अवधिज्ञानसीमा च, सर्वं प्राणतनाकवत् ॥ ४७६ ॥
किंत्वाद्याभ्यामेव संहननाभ्यां सत्त्वशालिनः ।
आराधितार्हताचारा, उत्पद्यन्तेऽत्र सद्गुणाः ॥ ४७७ ॥
च्युत्युत्पत्तिवियोगोऽत्र, संख्येया वत्सरा गुरूः ।
आरणेऽब्दशतादर्वाक्, त एव चाच्युतेऽधिकाः ॥ ४७८ ॥
अत्रापि प्रतरे तुर्येऽच्युतेऽच्युतावतंसकः ।
ईशानवद्धवेदंकाद्यवतंसकमध्यगः ॥ ४७९ ॥
तत्राच्युतस्वर्गपतिर्वरीवर्त्ति महामतिः ।
योऽसौ दाशरथेरासीत्प्रेयसी पूर्वजन्मनि ॥ ४८० ॥

---

પોત-પોતાની સ્થિતિ અનુસારે વીશ—એકવીશ અને બાવીશ હજાર વર્ષે અહિંના દેવો આહારની ઇચ્છાવાળા થાય છે. ૪૭૪.

આ દેવો પોત-પોતાની સ્થિતિ અનુસારે દશ—સાડાદશ અને અગ્યાર મહિને શ્વાસોચ્છ્વાસ લે છે. ૪૭૫.

ચ્યવન ઉત્પત્તિની સંખ્યા, ભોગ, ગમનાગમન, અવધિજ્ઞાનની મર્યાદા વગેરે પ્રાણત દેવલોકની જેમ છે. પરંતુ અહિં આદ્ય બે સંહનનવાળા, સત્ત્વશાળી, શ્રી જૈન શાસનના આચારોનું સુંદર આરાધન કરનાર અને ગુણીયલ જીવો જ ઉત્પન્ન થાય છે. ૪૭૬–૪૭૭.

ચ્યવન અને ઉત્પત્તિનો વિરહ સંખ્યાત વર્ષનો છે. આરણ દેવલોકમાં સો વર્ષની અંદર અને અચ્યુત દેવલોકમાં તેનાથી કંઇક અધિક છે ૪૭૮.

આ દેવલોકોમાં પણ ચોથા અચ્યુત નામના પ્રતરમાં ઈશાન દેવલોકની જેમ અંકાવતંસક આદિ ચાર વિમાનોની વચ્ચે અચ્યુતાવતંસક નામનું વિમાન છે. ૪૭૯.

ત્યાં અચ્યુત સ્વર્ગના મહાબુદ્ધિમાન ઇન્દ્ર શોભે છે કે જેઓ પૂર્વ જન્મમાં દશરથપુત્ર – રામચંદ્રજીના પત્ની સીતાનો જીવ છે. ૪૮૦.

शुद्धाऽशुद्धेति को वेद, स्थिता रावणमन्दिरे ।
किमादताऽपरीक्ष्येति, लोकापवादभीरुणा ॥ ४८१ ॥
रामेण सा सुशीलापि, सगर्भा तत्यजे वने ।
सतां लोकापवादो हि, मरणादपि दुस्सहः ॥ ४८२ ॥ युग्मम् ।
चिन्तयन्ती सती साऽथ, विपाकं पूर्वकर्मणाम् ।
भयोद्भ्रान्ता परिश्रान्ता, बभ्रामेतस्ततो वने ॥ ४८३ ॥
पुण्डरीकपुराधीशः, पुण्डरीकोल्लसद्यशाः ।
गजवाहनराजस्य, बंधूदेव्याश्च नन्दनः ॥ ४८४ ॥
महार्हतो महासत्त्वः, परनारीसहोदरः ।
धार्मिको नृपतिर्वज्रजङ्घस्तत्र समागतः ॥ ४८५ ॥
स्वीकृत्य भगिनीत्वेन, तां निनाय स्वमन्दिरम् ।
तत्र भ्रातुर्गृह इव, वसति स्म निराकुला ॥ ४८६ ॥
क्रमात्तन्नारदात् श्रुत्वा, भामण्डलमहीपतिः ।
पुण्डरीकपुरे सीतां, समुपेयाय सत्वरः ॥ ४८७ ॥
ततश्च जानकी तत्र, सुषुवे दोष्मिणौ सुतौ ।
नामतोऽनङ्गलवणं, मदनाङ्कुशमप्यथ ॥ ४८८ ॥

---

જે સીતા રાવણના ઘરમાં રહી તે શુદ્ધ છે કે અશુદ્ધ છે, તે કોણ જાણે છે? પરીક્ષા કર્યા વિના (રામે) કેમ સ્વીકારી લીધી? એ પ્રમાણે લોકાપવાદથી ભય પામેલા રામે, સુશીલા અને ગર્ભવતી એવી સીતાને વનમાં તજી દીધી. સત્ પુરુષોને લોકાપવાદ મરણથી પણ દુઃસહ હોય છે. ૪૮૧–૪૮૨.

સતી એવી સીતા પૂર્વકર્મનાં વિપાકોને વિચારતી, ભયભીત અને થાકેલી આમ–તેમ વનમાં ભમવા લાગી. ૪૮૩.

(ત્યારે)–પુંડરીકપુરનો અધીશ કમલ જેવા નિર્મલ યશવાળો, ગજવાહન રાજા અને બંધૂદેવીનો પુત્ર, મહાન શ્રાવક, મહાન સત્ત્વશાળી, પરનારી સહોદર, અને મહાધાર્મિક એવો વજ્રજંઘ રાજા ત્યાં આવ્યો. ૪૮૪–૪૮૫.

સીતાને બહેન તરીકે સ્વીકારીને પોતાના રાજમહેલમાં લઈ ગયો અને ત્યાં ભાઇના ઘરની જેમ નીરાકુલપણે સીતા રહી. ૪૮૬.

ક્રમે કરીને નારદ પાસેથી ભામંડલ રાજાએ આ વાત સાંભળી અને તરત જ પુંડરીકપુરમાં સીતા પાસે આવ્યા. ૪૮૭.

ત્યારબાદ જાનકીએ પરાક્રમી એવા બે પુત્રોને જન્મ આપ્યો. તેઓના નામ ૧. અનંગલવણ અને ૨. મદનાંકુશ રાખ્યા. ૪૮૮.

पितुः स्वरूपमप्राष्टां, मातरं तौ महाशयौ ।
जातपूर्वं व्यतिकरमवोचत् साऽपि साश्रुदृक् ॥ ४८९ ॥
ततो निरागसो मातुस्त्यागात्पितरि सक्रुधौ ।
युद्धाय धीरौ पितरमभ्यर्पेणयतां द्रुतम् ॥ ४९० ॥
उत्पन्नः कोऽपि वैरीति, विषण्णौ रामलक्ष्मणौ ।
चतुरङ्गचमूचक्रैः, सन्नह्येते स्म सायुधौ ॥ ४९१ ॥
ततस्तौ बलिनौ तीक्ष्णैर्निर्जित्य रणकर्मभिः ।
नारदावेदितौ तातं, पितृव्यं च प्रणेमतुः ॥ ४९२ ॥
पुत्रौ तावप्युपालक्ष्य, तुष्टौ पुष्टौजसावुभौ ।
भुजोपपीडमालिङ्ग्य, भेजाते परमां मुदम् ॥ ४९३ ॥
भवतोर्जननी क्वेति, पृष्टौ ताभ्यां च दर्शिता ।
गृहायाहूयमाना च, सती दिव्यमयाचत ॥ ४९४ ॥
ततः स खातिकां रामोऽङ्गारपूर्णामरीरचत् ।
पुरुषद्वयदघ्नीं चायतां हस्तशतत्रयीम् ॥ ४९५ ॥

---

મહાન આશયવાળા તે બન્ને પુત્રોએ માતા પાસે પિતાનું સ્વરૂપ પૂછ્યું. સીતાએ પણ આંખમાં આંસુ લાવીને બનેલો બનાવ કહ્યો. ૪૮૯.

ત્યારે નિર્દોષ એવી માતાનો ત્યાગ કરવાથી પિતા ઉપર ક્રોધે ભરાએલા ધીર એવા બંને પુત્રોએ યુદ્ધ માટે પિતાને હાકલ કરી. ૪૯૦.

કોઈ વૈરી ઉત્પન્ન થયો છે, એમ જાણીને વિષાદ પામેલા રામ-લક્ષ્મણ ચતુરંગ સેના સાથે આયુધ સહિત યુદ્ધ કરવા તૈયાર થયા. ૪૯૧.

બળવાન એવા તે પુત્રોએ તિક્ષ્ણ યુદ્ધવડે રામ-લક્ષ્મણને જીતીને નારદના કહેવાથી પિતા અને કાકાને નમસ્કાર કર્યો. ત્યારે તે બન્નેએ (રામ-લક્ષ્મણે) પણ પુષ્ટ-બલિષ્ઠ એવા આ આપણા પુત્ર છે-એમ ઓળખીને ખુશ થઈને ભુજાથી આલિંગન કરીને અત્યંત આનંદ પામ્યા. ૪૯૨-૪૯૩.

તમારી માતા ક્યાં છે? એમ રામ-લક્ષ્મણનાં પૂછવાથી તેઓએ દેખાડી. ત્યારે સીતાજીને ઘરે આવવા માટે આમંત્રણ આપતાં સતીએ દિવ્યની માંગણી કરી. ૪૯૪.

ત્યારે રામચન્દ્રજીએ અંગારાથી ભરેલી ખાઈ બનાવી, જે બે પુરુષ જેટલી ઉંડી તથા ત્રણુસો હાથ લાંબી હતી. તેવે વખતે ચમત્કારથી રૂંવાટા ખડા થએલા છે જેના

पश्यत्सु सर्वलोकेषु, सुरासुरनरादिषु ।
चमत्कारात्पुलकितेष्वित्यूचे सा कृताञ्जलिः ॥ ४९६ ॥
हहो भ्रातर्बृहद्भानो !, जागरूको भवान् भुवि ।
पाणिग्रहणकालेऽपि, त्वमेव प्रतिभूरभूः ॥ ४९७ ॥
जाग्रत्या वा स्वपत्या वा, मनोवाक्कायगोचरः ।
कदापि पतिभावो मे, राघवादपरे यदि ॥ ४९८ ॥
तदा देहमिदं दुष्टं, दह निर्वह कौशलम् ।
न पाप्मने ते स्त्रीहत्या, दुष्टनिग्रहकारिणः ॥ ४९९ ॥
त्रिधा च यदि शुद्धाऽहं, तर्हि दर्शय कौतुकम् ।
लोकानेतान् जलीभूय, भूयस्तरङ्गरङ्गितैः ॥ ५०० ॥
अत्रान्तरे च वैताढ्यस्योत्तरश्रेणिवर्त्तिनः ।
हरिविक्रमभूभर्त्तुर्नन्दनो जयभूषणः ॥ ५०१ ॥
ऊढाष्टशतभार्यः स्वकान्तां किरणमण्डलाम् ।
सुप्तां हेमशिखाख्येन, समं मातुलसूनुना ॥ ५०२ ॥
दृष्ट्वा निर्वासयामास, दीक्षां च स्वयमाददे ।
विपद्य समभूत् सापि,, विद्युद्दंष्ट्रेति राक्षसी ॥ ५०३ ॥

---

એવા દેવો-અસુરો અને મનુષ્યો આદિ સર્વ લોકોની નજર સમક્ષ હાથ જોડીને તે (સીતા) કહે છે કે- ૪૯૫-૪૯૬.

હે ભાઇ! સૂર્ય! તું પૃથ્વી ઉપર હંમેશા જાગૃત છે. અને મારા લગ્ન સમયે પણ તને જ સાક્ષી બનાવ્યો હતો. ૪૯૭.

જાગતા અથવા સૂતા મન-વચન-કાયાના વિષયમાં રામ સિવાય બીજા કોઈને પણ પતિ તરીકે મેં વિચાર્યા હોય, તો આ દુષ્ટ દેહને બાળી નાખ અને તારી કુશલતાનું નિર્વહન કર. દુષ્ટના નિગ્રહ કરનાર એવા તને સ્ત્રી હત્યાનું પાતક નહીં લાગે. ૪૯૮-૪૯૯.

અને જો હું મન-વચન-કાયાથી શુદ્ધ હોઉં, તો ઘણા તરંગથી તરંગિત એવું જલ બનીને આ બધા લોકોને ચમત્કાર દેખાડ ૫૦૦.

એટલામાં વૈતાઢ્યની ઉત્તર શ્રેણિમાં રહેનાર હરિવિક્રમ રાજાનો પુત્ર જયભૂષણ હતો. જે આઠસો સ્ત્રીઓને પરણ્યો હતો તેણે પોતાની કિરણમંડલા નામની પત્નીને મામાના દિકરા હેમશિખ સાથે સૂતેલી જોઈને કાઢી મૂકી. અને સ્વયં દીક્ષા લીધી અને તે સ્ત્રી મરીને વિદ્યુદ્દંષ્ટ્રા નામની રાક્ષસી થઈ. તે વખતે જયભૂષણ મુનિ અયોધ્યા

जयभूषणसाधोश्च, तदाऽयोध्यापुराद्बहिः ।
तया कृतोपसर्गस्योत्पेदे केवलमुज्ज्वलम् ॥ ५०४ ॥
आजग्मुस्तत्र शक्राद्यास्तदुत्सवविवित्सया ।
आयान्तो ददृशुस्तं च, सीताव्यतिकरं पथि ॥ ५०५ ॥
ततस्तस्या महासत्याः, साहाय्यायादिशद्धरिः ।
पदात्यनीकेशं साधोः, समीपे च स्वयं ययौ ॥ ५०६ ॥
ततस्तस्यां खातिकायां, सा सीता निर्भयाऽविशत् ।
अभूच्च सुरसाहाय्यात्क्षणादप्युदकैर्भृता ॥ ५०७ ॥
तदुच्छलज्जलं तस्या, उद्वेलस्येव तोयधेः ।
उत्प्लावयामास मञ्चांस्तुङ्गान् द्रष्टृजनाश्रितान् ॥ ५०८ ॥
उत्पतन्त्यम्बरे विद्याधरा भीतास्ततो जलात् ।
चुक्रुशुर्भूचराश्चैवं, पाहि सीते ! महासति ॥ ५०९ ॥
स्वस्थं चक्रे तदुदकं, ततः संस्पृश्य पाणिना ।
अचिन्त्याच्छीलमाहात्म्याल्लोके किं किं न जायते ? ॥ ५१० ॥
तदाऽस्याः शीललीलाभिरनलं सलिलीकृतम् ।
निरीक्ष्य देवा ननृतुर्ववृषुः कुसुमादि च ॥ ५११ ॥

---

નગરીની બહાર હતા. ત્યારે તેણીએ મુનિને ઉપસર્ગ કર્યો. (તે સહન કરતાં-કરતાં) મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે શક્ર વિગેરે દેવો કેવળજ્ઞાન મહોત્સવ કરવા માટે આવી રહ્યા હતાં ત્યારે તેમણે રસ્તામાં સીતાનો આ બનાવ જોયો. તેથી ઈન્દ્ર મહારાજાએ પોતાના પદાતિ સૈન્યાધિપતિ હરિણૈગમેષીદેવને સીતા મહાસતીને સહાય કરવાનો આદેશ કર્યો અને પોતે મહાત્મા પાસે ગયા. ૫૦૧-૫૦૬.

હવે આ વખતમાં તે ખાઇમાં સીતાએ નિર્ભયતાપૂર્વક પ્રવેશ કર્યો અને દેવની સહાયથી તે ખાઈ ક્ષણવારમાં પાણીથી ભરાઇ ગઈ. ૫૦૭.

ત્યારે તેનુ ઉછળતું પાણી ઉછળતા મોજાના તરંગોની માફક જોવા માટે આવેલા લોકોના માંચડાને તાણવા લાગ્યું. ૫૦૮.

(ત્યારે તે ઉછળતાં) જળથી ભય પામેલા વિદ્યાધરો આકાશમાં ઉડી ગયા, ભૂચરો મનુષ્યો ભયથી રાડો પાડતા કહેવા લાગ્યા હે મહાસતી સીતા ! અમારું રક્ષણ કરો. ૫૦૯.

ત્યારબાદ સીતાએ પાણીને હાથથી સ્પર્શ કરીને શાંત કર્યું. અચિંત્ય એવા શીલના માહાત્મ્યથી જગતમાં શું શું ન બને ? ૫૧૦.

जहृषुः स्वजनाः सर्वे, पौरा जयजयारवैः ।
तुष्टुवुस्तां सतीं दिव्यो, नव्योऽजनि महोत्सवः ॥ ५१२ ॥
इत्युन्मृष्टकलङ्कां तां, कान्तां नीत्वाऽऽत्मना सह ।
जगाम सपरीवारो, रामः केवलिनोऽन्तिके ॥ ५१३ ॥
पप्रच्छ देशनान्ते च, रामः पूर्वभवान्निजान् ।
तांश्चाचख्यौ यथाभूतान्, केवली जयभूषणः ॥ ५१४ ॥
सीताऽपि प्राप्तवैराग्या, संसारासारतेक्षिणी ।
दीक्षां पार्श्वे मुनेरस्य, जग्राहोत्साहतो रयात् ॥ ५१५ ॥
षष्टिं वर्षाणि चारित्रमाराध्य विमलाशयात् ।
त्रयस्त्रिंशदहोरात्रीं, विहितानशना ततः ॥ ५१६ ॥
मृत्वा समाधिना स्वर्गेऽच्युते लेभेऽच्युतेन्द्रताम् ।
सोऽथ प्राग्वज्जिनाद्यर्चां, कृत्वा सदसि तिष्ठती ॥ ५१७ ॥
शतेन पञ्चविंशेन, सेव्योऽभ्यन्तरपर्षदि ।
एकविंशत्यब्धिसप्तपल्यस्थितिकनाकिनाम् ॥ ५१८ ॥

---

ત્યારે સીતાજીના શીલના માહાત્મ્યથી અગ્નિને પાણી બનેલો જોઈને દેવતાઓ નાચવા લાગ્યા અને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ૫૧૧.

બધા સ્વજનો ખુશ થયા, નગરના લોકો જયજયારવથી સતીની સ્તુતિ કરવા લાગ્યા. આ રીતે દિવ્ય એવો નવો મહોત્સવ થયો. ૫૧૨.

આ પ્રમાણે કલંક જેનુ ધોવાઈ ગયું છે, એવી પોતાની પત્નીને સાથે લઈને પરિવાર સહિત રામચન્દ્રજી કેવળજ્ઞાની મહાત્મા પાસે ગયા. ૫૧૩.

દેશના પૂર્ણ થયા બાદ શ્રી રામચન્દ્રજીએ પોતાના પૂર્વ ભવો પૂછયા અને શ્રી જયભૂષણ કેવલીએ જે પ્રમાણે પૂર્વભવો હતા તે પ્રમાણે કહ્યા. ૫૧૪.

સંસારની અસારતાને જોતી એવી સીતાએ પણ વૈરાગ્ય પ્રાપ્ત કરીને આ મુનિ પાસે તરત જ ઉત્સાહપૂર્વક દીક્ષા ગ્રહણ કરી. ૫૧૫.

૬૦ વર્ષ સુધી નિર્મળ આશયપૂર્વક ચારિત્રની આરાધના કરીને તેત્રીસ દિવસનુ અનસન કરીને, સમાધિપૂર્વક મરીને, તે સીતાસાધ્વીજી અચ્યુત સ્વર્ગમાં અચ્યુતેન્દ્ર પણાને પામ્યા છે અને તે અચ્યુતેન્દ્ર પૂર્વવત્ અરિહંતોની પૂજા કરીને સભામાં બેસે છે. ૫૧૬-૫૧૭.

આ ઈન્દ્ર મહારાજાને એકવીશ સાગરોપમ + સાત પલ્યોપમના આયુષ્યવાળા, અભ્યન્તર પર્ષદાના સવાસો (૧૨૫) દેવતાઓ, એકવીશ સાગરોપમ + ૭ પલ્યોપમના

सार्द्धद्विशत्या देवानां, मध्यपर्षदि सेवितः ।
षट्पल्योपमयुक्तैकविंशत्युदधिजीविनाम् ॥ ५१९ ॥
सेव्यः पर्षदि बाह्यायां, पञ्चभिर्नाकिनां शतैः ।
एकविंशत्यब्धिपञ्चपल्योपममितायुषाम् ॥ ५२० ॥
सामानिकानां दशभिः, सहस्रैः सेवितक्रमः ।
एकैकदिशि तावद्भिस्तावद्भिश्चात्मरक्षकैः ॥ ५२१ ॥
सैन्यैः सैन्याधिपैस्त्रायस्त्रिंशकैर्लोकपालकैः ।
सेव्यः परैरपि सुरैरारणाच्युतवासिभिः ॥ ५२२ ॥
द्वात्रिंशत्साधिकान् शक्तो, जम्बूद्वीपान् विकुर्वितैः ।
रूपैः पूरयितुं तिर्यक्, चासंख्यद्वीपवारिधीन् ॥ ५२३ ॥
भुङ्क्ते साम्राज्यमुभयोरारणाच्युतनाकयोः ।
विमानत्रिशतीनेता, द्वात्रिंशत्युदधिस्थितिः ॥ ५२४ ॥ सप्तभिः कुलकं ॥
अस्य यानविमानं स्यात्सर्वतोभद्रसंज्ञकम् ।
सर्वतोभद्रदेवश्च, नियुक्तस्तद्विकुर्वणे ॥ ५२५ ॥

स्थानाङ्गपञ्चमस्थाने तु आनतप्राणतयोरारणाच्युतयोश्च प्रत्येकमिन्द्रा विवक्षिता दृश्यन्ते, तथा च तत्सूत्रं—'जहा सक्कस्स तहा सव्वेसिं दाहिणिल्लाणं जाव

---

આયુષ્યવાળા મધ્યમ પર્ષદાના અઢીસો (૨૫૦) દેવતાઓ અને એકવીશ સાગરોપમ + પાંચ પલ્યોપમના આયુષ્યવાળા બાહ્ય પર્ષદાના (૫૦૦) પાંચસો દેવતાઓ સેવે છે. ૫૧૮-૫૨૦.

આ ઈન્દ્ર મહારાજાનાં દશ હજાર (૧૦, ૦૦૦) સામાનિક દેવતાઓ છે અને ચારે દિશામાં દશ-દશ હજાર આત્મરક્ષક દેવતાઓ સેવા કરે છે. ૫૨૧.

સૈન્ય, સેનાધિપતિ, ત્રાયસ્ત્રિંશ, લોકપાલ અને અન્ય આરણ અને અચ્યુતવાસી દેવતાઓથી આ ઈન્દ્ર મહારાજા સેવાઈ રહ્યા છે ૫૨૨.

પોતાના વિકુર્વેલા રૂપથી બત્રીસ જમ્બૂદ્વીપથી પણ કંઈક અધિક અને તીર્છી અસંખ્ય દ્વીપ-સમુદ્રોને ભરવામાં આ ઇન્દ્ર સમર્થ છે. ૫૨૩.

આરણ અને અચ્યુત બન્ને દેવલોકોનુ સામ્રાજ્ય ભોગવતા અને બાવીશ સાગરોપમનું આયુષ્ય ધરાવતાં આ ઈન્દ્ર મહારાજાના તાબામાં ૩૦૦ વિમાનો છે. ૫૨૪.

આ ઈન્દ્ર મહારાજાનું બહાર જવાનું વિમાન 'સર્વતોભદ્ર' નામનું છે અને સર્વતોભદ્ર નામનો દેવ એની વિકુર્વણા કરવાનો અધિકારી છે. ૫૨૫.

સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનમાં આનત-પ્રાણત-આરણ અને અચ્યુત આ ચારેય દેવલોકના જુદા-જુદા ઇન્દ્રો વિવક્ષિત દેખાય છે. તેનું સૂત્ર આ પ્રમાણે છે- 'જેમ શક્ર

आरणस्स, जहा ईसाणस्स तहा सव्वेसिं उत्तरिल्लाणं जाव अच्चुयस्स" एतद्-वृत्तावपि देवेन्द्रस्तवाभिधानप्रकीर्णक इव द्वादशानामिंद्राणां विवक्षणादारणस्येत्याद्युक्तमिति संभाव्यते, अन्यथा चतुर्षु द्वावेवेन्द्रावत आरणस्येत्याद्यनुपपन्नं स्यादिति, प्रज्ञापना-जीवाभिगमसूत्रादौ तु दशैव वैमानिकेन्द्रा उक्ता इति प्रतीतमेव ॥

अच्युतस्वर्गपर्यन्तमेषु वैमानिकेष्विति ।
यथासंभवमिन्द्राद्या, भवन्ति दशधा सुराः ॥ ५२६ ॥

तथाहि—इन्द्राः सामानिकास्त्रायस्त्रिंशास्त्रिविधपार्षदाः ।
आत्मरक्षा लोकपाला, आनीकाश्च प्रकीर्णकाः ॥ ५२७ ॥
आभियोग्याः किल्बिषिका, एवं व्यवस्थयाऽन्विताः ।
अत एव च कल्पोपपन्ना वैमानिका अमी ॥ ५२८ ॥
एवं च भवनाधीशेष्वप्येते दशधा सुराः ।
भवन्त्यष्टविधा एव, ज्योतिष्कव्यन्तरेषु तु ॥ ५२९ ॥

---

મહારાજાનું વર્ણન છે, તે રીતે દક્ષિણ દિશાના સર્વ ઇન્દ્રોનું જાણવું, યાવત્ આરણ સુધી તે જ રીતે જેમ ઈશાનેન્દ્રનું વર્ણન છે, તેમ બધા ઉત્તર દિશાના ઇન્દ્રોનું જાણવું, યાવત અચ્યુતેન્દ્ર સુધી'...

અને એની ટીકામાં પણ દેવેન્દ્ર સ્તવ નામના પ્રકરણની જેમ બાર ઇન્દ્રોની વિવક્ષા કરી છે. તેથી 'આરણના ઇન્દ્રનું'.... ઈત્યાદિ કહેલું સંભવી શકે છે. અન્યથા ચાર દેવલોકમાં બે ઇન્દ્રો છે એટલે આરણનું... ઈત્યાદિ કહેલું ઘટી શકે નહીં–

પ્રજ્ઞાપનાસૂત્ર તથા જીવાભિગમસૂત્ર વગેરેમાં તો દશ જ વૈમાનિક ઇન્દ્રો કહેલા છે, જે પ્રતીત જ છે.

અચ્યુત સ્વર્ગ સુધીના આ વૈમાનિક દેવલોકોમાં સંભવ મુજબ ઈન્દ્રાદિ દશ પ્રકારના દેવો છે. ૫૨૬.

તે આ પ્રમાણે– ૧. ઈન્દ્ર, ૨. સામાનિક, ૩. ત્રાયસ્ત્રિંશ, ૪. ત્રણ પ્રકારની પર્ષદા, ૫. આત્મરક્ષક દેવો, ૬. લોકપાલ, ૭. સૈન્ય, ૮. પ્રકીર્ણક, ૯. આભિયોગિક, ૧૦ કિલ્બિષિક. આ પ્રમાણેની વ્યવસ્થાથી યુક્ત હોવાથી આ વૈમાનિક દેવો કલ્પોપન્ન કહેવાય છે. ૫૨૭–૫૨૮.

ભવનપતિમાં પણ આ પ્રમાણે દશ પ્રકારના દેવો હોય છે જ્યારે જ્યોતિષ અને વ્યંતરમાં આઠ પ્રકારના દેવો હોય છે. જગત્ સ્વભાવથી જ ત્રાયસ્ત્રિંશ અને લોકપાલ આ બે ભેદો વ્યંતર-જ્યોતિષીમાં હોતા નથી. અચ્યુતથી આગળ ગ્રૈવેયક અને અનુત્તરમાં

जगत्स्वाभाव्यतस्तत्र, द्वौ भेदौ भवतो न यत् ।
त्रायस्त्रिंशा लोकपाला, अच्युतात्परत पुनः ॥ ५३० ॥
ग्रैवेयकानुत्तरेषु, स्युः सर्वेऽप्यहमिन्द्रकाः ।
देवा एकविधा एव, कल्पातीता अमी ततः ॥ ५३१ ॥
आरणाच्युतनाकाभ्यां, दूरमूर्ध्वं व्यतिक्रमे ।
नवग्रैवेयकाभिख्याः, प्रतरा दधति श्रियम् ॥ ५३२ ॥
अधस्तनं मध्यमं च, तथोपरितनं त्रिकम् ।
त्रिधाऽमी रत्नरुग्रम्याः, संपूर्णचन्द्रसंस्थिताः ॥ ५३३ ॥
अनुत्तरमुखस्यास्य, लोकस्य पुरुषाकृतेः ।
दधते कण्ठपीठेऽमी, मणिग्रैवेयकश्रियम् ॥ ५३४ ॥
प्रतरेषु नवस्वेषु, क्रमादेकैकमिन्द्रकं ।
सुदर्शनं सुप्रबुद्धं, मनोरमं ततः परम् ॥ ५३५ ॥
विमानं सर्वतोभद्रं, विशालं सुमनोऽभिधम् ।
ततः सौमनसं प्रीतिकरमादित्यसंज्ञकम् ॥ ५३६ ॥

---

બધા દેવો અહમિન્દ્ર છે. બધા દેવો એક પ્રકારના જ છે અને તેઓ કલ્પાતીત કહેવાય છે. ૫૨૯–૫૩૧.

[ સ્વામી-સેવક ભાવનો આચાર જ્યાં નથી હોતો, તે કલ્પાતીત કહેવાય છે. ]

**નવ ગ્રૈવેયકનું વર્ણન :**

આરણ અને અચ્યુત દેવલોકથી ઘણે ઊંચે ગયા બાદ ગ્રૈવેયક નામના નવ પ્રતરો શોભે છે. ૫૩૨.

અધસ્તનત્રિક, મધ્યમત્રિક, અને ઉપરિતનત્રિક—આ પ્રમાણે ત્રણ પ્રકારો હોય છે. ત્રણે પ્રકારનાં ગ્રૈવેયક સંપૂર્ણ ચન્દ્રાકાર રત્ન જેવા તેજસ્વી હોય છે. ૫૩૩.

અનુત્તર દેવલોક છે મુખ જેનુ, એવા પુરુષાકૃતિવાળા લોકના કંઠ ભાગમાં, આ નવ ગ્રૈવેયક મણિના કાંઠલા જેવા શોભે છે ૫૩૪.

નવે પ્રતરમાં ક્રમશઃ એક-એક ઈન્દ્રક વિમાન છે. જેના નામ ૧. સુદર્શન, ૨. સુપ્રબુદ્ધ, ૩. મનોરમ, ત્યારબાદ બીજા ત્રિકમાં ૧. સર્વતોભદ્ર, ૨. વિશાલ, ૩. સુમન અને ત્યારબાદ ત્રીજા ત્રિકમાં ૧. સૌમનસ, ૨. પ્રીતિકર ૩. આદિત્ય નામના છે. ૫૩૫–૫૩૬.

एभ्यश्च पङ्क्त्यो दिक्षु, विमानानां विनिर्गताः ।
पङ्क्तौ पङ्क्तौ दश नव, विमानान्यष्ट सप्त षट् ॥ ५३७ ॥
पञ्च चत्वारि च त्रीणि, द्वे चैतेषु यथाक्रमम् ।
आद्यग्रैवेयके तत्र, प्रतिपङ्क्ति विमानकाः ॥ ५३८ ॥
त्र्यस्राश्चत्वारो द्विधाऽन्ये, त्रयस्त्रयः समे त्वमी ।
चत्वारिंशत्पङ्क्तिगता, द्वितीयप्रतरे पुनः ॥ ५३९ ॥
त्रयस्त्रयस्त्रिधाऽप्येते, षट्त्रिंशत्पङ्क्तिगाः समे ।
तृतीयप्रतरे वृत्तौ, द्वौ द्विधाऽन्ये त्रयस्त्रयः ॥ ५४० ॥
द्वात्रिंशत्पङ्क्तिगाः सर्वे, चतुर्थप्रतरे पुनः ।
त्र्यस्रास्त्रयः परौ द्वौ द्वौ, सर्वेऽष्टाविंशतिर्मताः ॥ ५४१ ॥
ग्रैवेयके पञ्चमे च, त्रेधाप्येते द्वयं द्वयम् ।
सर्वे चतुर्विंशतिश्च, षष्ठे ग्रैवेयके ततः ॥ ५४२ ॥
द्वौ द्वौ स्तस्त्रिचतुःकोणावेको वृत्तः समे पुनः ।
विंशतिः पङ्क्तिगा ग्रैवेयके ततश्च सप्तमे ॥ ५४३ ॥
एको वृत्तश्चतुःकोण, एकोऽथ त्र्यस्रयोर्द्वयम् ।
षोडशैवमष्टमे च, त्रिधाप्येकैक इष्यते ॥ ५४४ ॥

---

તે ઈન્દ્રક વિમાનની ચારે દિશામાં વિમાનોની પંક્તિ નીકળે છે. દરેક પંક્તિમાં ક્રમશઃ દશ-નવ-આઠ-સાત-છ-પાંચ-ચાર-ત્રણ અને બે વિમાનો છે. ૫૩૭—૫૩૮.

પ્રથમ ગ્રૈવેયકની દરેક પંક્તિમાં ત્રિકોણ વિમાનો ચાર છે અને ગોળ-ચોરસ વિમાનો ત્રણ-ત્રણ છે. કુલ પંક્તિગત વિમાનો ચાલીશ (૪૦) છે. બીજા ગ્રૈવેયકના પ્રતરમાં ત્રણે પ્રકારના વિમાનો ત્રણ-ત્રણ છે. અને કુલ પંક્તિગત વિમાનો છત્રીસ (૩૬) છે. ત્રીજા ગ્રૈવેયકના પ્રતરમાં ગોળ વિમાનો બે છે અને ચોરસ—ત્રિકોણ વિમાનો ત્રણ-ત્રણ છે કુલ પંક્તિગત વિમાનો બત્રીસ (૩૨) છે. ચોથા પ્રતરમાં ત્રિકોણ વિમાનો ત્રણ છે અને ગોળ-ચોરસ વિમાનો બે-બે છે. કુલ પંક્તિગત વિમાનો અઠ્ઠાવીશ (૨૮) છે. ૫૩૯—૫૪૧.

પાંચમા ગ્રૈવેયકમાં ત્રણે પ્રકારના વિમાનો બે—બે છે કુલ પંક્તિગત વિમાનો ચોવીશ (૨૪) છે. છટ્ઠા ગ્રૈવેયકમાં ચોરસ અને ત્રિકોણ વિમાનો બે-બે છે અને ગોળ વિમાન એક જ છે, કુલ પંક્તિગત વિમાનો વીશ (૨૦) છે. સાતમા ગ્રૈવેયકમાં ગોળ અને ચોરસ વિમાન એક-એક છે. અને ત્રિકોણ વિમાનો બે છે. કુલ પંક્તિગત વિમાનો

सर्वे द्वादश नवमग्रैवेयके च पङ्क्तिषु ।
केवलं त्रिचतुःकोणावेकैकावष्ट तेऽखिलाः ॥ ५४५ ॥
अधस्तनत्रिके चैवं, संयुक्तास्त्रिभिरिन्द्रकैः ।
पञ्चत्रिंशत्पङ्क्तिवृत्ता, विमाना वर्णिता जिनैः ॥ ५४६ ॥
चत्वारिंशच्च षट्त्रिंशत्पङ्क्तित्रिचतुरस्रकाः ।
एवं पाङ्क्तेयाश्च सर्वे, शतमेकादशोत्तरम् ॥ ५४७ ॥
तत्रापि-एकचत्वारिंशदाद्ये, सप्तत्रिंशद् द्वितीयके ।
ग्रैवेयके तृतीये च, त्रयस्त्रिंशत् समे स्मृताः ॥ ५४८ ॥
पुष्पावकीर्णकाभावादाद्यग्रैवेयकत्रिके ।
सर्वसंख्यापि पाङ्क्तेयसंख्याया नातिरिच्यते ॥ ५४९ ॥
स्युस्त्रयोविंशतिर्वृत्ताः, सेन्द्रका मध्यमत्रिके ।
त्र्यस्रा अष्टाविंशतिश्च, चतुरस्रा जिनैर्मिताः ॥ ५५० ॥
द्वात्रिंशत्पुष्पावकीर्णाः, सप्तोत्तरं शतं समे ।
तृतीये च त्रिके वृत्ता, एकादश सहेन्द्रकाः ॥ ५५१ ॥

---

સોળ (૧૬) છે. આઠમા ગ્રૈવેયકમાં ત્રણે પ્રકારના વિમાનો એક-એક છે અને કુલ બાર (૧૨) છે. અને નવમા ગ્રૈવેયકમાં ત્રિકોણ અને ચોરસ ફક્ત એક-એક છે. કુલ પંક્તિગત આઠ (૮) વિમાનો છે. ૫૪૨-૫૪૫.

શ્રી જિનેશ્વર ભગવંતોએ નીચલા ત્રિકના ઈન્દ્રક વિમાન સહિત પંક્તિગત ગોળ વિમાનો પાંત્રીસ કહ્યા છે. ત્રિકોણ વિમાનો ચાલીસ અને ચોરસ વિમાનો છત્રીસ કહ્યા છે. આ પ્રમાણે બધા પંક્તિગત વિમાનો થઈને કુલ એકસો અગ્યાર (૧૧૧) વિમાનો છે. ૫૪૬-૫૪૭

તેમાં પણ પ્રથમ ગ્રૈવેયકમાં એકતાલીશ, બીજામાં સાડત્રીસ, ત્રીજામાં તેત્રીસ વિમાનો કહેલા છે. ૫૪૮.

ગ્રૈવેયકના આદ્યત્રિકમાં પુષ્પાવકીર્ણક વિમાનો ન હોવાથી પંક્તિગત સંખ્યામાં બીજી સંખ્યા વધતી નથી. ૫૪૯.

ગ્રૈવેયકના મધ્યમ ત્રિકમાં ઇન્દ્રક વિમાન સહિત ગોળ વિમાનો ત્રેવીશ છે, ત્રિકોણ વિમાનો અઠ્ઠયાવીશ છે, ચોરસ વિમાનો ચોવીશ છે અને પુષ્પાવકીર્ણક વિમાનો બત્રીશ છે. કુલ વિમાનો એકસો સાત (૧૦૭) છે. ગ્રૈવેયકના તૃતીયત્રિકમાં ઈન્દ્રક વિમાન સહિત ગોળ વિમાનો અગ્યાર છે, ત્રિકોણ વિમાનો સોળ છે, ચોરસ વિમાનો

त्र्यस्राश्च चतुरस्राश्च, षोडश द्वादश क्रमात् ।
पुष्पावकीर्णका एकषष्टिः शतं च मीलिताः ॥ ५५२ ॥
ग्रैवेयकेषु नवसु, विमानाः सर्वसंख्यया ।
अष्टादशाढ्या त्रिशती, वृत्ताश्चैकोनसप्ततिः ॥ ५५३ ॥
त्र्यस्राश्चतुरशीतिश्च, चतुरस्रा द्विसप्ततिः ।
सर्वाग्रेण त्रिनवतिश्चैषु पुष्पावकीर्णकाः ॥ ५५४ ॥
द्वाविंशतिर्योजनानां, शतानि पीठपुष्टता ।
प्रासादाश्च दश शतान्यत्रोच्चाः कम्रकेतवः ॥ ५५५ ॥
एषु देवतयोत्पन्ना, जीवाः सुकृतशालिनः ।
सुखानि भुञ्जते मञ्जुतेजसः सततोत्सवाः ॥ ५५६ ॥
सर्वेऽहमिन्द्रा अप्रेष्या, अनीशा अपुरोहिताः ।
तुल्यानुभावास्तुल्याभाबलरूपयशः सुखाः ॥ ५५७ ॥
स्वाभाविकाङ्गा एवामी, अकृतोत्तरवैक्रियाः ।
वस्त्रालङ्काररहिताः, प्रकृतिस्था विभूषया ॥ ५५८ ॥

तथाहुः—"गेवेज्जगदेवाणं भंते ! सरीरा केरिसा विभूसाए पण्णत्ता ?, गो० !

---

બાર છે અને પુષ્પાવકીર્ણક વિમાનો એકસઠ (૬૧) છે. કુલ એકસો (૧૦૦) વિમાનો છે. ૫૫૦–૫૫૨.

નવ ગ્રૈવેયકમાં કુલ વિમાનો ૩૧૮ છે. એમાં ૬૯ ગોળ, ૮૪ ત્રિકોણ, ૭૨ ચોરસ અને ૯૩ પુષ્પાવકીર્ણક છે. ૫૫૩–૫૫૪.

અહીંના વિમાનોની પૃથ્વીની જાડાઇ બાવીસસો (૨૨૦૦) યોજન છે. અને પ્રાસાદ એક હજાર (૧,૦૦૦) યોજન ઊંચા છે. અને ઉપર સુંદર ધજાઓ છે. ૫૫૫.

અહીં પુણ્યશાળી અને અત્યંત તેજસ્વી જીવો દેવ તરીકે ઉત્પન્ન થાય છે અને સતત્ ઉત્સવપૂર્વક સુખને ભોગવે છે. ૫૫૬.

અહીં રહેલા સર્વ દેવો અહમિન્દ્ર છે. એમના કોઇ નોકર નથી અને પોતાના કોઇ સ્વામી નથી અને પુરોહિત પણ નથી. તથા તેજ-પ્રભાવ-બળ-યશ અને સુખ સર્વનુ સમાન છે. ૫૫૭.

આ દેવો સ્વાભાવિક શરીરવાળા, ઉત્તર વૈક્રિયને નહિ કરનારા, વસ્ત્રાલંકારથી રહિત, પ્રકૃતિથી શોભાવાળા હોય છે, ૫૫૮.

શ્રી જીવાભિગમમાં કહ્યુ છે કે–'હે ભગવન ! ગ્રૈવેયક દેવોના શરીર શોભાથી કેવા હોય છે ?' 'હે ગૌતમ ! ગ્રૈવેયક દેવોને એક ભવધારણીય શરીર હોય છે અને

गेविज्जगदेवाणं एगे भवधारणिज्जे सरीरे, ते णं आभरणवसणरहिया पगतित्था विभूसाए पण्णत्ता." इति जीवाभिगमे ।

यथाजाता अपि सदा, दर्शनीया मनोरमाः ।
प्रसृत्वरैर्द्युतिभरैर्द्योतयन्तो दिशो दश ॥ ५५९ ॥
यास्तु सन्ति तत्र चैत्ये, प्रतिमाः श्रीमदर्हताम् ।
भावतस्ताः पूजयन्ति, साधुवद् द्रव्यतस्तु न ॥ ५६० ॥
गीतवादित्रनाट्यादिविनोदो नात्र कर्हिचित् ।
गमनागमनं कल्याणकादिष्वपि न क्वचित् ॥ ५६१ ॥

तथोक्तं तत्त्वार्थवृत्तौ–"ग्रैवेयकादयस्तु यथावस्थिता एव कायवाङ्मनोभिरभ्युत्थानाञ्जलिप्रणिपाततथागुणवचनैकाग्र्यभावनाभिर्भगवतोऽर्हतो नमस्यन्ती" ति ।

सुरते तु कदाप्येषां, मनोऽपि न भवेन्मनाक् ।
निर्मोहानामिवर्षीणां, सदाप्यविकृतात्मनाम् ॥ ५६२ ॥
न चैवं गीतसंगीतसुरतास्वादवर्जितम् ।
किमेतेषां सुखं नाम, स्पृहणीयं यदङ्गिनाम् ? ॥ ५६३ ॥

---

આભરણ–વસ્રરહિત હોય છે. છતાં સહજ શોભાવાળા હોય છે'

પ્રસરતા એવા તેજથી દશે દિશાને પ્રકાશિત કરતા, એવા આ ગ્રૈવેયકના દેવો વસ્ત્રરહિત હોવા છતાં પણ દર્શનીય અને મનોરમ છે. ગ્રૈવેયકવાસી દેવો ત્યાં ચૈત્યની અંદર અરિહંત પરમાત્માઓની પ્રતિમાઓ છે, તેની સાધુની જેમ ભાવથી પૂજા કરે છે. દ્રવ્યથી કરતા નથી. ૫૫૯–૫૬૦.

અહિ કોઈપણ જગ્યાએ (કોઈપણ ગ્રૈવેયકમાં) ગીત-વાજિંત્ર-નાટકાદિ વિનોદ હોતો નથી તેમજ શ્રી અરિહંતોના કલ્યાણકાદિમાં પણ કયાંય ગમનાગમન નથી. ૫૬૧.

શ્રી તત્ત્વાર્થની ટીકામાં કહ્યું છે કે: યથાવસ્થિત એવા ગ્રૈવેયકના દેવો અભ્યુત્થાન અંજલી અને પ્રણિપાતથી કાયા દ્વારા, ગુણકારી વચનોના આલાપથી વચન દ્વારા અને એકાગ્ર ભાવનાપૂર્વક મનદ્વારા શ્રી અરિહંત પરમાત્માને નમે છે.

નિર્મોહી એવા ઋષિઓની જેમ સદા અવિકારી એવા ગ્રૈવેયકના દેવોને ભોગમાં સહેજ પણ મન જતું નથી. ૫૬૨.

**પ્રશ્ન:** આ ગ્રૈવેયકના દેવોને ગીત–સંગીત અને ભોગના આસ્વાદ રહિતનું સુખ વળી કેવું કહેવાય કે, જે અન્ય પ્રાણીઓને ગમે ? ૫૬૩.

अत्रोच्यतेऽत्यन्तमन्दपुंवेदोदयिनो ह्यमी ।
तत्प्राक्तनेभ्यः सर्वेभ्योऽनन्तघ्नसुखशालिनः ॥ ५६४ ॥

तथाहि कायसेविभ्योऽनन्तघ्नसुखशालिनः ।
स्युः स्पर्शसेविनस्तेभ्यस्तथैव रूपसेविनः ॥ ५६५ ॥

शब्दोपभोगिनस्तेभ्यस्तेभ्यश्चित्तोपभोगिनः ।
तेभ्योऽनन्तगुणसुखा, रतेच्छावर्जिताः सुराः ॥ ५६६ ॥

यच्चैषां तनुमोहानां, सुखं संतुष्टचेतसाम् ।
वीतरागाणामिवोच्चैस्तदन्येषां कुतो भवेत् ? ॥ ५६७ ॥

मोहानुदयजं सौख्यं, स्वाभाविकमतिस्थिरम् ।
सोपाधिकं वैषयिकं, वस्तुतो दुःखमेव तत् ॥ ५६८ ॥

भोज्याङ्गनादयो येऽत्र, गीयन्ते सुखहेतवः ।
रोचन्ते न त एव क्षुत्कामाद्यर्त्ति विनाऽङ्गिनाम् ॥ ५६९ ॥

ततो दुःखप्रतीकाररूपा एते मतिभ्रमात् ।
सुखत्वेन मता लोकैर्हन्त मोहविडम्बितैः ॥ ५७० ॥

---

**જવાબ:** અત્યંત મંદ એવા પુરુષવેદના ઉદયવાળા હોય છે. તેથી આગળના (બાર) દેવલોકના દેવો કરતાં અનંતગુણા સુખી હોય છે. તે આ પ્રમાણે સમજવું– કાયાથી ભોગ કરનારા દેવો કરતાં સ્પર્શથી ભોગ કરનારા દેવો અનંતગુણા સુખી છે, તેનાથી રૂપ વડે સેવનારા, તેનાથી શબ્દ વડે સેવનારા, તેનાથી ચિત્તવડે સેવનારા, તેનાથી ભોગની ઇચ્છા વિનાના દેવો અનંત–અનંત ગુણા સુખી છે. ૫૬૪–૫૬૬.

વીતરાગ પરમાત્માની જેમ અત્યંત પતલા મોહવાળા અને સંતુષ્ટ ચિત્તવાળા એવા આ દેવોને જે સુખ છે, તે બીજાને ક્યાંથી હોઇ શકે ? ૫૬૭.

મોહના ઉદય વિનાનું જે સુખ હોય છે, તે સ્વાભાવિક અને સ્થિર હોય છે. જ્યારે વિષયનું સુખ તો ઉપાધિવાળું છે અને હકીકતમાં દુઃખરૂપ છે. ૫૬૮.

ભોજન અને સ્રી વગેરે જે સુખના હેતુઓ કહેવાય છે, તે જ વૈષયિક સુખો પણ ભૂખ વગરના અને કામવગરના જીવોને રૂચિકર બનતા નથી. ૫૬૯.

તેથી મોહથી વિડમ્બિત થએલા લોકોવડે મતિભ્રમથી ફક્ત દુઃખના પ્રતિકાર રૂપ ગણાય તેવા પણ વિષયો સુખરૂપે મનાય છે ! કેવી ખેદની વાત છે ! ૫૭૦.

उक्तं च–" तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि,
क्षुधार्त्तः सन् शालीन् कवलयति मांस्पाकवलितान् ।
प्रदीप्ते कामाग्नौ दहति तनुमाश्लिष्यति वधूं,
प्रतीकारो व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥ ५७१ ॥"
नन्वेवं यदि निर्वाणमदनज्वलनाः स्वतः ।
कथं ब्रह्मव्रतं नैते, स्वीकुर्वन्ति महाधियः ॥ ५७२ ॥
अत्रोच्यते देवभवस्वभावेन कदापि हि ।
एषां विरत्यभिप्रायो, नाल्पीयानपि संभवेत् ॥ ५७३ ॥
भवस्वभाववैचित्र्यं, चाचिन्त्यं पशवोऽपि यत् ।
भवन्ति देशविरतास्त्रिज्ञाना अप्यमी तु न ॥ ५७४ ॥
आद्यग्रैवेयकेऽमीषां, स्थितिरुत्कर्षतोऽब्धयः ।
स्युस्त्रयोविंशतिर्लघ्वी, द्वाविंशतिः पयोधयः ॥ ५७५ ॥
कनिष्ठायाः समधिकमारभ्य समयादिकम् ।
यावज्ज्येष्ठां समयोनां, सर्वत्र मध्यमा स्थितिः ॥ ५७६ ॥

---

કહ્યું છે કે–'મુખમાં તૃષાથી શોષ પડે છે ત્યારે જ મીઠું અને સુગંધી જલ માણુસ પીએ છે– (ત્યારે જ ભાવે છે)' ભૂખથી પીડાનાર વ્યક્તિ જ સારા સંસ્કાર કરાએલા એવા શાલિ–ચોખાને કવલ બનાવે છે, ખાય છે...., પ્રદીપ્ત થયેલો કામાગ્નિ જ્યારે બળી રહ્યો હોય ! બાળી રહ્યો હોય–ત્યારે જ માણુસ પત્નીને આલિંગન કરે છે. આ રીતે જે વ્યાધિ–પીડાનો પ્રતિકાર છે, તેને પણુ લોક વિપર્યાસથી સુખ રૂપે માને છે. ૫૭૧.

**પ્રશ્ન :** જો આ દેવોનો કામજ્વર સ્વતઃ સ્વાભાવિક રીતે જ શાંત થઈ ગયો છે તો બુદ્ધિશાળી એવા દેવો બ્રહ્મચર્યવ્રતને કેમ સ્વીકારતા નથી ? ૫૭૨.

**જવાબ :** દેવભવના સ્વભાવથી આ દેવોને કદી પણુ વિરતિનો થોડો પણુ પરિણુામ ઉત્પન્ન થતો નથી. ૫૭૩.

સંસારના સ્વભાવની વિચિત્રતા કેવી અચિંત્ય છે ? કે– પશુઓ પણુ દેશવિરતિ પામી શકે છે જ્યારે ત્રણુ જ્ઞાન ધરાવનારા એવા દેવો વિરતિના પરિણુામને પામી શકતા નથી ! ૫૭૪.

પહેલા ગ્રૈવેયકના દેવોનુ ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૩ સાગરોપમ છે. અને જઘન્ય આયુષ્ય ૨૨ સાગરોપમ છે. ૫૭૫.

જઘન્ય આયુષ્યથી એક સમય અધિકથી માંડીને ઉત્કૃષ્ટ આયુષ્યમાં એક સમય ન્યૂન સુધી મધ્યમ સ્થિતિ ગણુાય છે. ૫૭૬.

द्वौ करावष्टभिर्भागैर्युक्तावेकादशोद्भवैः ।
देहो ज्येष्ठायुषां हीनस्थितीनां तु करास्त्रयः ॥ ५७७ ॥
ग्रैवेयके द्वितीये तु चतुर्विंशतिरब्धयः ।
ज्येष्ठा स्थितिः कनिष्ठा तु, त्रयोविंशतिरब्धयः ॥ ५७८ ॥
द्वौ करौ सप्तभिर्भागैर्युक्तावेकादशोत्थितैः ।
वपुर्ज्येष्ठायुषां ह्रस्वायुषामष्टलवाधिकौ ॥ ५७९ ॥
ग्रैवेयके तृतीये च, वार्द्धयः पञ्चविंशतिः ।
गुर्वी स्थितिर्जघन्या तु, चतुर्विंशतिरेव ते ॥ ५८० ॥
ज्येष्ठस्थितीनामत्राङ्ग, द्वौ करौ षड्लवाधिकौ ।
तत्कनिष्ठस्थितीनां तु, सप्तांशाढ्यं करद्वयम् ॥ ५८१ ॥
ग्रैवेयके तुरीये च, षड्विंशतिः पयोधयः ।
आयुर्ज्येष्ठं कनिष्ठं तु, पञ्चविंशतिरब्धयः ॥ ५८२ ॥
ज्येष्ठस्थितीनां द्वौ हस्तौ, देहः पञ्चलवाधिकौ ।
षड्भागाभ्यधिकौ तौ च, तनुर्जघन्यजीविनाम् ॥ ५८३ ॥
ग्रैवेयके पञ्चमेऽथ, वार्द्धयः सप्तविंशतिः ।
स्थितिर्ज्येष्ठा कनिष्ठा तु, षड्विंशतिपयोधयः ॥ ५८४ ॥

---

ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવોનું દેહમાન ૨ ૮/૧૧ હાથનું છે અને જઘન્ય સ્થિતિવાળાનું દેહમાન ૩ હાથ છે. ૫૭૭.

બીજા ગ્રૈવેયકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૪ સાગરોપમ છે અને જઘન્ય આયુષ્ય ૨૩ સાગરોપમ છે. અહિ ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોનું દેહમાન ૨ ૭/૧૧ હાથ છે. અને જઘન્ય આયુષ્યવાળા દેવોનું દેહમાન ૨ ૮/૧૧ હાથ છે. ૫૭૮–૫૭૯

ત્રીજા ગ્રૈવેયકના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ૨૫ સાગરોપમ અને જઘન્ય સ્થિતિ ૨૪ સાગરોપમ છે. અહિંના ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવોનું દેહમાન ૨ ૬/૧૧ હાથ છે અને જઘન્ય સ્થિતિવાળા દેવોનું ૨ ૭/૧૧ હાથ છે. ૫૮૦–૫૮૧

ચોથા ગ્રૈવેયકના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ૨૬ સાગરોપમ અને જઘન્યસ્થિતિ ૨૫ સાગરોપમ છે. ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવોનું દેહમાન ૨ ૫/૧૧ હાથ છે અને જઘન્ય સ્થિતિ-વાળા દેવોનું દેહમાન ૨ ૬/૧૧ હાથ છે. ૫૮૨–૫૮૩

પાંચમા ગ્રૈવેયકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૭ સાગરોપમ છે અને જઘન્ય ૨૬

चतुर्लवाधिकौ हस्तौ, द्वावत्राङ्गं परायुषाम् ।
तौ जघन्यायुषां पञ्चभागयुक्तौ प्रकीर्त्तितौ ॥ ५८५ ॥
अष्टाविंशतिरुत्कृष्टा, षष्ठे ग्रैवेयकेऽब्धयः ।
स्थितिरत्र जघन्या तु, सप्तविंशतिरब्धयः ॥ ५८६ ॥
ज्येष्ठस्थितीनामत्राङ्गं, द्वौ करौ त्रिलवाधिकौ ।
तौ कनिष्ठस्थितीनां तु, भागैश्चतुर्भिरन्वितौ ॥ ५८७ ॥
ग्रैवेयके सप्तमे स्यु-रेकोनत्रिंशदर्णवाः ।
स्थितिर्गरिष्ठा लघ्वी तु, साष्टाविंशतिरब्धयः ॥ ५८८ ॥
द्वौ द्विभागाधिकौ हस्तौ, वपुर्ज्येष्ठायुषामिह ।
लघ्वायुषां तु तावेव, त्रिभागाभ्यधिकौ तनुः ॥ ५८९ ॥
त्रिंशदम्भोधयो ज्येष्ठा, ग्रैवेयकेऽष्टमे स्थितिः ।
एकोनत्रिंशदेते च, स्थितिरत्र लघीयसी ॥ ५९० ॥
द्वौ करावेकभागाढ्यौ, देहो ज्येष्ठायुषामिह ।
तावेव द्वौ सद्विभागौ, स्याज्जघन्यायुषां तनुः ॥ ५९१ ॥
ग्रैवेयकेऽथ नवम, एकत्रिंशत्पयोधयः ।
स्थितिर्गुर्वी लघिष्ठा तु, त्रिंशदम्भोधिसंमिता ॥ ५९२ ॥

---

સાગરોપમ છે. ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોનું દેહમાન $૨\frac{૪}{૧૧}$ હાથ છે. તથા જઘન્ય આયુષ્ય-વાળા દેવોનું દેહમાન $૨\frac{૫}{૧૧}$ હાથ છે. ૫૮૪–૫૮૫.

છઠ્ઠા ગ્રૈવેયકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૮ સાગરોપમ અને જઘન્ય આયુષ્ય ૨૭ સાગરોપમ છે ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોનું દેહમાન $૨\frac{૩}{૧૧}$ હાથ છે તથા જઘન્ય સ્થિતિ-વાળા દેવોનું દેહમાન $૨\frac{૪}{૧૧}$ હાથ છે. ૫૮૬–૫૮૭.

સાતમા ગ્રૈવેયકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૯ સાગરોપમ છે. અને જઘન્ય આયુષ્ય ૨૮ સાગરોપમ છે ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોનું દેહમાન $૨\frac{૨}{૧૧}$ હાથ છે. જઘન્ય આયુષ્ય-વાળા દેવોનું દેહમાન $૨\frac{૩}{૧૧}$ હાથ છે ૫૮૮–૫૮૯.

આઠમા ગ્રૈવેયકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૦ સાગરોપમ છે. અને જઘન્ય આયુષ્ય ૨૯ સાગરોપમ છે. ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોનું દેહમાન $૨\frac{૧}{૧૧}$ હાથ છે. જઘન્ય આયુષ્યવાળા દેવોનું દેહમાન $૨\frac{૨}{૧૧}$ હાથ છે. ૫૯૦–૫૯૧.

નવમા ગ્રૈવેયકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૧ સાગરોપમ અને જઘન્ય આયુષ્ય

हस्तौ द्वावेव संपूर्णौ, वपुरुत्कृष्टजीविनाम् ।
द्वौ करावेकभागाढ्यौ, तनुर्जघन्यजीविनाम् ॥ ५९३ ॥
स्वस्वस्थित्यम्भोनिधीनां, संख्ययाऽब्दसहस्रकैः ।
आहारकाङ्क्षिणः पक्षैस्तावद्भिरुच्छ्वसन्ति च ॥ ५९४ ॥
आद्यसंहननाः साधुक्रियानुष्ठानशालिनः ।
आयान्त्येषु नरा एव, यान्ति च्युत्वाऽपि नृजन्मनी ॥ ५९५ ॥
मिथ्यात्विनो येऽप्यभव्या, उत्पद्यन्तेऽत्र देहिनः ।
जैनसाधुक्रियां तेऽपि, समाराध्यैव नान्यथा ॥ ५९६ ॥
समये च्यवनोत्पत्तिसंख्या चात्र यथाऽच्युते ।
च्यवनोत्पत्तिविरहः, परमस्तु भवेदिह ॥ ५९७ ॥
संख्येया वत्सरशता, आद्यग्रैवेयकत्रिके ।
अर्वाग्वर्षसहस्रात्ते, मध्यमीयत्रिके पुनः ॥ ५९८ ॥
लक्षादर्वाग्वत्सराणां, स्युः संख्येयाः सहस्रकाः ।
कोटेरर्वाग्वर्षलक्षाः, संख्येयाश्चरमत्रिके ॥ ५९९ ॥

---

૩૦ સાગરોપમનું છે. ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોનું દેહમાન ૨ હાથ છે અને જઘન્ય આયુષ્યવાળા દેવોનું દેહમાન ૨ ૧/૬ હાથ છે. ૫૯૨–૫૯૩.

અહીંના દેવોને પોત–પોતાના આયુષ્યના સાગરોપમની સંખ્યા પ્રમાણ હજાર વર્ષે આહારની ઈચ્છા થાય તથા તેટલા જ પખવાડીયે શ્વાસોશ્વાસ લે છે. ૫૯૪.

આ ગ્રૈવેયકોમાં પ્રથમ સંઘયણવાળા અને ચારિત્રધારી મનુષ્યો જ આવે છે અને ચ્યવીને મનુષ્ય ગતિમાં જ જાય છે. ૫૯૫.

મિથ્યાત્વી અને અભવ્ય જીવો પણ જે અહીં ઉત્પન્ન થાય છે તે જૈન સાધુની ક્રિયાને આરાધીને જ ઉત્પન્ન થાય છે, તે સિવાય નહિં. ૫૯૬

એક સમયમાં ચ્યવન અને ઉત્પત્તિની સંખ્યા અહીં અચ્યુત દેવલોક પ્રમાણે છે. ચ્યવન અને ઉત્પત્તિનો ઉત્કૃષ્ટ વિરહ આદ્ય ગ્રૈવેયકત્રિકમાં સંખ્યાત સો વર્ષો છે, પણ હજાર વર્ષ પહેલા (હજાર વર્ષની અંદર), મધ્યમત્રિકમાં સંખ્યાત હજાર વર્ષો પણ લાખ વર્ષ પહેલા (લાખ વર્ષની અંદર) ચરમત્રિકમાં સંખ્યાત લાખ વર્ષ અને ક્રોડ વર્ષ પહેલા (ક્રોડ વર્ષની અંદર) છે. ૫૯૭–૫૯૯.

आद्यषड्ग्रैवेयकस्थाः, पश्यन्त्यवधिचक्षुषा ।
षष्ठ्यास्तमोऽभिधानायाः, पृथ्व्या अधस्तलावधि ॥ ६०० ॥
अधस्तनापेक्षया च, पश्यन्त्यूर्ध्वोर्ध्वगाः सुराः ।
विशिष्टबहुपर्यायोपेतामेतां यथोत्तरम् ॥ ६०१ ॥
तृतीयत्रिकगाः पश्यन्त्यधो माघवतिक्षितेः ।
अवधिज्ञानमेतेषां, पुष्पचङ्गेरिकाकृति ॥ ६०२ ॥
अथोर्ध्वं नवमग्रैवेयकाद्दूरमतिक्रमे ।
स्याद्योजनैरसंख्येयैः, प्रतरोऽनुत्तराभिधः ॥ ६०३ ॥
नास्त्यस्मादुत्तरः कोऽपि, प्रधानमथवाऽधिकः ।
ततोऽयमद्वितीयत्वाद्विख्यातोऽनुत्तराख्यया ॥ ६०४ ॥
सिद्धिसिंहासनस्यैव, बिभर्त्ति पादपीठताम् ।
चतुर्विमानमध्यस्थरुचिरैकविमानकः ॥ ६०५ ॥
सर्वोत्कृष्टास्तत्र पञ्च, विमानाः स्युरनुत्तराः ।
तेष्वेकमिन्द्रकं मध्ये, चत्वारश्च चतुर्दिशम् ॥ ६०६ ॥

---

શરૂઆતના છ ગ્રૈવેયક સુધીના દેવો અવધિજ્ઞાન વડે છઠ્ઠી પૃથ્વીની નીચે સુધી જોઈ શકે છે. ૬૦૦.

નીચેના ગ્રૈવેયકની અપેક્ષાએ ઉપરના ગ્રૈવેયકના દેવો વિશિષ્ટ રીતે તથા ઘણાં પર્યાયથી યુક્ત પૃથ્વીને જોઈ શકે છે. ૬૦૧.

ત્રીજા ત્રિકવાસી ગ્રૈવેયક દેવો અવધિજ્ઞાનવડે નીચે માઘવતી પૃથ્વી સુધી જોઈ શકે છે. આ દેવોના અવધિજ્ઞાનની આકૃતિ પુષ્પચંગેરીકા જેવી હોય છે ૬૦૨.

**અનુત્તર વિમાનોનું વર્ણન :**

નવમા ગ્રૈવેયકથી અસંખ્ય યોજન ઊંચે અનુત્તર નામનો પ્રતર છે ૬૦૩.

આ પ્રતર પછી બીજો કોઇ પ્રતર ઉપર નથી તેથી અથવા તેના કરતાં અધિક કોઈ નથી તેથી અદ્વિતીય એવા આ પ્રતર, અનુત્તર નામથી ઓળખાય છે ૬૦૪.

આ અનુત્તર નામનો પ્રતર સિદ્ધિ (મોક્ષ) રૂપી સિંહાસન માટે પાદપીઠ રૂપે શોભે છે ચાર વિમાનની મધ્યમાં એક સુંદર વિમાન છે. ૬૦૫.

ત્યાં સર્વોત્કૃષ્ટ એવા પાંચ અનુત્તર વિમાનો છે. તેમાં મધ્યમા એક ઇન્દ્રક વિમાન છે અને ચારે તરફ એક-એક ચાર વિમાનો છે. ૬૦૬

प्राच्यां तत्रास्ति विजयं, विमानवरमुत्तमम् ।
दक्षिणस्यां वैजयन्तं, प्रतीच्यां च जयन्तकम् ॥ ६०७ ॥
उत्तरस्यां दिशि भवेद्विमानमपराजितम् ।
सर्वार्थसिद्धिकृन्मध्ये, सर्वार्थसिद्धिनामकम् ॥ ६०८ ॥
प्रथमप्रतरे प्रोक्ताः, पङ्क्तयो याश्चतुर्दिशम् ।
द्वाषष्टिकास्ता एकैकहान्याऽत्रैकावशेषिकाः ॥ ६०९ ॥
मध्ये वृत्तं त्रिकोणानि, दिक्ष्वत्र प्रतरे ततः ।
पङ्क्तित्रिकोणाश्चत्वारः, पञ्च ते सर्वसंख्यया ॥ ६१० ॥
सर्वेऽप्येवमूर्ध्वलोके, पङ्क्तिवृत्तविमानकाः ।
द्व्यशीत्याऽभ्यधिकानि स्युः, शतानि पञ्चविंशतिः ॥ ६११ ॥
शतानि साष्टाशीतीनि, षड्विंशतिस्त्रिकोणकाः ।
षड्विंशतिः शताः पङ्क्तिचतुरस्राश्चतुर्युताः ॥ ६१२ ॥
चतुःसप्तत्यभ्यधिकैः, शतैरष्टभिरन्विताः ।
सहस्राः सप्तोर्ध्वलोके, सर्वे पङ्क्तिविमानकाः ॥ ६१३ ॥
लक्षाश्चतुरशीतिः स्युरेकोननवतिस्तथा ।
सहस्राण्येकोनपञ्चाशं शतं च प्रकीर्णकाः ॥ ६१४ ॥

---

ઈન્દ્રક વિમાનની પૂર્વ દિશામાં શ્રેષ્ઠ વિજય નામનું, દક્ષિણ દિશામાં વૈજયન્ત નામનું, પશ્ચિમ દિશામાં જયન્ત નામનું અને ઉત્તર દિશામાં અપરાજિત નામનુ વિમાન છે. અને મધ્યમાં સર્વ અર્થને સિદ્ધ કરનારૂં સર્વાર્થસિદ્ધ નામનું વિમાન છે. ૬૦૭–૬૦૮.

પ્રથમ પ્રતરમાં [પહેલા દેવલોકના પહેલા પ્રતરમાં] જે ચારે દિશામાં બાસઠ-બાસઠ વિમાનોની પંક્તિ કહેલી, તે એક-એક ઘટતા અહીં એક જ બાકી રહે છે. ૬૦૯.

આ પ્રતરની મધ્યમાં ગોળ વિમાન છે અને ચારે દિશામાં ત્રિકોણ વિમાન છે. કુલ પંક્તિગત ત્રિકોણ ચાર વિમાન છે અને આ પ્રતરની સર્વ સંખ્યા પાંચની છે. ૬૧૦.

આખાય ઉર્ધ્વલોકમાં, પંક્તિગત વિમાનોમાં વૃત્ત વિમાનોની કુલ સંખ્યા પચીશસો બ્યાશી (૨૫૮૨) છે, ત્રિકોણ વિમાનોની કુલ સંખ્યા છવીશસો અઠ્ઠયાસી (૨૬૮૮) છે અને ચોરસ વિમાનોની કુલ સંખ્યા છવીશસો ચાર (૨૬૦૪) છે. ૬૧૧–૬૧૨.

અને ઉર્ધ્વલોકના પંક્તિગત સમસ્ત વિમાનોની કુલ સંખ્યા સાત હજાર આઠસો ચુમ્મોતેર (૭,૮૭૪) છે અને પ્રકીર્ણક વિમાનો ચોર્યાસી લાખ, નેવ્યાસી હજાર,

सर्वे विमानाश्चतुरशीतिर्लक्षा इहोपरि ।
सहस्राः सप्तनवतिस्त्रयोविंशतिसंयुताः ॥ ६१५ ॥
व्यासायामपरिक्षेपैर्जम्बूद्वीपेन संमितम् ।
विमानं सर्वार्थसिद्धमसंख्येयात्मकाः परे ॥ ६१६ ॥
ग्रैवेयकवदत्रापि, देवाः सर्वेऽहमिन्द्रकाः ।
सर्वे मिथः समैश्वर्यरूपकान्तिसुखश्रियः ॥ ६१७ ॥
येष्वाकाशप्रदेशेषु, शय्यायां प्रथमक्षणे ।
यथोत्पन्नास्तथोत्तानशया एव भवावधि ॥ ६१८ ॥
सर्वसंसारिजीवेभ्यः, सर्वोत्कृष्टसुखाश्रयाः ।
लीलयैवामितं कालं, गमयन्ति निमेषवत् ॥ ६१९ ॥
तथाहुर्विशेषावश्यके–
"विजयाइसूववाए जत्थोगाढो भवक्खओ जाव ।
खेत्तेऽवचिट्ठइ तहिं दव्वेसु य देहसयणेसुं ॥ ६२० ॥"
एकत्रिंशद्वारिधयश्चतुर्षु विजयादिषु ।
स्थितिर्जघन्योत्कृष्टा तु, त्रयस्त्रिंशत्पयोधयः ॥ ६२१ ॥

---

એકસો ઓગણપચાસ (૮૪, ૮૯, ૧૪૯) છે. ઉર્ધ્વલોકના કુલ સર્વ વિમાનો ચોર્યાસી લાખ, સત્તાણુ હજાર અને ત્રેવીશ (૮૪, ૯૭, ૦૨૩) છે. ૬૧૩–૬૧૫.

સર્વાર્થસિદ્ધ નામનું વિમાન લંબાઈ–પહોળાઈ અને પરિધિથી જમ્બૂદ્વીપ સમાન છે, બાકીના અસંખ્યેય યોજનના છે. ૬૧૬.

ગ્રૈવેયકની જેમ અહીંના પણ સર્વ દેવો અહમિન્દ્ર છે. ઐશ્વર્ય, રૂપ, કાંતિ, સુખ અને શોભાથી પરસ્પર સમાન છે. ૬૧૭

શય્યામાં જે આકાશ પ્રદેશમાં પ્રથમ ક્ષણે જે રીતે ઉત્પન્ન થાય છે, તે રીતે જ જીંદગી સુધી ચત્તા સુતા રહે છે. ૬૧૮.

સર્વ સંસારી જીવથી સર્વોત્કૃષ્ટ સુખી એવા આ દેવો અપરિમીત કાળને પણ લીલામાત્રમાં આંખના પલકારાની જેમ પસાર કરે છે. ૬૧૯.

શ્રી વિશેષાવશ્યકમાં કહ્યું છે કે : "વિજયાદિ વિમાનોની ઉપપાત શય્યામાં દેવ, જે આકાશપ્રદેશને અવગાહીને ઉત્પન્ન થાય છે, ત્યાં તે ક્ષેત્રમાં, તે જ દ્રવ્યમાં, તે જ દેહના શયનમાં અંત સુધી રહે છે." ૬૨૦.

વિજયાદિ ચાર વિમાનોમા જઘન્ય સ્થિતિ ૩૧ સાગરોપમ અને ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમની છે. ૬૨૧

इति प्रज्ञापनाभिप्रायः, समवायाङ्गे तु–" विजयवेजयंतजयंतअपराजियाणं भंते ! देवाणं केवइयं कालं ठिई प० ?, गो० ! जह० बत्तीसं साग० उक्को० तेत्तीसं साग०" ।

स्थितिः सर्वार्थसिद्धे तु, स्यादुत्कृष्टैव नाकिनाम् ।
त्रयस्त्रिंशदम्बुधयो, जघन्या त्वत्र नास्ति सा ॥ ६२२ ॥
प्रतिशय्यं विमानेऽस्मिन्नस्ति चन्द्रोदयो महान् ।
मुक्ताफलमय स्फूर्जत शरच्चंद्रातपोज्जवलः ॥ ६२३ ॥
तत्र मध्ये चतुःषष्टिमणप्रमाणमौक्तिकम् ।
द्वात्रिंशन्मणमानानि, चत्वारि परितस्त्वदः ॥ ६२४ ॥
अष्टौ तत्परितो मुक्ताः, स्युः षोडशमणैर्मिताः ।
स्युः षोडशैताः परितो, मुक्ता अष्टमणोन्मिताः ॥ ६२५ ॥
द्वात्रिंशदेताः परितस्ताश्चतुर्मणसंमिताः ।
ततः परं चतुःषष्टिर्मणद्वयमितास्ततः ॥ ६२६ ॥
अष्टाविंशं शतं मुक्ता, एकैकमणसंमिताः ।
यथोत्तरमथावेष्टय, स्थिताः पङ्क्तया मनोज्ञया ॥ ६२७ ॥

---

આ અભિપ્રાય પ્રજ્ઞાપનાનો છે. સમવાયાંગમાં તો નીચે મુજબ કહ્યું છે.

**પ્રશ્ન :** "હે ભદંત ! વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત વિમાનોના દેવોની સ્થિતિ કેટલી હોય છે ?

**ઉત્તર :** હે ગૌતમ ! જઘન્યથી ૩૨ સાગરોપમ અને ઉત્કૃષ્ટથી ૩૩ સાગરોપમની હોય છે."

સર્વાર્થસિદ્ધ દેવોની તો ૩૩ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ જ હોય છે પણ જઘન્ય સ્થિતિ હોતી નથી. ૬૨૨.

આ વિમાનની દરેક શય્યામાં મોતીથી યુક્ત દેદીપ્યમાન, શરદઋતુના ચંદ્રના આતપ જેવો ઉજ્જવલ ચંદરવો છે. ૬૨૩

દરેક ચદરવાના મધ્યમ ચોસઠમણ પ્રમાણ એક મોતી છે, તેની ચારે બાજુ બત્રીસ મણ પ્રમાણ ચાર મોતી છે, તેની આસપાસ સોળ મણના આઠ મોતી છે, તેની આસપાસ આઠ મણના સોળ મોતી છે, તેની આસપાસ ચાર મણના બત્રીસ મોતી છે, તેની આસપાસ બે મણના ચોસઠ મોતી છે અને તેની આસપાસ એક મણના ૧૨૮ મોતી છે. આ બધા મોતી એક પછી એક સુંદર પંક્તિબદ્ધ રીતે ગોઠવાયેલા છે. ૬૨૪–૬૨૭.

मौक्तिकानामथैतेषां, मरुत्तरङ्गरङ्गितैः ।
परस्परेणास्फलतां, जायते मधुरध्वनिः ॥ ६२८ ॥
सर्वातिशायिमाधुर्यं, तं च श्रोत्रमनोरमम् ।
चक्रिदेवेन्द्रगन्धर्वादप्यनन्तगुणाधिकम् ॥ ६२९ ॥
ध्वनितं शृण्वतां तेषां, देवानां लीनचेतसाम् ।
अप्यब्धयस्त्रयस्त्रिंशदतियान्ति निमेषवत् ॥ ६३० ॥ त्रिभिर्विशेषकं ।
विजयादिविमानेषु, चतुर्षु नाकिनां वपुः ।
एकत्रिंशदम्बुनिधिस्थितिकानां करद्वयम् ॥ ६३१ ॥
वपुर्द्वात्रिंशदम्भोधिस्थितीनां तु भवेदिह ।
एकेनैकादशांशेन, कर एकः समन्वितः ॥ ६३२ ॥
एकः करस्त्रयस्त्रिंशदम्भोधिजीविनां तनुः ।
देवाः सर्वार्थसिद्धे तु, सर्वेऽप्येककरोच्छ्रिताः ॥ ६३३ ॥
विजयादिविमानस्थाः, स्वस्थित्यम्बुधिसंख्यया ।
पक्षैः सहस्रैश्चाब्दानामुच्छ्वसन्त्याहरन्ति च ॥ ६३४ ॥

---

પવનના તરંગથી પરસ્પર અથડાતા એવા આ મોતીઓમાંથી મધુર ધ્વનિ ઉત્પન્ન થાય છે. તે મધુર ધ્વનિ ચક્રી, દેવેન્દ્ર અને ગન્ધર્વથી ( ગન્ધર્વના સંગીત કરતાં ) પણ અનંતગુણ અધિક હોય છે. સર્વાતિશાયી માધુર્યથી યુક્ત હોય છે. અને કાનને અત્યંત મનોરમ હોય છે. ૬૨૮–૬૨૯.

આ મધુર ધ્વનિને સાંભળતા એવા લીન ચિત્તવાળા તે દેવોને ૩૩ સાગરોપમ પણ આંખના પલકારાની જેમ પસાર થઈ જાય છે. ૬૩૦.

વિજયાદિ વિમાનમાં રહેલા ૩૧ સાગરોપમના આયુષ્યવાળા દેવોનું દેહમાન ૨ હાથ છે. જ્યારે ૩૨ સાગરોપમના આયુષ્યવાળા દેવોનુ દેહમાન ૧$\frac{૧}{૧૧}$ હાથ છે. ૬૩૧–૬૩૨.

૩૩ સાગરોપમ આયુષ્યવાળા દેવોનું દેહમાન ૧ હાથ છે. અને સર્વાર્થસિદ્ધ વિમાનમાં સર્વ દેવોનું દેહમાન ૧ હાથ છે. ૬૩૩

વિજયાદિ વિમાનમાં રહેલા દેવતાઓ પોત-પોતાના આયુષ્યના સાગરોપમની સંખ્યા મુજબ પખવાડીયે શ્વાસોશ્વાસ લે છે અને એટલા હજાર વર્ષે આહાર લે છે. ૬૩૪.

સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો તેત્રીસ હજાર વર્ષે આહાર કરે છે. અને સાડાસોળ મહિને ઉચ્છ્વાસ લે છે. ૬૩૫.

सर्वार्थे तु त्रयस्त्रिंशन्मितैर्वर्षसहस्रकैः ।
प्सान्ति सार्द्धषोडशभिर्मासैरेवोच्छ्वसन्ति च ॥ ६३५ ॥

पशुक्रियाभिलाषस्तु, नैतेषां तत्त्वदर्शिनाम् ।
प्राग्भवाभ्यस्तनवमरसार्द्रीकृतचेतसाम् ॥ ६३६ ॥

अतिप्रतनुकर्माणो, महाभागाः सुरा अमी ।
इहोत्पन्नाः षष्ठभक्तक्षेप्यकर्मावशेषतः ॥ ६३७ ॥

यदाहुः पञ्चमाङ्गे–"अणुत्तरोववाइया णं देवा णं भंते! केवइएणं कम्मावसेसेणं अणुत्तरोववाइयत्तेणं उववण्णा?, गो० ! जावतियन्नं छट्ठभत्तिए समणे निग्गंथे कम्मं निज्जरेइ एवतिएणं कम्मावसेसेणं अणुत्तरोववाइयत्ताए उववण्णा" इति ।

शाल्यादिकवलिकानां सप्तानां छेदने भवति यावान् ।
कालस्तावति मनुजायुष्केऽपर्याप्तवति मृत्वा ॥ ६३८ ॥

मोक्षार्हाध्यवसाया अपि ये कर्मावशेषतो जाताः ।
लवसत्तमदेवास्ते जयन्ति सर्वार्थसिद्धस्थाः ॥ ६३९ ॥ (आर्ये)

---

પૂર્વભવ અભ્યસ્ત એવા શાંતરસથી જેમનું ચિત્ત આર્દ્ર બનેલું છે તેવા આ તત્ત્વદર્શી દેવોને પશુક્રિયાનો અભિલાષ હોતો નથી. ૬૩૬.

છટ્ઠતપથી ખપી શકે એટલા માત્ર કર્મ બાકી રહેવાથી અતિપાતળા કર્મવાળા મહાભાગ્યશાળી દેવો અહીં ઉત્પન્ન થાય છે. ૬૩૭.

શ્રી ભગવતીસૂત્રમાં કહ્યું છે કે : "હે ભદંત! અનુત્તરવાસી દેવો કેટલા કર્મ બાકી રહેવાથી અનુત્તર તરીકે ઉત્પન્ન થયા છે? હે ગૌતમ! છટ્ઠના પચ્ચક્ખાણથી સાધુ ભગવંત જેટલા કર્મ નિર્જરે તેટલા કર્મ બાકી રહેવાથી અનુત્તર તરીકે ઉત્પન્ન થયેલા છે"

શ્રી ભગવતીસૂત્રના ૧૪ મા શતકના સાતમા ઉદ્દેશામાં કહ્યું છે કે: શાલિ વગેરેની સાત કવલિકાને છેદતાં જેટલો સમય લાગે તેટલા સમય પ્રમાણ મનુષ્યાયુષ્ય ઘટવાથી [ ઓછું હોવાથી ] મરીને મોક્ષને યોગ્ય ( તત્કાળ મોક્ષ પ્રાપ્ત કરાવે તેવા ) અધ્યવસાયવાળા હોવા છતાં પણ કર્મ અવશેષ બાકી રહેવાથી સર્વાર્થસિદ્ધ વિમાનમાં રહેલા તે લવસત્તમ દેવો જય પામે છે. ૬૩૮–૬૩૯.

इति भगवतीशतक १४ उ० ७।

आद्यसंहननाश्चैपु, स्वाराद्धोज्ज्वलसंयमाः ।

भव्याः स्वल्पभवा एवायान्ति यान्ति च नृष्वमी ॥ ६४० ॥

कर्मभूमिसमुत्पन्ना, मानुष्योऽपि शुभाशयाः ।

सम्यग्दृशः शुक्ललेश्या, जायन्तेऽनुत्तरेष्विह ॥ ६४१ ॥

तथाहुः—'केरिसिया णं भंते ! मणुस्सी उक्कोसकालठिइयं आउयकम्मं बंधति, ?, गो० कम्मभूमीया वा' इत्यादि प्रज्ञा० त्रयोविंशतितमे पदे । मानुषी सप्तमनरकयोग्यमायुर्न बध्नाति, अनुत्तरसुरायुस्तु बध्नातीत्येतद्वृत्तौ ।

जीवाः सर्वार्थसिद्धे तूद्भवन्त्येकभवोद्भवाः ।

च्युत्वा ते भाविनि भवे, सिद्ध्यन्ति नियमादितः ॥ ६४२ ॥

उक्तं च–"सव्वट्ठाओ नियमा एगंमि भवंमि सिज्झए जीवो ।

विजयाइविमाणेहि य संखिज्जभवा उ बोद्धव्वा ॥ ६४३ ॥"

चतुर्विंशतिं भवान्नातिक्रामन्तीति तु वृद्धवादः,

---

આદ્ય સંહનનવાળા, સ્વયં ઉજ્જવલ સંયમની આરાધના આરાધેલા, અલ્પભવી ભવ્યો જ અહીં ઉત્પન્ન થાય છે અને આ દેવો ચ્યવીને મનુષ્યમાં જ જાય છે. ૬૪૦.

કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલી, શુભાશયવાળી, સમ્યક્ દૃષ્ટિ, શુક્લ લેશ્યાવાળી સ્ત્રીઓ પણ (સાધ્વીજી) અનુત્તરમાં ઉત્પન્ન થાય છે. ૬૪૧.

"હે ભદંત! કેવા પ્રકારની સ્ત્રીઓ ઉત્કૃષ્ટ કાલસ્થિતિવાળું આયુષ્ય કર્મ બાંધે? હે ગૌતમ! કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલી..." ઇત્યાદિ... આ વાત પ્રજ્ઞાપનાસૂત્રના ૨૩મા પદમાં કહી છે. અને તેની જ ટીકામાં કહ્યું છે કે– મનુષ્ય સ્ત્રીઓ સાતમી નરકને યોગ્ય આયુષ્ય બાંધતી નથી. પરંતુ અનુત્તરદેવનું આયુષ્ય બાંધે છે.

[વિજયાદિ વિમાન માટે આવો નિયમ નથી જ્યારે] સર્વાર્થસિદ્ધમાં તો એક ભવમાં સિદ્ધ થનારા જીવો જ ઉત્પન્ન થાય છે. ત્યાંથી ચ્યવીને બીજા ભવમાં ચોક્કસ સિદ્ધ થાય છે. ૬૪૨.

કહ્યું છે કે: "સર્વાર્થસિદ્ધમાંથી જીવ નિયમા એક જ ભવમાં સિદ્ધ થાય છે જ્યારે વિજયાદિ વિમાનમાંથી સંખ્યાતા ભવો પણ થાય છે." ૬૪૩.

[વિજયાદિ વિમાનવાસી દેવો પણ] ૨૪ ભવોથી વધારે ભવ ન કરે. આ પ્રમાણે વૃદ્ધવાદ છે.

तथा–चतुर्ष्वेषु विमानेषु, द्विरुत्पन्ना हि जन्तवः ।
अनन्तरभवेऽवश्यं, प्रयान्ति परमं पदम् ॥ ६४४ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ—"विजयादिचतुर्षु वारद्वयं सर्वार्थसिद्धमहाविमान एकवारं गमनसंभवः, तत ऊर्द्धं मनुष्यभवासादनेन मुक्तिप्राप्ते" रिति । योगशास्त्रवृत्तौ तु विजयादिषु चतुर्ष्वनुत्तरविमानेषु 'द्विचरमा' इत्युक्तमिति ज्ञेयं, तत्त्वार्थभाष्येऽपि विजयादिष्वनुत्तरेषु विमानेषु देवा द्विचरमा भवन्ति, द्विचरमा इति ततश्च्युताः परं द्विर्जनित्वा सिद्धयन्तीति,

एतट्टीकापि—द्विचरमत्वं स्पष्टयति–ततो विजयादिभ्यश्च्युताः परमुत्कर्षेण द्विर्जनित्वा मनुष्येषु सिद्धिमधिगच्छन्ति. विजयादिविमानाच्च्युतो मनुष्यः पुनरपि विजयादिषु देवस्ततश्च्युतो मनुष्यः स सिद्धयतीति ।

पञ्चमकर्मग्रन्थे—'तिरिनिरयतिजोआणं नरभवजुअस्स चउपल्लतेसट्ठं ॥' एतद्वा-

---

પરંતુ વિજયાદિ ચાર વિમાનમાં બે વાર ઉત્પન્ન થયેલ જીવો અનંતરભવમાં અવશ્ય સિદ્ધ થાય છે ૬૪૪

શ્રી જીવાભિગમસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે: "વિજયાદિ ચાર વિમાનોમાં બે વાર તથા સર્વાર્થસિદ્ધ વિમાનમાં એકવાર ગમન સંભવે છે. ત્યારબાદ મનુષ્યભવને પ્રાપ્ત કરી (તેઓ) મુક્તિમાં જાય છે"

યોગશાસ્ત્રની વૃત્તિમાં તો કહ્યું છે કે: "વિજયાદિ ચાર અનુત્તર વિમાનોમાં (ઉત્પન્ન થતાં દેવો) 'દ્વિચરમ' હોય છે."

તત્ત્વાર્થ ભાષ્યમાં પણ કહ્યું છે કે: "વિજયાદિ અનુત્તર વિમાનોના દેવો 'દ્વિચરમ' હોય છે. દ્વિચરમનો અર્થ :– ત્યાંથી ચ્યવન પામીને પછી બે વાર જન્મીને મોક્ષમાં જાય છે'

તેની ટીકામાં પણ દ્વિચરમનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે – 'ત્યાંથી વિજયાદિ વિમાનોથી ચ્યવીને ઉત્કૃષ્ટથી બે વાર જન્મીને મનુષ્યપણામાં તે દેવો સિદ્ધિને પ્રાપ્ત કરે છે– વિજયાદિ વિમાનથી ચ્યવીને મનુષ્ય થાય, પછી ફરીને વિજયાદિમાં દેવ થાય ત્યાર પછી મનુષ્ય થાય અને ત્યાંથી સિદ્ધિગતિ પામે.'

પાંચમા કર્મગ્રન્થમાં કહ્યું છે કે :

तिरिनिरयतिजोआणं नरभवजुअस्स चउपल्लतेसट्ठं

'આ ગાથાની ટીકાના અનુસારે તો વિજયાદિ વિમાનોમાં બે વાર ગયેલો પણ જીવ કેટલાક ભવો ભમે છે. (એટલું જ નહીં પણ)–નરક–તિર્યંચગતિ યોગ્ય પણ કર્મ

थासूत्रवृत्त्यनुसारेण तु विजयादिविमानेषु द्विर्गतोऽपि संसारे कतिचिद्भवान् भ्रमति नरकतिर्यग्गतियोग्यमपि कर्म बध्नातीति दृश्यते, तदत्र तत्त्वं केवलिगम्यं ।

सर्वार्थदेवाः संख्येया, असंख्येयाश्चतुर्षु ते ।
एतेष्वेकक्षणोत्पत्तिच्युतिसंख्याऽच्युतादिवत् ॥ ६४५ ॥
पल्योपमस्यासंख्येयो, भागः परममन्तरम् ।
सुरोत्पत्तिच्यवनयोर्विजयादिचतुष्टये ॥ ६४६ ॥
पल्योपमस्यसंख्येयो, भागः परममन्तरम् ।
सर्वार्थसिद्ध सर्वत्र, जघन्यं समयोऽन्तरम् ॥ ६४७ ॥
जवनालकापराख्यं, कन्याचोलकमुच्छ्रितम् ।
आकारेणानुकुरुते, एतेषामवधिर्यतः ॥ ६४८ ॥
किंचिदूनां लोकनाडीं, पश्यन्त्यवधिचक्षुषा ।
ऊनत्वं तु स्वविमानध्वजादूर्ध्वमदर्शनात् ॥ ६४९ ॥

उक्तं च तत्त्वार्थवृत्तौ–"अनुत्तरविमानपञ्चकवासिनस्तु समस्तां लोकनाडीं पश्यन्ति लोकमध्यवर्त्तिनीं, न पुनर्लोक" मिति ।

---

બાંધે છે.' આ પ્રમાણે પંચમ કર્મગ્રન્થમાં દેખાય છે–જણાય છે. માટે અહિં તત્ત્વ તો કેવલિગમ્ય છે.

સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવે સંખ્યાતા છે અને બાકીના ચાર અનુત્તર વિમાનોમાં દેવો અસંખ્યાતા છે. આ વિમાનોના દેવોની ઉત્પત્તિ અને ચ્યવનની સંખ્યા અચ્યુતની જેમ સમજી લેવી. ૬૪૫

વિજયાદિ ચાર વિમાનમાં દેવતાઓના ચ્યવન અને ઉત્પત્તિનું ઉત્કૃષ્ટ વિરહ કાળ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. ૬૪૬.

સર્વાર્થસિદ્ધમાં પણ ઉત્કૃષ્ટ અંતર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે અને જઘન્ય અંતર સર્વત્ર એક સમયનું છે. ૬૪૭.

આ દેવોનુ અવધિજ્ઞાન જેમનું બીજું નામ જવનાલક છે. અને તેનો આકાર કન્યાના ચણીયા જેવો છે. ૬૪૮.

આ દેવો અવધિજ્ઞાનથી કંઈક ન્યૂન લોકનાડીને જોઈ શકે છે. પોતાના વિમાનની ધજાથી ઉપર નહીં જોઈ શકતા હોવાથી તેટલું ન્યૂન કહ્યું છે. ૬૪૯.

શ્રી તત્ત્વાર્થની વૃત્તિમાં કહ્યું છે કે: "અનુત્તરવાસી દેવતાઓ લોક મધ્યવર્તિની સમસ્ત લોકનાડીને જુએ છે, લોકને નહિં."

अत एवावधिज्ञानाधारपर्यायवत्तया ।
क्षेत्रस्यावस्थानमुक्तं, त्रयस्त्रिंशतमम्बुधीन् ॥ ६५० ॥
यदेषामुत्पत्तिदेशावगाढानां भवावधि ।
अवधेरप्यवगाढक्षेत्रावस्थितिनिश्चयः ॥ ६५१ ॥

तथोक्तं विशेषावश्यके—

"खेत्तस्स अवट्ठाणं तेत्तीसं सागरा उ कालेणं ।
दव्वे भिन्नमुहुत्तो पज्जवलंभे य सत्तट्ठ ॥ ६५२ ॥"
सर्वार्थसिद्धशृङ्गाग्राद्गत्वा द्वादशयोजनीम् ।
जात्यार्जुनस्वर्णमयी, भाति सिद्धिशिलाऽमला ॥ ६५३ ॥
पञ्चचत्वारिंशता सा, मिता योजनलक्षकैः ।
विष्कम्भादायामतश्च, परितः परिधिः पुनः ॥ ६५४ ॥
एका कोटि योजनानां, सहस्रैस्त्रिंशताऽन्विता ।
द्विचत्वारिंशता लक्षैर्योजनानां द्विशत्यपि ॥ ६५५ ॥

---

તેથી જ અવધિજ્ઞાનના આધારભૂત પર્યાયવાળુ હોવાના કારણે ક્ષેત્રનું અવસ્થાન (અવધિજ્ઞાનના ક્ષેત્રના વિષયની સમય મર્યાદા) તેત્રીસ સાગરોપમનું કહેલું છે. ૬૫૦.

[ એટલે કે આ દેવો ઉત્પન્ન થાય ત્યારથી માંડીને લોકનાડીના ક્ષેત્રને અવધિજ્ઞાનથી ૩૩ સાગરોપમ સુધી જુએ છે. આ અવધિજ્ઞાન ક્ષેત્રના વિષયની સમય મર્યાદા કહેવાય. આજ વાતને આગળના શ્લોકમાં સ્પષ્ટ કરે છે.]

કારણકે આ દેવો ઉત્પન્ન થાય ત્યારથી જ તેટલા જ પ્રદેશોને અવગાહીને રહે છે. તેથી તેમના અવધિજ્ઞાનના ક્ષેત્રના અવસ્થાનનો નિશ્ચય પણ તેટલો જ જાણવો. ૬૫૧.

[1]શ્રી વિશેષાવશ્યકમાં કહ્યું છે કે: 'ક્ષેત્રનુ અવસ્થાન કાળથી તેત્રીશ સાગરોપમ, દ્રવ્યથી ભિન્ન મુહૂર્ત, અને પર્યાય પ્રાપ્તિમાં સાત આઠ' ૬૫૨.

**શ્રી સિદ્ધશિલાનું વર્ણન:**

સર્વાર્થસિદ્ધ વિમાનના શિખરથી બાર યોજન (ઉંચે) ગયા બાદ જાતિમાન અર્જુન સુવર્ણમય નિર્મલ એવી સિદ્ધશિલા શોભે છે. ૬૫૩.

આ સિદ્ધશિલા પીસ્તાલીસ લાખ યોજન લાંબી પહોળી છે. અને પરિધિ એક

---

૧. આ શ્લોકનો અર્થ સ્પષ્ટ થતો નથી.

तथा पञ्चाशदेकोना, योजनानां च साधिका ।
बाहल्यं मध्यभागेऽस्या, योजनान्यष्ट कीर्त्तितम् ॥ ६५६ ॥

स मध्यभागो विष्कम्भायामाभ्यामष्टयोजनः ।
ततोऽङ्गुलपृथक्त्वं च, योजने योजने गते ॥ ६५७ ॥

बाहल्यं हीयते तेन, पर्यन्तेष्वखिलेष्वपि ।
अङ्गुलासंख्यभागाङ्गी, मक्षिकापत्रतस्तनुः ॥ ६५८ ॥

तुषारहारगोक्षीरधाराधवलरोचिषः ।
नामान्यस्याः प्रशस्यायाः, द्वादशाहुर्जिनेश्वराः ॥ ६५९ ॥

ईष १ त्तथेषत्प्राग्भारा २, तन्वी च ३ तनुतन्विका ४ ।
सिद्धिः ५ सिद्धालयो ६ मुक्ति ७ र्मुक्तालयो ८ ऽपि कथ्यते ॥६६०॥

लोकाग्रं ९ तत्स्तूपिका च १०; लोकाग्रप्रतिवाहिनि ११ ।
तथा सर्वप्राणभूतजीवसत्त्वसुखावहा १२ ॥ ६६१ ॥

उत्तानच्छत्रसंकाशा, घृतपूर्णां करोटिकाम् ।
तादृशां तुलयत्यस्या, लोकान्तो योजने गते ॥ ६६२ ॥

---

ક્રોડ, બેતાલીસ લાખ, ત્રીસ હજાર, બસો ઓગણુપચાસ (૧,૪૨,૩૦,૨૪૯) યોજન છે. ૬૫૪–૬૫૫.

આ સિદ્ધશિલાના મધ્યભાગની જાડાઈ આઠ યોજન છે. ત્યારબાદ દરેક યોજને યોજને જાડાઈમાંથી અંગુલ પૃથક્ત્વ ઓછું થાય છે. ત્યારબાદ પૂરેપૂરો છેડો આવે ત્યારે અંગુલના અસંખ્યાતમાં ભાગ પ્રમાણુ માખીની પાંખ જેટલી જાડાઈ હોય છે. ૬૫૬–૬૫૮.

બરફ, મોતીની માળા, તથા દૂધની ધારા જેવા ધવલ, ઉજ્જવલ કાંતિવાળી પ્રશસ્ય એવી સિદ્ધશિલાના શ્રી જિનેશ્વર પરમાત્માઓએ બાર નામ કહ્યા છે. ૬૫૯.

૧. ઇષત્ ૨. ઈષત્ પ્રાગ્ભારા ૩. તન્વી ૪, તનુતન્વિકા ૫. સિદ્ધિ ૬. સિદ્ધાલય ૭. મુક્તિ ૮. મુક્તાલય ૯. લોકાગ્ર ૧૦. લોક સ્તૂપિકા ૧૧. લોકાગ્ર પ્રતિવાહિની ૧૨. સર્વપ્રાણુભૂતજીવસત્ત્વસુખાવહા. આ પ્રમાણે સિદ્ધશિલાના ૧૨ નામો જાણુવા. ૬૬૦–૬૬૧

અથવા આ સિદ્ધશિલા ઉંધા છત્ર જેવી, ઘીથી ભરેલા કટોરા તુલ્ય છે. સિદ્ધશિલાથી એક યોજન ગયા બાદ લોકાન્ત આવે છે. ૬૬૨.

ऊचुर्द्वादशयोजन्याः, केचित्सर्वार्थसिद्धितः ।
लोकान्तस्तत्र तत्त्वं तु, ज्ञेयं केवलशालिभिः ॥ ६६३ ॥

योजनं चेतदुत्सेधाङ्गुलमानेन निश्चितम् ।
सिद्धावगाहना यस्मादुत्सेधाङ्गुलसंमिता ॥ ६६४ ॥

तथोक्तं–"यच्चेषत्प्राग्भारायाः पृथिव्या लोकान्तस्य चान्तरं तदुत्सेधाङ्गुलनिष्पन्नमित्यनुमीयते, यतस्तस्योपरितनक्रोशस्य षड्भागे सिद्धावगाहना धनुस्त्रिभागयुक्तत्रयस्त्रिंशदधिकशतत्रयमानाऽभिहिता, सा चोच्छ्रयाश्रयणत एव युज्यत इति भगवतीवृत्तौ ।

तद्योजनोपरितनक्रोशषष्ठांशगोचरम् ।
धनुषां सतृतीयांशं, त्रयस्त्रिंशं शतत्रयम् ॥ ६६५ ॥

अभिव्याप्य स्थिताः सिद्धा, अवेदा वेदनोज्झिताः ।
चिदानन्दमयाः कर्मघर्माभावेन निर्वृताः ॥ ६६६ ॥

शेषं सिद्धस्वरूपं तु, द्रव्यलोके निरूपितम् ।
तत एव ततो ज्ञेयं, ज्ञप्तिस्त्रीसंगमोत्सुकैः ॥ ६६७ ॥

---

કોઈક કહે છે કે–સર્વાર્થસિદ્ધથી બાર યોજન ગયાબાદ (સિદ્ધશિલા નહીં પણ) લોકાન્ત આવે છે. આમાં તત્ત્વ તો કેવલિગમ્ય છે. ૬૬૩.

આ યોજન ઉત્સેધાંગુલના માનથી સમજવું કારણકે સિદ્ધની અવગાહના ઉત્સેધાંગુલથી કહેલી છે. ૬૬૪.

શ્રી ભગવતીસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે :

"સિદ્ધશિલાપૃથ્વીથી લોકાન્તનુ અંતર ઉત્સેધાંગુલથી હોવું જોઈએ. એમ અનુમાન થાય છે. કારણકે તેના ઉપરના કોશના છટ્ઠા ભાગમાં સિદ્ધની અવગાહના. ૩૩૩⅓ ધનુષ્ય કહેલી છે. તે ઊંચાઇના આધારે જ (ઉત્સેધના આધારે જ) ઘટે છે."

તે યોજનના છેલ્લા ગાઉના છટ્ઠા અંશમાં ૩૩૩⅓ ધનુષ્ય વ્યાપીને, વેદરહિત, વેદનારહિત, ચિદાનંદમય, કર્મરૂપી ગરમીના અભાવથી શાંત એવા સિદ્ધો રહેલા છે. ૬૬૫–૬૬૬.

બાકીનુ શ્રી સિદ્ધ ભગવંતોનું સ્વરૂપ દ્રવ્યલોકમાં કહ્યું છે તેથી જ્ઞાનરૂપી સ્રીના સંગના ઈચ્છુક જીવોએ ત્યાંથી જાણી લેવું. ૬૬૭.

देशादमुष्मात्परतोऽस्त्यलोकः, स्वकुक्षिकोणाकलितत्रिलोकः ।
मुक्तैकमुक्ताकणकुम्भगर्भोपमः समन्तादपि रिक्त एव ॥ ६६८ ॥ (उपजातिः)
धर्माधर्मोद्भिन्नजीवान्यगत्यागत्याद्यैस्तैस्तैः स्वभावैर्विमुक्ते ।
स्याच्चेदस्मिन् ज्ञानचातुर्यमेकं, तद्वत्तेऽसौ शुद्धसिद्धात्मसाम्यम् ॥६६९॥
(शालिनी)

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्ति–
षद्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे,
संपूर्णः खलु सप्तविंशतितमः सर्गो निसर्गोज्ज्वलः ॥ ६७० ॥

॥ इति महोपाध्यायश्रीविनयविजयगणिविरचिते श्रीलोकप्रकाशे
सप्तविंशतितमः सर्गः समाप्तः ॥ ग्रं. ७२३ ॥
तत्समाप्तौ च समाप्तोऽयं क्षेत्रलोक. ॥ ग्रं. ७२१५ ॥

---

આ પ્રદેશથી આગળ અલોક છે કે જેણે પોતાના મધ્યભાગના એક ખૂણામાં ત્રણ લોકને સમાવી દીધા છે અને વિશાળ કુંભની અંદર એક મોતીનો દાણો મૂકવામાં આવે અને બાકી ચારે બાજુ ખાલી રહે તેવો આ અલોક દેખાય છે. ૬૬૮.

ધર્મ અને અધર્મ (ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય) થી ઉપજતા જીવ તથા અન્ય (પુદ્ગલ)ના ગતિ–આગતિ વગેરે તે–તે સ્વભાવોથી રહિત એવા આ અલોકમાં જો એક જ્ઞાનચાતુર્ય જ હોય [અનંત જ્ઞાનશક્તિ જો હોય] તો આ અલોક શુદ્ધ એવા સિદ્ધ ભગવંતના આત્મા સાથે સમાનતા ધારણ કરી શકે... ૬૬૯.

વિશ્વને આશ્ચર્ય આપનારી કીર્તિ છે જેઓની, એવા ઉપાધ્યાય શ્રી કીર્તિવિજયજી મહારાજાના શિષ્ય તેમજ તેજપાલ અને રાજશ્રીના પુત્ર વિનયવિજયજી મહારાજે નિશ્ચિત એવા જગતના તત્ત્વ માટે પ્રદીપ સમાન જે કાવ્ય બનાવ્યું છે. [લોકપ્રકાશ નામક મહાગ્રંથ રચ્યો] તેમાં કુદરતી ઉજ્જવલ એવો સત્તાવીસમો સર્ગ પૂર્ણ થયો. ૬૭૦.

## ક્ષેત્રલોક ઉત્તરાર્દ્ધ સંપૂર્ણ



सर्वार्थे तु त्रयस्त्रिंशन्मितैर्वर्षसहस्रकैः ।
प्सान्ति सार्द्धषोडशभिर्मासैरेवोच्छ्वसन्ति च ॥ ६३५ ॥

पशुक्रियाभिलाषस्तु, नैतेषां तत्त्वदर्शिनाम् ।
प्राग्भवाभ्यस्तनवमरसार्द्रीकृतचेतसाम् ॥ ६३६ ॥

अतिप्रतनुकर्माणो, महाभागाः सुरा अमी ।
इहोत्पन्नाः षष्ठभक्तक्षेप्यकर्मावशेषतः ॥ ६३७ ॥

यदाहुः पञ्चमाङ्गे–"अणुत्तरोववाइया णं देवा णं भंते ! केवइएणं कम्मावसेसेणं अणुत्तरोववाइयत्तेणं उववण्णा ?, गो० ! जावतियन्नं छट्ठभत्तिए समणे निग्गंथे कम्मं निज्जरेइ एवतिएणं कम्मावसेसेणं अणुत्तरोववाइयत्ताए उववण्णा" इति ।

शाल्यादिकवलिकानां सप्तानां छेदने भवति यावान् ।
कालस्तावति मनुजायुष्केऽपर्याप्तवति मृत्वा ॥ ६३८ ॥

मोक्षार्हाध्यवसाया अपि ये कर्मावशेषतो जाताः ।
लवसत्तमदेवास्ते जयन्ति सर्वार्थसिद्धस्थाः ॥ ६३९ ॥ (आर्ये)

---

પૂર્વભવ અભ્યસ્ત એવા શાંતરસથી જેમનું ચિત્ત આર્દ્ર બનેલું છે તેવા આ તત્ત્વદર્શી દેવોને પશુક્રિયાનો અભિલાષ હોતો નથી. ૬૩૬.

છટ્ઠતપથી ખપી શકે એટલા માત્ર કર્મ બાકી રહેવાથી અતિપાતળા કર્મવાળા મહાભાગ્યશાળી દેવો અહીં ઉત્પન્ન થાય છે. ૬૩૭.

શ્રી ભગવતીસૂત્રમાં કહ્યું છે કે : "હે ભદંત ! અનુત્તરવાસી દેવો કેટલા કર્મ બાકી રહેવાથી અનુત્તર તરીકે ઉત્પન્ન થયા છે ? હે ગૌતમ ! છટ્ઠના પચ્ચક્ખાણથી સાધુ ભગવંત જેટલા કર્મ નિર્જરે તેટલા કર્મ બાકી રહેવાથી અનુત્તર તરીકે ઉત્પન્ન થયેલા છે."

શ્રી ભગવતીસૂત્રના ૧૪ મા શતકના સાતમા ઉદ્દેશામાં કહ્યું છે કે: શાલિ વગેરેની સાત કવલિકાને છેદતા જેટલો સમય લાગે તેટલા સમય પ્રમાણ મનુષ્યાયુષ્ય ઘટવાથી [ઓછું હોવાથી] મરીને મોક્ષને યોગ્ય (તત્કાળ મોક્ષ પ્રાપ્ત કરાવે તેવા) અધ્યવસાયવાળા હોવા છતાં પણ કર્મ અવશેષ બાકી રહેવાથી સર્વાર્થસિદ્ધ વિમાનમાં રહેલા તે લવસત્તમ દેવો જય પામે છે. ૬૩૮–૬૩૯.

इति भगवतीशतक १४ उ० ७।

आद्यसंहननाश्चैषु, स्वाराद्धोज्ज्वलसंयमाः ।
भव्याः स्वल्पभवा एवायान्ति यान्ति च नृष्वमी ॥ ६४० ॥
कर्मभूमिसमुत्पन्ना, मानुष्योऽपि शुभाशयाः ।
सम्यग्दृशः शुक्ललेश्या, जायन्तेऽनुत्तरेष्विह ॥ ६४१ ॥

तथाहुः—'केरिसिया णं भंते ! मणुस्सी उक्कोसकालठिइयं आउयकम्मं बंधति, ?, गो० कम्मभूमीया वा' इत्यादि प्रज्ञा० त्रयोविंशतितमे पदे । मानुषी सप्तमनरकयोग्यमायुर्न बध्नाति, अनुत्तरसुरायुस्तु बध्नातीत्येतद्वृत्तौ ।

जीवाः सर्वार्थसिद्धे तूद्भवन्त्येकभवोद्भवाः ।
च्युत्वा ते भाविनि भवे, सिद्ध्यन्ति नियमादितः ॥ ६४२ ॥

उक्तं च—"सव्वट्ठाओ नियमा एगंमि भवंमि सिज्झए जीवो ।
विजयाइविमाणेहिं य संखिज्जभवा उ बोद्धव्वा ॥ ६४३ ॥"

चतुर्विंशतिं भवान्नातिक्रामन्तीति तु वृद्धवादः,

---

આદ્ય સંહનનવાળા, સ્વયં ઉજ્જવલ સંયમની આરાધના આરાધેલા, અલ્પભવી ભવ્યો જ અહીં ઉત્પન્ન થાય છે અને આ દેવો ચ્યવીને મનુષ્યમાં જ જાય છે. ૬૪૦.

કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલી, શુભાશયવાળી, સમ્યક્ દૃષ્ટિ, શુક્લ લેશ્યાવાળી સ્ત્રીઓ પણ (સાધ્વીજી) અનુત્તરમાં ઉત્પન્ન થાય છે. ૬૪૧.

"હે ભદંત! કેવા પ્રકારની સ્ત્રીઓ ઉત્કૃષ્ટ કાલસ્થિતિવાળું આયુષ્ય કર્મ બાંધે? હે ગૌતમ! કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલી..." ઇત્યાદિ... આ વાત પ્રજ્ઞાપનાસૂત્રના ૨૩મા પદમાં કહી છે. અને તેની જ ટીકામાં કહ્યું છે કે- મનુષ્ય સ્ત્રીઓ સાતમી નરકને યોગ્ય આયુષ્ય બાંધતી નથી. પરંતુ અનુત્તરદેવનુ આયુષ્ય બાંધે છે.

[વિજયાદિ વિમાન માટે આવો નિયમ નથી જ્યારે] સર્વાર્થસિદ્ધમાં તો એક ભવમાં સિદ્ધ થનારા જીવો જ ઉત્પન્ન થાય છે. ત્યાંથી ચ્યવીને બીજા ભવમાં ચોક્કસ સિદ્ધ થાય છે. ૬૪૨.

કહ્યું છે કે: "સર્વાર્થસિદ્ધમાંથી જીવ નિયમા એક જ ભવમાં સિદ્ધ થાય છે જ્યારે વિજયાદિ વિમાનમાંથી સંખ્યાતા ભવો પણ થાય છે." ૬૪૩.

[વિજયાદિ વિમાનવાસી દેવો પણ] ૨૪ ભવોથી વધારે ભવ ન કરે. આ પ્રમાણે વૃદ્ધવાદ છે